શ્રી ભવભૂતિ વિરચિત

# ઉત્તરરામચરિત

(સંપૂર્ણ આવૃત્તિ)

સંપાદક :

સ્રગ્ધરા શંભુચન્દ્ર નાન્દી

પ્રકાશક :

મહાજન બુક ડીપો

ગાંધીરોડ, સેન્ટ્રલ બૅન્કની બાજુમાં; અમદાવાદ.

ફોન નં. ૪૦૩૧

પ્રકાશક :

મહાજન બુક ડીપો વતી
ચીમનલાલ માણેકલાલ શાહ
સેન્ટ્રલ બેન્કની બાજુમાં,
ગાંધીરોડ, અમદાવાદ.

કિંમત રૂા. ૧૫-૦૦



મુદ્રક :

મફતલાલ ઝવેરચંદ ગાંધી
નયન પ્રિન્ટિંગ પ્રેસ, ઢીંક
વાડી, ફર્નાન્ડીઝ પુલ ની
અમદાવાદ.

# અર્પણ

हे आनन्दमयि,
चिन्मयि, सत्यमयि, परमे !

अणुस्त्रमहद्युद्धभयत्रस्ते युगेऽधुना ।
जगत्शान्त्यै, जगत्धृत्यै, वर्तन्ते खलु मातरः ॥

परोपकाराय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय वर्तन्ते खलु मातरः ॥

હે મા ચૈતન્યમયિ !
તારું કર્યું કરાવ્યું, તારું દીધું, સર્વભાવે
તને જ સમર્પણ હો.

લી.
તારું બાળક.

# નિવેદન

अथवा कृतवाग्द्वारे वंशेऽस्मिन् पूर्वसूरिभिः ।
मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः ॥

રઘુવંશનાં ગુણગાન તો અનાદિ કાળથી થતાં આવ્યાં છે, થાય છે અને થશે. તેમાં યે ઉત્તરરામચરિત ઉપર તો ઘણાયે લખ્યું છે, લખાય છે અને લખાશે. ભવભૂતિની પરિણતપ્રજ્ઞાની આ કૃતિ ઉપર લખવાનું બધું લખાઈ ગયું છે છતાં ગુજરાતીમાં આવી સંપૂર્ણ આવૃત્તિની જરૂર હતી અને તેમાં યે યુનિવર્સિટીના વિદ્યાર્થીઓની અને અધ્યાપકોની ખાસ માગ હોવાથી આ પુસ્તક પ્રગટ કરવાનો સુઅવસર સાંપડ્યો.

લખવાનું આરંભ્યું ત્યારે તો થયું કે પૂર્વજો અને સમકાલીનોએ કંઈ બાકી રાખ્યું નથી. પરંતુ—

पुराणमित्येव न साधु सर्वम्......એ ન્યાયે સૂર્યસમા દેદિપ્યમાન ઉત્તરરામચરિત ઉપરનાં લખાણોની રત્નમાળામાં આ વધુ સંપાદન ઉમેરાયું છે. અને—

क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः એ કથન અનુસાર ભવભૂતિની ઉત્તરરામચરિતની રમણીયતાનાં અને વિશિષ્ટતાનાં અમને થતાં દર્શન સહુ વાચકોને કરાવવાનો અમારો આ એક નાનો પ્રયત્ન છે અને વિચક્ષણો તે સમજી શકશે.

આ પુસ્તકના સંપાદનમાં ખાસ કરીને ડૉ. બેલવેલકર, શ્રી શરદરંજન રાય, કાણે, શ્રી મ. ન. દ્વિવેદી, વિદ્યાસાગર, શ્રી ઉમાશંકર જોશી અને મારા પૂજ્ય ગુરુ ડૉ. જી. કે. ભટ્ટની આવૃત્તિઓનો ખાસ ઉપયોગ કર્યો છે. એ સહુની હું ઘણે અંશે ઋણી છું.

સંસ્કૃત પાઠમાં ગદ્ય લીટીઓના નંબર આપ્યા છે કે જેથી ટિપ્પણ વાંચતાં સુગમતા રહે. મથાળે પણ શ્રી ડૉ. બેલવેલકરે સૂચવેલી નવી રીતિ અપનાવી છે. આશા છે કે વાચકોને એ રીત અનુકૂળ રહેશે.

નવી બહાર પડેલી સંસ્કૃત નાટક ઉપરની એચ. જી વેલ્સની કૃતિ ખાસ લાવી આપવા બદલ અને પુસ્તકોની દરેક રીતે ખાસ કાળજીથી મદદ કરવા બદલ મારા ભાઈ પ્રો. શ્રી તપસ્વી નાન્દીનું ઋણ હું સ્વીકારું છું.

આ પુસ્તક આવા કપરા સમયમાં પ્રકાશિત કરવા બદલ અને તે માટેની પ્રેરણા અને ઉત્સાહ આપવા બદલ મહાજન બુક ડીપોવાળા શ્રી. ચીમનભાઈનો મારે ખાસ આભાર માનવાનો રહે છે અને ધીરજ તથા શાંતિથી અને કાળજીથી તે છાપવા બદલ નયન પ્રિન્ટિંગ પ્રેસનો જેટલો આભાર માનીએ એટલો થોડો છે.

આ પુસ્તક લખવાનું જેમણે ઉત્સાહથી શરૂ કરાવ્યું, પણ તૈયાર થયેલું જે જોવા રહ્યા નહિ તે મારા પૂજ્ય સદ્‌ગત 'પપ્પાજી'ને પુસ્તક પૂરું થયે પ્રણામાંજલિ આપ્યા સિવાય કેમ રહેવાય ?

બાકી તો જીવનમાં જે મને હંમેશાં સંભાળી રહી છે તે 'મા આનંદમયી પરમે'ને ચરણે આ કૃતિ ધરી કૃતકૃત્યતા અનુભવું છું. અસ્તુ.

તા. ૧-૭-૬૩. સ્રગ્ધરા શંભુચન્દ્ર નાન્દી.

॥ હરિ ૐ ॥

## જીવનમાં સ્વવિકાસ માટે ઉંચું અને આધ્યાત્મિક સાહિત્ય

| | | |
|---|---|---|
| ૧ | વિજયની ચાવી | ૦–૫૦ |
| ૨ | વિશેલા ફુલ ભાગ ૧–૨ | ૩–૭૫ |
| ૩ | સંયમ | ૦–૫૦ |
| ૪ | મનને | ૦–૨૦ |
| ૫ | તુજ ચરણે | ૦–૨૦ |
| ૬ | આર્તપોકાર | ૨–૦૦ |
| ૭ | જીવન મન્થન | ૩–૭૫ |
| ૮ | જીવન સંશોધન | ૩–૫૭ |
| ૯ | જીવન દર્શન | ૪–૫૦ |
| ૧૦ | ગીતા હૃદય | ૨–૦૦ |
| ૧૧ | Struggle of Life | 1–50 |
| ૧૨ | જીવન મંદિર | ૩–૦૦ |
| ૧૩ | જન્મજ્યોતિ | ૫–૫૦ |
| ૧૪ | સદાચાર | ૧–૨૫ |
| ૧૫ | આનંદમય જીવનનું રહસ્ય | ૧–૨૫ |
| ૧૬ | જીવન પરાગ | ૬–૦૦ |

# પ્રસ્તાવના

[૧] સંસ્કૃત નાટકનો ઉદય

देवानामिदमामनन्ति मुनयो कान्तं क्रतुं चाक्षुषम्
रुद्रेणेदमुमाकृतव्यतिकरे स्वाङ्गे विभक्तं द्विधा ।
त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम् ॥१॥

'The purpose of playing, whose end both at first and now, was and is, to hold as' twere, the mirror upto nature, to show virtue her own feature, scorn her own image, and the very age and body of the time his form and pressure, and they (the players) are the abstracts and brief chronicles of the time.'

पुराणमित्येव न साधु सर्वम् ।

જોતાં કમકમાં આવે અને કરતાં થાક લાગે એવા પુરાણા યજ્ઞોનો જાણે દેવો અને ઋષિઓને પણ કંટાળો આવ્યો. મહાકવિ કહે છે તેમ આંખ, કાન અને મનને સરખી પ્રીતિ ઉત્પન્ન કરનાર, તથા દેવો, ઋષિઓ અને મનુષ્યોને એક સરખો ગમે તેવો પવિત્ર યજ્ઞ તો એક જ અને તે 'નાટ્ય' યજ્ઞ બધા વેદોનો સાર હોવાથી એ દેવોને પણ ગમે.

ભિન્ન ભિન્ન રુચિવાળા લોકો જીવનને જ મૂર્ત થતું જોતાં કેમ ન ખુશ થાય ? શૃંગાર, શાંત, કરુણ, ભયાનક અને વીર આદિ રસનો સંગમ સામે જ હોય તો એમાં ડૂબકી કોણ ન મારે ? સામે આવેલી શારદી જ્યોત્સ્નાને કપડું ધરી કોણ રોકશે !

૧ કાલિદાસ—માલવિકાગ્નિમિત્ર

૨ શેક્સપીઅર—હેમલેટ

પ્રાચીન પરંપરા પ્રમાણે નાટ્યવેદ પાંચમો વેદ છે. ઋગ્વેદ વગેરે વેદો ફક્ત ત્રણ વર્ણો માટે જ હતા. શૂદ્રોને એનો અધિકાર ન હતો. સત્યયુગમાં સર્વત્ર સુખ હતું. લોકોને એ વખતે આવા વિનોદની જરૂર ન હતી. દુઃખનું નામ નહિ તો આ કલાને હર્ષના જેટલા જ જરૂરી એવા શોકનો તો કોઇને ખ્યાલ જ ક્યાંથી આવે ? પણ ત્રેતા યુગમાં આ નવું જ સાહિત્ય ઉદ્ભવ્યું. દેવો, ઋષિઓ અને બધા જ વર્ણના લોકો માટે એક સામાન્ય મનોરંજનની જરૂર જણાઈ. દેવોએ એ માટે બ્રહ્માને વિનંતી કરી. તેમની વિનંતીને માન આપી બધા વેદોમાંથી સાર લઇને બ્રહ્માએ પાંચમો નાટ્યવેદ સર્જ્યો. ઋગ્વેદમાંથી પાઠ લીધો. સામવેદમાંથી ગીત લીધું. યજુર્વેદમાંથી અભિનય લીધો અને અથર્વવેદમાંથી રસ લીધા.

जग्राह पाठ्यमृग्वेदात् सामभ्यो गीतमेव च ।
यजुर्वेदादभिनयान् रसानथर्वणादपि ॥

બ્રહ્માએ ભરતમુનિને પ્રયોગ રજૂ કરવાની આજ્ઞા કરી. વિશ્વકર્માએ રંગભૂમિ રચી. રુદ્રે ઉગ્ર તાંડવ આપ્યું. પાર્વતીએ લલિત અને મોહક લાસ્ય આપ્યું. વિષ્ણુએ ચાર વૃત્તિ આપી. પૃથ્વી ઉપર આ નવા વેદનો અવતાર થયો. દેવો, ઋષિઓ અને આબાલવૃદ્ધ નરનારીઓને આ એકસરખુ વિનોદસ્થાન થઇ પડયું.

આ સાંપ્રદાયિક કથામાં તથ્ય કેટલું છે એ તો બ્રહ્મા જ જાણે પણ એટલું તો ચોક્કસ કે નાટકનું કોઈક સ્વરૂપ અવિકસિત રીતે ઘણા પ્રાચીન સમયથી અસ્તિત્વમાં હશે જ.

વેદનાં સંવાદસૂક્તો અને વૈદિક કર્મકાંડમાં પણ નાટકનાં તત્ત્વો હોવાની ધારણા થાય છે. ખરેખરું નાટકનું સ્વરૂપ તો તેમાંથી ન મળે પણ નાટકના અંગભૂત સંવાદો, અભિનય અને ગીત—આ વેદસાહિત્યમાં છૂટે છૂટે સ્વરૂપે મળે છે. 'યમયમી'નો સંવાદ, પુરુરવા અને ઉર્વશીનો સંવાદ, વિશ્વામિત્ર અને નદીઓનો સંવાદ, સરમા અને પણિનો સંવાદ, વગેરેમાં પ્રેમ, તિરસ્કાર, ઇર્ષ્યા, ક્રોધ વગેરે ભાવો દેખાય છે. યજ્ઞ વખતે વેદના સંવાદોનો મુખપાઠ થતો. આ સંવાદોનો ભાવ રજૂ કરવા આ મુખપાઠ કરનારાઓ કદાચ અભિનયનો આશ્રય લેતા પણ હોય. આમ એ સમયે પણ ગીત, સંવાદ અને અભિનય—એ નાટકના મુખ્ય અંગો આર્યોને હતા ખરા.

વૈદોત્તરકાલીન સાહિત્યમાં વીરકાવ્ય 'મહાભારત'ના પ્રાચીન ભાગમાં એક પણ સ્વરૂપે નાટકનું અસ્તિત્વ સ્ફુટ રીતે સ્વીકારવામાં આવ્યું નથી. 'નટ' શબ્દ છે ખરો પણ તે 'મૂકનર્તકો'ને પણ લાગુ પડે. શાંતિપર્વમાં પ્રો. હિલ્લેબ્રાંટને નાટ્યકલાધરોનો ઉલ્લેખ જણાય છે. ત્યાં પણ એ શબ્દ મૂકનર્તકોને સંપૂર્ણ રીતે લાગુ પડે તેમ છે. અનુશાસન પર્વમાં પણ ટીકાકાર નીલકંઠ જ્યાં નટ અને નર્તકોનો ઉલ્લેખ માને છે ત્યાં એ શબ્દોના 'મૂક અભિનય કરનાર' અને 'નૃત્યકરનાર'.એવા અર્થો પણ દરેક રીતે બંધ બેસે છે. મહાભારતના પરિશિષ્ટ હરિવંશમાં પણ નાટક યોજનાર નટોની હકીકત છે. રામાયણમાં પણ કોઈ જાતનો પ્રાચીન પુરાવો મળતો નથી. છતાં પણ વીરકાવ્યોની કથા દ્વારા નાટકના વિકાસ ઉપર સબળ અસર થઈ છે. આ કથાઓ કરનાર કથકોની મંડળી હતી. એ કથાઓ કરનાર બે પ્રકારના હતા—એક મૂળ શ્લોક બોલનાર પાઠકો અને બીજા તે ભાવને અભિનયથી બતાવનાર ધારકોનો. આ કથકો સંગીત સાથે કથા કરતા. તેઓ અભિનય દ્વારા પણ તેમના ભાવ દર્શાવતા. આમ આ કથા કરવાનું સ્વરૂપ જ નાટ્યાત્મક છે. એમાં સંવાદ ઉમેરાય એટલે ગર્ભરૂપે નાટક તૈયાર થાય. રામાયણમાં પણ કુશલવ આવી રીતે કથા કરતા હોવાનો ઉલ્લેખ છે. 'ભારત' શબ્દ પણ 'નાટક'ના અર્થમાં વપરાતો. 'નટ'ના અર્થમાં વપરાતો 'કુશીલવ' શબ્દ પણ રામાયણના કુશ-લવ ઉપરથી વ્યુત્પન્ન થયો છે.

સ્ત્રીપાઠ ભજવનારને માટે 'ભ્રુકુંસ' શબ્દ ખાસ વાપરવામાં આવતો. ગાનારી અને નર્તકીઓનો પણ તેમાં ઉલ્લેખ છે. આમ પતંજલિના વખતમાં નાટક પૂર્ણ રૂપે વિદ્યમાન હતું એમ સંપૂર્ણતઃ સાબીત કરી શકાતું નથી પણ તેનાં તત્ત્વો અસ્તિત્વમાં હતાં.

પાશુપત સંપ્રદાયની ધાર્મિક ક્રિયાઓમાં ગીત તથા નૃત્યનો સમાવેશ કરવામાં આવે છે. રામલીલા કે દશાર્હ ઉત્સવમાં પણ રામ, સીતા વગેરેના પાઠ મૂક પ્રયોગ દ્વારા ભજવાતા.

બુદ્ધ અને જૈન ધર્મમાં પણ તેના વિકાસ દરમિયાન ધર્મસિદ્ધાંતોનો પ્રચાર કરવા નાટકનો આશ્રય ખુશીથી લેવામાં આવ્યો હતો. બૌદ્ધગ્રંથો નાટકને અતિ પ્રાચીન ગણે છે. 'લલિતવિસ્તર'માં બુદ્ધ મહા ધર્મનું નાટક જોવા પ્રવેશ કર્યાનું પણ કથન છે. રાજા બિંબિસારે બે નાગ રાજાઓના માનમાં એક નાટક ભજવ્યું હતું. 'અવદાનશતક'માં બુદ્ધ અને તેના શિષ્યોનો અભિનય કરનારી નટમંડળીઓના અસ્તિત્વનો પુરાવો છે. કુવલયા નામની નટીના પ્રેમમાં એટલા બધા ભિક્ષુકો પડયા હતા કે બુદ્ધે તેને કુબ્જા બનાવી દીધાનો ઉલ્લેખ છે.

નાટકની ધાર્મિક ઉત્પત્તિના મતને મહાભારતના પરિશિષ્ટ હરિવંશમાં આપેલી નાટ્યપ્રયોગોની હકીકતથી ચોક્કસ ટેકો મળે છે.

ભવાઈ અને કઠપૂતળીના ખેલમાં તથા છાયાનાટકમાં પણ કેટલાક નાટકની ઉત્પત્તિ જુએ છે. પણ ઘણા વિદ્વાનો તરફથી એ મતને ટેકો મળતો નથી.

પાશ્ચાત્ય વિદ્વાનોના મત પ્રમાણે સહુથી પ્રાચીન નાટકો અશ્વઘોષનાં છે. પ્રો. લ્યૂડર્સે તુર્ફાનમાંથી અશ્વઘોષનાં ત્રણ નાટકો શોધ્યાં છે. એમાંનું એક નાટક 'શારિપુત્ર પ્રકરણ' નામનું છે. એક નાટક રૂપકાત્મક છે. તેમાં કીર્તિ ક્રોધ વગેરે પાત્રોને મૂર્ત કરવામાં આવ્યાં છે. ત્રીજું ગણિકા નાટક છે. તેમાં મગધવતી નામની ગણિકાની વાત છે. પાત્ર, રસ, પ્રસંગપરંપરા અને હાસ્યનિરૂપણ જોતાં આ નાટક કંઈક અંશે 'શૂદ્રક'ના 'મૃચ્છકટિક'ને મળતું છે.

પાશ્ચાત્ય વિદ્વાનો અશ્વઘોષને ભાસનો પુરોગામી ગણે છે. પરંતુ અમે એ મત સ્વીકારતા નથી. અશ્વઘોષના બુદ્ધચરિતમાં 'ભાસ'ના 'પ્રતિજ્ઞાયૌગન્ધ-રાયણ'ના એક શ્લોકને મળતો શ્લોક આવે છે. આ ઉપરાંત નાટ્યશાસ્ત્રના નિયમોને અનુસરવાની ટેવ, રૂઢ પાત્ર વિદૂષકની પસંદગી, પાત્રોની ઉચ્ચાવચ્ચ સ્થિતિને ધ્યાનમાં રાખીને બોલાતી સંસ્કૃત પ્રાકૃત ભાષા તથા ભાસ કરતાં ઓછો દેખાતો અનુષ્ટુભનો પ્રયોગ અને ઉપજાતિ, રુચિરા મંદાક્રાન્તા, સ્રગ્ધરા વગેરે અઘરા છંદનો પ્રયોગ, સમાસપ્રચુર શબ્દો વગેરે બતાવે છે કે અશ્વઘોષ ભાસ પછી થઈ ગયો.

ભાસ, કાલિદાસ, હર્ષ, ભવભૂતિ, વિશાખદત્ત, શૂદ્રક વગેરે ઘણા કવિઓએ ઘણાં નાટકો લખ્યાં છે.

[૨] સંસ્કૃત નાટક

સંસ્કૃત કાવ્ય બે વિભાગમાં વહેંચાયું છે–દશ્ય અને શ્રાવ્ય. નાટકનો પહેલા વિભાગમાં સમાવેશ થાય છે. સંસ્કૃતમાં બધાં નાટક માટે 'રૂપક' શબ્દ વપરાય છે. સંસ્કૃતમાં રૂપકના દસ પ્રકાર ગણાવ્યા છે–नाटकं सप्रकरणं भाण प्रहसनं डिम । व्यायोग समवकारौ वीथ्यङ्केहामृगा इति ॥ ઉપરૂપક 'રૂપક'નો એક નાનો પ્રકાર છે ઉપરૂપકો અઢાર પ્રકારનાં ગણાવ્યાં છે. એમાં નાટિકા, ત્રોટક, સટ્ટક, વગેરે મુખ્ય પ્રકાર છે. પણ એ બધાં નાટક કરતાં સહેજ જ જુદાં પડે છે.

રૂપકમાં ત્રણ બાબતો મુખ્ય ગણાય છે— (૧) વસ્તુ–નાટકનું વસ્તુ (૨) નેતા–નાટકનો નાયક, અને (૩) રસ–નાટકનો રસ. આ ત્રણે બાબતો હવે સંક્ષેપમાં જોઈએ—

વસ્તુ

સામાન્યતઃ વસ્તુ બે પ્રકારનું હોય છે- (૧) આધિકારિક -(મુખ્ય) અને (૨) પ્રાસંગિક–પ્રાસંગિક. મુખ્ય વસ્તુમાં મુખ્ય પાત્રો હોય. તે આખા નાટકમાં વ્યાપ્ત હોય અને તેમાં મુખ્ય પ્રસંગ હોય પ્રાસંગિક વસ્તુ મુખ્ય વસ્તુને સહાયભૂત બની રહે. તેમાં નાયક કે નાયિકા કરતાં બીજાં પાત્રો હોય. પ્રાસંગિક વસ્તુના પણ બે પ્રકાર હોય–પતાકા અને પ્રકરી પતાકામાં મુખ્ય વસ્તુના [illegible]નું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું હોય અથવા તેને વિકસાવ્યું હોય અથવા તેમાં વિઘ્ન નાખવામાં આવ્યું હોય. આ રીતે

મુખ્ય વસ્તુને વધારે રસમય બનાવવામાં આવે છે. તે કેટલીક વખત તો ઠેઠ અંત સુધી વિસ્તાર પામ્યું હોય છે. 'પ્રકરી'માં કોઈ ઉપકથા હોય છે. તે અમુક સમય પર્યંતની જ હોય છે. અને તેમાં મુખ્ય પાત્રો કોઈ ભાગ લેતાં નથી. વસ્તુ વિકાસ માટે બીજી પણ ત્રણ બાબતો જરૂરી છે. તે નીચે મુજબ છે—બીજ વિન્દુ. અને, કાર્ય. નાટકના અંત તરફ લઈ જતો પ્રસંગ સંક્ષેપમાં કહેવામાં આવે તે બીજ કહેવાય. કોઈ બીજો પ્રસંગ ઉપસ્થિત થવાથી વસ્તુમાં જે વિક્ષેપ પડે તે વિન્દુ કહેવાય–अवान्तरार्थविच्छेदे बिन्दुरच्छेदकारणम् ।. વસ્તુનું અંતિમ ધ્યેય તે કાર્ય કહેવાય. એ સધાતાં નાટક સમાપ્ત થાય. આ પાંચ બાબતોને अर्थप्रकृतयः કહેવામાં આવે છે.

આ વસ્તુ ઇતિહાસમાંથી લેવામાં આવ્યું હોય અથવા પ્રાચીન પરંપરા કે દંતકથામાંથી પણ લેવામાં આવ્યું હોય અથવા મિશ્ર (અર્ધું ઐતિહાસિક અને અર્ધું કવિનું પોતાનું) પણ હોય છે. 'નાટક'માં પહેલો પ્રકાર હોય છે.

વસ્તુવિકાસની પાંચ અવસ્થા કહી છે–आरम्भ–કાર્યનો આરંભ, (૨) यत्न–પ્રયત્ન (૩) प्राप्त्याशा–પ્રાપ્તિની આશા, (૪) नियताप्ति–વિઘ્નો દૂર થવાથી કાર્યની કંઈક અંશે પ્રાપ્તિ, (૫) फलागम–ફળની પ્રાપ્તિ. આ પાંચ અવસ્થાઓ પાંચ अर्थप्रकृति સાથે પાંચ સંધિ દ્વારા સંકળાયેલી હોય છે, તે પાંચ સંધિ નીચે મુજબ છે—मुख प्रतिमुख गर्भ अवमर्श અને निर्वहण (उपसंहृति અથવા उपहार). બીજ અને આરંભનું સંમીશ્રણ તે મુખ સંધિ કહેવાય. તેમાં બધા રસ સાથે બીજનો આરંભ થાય છે प्रतिमुख સંધિમાં આ બીજ વિકસે છે. ગર્ભ સંધિમાં કાર્ય સિદ્ધ થાય અને ન પણ થાય. અહીં વિઘ્નો હોય છે પણ 'બીજ'નો વિકાસ થાય છે. ગર્ભ સંધિ કરતાં अवमर्श સંધિમાં બીજ વધારે વિકસે છે પણ નવાં વિઘ્નો આવતાં કાર્યસિદ્ધિ જરા દૂર જાય છે. નિર્વહણ સંધિમાં સંપૂર્ણ રીતે કાર્ય સિદ્ધ થાય છે.

વસ્તુ બધે તે પ્રકારનું હોય પણ કેટલીક વખત તે સૂચવવા યોગ્ય હોય અથવા કેટલીક વખત તે દૃશ્ય અને શ્રાવ્ય હોય. વસ્તુ પાંચ રીતે સૂચવવામાં આવે છે–विष्कम्भचूलिकाङ्कास्याङ्कावतारप्रवेशकैः (૧) વિષ્કમ્ભક

માટે આ પુસ્તકનું પરિશિષ્ટ જુઓ. (૨) પડદા પાછળથી કોઈ બનાવનું સૂચન થાય તેને चूलिका કહેવાય. (૩-૪)—આ બંને વચ્ચે ખાસ ફેર નથી. अङ्कास्यમાં કોઈ પાત્ર બહાર જતી વખતે બે અંક વચ્ચેનો સંબંધ સૂચવતું જાય. તે સિવાય બે અંક અધૂરા લાગે. 'अङ्कावतार'માં એક અંક પૂરો થતાં પછીના અંકની બાબતનું સૂચન હોય. જેમકે શાકુન્તલમાં પાંચમા અંકને અંતે છઠ્ઠા અંકની બાબતનું આછું સૂચન છે. (૫) प्रवेशकः—કોઈ પણ બે અંકની વચ્ચે હોય. તેમાં ભૂતકાળના કે ભવિષ્યના બનાવનું સૂચન હોય તેથી બે અંકના બનાવો વચ્ચે સંબંધ લાગે. આ બાબત નીચ પાત્રોના સંવાદ દ્વારા કહેવામાં આવે. તે પહેલા અંકની શરૂઆતમાં કદી ન આવે.

વસ્તુમાં કેટલીક બાબતો સર્વશ્રાવ્ય અથવા प्रकाशं, अश्राव्यं અથવા स्वगतम् અને नियतश्राव्यम् પણ હોય છે. શબ્દોનો અર્થ સમજાય તેવો જ છે. કેટલીક બાબતો आकाशभाषित, जनान्तिक અને अपवारित પણ હોય છે. (આ શબ્દો પરિશિષ્ટમાં સમજાવ્યા છે.)

## નેતા

'નેતા' વિનયી, મધુર, ત્યાગી, હુંશિયાર, પ્રિય બોલનારો, નમ્ર ઉચ્ચ કુળનો, શૂરવીર, પવિત્ર, દૃઢ, તેજસ્વી, વિદ્વાન, ઉત્સાહી, કલાપ્રિય, સ્થિર યુવાન, અને ધાર્મિક હોવો જોઈએ. नेता विनीतो मधुरस्त्यागी दक्षः प्रियंवदः । रक्तलोकः शुचिर्वाग्मी रूढवंशः स्थिरो युवा । बुद्ध्युत्साहस्मृतिप्रज्ञाकलामानसमन्वितः । शूरो दृढश्च तेजस्वी शास्त्रचक्षुश्च धार्मिकः । भेदैश्चतुर्धा ललितशान्तोदात्तोद्धतैरयम् । ચાર પ્રકારના નાયક ગણાવ્યા છે—धीरोदात्त, धीरललित, धीरशान्त અને धीरोद्धत. નાટકમાં धीरोदात्त પ્રકારનો નાયક હોય. એનામાં આઠ ગુણ હોય. શોભા, વિલાસ, માધુર્ય, ગાંભીર્ય, ધૈર્ય, તેજ લાલિત્ય અને ઔદાર્ય. નેતા दक्षिण એટલે એક પ્રત્યે વધારે આસક્ત હોવા છતાં બધી પત્નીઓ પ્રત્યે વિનયી વર્તનવાળો, અથવા 'शठ' એટલે એક સ્ત્રી પ્રત્યે આસક્ત હોવા છતાં તેને ન ગમે તેમ વર્તનારો. 'धृष्ट' એટલે ખુલ્લી રીતે અન્ય સ્ત્રીઓનો સંગ કરનારો, અથવા 'अनुकूल' એટલે એક જ નાયિકા પ્રત્યે વફાદાર હોઈ શકે.

'पताका'નો નાયક પીઠમર્દ કહેવાય. તે 'નેતા'નો મદદનીશ બને છે. અને ગુણમાં તેનાથી સહેજ ઉતરતો હોય છે. વિદૂષક પણ તેનો મિત્ર હોય છે. विट નામનું એક પાત્ર પણ 'નેતા'ને સહાય કરે છે.

## રસ

નાટકના આઠ રસ કહ્યા છે-શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ અને અદ્ભુત. આ રસ આઠ સ્થાયીભાવ ઉપર આધારિત હોય છે. તે આઠ સ્થાયીભાવ નીચે પ્રમાણે છે—रति, हास, शोक, क्रोध, उत्साह, भय, जुगुप्सा, અને विस्मय. કેટલાક શાન્ત નામનો નવમો રસ પણ ગણાવે છે. તેનો સ્થાયીભાવ शम છે. એક રસ મુખ્ય હોય (अङ्गी) અને બીજા તેને અંગભૂત હોય (अङ्ग). વિભાવ, અનુભાવ, સાત્વિક અને વ્યભિચારી ભાવને લીધે આ સ્થાયીભાવ અથવા રસ નિષ્પન્ન થાય છે. વિભાવ મુખ્ય રસને પોષક હોય છે. તે બે પ્રકારનો હોય છે—આલમ્બન અને ઉદ્દીપન. નાયક કે નાયિકા આલમ્બન વિભાવ કહેવાય પણ ચંદ્ર, વસંત વગેરે શૃંગારના ઉદ્દીપન વિભાવ કહેવાય. આંખ, ચહેરો વગેરે દ્વારા અંદરના ભાવ બહાર બતાવવા તેને અનુભાવ કહેવાય. વ્યભિચારી ભાવ કોઈ એક રસ માટે નિશ્ચિત નથી હોતા. પણ સમુદ્રના તરંગની માફક તે દેખાય કે ન દેખાય. તે મુખ્ય રસને પોષે છે. સ્થાયીભાવ એક જ હોય છે.

કાલિદાસનાં નાટકોમાં શૃંગાર રસ પ્રધાન હોય છે. તેથી અહીં તે વિશે જ થોડી વિગતો જોઈશું શૃંગારના ખાસ કરીને બે પ્રકાર હોય છે— વિપ્રલંભ અને સંભોગ. સંભોગ એટલે સંયોગનો શૃંગાર અને વિપ્રલંભ એટલે વિયોગનો શૃંગાર. માન (પ્રણયનો ક્રોધ), પ્રવાસ, કે બીજા કારણથી વિપ્રલંભ શૃંગાર ઉદ્ભવે છે. વિપ્રલંભ અયોગથી (એટલે લગ્ન જ ન થાય તેથી) કે વિપ્રયોગ થી (લગ્ન પછીના વિયોગથી) સંભવે છે. પરાધીન દશાથી કે પ્રતિકૂળ દૈવથી કે પ્રવાસથી વિયોગ સંભવે છે.

## સંસ્કૃત નાટકનું સામાન્ય સ્વરૂપ અને કેટલીક વિશિષ્ટતા

નાન્દી સ્તવન અને પ્રસ્તાવનાથી સંસ્કૃત નાટકનો આરંભ થાય છે. પ્રસ્તાવના પછી નાટક શરૂ થાય છે. નાટકમાં ધીરોદાત્ત નાયક હોય. શૃંગાર વીર, કે કેટલીક વખત કરુણ રસ મુખ્ય હોય છે. બીજા બધા રસ તેને જ અંગભૂત હોય છે. અંક બહુ લાંબો ન હોવો જોઈએ. અંકને અંતે

બધાં પાત્રો બહાર જવાં જોઈએ. નાટકને અંતે ભરતવાક્ય હોવું જોઈએ. ઉચ્ચ પાત્રો સંસ્કૃતમાં બોલે તથા નીચ પાત્રો અને સ્ત્રીઓ પ્રાકૃતમાં બોલે.

• 'સંસ્કૃત નાટકકારોના ઉદ્દેશ જુદા છે. તે સાધવા માટે, તેઓ વાપરે છે તે સંકલના જુદી છે. તેઓ ડગલે ડગલે પ્રયોજે છે તે પદ્ધતિ પણ ડગલે ડગલે જુદી અને તેમના ઉદ્દેશોને અનુરૂપ છે. શેક્સપીઅર, ઇબ્સન કે પ્રાચીન ગ્રીક નાટ્યકારોની અથવા તો તેને મળતી પદ્ધતિ અને સંકલના વડે આ સંસ્કૃત નાટ્યકારોના ઉદ્દેશો સાધ્ય નથી જ.'*કાલિદાસનાં નાટકોમાં પણ આ ખાસિયતો છે.

સંસ્કૃત નાટકની પહેલી વિશિષ્ટતા એ છે કે તેમાં ગદ્ય અને પદ્ય ભેગા હોય છે. "કાવ્યેષુ નાટકં રમ્યં" અથવા 'રૂપકં રમ્યં" એમ નાટ્ય કૃતિઓ પણ કાવ્યો એટલું જ નહીં ને કાવ્યકૃતિઓના વર્ગમાં તેમની પદવી ઉચ્ચ છે, એવો અભિપ્રાય આથી કવિતા પદ્ધતિએ રૂપનિરૂપક કૃતિઓને જ પૂરેપૂરો લાગુ પડી શકે. નાટક માત્રને આવશ્યક સંવાદ પ્રદ્ધતિ કેટલીક તાજગી સાથી આપે છે જ. તથાપિ ભાષણોમાં ટૂંકે ટૂંકે અન્તારે સુંદર કડીઓ પણ આવ્યા કરે. તેનાં વૃત્ત, ભાષા, અલંકાર, ધ્વનિ આદિમાં પ્રસંગ પાત્રૌચિત્ય જેમ વધારે સુરેખ તેમ એ કવિતા. વળી સંવાદ અને વસ્તુનો એ સંધિ દીપી ઊઠે. વળી પાત્રો તથા પ્રસંગો તો વિવિધ હોવાનાં જ, એટલે તેનો લાભ પણ કુશલ કલાકારને પદે પદે મળી જાય "ભાસ કાલિદાસ અને શૂદ્રક જેવા પણ આ શૈલીથી મુક્ત નથી. છતાં ગદ્ય અને પદ્ય વચ્ચે જે સમધારણ કાલિદાસ, ભાસ કે શૂદ્રક સાધવી શકયા છે તે પછીના નાટ્યકારો સાધવી શકયા નથી. પાછળ પાછળથી તો સંસ્કૃત નાટકની એટલી અવક્રાન્તિ થઇ ગઇ કે સંસ્કૃત નાટક કેવળ શ્લોકોની જ પરંપરા બની રહ્યું. વચ્ચે વચ્ચે તેમને સાંકળતી ગદ્ય કણિકાઓ આવતી એટલું જ.

બીજું એ કે અર્વાચીન યુરોપી નાટકોની માફક આ નાટકોમાં અંકો જુદાં જુદાં દૃશ્યોમાં વહેંચાયા નથી. સંસ્કૃત નાટકોમાં અંકોથી ભિન્ન એવાં પ્રવેશક, વિષ્કમ્ભક નામનાં દશ્યો આવે છે. પણ તે ગૌણ હોય છે. નાટકનાં મુખ્ય દશ્યો અંકો જ છે, દરેક અંક એક સળંગ દશ્ય જ રચાય છે. કેટલાક યુરોપી નાટકોમાં ત્રણ જ અંક હોય છે. જ્યારે સંસ્કૃત નાટકમાં પાંચ, સાત કે એથી પણ વધુ અંક જોવામાં આવે છે. અને

*શ્રી બ. ક. ઠાકોર કાલિદાસનાં નાટકો પૃ. ૪

મહા નાટકમાં તો દસ કે તેથી વધારે અંકો હોવા જ જોઇએ એવો નિયમ થઈ ગયો છે.

બીજી વિશિષ્ટતા એ છે કે આ નાટકોમાં સ્થળ, સમય કે કાર્યની એકતા સચવાતી નથી. સમયની એકતા એટલે એમ અર્થ થાય કે નાટકનું કાર્ય એક દિવસ કરતાં કે તખ્તા ઉપરની રજૂઆત માટે તે જેટલો સમય લે તે કરતાં વધારે સમય ન લે. સ્થળની એકતા એટલે નાટકમાં વર્ણવેલા પ્રસંગો ફક્ત એક જ જગ્યાએ અથવા તેની આસપાસ બનતા હોવા જોઇએ અર્થાત્ કાર્ય એકથી બીજી જગ્યાએ થતું હોવું ન જોઈએ. કાર્યની એકતા એટલે કે નાટકના જુદા જુદા પ્રસંગો વચ્ચે એક જાતનો સંબંધ હોવો જોઇએ. તે એક જ કાર્ય ફલિત કરતા હોવા જોઇએ. કદાચ 'અવસ્થા' અને 'સંધિ' વગેરેને લીધે કાર્યની એકતા તો સચવાતી હશે. પણ સ્થળ અને સમયની એકતા સચવાતી નથી.

નાટ્યશાસ્ત્રના નિયમોની શૃંખલામાં જકડાયેલાં હોવાથી આ નાટકોમાં યુદ્ધ, મારામારી, મૃત્યુ, નિદ્રા, ચોરી વગેરે જનતામાં રસ ઉપજાવે તેવાં દૃશ્યો સ્ટેઈજ ઉપર બતાવવામાં આવતાં નહોતાં. 'ભાસ'માં આ નિયમો સચવાયા નથી. શૂદ્રકે પણ આ નિયમોને તોડી ફેંકી દીધા છે. કાલિદાસમાં એ નિયમો સચવાયા છે. તેવી જ રીતે અતિપ્રાકૃતિક બળ આ નાટકોમાં ઘણુંખરું જોવામાં આવે છે.

એક ખાસ નોંધવા જેવી બાબત એ કે નાટ્યશાસ્ત્રના નિયમોને લીધે મોટે ભાગે આ નાટકો હંમેશ સુખદ અંતવાળાં જ હોય છે. પરિણામે ગમે તેમ કરીને પણ તેઓ પોતાના નાટકનો સુખદ અંત જ આણતા. કેટલીક વખત આ રુચતું નથી.

છેલ્લે સંસ્કૃત નાટકમાં વસ્તુવિકાસનો વેગ એક નોંધવા જેવી બાબત છે. 'આ વિશે સૌના ધ્યાનમાં ઝટ બેસી જાય એવું રૂપક યોજીને કહીશું કે વીશમી સદીના સિનેમાપટમાં કાર્યપ્રવાહ એરોપ્લેનની ઝડપે પણ વહે છે, તો માર્લો અને શેક્સપીઅરના સોળમા સૈકાથી શરૂ થતાં યુરોપી નાટકોમાં કાર્યપ્રવાહ આગગાડીને વેગે વહે છે અને આ સંસ્કૃત નાટકોમાં તે ઘોડાગાડી કે બેલગાડીના જેટલો જ જોવામાં આવે છે. ભાસનાં નાટકોમાંના વસ્તુવિકાસને ઘોડાગાડીના વેગ સાથે સરખાવિયે તો શકુન્તલા

આદિમાં એ બેલગાડીના જેટલો કહેવાય અને ભવભૂતિ તથા તેના પછીના નાટ્યકારોમાં તો કાર્યવેગ વચ્ચે વચ્ચે છેક મંદ પડી જાય છે *

'ખરી વાત કે પછીના નાટ્યકારો વસ્તુવિકાસ અને સુંદર અવસ્થાઓનું ક્રમિક નિરૂપણ એ બન્ને ઉદ્દેશ વચ્ચે સમધારણ જાળવવાની કાલિદાસની કલાવિશિષ્ટતા વધુ વધુ ગુમાવતા જાય છે, અને વર્ણનોની ઊંચાઞાડીમાં વસ્તુ સરિતાનો પ્રવાહ બંધાઈ રૂંધાઈ જવાનું પરિણામ આવે છે.'*

## [૩] ઉત્તરરામચરિતની આધારકથા

पाप्मभ्यश्च पुनाति वर्धयति च श्रेयांसि सेयं कथा
मङ्गल्या च मनोहरा च जगतो मातेव गङ्गेव च ।
वाल्मीके परिभावयन्त्यभिनयैर्विन्यस्तरूपा बुधा
शब्दब्रह्मविद कवे परिणता प्राज्ञस्य वाणीमिमाम् ।।

એ સ્પષ્ટ છે કે વાલ્મીકિનું રામાયણ જ આ નાટકની મૂળ આધાર કથા હોઈ શકે વાલ્મીકિની જ કથાને અહીં નાટ્યરૂપે રજૂ કરી છે એમ ભવભૂતિ પોતે જ કહે છે બીજા અંકમા પણ કવિને ભવભૂતિએ સારું માન આપે છે. [ पुराणब्रह्मवादिनं प्राचेतसमृषिं . ...अथ स ब्रह्मर्षिरेकदा . ...वितर्तमितिहास रामायणं प्रणिनाय । ] એટલું જ નહિ પણ આ નાટકમાં કવિ વાલ્મીકિને એક પાત્ર તરીકે રજૂ કરે છે રામના બાળકોને તે જ ઉછેરે છે અને ભણાવે છે. સીતા અને રામના મિલન માટે ગર્ભનાટક પણ તે જ રચે છે. છેલ્લે મિલન પણ તેમના જ આશ્રમમાં થાય છે.

વાલ્મીકિ રામાયણની કથા સુવિદિત છે તેથી તે આપવાની અહીં જરૂર નથી હવે જોઈએ કે ઉ. ચ અને વાલ્મીકિનું રામાયણ કથા ક્યાં કેવી રીતે મળતા આવે છે અને જુદા પડે છે —

---

* શ્રી બ. ક. ઠાકોર કાલિદાસનાં નાટકો પૃ ૨-૩

વા. રામાયણ

(૧) રામા. અરણ્યકાંડ—

स तां दृष्ट्वा ततः पम्पां रामः सौमित्रिणा सह ।
विललाप च तेजस्वी रामो दशरथात्मजः ॥

(૨) પ્રસ્ત્રવણ ગિરિ, માલ્યવાન પર્વત અને તે ઉપર રામે સીતાને માટે કરેલું આક્રંદ કિષ્કિન્ધા કાંડમાં છે. વાંચો—કિષ્કિન્ધાકાંડ-૨૭-૧-

अभिषिक्ते तु सुग्रीवे, प्रविष्टे वानरे गुहाम् ।
आजगाम सह भ्रात्रा, रामः प्रस्रवणं गिरिम् ॥

२७-३१-३२

हृतां हि भार्यां स्मरतः प्राणेभ्योऽपि गरीयसीम् ।
उदयाभ्युदितं दृष्ट्वा शशाङ्कं स विशेषतः ॥
आविवेश न तं निद्रा निशासु शयनं गतम् ।
तत्समुत्थेन शोकेन बाष्पोपहृतचेतनम् ॥

સર્ગ ૨૮—

स तदा वालिनं हत्वा सुग्रीवमभिषिच्य च ।
वसन् माल्यवतः पृष्ठे रामो लक्ष्मणमब्रवीत् ॥
.........एष फुल्लार्जुनः शैलः केतकैरधिवासितः ॥

(૩) ત્રિજટાના ઉલ્લેખ માટે વાંચો અરણ્યકાંડ સર્ગ ૨૭—

ततः सीतामुपागम्य राक्षस्यो भीमदर्शनाः ।
पुनः परुषमेकार्थमनर्थार्थमथाब्रुवन् ॥
अद्येदानीं तवानार्ये सीते पापविनिश्चये ।
राक्षस्यो भक्षयिष्यन्ति मांसमेतद्यथा सुखम् ॥
सीतां ताभिरनार्याभिर्दृष्ट्वा सन्तर्जितां तदा ।
राक्षसी त्रिजटा वृद्धा प्रबुद्धा वाक्यमब्रवीत् ॥

ઉ. ચરિત.

(૧) પમ્પા સરોવર આગળ રામે વિલાપ કર્યો હતો તેનો ઉલ્લેખ ભવભૂતિ કરે છે.

(૨) માલ્યવાન, પ્રસ્ત્રવણ વગેરેનો ઉલ્લેખ ભવભૂતિ પણ કરે છે. कुकुभसुरभि માલ્યવાન ઉપર રામે કરેલા આક્રન્દનો તે પણ ઉલ્લેખ કરે છે.

(૩) ત્રિજટા રાક્ષસીનો ઉલ્લેખ ભવભૂતિ પણ કરે છે (ચિત્રદર્શન પ્રસંગ)

आत्मानं खादतानार्या न सीतां भक्षयिष्यथ ।
जनकस्य सुतामिष्टां स्नुषां दशरथस्य च ॥
स्वप्नो ह्यद्य मया दृष्टो दारुणो रोमहर्षणः ।
राक्षसानामभावाय भर्तुरस्या भवाय च ॥
भर्त्सितामपि याचध्वं राक्षस्यः किम् विवक्षया ।
राघवाद्धि भयं घोरं राक्षसानामुपस्थितम् ॥

(૪) મધુપુરી, મધુરા નગરીનો રામાયણમાં ઉલ્લેખ છે. વાંચો–ઉત્તરકાંડ–૬૧–૭૦–इयं मधुपुरी रम्या मधुरा देवनिर्मिता ।

(૪) શત્રુઘ્નની મધુરા નગરીનો ઉલ્લેખ અહીં પણ છે (અંક ૭)

(૫) અહીં એક દિવસ વન જોવાનું દોહદ સીતાને થાય છે. વાંચો ઉ. કાણ્ડ–૪૨–૩૧–૩૩–

अपत्यलाभो वैदेहि त्वय्ययं समुपस्थित ॥
किमिच्छसि वरारोहे, कामः किं क्रियतां तव ॥
स्मितं कृत्वा तु वैदेही रामं वाक्यमथाब्रवीत् ॥
तपोवनानि पुण्यानि द्रष्टुमिच्छामि राघव ॥

(૫) અહીં પણ સીતાને વન જોવાનું દોહદ થાય છે. (અંક૧)

(૬) શત્રુઘ્નના ગયા પહેલાં થોડો વખત પહેલાં સીતા ત્યાગનો પ્રસંગ બને છે સીતા એક જ દિવસ માટે વન જોવા જવાની ઇચ્છા કરે છે. સીતાની લોકોમાં પ્રસરેલી વાતની ખબર રામાયણમાં રામને દેનાર દૂતનું નામ 'ભદ્ર' હોય છે.

(૬) શત્રુઘ્નના ગયા પછી સીતાત્યાગનો પ્રસંગ બને છે. શોકમગ્ન રામને ઉત્તેજિત કરી તેમને ફરજ માટે તૈયાર કરવા વીર રસ જમાવવા જ તેમ કર્યું હશે. અહીં દૂતનું નામ 'દુર્મુખ' હોય છે. તેનો કામને તે ઉચિત જ છે. એવા દુષ્ટ સમાચાર લાવનારને તો દુર્મુખ જ કહેવો ઘટે.

(૭) નારદ પાસેથી રામનાં વખાણ સાંભળીને વાલ્મીકિ તમસા નદીએ નહાવા જાય છે. વાંચો–બાલકાણ્ડ–૨–૩

(૭) વાલ્મીકિ તમસા નદી ઉપર નહાવા ગયાનો ઉલ્લેખ ભવભૂતિ

स मुहूर्तं गते तस्मिन् देवलोकं मुनिस्तदा ।
जगाम तमसातीरं जाह्नव्यास्त्वविदूरतः ॥

(૮) શોક જ શ્લોકત્વ પામ્યો એમ રામાયણ પણ કહે છે—વાંચો બાલકાણ્ડ.

पादबद्धोऽक्षरसमस्तन्त्रीलयसमन्वितः ।
शोकार्तस्य प्रवृत्तो मे श्लोको भवतु नान्यथा ॥
समाक्षरैश्चतुर्भिर्यः पादैर्गीतो महर्षिणा ।
सोऽनुव्याहरणाद्भूयः शोकः श्लोकत्वमागतः ॥
तस्य बुद्धिरियं जाता महर्षेर्भावितात्मनः ।
कृत्स्नं रामायणं काव्यमीदृशैः करवाण्यहम् ॥

(૯) રામાયણ ઉત્તરકાણ્ડમાં પણ રામાયણને આદિ કાવ્ય કહ્યું છે. વાંચો—ઉત્તરકાણ્ડ—

आदिकाव्यमिदं चार्षं पुरा वाल्मीकिना कृतम् ।

વાંચો બાલકાણ્ડ-૨-૩૪-૩૫-

रामस्य चरितं कृत्स्नं कुरु त्वमृषिसत्तम ।
वैदेह्याश्च यद्वृत्तं प्रकाशं यदि वा रहः ।
तच्चाप्यविदितं सर्वं विदितं ते भविष्यति ॥
न ते वागनृता काव्ये काचिदत्र भविष्यति ॥
.... इत्युक्त्वा भगवान् ब्रह्मा तत्रैवान्तरधीयत ॥

(૧૦) લક્ષ્મણ પોતે અશ્વના રક્ષણ માટે જાય છે. એ પોતે જ અશ્વ સાથેના સૈન્યનો અધિષ્ઠાતા હોય છે. વાંચો—રામાયણ ऋत्विग्भिर्लक्ष्मणं सार्धमश्वे च विनियुज्य च ।

પણ કરે છે. माध्यंदिन सवनाय (અંક ૨)

(૮) ક્રૌંચ વધના પ્રસંગમાં પણ ભવભૂતિ રામાયણને અનુસરે છે. मा निषाद .....ई (અંક ૨)

(૯) ૨-૫-બ્રહ્માના કહેવાથી વાલ્મીકિએ રામાયણ લખ્યું એમ અહીં ભવભૂતિ રામાયણને અનુસરે છે. વાલ્મીકિને આદિ કવિ અને રામાયણને આદિ કાવ્ય તરીકે ગણવામાં આવે છે. અંક ૨-૪ અને ૬ માં રામાયણની રચનાનો ઉલ્લેખ છે.

(૧૦) લક્ષ્મણના પુત્ર ચન્દ્રકેતુને અશ્વમેધના અશ્વ સાથેના લશ્કરનો ઉપરી નીમવામાં આવે છે. આ ફેરફારને લીધે યુદ્ધ રસમય બને છે.

(૧૧) રામાયણમાં બ્રાહ્મણ પોતે જ કહે છે કે રાજાના દોષને લીધે રાજ્યમાં આવું અકાળ મૃત્યુ થાય છે. વાંચો ઉત્તરકાણ્ડ–

रामस्य दुष्कृतं किंचिन्महदस्ति न संशयः ।
यथा हि विषयस्थानां बालानां मृत्युरागतः ॥
...राजदोषैर्विपद्यन्ते प्रजा ह्यविधि पालिताः ॥
असद्वृत्ते हि नृपतावकाले म्रियते जनः ॥
यद्वा पुरेष्वयुक्तानि जना जनपदेषु च ।
कुर्वते न च रक्षास्ति तदा काल कृतं भयम् ॥

(૧૧) બ્રાહ્મણના છોકરાના મૃત્યુ માટે રામ પોતે જ પોતાનો દોષ જુએ છે ઉ. ચ. ના રાજા રામને આ'જ ફેરફાર ઘટે છે. એમાં રાજા રામની ઉદાત્તતા ઝગી ઊઠે છે.

(૧૨) રામાયણમાં બ્રાહ્મણના છોકરાના મૃત્યુનું કારણ નારદ કહે છે.

(૧૨) ભવભૂતિમાં અદષ્ટ વાણી એ કારણ આપે છે. આ વધારે કાવ્યમય લાગે છે.

(૧૩) રામાયણમાં પણ નીચે મુખે લટકીને તપ કરતા તાપસને રામે જોયો એમ ઉલ્લેખ છે. વાંચો ઉત્તરકાણ્ડ—

तस्मिन् सरसि तप्यन्तं तापसं सुमहत्तपः ॥
ददर्श राघवः श्रीमांल्लम्बमानमधोमुखम् ॥

(૧૩) તપ કરતા શૂદ્ર તાપસનો ઉલ્લેખ છે (અંક–૨)

(૧૪) શમ્બૂકનો વધ કરી રામ અગસ્ત્ય પાસે જાય છે અને દિવ્યાભરણ મેળવે છે.

(૧૪) ઉ. ચરિતમાં પણ શમ્બૂકનો વધ કરી રામ અગસ્ત્યને આશ્રમે જાય છે.

(૧૫) જટાયુના પ્રસંગ માટે વાંચો અરણ્યકાંડ–
मणिसोपानचित्राङ्गं बभञ्ज च महारथम् ।
तस्य व्यायच्छमानस्य रामस्यार्थे स रावणः ।
पक्षौ पादौ च पार्श्वौ च खड्गमुद्धृत्य सोऽच्छिनत् ॥

(૧૫) જટાયુનો પ્રસંગ આલેખવામાં પણ ભવભૂતિ રામાયણને અનુસરે છે.

(૧૬) સરખાવો અરણ્યકાંડ-૫૨-૧૩,૧૪,૨૪.

स तु तां राम रामेति रुदतीं लक्ष्मणेति च ।
रराज राजपुत्री तु विद्युत्सौदामिनी यथा ॥
सा पद्मपीता हेमाभा रावणं जनकात्मजा ।
विद्युद्घनमिवाविश्य शुशुभे तप्तभूषणा ॥

(૧૬) સીતાં જ્વલન્તીં...ઉ. ૩-૪૩ માં પણ ભવભૂતિ રામાયણને અનુસરે છે.

(૧૭) રામાયણમાં બાલકાણ્ડમા રામ અને સીતાનો સ્નેહ વર્ણવતા બે શ્લોક છે.

(૧૭) બગાબર આ જ ભાવ પકડી ભવભૂતિ વધારે ભાવમય શ્લોક આપે છે. (વાંચો ઉ. ચ. ૬-૩૧, ૩૫).

(૧૮) વાલિ, ખર, તાટકા વગેરે સાથેના પ્રસંગો ભવભૂતિ આપે છે તેવા જ છે.

(૧૮) વૃદ્ધાસ્તે ન વિચારણીયચરિતા:...ઉ.

(૧૯) એક ધોબીની જ વાતથી રામ સીતાનો ત્યાગ કરે છે.

(૧૯) એકલા હલકટ ધોબીની વાતથી કે બીજા પાંચ પચીસ માણસોની વાતથી રામ સીતાને ત્યજતા નથી. પણ સમસ્ત પ્રજા રામ સામે ઊભી થઇ ગઇ છે.

રામના બચાવ માટે ભવભૂતિએ આ મહત્વનો ફેરફાર કર્યો છે.

(૨૦) અંતે સીતાનો વિલય બતાવે છે. સીતા પણ વાલ્મીકિના તપોવનમાં જ રહે છે. બાળકો પણ તેની સાથે જ હોય છે. છેવટે અશ્વમેધ યજ્ઞમાં વાલ્મીકિ બંને પુત્રોને લઇને જાય છે. બંને છોકરાઓ ત્યાં રામાયણ ગાય છે. પછી રામ વાલ્મીકિને બોલાવે છે. વાલ્મીકિ સઘળી વાત કહે છે. સીતા તથા બાળકો રામને મળે છે. પણ—

(૨૦) સીતાને પૃથ્વી તથા ગંગા નીચે રસાતળમાં લઇ જાય છે. એ દ્વારા ભવભૂતિ સીતાના વિલય વિશે કહે છે. પણ અંતે અહીં સીતા વિલય પામતી નથી. એ પોતે

રામાયણમા આ વસ્તુ લોકોની શકાનુ નિવારણ કરતાં પહેલા બને છે લોકોના મનનુ સમાધાન થાય એવુ કઈક કરવા રામ પોતે સીતાને કહે છે સીતાને કઈક માઠુ લાગે છે રામ પાસે ન રહેતા તે છેવટ ધરતીમાં સમાઈ જાય છે

વાચો રામાયણ–ઉત્તરકાણ્ડ

यथाह राघवादन्य मनसापि न चिन्तये ।
तथा मे माधवी देवी विवर दातुमर्हति ॥
मनसा कर्मणा वाचा यथा राम समर्चये ।
तथा मे माधवी देवी विवर दातुमर्हति ॥
यथैतत्सत्यमुक्त मे वेद्मि रामात्पर न च ।
तथा मे माधवी देवी विवर दातुमर्हति ॥
तामासनगता दृष्ट्वा प्रविशन्तीं रसातलम् ।
पुष्पवृष्टिरविच्छिन्ना दिव्या सीतामवाकिरत् ॥

રસાતળમા રહે છે તેના પુત્રો વાલ્મીકિ પાસે છે બન્ને મેળાપ પણ વાલ્મીકિના આશ્રમમા જ થાય છે

અહી પણ મહત્વનો ફેર કર્યો છે લોકોને પણ પાઠ ભણાવવો જોઈએ અને ફરી કદી આવુ બને જ નહિ તે માટે ગર્ભનાટક દ્વારા લોકોના મનનુ સમાધાન થાય છે આમ તેમની અનુમતિ પછી જ રામ સીતાને સ્વીકારે છે

આમ અહી અત કરુણ નથી કેવળ નાટકનો અત કરુણ ન હોય એ સસ્કૃત નાટકનો સિદ્ધાત સાચવવા આ ફેરફાર ભવભૂતિ કરતા નથી પણ પહેલેથી આ જ તેમનુ લક્ષ્ય છે અને તેને અનુલક્ષીને જ સઘળા પ્રસગો રચાય છે

અહી તો પુત્રમિલન અને સીતાનુ મિલન થાય છે તે પહેલા જ ગર્ભનાટક દ્વારા લોકોના મનમાથી શકા કાઢી નાખવામાં આવે છે તેથી અત સ્વાભાવિક રીતે જ સુખદ આવે છે

આમ વાલ્મીકિનું રામાયણ ભવભૂતિની મુખ્ય આધાર કથા છે. છતાં એ કથા એ જ રીતે આપવાનું ભવભૂતિનું લક્ષ્ય નથી. એનું લક્ષ્ય જુદું છે. રામ અને સીતા જેવું પ્રણય યુગલ વિખૂટું પડી જ શી રીતે શકે ! છતાં કોઈક કારણસર તેમ થયું તો ઉભય પક્ષે મનમેળ સંપૂર્ણ થવો જ જોઈએ. કોઈને આ મેળ માટે સહેજ પણ શંકા ન રહેવી જોઈએ. બસ આ જ ભવભૂતિનું લક્ષ્ય છે. તે માટે તે જ્યાં જ્યાં જરૂરનું છે. ત્યાં ત્યાં રામાયણની કથાને અનુસરે છે. પણ પોતાના લક્ષ્યની બાબત આવતાં ભવભૂતિ રામ કથાથી જુદા પડતાં સહેજ પણ ખચકાતો નથી. ઉપર જોયું તેમ એ પ્રસંગોમાં તે મહત્વનો ફેર કરે છે.દા. ચરિતમાં શંબૂક, પોતાના વધ પછી દિવ્ય પુરુષ થઈને રામને દંડકામાં ફેરવે છે. પંચવટીમાં રામને પ્રવેશ કરાવવા અને ત્યાં તેણે કરેલા એકરાર દ્વારા સીતાનો ડંખ દૂર કરી તેને પક્ષે મનમેળ સંપૂર્ણ કરવા જ ભવભૂતિ આ મહત્વનો ફેર કરે છે.

પોતાનું લક્ષ્ય જુદું હોવાથી રામાયણ જેવી પ્રસિદ્ધ કથાનો અંત પણ ભવભૂતિએ હિંમતપૂર્વક ફેરવી નાખ્યો છે.

એટલું જ નહિ પણ એ જ ઉદ્દેશ માટે તેમણે જરૂરી એવા કેટલાયે નવા પ્રસંગો સર્જ્યા છે. છાયા સીતા, વસિષ્ઠ વગેરે વાલ્મીકિના આશ્રમની મુલાકાત લે છે તે પ્રસંગ, લવ અને ચન્દ્રકેતુનો પ્રસંગ, ગર્ભનાટક વગેરે ઘણા પ્રસંગો ભવભૂતિ ખાસ રચે છે. વાસંતીનું પાત્ર પણ એ જ ઉદ્દેશથી નિર્માયું છે.

અલબત્ત રામકથાનાં ઘણાં રૂપાન્તર મળે છે અને પુરાણોમાં પણ આ કથા ઉપલબ્ધ છે તે આપણે હવે પછી જોઈશું પણ ઉપર કરેલી સરખામણી ઉપરથી એ તો ચોખ્ખું જ છે કે વાલ્મીકિનું રામાયણ એ ભવભૂતિની મુખ્ય આધારકથા હશે.

ડો. 'દે'ના જ શબ્દો લઈએ તો : "અહીં પણ ભવભૂતિ માટે મુખ્ય પ્રશ્ન વસ્તુ સર્જવાનો નહિ પણ એક વખત સ્વીકૃત થઈ ગયેલી વાતને યોગ્ય હેતુપુરઃસરનું જ રૂપાન્તર આપવાનો છે. પોતાની મૂળ આધારકથાનું તે અંશતઃ અંધ અનુકરણ ન કરતાં અર્ધદૈવતાઈ અને અર્ધ માનવ એવી આ પ્રાચીન સમયની કથામાંથી પોતાના નાટકને ઉચિત એવા મુખ્ય દોર જ સ્વીકારે છે એના કરુણ રસથી અને કાવ્યથી

આ કથાએ લોકોનું મન સર કર્યું છે. પણ ભવભૂતિ તેમાં એવા રોમેન્ટિક અને કાવ્યમય પ્રસંગો છૂટથી આપે છે કે જે પ્રસિદ્ધ કથાનો આદર્શ અને નાટયમય તત્ત્વો સાચવી રાખે. ઉપરાંત પોતાને જે દાંપત્ય પ્રેમની યશોગાથા ગાવી છે તે માટે પણ ભવભૂતિએ આ પુરાણી કથા પસંદ કરી છે આ પુરાણી કથા તે સ્વીકારે છે, પણ એવી જ વીર કથા તરીકે રજૂ કરવાનો ભવભૂતિનો આશય નથી. પણ એ ઉચ્ચ પુરાણી આદર્શ કથાનું તે માનવી ભાવોની ઉભરાતી, રોજબરોજ અનુભવાતી એક વાસ્તવિક કથા તરીકે જ રૂપાન્તર કરી આપે છે."

આમ उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते એ કથન અહીંથી જ સાર્થક થતું દેખાય છે.

## ભવભૂતિ ઉપર ભાસ અને કાલિદાસની અસર

શરૂઆતમાં જ ભવભૂતિ પૂર્વકવિઓને નમસ્કાર કરે છે. તેમાં વાલ્મીકિ ઉપરાંત ભાસ અને કાલિદાસ પણ ભવભૂતિને પ્રેરણા આપનાર મહાગુરુઓ છે.

ઉ ચરિતના ત્રીજા અંકમાં ભાસના સ્વપ્નવાસવદત્તાની સ્પષ્ટ અસર દેખાય છે. રામ દરેક સ્પર્શ વખત ઓળખી જાય છે કે આ સીતાનો જ સ્પર્શ છે. અજ્ઞાત રીતે થયેલો પ્રિયસ્પર્શ ઓળખી કાઢવો એ વિચારનો પ્રેરણાદાતા તો ભાસ જ હોઈ શકે. સ્વપ્ન માં પણ ઉદયન વાસવદત્તાનો સ્પર્શ ઓળખી કાઢે છે. એ નાટકમાં પણ અજ્ઞાત રીતે રહેતી વાસવદત્તાને પોતાના સ્વામીના સાચા પ્રેમની પ્રતીતિ થાય છે. અહીં પણ અજ્ઞાત રીતે રહેલી સીતાને તેવી જ રીતે સ્વામીને મુખે જ એના સાચા પ્રેમની પ્રતીતિ થાય છે સ્વપ્ન૦ માં પણ બતાવ્યું છે કે સાચો પ્રેમ તો એવોને એવો જ રહે છે. પ્રિયજનના મૃત્યુ પછી પણ તે ઓછો થતો નથી. ભવભૂતિ પણ ઉ. ચ. માં એ જ બતાવે છે. આમ અનેક રીતે ભાસ ભવભૂતિના પ્રેરણાદાતા છે

તેવી જ રીતે કાલિદાસની શાકુન્તલની પણ અસર ભવભૂતિના આ નાટકમાં જણાય છે.

સીતા અને શકુન્તલા બંનેને આપન્નસત્ત્વા અવસ્થામાં જ ત્યાગ દેવામાં આવે છે, બંનેની માતા એ ત્યાગ પછી પોતપોતાની દીકરીઓની

સંભાળ લે છે. બંને એવી જગ્યાએ જાય છે કે કોઈ તેમને શોધી શકે નહિ. વિરહ દરમિયાન બંને યુગલ બદલાઈ જાય છે.

શકુન્તલા પણ वसने परिधूसरे वसाना .....અને સીતા પણ परिपाण्डुदुर्बलकपोलसुन्दरं......એવી करुणस्य मूर्ति બની ગઈ છે. દુષ્યન્ત પણ માંડ ઓળખાય છે......न खल्वार्यपुत्र इव......રામ પણ ઓળખાતા નથી. મહર્ષિના તપોવનમાં જ બંનેનું પુનર્મિલન થાય છે.

બંને નાટકમાં પુત્રમિલન પ્રસંગ એ જ પ્રિયમિલન પ્રસંગ બંને મે પિતાપુત્રની મળતી આકૃતિ અને અદૃષ્ટ સ્નેહાકર્ષણ ઉપર જ બંને કવિ આધાર રાખે છે. જો કે શાકુન્તલમાં બાળકને માતાનું નામ ખબર હોવાથી ઓળખાણ તરત થઈ જાય છે જ્યારે અહીં બાળકોને માતાનું નામ ખબર નથી તેથી હકીકત અને સ્નેહાકર્ષણ સાબીતિ આપતા હોવા છતાં પુત્રોની ઓળખ થતી નથી. બંને કવિઓ પોતપોતાના નાટકને ઉચિત રીતે આ પ્રસંગ આપે છે. ભાસ પણ પુત્રમિલન પ્રસંગ આપે છે એટલે આ વિચાર પ્રાચીન છે.

શાકુન્તલમાં શોકમગ્ન દુષ્યન્તને 'માતલિ' પોતાની ફરજનું ભાન કરાવે છે. ઉ. ચ. માં પણ અંક ૧ માં શોકમાં ડૂબેલા રામને ૧-૪૯ આગળ अब्रह्मण्यम् શબ્દો ફરજનું ભાન કરાવે છે

ઉ. ચરિતમાં સીતા કહે છે—अहो उत्खातमिदानीं मे परित्यागलज्जाशल्यमार्यपुत्रेण ॥ શાકુન્તલમાં પણ સાનુમતિ કહે છે सर्वथा प्रमार्ष्टं प्रत्यादेशदुःखं शकुन्तलायाः ॥

આ ઉપરાંત રઘુ. ૧૪-૨૫ ઉપરથી પણ ભવભૂતિને ચિત્રદર્શનના પ્રસંગોનો ખ્યાલ આવ્યો હોય—

तयोर्यथाप्रार्थि-मिन्द्रियार्थानासेदुषोः सद्मसु चित्रवत्सु ।
प्राप्तानि दुःखान्यपि दण्डकेषु संचिन्त्यमानानि सुखान्यभूवन् ॥

ત્યાગ વખતે કાલિદાસના રામ પણ દુઃખ અનુભવે છે—

राजर्षिवंशस्य रविप्रसूतेरुपस्थितः पश्यत कीदृशोऽयम् ।
मत्तः सदाचारशुचेः कलङ्कः पयोदवातादिव दर्पणस्य ॥

ભવભૂતિના રામ પણ કહે છે—

> यत् सावित्रैर्दीपितं भूमिपालैर्लोकश्रेष्ठैः साधु शुद्धं चरित्रम् ।
> मत्संबन्धात् कश्मला किंवदन्ती स्याच्चेदस्मिन् हन्त धिङ्मामधन्यम् ॥

કેવળ વિચારદાતા જ કાલિદાસ હોય. બાકી બંને કવિઓની રજૂઆત પોતાની જ હોય.

## ામકથા બીજે ક્યાં ક્યાં મળે છે ?

રામાયણ સિવાય બીજે ઘણે સ્થળે રામકથા મળે છે. મ. ભારતમાં ણુ રામોપાખ્યાન છે પણ તે કેવળ રાજ્યાભિષેક સુધીની જ કથા છે. ેક ઠેકાણે રામના મૃત્યુની વાત છે પણ તે બહુ ટૂંકી છે અને પ્રસ્તુત ામ માટે કંઈ ઉપયોગી નથી.

ગરુડપુરાણ, અગ્નિપુરાણ, બ્રહ્મપુરાણ, ભાગવત, સ્કન્દ, કૂર્મ, પદ્મપુરાણ ગેરે ઘણાં પુરાણોમાં રામકથા છે. પણ પદ્મપુરાણમાંની રામકથા ભવભૂતેના ઉ. ચ ની કથા સાથે કંઈક મળતી આવે છે.

## ઉ. ચરિત અને પદ્મપુરાણ

પદ્મપુરાણમાં ત્રણ ઠેકાણે રામકથા આવે છે. પણ ખાસ કરીને તો પદ્મપુરાણના પાતાલખંડના પહેલા ૬૮ અધ્યાયની કથા ઉ. ચ. ની રામકથાને મળતી આવે છે. રાજ્યાભિષેક પછીની કથા અને તેમાં પણ અશ્વમેધ યજ્ઞ વખતની કથા અહીં ખાસ મળે છે. ધોબીના વચનથી રામ સીતાનો ત્યાગ કરે છે. ત્યાગ પછી વાલ્મીકિના આશ્રમમાં તે લવ અને કુશને જન્મ આપે છે. લવ અશ્વને પકડે છે. યુદ્ધ થાય છે. પહેલાં લવ જીતે છે પણ પછી પકડાય છે. પછી કુશ લડાઇ ચાલુ રાખે છે અને બધાને પકડે છે. સીતા વચ્ચે પડે છે અને સહુને છોડાવે છે. આ પછી યજ્ઞ સમાપ્ત થાય છે. છોકરાઓનું પરાક્રમ જાણીને રામ તેમને વિશે વાલ્મીકિને પૂછે છે. વાલ્મીકિ બધું સ્પષ્ટ કહે છે. સીતાને બોલાવવા મોકલે છે. દરમિયાન બાળકો વાલ્મીકિ પાસેથી શીખેલા રામાયણનો પાઠ કરે છે. કેવળ વાલ્મીકિના વચનથી જ રામ સીતાને સ્વીકારે છે. પૃથ્વી માતાને કંઈ પ્રાર્થના કે એવું કંઇ અહીં નથી. અંતે રામ અને સીતા શાંતિથી ઘણાં વર્ષો સુધી રાજ્ય કરે છે.

નીચેની વિગતોમાં પદ્મપુરાણની કથા ઉ. ચ. ની કથા કરતાં જુદી પડે છે. (૧) પદ્મ. પ્રમાણે અશ્વમેધના અશ્વના રક્ષણ માટે રાખેલાં સૈન્યનો અધિકારી ભરતનો પુત્ર પુષ્કલ હોય છે જ્યારે ઉ. ચ. પ્રમાણે લક્ષ્મણનો પુત્ર ચન્દ્રકેતુ લશ્કરનો ઉપરી હોય છે. (૨) છોકરાઓની ઉંમર ૧૬ વર્ષની હોય છે જ્યારે ઉ. ચ માં છોકરાઓ બાર વર્ષના હોય છે. (૩) પદ્મ પુરાણમાં સીતા લડાઈમાં વચ્ચે પડે છે, રામ નહિ. (૪) સીતા વાલ્મીકિના જ આશ્રમમાં છે, નહિ કે પૃથ્વી પાસે નહિ.

શ્રી બેલવેલકર ધારે છે કે કદાચ ભવભૂતિએ પદ્મ પુરાણમાંથી લીધું હશે અથવા તો પુરાણકાર અને ભવભૂતિ બંનેની આધારકથા એક હશે અને તેમાંથી લીધું બંનેએ લીધું હોય.

પણ પુરાણોનો સમય અનિશ્ચિત છે. તેથી કોણે કોનામાંથી લીધું એ કહી શકાય નહિ. તેથી પદ્મપુરાણ જ ભવભૂતિની આધારકથા હશે એ માટે સ્પષ્ટ સાબિતિ નથી.

## રામકથાનાં બૌદ્ધ જૈન તથા હિન્દુ રૂપાન્તરે

દશરથજાતકમાં રામકથાનું બૌદ્ધ રૂપાન્તર મળે છે. તેમાં દશરથને એની પ્રથમ પત્નીથી રામ લક્ષ્મણ અને સીતા એમ ત્રણ સંતાનો હોય છે. પહેલી પત્નીના મૃત્યુ પછી એ બીજી પત્ની પરણે છે. એનાથી તેને એક ભરત નામનો પુત્ર થાય છે. અત્યંત હર્ષના આવેશમાં દશરથ એની પત્નીને એક વરદાન આપે છે. સાત આઠ વર્ષ પછી તેની પત્ની એ વરદાન માગે છે અને તેમાં પોતાના પુત્ર ભરત માટે ગાદી માગે છે. દશરથ ના પાડે છે પણ પોતાના રામ વગેરે સંતાનોની સલામતી ખાતર તે એમને બાર વર્ષ વનમાં રહેવા કહે છે. કારણ જોશીઓએ કહ્યું હોય છે કે તે બાર વર્ષ જીવશે. રામ પોતાની બહેન સીતા અને લક્ષ્મણ સાથે જાય છે પણ દશરથ તો બાર વર્ષ પહેલાં જ મૃત્યુ પામે છે. વિધવા રાણી ભરતને ગાદી અપાવવા પ્રયત્ન કરે છે પણ ભરત ના પાડે છે. પોતાના મોટાભાઈનો જ ગાદી ઉપર હક હોવાથી તે એની તપાસમાં જાય છે, બાર વર્ષ પૂર્ણ થયાં ન હોવાથી રામ ના પાડે છે. બાર વર્ષ પછી તે ગાદી સ્વીકારે છે.

આમ આ કથા તો તદ્દન જુદી છે.

તેવી જ રીતે રામકથાનું જૈન રૂપાન્તર પણ તદ્દન જુદું છે. એમાં રામને જૈન સાધુ તરીકે બતાવવામાં આવે છે. સીતા પણ છેલ્લે જૈન સાધ્વી થઈ જાય છે.

આવી જ રીતે રામકથાનાં હિન્દુ રૂપાન્તર પણ મળે છે. પણ ભવભૂતિની કથા આ કોઈ રૂપાન્તર ઉપરથી લેવાઈ હોય એમ લાગતું નથી.

[ ૪ ] વસ્તુસંકલન

આગળના પ્રકરણમાં જોયું તેમ વસ્તુ તો ભવભૂતિ માટે તૈયાર જ છે. સીતાનો ત્યાગ, તેને બચાવવામાં આવે છે તે, જોડકા પુત્રોનો જન્મ તેમની કેળવણી, અશ્વમેધ યજ્ઞ અને અશ્વ પકડવામાં છોકરાઓએ દાખવેલું પરાક્રમ, પુત્રોની ઓળખ અને સીતાની છેલ્લી કસોટી—આમ ઉત્તરરામચરિતના આ મુખ્ય મુખ્ય પ્રસંગો તો ભવભૂતિ માટે તૈયાર જ છે. શ્રી બેલવેલકર કહે છે તેમ: "વસ્તુ સર્જવાનું ભવભૂતિનું કામ નહોતું. કે અમુક પ્રસંગોમાં ફેરફાર કરીને તે બધાને અમુક ક્રમમાં સાંકળીને ગોઠવી આપવાનું પણ ભવભૂતિનું કામ નહોતું. તેમને તો એક જ પ્રશ્નનો ઉકેલ લાવવો છે કે રામ સીતાને ત્યજી જ કેમ શકે ? અને ધારો કે, ગમે તે કારણે ત્યજી તો તેમના મનમાંથી બધાં વાદળ, સઘળી શંકા અને દરેક પ્રકારનો અવિશ્વાસ સંપૂર્ણ રીતે દૂર ન થાય ત્યાં સુધી તેઓ ફરીથી મળી શી રીતે શકે ?... ગમે તેમ કરી મેળ કરાવી તેમની વિખવાદની બાબત ગમે તે રીતે પછી તેઓ અંદર અંદર સમજી લે એવો મેળ ભવભૂતિ ઇચ્છતો નથી સહુ પ્રથમ હૃદયનો સુમેળ થવો જોઈએ. આ જ મનોવૈજ્ઞાનિક કોયડો ભવભૂતિ આ નાટકમાં લાવે છે +

સીતાને ત્યાગ કર્યાનું દુ:ખ નથી. પણ એને કલંકસિવાય તેવી રીતે ત્યજી એનો એને કારી ઘા લાગી ગયો છે. તેથી કોઈ પણ જાતનો મેળ કરાવતાં પહેલાં તેના મનમાંથી આ ડંખ સંપૂર્ણ રીતે દૂર થવો જ જોઈએ રામ પક્ષે પણ ભલે રામને પોતાને સીતા માટે કોઈ શંકા નથી છતાં પ્રજાના મનમાં ઉદ્દભવેલી શંકા કોઈ પણ રીતના પુનર્મેળ પહેલાં દૂર થવી જ જોઈએ. ત્યાર પછી જ ઉભયનું બાહ્ય મિલન થવું જોઈએ. કોઈ પક્ષે મનમાં ઊંડે ઊંડે પણ વસવસો ન રહેવો જોઈએ

+ વાંચો—ઉ. ચ. ની અંગ્રેજી પ્રસ્તાવના ડૉ. બેલવેલકર,

આ જ મનોવૈજ્ઞાનિક પ્રશ્નની આસપાસ ભવભૂતિ પોતાનું આ નાટક રચે છે. ઉ. ચરિતના વસ્તુસંકલનની વિશિષ્ટતા તે 'આ. उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते તે કથનની સાર્થકતા ઉ. ચરિતના વસ્તુસંકલનમાં સાર્થક થાય છે. સુગમતા ખાતર વસ્તુના બે ભાગ પાડીશું—

(૧) સીતા ત્યાગ અને મનભેગ (સીતા પક્ષે) અંક-૧-૨-૩.

(૨) મિલનની તૈયારી અને મિલન-અંક-૪-૫-૬-૭.

### અંક ૧ ના પ્રસંગો

પ્રથમ અંકનું નામ તો છે 'ચિત્રદર્શન' પણ સીતાનો ત્યાગ કરાવવો એ એનો ઉદ્દેશ છે. આવું કેમ બન્યું ? આ યુગલ વિખુટું કેમ પડ્યું ? એ પ્રશ્નનો ઉકેલ ભવભૂતિ આ અંકમાં આપે છે. અંક ૧ ના દરેક પ્રસંગો આ જ ઉદ્દેશથી સર્જાયા છે. ભવભૂતિની કલા વિશિષ્ટતા પહેલા જ અંકના પ્રસંગોની ચર્ચામાં વધારે સ્પષ્ટ થશે—

### પ્રસ્તાવના અને નાન્દી શ્લોક

ભવભૂતિની વિશિષ્ટ કલાની અહીં નાટકની પ્રસ્તાવનાથી જ પ્રતીતિ થાય છે. પ્રસ્તાવના છે તો કેવળ શાસ્ત્રોક્ત પણ સૂત્રધાર અને નટના આ સંવાદમાં ભવભૂતિ પોતાના આ નાટકના ઘણા પ્રસંગોનું સૂચન કરી દે છે. આ પ્રસ્તાવના નીચેની વિગતો બતાવે છે—

(૧) નાટક ઉત્તરરામચરિત છે. અને સમય રામના રાજ્યાભિષેક પછીનો છે. આજ સુધી અયોધ્યાનું ચોટે ચૌટું રાજ્યાભિષેકના ઉત્સવોથી ગાજતું હતું પણ આ વેળા સહુ મહેમાનો વિદાય થવાથી નગરમાં કંઈ ધામધૂમ નથી.

(૨) વસિષ્ઠ અરુન્ધતી અને રામની માતાઓ—કોઈ અયોધ્યામાં હાજર નથી. બાર વર્ષના લાંબા સમય માટે તેઓ જમાઈને ઘેર યજ્ઞમાં ગયા છે. સીતાને પૂરા દિવસ જતા હોવા છતાં સહુ લાંબા સમય માટે એને છોડીને ગયા છે. વડીલોની આ ગેરહાજરી ઉપર અહીં ખાસ ભાર મૂક્યો છે.

(૩) જનક પણ વિદેહ પાછા ગયા છે. આમ સીતાનો ત્યાગ થઈ જ કેમ શકે અને જો થયો તો તે કયા પ્રસંગોમાં થયો તે બાબત ભવભૂતિ

પ્રથમથી જ સ્પષ્ટ કરે છે. વડીલોની ગેરહાજરીમાં જે કંઈ બન્યું તે બન્યું એ કવિ સહુ પ્રથમથી જ જણાવી દે છે.

(૪) માનવ પ્રકૃતિ દોષૈકદૃક્ જ હોય છે. સીતા લાંબો સમય રાવણને ઘેર રહી તેથી લોકોમાં એના ચારિત્ર્ય માટે કંઈ કંઈ વાતો ફેલાવા લાગી છે. સીતાની અગ્નિશુદ્ધિ થઈ હશે પણ એ તો બન્યું યોજનો દૂર એટલે દૂર થયેલી એ અગ્નિશુદ્ધિમાં લોકોને શ્રદ્ધા નથી. વળી અહીં કંઈ એકાદ બે માણસની શંકા નથી. અહીં તો સમસ્ત પ્રજા રામની સામે થઈ ગઈ છે. એ પ્રસંગે સીતાનો ત્યાગ કર્યા સિવાય રામને છૂટકો નહોતો. આ બાબત કવિ અહીં પ્રસ્તાવનામાં જ સ્પષ્ટ કરે છે.

(૫) આ કિંવદન્તી કેવળ લોકોમાં પ્રસરી જ છે, હજી રામને કાને ગઈ નથી એમ અહીં સ્પષ્ટ કહે છે પણ કદાપિ જો એમ બને તો ભારે આપત્તિ આવી પડે એમ હતું. આમ રામના જીવનની કરુણ ઘટનાનું અહીં ખાસ સૂચન થાય છે.

(૬) જનક જવાથી સીતા જરા ઉદ્વિગ્ન છે. એને સાંત્વન આપવા જ રામને ત્યાં ખાસ રાખ્યા છે. આથી જો કંઈ વાત રામને કાને જાય તો ભારે થઈ જાય એ સ્પષ્ટ છે.

(૭) લોકો જ દુર્જન, અતિ દુર્જન છે, તેથી જ રામને તાત્કાલિક નિર્ણય લેવો પડ્યો.

(૮) सर्वथा ऋषयो देवताश्च श्रेयो विधास्यन्ति......અહીં છેક સાતમા અંકના સુખદ અંતનું સૂચન છે. આમ સુખદ અંતનું ભવભૂતિ પહેલેથી જ સૂચન કરે છે. ઉપરાંત સાતમા અંકમાં વાલ્મીકિ અને અરુન્ધતી તથા પૃથ્વી ભાગીરથી જે ભાગ ભજવવાનાં છે એનું પણ અહીં સૂચન છે.

(૯) ટીકાકાર વીરરાઘવ તો સાતે ય અંકનો સાર નાન્દી શ્લોકમાં છે તેમ બતાવે છે. ટીકાકાર ઘનશ્યામ બતાવે છે કે नान्दी શ્લોકમાંના कलाम् અને आत्मनः શબ્દો સીતા અને રામનું સૂચન કરે છે. આ ઉપરથી શ્રી ઉમાશંકર જોશી બતાવે છે કે પ્રેમ આત્માનો અમૃત અંશ છે.

જ્યારે નાન્દી શ્લોકમાં આટલું બધું સૂચન થતું વિદ્વાનો જુએ છે ત્યારે ભવભૂતિ આ-માનો જે અમર પ્રેમ બતાવવા માગે છે તેનું 'નાન્દી' માં જ સૂચન થતું આપણે પણ જોઈશું.

(૧૦) શ્રી આનંદશંકરભાઈ ધ્રુવ બતાવે છે તે એક વધારે સૂચન પણ અમે આ નાન્દી શ્લોકમાં જોઈશું. એમના જ શબ્દો લઈએ: "કવિતા એ શું છે એનું ભવભૂતિ અહીં સૂચન કરે છે. કવિતા અમૃત સ્વરૂપ છે. આત્માની કલા છે, વાગ્દેવી રૂપ છે એમ ભવભૂતિ પોતે જ સૂચવે છે."

ઉ. ચરિત ભવભૂતિની પરિણતપ્રજ્ઞાની જ પ્રસાદી છે અને એની નાટ્યકલાની ઝાંખી અહીં આ કલાત્મક પ્રસ્તાવનાથી જ થઈ જાય છે.

**અષ્ટાવક્રનો પ્રવેશ : : વસિષ્ઠ અને અન્ય વડીલોનો સંદેશો.**

અષ્ટાવક્ર ઋષ્યશૃંગને આશ્રમેથી આવે છે. રામ અને સીતા માટે વસિષ્ઠ તથા અન્ય વડીલોનો સંદેશો તે લાવે છે. સુગમતા ખાતર કોનો કોનો કોના પ્રત્યે શો સંદેશ છે તે ટૂંકમાં આપણે જોઈશું—

(અ) વસિષ્ઠનો ખાસ સીતાને સદેશ. (બ) વસિષ્ઠનો રામને ખાસ સદેશ (ક) ઋષ્યશૃંગનો ખાસ સીતાને સદેશો (ડ) અરુન્ધતી, શાન્તા અને માતાઓનો ખાસ રામને સંદેશો.

विश्वंभरा भगवती भवतीमसूत
राजा प्रजापतिसमो जनकः पिता ते ।
तेषां कुले त्वमसि नन्दिनि पार्थिवानां
येषां कुलेषु सविता च गुरुर्वयम् च ॥

વસિષ્ઠનો સીતા પ્રત્યેનો સંદેશો તો બહુ સાધારણ છે પણ એ અર્થઘન છે. સીતા ઉચ્ચ કુળમાં જન્મી છે. તે એવી માતાની પુત્રી છે કે જેનામાં વિશ્વને ધારવાની શક્તિ છે. એ કદી એના ભારથી મુક્ત થતી જ નથી અને એના કામથી એ થાકતી જ નથી. એના પિતા જનક પણ પ્રજાપતિસમા છે. પ્રખ્યાત રઘુકુળ એનું શ્વશુરકુળ છે કે જે કુળ રાજવી આદર્શ અને વચનપાલન માટે પ્રખ્યાત છે.

અહીં એ સૂચન છે કે કદાપિ જો સીતા ઉપર દુઃખ આવી પડે તો રઘુકુળનો આદર્શ લક્ષમાં લઈ સીતાએ તે વધાવી લેવું. એની માતાની અપાર શક્તિ એનામાં પણ છે જ અને એ શક્તિથી સઘળું સહેવું. એના પિતાની પવિત્રતા અને રઘુવંશનું તેજ એને એ દુઃખ સહન કરવાની સહાય કરશે. સંદેશા પાછળનો આ ગહન અર્થ સીતાને સમજાયો તો નથી સમજતો પણ દુઃખમાં આ જ શબ્દો એને આશ્વાસનરૂપ થઈ પડે છે.

વસિષ્ઠ રામને ખાસ સંદેશો કહાવે છે. રામને કાને સીતાની વાત પહોંચે તે પહેલાં આ સંદેશો રામનું મન સર કરે છે. વસિષ્ઠ બહુ સાધારણ ભાવે કહે છેઃ તું હજી નાનો છે. બિનઅનુભવી છે. વળી રાજ્ય નવું છે અને હું તારી પાસે નથી. તેથી તારી પહેલી ફરજ પ્રજાને જીતી લેવાની છે. તેથી હંમેશ પ્રજાને સંતોષવા તું યત્ન કરજે. રઘુકુળનું એ જ પરમ ધન છે. રામના યુવાન અને બિનઅનુભવી માનસને આટલું માર્ગદર્શન અનુરૂપ થઈ પડે છે. પોતાની નવી રાજકીય ફરજ પ્રત્યે રામ આ સંદેશાથી વધુ સભાન બને છે. અર્થાત્ વસિષ્ઠ સૂચવે છે કે કદાપિ જો રાજ્યકાર્યમાં મુશ્કેલીભર્યો પ્રશ્ન ઉપસ્થિત થાય તો ગભરાતું નહિ પણ મેં આપેલી લાઈનદોરી પ્રમાણે વિચારી એ પ્રશ્નનો ઉકેલ આણવો.

બસ. આ એક જ જાદુઈ મંત્રની અસરથી રામ સીતાત્યાગના તાત્કાલિક નિર્ણય ઉપર આવે છે. પ્રજા નારાજ થાય એ બીક આવું પાછું જોયા સિવાય એ સીધો સીતાત્યાગનો જ નિર્ણય લે છે. કઈ મનોદશામાં રામે સીતાનો ત્યાગ કર્યો એ અહીં કવિ સ્પષ્ટ કરે છે.

વસિષ્ઠ તો બહુ સહજભાવે સલાહ આપે છે પણ તેમને શી ખબર કે પોતાની જ સલાહ આમ ખતરનાક નીવડશે ?

આ નિર્ણય તરત જ અમલમાં મૂકવામાં રામને બીજી પણ એક સરળતા પડે છે. રામની માતાઓ અને ખાસ કરીને અરુન્ધતી તથા શાન્તા તરફથી રામને ખાસ ભાર દઈ દઈને સીતાનું દોહદ વહેલી તકે પૂરવાનું કહેવામાં આવે છે. સીતાને કયે મિષે તજવી એ રામને વિચારવાનું હવે રહેતું જ નથી. સીતાનું વનગમનનું દોહદ એને તરત યાદ આવે છે અને એ મિષે રામ સીતાનો તરત જ ત્યાગ કરે છે.

ઋષ્યશૃંગ સીતાને ખાસ સંદેશો મોકલે છે કે સીતાને પૂરા દિવસ જતા હોવાથી તેને સહુએ સાથે લીધી નથી પણ રામને એની ખાસ સંભાળ માટે રાખ્યા છે. સંદેશો તો બહુ વ્યવહારુ અને સાદો છે પણ એમાં પણ રામને સરળતા કરવાનો જ હેતુ છે. રામને સીતાની ખાસ કાળજી માટે મૂક્યા છે. સીતાનું દોહદ શીઘ્રતમમ્ પૂરવું એથી વધારે બીજી ખાસ કાળજી કઈ હોઈ શકે ?

કોને ખબર હતી કે આ સંદેશો જ ખતરનાક નીવડશે ? રામના વડીલોને ક્યાં ખબર હતી કે આ રીતે તેઓ પોતાના જ પગ ઉપર કુહાડી

મારી રહ્યા છે ! સંદેશો જાતે ન આપતાં ત્યાં છેક પહોંચીને ખાસ માણસ દ્વારા મોકલે છે એટલે એની રામના મન ઉપર ભારે અસર રહે છે.

આમ આ સંદેશો ખાસ અગત્ય ધરાવે છે : (૧) આવનાર આપત્તિનું અહીં સૂચન થાય છે. (૨) સીતાની પવિત્રતા અને શક્તિ પણ સૂચવાય છે. (૩) સીતાને વીર પુત્રો થશે એનું સૂચન પણ છે. केवलं वीरप्रसवा भूया...पुत्रपूर्णोत्सङ्गाम्...आयुष्मती...આ બધું પ્રેક્ષકોને તો સૂચવે જ છે કે સીતા જીવતી રહેશે અને વીર પુત્રોને જન્મ આપશે. આમ ભાવિ શુભની અહીં ઝાંખી થાય છે. (૪) स्नेहं दयां च...ઈ. શબ્દો દ્વારા રામની પ્રજા માટેની જે લાગણી વ્યક્ત થાય છે અને સીતા એને બીરદાવતાં જે ગૌરવ અનુભવે છે એનું મૂળ કારણ આ સંદેશો જ છે. પ્રજા ખાતર સઘળી કુરબાની કરનાર રાઘવકુલધુરંધર સ્વામી માટે સીતા સાચે જ ગૌરવ અનુભવે છે (૫) રામને ખાસ સીતા માટે રાખવામાં આવ્યા છે એ હકીકત ઉપરથી તો હવે પછીના ખાસ પ્રસંગો સરજાય છે.

આ નાનકડા પ્રસંગની આમ અનેકવિધ નાટ્ય અગત્ય છે.

ચિત્રદર્શન પ્રસંગ

આ અંકનો આ મુખ્ય પ્રસંગ છે. વસ્તુમાં તો ખાસ કંઈ નથી. સહુ વડીલો અને ખાસ કરીને સીતાના પિતા જનક વિદેહ પાછા ગયા છે તેથી સીતા જરા ખિન્ન છે. એનો એ અણગમો દૂર કરવા જ ખાસ આ પ્રસંગ યોજાયો છે. વનવાસનું કપરું દુઃખ હોવા છતાં, આરણ્યકનું જીવન જીવવા છતાં, એ મુશ્કેલીભર્યા દિવસોમાં પણ રામ અને સીતાએ પંચવટીમાં તેમના જીવનનો જે સુખદમાં સુખદ સમય વીતાવ્યો હતો એના સંભારણારૂપ આ ચિત્રો જ સીતાની ગમગીની દૂર કરી શકે. આમ સીતાના આનંદ માટે જ ખાસ તો આ દશ્ય પ્રયોજાયું છે પરંતુ—

આટલેથી જ આ દશ્યની અગત્ય પતી જતી નથી. આ દશ્ય ભવભૂતિએ હેતુપુરઃસર જ પ્રયોજ્યું છે.

પહેલું તો એ નોંધવાનું કે ભવભૂતિ જ્યારે રામનું ઉ. ચરિત આલેખે છે ત્યારે એ ધારી અસર ઉપજાવી શકે તે માટે રામનું પૂરું ચરિત આપવું પણ તેમને માટે એટલું જ જરૂરી છે. સીતાના લાંબા સમયના રક્ષોગૃહ નિવાસથી લોકોમાં સીતાના ચારિત્ર્ય બાબત ખોટી ખરાબ વાતો થવા લાગી છે. આથી રામ સીતાનો ત્યાગ કરે છે. આમ તેમનું જીવન આ કરુણ

ઘટનાને લીધે દુઃખમય બની જાય છે. રામના ઉત્તરજીવનમાં આવતા ક્યાં એ વસમા દિવસો અને ક્યાં પહેલાંના સુખદ રમણીય દિવસો કે જેની યાદ પણ આજે તેમની ગમગીની દૂર કરી શકે છે ?

આથી જ રામનું પૂર્વચરિત આલેખવામાં ભવભૂતિ ઘણી જ કાળજી લે છે. ભવભૂતિ રામના પૂર્વચરિતમાંથી અમુક જ પ્રસંગોની વરણી કરે છે. લગ્ન વખતના મિથિલાના બનાવોનું કેવું સુંદર દૃશ્ય ! વિવાહ માટે તૈયાર થયેલા ચાર ભાઈઓને જોતાં સીતા હરખાઈ જાય છે. હસ્તમેળાપ વખતનો સીતાનો સ્પર્શ, નવા નવા પરણ્યા હતા ત્યારે માતાઓ એમની સંભાળ લેતી, પિતા જીવતા હતા અને નાનકડી સીતાનું મુખ જોઈ માતાઓ ઘેલી ઘેલી થઈ જતી એ દિવસોનું આલેખન ચિત્રમાં જોતાં રામ આનંદઘેલા થઈ જાય છે શ્યામ વડ નીચે થાકેલી સીતા રામના વક્ષઃસ્થલ ઉપર ઊંઘી ગઈ હતી તે, જનસ્થાનની વચ્ચેનો પ્રસ્રવણ ગિરિ, અને ગોદાવરીના તીર ઉપરના એ આનંદમય દિવસો ! અને પેલી પંચવટી કે જેની સાથે કેટકેટલી મધુર સ્મૃતિ જડાઈ છે ! "જ્યારે સીતા જ એના જીવનમાં મુખ્ય હતી તેવા પોતાના પૂર્વજીવનના પ્રસંગોનાં ખાસ ચિત્રો પોતાના મહેલની દિવાલો ઉપર ગમે ચીતરાવ્યાં છે તે હકીકત તથા એ ચિત્રો તરફ એ કેટલા ભાવથી નિરખે છે તે હકીકત તથા પ્રિયતમા સાથે ગાળેલું તે આનંદમય જીવન તે સંભારે છે તે આપણે જ્યારે જોઈએ છીએ ત્યારે આપણે સ્પષ્ટ સમજી શકીએ છીએ કે આ મધુર સંભારણા પ્રત્યે એમને ખાસ નૈસર્ગિક લાગણી છે. પત્નીના ગયા પછી શોકમાં પણ એ જ ચિત્રોમાં તેને કંઈક શાંતિ મળશે એ આપણે સમજી શકીએ છીએ અને હવે આપણને એટલું પણ કહેવાની જરૂર રહેતી નથી કે રામ બીજી વખત નથી પરણ્યા—અલબત્ત તે પરણ્યા નહોતા પરણે નહિ અને પરણી શકે નહિ."*

આ ચિત્રો જોઈને રામના મુખમાંથી જે ઉદ્‌ગાર નીકળે છે તે તેમના અંતરમાંથી જ નીકળે છે. બીજા અને ત્રીજા અંકમાં જ્યારે રામ ફરીથી તે તે સ્થળોની મુલાકાત લે છે ત્યારના એમના ઉદ્‌ગાર આ દૃશ્યને લીધે બહુ સહજ અને સ્વાભાવિક લાગે છે. એવી અવર્ણનીય-

* વાંચો ડૉ. બેલવેલકરની ઉ. ચ. ની અંગ્રેજી પ્રસ્તાવના.

મધુરી યાદ સાથે એ સ્થળો રામના જીવનમાં વણાઈ ગયાં હતાં કે તેમને ફરીથી એમના સીતાવિહોણા જીવનમાં જોતાં રામનું અંતઃકરણ દ્રવી ઊઠે છે.

"ચિત્રોનો તો કવિ કેવળ ઉલ્લેખ જ કરે છે. વિગતો આપણે સહેલાઈથી મેળવી શકીએ છીએ. તે જેટલું રાખે છે એમાં એની નાટ્યકલા દેખાય છે તેટલી જ એ જેટલું કાઢી નાખે છે એમાં પણ દેખાય છે. જેમકે અહલ્યાનો પ્રસંગ અને વાલીનું યુદ્ધ. રાક્ષસોના ઉલ્લેખથી એનું હૃદય આર્દ્ર બને છે એમાં પણ ખાસ કલાપ્રાચુર્ય દેખાય છે. આમ આ ચિત્રદર્શન પ્રસંગ ભવભૂતિના હાથમાં તો એક મૌલિક પ્રસંગ જ બની રહે છે."×

"આ ચિત્રદર્શન રામ અને સીતાનો એકમેક પ્રત્યેનો પારાવાર પ્રેમ પ્રગટ કરે છે. એક બીજાથી જુદા રહેવાનો વિચાર પણ તે કરી શકતાં નથી. આમ આ ચિત્રદર્શન પ્રસંગ દ્વારા ભવભૂતિ ખાસ બતાવવા માગે છે કે સીતાના ત્યાગ પછી રામ અને સીતા બંને ય એક સરખાં દુઃખી થશે." ×

રામ અને સીતા કેટલાં એક છે તે ખાસ આ પ્રસંગ દ્વારા ભવભૂતિ બતાવે છે. રાવણ સીતાને હરી ગયો એ વિયોગથી બંને જણ એટલાં હબકી ગયાં છે કે વિયોગની વાત પણ તે ખમી શકતાં નથી. વિયોગના ચિત્રથી પણ તેઓ ભડકે છે. રાવણ સીતાને હરી ગયો એ પછી વનના પથ્થરે પથ્થરને પીગળાવતું જે આક્રંદ રામે કર્યું એ ચિત્ર જોતાં રામ અને સીતા બંને રડી ઊઠે છે. હૃદયના મર્મમાં થયેલા વ્રણની પેઠે એ ઘા રામને સાલ્યા કરે છે.

રામને પોતાને સીતાના ચારિત્ર્યમાં કેટલો વિશ્વાસ હતો એ કવિ અહીં આ દૃશ્યમાં જ બતાવી દે છે. સીતા અને કલંક ! રામ તો બંનેનો સંયોગ કલ્પી પણ શકતા નથી. એટલું જ નહિ પણ સીતા અને લક્ષ્મણ બંને દેખતાં રામ આ વાત કબૂલ કરે છે.

उत्पत्तिपरिपूतायाः किमस्याः पावनान्तरैः ।
तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः ॥

---

× પ્રા. બેલસરેકર

છતાં એ જ કલંકને નિમિત્ત બનાવી રામ સીતાનો ત્યાગ કરે છે. કેટલું કરુણ !

ખાસ અગ્નિશુદ્ધિનો ઉલ્લેખ કરીને કવિ આ કલંક અને તે વિશે રામના અંગત વિચારો આપણને જણાવવાની તક લે છે. "લક્ષ્મણ સહેલાઈથી કહી શક્યો હોત કે ચિત્રો 'આપણે લંકા પાછા આવ્યા' અથવા ભરતને નંદિગ્રામમાં મળ્યા ત્યાં ખલાસ થાય છે. પણ એમ કહેવાને બદલે તે સીતાની અગ્નિશુદ્ધિનો ઉલ્લેખ કરે છે. यावदार्यायाः हुताशने विशुद्धिः । લક્ષ્મણના આ શબ્દો કવિને જોઈતી તક આપે છે."*

રામ, લક્ષ્મણ કે સીતા કોઈને ખબર નથી કે જે કલંકમાં રામ માનતા નથી એ જ વાતને નિમિત્ત બનાવી એ સીતાને તજવાના છે. માલ્યવાન પર્વત ઉપરના પોતાના વિલાપનું વર્ણન એ ખમી શકતા નથી. ચિત્રમાં એ પ્રસંગ ફરી જોવાથી રામને એક વખત તો એવું જ લાગે છે કે જાણે જાનકીનો વિયોગ ફરી આવ્યો છે. આમ રામ બહુ સ્વાભાવિક રીતે બોલે છે કે प्रत्यावृत्तः पुनरिव स मे जानकीविप्रयोगः । પણ એ શબ્દોમાં જ જાણે ભાવિ કરુણ ઘટનાના ઓળા તો નથી પડતા ! આ ત્રિપુટીને એનો ખ્યાલ પણ નથી પણ પ્રેક્ષકો તો રામ, સીતા અને લક્ષ્મણના આ શબ્દો ઉપરથી સમજી ગયા છે કે આ યુગલને માથે જરૂર એક દુઃખચક્ર આવી પડવાનું છે. આ આખા દૃશ્યમાં આમ એક પ્રકારની કરુણાત્મક વક્રોક્તિ જ રહેલી છે. "આમ રામ અને સીતા જ્યારે પહેલાં અનુભવેલા આશીર્વાદ સમા દુઃખને થોડે ઘણે અંશે ભૂતકાળમાં બની ગયેલા માનીને અત્યારે કેવળ વર્તમાન આનંદસુખની હેલીની પ્યાલી ભરવા જ એ સંભારી રહ્યા છે ત્યારે પ્રેક્ષકોને કાને તો કલંકની વાત ક્યારની પહોંચી ગઈ છે. તેઓ આ બંને ઉપર તોળાઈ રહેલું ભાવી જોઈ શકે છે. રામના વાક્યમાં જાણે અજાણે પણ કેમ એક પ્રકારનું દર્દ આવી જાય છે તે પ્રેક્ષકો તરત સમજી શકે છે, જે વસ્તુ પોતે જાણતા નથી એના પડઘા તો એમાં જાણે ન પડતા હોય ! ગંગ ભાગી-રથીને જે પ્રાર્થના કરે છે ત્યાં પણ શોકઘેરા હરિણીવૃત્તમાં જ એક શ્લોક છે."*

---

* વાંચો ડૉ. બેલવેલકર—ઉ. ચ. ની અંગ્રેજી પ્રસ્તાવના.

"મહેલની દિવાલો ઉપર આલેખેલો જોવાતો રામનો ઇતિહાસ ભલે' જીવંત લાગે છતાં અજાણતાં જ એમાં આનંદ કરતાં દુઃખદર્દના સૂર સંભળાય છે. પિતાની ગેરહાજરીમાં સીતાનું મન ખુશ કરવા માટે ચિત્રો બતાવવામાં આવે છે. પણ નાટકના બીજા ભાગની માફક આ પ્રસંગ પણ સૂક્ષ્મ સૂચન અને ભાવાતિરેકના ચમત્કાર જેવો જ બની રહે છે. સીતા અને રામ પોતાના જીવનના પ્રસંગો જુએ છે ત્યારે બે ભાવ તેમને હલમલાવી મૂકે છે: એક ક્ષોભ અને દુઃખનો ભાવ એ બાબતનો કે તેમનો આનંદ ભૂતકાળનો છે અને એ કેવળ સ્મૃતિરૂપ જ બની ગયો છે અને બીજો એક પ્રકારની ગમગીનીનો ભાવ કે તેમનું દુઃખ સદા સર્વદા ન રૂઝાતા ઘાની માફક જેવું ને તેવું જ રહે છે. વાતના પ્રત્યેક શબ્દમાં પ્રેક્ષકો પોતાની અગમબુદ્ધિથી એક પ્રકારની વક્રોકિત જોઇ શકે છે. પાત્રો એક પ્રકારની એવી ગ્લાનિ અનુભવે છે કે જે તેઓ પોતે સમજી શકતાં નથી છતાં એ શોકઘેરા સૂર તેમને પહોંચે છે ! એ ભાવિ દુઃખ તેઓ અનુભવે છે ખરા પણ જોઈ શકતા નથી. સીતાના મુખમાંથી પૂર્વે માણેલા યૌવનસુખોના સ્થળ ફરીથી જોવાનું દોહદ વ્યક્ત થાય છે. અલબત્ત અહીં પણ એ જ કરુણાત્મક વક્રોક્તિ છે કે સીતા એ જ સ્થળે સુખમય રથમાં જશે પણ એ વેળા કેવળ મૃત્યુ જ એને માથે ભમતું હશે, જીવન નહિ. આમ પાત્રો જાણે સ્વપ્નસૃષ્ટિમાં વિહરતાં હોય તેવું લાગે છે. બધું અવાસ્તવિક અને અશુભસૂચક જ ભાસે છે."×

આમ જે જે પ્રસંગનો અહીં ઉલ્લેખ થયો છે તે તે જોઈને રામ અને સીતા પરમ સુખ અનુભવતાં હોવા છતાં એમાં અજાણપણે એક પ્રકારનાં શોકનાં આંદોલન જ જાગે છે. પંચવટીને જોતાં ત્યાં માણેલું સુખ યાદ આવવાને બદલે ત્યાંથી થયેલો રામનો વિયોગ જ જાણે સીતાને યાદ આવે છે. સીતાનું મન કેટલું નાજુક છે એ બતાવવા કવિ અહીં કરુણાત્મક-વક્રોકિત પ્રયોજે છે કે પરશુરામ, મંથરા, તાટકા વગેરેનું નામ સાંભળતાં પણ જેને ત્રાસ થઈ જાય છે, યુદ્ધની વાત પણ જેને ગમતી નથી, વિયોગની વાત જે ખમી શકતી નથી એ સીતા રામે કરેલા ત્યાગનું દુઃખ કેમ કેમ વેઠી શકશે ! આમ પ્રસંગોની વરણી જ એવી થઈ છે કે જેમાં આવનાર આપત્તિના ઓળાયા દૂર દૂરથી પણ પડતા લાગે.

* ડૉ. બેલવેલકર ઉ. ચ. ની પ્રસ્તાવના.
× વાંચો એચ. જી. વેલ્સ 'હિંદનાં સંસ્કૃત નાટકો.'

આ પ્રસંગની એક બીજી ખાસ અગત્ય એ છે કે એનાથી સીતાને વન જોવાનું દોહદ થાય છે. જ્યારે તે સીતાત્યાગનો નિર્ણય લે છે ત્યારે આ મિષે એ સહેલાઈથી તેમ કરી શકે છે. જે દૃશ્ય સીતાના આનંદ માટે પ્રયોજાયું છે એ જ એને દુઃખના ગર્તમાં ધકેલે છે. આમ આ દૃશ્ય નાટકની કરુણાત્મકતાનું પણ કારણ બને છે.

આ પ્રસંગમાં એક પ્રકારનું સંકલનલાઘવ રહેલું છે. આ દૃશ્ય દરમિયાન બે નાના પ્રસંગો બને છે. જૃમ્ભકાસ્ત્રોનું ચિત્ર જોતાં રામ એમને પોતાની સંતતિની સેવામાં રહેવાની આજ્ઞા કરે છે. રામ પોતે સહજભાવે આ બોલે છે, પણ સાતમા અંકમાં જ્યારે જૃમ્ભકાસ્ત્રો તેનાં સંતાનો આગળ પ્રગટ થાય છે ત્યારે આ નાનકડા વાક્યની અગત્ય સમજાય છે. તેવી જ રીતે ભગવતી ભાગીરથીનું ચિત્ર જોતા રામ ગંગાને સીતાની સોંપણી કરે છે. अरुन्धतीव स्नुषायाम्...૪. રામની આ આજ્ઞા પોતે માથે ચડાવી છે એમ ગંગા સાતમા અંકમાં કહે છે. આમ આ પ્રસંગો દૃશ્ય દરમિયાન લાગે છે બહુ સાધારણ પણ એ નાટ્યદૃષ્ટિએ કેટલા અગત્યના છે એ છેક સાતમા અંકમાં દેખાય છે. વસ્તુસંકલનકલામાં પણ વિશિષ્ટ તત્ત્વ એવું સંકલનલાઘવ પણ આ કવિમાં છે.

હવે પછી રામ અને સીતાની પ્રણયમગ્ન અવસ્થાનું જે દૃશ્ય આવવાનું છે તે પણ આ દૃશ્યને લીધે જ સંભવે છે કારણ પૂર્વનાં સુખદ સંસ્મરણો રૂપ ચિત્રો જોવાથી હૃદયની પ્રેમની લાગણી પણ પ્રબળ બને છે.

ચિત્રો જોયા પછી સીતાને થાક લાગે છે અને તે ઊંઘી જાય છે. આથી પણ હવે પછી આવનાર પ્રસંગો સહજ લાગે છે. રામને સ્વઉક્તિમાં પોતાના મનોભાવ વ્યક્ત કરવાની તક સાંપડે છે અને તે સીતા ત્યાગ કરે છે તે પણ સહેલાઈથી કરી શકે છે કારણ જો સીતા જાગતી હોત તો રામને માટે તે કાર્ય જરા મુશ્કેલ બનત. આમ આ દૃશ્ય જ આ અંકનું કેન્દ્ર હોવાથી આખા અંકનું નામ પણ 'ચિત્રદર્શન' પડ્યું છે. આ દૃશ્યની અગત્ય બતાવવા આટલું પૂરતું છે.

છેલ્લે એ નોંધવું જરૂરી છે કે આ અંકમાં ભવભૂતિની કાવ્યકલા પણ ઉત્કૃષ્ટ બને છે. આ દૃશ્ય નિરૂપવામાં ભવભૂતિ પોતાની સઘળી કલા નીચોવી દે છે કારણ જેટલા ઉત્કટ આ દૃશ્યના ભાવ એટલા જ ઉત્કટ

પછીના દશ્યોના ભાવ બને. જેટલાં હૃદયંગમ આ દશ્યનાં ચિત્રો એટલાં જ હૃદયંગમ હવે પછીનાં કરુણ દશ્યો બને. જેટલી ઉત્કટ આ દશ્યની કવિતા એટલી જ ઉત્કટ અને સંવેદનશીલ હવેનાં દશ્યોની કવિતા બને. આ દશ્યની વિગતો ભવભૂતિ માટે ભલે તૈયાર હોય છતાં તેની અપૂર્વ રજૂઆતને લીધે આ નાટકની યશકલગી સમો આ પ્રસંગ ભવભૂતિના હાથમાં તો એક મૌલિક પ્રસંગ જ બની રહે છે.

## (૪) રામ અને સીતાની પ્રણયમગ્ન અવસ્થાનું દશ્ય

આ દશ્ય પણ એટલું જ ભાવમય છે કારણ જેટલું ઉત્કૃષ્ટ અને ભાવમય આ દશ્ય તેટલું જ ઉત્કૃષ્ટ હવે પછીનું કરુણ દશ્ય બને. રામનો સીતા પ્રત્યેનો ઊંડો અસીમ પ્રેમ અહીં વ્યક્ત થાય છે. એનો સ્પર્શ એનું સંજીવન ઔષધ છે. એ સ્પર્શે રામ કોઈ અવર્ણનીય આનંદ અનુભવે છે. સીતાનાં વચનો એમને પોતાનું જીવનકુસુમ વિકસાવનાર લાગે છે. એ વચનો કર્ણામૃતસમાં અને મનને રસાયણરૂપ થઈ પડે છે. સીતા એના ઘરની લક્ષ્મી છે. એના જીવનની એ અમૃતશલાકા છે. એનો સ્પર્શ એને ચંદનરસ સમો થઈ પડે છે.

આ દશ્ય આવી રીતે જ રજૂ થાય એ જરૂરી છે કારણ તો જ અને તો જ હવે પછી આવનાર દશ્યની કરુણાત્મકતા અસરકારક બને.

અહીં પણ એક પ્રકારની ગમગીની અને શોકની લાગણી અજાણતાં જ વ્યક્ત થાય છે. જે રામ સીતાના વિરહનો વિચાર સુદ્ધાં કરી શકતા નથી એ એને એવી ક્રૂર રીતે ત્યજવાનું તો કેમ જ વિચારી શકે? આમ કિમસ્યા ન પ્રેયો......મં. માં ભાવી કરુણ ઘટનાના કાળા ઓછાયા દૂર દૂરથી પડતા દેખાય છે.

સ્વાભાવિક લાગે છે. આમ આ પ્રસંગે પણ કવિનું સંકલનલાઘવ પાય છે જ.

(૫) દુર્મુખનો પ્રવેશ

દુર્મુખના આગમનને લીધે રામ સીતાને એકદમ ત્યજી દે છે. એના નામ પ્રમાણે એનો પ્રવેશ અને કામ પણ અપ્રિય થઈ પડે છે. રામાયણમાં આ દૂતનું નામ 'ભદ્ર' હોય છે જ્યારે અહીં એનું કામ જોઈ ને જ એને નામ અપાયું છે તે યથાર્થ છે. ખરાબ સમાચાર લાવનાર તો દુર્મુખ જ હોય. ઘેર ઘેર થતી સીતાના કલંકની વાત પણ આ કાળમુખો જ લાવે છે. રથ સજ્જ છે એમ પણ આ માણસ જ કહે છે. લક્ષ્મણને આ ખરાબ સમાચાર આપવા પણ આ જ દુર્મુખ જાય છે. સીતાને રથ સુધી પણ તે જ લઈ જાય છે. આમ આ વિશિષ્ટ પાત્રનો પ્રવેશ પણ સીતા ત્યાગના તાત્કાલિક નિર્ણયનું કારણ થઈ પડે છે.

રામ અને સીતાનાં મૂક હૃદય કેટલીયે મૂક વાતો કરતા આનંદમગ્ન હોય છે તે જ વખતે કલંકની વાત આ પ્રસંગ દ્વારા રામને કાને પહોંચાડવામાં આવે છે. રામ અને સીતાનું ભાગ્યચક્ર અહીંથી જ ફરે છે. અહીંથી નાટકની કરુણ ઘટનાઓનો પ્રારંભ થાય છે. હવે પછી જે પ્રસંગો બને છે તે બરોબર આ પહેલાંના દૃશ્યો કરતાં તદ્દન ઊલટાં છે.

આ દૃષ્ટિએ આ પ્રસંગ અગત્યનો છે. આ જ પ્રસંગને લીધે રામની સ્મરણીય સ્વોક્તિ સંભવે છે.

(૬) રામની સ્વોક્તિ અને તેમનું મનોમંથન

स्नेहं दया च सौख्यं च......ઈ. શબ્દો રામ અહીં સાર્થક કરી બતાવે છે. પણ સીતાને ત્યજતાં રામ કેવી તો વેદના અનુભવે છે એનો ચિતાર આ સ્વોક્તિમાં જ મળે છે. સીતાના કલંકની વાત એ એમના ઉપર તૂટી પડેલું એક વાગ્વજ્ર જ છે અને આ ત્રણ તેમને હમેશ એનો ને એવો જ પીડાકારક રહે છે. અત્યારે રામ એકના દોષથી પોતાનું મન મોકળું કરે છે.

જ સ્નેહ દયા અને જાનકીને પણ છોડીને આખરે તો વિજયી છે.

આમ રામના મનમાં ભાવ સંઘર્ષનું જે દ્વન્દ્વયુદ્ધ જામે છે તે મનોમંથન ભૂતિની કલાની વૈજયન્તી પતાકા સમું લહેરાય છે

) લવણનો પ્રસંગ

. કઠોરકર્મી સીતાને માસભક્ષી પ્રાણીઓને મુખે સોંપતાં રાજા રામ નુ જરા પીગળે છે. સીતાનો છેલ્લો ચરણસ્પર્શ કરતાં રામ જરા ઢીલા ય છે. પણ લવણના આ પ્રસંગથી એમને ફરી પાછું રાજકીય ક્રૂર જેનું ભાન કરાવવામાં આવે છે. 'લવણ' નામનો રાક્ષસ ઋષિઓને ભારે ડા કરે છે એમ સમાચાર આવતાં રામને રાજકીય ફરજોનું ભાન થાય અને શત્રુઘ્નને એ ઋષિઓના રક્ષણ માટે મોકલે છે.

ડૉ. બેલવેલકર ઠીક જ કહે છે કે રક્ષણ માટેની બૂમો યોગ્ય સમયે ર સંભળાય છે કે જ્યારે એને રાજકીય ફરજોની યાદની જરૂર હતી. સાથે ાથે રાક્ષસના ઉલ્લેખથી એમના હૃદયના કોમળ ભાવ પણ પ્રબળ બને છે. | એક ક્ષણ પાછા પડે છે પણ બીજી જ ક્ષણે જુસ્સામાં ને જુસ્સામાં સીતાની પૃથ્વીમાતાને સોંપણી કરી ત્યજી જાય છે. આ પ્રસંગથી એમને જકીય ફરજનું ભાન થાય છે કે સીતાને ત્યજવી એ પણ રાજકીય રજ છે તેથી તે જઈ શકે છે.

બીજું એક સૂચન કરીશ કે કદાપિ જો સીતાએ રામને પોતાની સાથે નવિહાર કરવાનું વચન યાદ દેવડાવ્યું હોત તો પણ આ બહાને તે સીતાને સાથે જવાની ના કહી શકયા હોત.

છેલ્લે રામ સીતાની પૃથ્વી માતાને સોંપણી કરે છે એ પ્રસંગ તો પ્રાય નાનો અને સાધારણ છે પણ નાટ્ય દૃષ્ટિએ એ કેટલો અગત્યનો છે તેની પ્રતીતિ છેક સાતમા અંકમા થાય છે આમ આ પ્રસંગે પણ કવિનું ગ઼ંકલનલાઘવ ઢાંકયું રહેતું નથી.

પ્રથમ અંકની નાટ્યકલા

"નાટ્યકલામાં ભવભૂતિએ કેટલી પ્રગતિ કરી તે આ નાટકના અંતમી પ્રથમ અંકનો કેટલો ફાળો છે એ દૃષ્ટિએ કરેલા પહેલા જ અંકના સૂક્ષ્મ

અધ્યાહારમાં સ્પષ્ટ જણાઈ આવે છે આ અંકમાં રામ સીતાનો ત્યાગ કરવાના છે. સીતાના લાંબા રક્ષોગૃહનિવાસ માટે પ્રજામાં ઘેર ઘેર વાતો થતી હતી. પ્રસ્તાવનામાં જ કવિ આ વસ્તુ પ્રેક્ષકોને જણાવી દે છે. આ કિંવદન્તી રામને કાને પહોંચે અને એ નિમિત્તે એ સીતાને ત્યજે તે પહેલાં જ કવિ કેટલીક બાબતો જણાવી દે છે કે જેથી વાચકો તથા પ્રેક્ષકોને રામના કાર્ય માટે ધિક્કાર ન ઉદ્ભવે. કયા કારણથી અને કયા સંજોગોમાં રામને આ નિર્ણય તાત્કાલિક લેવો પડ્યો એ જાણ્યા સિવાય છે. ય નો કોઈ પણ વાચક કે પ્રેક્ષક રામને ધિક્કારે જ. તેથી કવિ પોતે જ નીચેની પાંચ બાબતો સ્પષ્ટ કરે છે—

(૧) રામને પોતાને એવી વાતોમાં શ્રદ્ધા નથી. (उत्पत्तिपरिपूतायाः) રામને પોતાના આ વિચારો દર્શાવવાની તક મળે એ માટે કવિ ખાસ એક યોજના કરે છે "આપણે લંકા પાછા આવ્યા અથવા ભરતને નંદિ ગ્રામમાં મળ્યા ત્યાં ચિત્રો ખલાસ થાય છે" એમ કહેવાને બદલે લક્ષ્મણ ખાસ યાવદાર્યાયાઃ હુતાશને વિશુદ્ધિ. એમ કહી સીતાની અગ્નિશુદ્ધિનો ખાસ ઉલ્લેખ કરે છે. આ રીતે રામના પોતાના સીતાના ચારિત્ર્ય માટેના વિચારો દર્શાવવાની નાટ્યતક કવિને સાંપડે છે.

(૨) આ ખોટા અપવાદને આધારે પોતાની પત્નીને ત્યજી દેવામાં રામે એક રાજવી ફરજ જ બજાવી હતી અને આમ પ્રજાતંત્રના પોતાના ક્ષત્ર ધર્મનું જ પાલન કર્યું હતું. રાજ્યની કપરી ફરજ માટે સર્વસ્વ ન્યોછાવર કરવાની રામની તમન્ના ૧-૧૨ અને ૧-૪૧, ૪૨, અને ૧૪ માં વ્યક્ત થાય છે એટલું જ નહિ પણ રામની પહેલી જ ઉક્તિમાં વ્યક્ત થાય છે જે વાદળું તોળાઈ રહ્યું છે તેના દૂર દૂરના પડઘા જાણે એમાં જ પડે છે.

(૩) રામનો આ ઉચ્ચ આદર્શ સીતા પોતે સમજતી હતી. જો જરૂર હોત તો તે પોતે સ્વયં ચાલી જાત. તેનો ત્યાગ કરવામાં આવ્યો એ માટે સીતાને વાંધો હતો જ નહિ. પણ તેનો જે રીતે ત્યાગ કરવામાં આવ્યો છે એ સામે જ સીતાનો વાંધો છે. એને ક્યાં અને કેમ લઈ જવામાં આવે છે તે કહ્યા સિવાય જ એનો એ રીતનો ત્યાગ કર્યો એ સામે જ સીતાનો રોષ છે.

"(૪) રામે આ પગલું શાથી ભર્યું એ માટે ભવભૂતિ કેટલાંક કારણો આપે છે કે રામ નવો રાજા હતો, અને રામે હજી હમણાં જ એનો આ નવો ભર ઉપાડયો છે જવાબદારીભર્યા નવા કામમાં કેટલી જવાબદારી અને સાવચેતીની જરૂર રહે છે તે જાણનાર જ સમજી શકે કે રામ પોતાની ફરજ બજાવવામા આટના કાળજીવાળા કેમ થયા રામ અત્યારે સદતર એકલા છે વડીલો કે સલાહકારો કોઈ ત્યા હાજર નથી કે જેમણે રામને આ ઉતાવળિયા પગલા થકી વાર્યા હોત આમ એકલા પડવાથી રામને એક પ્રકારનો ખોટો જુસ્સો થઈ આવ્યો ને અહી પોતાની અંગત બાબત સિવાયનુ રાજ્યકાર્ય હોત તો રામે તેનો સઘળાના હિતમા સુંદર રીતે નિકાલ આણ્યો હોત પણ અહા પોતાની અંગત બાબતને અનુલક્ષીને રાજ્યકાર્ય હતુ તેથી તે વધારે સભાન રહે છે અને સત્ય તથ ન્યાય જોવા રહેતા જ નથી

"(૫) છેવટે એ સ્પષ્ટ થવુ જરૂરી છે કે સીતાને ત્યજીને રામ ઓછા દુખી નહિ થાય તેવી રીતે સીતા પણ તેટલી જ દુખી થવાની ચિત્ર દર્શનનો પ્રસગ જ ખાસ એ બતાવવા માટે સરજાયો છે કે મને (રામ અને સીતા) વિયોગનો વિચાર જ ખમી શકતા નથી

"આ પાચ મુદ્દા એક અંક માટે બસ થઈ જાય છે છતાં ભવભૂતિને એટલેથી સતોષ નથી અંક ૧ મા તે અંક સાતમાનો વિચાર કરે છે— જેમકે જૃમ્ભકાસ્ત્રનો પ્રસગ અને પૃથ્વી અને ભાગીરથીને કરેલી સીતાની સોપણી કે જે અંક ૭માંમા પુત્રોની ઓળખને પ્રસગે કામમાં નીવડે છે *

અંક ૧ નુ સકલનલાઘવ

વસ્તુસકલનકળામા પણ સકલનલાઘવ એ વિશિષ્ટ કળા છે નાટકમાં કોઇ પ્રસગ અમુક વખતે અને ત્યાં અને ત્યારે તો તે સાધારણ નાનો જ લાગે પણ આગળ વસ્તુવિકાસમા તો તે ઘણો મદદનો અને અગત્યનો ભાગ ભજવે છે તે વખતે અને ત્યા જ એની નાટ્ય અગત્ય દેખાય ભવભૂતિએ આ કળા ઉપર સાચે જ પ્રભુત્વ મેળવ્યુ છે એમ કહેવા જ

* વાચો ડૉ બેલવેલકરની ઉ ચ ની પ્રસ્તાવના

અંકના સૂક્ષ્મ અવલોકનમાં લાગે. ડૉ. બેલ્વેલકર કહે છે તેમ અંક સાતમાનો વિચાર ભવભૂતિ છેક પહેલા અંકથી કરે છે. અંક સાતમામાં જે પ્રસંગ બનવાના છે તેનાં મૂળ તે પહેલા જ અંકમાં રોપે છે. એટલું જ નહિ અંક–૪–અને–૬ ના પ્રસંગોનાં મૂળ પણ તે અહીં આ જ અંકમાં રોપે છે. આ અંકની સાચી કલા જ આમાં છે. તે કેવી રીતે તે આપણે હવે જોઇએ—

(૧) सर्वथा देवता ऋषयश्च स्वस्ति करिष्यन्ति...આ શબ્દો દ્વારા પ્રસ્તાવનામાં જ કવિ પોતાના આ નાટકનો અંત સૂચવી દે છે. અંક સાતમામાં અરુન્ધતી અને વાલ્મીકિ તથા પૃથ્વી અને ભાગીરથી જે કામ કરવાનાં છે તેનું અહીં સૂચન છે.

(૨) वीरप्रसवा भूया.। पुत्रपूर्णोत्सङ्गाम् ..ઇ. વડીલોની આ આશિષમાં રામના ભાવી પુત્રોનું સૂચન થાય છે. રામના પુત્રો અને સીતા સુદ્ધાં જીવતાં હશે એ આગામી સૂચન અહીં થઈ જાય છે જ.

(૩) सर्वथेदानीं त्वत्प्रसूतिमुपस्थास्यन्ति...જૃમ્ભકાસ્ત્રોને થયેલું રામનું આ ફરમાન છેક સાતમા અંકમાં ફળે છે આ પ્રસંગ અહીં સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે અને લાગે છે તો નાનકડો અને સ્વાભાવિક પણ સાતમા અંકમાં પુત્રોની ઓળખને પ્રસંગે આ પ્રસંગ એક મહત્ત્વનું મેળાપનું કારણ બને છે. અંક છઠ્ઠામાં પણ જૃમ્ભકાસ્ત્રો બાળકોને સ્વતઃ સિદ્ધ છે એ હકીકત રામને આંતરપ્રતીતિ કરાવે છે કે આ પુત્રો એમના જ હશે નહિ તો જૃમ્ભકાસ્ત્રો તેમને સિદ્ધ ન હોય.

(૪) भगवति वसुंधरे, श्लाघ्या दुहितरमवेक्षस्व जानकीम्।...सा त्वमम्ब स्नुषायामरुन्धतीव सीतायां शिवानुध्यानपरा भव।...પૃથ્વીને અને ગંગાને પહેલા અંકમાં રામ આ વાક્યો દ્વારા સીતાની સોંપણી કરે છે. રામની આ આજ્ઞા તેઓ પાળે છે અને પોતે તેમ કર્યાનું છેક છેલ્લા અંકમાં ઓળખને પ્રસંગે રામને આ વાક્યો દ્વારા જ યાદ દેવડાવે છે આ પ્રસંગો બને છે ત્યાં તો બહુ નાના અને સ્વાભાવિક બનતા લાગે છે. પણ એમાં તો સાતમા અંકના પ્રસંગોનાં ઊંડાં મૂળ ભવભૂતિ રોપે છે એ કલાનિપુણતાની ઝાંખી છેક સાતમા અંકમાં જ થાય છે.

(૫) स्थिरप्रसादा यूयम्...સીતાના આ શબ્દો સૂચવે છે કે રામનો અને સીતાનો પ્રેમ સ્થિર છે. મૃત્યુ પણ એને ઓછો કરી શકતો નથી.

અંતે એ સ્નેહ જ વિજયી બને છે અને ઉભયનો મનમેળ થાય છે. પોતાના નાટકના સુખાંતનું આ એક મોટું કારણ ભવભૂતિ આપે છે. આમ આ રીતે કવિ સૂચવે છે કે ભવભૂતિએ રામાયણની કથાથી જુદા પડી પોતાનાં નાટકનો જે સુખાંત યોજ્યો છે એ કેવળ નાટયશાસ્ત્રના નિયમોનું પાલન કરવા નહિ પણ એ ઉદ્દેશ એમનો પહેલેથી જ હતો. એ માટે જ એ બધા પ્રસંગો એવી રીતે ગોઠવે છે કે આ નાટકનો આવો સુખાંત જ આવે.

(૬) વળી પોતાના આ કૃત્ય બદ્દલ વડીલો અને ગુરુ વસિષ્ઠ શું ધારશે, જનક શું કહેશે, તે બધાં સીતા માટે શું ધારે છે વગેરે પ્રશ્નો પણ ઉપસ્થિત થાય એમ રામની સ્વઉક્તિ ઉપરથી લાગે છે. આમ ચોથા અંકમાં બનતા પ્રસંગો અસ્વાભાવિક તો નથી જ લાગતા.

## પહેલા અંકને અંતે રામની ગેરહાજરી

છેક છેલ્લી વખત ભવભૂતિ રામને ખાસ હેતુપુરઃસર જ સીતા પાસેથી ખસેડી લે છે. કારણ જો રામને છેલ્લે દૂર ન ખસેડ્યા હોત તો તેમને સીતાને મોઢામોઢ એનો ત્યાગ કર્યાનું કહેવું પડત. આમ રાજકીય ફરજો બજાવે એમાં સીતાને તો એમનું ગૌરવ દેખાતું હતું. તેથી તો સ્વયં પોતે જ ચાલી જાત. એમ થતાં ભવભૂતિ જે પ્રકારનો કરુણ રસ જમાવવા માગે છે તેવો જામત નહિ. જો રામ પાસે હોત તો પથ્થર પીગળે અને વજ્ર પણ દળાય એવો કરુણ રસ કેમ રીતે જામત ? અથવા તો નાજુક સીતા કદાચ ત્યાં જ ઢળી પડત અને નાટક આગળ ચાલત જ નહિ. આમ રામને સીતા પાસેથી અંકને અંતે દૂર કરવામાં પણ એક પ્રકારની કલાત્મકતા ભવભૂતિ બતાવે છે.

## વડીલોની ગેરહાજરી

અહીં પણ કવિનું સંકલનલાઘવ જ દેખાય છે. રામે જે તાત્કાલિક નિર્ણય લઈ સીતાત્યાગનો નિશ્ચય કર્યો એમાં એમને તેમ કરતાં રોકે તેવું કોઈ વડીલ કે સલાહકાર ત્યાં હાજર નહોતું. જનક પોતે પણ ત્યાં નહોતા.

પણ સીતાને એવી પરિસ્થિતિમાં મૂકીને બધાયે વડીલો ગયા જ કેમ ? સીતા જો એમને એટલી વહાલી હતી તો રામની માતાઓ એને

છેલ્લા દિવસમાં એકલી છોડી જ કેમ શકી ? ઉપરાંત એક જવાબદારીભર્યા કામ તરીકે પણ તેમણે ત્યાંથી જવું ઉચિત નહોતું. વળી પ્રસૂતિ પહેલી હતી. તેથી ખાસ સંભાળની જરૂર હતી. રામ ભલે સીતાના પરમ હિતેચ્છુ હોય પણ અત્યારે તેમના કરતાં ઘરની વડીલ સ્ત્રીની હાજરીની જરૂર હતી. વળી સમય પણ ખાસ્સો બાર વર્ષનો હતો.

ભવભૂતિ આને માટે સબળ કારણો આપે છે. ભવભૂતિ બધા વડીલોને એકી સાથે ગેરહાજર રાખવા માગે છે. તેથી ખાસ તે ધર્મનો અનુરોધ લાવે છે. કારણ તે સિવાય કોઈ જ જાય નહિ એ વખતે ધર્મનો અનુરોધ મહત્વનો ગણાતો. એ એક ખાસ ફરજ લેખાતી. આ ધર્મસંકટ આવી પડવાથી વડીલો ધર્મને વધારે અગત્ય આપે છે. બીજું જવાનું ખાસ કારણ પણ છે. યજ્ઞ પોતાની એકની એક દીકરીને ઘેર હતો અને બાર વર્ષનો હતો. તેથી પુત્રીની મદદે જવું એ પણ એટલું જ આવશ્યક હતું. વળી આમ કરવામાં વડીલો ઉપર એક નૈતિક ફરજ પણ હતી ઋષ્યશૃંગે યજ્ઞ કર્યો હતો તેથી જ દશરથને પુત્રપ્રાપ્તિ થઈ હતી. प्राप्ता यूयम् ऋष्यशृंगोपचारैः । આ નૈતિક ફરજને લીધે પણ તેઓ સીતાને છોડીને પણ ત્યાં ગયા હતા. છોકરી એકની એક હતી. એને દત્તક આપી તેથી કંઈ તેમની દીકરી પ્રત્યેની ફરજ ઓછી થતી નથી. એથી પણ એને ખાસ જવું જરૂરી હતું.

જનક પણ આહિતાગ્નિ હતા. તેથી તેમને પણ ધર્મનો મહાન અનુરોધ હતો. આથી જ સીતાને એવી સ્થિતિમાં પણ છોડીને સહુને જવું પડ્યું હતું.

આમ વડીલોની ગેરહાજરી ભવભૂતિ કેવળ લાવવા ખાતર નથી લાવતા પણ એક ઘણું જ સ્વાભાવિક કારણ આપી ભવભૂતિ સહુને આ પ્રસંગે સહેતર ગેરહાજર રાખે છે. એમાં જ ભવભૂતિની વિશિષ્ટ કલા દેખાય છે.

રામ પૂર્ણપૂરા વિનયી હતા. જો વડીલો આવે પ્રસંગે હાજર હોત તો એમની ઉંમર અને પ્રેમથી જ રામ ઉપર એવો પ્રભાવ પડત કે રામ આવો નિર્ણય લઈ જ ન શકત. વડીલોનું માન ઉલ્લંઘવું એ પણ એ જમાનામાં એટલું જ મોટું અપમાન ગણાતું. અથવા

તો રામ એ બધાને પણ ગણકારત નહિ અને લક્ષ્મણને જેમ કચવાતે મને પણ નૂતન રાજા રામની આજ્ઞા માનવી પડી તેમ તે સહુને પણ કરવું પડત અથવા તો રામ તે સહુને પણ અંધારામાં જ રાખત પણ એ સંભવત જ નહિ વસિષ્ઠ એમના કુળગુરુ હતા અને આવી બાબતમાં તો કુળગુરુની સલાહ લેવી જ પડે એમ કરતાં સહુ આ વાત જાણી જાત અને વસિષ્ઠ તો તેમ થવા જ ન દેત આ બધી મુશ્કેલી ઊભી ન થાય તેથી કવિ પહેલેથી જ સહુ વડીલોને વિદાય આપે છે અને રામથી ખાસ દૂર રાખે છે. વળી સીતાને સઘળી સગવડ હોવાથી અને રામ પોતે ત્યાં હાજર હોવાથી સહુને એટલી બધી ચિન્તા ન રહે એ સ્વાભાવિક છે.

આમ આ પ્રસંગે પણ ભવભૂતિની સંકલનનિપુણતા દેખાય છે

## અંક પહેલાની કરુણાત્મક વક્રોકિત

આખા અંકમાં એક પ્રકારની કરુણાત્મક વક્રોક્તિ રહેલી છે પહેલેથી તે છેટને સુધી એક પ્રકારની ગમગીની અને શોકની લાગણી જ પથરાઈ છે. સુખમય પ્રસંગોની વચ્ચે વચ્ચે પણ ભાવિ દુર્ઘટનાના સૂર દૂર દૂરથી સંભળાયા કરે છે. પ્રસ્તાવનામાં જ સીતાના કલંકની વાત જણાવવામાં આવી છે પણ એ રામને કાને પહોચે તો શું થાય!—यदि एवा किंवदन्ती महाराज प्रति स्यन्देत......એ વાક્યમાં એક પ્રકારની કરુણ નાટ્યાત્મક વક્રોક્તિ છે નાટકનું પહેલું જ દૃશ્ય કરુણાત્મક વક્રોક્તિથી ભર્યું છે. રામ સીતાને આશ્વાસન આપે છે કે કેવળ નિત્યકર્મના બંધનને લીધે જનક ગયા છે. પણ સીતાથી કુદરતી રીતે જ બોલાઈ જાય છે કે सन्तापकारिणो बन्धुजनविप्रयोगा भवन्ति । રામ પણ એ જ ધ્વનિ સાથે કહે છે . . एवे हि हृदयमर्मच्छिदा .....ઈ...કોને ખબર હતી કે સીતાને પણ રામનો વિયોગ થશે અને તે આટલો સંતાપકારી થશે? રામને પણ ક્યા ખબર હતી કે પોતાનો સંસાર પણ આવો વેરાન વગડા જેવો ઉજ્જડ થઈ રહેશે!

રામના મુખમાંથી અચાનક બોલાઈ જાય છે.. ..स्नेह दया च सौख्यं च . . ઈ રામને કે કોઈને ક્યા ખબર હતી કે આ શબ્દો સાચા પડવાના છે! ચિત્રદર્શન પ્રસંગે પણ લક્ષ્મણથી સીતાની અગ્નિશુદ્ધિનો જ ઉલ્લેખ થઈ જાય છે રામને સીતા માટે કોઈ શંકા નથી એમ એ પોતે સ્પષ્ટ કહે છે. પણ કોને ખબર હતી કે એ જ ખોટી વાત ઉપર આધાર રાખીને રામ સીતાને ત્યજવાના છે!

ચિત્રદર્શન પ્રસંગમાં સ્થળે સ્થળે વ્યક્ત થાય છે કે રામને સીતા એટલી બધી વહાલી હતી કે એના પહેલાંના વિયોગને વિચારે પણ એ ત્રાસી ઊઠતા. સીતા પણ વિયોગની વાતથી જ ત્રાસી ઊઠતી......કોને ખબર હતી કે આ જ વિયોગ એમના ઉપર બહુ નજીકમાં જ આવી પડવાનો છે ?

સહજ ભાવે જ રામથી સીતાની ગંગાને સોંપણી થઈ જાય છે. કોને ખબર હતી કે ગંગામૈયા જ સીતાની સંભાળ લેવાનાં છે !

પંચવટીનું ચિત્ર જોતાં સીતાને ત્યાં માણેલું સુખ અને આનંદ યાદ આવવાને બદલે તેને ત્યાંથી થયેલો રામનો વિયોગ જ યાદ આવે છે. हा आर्यपुत्र एतावत् दर्शनम् ।...विप्रयोगत्रस्ते ..अहमप्यतिभूमिं गतेन रणरण· केनार्यपुत्रशून्यमिवात्मानं पश्यामि...આ બધા શબ્દોમાં ભાવી કરુણ ઘટનાના તો ઓળા નથી પથરાતા ! એવી જ રીતે ૩૩મા શ્લોકની છેલ્લી લીટીમાં प्रत्यावृत्तः पुनरिव स मे जानकीविप्रयोगः પણ આવી કરુણ વક્રોક્તિ જ છે. ૩૮ મા શ્લોકની છેલ્લી લીટી આગળનું, પતાકાસ્થાનક પણ આવી કરુણ વક્રોક્તિ જ બતાવે છે...[ विमस्या न प्रेयो...देव उपस्थितः...ઈ. ] દુર્મુખ નામ પોતે પણ કંઈક માઠું જ સૂચવે છે.

સીતાને પણ જાણે આ વિયોગના જ ભણકારા વાગી રહ્યા હોય તેમ એ માઠા બનાવના જ પડઘા પાડતું સ્વપ્ન આવે છે કે રામ એને છોડીને ગયા. કોણ જાણતું હતું કે રામ એને સાચેસાચ છોડવાના છે ! શ્લોક ૫૨ પછી પણ સીતા આ જ ભાવ સૂચવતા શબ્દો બોલે છે— हा सौम्य आर्यपुत्र कुत्रासि । हा धिक् हा धिक्...प्रसुप्तां मामुज्झित्वा कुत्र गतो नाथः ।...ઈ. રથમાં પણ તે આ જ ખિન્ન મન સાથે બેસે છે. એને સાંભરતું પણ નથી કે રામે એની સાથે આવવાનું વચન આપ્યું હતું જ્યારે પોતે જઈ રહી છે તો એકલી ! આમ ભાવિ જ સીતાને ભૂલાવે છે આમ અહીં પણ ભવિષ્યની આગાહી રૂપે એક પ્રકારની ગ્લાનિ અને ખેદના કાળા ઓછાયા જ ઊતરતા દેખાય છે.

છેવટે આ અંકની નાટ્યકલાની પ્રશસ્તિ કરતાં ડૉ. બેલવેલકર લખે છે : "મારા મન પ્રમાણે નાટકની—હું કહું છું—બરોબર નાટકની શરૂઆત જ ત્યાંથી થાય છે....અને વડીલોનો વિયોગ કે જે થવાનો જ હતો અને

થયો તે માટે સીતાને આશ્વાસન આપતી રામની ઉક્તિઓ જ થવી જોઈએ. બસ અહીં જ નાટકની મુખ્ય બાબતનું સૂચન થઈ જાય છે. આ બધામાં આપણે આટલું ઉમેરીએ: આખા અંકની ભાષા ઘણી જ સમૃદ્ધ અને કાવ્યમય છે એમાં એક પણ વાક્ય કે એક પણ શબ્દરચના એવી નથી કે જે ત્યાં ન હોય તેમ આપણે ઇચ્છીએ. અરે એક પણ શબ્દ એવો નથી કે જે સાચો યોગ્ય શબ્દોપયોગ ન હોય. માનવ હૃદયનાં ઊંડાં સ્પન્દનો કવિ આપણને દેખાડે છે કે જેથી ઊર્મિતત્ત્વમાં લાગણીવેડા લાગવાને બદલે તે સ્વાભાવિક લાગે. અને છેલ્લે એટલું ઉમેરીએ કે બધું એવા સ્વાભાવિક અને કુદરતી ક્રમે ગોઠવ્યું છે કે જે બતાવે કે આખરે ભવભૂતિએ ટૂંકાવવાની અને વિકસાવવાની, પસંદ કરવાની અને છોડી દેવાની કળા હસ્તગત કરી છે તથા સંયમનું મૂલ્ય તેઓ સમજ્યા છે. બસ આ સાથે આ અંકની તથા તે લખવામાં ભવભૂતિએ જે નાટ્યકલા બતાવી છે તેની પ્રશસ્તિમાં અમારો છેલ્લો શબ્દ અમે કહી દીધો."*

અંક ૨

રામે સીતાનો ત્યાગ તો કર્યો પણ પછી શું? વિયોગના નામથી પણ ત્રાસી ઊઠતા આ યુગલની શું દશા થઈ હશે? સીતાને રામના વર્તનથી જે કારી ઘા લાગ્યો છે એ એની મેળે દૂર થાય તે માટે રામના મનનાં પડેપડ સીતા સમક્ષ ખુલે અને આમ તેને રામના સ્થિર પ્રેમની સ્વયં પ્રતીતિ થાય એ જ આશય ભવભૂતિનો છે. ત્રીજા અંકમાં સીતાને આ પ્રતીતિ થાય છે. પણ તે માટે બન્ને એક જ સ્થળે એક બીજાને જુએ નહિ તેમ આવે તે જરૂરી હતું. રામ પોતે ફરીથી દંડકા અને પંચવટીમાં આવે તો જ તેમના આ ભાવ વધુ સ્વાભાવિક રીતે વ્યક્ત થાય. તેથી રામને પંચવટી અને દંડકામાં લઈ આવવા જ આ અંકના પ્રસંગો સરજાયા છે.

પરંતુ આ અંકનો આ એક જ ઉદ્દેશ નથી. સાથે સાથે ભવભૂતિ બીજું પણ બતાવવા માગે છે. સીતાને ત્યજે આજે બાર બાર વર્ષ થયાં પણ રામ તો એના એ જ છે તેમની કૂરતા અને કોમળતામાં સહેજે ફેર પડ્યો નથી. યંત્રની જેમ તે પહેલાંની માફક જ રાજકીય ફરજો

* વાંચો ડૉ. બેલ્વેલ્કરની ઉ. ચ. ની અંગ્રેજી પ્રસ્તાવના.

ભભૂકી જાય છે. રાજા તરીકે તે જે કાંઈ કરે છે તે બધું યોગ્ય જ હોતું નથી એમ રામ બાર વર્ષ પૂર્વે સીતાને ત્યજી ત્યારે પણ જાણતા જ હતા. પહેલા અંકમાં તે પોતાની જાત પ્રત્યે જે નિર્ભર્ત્સના બતાવે છે એમાં જ આનો પ્રતીતિ થઈ જાય છે. આજે બારે વર્ષે પણ રામ તેના તે જ છે—વજ્ર કરતાં પણ કઠોર અને ફૂલ કરતાં પણ કોમળ. જે રાજકીય ફરજ અદા કરવા તેમણે સીતાનો ત્યાગ કર્યો એ જ રાજકીય હિત માટે તે અહીં ક્રૂર રીતે શૂદ્ર તાપસનો વધ કરે છે. છતાં सितावित्रासनपटु એવા રામના ગાત્ર પ્રત્યે, એવા રામના જમણા હાથ પ્રત્યે એ એટલી જ નિર્ભર્ત્સના બતાવે છે. આમ રામ રાજા અને પતિ તરીકે એવાને એવા જ છે—વજ્ર જેવા કઠોર અને કુસુમ સરખા સુંવાળા. પોતાની જાતને પાપી, હત્યારો અને નૃશંસ કહેવા છતાં સીતા ત્યાગ કરનાર રામ આજે પણ પોતાના જમણા હાથને ધિક્કારવા છતાં શૂદ્ર મુનિની હત્યા કરી શકે છે. પરસ્પર વિરુદ્ધ ભાવ વચ્ચે આથડતા રામના હૈયાનાં ઊંડાં સ્પન્દનો જે પહેલા અંકમાં સંભળાય છે તે જ અહીં પણ સંભળાય છે. પરંતુ સમય અને સ્થળમાં ફેર છે "જે મુનિનો તે વધ કરે છે તે એ જંગલોમાં વસે છે કે જ્યાં રામ અને સીતા પહેલાં વનવાસ દરમિયાન વસ્યાં હતાં. આ જ વનને અનુલક્ષીને રામ અને દિવ્ય પુરુષ વાતો કરે છે. પણ તે જે વન દેખાય છે એટલા પૂરતી જ નહિ પણ વર્ષો પહેલાં મનુષ્યો માટે તે જે કંઈ સૂચક હતાં અને વર્ષો પછી રામ જ્યારે સીતાને પહેલાં પરોક્ષ રીતે અને પછી પ્રગટ રીતે સ્વીકારે છે ત્યારે તે જે પ્રકારે સૂચક હશે તેને જ અનુલક્ષીને થતી હતી"*

સીતાને ત્યજે બાર બાર વર્ષ થયાં. એ દારુણ દર્દ અને શોક મનમાં ને મનમાં સમાવીને આવી રીતે રાજા રામ રાજ્ય કર્યે જતા હતા અને રાજ્ય માટે કપરામાં કપરી ફરજ પણ બજાવતા હતા. છતાં સીતા પ્રત્યે એમનો પ્રેમ સ્થિર છે. એમાં સહેજે ઓટ આવ્યો નથી. આજે રાજધર્મ નિમિત્તે એમનું દંડકામાં આગમન થયું. એ જંગલો, એ પહાડો, એ કોતરો, એ નદીઓ અને એ વનરાઈઓ જોતાં રામને ત્યાં માણેલું સુખ યાદ આવે છે. ચોમેર સીતાની પ્રતિમા એની આંખ આગળ ખિલખિલતી આવે છે, સ્મિત વિખેરતી આવે છે. રામનો શોક અત્યંત વધી

* રાગો એમ ડૉ. બેલ્વલકરનાં સંસ્કૃત કથાનો।

(૩) વાલ્મીકિએ રામાયણની રચના શરૂ કરી છે. વાલ્મીકિ આ નાટકમાં કેવો મુખ્ય ભાગ ભજવવાના છે એનું સૂચન પણ થઈ જાય છે.

(૪) રામે અશ્વમેધ યજ્ઞ શરૂ કર્યો છે અને લક્ષ્મણનો પુત્ર ચન્દ્રકેતુ એ યજ્ઞના અશ્વનો રક્ષક છે. રામ ફરીથી પરણ્યા નથી પણ એમની ધર્મપત્નીને સ્થાને એમણે સીતાની સુવર્ણપ્રતિમા મૂકી છે. આ બતાવે છે કે રામનો સીતા પ્રત્યે એવોને એવો જ સ્થિર પ્રેમ છે.

(૫) ઋષ્યશૃંગનો બાર વર્ષનો યજ્ઞ સમાપ્ત થયો છે. આ દ્વારા પણ કવિ સૂચવે છે કે બે અંક વચ્ચે બાર વર્ષનો ગાળો છે.

(૬) બ્રાહ્મણના પુત્રને જિવાડવા રામ શૂદ્રમુનિ શંબૂકનો વધ કરવા તેની શોધમાં નીકળે છે. આ બતાવે છે કે રામ રાજ્યધર્મના પાલનમાં આજે પણ બાર વર્ષ પહેલાં હતા તેવા જ કડક અને ક્રૂર છે.

(૭) વાસન્તીના પાત્રનો ખાસ પરિચય આપવામાં આવે છે.

(૮) વડીલોને રામનું આ આચરણ કેવું લાગ્યું તે વિશે પણ પ્રકાશ પડે છે. સીતાવિહોણી અયોધ્યામાં પગ ન મૂકતાં સહુ વાલ્મીકિના આશ્રમમાં જ ગયા છે. ચોથા છઠ્ઠા અને સાતમા અંકના પ્રસંગનાં મૂળ કવિ આમ ઊંડે ઊંડે છેક બીજા અંકમાં પણ રોપે છે.

અયોધ્યામાં બનેલા બનાવોનો પણ અહીં ઉલ્લેખ છે. અશ્વમેધના ઉલ્લેખ દ્વારા કવિ અહીં ચોથા અને છઠ્ઠા અંકના ઊંડાં મૂળ રોપે છે. લવ અશ્વને જુએ, એને બાંધે અને યુદ્ધ થાય, તથા રામ તે જોઈ ત્યાં આવે એ બધું હવે બહુ જ સ્વાભાવિક લાગે છે. આમ ભાવિ પ્રસંગનાં મૂળ આ કવિ બહુ ઊંડાં રોપે છે. છઠ્ઠા અંકમાં બનનાર પ્રસંગની તૈયારી આ કવિ બીજા અંકમાં કરે છે. ડૉ. બેલ્વેલકર આ સરસ રીતે બતાવે છે. જન્મસિદ્ધ જમ્ભકાસ્ત્રોવાળા આ બે જોડકા પુત્રો તેમના પ્રભાવ અને વિલક્ષણ પ્રજ્ઞામેધાથી રામના જ છે એમ સૂચન પણ અહીં થઈ જાય છે. આમ છઠ્ઠા સાતમા અંકની તૈયારી આ રીતે પણ અહીં થાય છે.

આમ આ નાનકડો વિષ્કમ્ભક વસ્તુસંકલનની દૃષ્ટિએ ઘણો જ અગત્યનો છે.

## શમ્બૂકનો પ્રસંગ

"રામાયણમાં શમ્બૂકની વાત આવે છે, પદ્મપુરાણમાં પણ તે આવે છે બન્ને કૃતિઓ બતાવે છે કે શૂદ્ર તાપસને મારીને રામ પંચવટીમાં પ્રવેશ્યા અને અગસ્ત્યના દર્શને ગયા પણ સીતાના ત્યાગ પછી રામનો એ જૂનાં પરિચિત સ્થળોમાં પહેલો પ્રવેશ છે અને તેનાથી મળતી મોટી કાવ્ય તકનો કોઈને ખ્યાલ ન આવ્યો પદ્મપુરાણમાં તો કંઈક પણ કાવ્યતક લેવા પ્રયત્ન થયો છે પણ તે ઉ. ચ. ના અંક ૨-૩માં આવતા વર્ણનાત્મક અને સંવેદનશીલ ભાગ જેવું નહિ તેથી આ બન્ને અંકો ભવભૂતિનું જ સર્જન છે અને તેની પાછળ માનસશાસ્ત્રીય કારણો છે" --

વાલ્મીકિ કે પદ્મપુરાણના કવિને એ ખ્યાલ નથી આવતો કે સીતાના ત્યાગ પછી આજે બાર વર્ષે રામ પાછા એ જ પંચવટીમાં પ્રવેશે છે રામના જીવનની સુખદમાં સુખદ સ્મૃતિઓ પંચવટી સાથે જડાઈ હતી. વનવાસના દુઃખમાં પણ અહીં તેમણે જીવનનું મોટામાં મોટું દાંપત્ય સુખ માણ્યું હતું એ જ રામ ફરીથી એ જ દંડકા અને પંચવટીમાં આવે છે ત્યારે પહેલાંની યાદને લીધે રામને એ કેવું વસમું લાગશે એમના હૃદયને કેવો ઘા લાગશે એનો રામાયણના કવિને ખ્યાલ નથી આવતો પણ ભવભૂતિને તો આવે જ છે

આજે બાર વર્ષ પછી પણ રામ કેવા છે તેનો ખ્યાલ આપવા જ ખાસ આ પ્રસંગ યોજ્યો છે

સીતા ત્યાગ વખતે રામના મનમાં જે તુમુલ યુદ્ધ થતું આપણે પહેલા અંકમાં જોયું હતું એવું જ મનોમંથન થતું અહીં જોઈએ છીએ અહીં પણ તેમને એક શૂદ્ર મુનિ ઉપર તલવાર ચલાવવાની છે પહેલા અંકમાં આપણે જોયું હતું કે રાજકીય કાર્ય માટે રામ ગમે એટલા ક્રૂર થઈ શકે છે જે હૃદય સીતાને ત્યજી શકે છે એ જ વજ્ર હૃદય શૂદ્ર મુનિ ઉપર કૃપાણ પણ ચલાવી શકે છે રામ આ કાર્ય સફળ રીતે કરે છે દિવ્ય પુરુષને રૂપે તાપસ પ્રગટ થાય છે અને રામે ત્યાં કરેલા પરાક્રમની યાદ દેવડાવે છે પણ રામને એના કરતાં અહીં બનેલા બનાવો વધારે યાદ આવે છે 'દંડકા' સાક્ષાત્તાની સાથે રામ એક જબ્બર આંચકો અનુભવે

— * — વાચો ઉ. ચ. ની અંગ્રેજી પ્રસ્તાવના ડૉ. બેલવેલકર

છે. "બાર વર્ષ વીતી ગયાં છે. રામનો શોક કંઈક અંદર શમ્યો છે. પણ હજી એની દેવજેવી પત્નીની યાદને એ વફાદાર છે. જે જંગલોમાં વનવાસ દરમિયાન પણ તેઓ સુખી હતાં અને જેમાં તેમણે દાંપત્ય જીવનનું પરમ સુખ માણ્યું હતું તે યાદ આવવાથી હૃદયમાં ઊંડો શમેલો શોક ફરીથી બહાર આવે છે." +

વૈદેહી સાથે અહીં ગાળેલા એ મધુર દિવસો રામને એવા ને એવા જ યાદ આવે છે. એ જ જંગલો પણ આજે જાનકી કયાં ? આથી વધુ ભયાનક રામને બીજું શું હોય ? આવાં ઘોર વનમાં પણ એ રામની સાથે ચાલી નીકળી. એનો એવો સ્નેહ રામ હજી ભૂલ્યા નથી.

શંબૂક અગસ્ત્યને પ્રણામ કરવા જાય છે ત્યારે રામ એકલા પડે છે એ વખતે રામ એમનું મન મોકળું કરે છે. અહીં ખરી કાવ્યતક સાંપડે છે. આ જ વનમાં આરણ્યક તરીકે રહેતા હોવા છતાં તેઓ ગૃહસ્થી જીવન ગાળતા અને સાંસારિક સુખો માણતા. આમ આ પર્વતો, આ વનરાઈઓ આ લતામંડપો, આ નદી તરો, આ પ્રસ્રવણ ગિરિ અને આ ગોદાવરી નદી સાથે તો એમના જીવનની કેટલી યે મધુર સ્મૃતિઓ જડાઈ છે. સીતાની વહાલી સખી વાસન્તી રામને યાદ આવે છે. આ બધું આજે સીતા વગર શે જેવાય ? જે પંચવટીમાં પોતાના ઘરની જેમ સીતા સાથે તેમણે દિવસો ગાળ્યા હતા અને તે પછી અયોધ્યા ગયા પછી પણ એને વિશે લાંબી લાંબી કેટલીયે વાતો કરી હતી એ પંચવટીને પ્રણામ કર્યા સિવાય રામ આજે કેવી રીતે જઈ શકે ? પણ રામ પોતે મૂંઝાય છે કે આજે એ પોતે જ પોતાની પ્રિયાનો નાશ કરનારો છે, મહાપાપી છે, એકલો સીતા વગરનો છે—આવી દશામાં એને પંચવટીમાં પ્રવેશ કરવાનો હક છે ખરો કે ?

"વર્ષો પછી રામ દંડકામાં પ્રવેશે છે. કાળક્રમ પ્રમાણે પ્રકૃતિનાં અનેક તત્ત્વોમાં ફેરફાર દેખાય છે. પહેલાં જ્યાં નાનાં ઝરણાં હતાં ત્યાં હવે નદી વહે છે. પહેલાં જ્યાં ઘાટાં જંગલો હતાં ત્યાં વૃક્ષો ઓછાં થયાં છે અને જ્યાં ઓછાં વૃક્ષો હતાં ત્યાં હવે ગાઢ વૃક્ષો થયાં છે. પરંતુ આ ફેરફારમાં પર્વતો એવાને એવા સ્થિર છે. તેવી જ રીતે રામનો પ્રેમ પણ એવો જ

+ વાંચો ડૉ. ડેનો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ.

જેવો સ્થિર અને અડગ રહ્યો છે એ ભવભૂતિ અહીં સુંદર રીતે છે." × આમ રામનો સ્થિર પ્રેમ અહીં ખાસ સૂચવાય છે તથા રામનાં સીતાની યાદ હજી એવી ને એવી જ છે એ બતાવવાની આ પ્રસંગની અગત્ય છે. રામનું મન આવું હોવાથી હવે ત્રીજા અંકનો તેમનો અસ્વાભાવિક લાગતો નથી એ બીજી અગત્ય.

કે કરેલું પ્રકૃતિનાં ભયાનક તત્ત્વોનું વર્ણન

બીજા અંકને અંતે જે બે શ્લોકમાં શમ્બૂક પ્રકૃતિનાં ભયાનક તત્ત્વોનું ા કરે છે એ એક રીતે ભલે અગત્યના ન હોય છતાં એની પણ કંઈક ા અગત્ય તો છે જ અને તે આ—

ગોદાવરી નદીના અને સરિત સંગમના ઘુઘવાટ જાણે સૂચવતા ન કે હવે રામના દિલમાં પણ આવો જ શોકની લાગણીઓનો ઘૂઘવાટ ા છે. પર્વત ઉપર લાગેલાં શ્યામ વાદળો જાણે સૂચવતાં ન હોય કે ા દિલમાં પણ શોકની ઘેરી છાયા ફરી વળી છે.

આમ ત્રીજા અંક માટે કવિ અહીં ખાસ વાતાવરણ ખડું કરે છે. પ્રસંગની આ ત્રીજી અગત્ય.

તત્કાલીન ધર્મ ઉપર પણ શંબૂકનો પ્રસંગ પ્રકાશ ફેંકે છે. તે વખતે ણોને વધુ મહત્ત્વ અપાતું અને શૂદ્રોને ઓછું બ્રાહ્મણપુત્ર માટે રામને મુનિની હત્યા પણ કરવી પડે છે

બીજું ફક્ત આ જ પ્રસંગમાં એક જ વખત રામનો પરમાત્મા કે ઉલ્લેખ થાય છે.

છેવટે રામને ખાસ પંચવટી તરફ લઈ આવવા જ આ પ્રસંગ જાયો છે.

× "રામ અને સીતાનો વિયોગ થતાંબા પછી બાર વર્ષનો ગાળો વીત્યે ભવભૂતિ બંનેનો મેળાપ કરાવવા માગે છે. એના પહેલા પગથિયા કે ઉભયનો મનમેળ જરૂરી છે. અને આ માટે ભવભૂતિએ પંચવટીના ાવરણની પસંદગી કરી છે તે યોગ્ય છે કારણ તે જ પંચવટી આપણે

ગ્રેજી ઉ. ચ. ની અંગ્રેજી પ્રસ્તાવના ડૉ. બેલ્વલકર.

જોયું તેમ રામ અને સીતાના જીવનની સુખ દુઃખની સાક્ષી છે. પણ ખા કરીને તો પંચવટી રામ અને સીતાના ગાઢ પ્રેમની જ સાક્ષી છે. જે એમ છે તો, દૂઝેલાં હૈયાં અહીં જ શાંતિ મેળવી શકે અને દ થઈ શકે " ×

આમ આ પ્રસંગ અનેક રીતે અગત્યનો છે. રામાયણના સાદા ત પ્રસંગને પણ ભવભૂતિ કેવી અવનવી રીતે રજૂ કરે છે એ ભવભૂતિ વસ્તુસંકલનકલાની અહીં પ્રતીતિ થાય છે.

## અગસ્ત્યના દર્શનની અગત્ય

રામ પંચવટી આગળ મૂંઝાઈને ઊભા રહે છે. એ જ વખતે શંબ પ્રવેશે છે અને અગસ્ત્યની આજ્ઞા જણાવે છે. ગુરુજનોના અનુરોધથી ર અગસ્ત્યનાં દર્શને જાય છે. આ પ્રસંગ ખાસ અગત્યનો છે.

એક તો રામની કેવી દુર્દશા થઈ છે એ લોપામુદ્રા જુએ છે અ તેથી તે દ્વારા ગોદાવરીને સંદેશો પહોંચાડે છે. આમ આને લીધે ત્રી અંકના વિષ્કમ્ભકની રચના થાય છે.

બીજું રામ પંચવટી પાસે આવે ત્યારે સીતા ત્યાં હાજર હોવી જોઈએ નહિ તો રામ મૂર્છિત થઇ જાય અને સીતા મોડી પડે તો શું થાય ? આમ હોવાથી જંગલમાંથી નીકળી ફૂલ વીણતી વીણતી સીતા બાજુ આવે ત્યારે જ રામ પંચવટામાં પ્રવેશે એ યોગ્ય છે. તેથી અગસ્ત્યના દર્શનની અગત્ય છે. નહિ તો રામ વહેલા આવી ગયા હોત પંચવટીના દર્શનથી તે જરૂર મૂર્છા પામ્યા જ હોત અને સીતા ત્યાં હોત તો રામનું શું થાત એ કલ્પનાતીત છે. આમ આ પ્રસંગની ખા અગત્ય છે.

શ્રી એચ. જી. વેલ્સ કહે છે તેમ આ અંક વર્ણનાત્મક ભલે રહ્યો આમાં એની એ ગમગીની અને શોકની લાગણી ભલે રહી. તેમના લખાણ મુજબ એ ભલે ભાવિ પ્રસંગોની આગાહી રૂપ હોય પરંતુ નાટ્યદૃષ્ટિએ જોતાં આ અંકના પ્રસંગો અનેક રીતે અગત્યના છે.

---

× વાંચો ડૉ. જી. કે. ભટ. ઉ. ચ. અં. આવૃત્તિ પૃ. ૯

3

માનવના જીવનમાં જેટલું બાહ્ય કાર્યનું ઘમસાણ હોય છે તેટલું જ અંતરમાં પણ લાગણીઓનું ઘમસાણ મચતું હોય છે. તેવી રીતે ના સાચા મનોદર્શન માટે તેમનાં આંતરમનનાં પણ દર્શન જરૂરી રહે બરોબર આ જ મનોદર્શનનો સિદ્ધાંત પકડી ભવભૂતિ આ નાટક રચે છે.

રામ અને સીતાનો વિયોગ તો કરાવ્યો પણ જ્યારે પુનર્મિલન કરવા રવાનો પ્રશ્ન આવે છે ત્યારે 'મનના સાચા મેળ' ઉપર ભવભૂતિ પહેલો મૂકે છે. રામ અને સીતાની બાબતમાં પણ ભવભૂતિ તેમના બાહ્યમિલન તાં તેમનું આંતરમિલન કરાવવા ઉપર જ ખાસ લક્ષ આપે છે. કારણ પણ પક્ષે સહેજ શંકા રહી જાય તો એ બાહ્ય મિલન બાહ્ય જ રહે અને ચિરકાળ ટકી શકતું નથી. આથી રામ અને સીતાની બાબતમાં ભવભૂતિ આ જ સિદ્ધાંતથી પ્રવર્તે છે.

રામની બાબતમાં તો કોઇ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી કારણ સીતા તેમને એક જ પ્રકારનો નિરબાધ સ્થિર પ્રેમ છે. એ સદા સર્વદા જેવો તેવો જ છે. પરંતુ સીતાની બાબતમાં મોટો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એનો ત્યાગ થયાનું દુઃખ નથી. પણ જે રીતે એનો ત્યાગ થયો છે ડંખ તો એના દિલમાં રહી જ ગયો છે. એ સહેજે જાય તેવો નથી. ડંખ પૂરેપૂરો નષ્ટ ન થાય ત્યાં સુધી તેમનો બાહ્ય મેળાપ થાય એ ટ નથી. રામના સ્થિર પ્રેમની એને સ્વયં પ્રતીતિ થવી જ જોઇએ. તેની સ્થિતિ તે નજરોનજર નિહાળે, તેના સ્થિર પ્રેમની પ્રતીતિ કરાવતા દો તે કાનોકાન સાંભળે ત્યારે જ તેનો એ ઘા રૂઝાય. સીતાના મનનો ડંખ કરી રામના સાચા પ્રેમની તેને સ્વયં પ્રતીતિ કરાવવાનો જ આ અંકનો શ છે. તેથી જ તેમની આવી દશા અને તેમનો સાચો પ્રેમ ને દેખાડવા જ રામને અને સીતાને બંનેને પંચવટી આગળ વવામાં આવે છે. પણ એમ સીધી રીતે ગોઠવવામાં ઘણી મુશ્કેલી રહે છે. ક તો સીતાના મનમાં ઊંડે ઊંડે પેલો ડંખ ખટકયો છે તેથી તે મની સન્મુખ આવતાં ખચકાય અને ખુલ્લે દિલે મળી શકે નહિ બીજું મને કંઈ શંકા નથી છતાં તેનો રાજવી આદર્શ તેની આડે આવે છે તે લોકોની શંકાનું સમાધાન ન થાય ત્યાં સુધી તે સીતાને કોઈ પણ તે સ્વીકારી શકે નહિ. છતાં બંનેની હાજરીની જરૂર છે. ચિરપરિચિત

સ્થળો જોતાં રામનો શોક ઉત્કટ બને અને તેમનું જીવન પણ
એ સંભવ હોવાથી સીતાની ત્યાં ખાસ હાજરીની જરૂર છે. કારણ એ
પ્રિયસ્પર્શ પાણિ જ જગન્નાથને જીવાડી શકવા સમર્થ છે. છતાં નજરોન
બંનેને સામે લાવવાં નથી. આથી ભવભૂતિ 'છાયા સીતા'નો પ્રસંગ
છે. આખા અંક દરમિયાન સીતાને અદૃષ્ટ જ રાખવામાં આવે છે. શો
છાયા અને સીતાની છાયા આ અંકમાં પ્રવર્તે છે. આથી જ આ અં
છાયા સીતા નામ સાર્થક બને છે.

આમ પરોક્ષ રીતે રામ અને સીતા પંચવટીમાં ભેગાં થાય
ઉભયનો પ્રેમ પારાવાર છે. વિયોગ કે મૃત્યુ પણ એને અટકો
સમર્થ નથી. બાર બાર વર્ષનો વિયોગ પણ એ પ્રેમ રાશિને
કરવા શક્તિમાન નીવડ્યો નથી. ચિરપરિચિત સ્થળો જોતાં ઉભ
લાગણી ઉત્કટ બને છે.

એ બદ્ધમૂલ અનુરાગ એમ ન છૂટે. એની યાદે યાદે દુઃખ
ને નવું જ થાય છે.

दुःखं त्यक्तुं बद्धमूलोऽनुरागः
स्मृत्वा स्मृत्वा याति दुःखं नवत्वम् ।

છતાં આંસુની ધારા રૂપે એ દુઃખ વહે ત્યારે જ અંતર ઉ
અને નિર્મળું બને છે.

यात्रा त्वेषा यद्विमुच्येह बाष्पं
प्राप्तानृण्या याति बुद्धिः प्रसादम् ।

આજ સુધી ઊંડો શમેલો पुटपाक प्रतीकाश જેવો રામનો કરુણ
હવે માઝા મૂકે છે. અદૃષ્ટ સીતા રામનો એવો અસીમ પ્રેમ પરિ
નજરોનજર નિહાળે છે અને એ પ્રેમની પ્રતીતિ કરાવનાર રામના
એ કાનોકાન સાંભળે છે. બંનેને ખબર પણ નથી પડતી એ રીતે મનમે
થઈ જાય છે, પણ આ બધું ક્રમે ક્રમે બનતું ભવભૂતિ બતાવે છે. સીતા
લાગેલો ડંખ એમ સહેજે રુઝાય એવો નથી. તેથી ધીમે ધીમે સીતા
મનનું પરિવર્તન ભવભૂતિ સુંદર રીતે બતાવે છે.

करुणस्य मूर्ति રામનો અવાજ સીતા વર્ષો પછી પણ એટલી
ત્વરાથી ઓળખે છે. ઘણે વર્ષે એ અવાજ સાંભળી સાક્ષાત વિરહવ્યથ

અને કરુણાની મૂર્તિ એવી તે મૂર્છિત થઇ જાય છે. રામનું 'જાનકી' એવું પ્રેમભર્યું સંબોધન સાંભળી સીતા મૂઝવણમાં પડે છે. રામનું ક્રૂર વર્તન અને એમના આ પ્રેમમય શબ્દોનો એ મેળ બેસાડી શકતી નથી. આથી જ એના આ દુઃખના હૈયાનો ક્રમિક વિકાસ અહીં કવિ બતાવે છે.

ડૉ બેલવેલકર આ ક્રમ એટલા જ સરસ રીતે બતાવે છે–"રામને પક્ષે તો મનના પરિવર્તનની જરૂર નથી ચારિત્ર્ય વિકાસ પણ એને માટે જરૂરી નથી. એનો શોક તો એક જ પ્રકારનો સ્થિર છે. ફક્ત પંચવટીના દર્શનથી એ વધારે ગાઢ અને જીવંત બને છે સીતા ક્રમિક ભાવના અનુભવમાંથી પસાર થાય છે. પતિ પ્રત્યે સહેજ વિરોધની લાગણીને લીધે અનેક ડામાડોળ પરિસ્થિતિમાંથી પસાર થઈ તે અંતે વિશ્વાસ અને સંપૂર્ણ મનમેળની સ્થિતિ પામે છે. ૩–૧૬ માં સીતા રામથી એટલે બધે મનથી દૂર છે કે તે તેમને માટે 'अज्जउत्त' (આર્યપુત્ર) બોલી જ નથી શકતી તે ફક્ત તેમને માટે 'રાજા' જ શબ્દ વાપરે છે. આગળ ઉપર ૩–૪૬–૧૩ મા તે કહે છે કે અપમાન પૂર્વક જે તેનો પરિત્યાગ કરવામા આવ્યો છે તેનું શલ્ય તેના હૃદયમાંથી ઉખડી ગયું છે. [अह्मो सत्थातमिदार्नीं मे परित्यागलज्जाशल्यमार्यपुत्रेण ।] વચગાળામાં એમ બન્યું કે તેણે રામને જોયા અને સાંભળ્યા અને તેને મળેલા ઘોર અપમાન બદલ તેમના તરફથી યોગ્ય પશ્ચાત્તાપ થતો પણ તેણે જોયો સીતાને આવો પરિતાપ જોવા મળશે એવી આશા નહોતી છતાં તેને તે જોવા મળ્યું. અને તે પણ એવી રીતે મળ્યું કે જ્યારે રામને બેવફાદાર રહેવાની દરેક રીતે તક હતી......એમ માન કવિને ઘટે છે કે આ માનસિક પરિવર્તન દરમિયાન છેવટનુ પ્રમાણ મળતા સુધી સીતા કડક ન્યાયાધ થતી જેમ વિશ્વાસ ન ધરનાનુ કહેતી દેખાતી નથી પણ તે હમેશ સાચી સ્ત્રી અને પ્રેમાળ પત્ની કે જે તે કદી મટી નથી તેવી જ દેખાય છે

"આ પરિવર્તનના ત્રણ ક્રમ બતાવ્યા છે. (૧) રામને મૂર્છિત જોતાં આવેગમાં આવી તે તેમને બચાવવા દોડે છે. પણ થોડુંક વિચાર્યા પછી તે પાછી વળે છે અને નિરાશાના અને દૈવાધીનતાના ભાવ ધીમે ધીમે અનુભવે છે સીતાએ એક વાતની ખાતરી કરી લીધી છે કે રામ તેને ભૂલ્યા નથી જો કે તેનો કેમ એવી રીતે ત્યાગ કર્યો એ એને મન હજી

એક કોયડો જ છે. (૨) બીજા ક્રમમાં તે એક પગથિયું આગળ વધે છે અને વાસંતી જ્યારે સીતા પ્રત્યે દાખવેલી ક્રૂરતા બદલ રામને ઠપકો આપે છે ત્યારે એક સાચી સ્ત્રીની લાગણી અને હૃદયથી સઘળા બહારના હુમલાની વિરુદ્ધ જઈ એ એના પતિનું ઉપરાણું લે છે. ૩–૪૦ માં તેનું આ વલણ સ્વમાનનું સંપૂર્ણ સમર્પણ કરતાં સુધી પહોંચે છે. પણ તમસાના શબ્દો તેને તેની અત્યારની પરિસ્થિતિનું ભાન કરાવે છે. (૩) ૩–૪૩[૯–૧૧] અને ૩–૪૫[૧] માં તેના પ્રત્યાઘાતનો બીજો પડઘો પડે છે પણ તે પહેલા જેવો જબરો નથી. ત્યાર પછી પોતાનો પતિ એના ઉપર પ્રેમ રાખે છે એટલું જ નહિ પણ તે અન્ય કોઈ સ્ત્રીને પ્રેમ કરી શકશે નહિ તેમ પરણશે પણ નહિ એમ તેને ખાતરી થાય છે ત્યારે છેલ્લો વિકાસ ક્રમ આવે છે. હવે આંતરમેળ સંપૂર્ણ બને છે.

હવે સ્પષ્ટ થશે કે માનવ હૃદયનાં છેક ગહનતમ સ્તરોમાં પહોંચીને પહેલેથી તે છેલ્લે સુધી આવી કલાત્મક રીતે આવું પરિણામ લાવનાર કવિ કોઈ સાધારણ કક્ષાનો નાટ્યકર્તા નથી."*

આમ આ અંક આખો મનોવૈજ્ઞાનિક સિદ્ધાંત ઉપર રચાયો છે. તેથી તેમાં બાહ્ય કાર્ય નહિ જેવું જ છે. રામ અને સીતા બંને પંચવટીમાં આવે છે. ચિરપરિચિત સ્થળો જોતાં બંનેની લાગણી ઉત્કટ બને છે. રામની દશા વધારે કરુણ બને છે. તે પોતાનો સીતા માટેનો પ્રેમ સ્વયં કબુલ કરે છે. સીતા માટે તે પારાવાર શોક કરે છે. સીતા પણ અદૃષ્ટ રહે રહે સઘળું જુએ છે અને સાંભળે છે. ધીમે ધીમે તેના મનનું સમાધાન થઈ જાય છે. આ વસ્તુ, કાર્યવેગ લેખે તો ઘણું થોડું છે છતાં જે કંઈ બને છે તે નાટકના અંત તરફ લઈ જનારી એક ઘણી મોટી ઘટના બને છે. આખા અંકમાં વર્ણનાત્મક અને ઊર્મિશીલ કાવ્ય જ પથરાયું છે. છતાં સીતા અને રામની મનોદશાના આ બેનમૂન ચિત્રણની વચ્ચે વચ્ચે પણ વસ્તુ સંકલનની કેટલીક ખુબીઓ ભરપૂર આવે છે. તે અને તેની અગત્ય હવે જોઈએ—

(૧) ત્રીજા અંકનો વિષ્કંભક

(અ) ત્રીજા અંકમાં આવતા અગસ્ત્યના દર્શનની અગત્ય અહીં

* વાંચો ઉ. ચ. ની અંગ્રેજી પ્રસ્તાવના–ડૉ. બેલવેલકર.

સમજાય છે. રામનો કરુણ રસ કેટલો વધી પડયો છે તે ૩-૧ માં દેખાય છે. રામના મન અને તન ઉપર સીતાત્યાગની કેવી અસર થઈ છે એ લોપામુદ્રાના શબ્દો બતાવે છે પંચવટીમાં પ્રવેશ કરશે ત્યારે રામને પારાવાર દુઃખ થશે અને તે ચોક્કસ મૂર્છા પામશે એમ લોપામુદ્રાની ધારણા છે. તે વખતે તેમનું જીવન જોખમમાં હશે. તેમને બચાવવા તે ગોદાવરીને કહે છે કે તારી શીળી શીળી લહરીઓથી તારે રામની મૂર્છા વાળવી.

આમ ત્રીજા અંકમાં જે ભાવાવેગ અને કરુણ રસ જોઈએ છીએ તેના મૂળ છેક બીજા અંકમાં કવિએ રોપ્યાં છે. તેથી જ અહીં કશું અસ્વાભાવિક લાગતું નથી. અહીં એ પણ સૂચન થાય છે કે રામનો સીતા માટે એનો એ જ સ્થિર પ્રેમ છે.

(૫) ત્યાગ પછી સીતાનું શું થયું તે સમાચાર મળે છે. ત્યાગ પછી સીતાએ ગંગામાં પડતું મૂકયું અને એ જોડિયા પુત્રોને જન્મ આપ્યો. પૃથ્વી અને ગંગા તેને રસાતળમાં લઈ ગયાં અને દુધપાન છોડાવ્યા પછી પુત્રોને વાલ્મીકિ પાસે મૂકયા. સીતાને આમ પતિવિયોગ અને પુત્રવિયોગ બન્ને વેઠવા પડે છે. એ વેઠતાં એની ન કળાય એવી કરુણ દશા થઈ છે. તે કરુણસ્ય મૂર્તિ બની ગઈ છે. શરીરધારિણી વિરહવ્યથા તો તે ન હોય ? આમ થતાં છતાં તેના મનમાં એક ભારે ચોટ લાગી છે. લોપામુદ્રા, ગંગા અને પૃથ્વી વગેરે દેવતા હજી રામ અને સીતાના હિતનો જ વિચાર કરે છે. એ હિત વિચારીને સીતાના મનનું સમાધાન કરવા તથા અદષ્ટ રીતે પાણિસ્પર્શથી રામને બચાવી ત્રિભુવનને જિવાડવા માટે જ સીતાને 'છાયા સીતા' તરીકે અહીં ગંગા લાવે છે. અહીં પણ સીતાની મનોદશાનું સુંદર ચિત્રણ છે. સીતાને એવું ખોટું લાગી ગયું છે કે રામને જોવા મળવાને મિષે તો તે બહાર આવે જ નહિ. પણ કોઈ કામને મિષે ગંગા તેને સાથે લઈને ગોદાવરીને મળવા આવે છે. સીતાનું મન ડંખેલું હોવાથી તે સીધી રીતે તો કદી પંચવટી બાજુ આવે નહિ. અને તે ત્યાં ન આવે તો રામ બચે નહિ અને સીતાના મનનું સમાધાન પણ ન થાય. આથી લવકુશની બારમી વર્ષગાંઠે સૂર્યને અર્ઘ્ય આપવા માટે પુષ્પો લેવાને મિષે એ સીતાને તમસા સાથે મોકલે છે.

એની મનોદશા આવી હોવાથી સીતા રામ પાસે પ્રગટ રીતે જતાં સંકોચાય. રામ પણ સીતાને સ્વીકારી ન શકે કારણ લોકોની શંકાનું

નિરાકરણ હજી થયું નથી. આથી ઉપર બતાવ્યું તે દ્વિવિધ કાર્ય પાર પાડવા સીતાને અદૃષ્ટ રાખવામાં આવે છે આમ હવે પછી આવતા છાયા સીતાના પ્રસંગની ભૂમિકા રચાય છે.

છેલ્લે આ જ વિષ્કમ્ભકમાં સમાચાર મળે છે કે રામના પુત્રો હવે બાર વર્ષના થઈ ગયા છે. અને એ પણ સૂચન થાય છે કે જ્યાં દેવતા અને તપસ્વીઓ રામ અને સીતાનું હિત વિચારે છે ત્યાં પરિણામ સોએ સો ટકા સારું આવશે જ. નાટકના સુખદ અંતનું પણ અહીં સૂચન થાય છે.

આ રીતે આ વિષ્કમ્ભક ઘણો જ અગત્યનો બને છે.

## રામની મૂર્છાઓ

આ અંકમાં રામ ઉપરા ઉપરી બે વખત મૂર્છા પામે છે. ઘણા ટીકાકારો આ બાબતમાં ભવભૂતિ ઉપર સખત ટીકા કરે છે કે આ કેવળ ભાવાવેગ અને લાગણીવેડા છે અને આનાથી પ્રસંગ કરુણ બનવાને બદલે સઘળું અસ્વાભાવિક અવાસ્તવિક અને હાસ્યાસ્પદ બની રહે છે. પણ એવું નથી.

આ મૂર્છાઓની પણ ખાસ નાટ્ય અગત્ય છે એક તો એ કે આ અસ્વાભાવિક નથી લાગતું. ત્રીજા અંકના વિષ્કમ્ભક તથા છેક બીજા અંકમાં અગસ્ત્યદર્શનના પ્રસંગમાં જ આનું સૂચન થઈ ગયું છે. બીજું જ્યાં વૃક્ષો, પશુઓ, પંખીઓ રામ અને સીતાને સ્વજન સમાં બની ગયાં છે, જ્યાં રામ અને સીતાએ સુનિશ્ચિત ધારતાં પણ જીવનનો સુખદમાં સુખદ લ્હાવો લીધો એ વન, એ ઝરણાં અને નદી તટો આજે વર્ષો પછી સીતા વિહોણી દશામાં જોતાં રામને બધું અમણું દુઃખે પીડે અને તેમનો શોક દારુણ રીતે બહાર આવે એ ઘણું જ સ્વાભાવિક છે. વળી શરીરે પણ તે સાવ અશક્ત જેવા જ થઈ ગયા છે તેથી તેમની મૂર્છિત દશા સ્વાભાવિક જ લાગે છે.

આગળ જોયું તેમ સીતાની મનોદશાનો વિકાસક્રમ જોતાં આ મૂર્છાઓ અત્યંત આવશ્યક લાગે છે. પહેલી વખત રામ મૂર્છા પામે છે તે વખતે સીતા અદૃષ્ટ રીતે ત્યાં હોય છે. તેના મનનું સમાધાન થયું ન હોવાથી તે એકદમ રામ પાસે પ્રગટ રીતે જઈ શકતી નથી. રાજા રામ પ્રત્યે એક

તો એને કંઇક નારાજી થઈ છે અને બીજું તે એમના કડક હુકમથી ભડકી ગઇ છે. આ કારણથી તેને પગ જવા ઉપડતો નથી. છતાં એ વહાલસોઈ પ્રેમાળ પત્ની મટી નથી ગઈ. આર્યપુત્રને જોતાં એમને એમ પણ એનો કોપ ન ટકે તોં તેમને આ દર્શામાં તો તે કેવી રીતે જ જોઈ શકે? એ તમસાને કંઈક મદદ કરવા કહે છે. તમસા તો આજ ઘડીની વાટ જોતી હતી. તેથી તે કહે છે કે રામને જિવાડવાનું ઔષધ તો સીતા પાસે જ છે અને તે એનો પ્રિયસ્પર્શ પાણિ સીતા આઘું પાછું કંઈ વિચાર્યા સિવાય રામને સ્પર્શ કરે છે. રામના જીવતાં ત્રિલોક આવી રીતે જીવતું રહે છે.

આમ આ મૂર્છા સીતાની મનોદશા બતાવે છે એટલું જ નહિ પણ છાયા સીતાનો શું હેતુ છે તે પણ સ્પષ્ટ કરે છે.

બીજી વખત વાસન્તી રામને એમના વર્તન બદલ કઠોરમાં કઠોર રીતે પ્રહાર કરે છે. ત્યારે પણ રામ મૂર્છિત થાય છે. આ વખતે પણ તે તમસાના કહેવાથી રામને સ્પર્શ કરીને જિવાડે છે. પણ આ સ્પર્શે એને ખાતરી થાય છે કે રામ તો એના એ જ છે आर्यपुत्र स एवेदानीमसि त्वम् । રામના સ્પર્શે સીતાને પણ રોમાંચ અને ઝણઝણાટી થઈ આવે છે. એ તમસાથી છૂપું રહેતું નથી. આમ આ મૂર્છા બતાવે છે કે સીતાના મનનું પોણા ભાગનું સમાધાન થઇ ગયું છે. ફક્ત તમસાનું મહેણું રહે કે પોતાને મળેલા ઘોર અપમાનનો પણ સીતા વિચાર કરતી નથી અને રામ પ્રત્યે પ્રેમ પ્રગટકરે છે. આ સ્ત્રીસ્વમાન આડે આવવાથી જ સીતા આ વખતે પરાણે રોકાય છે.

આમ સીતાના મનનું સમાધાન થતાં પહેલાં તેની મનોદશાનો ક્રમિક વિકાસ રામની આ મૂર્છાએ દ્વારા વ્યક્ત થાય છે તેથી આ મૂર્છાએ ખાસ અગત્યની છે.

### વાસન્તીનું પાત્ર

આ અંકના મનોવૈજ્ઞાનિક અગત્ય સાધવા અને સીતાના મનનું સંપૂર્ણ સમાધાન કરી તેનો ડંખ દૂર કરવાનો જે આ અંકનો ઉદ્દેશ છે તે સાધવા માટે આ પાત્રનું કવિ ખાસ સર્જન કરે છે.

સીતાની એ વહાલી સખી છે સીતા ઉપર એને અપરંપાર પ્રેમ છે. સીતાના આવા સમાચાર સાંભળી એના દુઃખનો કોઈ પાર નથી. એમાં વળી એને રામને મળવાનું થાય છે. સીતાની સખી હોવાથી રામ સાથે

પણ એને ઘનિષ્ટ સંબંધ છે. સ્વાભાવિક છે કે પોતાની સખી સાથે આવો વ્યવહાર કરનાર રામને જોતાં તે રુક્ષ બને. રામના કૃત્ય બદલ કઠોરમાં કઠોર રીતે વાસંતી તેમના ઉપર મોઢામોઢ પ્રહાર કરે છે. પંચવટીમાં પ્રવેશતાં રામનો શોક બમણા જોરથી બહાર તો આવ્યો જ છે. અને તેમાં વાસન્તીનાં મહેણાં તેમને માટે અસહ્ય થઈ પડે છે. રામનો સીતા પ્રત્યેનો સાચો પ્રેમ વાસન્તી આગળ કુદરતી રીતે ખુલ્લો થાય છે. સીતાને આ રીતે રામના પ્રેમની સ્વયં પ્રતીતિ થઈ જાય છે. આમ આ રીતે આ પાત્રની નાટ્ય અગત્ય છે.

બીજી એક અગત્ય પણ ડૉ. જી. કે. ભટ સુંદર રીતે બતાવે છે કે જેમ રામને કઠોર વચન સંભળાવી સીતા પ્રત્યે સહાનુભૂતિ બતાવવાની જરૂર છે એટલી જ રામ પ્રત્યે પણ સહાનુભૂતિની જરૂર છે. જેમ વાસન્તીનાં વચનોથી સીતા પ્રત્યે સહાનુભૂતિ પ્રગટે છે તેમ એનાં એ જ કઠોર વચનથી રામની સીતા તરફની સચ્ચાઈ, વફાદારી પ્રગટ થાય છે. એ જ વચનોથી આપણને પણ પ્રતીતિ થાય છે કે સીતા કરતાં પણ વધારે કરુણ દશા તો રામની છે. રામના માનવભાવ અનેક રીતે વ્યક્ત થાય છે *

## ત્રીજા અંકનું કાવ્ય અને વાસંતી

ત્રીજા અંકમાં ખાસ કરીને વર્ણનાત્મક અને ઊર્મિપ્રધાન કાવ્ય જ છે. ઉક્તિઓનો મોટો ભાગ આવો કાવ્યમય જ છે. અંકની શરૂઆત જ કેટલી કાવ્યમય રીતે થાય છે ! આ એવું વન છે કે જ્યાંનાં પશુ, પંખી વૃક્ષો, નદીઓ અને પર્વતો રામ, સીતા અને વાસંતીને વર્ષોથી પરિચિત છે. એટલું જ નહિ એ પ્રકૃતિ તત્ત્વો એમના જીવનમાં સ્વજન સમાં બંધાઈ ગયાં છે. સીતા વનવાસ દરમિયાન એક હાથીના બચ્ચાને ઉછેરતી હતી એ બચ્ચું આજે યુવાન થઈ ગયુ છે. એના ઉપર બીજા મદોન્મત્ત વારણે હુમલો કર્યો છે. વાસન્તી તેને બચાવવાની બૂમ પાડે છે. સીતા અને રામ પણ આ સાંભળે છે. સહુ આ સ્વજન સમા હાથીના રક્ષણાર્થે ત્યાં ભેગાં થઈ જાય છે. વાસન્તીના આ એક જ ઉલ્લેખથી રામ અને સીતાને કરુણભાવ એકસરખો વધી પડે છે હવે પછી પણ તે જટાયુ શિખરનો અને ગોદાવરી તીરનો ઉલ્લેખ કરે છે એ સીતા અને રામ

* વાંચો ડૉ. જી. કે ભટનુ ઉ ચ અં. આવૃત્તિ પૃ. ૧૩

માટે મર્મછેદક બની રહે છે. ગજબાળાના ઉલ્લેખથી રામને સીતા સાથેનું સુખી જીવન યાદ આવે છે. સીતાનું હૃદય પણ પ્રેમથી દ્રવી જાય છે. ઉપરાંત એના પુત્રો કેવડા મોટા થયા હશે એ વિચાર પણ આવે છે.

આ પછી વાસન્તી સીતાએ ઉછેરેલું કદમ્બ અને તે ઉપર બેઠેલો સીતાએ પુત્રની જેમ પોષેલો મોર બતાવે છે એ કદંબ અને મોર કાળ જતાં મોટા થયા છે. આ પણ બંનેની પ્રેમની લાગણી વધારે છે. સાથે સાથે રામનો શોક ઘણો જ વધી પડે છે. સીતા માતાએ બંનેને સાથે ઉછેર્યાં હોવાથી મોરને કદંબ સાથે બંધુ જેવો સંબંધ થઈ ગયો છે. સીતાને સંભારી મોર હજી આ કદંબ ઉપર બેસે છે જ્યારે પોતે તો સીતાને ત્યજી દીધી ! પ્રસંગ હવે વધારે કરુણ બને છે. રામ જ્યાં સીતા સાથે સુતા હતા તે શિલાની પાટની પથારી વાસંતી બતાવે છે. કારુણ્ય તે કેટલું ? ત્યાં બેઠે બેઠે સીતા હરણને ઘાસ ખવડાવતી. આજે સીતા નથી છતાં એના પ્રેમની યાદે હરણાં રોજ ત્યાં આવીને બેસે છે. જ્યારે રામ તો સીતાનો એવો પ્રેમ ભૂલી પણ ગયા !

એ જ સ્થળો આગળ હોવા છતાં રામ અને સીતાનો સંસાર જાણે ફરી ગયો છે ! એ વૃક્ષોને પુષ્પોના અર્ઘ્યથી રઘુનન્દનનું સ્વાગત કરવા વાસન્તી કહે છે. રઘુપતિના માનમાં શીળા પવનો વહે અને પક્ષીઓ પોતાના કૂજનથી રામનું સ્વાગત કરે એવો વાસન્તી વનને આદેશ કરે કરે છે. આ બધું સીતાને તો બીજો જન્મ પ્રાપ્ત કર્યા જેવું લાગે છે. રામના હૃદયનો દ્રવ પણ પહાડોને ભેદી નાખે એવો પ્રચંડ બને છે.

આ પછી પરસ્પર મળતાં વાસન્તી રામને એમના વર્તન બદલ સીધા પ્રહારો કરે છે. આથી રામના દુઃખનો અવધિ આવે છે. તેમનું હૃદય દળાય છે પણ તેના બે કટકા થતા નથી. મુર્છા આવે છે પણ જીવન ચાલ્યું જતું નથી. અંતર્દાહ તેમને પ્રજ્વાળે છે પણ બાળીને ભસ્મ કરતો નથી. વિધિ મર્મછેદક પ્રહાર કરે છે પણ પ્રાણ હરતો નથી. લતા મંડપની યાદ રામથી સહી જતી નથી. રામ મુક્ત કંઠે રડે છે. રામના આ પ્રલાપો અને ઉદ્‌ગારો સાચા અંતરમાંથી આવે છે. વાસન્તી પણ હવે સમજે છે કે રામનું દર્દ પણ ઓછું નથી. હજી પણ વાસન્તી રાવણના પ્રસંગની યાદ દેવડાવે છે. પ્રસંગ વધારે કરુણ બને છે, સીતા

અને રામને પાછો તે પહેલાંનો વિયોગ યાદ આવે છે. પણ એમાં તો એ વિયોગ દૂર કરવાના ઉપાય હતા જ્યારે આ તો ચિરવિયોગ છે ! વાસન્તી સાથેની સીધી વાતચીતમાં રામના સીતા પ્રત્યેના અનન્ય અને સ્થિર પ્રેમની ખાતરી થાય છે. સીતાને જે સમાધાન જોઇએ છે તે હવે આપોઆપ જ મળી જાય છે. આ રીતે રામના સ્થિર પ્રેમની પ્રતીતિ દ્વારા ભાવિ સુખદ અંત તરફ વસ્તુ આગળ વધે છે.

આમ વાસન્તી જે જે વર્ણવે છે તે રામ અને સીતાની પ્રેમની લાગણી અને દર્દ વધારે છે. આ અંકમાં જે વર્ણનાત્મક અને કરુણ કાવ્ય આવે છે તે આમ નાટકનું આંતરકાર્ય જોતાં હવે વસ્તુગ્રથનની દૃષ્ટિએ અગત્યનું બને છે અને નકામું કે વધારાનું લાગતું નથી.

આ અંકમાં તો વાસંતી જ રામની અને સીતાની દર્દભરી કવિતા છે, વાસંતી જ અંકનો ઉદ્દેશ પાર પાડનારી કવિની કવિતા છે, વાસંતી ઉપર જ આ અંકનું સંવિધાન છે કહીશું તો તે વધારે કહ્યું નહિ ગણાય. अपरा किमन्यथा रोदिति ग्रावा ।

કવિનું સંકલનકૌશલ્ય—પહેલા અને બીજા ત્રીજા અંક વચ્ચેનો નિર્દેશેલો બાર વર્ષનો ગાળો.

આ કાવ્યકડીઓની વચ્ચે વચ્ચે પણ કવિનું સંકલન કૌશલ્ય દેખાય છે તો ખરું જ. આ વિશે ડૉ. બેલવેલકરના જ શબ્દોથી આ અંકની ચર્ચા સમાપ્ત કરીશું—

"નાટકના પહેલા અંકને નાટકના બાકીના ભાગ કરતા છૂટો પાડતો બાર વર્ષનો ગાળો કવિ કેવી રીતે નિર્દેશે છે તે નોંધવા જેવું છે. આ વાતથી તે દરેક રીતે આપણને વાકેફ કરે છે. અંક બીજાનું પ્રકૃતિવર્ણન (पुरा यत्र स्रोतः...ઇ.) નાનો મોર અને હાથીનું બચ્ચું હવે સમય જતાં મોટાં થાય છે તે આપણને સ્પષ્ટ સમજાવે છે કે આ ગાળામાં આટલો ફેર અને વૃદ્ધિ થતાં જ રહેતાં હતાં. મનુષ્યોના જીવનમાં પણ કેટલુંક પરિવર્તન આવ્યું છે જેમકે રાજા જનકે કેટલાંક વર્ષોથી રાજ્યકાર્યમાંથી નિવૃત્તિ લીધી છે અને વાનપ્રસ્થ થયા છે (અંક ૪). પહેલા અંકને અંતે જે લવનું ગક્ષસ ચડી આવ્યો હતો તે મરાયો છે અને તેનું રાજ્ય રા હાથમાં છે. બાર વર્ષનું યજ્ઞસત્ર સમાપ્ત થયું છે પરંતુ—

આ પરિવર્તનમાં કેટલીક વસ્તુ સ્થિર પણ રહી છે. આ પર્વતો એવા ને એવા સ્થિર છે. હરણોને હજી યાદ છે કે તેમને પંચવટીમાં કદલી વનમાં કોણ ખવડાવતું હતું. રામ હજી પણ તેની પત્નીની યાદમાં એવાને એવા સ્થિર અને વફાદાર છે. અને સહુથી વધુ તો વસિષ્ઠ અને અરુન્ધતી હજી પણ રઘુવંશના હિતમાં રસ ધરાવે છે અને તેમણે જોયેલી જે કંઈ દુર્ઘટના બને છે તેમાંથી તે સફળતાથી સારો અંત લાવી શકે છે."÷

અંક ૪

હવે વસ્તુના બીજા વિભાગ ઉપર આવીએ, સીતાના મનનું સમાધાન થઈ ગયું એટલે હવે ધીમે ધીમે બંનેનું મિલન કરાવવા તરફ જ કવિનું લક્ષ છે. પણ હજી તે કામ એટલું સહેલું નથી. લોકોના મનમાંથી સીતા માટેનો વહેમ સદંતર દૂર થાય તો જ રામ સીતાને સ્વીકારે અને તે માટે લોકોને એવો તો પાઠ ભણાવવો જરૂરી છે કે જેથી તેઓ કદી આ બાબત છેડે જ નહિ. એ માટે રામના વડીલોને પણ ભવભૂતિ સાક્ષી રાખવા માગતા હશે. વળી લોકોને પણ કહેનાર કોઈ એવી પ્રતિભાશાળી વ્યક્તિ જોઈએ કે જેના પ્રસ્તાવ અને શબ્દો સામે કોઈ નીચેથી ઊંચું જોઈ ન શકે. આવી વ્યક્તિ અરુન્ધતી જ છે તેથી તેની અને વસિષ્ઠની હાજરીની પણ ઉજરૂર રહે છે. આથી આ સહુને વાલ્મીકિના આશ્રમમાં જ ભેગાં કરવાની જોગવાઈ ભવભૂતિ કરે છે.

આ રીતે આ અંકથી નાટકનો બાહ્ય કાર્યવેગ જણાય છે. મિલન માટેની તૈયારીઓ અહીં હવે શરૂ થાય છે વડીલોનો રામ પ્રત્યેનો રોષ ઓછો થાય અને તેઓ પણ મેળ કરાવવામાં સહાયભૂત થાય, રામના પુત્રોની પણ ધીમે ધીમે ઓળખ શરૂ થાય, લોકો કંઈ બોલી જ ન શકે અને રામ સીતાને સ્વીકારે જ—ખાસ આ માટે જ આ અંક સરજાયો છે. જનક પણ વાલ્મીકિને મળવા આ આશ્રમમાં જ આવે છે. વળી મેળાપ પહેલાં સહુ વડીલોનો રામ અને સીતા માટે શું અંગત અભિપ્રાય છે તે જાણવું પણ આવશ્યક છે. આમ અહીં સાતમા અંકની ખાસ તૈયારીઓ થાય છે. એટલું જ નહિ પણ અશ્વના પ્રસંગથી પાંચમા અંકની તૈયારી પણ થાય છે કારણ લવકુશ વાલ્મીકિના જ આશ્રમમાં હોય છે તેથી લવ

÷ વધિ. ઉ. ચ. ની અં. પ્રસ્તાવના—ડૉ. બેલવેલકર.

અશ્વને પકડે છે. સહુ વડીલો અને રામ લવકુશને આંતરિક રીતે ઓળખવા માંડે છે. આથી છઠ્ઠા અંકની તૈયારી પણ થાય છે. આ રીતે આ અંકથી વસ્તુ નવો ઝોક લે છે. અહીં આબાલવૃદ્ધ સહુ પાત્રો એ માટે એક સાથે ભેગાં મળે છે. અત્યંત કરુણ ઘટના હવે ધીમે ધીમે સુખાંત મિલન માટે વિકસવા માંડે છે. અને ડૉ. ડે કહે છે તેમ એક અત્યંત કરુણ ઘટનાને સ્વાભાવિક સુખાંતમાં પલટવી એ કંઈ નાનાસૂના કલાકારનું કામ નથી. આ ઉદ્દેશના અનુસંધાનમાં હવે આ અંકના પ્રસંગો જોઈએ.

## વિષ્કમ્ભક—માહિતી અને અગત્ય

(૧) વસિષ્ઠ સહુને પોતાને આશ્રમે ન લઈ જતાં વાલ્મીકિના આશ્રમમાં લઈ ગયા એમ કવિ બતાવે છે. આનું કારણ પણ અહીં સ્પષ્ટ સમજાય છે કે પંચવટીથી અયોધ્યા પાછા આવતાં વાલ્મીકિ આશ્રમ પાસે હોવાથી રામ સહેજે એ તરફ જાય જ અને સહુ ત્યાં હોય તો જ રામનો તેમની સાથે મેળાપ સંભવે અને અંક સાર્થક બને.

બીજા અંકમાં પણ કહ્યું હતું કે અરુન્ધતીએ જ સીતા વગરની અયોધ્યામાં પગ મૂકવાની ના પાડી. અહીં પણ કવિ બતાવવા માગે છે કે રઘુકુળ માટે જેવો રસ વસિષ્ઠ અને અરુન્ધતીને પહેલાં હતો તેવો હજી પણ છે જ અને જ્યાં આવા તપસ્વીઓ જ કલ્યાણની પ્રાર્થના કરે ત્યાં અશુભ અંત તો સંભવી જ શી રીતે શકે ? આમ અહી પણ સુખદ અંતનું સૂચન થાય છે.

(૨) સીતા ત્યાગની જનકના મન ઉપર ભારે અસર થઇ છે અને તે વાનપ્રસ્થ થયા છે. આ રીતે કવિ સૂચવે છે કે બાર વર્ષના ગાળામાં માનવ જીવન પણ બદલાતાં રહે છે. જનક અચાનક જ વાલ્મીકિને મળવા આવે છે અને સહુ ત્યાં ભેગાં મળી જાય છે.

(૩) જનક, અરુન્ધતી, કૌસલ્યા વગેરે પણ મળે છે તેનું અહીં સૂચન છે.

(૪) જનકની મનોદશા કેવી છે તે આ વિષ્કમ્ભકના અંતિમ શ્લોકમાં બતાવ્યું છે. સીતાનો શોક એમના મનમાંથી ખસતો જ નથી આથી તે હંમેશ અંદર અગ્નિવાળા વૃદ્ધ વૃક્ષની જેમ તપ્યા કરે છે. એનો શોક હજી

ગયો નથી. આ એમના હવે પછીના શોકગ્રસ્ત પ્રવેશનું આગળથી જ સૂચન કરે છે.

(૫) ત્રીજા અંકના શોકઘેરા વાતાવરણ પછી અહીં વાતાવરણ જરા હળવું બને છે. ભવભૂતિ હાસ્ય નથી આપતો. આ નાટકમાં વિદૂષકનું પાત્ર જ નથી. પણ આવાં હળવાં દૃશ્યો એની ખોટ પૂરી પાડે છે. બે બાળકોના મુગ્ધ સંવાદમાં હળવો વિનોદ મળી રહે છે. जीर्णकूर्च.. व्याघ्रो वा वृको वा...वराकी कपिला...मडमडायिता...વગેરે શબ્દો હળવો વિનોદ ઉત્પન્ન કરે છે:

## જનક અને કૌસલ્યા વગેરેની મુલાકાત

નાગળ જોયું તેમ જનકનું દુઃખ જરાકપણ ઓછું થયું નથી. ઊલટું રાત દિવસ એ દુઃખ એને સંતાપ્યા કરે છે. ઘણી વખત આપણે જોઈએ છીએ કે અતિશય દુઃખ ક્રોધમાં પરીણમે છે. પોતાની આવી પવિત્ર અને મુગ્ધ લાડકડી ઉપર આવું દુઃખ! પોતાના ફરજંદ ઉપર આવો અપવાદ! આ ડંખે એનું હૃદય હંમેશ આળું જ રહ્યું છે. કહે છે કે દુઃખનું ઓસડ દહાડા પણ દિવસો જતાં આ શોક શમવાને બદલે વધે છે અને જાણે નવો ને નવો હોય તેમ વધારે પીડા કરે છે. પોતે વૃદ્ધ છે. અનેક આકરાં તપ કરે છે છતાં એમનો દેહ પડતો નથી. બાકી હવે આ બાપને જીવવું કેવળ દુઃખમય જ થઈ ગયું છે. જેની એકની એક વહાલસોઈ લાડકી દીકરી ઉપર આવું કલંક આવ્યું એ બાપને સુખ કેવું! ક્ષણે ક્ષણે એ જેમ જેમ વિચારે છે તેમ તેમ આ શોક કંઈક જુદે જુદે રૂપે જ દેખાય છે અને એ તીવ્ર શોકશંકુ નવો ને નવો જ લાગે છે. સહેજે ઘટતો તો લાગતો જ નથી. કાલડું નાનકડી કાલું કાલું બોલતી સીતાનું નાની દંતુડીથી શોભતું મુગ્ધ મુખડું જ તેની દૃષ્ટિ સમક્ષ ઝિલમિલાતું આવે છે. અરે! એ મોતે મરી હોત તો તો એ છૂટે મુખે રડી પણ શકત. પણ રે! રે! આ તો કલંક લઈને ગઈ! એની પાછળ છૂટે મુખે રડતાં પણ લાજી મરવું પડે.

ત્યાં સામેથી કૌસલ્યા વગેરે મળવા આવે છે. ક્ષતે ક્ષારં ની માફક કૌસલ્યાનું આ દર્શન જનકના એ દુઃખમાં ઉમેરો કરે છે.

બીજી તરફ કૌસલ્યાના દુઃખનો પણ પાર નથી. સીતાનું આવું થતાં એના પિતાને એ શું મોઢું બતાવશે એ દુઃખે એ દુ:ખી થાય છે. સીતાની

સઘળી જવાબદારી એની હતી કારણ નાનપણથી જ એ એની પાસે હતી આમ જનકને જોતાં એ વૃદ્ધ માતાનું દુઃખ વધી પડે છે. ઉપરાંત જનક એના પણ મિત્ર જેવા હતા. એને જોતાં દશરથ જીવતા ત્યારના સુખી દિવસોની યાદ એને આવે છે અને આ વૃદ્ધા ઘણી જ દુઃખી થાય છે.

જનકના દુઃખનો પાર નથી. પણ એનું દુઃખ કોપમાં પરિણમે છે. સીતાને અન્યાય કરનાર એ રામ તરફ જ એનો ક્રોધ ભભૂકી ઊઠે છે. આથી જ કૌસલ્યાને જોતાં એનો રોષ બહાર આવે છે. "કેમ રે ! પેલા પ્રજાપાલક રામની માતા મજામાં તો ખરાં ?" આ તીખો કટાક્ષ સમજીને કંચુકી એને શાંત પાડવા પ્રયત્ન કરે છે. કૌસલ્યા તથા રામનો બચાવ કરતાં તે કહે છે કે કૌસલ્યાએ તો સીતાના ગયા પછી રામનું મુખ જોવું પણ છોડયું છે. રામને માટે પણ તે કહે છે કે રામથી કંઈ જ કહી શકાય તેમ નહોતું કેમ કે લોકો તો સીતાની અગ્નિપરીક્ષામાં માનવા તૈયાર જ નહોતા. તેથી જ રામને સીતાત્યાગ કર્યા સિવાય છૂટકો જ નહોતો.

છતાં જનકનો ક્રોધ ભભૂકી ઊઠે છે. ઉત્પત્તિપરિપૂતા સીતાને શુદ્ધ કરનાર અગ્નિ તે વળી કોણ ? પ્રજાની નિર્દયતા અને નીચતા તથા રાજા રામના ઉતાવળિયાપણા ઉપર એનો રોષ ઊતર્યો છે. अहो निर्दयता दुरात्मता पुरजनानाम् । अहो रामस्य राज्ञः क्षिप्रकारिता । આ બંને ક્રોધનાં પાત્રોને હવે ચાપથી કે શાપથી દંડવાનો તેમને અવસર પ્રાપ્ત થયો છે. कोपस्य ज्वलितुं व्यवसितोऽवसरो चापेन शापेन वा । છેવટે અરુન્ધતી એ કોપ શમાવે છે કે પ્રજા તો રાંક કૃપણ છે. એનું પાલન કરવું ઘટે અને રામ તો જનકનું અપત્ય છે તેથી તેને માફ કરવા ઘટે.

આ દશ્યમાં વસ્તુનો બાહ્ય કાર્યવેગ આમ આગળ વધે છે એ એની એક અગત્ય બીજું આપણે જોયું કે રામ અને સીતા વિશે વડીલોનો શું મત છે એ એમના મિલન પહેલાં જણાવવું જરૂરી હતું કારણ તેઓની પણ આ મિલનમાં સંમતિ જોઈએ.

અને સીતાનો સંપૂર્ણ મનમેળ કરી પુનર્મિલન કરાવવાનો ભવભૂતિનો હે છે. એ અંત માટે તો ભવભૂતિ પહેલેથી જ જુદા જુદા પ્રસંગો પ્ર છે. સીતાના મનનું તો સમાધાન થઈ ગયું છે. લોકોની શંકાનું નિરા થાય તો જ રામ સીતાનો સ્વીકાર કરે. આમ રામના પક્ષે આટલે વાંધો છે. એ માટે સઘળી તૈયારી હવે થઈ ગઈ છે. સહુ વડી વાલ્મીકિના તપોવનમાં લાવવામા આવ્યા છે. હવે ફક્ત રામની હાજ જ જરૂર છે. એ લાણુ પણ અહી સધાઈ જાય છે. લવ અને ચંદ્ર યુદ્ધ જોઈ રામ એ જ તપોવનમાં આવી પહોંચે છે. છતાં હજી રામ સીતાનું મિલન થતું નથી તેનું એક કારણ તો એ કે લોકોની શં સમાધાન હજી થયું નથી. ઉપરાંત હજી કેટલીક બીજી ગોઠવણની છે અને તે નીચે મુજબ છે—

(૧) સીતાને જે અવસ્થામાં વનવગડે એકલી રઝળતી મૂકી તે સહુને ખાતરી થઈ ગઈ છે કે તેને ચોક્કસ રાની પશુઓએ ફાડી ખાધી. તે જીવતી છે એમ સહુને ખાતરી થવી જોઈએ. "ખાસ કરીને રા તો આ બાબતની પ્રતીતિ કરાવવી જ રહી. ખાસ આટલા માટે જ મિલનનો પ્રસંગ ભવભૂતિ રચે છે."*

(૨) "આપણે ચોથા અંકમાં જોયું હતું કે રામે સીતા સાથે વર્તન કર્યું છે પણ એમાં એમણે સ્વજનો અને બીજા ઘણાનો એકમ રોષ વહોર્યો હતો."* જનક અને કૌસલ્યાનો રોષ તાત્કાલિક તો ન ખતીએ શમાવ્યો. તેમને રામ પ્રત્યે સહાનુભૂતિ પ્રગટી પણ હશે પ તેમણે રામને હજી માફી આપી નથી. વળી લવનો રોષ પણ શમા રહ્યો આ બધુ એવું બની ગયુ છે કે એ કોપ સહેજે શમે એમ ન બાર વર્ષ પછી હિકા, દુર્બળ, ઓળખાય પણ નહિ તેવા રામને પ્ર જોતા જ એ કોપ શમે આથી આ અંકમાં જ એ વસ્તુ બને છે. રા પ્રભાવ જોતાં જ લવના ભાવ બદલાઈ જાય છે. રામની દશા જોતાં સહુ વડીલો રામને માફ કરી દે છે. જનકનો ક્રોધ ક્યાંય જતો રહે અને તે તો સહુ પહેલા મૂર્છિત થઈ જાય છે. કૌસલ્યા પણ એ માત્રથી માંડ ઓળખી શકાય એવા આવા રઘુનાથને જોઈને મૂર્છિત જાય છે. કોઈ અક્ષર પણ બોલી શકતું નથી. (૫–૪૧).

* * વાંચો ડૉ. જી. કે. ભટ ઉ. ચ. (અં. આવૃત્તિ) પૃ. ૧૪ અને

આ લક્ષ્યના અનુસંધાનમાં હવે આ અંકના પ્રસંગો જોઈએ—

છઠ્ઠા અંકનો વિષ્કમ્ભક વિગતો અને મહત્વ

(૧) અંક પાંચમાને અંતે જોયું કે લવ અને ચન્દ્રકેતુ યુદ્ધે ચડવા તૈયાર થયા છે અહીં તે યુદ્ધ થાય છે તેનું વર્ણન છે સ્ટેઈજ ઉપર યુદ્ધ ન બતાવાય તેથી અહીં ફક્ત તેનું વર્ણન જ છે આ યુદ્ધના મૂળ છેક ચોથા અને પાંચમા અંકમાં છે

(૨) આજ સુધી ચોથા પાંચમા અંકમાં જેની તૈયારી થઈ છે એ ઘડી આવી પહોંચી મુખ્ય મિલન યોજના માટે સહુ વાલ્મીકિના આશ્રમમાં ભેગા મળે એવી ભવભૂતિની ગોઠવણ છે બધા તો આવી ગયા છે એક રામ નથી આવ્યા એમને અહીં લાવવાનું નિમિત્ત અહીં મળી જાય છે જે યુદ્ધના ભણકારા પાંચમા અંકમાં સંભળાય છે એ યુદ્ધની કપરી ઘડી આવી પહોંચે છે

રામ અયોધ્યા તરફ જવા નીકળ્યા છે પણ પુષ્પક વિમાનમાંથી આ બંનેનું યુદ્ધ જોઈ રામ સ્વાભાવિક રીતે જ એ તરફ વળે છે રામ પણ હવે અહીં આવી પહોંચે છે

આમ રામને અહીં આવવાનું કારણ સાંપડે છે

(૩) રામ આવી ગયા છે એ સમાચાર પણ અહીં મળે છે

(૪) 'યુદ્ધના વર્ણન દરમિયાન વિદ્યાધર એક શ્લોક બોલે છે (૬-૫) આ શ્લોક અંક ૨-૧' નો જ ભાવ સૂચવે છે બીજા અંકમાં પણ રામ આ જ શ્લોક બોલે છે +

યુદ્ધના વાતાવરણ વચ્ચે અર્ધમાગધ વિદ્યાધર આ બોલે તે અયોગ્ય લાગે છે એમ ઘણા ટીકાકારોના પ્રહાર છે પણ—

રામના સીતા પ્રત્યેના તેવા પ્રેમની યાદ દેવડાવવી ભવભૂતિને ખાસ ગમે છે કારણ તેના ઉપર તો નાટકનો મુખ્ય તંતુ છે આથી અહીં પ્રસંગ હોય કે ન હોય, વિદ્યાધરો વિશે ગમે તે ધારણા હોય છતાં ભવભૂતિ આ શ્લોક ખાસ આપે છે અને રામના સીતા પ્રત્યેના મહાન પ્રેમની યાદ દેવડાવે છે ×

---

+ × વાંચો—દો ૭ કે ભટ-ઉ ચ અ આવૃત્તિ પૃ ૧૮

આમ આ પણ આ વિષ્કમ્ભકનો એક હેતુ છે કારણ હવે રામ અને સીતા મળે એ પહેલાં એ સૂચન જરૂરી છે.

**પુત્રોની ઓળખ : વિગતો અને અગત્ય**

(૧) આગળ જોયું તેમ રામ અને સીતા ફરી મળે એ પહેલાં રામને સીતા જીવતી છે એમ ખાતરી થવી જરૂરી છે. અને એ આનંદના સમાચાર એકદમ રામને ન મળવા જોઈએ. આથી આ પ્રત્યભિજ્ઞાન દશ્ય ખાસ પ્રયોજાયું છે.

(૨) આ બધું ધીમે ધીમે સ્વાભાવિક રીતે જ બનતું લાગે છે. રામના બંને પુત્રો વાલ્મીકિ આશ્રમમાં જ હોય છે. કૌસલ્યા અને બીજાં વડીલો સત્ર પૂરું થતાં વાલ્મીકિના જ આશ્રમમાં આવે છે. વસિષ્ઠ આ સુખદ અંત જાણતા હોવાથી ખાસ એટલા જ હેતુથી પોતાના આશ્રમમાં સહુને ન લઈ જતાં વાલ્મીકિને આશ્રમે જ લઈ જાય છે. બીજી બાજુથી જનક પણ પોતાના મિત્ર વાલ્મીકિને મળવા આવી પહોંચે છે. આશ્રમમાં મહેમાનોના માનમાં છુટ્ટી હોય છે. તેથી સ્વાભાવિક રીતે જ ખેલતાં કુદતાં બાળકો રમતે રમતે ત્યાં આવે છે અને સહુની નજરે પડે છે. ઘરડાંઓ સહેજે તેમને જુએ છે. ખાસ કરીને કૌસલ્યા અને જનક લવ અને રામનું તથા સીતાનું સાદૃશ્ય નોંધે છે. છતાં બંને જોડકા છે જાણી કોઈ કંઈ નિર્ણય કરી શકતું નથી. પણ મનમાં તો સહુને ખાતરી હોય છે કે આ સીતાના જ પુત્રો છે. પંચવટીમાંથી પાછા ફરતા રામ વિમાનમાંથી બાળકોનું યુદ્ધ જોઈ એ તરફ આવે છે. રામ પણ પોતાની અને સીતાની પ્રતિકૃતિ લવમાં જુએ છે.

(૩) અહીં પણ રામને ક્રમે ક્રમે પુત્રોની ઓળખનું આંતરકારણ મળે છે—

પહેલાં તો લવનો પ્રભાવ રામને આકર્ષે છે. પછી એક લોહીના સંબંધે રામનું અંતઃકરણ લવ તરફ ખેંચાય છે અને અદૃષ્ટ આકર્ષણ જાગે છે. व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः આમ બાળક પોતાનું છે એમ આંતરપ્રતીતિ રામને થવા માંડે છે.

ત્યાર પછી બાળકનો ચન્દ્ર અને ચન્દન જેવો શીતળ સ્પર્શ (૬–૧૭) તેમને આહ્‌લાદક થઈ રહે છે અને એ પોતાનો જ પુત્ર હોવાની એમને આંતરપ્રતીતિ અદૃષ્ટ રીતે થાય છે.

લવને જૃમ્ભકાસ્ત્રોનું સ્વતઃપ્રકાશિત જ્ઞાન છે એ પણ એ પુત્ર પોતાના છે એમ માનવાનું ખાસ કારણ છે. (૬-૧૫-૪) स्वतः प्रकाशान्याचयोरस्त्राणि અહીં આવયોઃ એ દ્વિવચન રામને કુતૂહલનું કારણ આપે છે.

૧૫-૭ માં લવ કહે છે કે તે બંને જોડિયા ભાઈ છે.

આ હકીકત પણ આ પુત્રો પોતાના હોવાની સીધી પ્રતીતિ છે.

એટલામાં કુશ ત્યાં આવે છે. એનો ધીરગંભીર અવાજ અને પ્રભાવ રામને કુતૂહલથી પ્રેરે છે. એનું આલિંગન રામને એ પોતાનો પુત્ર હોવાની પ્રતીતિ કરાવે છે. (परिष्वज्य स्वगतम्) तत्किमपत्यमयं दारक । (૬-૨૨)

ત્યાર પછી બંનેને નીરખતાં રામને તેમાં પોતાની અને સીતાની આકૃતિ દેખાય છે. (૬-૨૩-૨૪-૨૫-૨૬-૨૭)

ત્યાર પછીની તેમની ઉક્તિમાં તેમને ઘણો સંદર્ભ મળી રહે છે કે આ તે જ અરણ્ય છે કે જ્યાં સીતાને ત્યજી હતી. બંનેની આકૃતિ અને પ્રભાવ પોતાના જેવા છે. અસ્ત્રો સ્વતઃપ્રકાશિત છે. કદાચ ચિત્રદર્શન પ્રસંગે પોતે આપેલી આજ્ઞા પ્રમાણે તો અસ્ત્રો નહિ વર્ત્યાં હોય ! બાળકોનો સ્પર્શ એમને સુખદ થઈ પડે છે; બંને જોડકા છે. અને પોતે સીતાનો દ્વિધા ગર્ભિણીભાવ પારખ્યો હતો. (૬-૨૭ ૧-૬ (૬-૨૮)

છતાં રામ સીધી રીતે પૂછી શકતા નથી. કારણ બાળકો સીતા અને રામની પરોક્ષ રીતે રામાયણનાં પાત્રો તરીકે જ વાત કરે છે. (૬-૩૦).

ઉપરાંત તે જ વખતે ત્યાં વસિષ્ઠ વગેરે આવે છે આ બંને કારણથી કારણો ઉપસ્થિત હોવા છતાં પ્રત્યભિજ્ઞાન થતું નથી. ભવભૂતિ છેવટ સુધી આ બાબત સ્પષ્ટ કરતા નથી. કારણ હજી લોકોની શંકાનું સમાધાન થયું નથી તેથી પિતા પુત્ર મળે એ ઈષ્ટ નથી.

આ બાબત શ્રી બેલ્વેલકર સુંદર ટીકા કરે છેઃ

"પ્રત્યભિજ્ઞાન દૃશ્ય બહુ જ કલાત્મક રીતે નિરૂપાયું છે. અલબત્ત રામની મોટી સ્વઉક્તિ કંઈ વધારાની લાગે છે. લવ કેટલી સહજ રીતે તેના જોડકા મોટાભાઈ વિશે વાત કરે છે ! એકલા રામ નહિ પણ ત્રણ ત્રણ જણ રામ અને લવનું આકૃતિસામ્ય નોંધે છે.

આ આખું દશ્ય કાલિદાસના પુત્રમિલન પ્રસંગ સાથે સરખાવી શકાય તેવું છે......કેટલીક બાબતમાં સ્પષ્ટ લાગશે કે ભવભૂતિએ કાલિદાસ ઉપર એક જાતની ખાસ પ્રગતિ કરી છે. છેક છેલ્લા અંકના અંત સુધી પ્રત્યભિજ્ઞાન થવા દીધું નથી તેથી એક પ્રકારની આતુરતા રહે છે. +

છઠ્ઠા અંકની અગત્ય વિશે પણ તેઓ સુંદર લખે છે: "અત્યાર સુધી તો કવિએ સુંદર શરૂઆત અને પ્રસંગની જ્વલંત પરિસીમા આપી. પણ પ્રસંગની પરાકાષ્ટા તો હજુ હવે આવવાની છે. નાટકના પછીના ભાગમાં છઠ્ઠો અંક બહુ મોટો છે. અને તેને માટે કવિ બીજા અંકના વિષ્કમ્ભકથી જ આપણને તૈયાર કરે છે. ત્યાં આપણે અશ્વમેધ યજ્ઞ વિશે પહેલી જ વખત સાંભળીએ છીએ. ત્રીજા અંકમાં રામ તે ફરીથી કહે છે. ચોથા અંકને અંતે તો આપણે અશ્વને નજરે જોઈએ છીએ. તેવી જ રીતે ત્રીજા અંકને અંતે રામ તેમના પુષ્પક વિમાનમાં અયોધ્યા જવા નીકળે છે. અને તેથી માર્ગમાં આવેલા વાલ્મીકિના તપોવનમાં શું બને છે તે જુએ છે. રામ આમ આવવું જોઈએ ત્યારે જ આવે છે. લવ જ અશ્વને જુએ છે અને પકડે છે અને યુદ્ધ થાય છે એ બધું આવશ્યક છે "

આમ છઠ્ઠો અંક આગળના અંકોમાં જે બીજ કવિએ વાવ્યાં છે તેના જ પરિપાક રૂપ છે.

અંક ૭

ગર્ભનાટક.

આ અંકનું નામ જ સમેલન છે અને એ નામ સાર્થક છે અત્યાર સુધી ભવભૂતિએ યોજેલી સઘળી યુક્તિ પ્રયુક્તિ અને ગોઠવણોનો પરિપાક આ અંકમાં દેખાય છે. સ્થળ છે વાલ્મીકિનું શાંત તપોવન જનક, કૌસલ્યા, સીતા વગેરે સહુ હવે અહીં ભેગા મળ્યા છે રામ પણ હવે આવી ગયા છે. રામ અને સીતાના મિલન માટે ખાસ જરૂરી એવી લોકોની હાજરી જ હવે ફક્ત જોઈએ. અને એ માટે પણ જોગવાઈ થઈ ગઈ છે. ભરતમુનિ અને અપ્સરાઓ દ્વારા આજે વાલ્મીકિ પોતાની કૃતિ ભજવાવવાના છે. એ જોવા આજે સહુ અયોધ્યાવાસીઓ અને જનપદવાસીઓને આમંત્રણ છે. અને સહુ રંગમંચની સામે એકઠા પણ મળ્યા છે. રામ લક્ષ્મણ વગેરે સહુ

+ વાંચો ડૉ. બેલવેલકર અં. પ્રસ્તાવના અને અં. પાદટિપ્પણી.

હાજર છે. આ પ્રસંગના સાક્ષી તરીકે ઋષિઓ, દિક્‌-દેવો તથા ઈતર સૃષ્ટિનાં પ્રાણી પણ હાજર જ છે.

સીતા ત્યાગ પછી સીતાનું શું થયું એ જાણવાની સહુને જિજ્ઞાસા છે. હજી સુધી એ વિશે કોઈ કશું જાણી શક્યું નથી. તે બતાવવાનો આ ગર્ભનાટકનો ઉદ્દેશ છે. આખો વીતી ગયેલો પ્રસંગ ગર્ભનાટક દ્વારા બતાવવાની કવિ યોજના કરે છે. ફક્ત આ યુક્તિ દ્વારા જ સીતાની પવિત્રતાની લોકોને ખાતરી કરાવી શકાય તેમ હતું. ભવભૂતિ આ યોજના સફળ રીતે પાર પાડી શક્યા છે. કુમારેનું પ્રત્યભિજ્ઞાન પણ અહીં સંપૂર્ણ રીતે સાધવામાં આવે છે.

ભૂતકાળના બનાવો ધારી અસર કરે તે રીતે રજૂ કરવા માટે ગર્ભનાટક એક સફળ યોજના છે. અહીં ફક્ત શરત એટલી થાય છે કે એ નાટકમાં સહુએ વિશ્વાસ મૂકવો કારણ તે સાક્ષાત્કૃતધર્મા ઋષિએ આર્ષ ચક્ષુથી જોયું છે.

નાટકની શરૂઆત જ સીતાની વિશુદ્ધિની સહુને તત્ક્ષણ ખાતરી કરાવી દે છે.

અહીં પ્રસંગો એક પછી એક સ્વાભાવિક રીતે રજૂ થાય છે. (૧) સીતાએ બે બાળકોને જન્મ આપ્યો. (૨) તેમને વાલ્મીકિને સોંપ્યા (૩) અત્યારે તે બાર વર્ષના છે (૪) જૃમ્ભકાસ્ત્રો તેમને પ્રથમ અંકની રામની આજ્ઞા પ્રમાણે પ્રાદુર્ભૂત થાય છે અને રામનાં સંતાનો પાસે જાય છે (૭-૧૦) (૫) સીતા પૃથ્વી સાથે રહે છે એ સાથે ગર્ભનાટકનો અંત આવે છે.

લક્ષ્મણ પણ રામના પ્રથમ અંકના શબ્દો યાદ દેવડાવે છે ઉપરની હકીકતો ઉપરથી લક્ષ્મણને પણ ખાતરી થઈ જાય છે કે લવકુશ રામના જ પુત્રો છે.

एतौ हि जन्मसिद्धास्त्रौ प्राप्तप्राचेतसाशुभौ ।
आर्यतुल्याकृती वीरौ वयसा द्वादशाब्दिकौ ॥

આમ આ નાટકના આ બંને ઉદ્દેશ સધાય છે (૧) સીતા વિશુદ્ધ છે એની લોકોને પ્રતીતિ થાય છે અને (૨) લવ કુશ રામના જ પુત્રો છે એવી રામ લક્ષ્મણ બંનેને પ્રતીતિ થાય છે.

(૩) આ ગર્ભનાટકનો એક બીજો પણ ખાસ ઉદ્દેશ છે. ગર્ભનાટક રજૂ થાય છે તે દરમિયાન રામ જે કંઈ બોલે છે તેમાં હજી પણ એ પ્રતીતિ થાય છે કે રામનો સીતા પ્રત્યેનો પ્રેમ એવોને એવો સ્થિર છે અને તેમનું દુઃખ હજી પણ એવું ને એવું જ છે. જરાકે ઓછું થયું નથી.

પહેલા જ શ્લોકમાં રામ નાટક જોવા આવે છે તે વખતે એ કેટલા બદલાઈ ગયા છે તે લક્ષ્મણ બતાવે છે. સીતા ત્યાગ પછી રામને જીવનમાં કંઈ જ રસ નથી. કેવળ યંત્રવત તે રાજ્ય કર્યે જાય છે, બાકી તો તે કષ્ટપ્રદ સુનિવૃત્તિ જ ધારે છે. નાટક વગેરે રંજન કાર્યક્રમો જોવાનું તો તેમણે સદંતર બંધ કર્યું છે પણ કેવળ વાલ્મીકિ પ્રત્યેના માનને લીધે જ તે આજે અહીં આ કૃતિ જોવા આવ્યા છે. (૭-૧) તેમને માટે પણ સિંહાસન નથી. કેવળ આસન જ છે

(૪) એક ખાસ અગત્ય ડૉ. જી. કે. ભટ બતાવે છે× કે "રામે પારાવાર દુઃખ જોયું છે અને તેથી તેમનું હૈયું આળું થઈ ગયું છે. દુઃખાગ્નિમાં એ હૈયું એવું સીઝાયું છે કે આનંદના સમાચાર એકદમ એમને આપવા ઠીક નથી. જો કે નાટકની રજૂઆત દરમિયાન રામ મૂર્છિત થઈ જાય છે અને જાગે છે ત્યારે સીતાને જુએ છે. પણ એમ થતાં પહેલાં નાટકના જોયેલા પ્રસંગોથી એમનું મન એ આનંદના સમાચાર માટે તૈયાર તો થઈ જ જાય છે."

આ પ્રસંગની આ ખાસ અગત્ય છે.

**નાટકને અંતે અદ્ભુત**

હવે સાથેસાથે પ્રસંગો બને છે. ગંગાનાં પાણી ખળભળે છે અને અંદરથી ગંગા અને પૃથ્વી સીતાને લઈ સાથેસાથ બહાર આવે છે. આની ખાસ અગત્ય છે કારણ સમેલન માટે સીતા કે જેની હાજરીની ખાસ જરૂર છે તે તો આવી નથી. તેથી આ દશ્ય દ્વારા સીતાને પણ ત્યાં લાવવામાં આવે છે

ડૉ. બેલ્વેલકર બતાવે છે તેમ વસિષ્ઠ અને અરુન્ધતી હજી રઘુકુળના હિતમાં એવો જ રસ લે છે. તેથી જ ગંગા અને પૃથ્વી સીતાની અરુન્ધતીને

× વાંચો ડૉ. જી. કે. ભટ ઉ. ચ. અં. આવૃત્તિ પૃ. ૨૧

સોંપણી કરે છે. તેઓ પણ રામને સીતાની સોંપણી નથી કરતાં કારણ, લોકોની અનુમતિ હજી મળી નથી.

ત્યાગ કરતી વખતે પૃથ્વીને અને ચિત્રદર્શન પ્રસંગે ભાગીરથીને સીતાની સોંપણી રામે કરી હતી. તે વચન અહીં ફળે છે અને એ પ્રમાણે બંને દેવીઓએ સીતાને સંભાળી લીધી હતી એમ આ અંકમાં સ્પષ્ટ થાય છે. આમ પહેલા અંકમાં જ સાતમા અંકનાં જે બીજ રોપાયાં છે તે અહીં ફળે છે.

સીતાની પવિત્રતાની બીજી પ્રતીતિ પણ અહીં કરાવવામાં આવે છે કે આ બાર વર્ષ દરમિયાન સીતા પૃથ્વી પાસે હતી અને તેણે પવિત્ર જીવન ગાળ્યું છે. આજ સુધી ત્રીજા અંકમાં પણ રામને સીતાના સ્પર્શ દ્વારા આંતરપ્રતીતિ કરાવવામાં આવી હતી કે સીતા જીવતી છે. પણ સમય નહોતો આવ્યો તેથી તેમને પ્રત્યક્ષ મિલન થતું નથી. તેથી જ તે એ પ્રતીતિને કેવળ ભ્રમણા લેખે છે. આજે પણ એ જ પ્રિયસ્પર્શ તેમને જિવાડે છે. પણ આજે સમય આવ્યો છે તેથી રામ સીતાને નરી આંખે જોઈ શકે છે. હવે તેમને માનવું પડે છે કે સીતા જીવતી છે.

વળી અરુન્ધતી સીતાની સોંપણી રામને કરતી નથી. લોકોની અનુમતિ મિવાય રામ એને સ્વીકારે નહિ આથી અરુન્ધતી જ આગળ આવે છે અને લોકોને સીધું પૂછે છે કે હવે આ બધું જોયા પછી સીતા વિશે કોઈને શંકા છે? લોકો તો નીચેથી ઊંચું જોઈ શકતા નથી.

બસ હવે રામને કંઈ વાંધો નથી કારણ લોકોની મૂક અનુમતિ મળી ગઈ. રામના અને સીતાના ઘનઘોર અંધકારમય જીવનમાં દીપદર્શન થાય છે લવ કુશની પણ સાચી ઓળખ અપાય છે. આજ સુધી જેની તૈયારી થઈ છે એ હવે સ્ફુટ રીતે કહેવામાં આવે છે.

सानुपज्ञानि कल्याणानि— સુખદ પ્રસંગો પણ એક સામટા જ આવે છે. શત્રુઘ્ન પણ છેલ્લે આવી જાય છે આનાં પણ ઊંડાં મૂળ છેક પહેલા અંકમાં છે. શત્રુઘ્ન વિજયી થયો એ બીજા જ અંકમાં બતાવી દીધું છે.

આમ મંગલાશંસ સાથે નાટકનો સુખદ અંત આવે છે.

### નાટકનો સુખાંત

વાલ્મીકિથી જુદા પડીને ભવભૂતિ પોતાના આ નાટકનો આવો સુખદ

અંત આણે છે તે માટે ભવભૂતિ ઉપર અનેક ટીકાઓ થઈ છે કારણ એક તો તે પ્રસિદ્ધ રામકથાથી જુદા પડયા છે તેથી પણ કેટલાકને એ નગમે.

શ્રી દ્વિજેન્દ્રનાથ રોય કહે છે કે આ કથાનો આવો અંત આણવામાં ભવભૂતિએ કાવ્યન્યાયનો ભંગ કર્યો છે. ખરો કાવ્યન્યાય એમ બતાવે છે કે આવા દારત્યાગ જેવું મહાનમાં મહાન પાપ કરનાર રામ જેવા પાત્રને એની સીતા જેવી પત્ની કદી ફરી ન મળવી જોઈએ એવા પાત્રને તો એ જ સજા મળે એ સાચો કાવ્યન્યાય છે.

કાવ્યન્યાય ભલે ગમે તે માગે પણ પ્રસંગોનો વિકાસ જોતાં આ જ અંત યોગ્ય લાગે છે.

પ્રો. એ. બી. ગજેન્દ્રગડકર પણ આ અંત ઉપર સખત ટીકા કરે છે કે ઉ. ચ. નું છેલ્લું પાનું ફેરવતાં એ પુનર્મિલન માટે કોઈને જેવો શાકુન્તલમાં સંતોષ થાય છે તેવો સંતોષ થતો નથી. શાકુન્તલમાં એમ ચોખ્ખું લાગે છે કે હવે શકુન્તલાને કદી આવું દુઃખ નહિ પડે જ્યારે ઉ ચ. માં મિલન લોકોની મરજી ઉપર અવલંબે છે લોકો તો ફરી ગમે ત્યારે વાંધો ઉઠાવે અને તે વખતે રામ ફરીથી પણ સીતાને ત્યજે. આમ અહીં જોઇએ એવો સંતોષ રહેતો નથી. પરંતુ—

આ દલીલમાં કંઇ દમ નથી. કારણ અહીં લોકોને એવી રીતે સજા થઇ છે કે તેઓ આ કૃત્ય બદલ પ્રસ્તાયા છે અને એટલી તો આપણને ખાતરી રહે છે જ કે આ પ્રજા ફરીથી આમ કદી નહિ બોલે. આથી આ અંત વિશે એવી શંકા રાખવાને કોઇ સ્થાન નથી.

અહીં કેવળ નાટકને અંતે અદ્ભુત રસ આવવો જ જોઇએ એ નિયમથી કે નાટક સુખાંત જ હોવું જોઇએ એ નિયમને આધારે આ અંત આવો ઠોકી બેસાડયો નથી.

આ અંત કેવળ એક ચમત્કારનું જ પરિણામ નથી. એ એકદમ આવતો નથી. એ માટે તો ભવભૂતિ સાત સાત અંકથી પ્રસંગો રચે છે અને તૈયારી કરે છે. પહેલા અંકથી આ અંતનો વિચાર કરીને જ કવિ પ્રવર્તે છે. પહેલા અંકથી જ કવિ સાતમા અંકનાં બીજ રોપે છે. બાકી બધા અંકોમાં એ બીજ વિકસે છે અને એ બધાના પરિપાક રૂપે જ સંમેલન રચાય છે અને તે યોગ્ય જ છે. આ નાટકના પ્રસંગો એવા રચાયા હોવાથી એનો આવો જ અંત સહુ કોઈને સ્વાભાવિક લાગે છે.

વાલ્મીકિ કરુણાન્ત ભલે રહ્યા પણ અહીં તો આ જ અંત સ્વાભાવિક લાગે છે. જો કરુણાન્ત યોજ્યું હોત તો એ કૃત્રિમ લાગત

ડૉ 'ડે' આ વિશે સુંદર લખે છે "પુનર્મિલન થાય છે એ અંત છાયા સીતા અને પ્રત્યભિજ્ઞાન એમ બે દશ્યોના રીતસરના વિકાસનું જ પરિણામ છે. મૂળ કથાનો કરુણ અંત ફેરવી નાખીને કદાચ આ નાટકની કલાક્ષતિનો ભય ભવભૂતિ વહોરતો હશે પણ સુખદ અંત અહીં કેવળ શાસ્ત્રોક્ત પ્રણાલિ પ્રમાણે બળજબરીથી યોજવામા આવ્યો નથી. આખી વાતને નવી જ રીતે રજૂ કરીને અને કેટલાક પ્રસંગો નવા પ્રયોજીને જ આ અંત સ્વાભાવિક રીતે આણ્યો છે. અને પ્રસગોના આ કુશળ નવ્ય રૂપાન્તરમા બીજો અંત શક્ય જ નથી. આ નાટક એવું છે કે જેમાં કરુણરસનો અવધિ આવે અને શરૂઆતમાં શોક અને વિરહ હોય. અને આવી ચોખ્ખી કરુણ વાતનું ચોખ્ખી સુખાંત વાતમાં રૂપાન્તર કરવું એમાં સાચી નાટ્યકલા રહેલી છે. ભવભૂતિને સફળતા નથી મળી એમ તો ન જ કહેવાય." +

હવે ભવભૂતિની કલાવિશિષ્ટતાની પ્રતીતિ થયા સિવાય રહેતી નથી. પુરાણમિત્યેવ ન સાધુ સર્વમ્ લોકોમાં રૂઢ થયેલી પ્રસિદ્ધ કથાનો આટલી સફળતાપૂર્વક સ્વાભાવિક રીતે આવો અંત લાવનાર ભવભૂતિ સાચે જ 'ભવભૂતિ' છે. उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते એ ઉક્તિની સાર્થકતાની પ્રતીતિ વસ્તુસંકલનકલામાં થઇ જ જાય છે. આ છેડના શબ્દ સાથે પ્રકરણની સમાપ્તિ કરીશું.

[૫] પાત્ર આલેખન

રામ

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥
अन्वेष्टव्यो यदसि भुवने भूतनाथ॰ शरण्य.

આવા પરમાત્મસ્વરૂપ રામચંદ્ર અહીં ઉ. ચરિતમાં તો પુણ્યાનુભાવ-દર્શનવાળા એક મહાપુરુષ તરીકે જ આપણી સામે મૂર્ત થાય છે. લવ કહે છે તેમ સાચે જ આ યુગપુરુષ મૂર્તિમંત ધર્મનો પ્રસાદ તો ન હોય !

+ વાંચો ડૉ. ડે–સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ

आश्वासस्नेहभक्तीनामेकमायतनं महत् ।
प्रकृष्टस्येव धर्मस्य प्रसादो मूर्तिसंचरः ॥

આ પ્રભાવશાળી પુરુષને જોતાંની સાથે જ વિરોધ શમી જાય છે. ઉદ્ધતાઈ ચાલી જાય છે. વિનય નમ્ર બનાવે છે. સાચે જ—

તીર્થસ્થળની માફક મહાન પુરુષો કોઇક અનિર્વચનીય અતિશયતા ધરાવે છે જ.

દેખાવે પણ તે કુશ કહે છે તેવા જ છે.

अहो प्रासादिकं रूपमनुभावश्च पावनः ।
स्थाने रामायणकविर्देवीं वाचं व्यवीवृतत् ॥

પરમાત્માનો અવતાર મનાતા રામચંદ્ર અહીં તો દુઃખસુખ, આનંદ શોક વગેરે દ્વન્દ્વો અનુભવતા એક મનુષ્ય તરીકે જ આપણી સામે આવે છે. અહીં એ જગત્પતિ રાજા રામચંદ્ર છે. બાળકોને ચાહતા તે વત્સલ પિતા છે. તથા પત્નીને પ્રેમ કરતા એકપત્નીવ્રતધારી પતિ અને પ્રણયી છે. છતાં વજ્રથી પણ કઠોર અને કુસુમથી પણ કોમળ એવું હૈયું ધરાવતા લોકોત્તર પુરુષ છે.

એમનો ધીરગંભીર અવાજ માત્ર કાને પડતાં યુદ્ધે ચડેલા વીરો પણ ઘડીક થંભી જાય છે.

મનુષ્ય તરીકે તે વિનયી છે બાપદાદાના વખતનો વૃદ્ધ કંચુકી શિષ્ટાચાર પ્રમાણે રામભદ્ર કહે એ એમને ગમતું નથી. એમને તો પહેલાંનું લાડનું સંબોધન જ ગમે છે. વડીલોની અજ્ઞા માનવી એ એમની એક પવિત્ર ફરજ માનતા. પોતાની પ્રશંસા સાંભળવી તેમને ગમતી નથી; તે તરત જ બીજે ધ્યાન દોરે છે. બાળપણનો અને કિશોરાવસ્થાનો માતાનો સ્નેહ આ વત્સલ પુત્ર ભૂલી શકતો નથી.

जीवत्सु तातपादेषु नवे दारपरिग्रहे ।
मातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः ॥

કોઈની વાત પણ તે તરત કળે છે.

પહેલા જ દૃશ્યમાં રામ પ્રેમાળ પતિ તરીકે જ દર્શન દે છે. રાજ્યનો ઉત્સવ પતી જવાથી સીતાના પિતા પાછા ગયા છે. કૌશલ્યા

વગેરે સહુ વડીલો પણ ઋષ્યશૃંગને આશ્રમે યજ્ઞમાં ગયા હોય છે ત્યારે રામ ખૂબ પ્રેમથી સીતાને આશ્વાસન આપે છે. બરાબર આ જ દૃશ્યથી નાટકનો પ્રારંભ થાય છે. સીતા તો એમના અણુએ અણુમાં વ્યાપી ગઈ છે. કેવળ શરીર જ જુદાં છે. બાકી બંનેનો આત્મા અદ્વૈત રૂપ છે. સીતાની પવિત્રતામાં અને તેના પ્રેમમાં એમને કેટલો વિશ્વાસ છે તે એમની ઉક્તિએ ઉક્તિએ મૂર્ત થાય છે.

उत्पत्तिपरिपूतायाः किमस्याः पावनान्तरैः ।

સીતાનો સ્પર્શ એમને સદા સર્વદા એક જ ભાવ ઉત્પન્ન કરે છે. સાતમા અને ત્રીજા અંકમાં સીતાને સ્પર્શે રામ જે રોમાંચ અને ઝણઝણાટી અનુભવે છે એ લગ્ન વખતે સીતાના પ્રથમ પાણિસ્પર્શ વખતે થયેલા ભાવ કરતાં જરાયે અદકા નથી. સીતાતો મૂર્તિમંત મહોત્સવ જેવો હોય એમને હંમેશ એક જ સરખો આનંદ આપે છે. એનો સ્પર્શ એમને હંમેશ સંજીવની સમો જ થઈ રહે છે.

तव स्पर्शे स्पर्शे मम हि परिमूढेन्द्रियगणो ।
विकारश्चैतन्यं भ्रमयति च संमीलयति च ॥

ત્રીજા અંકમાં પણ એ પ્રિયસ્પર્શ પાણિ રામ તરત પકડી પાડે છે. એ જ સ્પર્શ એમને સાતમા અંકમાં પણ જિવાડે છે. જે જડતા કંપ અને સ્વેદ રામ સીતાના પ્રથમ સ્પર્શે અનુભવે છે એ જ તે બાર વર્ષ પછી પણ અનુભવે છે. એ સ્પર્શ તે શું હરિચન્દનનો રસ છે કે ચંદ્રકિરણો નીચોવીને કાઢેલો છંટકાવ છે ! સીતાનું પોતાનું જ સર્ટિફિકેટ આ સ્થિર પ્રેમ બતાવવા પૂરતું છે. स्थिरप्रसादा यूयम् ।

મંથરા, અને રાક્ષસોના ચિત્રોથી સીતાને અસુખ થતું જોઈ રામ એ ચિત્રો ખાસ કાળજીથી ટાળે છે. વનવાસ દરમિયાન તેમણે સીતા સાથે માણેલું ગૃહસ્થ અને મુનિજીવન એ કેમે ય ભૂલી શકતા નથી. અયોધ્યા આવ્યા પછી પણ એની વાતો કરતા રામ ધરાતા નથી. જ્યારે સંભારે ત્યારે એ સ્મરણ એવું ને એવું જ સુખકારી અને આહ્લાદક રહેતું.

વિયોગનો તો રામ વિચાર પણ કરી શકતા નથી. રાજકાર્યમાં એ ભલે વજ્રથી પણ કઠોર રહ્યા પણ પતિ અને મનુષ્ય તરીકે તો રામચંદ્રનું હૈયું ફૂલથી પણ કોમળ છે.

છતાં એટલું તો ચોખ્ખું છે કે રાજા તરીકેની ભાવના જ એમનામાં પ્રબળ હતી. રાજ્ય અને પ્રજા ખાતર એ સ્નેહ, દયા, સુખ અને જાનકીને પણ ત્યજવા તૈયાર છે. અને એ કેવળ બોલી જાણતા નથી; પોતાનું બોલ્યું આચરણમાં પણ મૂકી બતાવે છે. રાજા તરીકે એમને બીલકુલ અભિમાન નથી. એ પ્રશસ્તિ કરતાં પોતાના દોષ જોવા વધારે આતુર રહે છે. दोषं तु कंचित् कथय. લોકારાધનનું આકરું વ્રત લઈ બેઠેલા આ રઘુકુળધુરંધરની મહાકસોટી થાય છે. સીતાના કલંકની વાત સાંભળી રામના હૃદયમાં જે દ્વિધા ભાવનો સંઘર્ષ થતો ભવભૂતિ બતાવે છે તે અજોડ છે.

એક બાજુ છે ઉત્પત્તિપરિપૂતા પત્ની કે જેને વિશે કલંક મનાય જ નહિ. છતાં એને એ જ નિમિત્તે ઘોર વનમાં ત્યજવાની! બીજી તરફ છે રાજકીય ફરજ. પોતાને કારણે સૂર્ય જેવા દેદીપ્યમાન રઘુકુળમાં કલંક લાગે એ પણ કેમ કરી વેઠાય! ત્યારે હરણા જેવી ગભરુ, નિર્દોષ તીર્થ સમી પવિત્ર પ્રિયા પત્નીને અનાથ રીતે રાની પશુઓને મોઢે ધરી પણ કેવી રીતે દેવાય! આ દ્વન્દ્વો વચ્ચે રામનું હૈયું કેવું વલોવાય છે તે તો પ્રથમ અંકની એમની સ્વઉક્તિ જ કહે છે. અને છતાં નૂતન રાજા રામની પ્રિયતમ નામ ઉપર જીત થાય છે.

सतां केनापि कार्येण लोकस्याराधनं व्रतम् ।

આવું કઠોર વ્રત આચરતા રામનું હૈયું તો પુટપાકની અંદર તૈયાર થતા ઓસડની જેમ અંદરને અંદર ઉકળ્યે જ જાય છે. એ ઉકાળો કે ઉભરો અંદર જ રહે છે. બહાર તો દેખાતો પણ નથી!

સાચે જ, સીતાત્યાગ પછી રામને મન સંસાર ફેરવાઈ ગયો છે. જગત વેરાન વગડા જેવું થઈ ગયું છે. શરીર પણ કેવળ કષ્ટપ્રદ જ બની ગયું છે. પ્રાણ વજ્રના ખીલાની જેમ જડાઈ ગયા છે—જે અંદરને અંદર વજ્રઘાત કરે છે. દુઃખ વેઠવાને માટે જ જાણે રામમાં ચૈતન્ય મૂકાયું છે.

અરે ! એના નિર્દોષ મુખડા સામે પણ ન જોયુ. અને ત્યજી જ દીધી
વાસંતીના પ્રહાર એ વેઠી શકતા નથી. આવું દુઃખ વેઠયું છતાં પણ-

इदं विश्वं पालयं विधिवदभियुक्तेन मनसा ।

દારુણ મનોવેદના અનુભવતા રામ સીતાવિયોગે સાવ કૃશ થઈ ગ
છે ફિક્કા પડી ગયા છે. અરે સાવ બદલાઈ જ ગયા છે જાણે ! કે
એમના પ્રભાવથી જ ઓળખી શકાય તેવા માત્ર રહ્યા છે સીતાની ય
લોકોથી દૂર આવી રીતે મન મોકળું કરી રડવા બદલ લોકોની ક્ષમા માગ
ભવભૂતિના રામ જેવા રાજા સાંપડવા દોહ્યલા છે છતાં सकललोकमङ्गल
જગત્પતિ રામનું જીવન તો સીતાના પ્રિયસ્પર્શ પાણિ ઉપર જ નિર્ભર

લોકોત્તર વ્યક્તિ સિવાય આ કોણ કરી શકે ? लोकोत्तरेण हर्षं
प्रजापुण्यैश्च जीवति ।

પરમાત્માનો અવતાર મનાતા આ પુરુષ ઉ. ચ. ના કથાનાયક છે ને
नेता विनीतो मधुरः त्यागी दक्ष. प्रियंवदः પ્રમાણે નાયકના સઘળા ગુણે
નિધિ જાણે એમનામાં ભેગો મળ્યો છે. છતાં એ પાત્ર કેવળ રઢ નથી બ
જતું. ભવભૂતિના રામ પણ ઘણી ભૂલો કરે છે. वृद्धास्ते...ઈ. લવના શબ્દો
દ્વારા ભવભૂતિ આ સરસ રીતે બતાવે છે. જે રામે આ બધી ભૂલો ક
એમણે સીતાત્યાગમાં પણ ભૂલ અને ઉતાવળ તો કરી જ છે એ એ
હકીકત છે. આમ ભવભૂતિના રામ પણ એક ભૂલ કરતા મનુષ્ય જ છે

उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते.. ઉ. ચ. ના રામનું પાત્ર જોતાં
ઉક્તિની યથાર્થતાની પ્રતીતિ થાય છે.

સીતા

गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ।

તારા ચારિત્ર્યની ઉદાત્તતા તારે માટે માન પ્રગટ કરે છે. તારું બાળપણ
કે સ્ત્રીત્વ જોવાનું નથી. તું વિશ્વવંદ્ય છે 'સીતા' નામ અને સઘળું
કહેવાનું કહેવાઈ જાય છે. કોઈ અપવિત્રતા રહેતી જ નથી. વહાલસોઈ
પુત્રી, પ્રેમાળ પત્ની અને અમી વરસાવતી માતા તથા આદર્શ સ્ત્રી—સઘળું
ઓ મા ! તારામાં જ એકઠું મળ્યું છે. તું સાચે જ જગજ્જનની છે-
તારાથી જ જગત પવિત્ર છે. લોકોની ઉક્તિ જ અપવિત્ર છે.

त्वया जगन्ति पुण्यानि त्वय्यपुण्या जनोक्तयः ।

તારાથી જ જગત નાથવાળું છે, જ્યારે તું અનાથની જેમ દશાય છે.

नाथवन्त त्वया लोका स्त्वमनाथा विपत्स्यसे । તું જન્મથી જ પવિત્ર છે. તીર્થોદક અને અગ્નિને બીજા વળી શુદ્ધ કરનાર કેવા ?

तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः ।

સૌંદર્યમાં એની જોડ નથી. રામ તેની દંતકળી અને નીલી આંખોનો લેખ કરે છે. તેના પિતાની તે લાડકી હતી. એનું મુખડું એ ભૂલી શકતા ો. वदनकमलकं शिशोः स्मरामि । તે વિનયી છે અને લજ્જાવતી છે. નાં પશુપંખી અને વૃક્ષો માટે એને ખાસ અપત્ય સ્નેહ છે. મોર, હરણ, બ અને ગજબાળનાં એણે અપત્યની જેમ જતન કર્યાં છે. એના સરખી ની મેળવની દોહ્યલી છે. વાસન્તી એને માટે કેટલો શોક કરે છે એમાં એણે કેળવેલા સખીભાવની ઝાંખી થાય છે. સાસરામાં પણ તેણે કૌસલ્યા, દશરથ, શાન્તા, અરુન્ધતી અને બધાંના મન જીતી લીધાં હતાં. સીતા સહુને દીકરી શાન્તા જેવી વહાલી હતી. वधूचतुष्केऽपि यथैव शान्ता प्रिया तनूजास्य तथैव सीता । લક્ષ્મણનું પણ તેણે દિલ જીતી લીધું હતું. ધીરજ, સહનશીલતા, નિરભિમાનપણું અને શાંતિ એને વર્યાં છે. એના મીઠા પણ મીઠા બોલે રામનો અનન્ય પ્રેમ એણે મેળવ્યો છે प्रियमावस्तु तया स्वगुणैरेव वर्धितः ।

એના શબ્દો રામને અમૃત સમાણા છે. એનો સ્પર્શ એને સંજીવની ઔષધ છે. અદૃષ્ટ સ્પર્શથી રામ સજીવન થાય છે એટલું જ નહિ પણ એ સ્પર્શ રામ તરત ઓળખી શકે છે. દેવતાઓને પણ સીતાના પાણિસ્પર્શની આ શક્તિની પ્રતીતિ થઈ ગઈ છે.

त्वमेव ननु कल्याणि संजीवय जगत्पतिम् ।

...एहि जीवय मे वत्सं प्रियस्पर्शेन पाणिना ।

સીતાએ રામનો કેવો પ્રેમ જીતી લીધો છે એ કુશ જ બતાવી શકે— विना सीतादेव्याः किमिव न हि दुःखं रघुपतेः । તે પણ રામ ઉપર અનન્ય પ્રેમ ધરાવતી, તેને માટે જ જીવતી, તેને હંમેશા અનુકૂળ રહેતી અને તેને સુખ દુઃખમાં છાયાની જેમ અનુસરતી હતી.

પોતાને એકલી મૂકી જવા બદલ સીતા રામ ઉપર ગુસ્સો કરશે એમ કહે છે પણ એ સાચું જ કહે છે—

तस्मै कोपिष्यामि यद्यात्मनः प्रभविष्यामि ।

એનો બોલેબોલ સાચો પડે છે. બાર વર્ષે રામને જોતાં એનો ગુસ્સો કેપાર્થ જતો છે. जानात्यार्यपुत्रः सीतायां दुःखं परिमार्ष्टुम्—આ એક જ બોલ આપણને ખોતરી આપે છે કે અંતે કોઈએ કોઈની ક્ષમા માગવાની કે એવો શિષ્ટાચાર કરવાની જરૂર રહેતી જ નથી.

ભવભૂતિએ બતાવેલી સીતાના જીવનની આ નાની નાની રેખા એના પાત્રને સંપૂર્ણ માનવતા અર્પે છે અને જગતના જીવન માટે સીતા હંમેશ જગતના નાથ પાસે રહે એમ આપણે પણ અંતે ઇચ્છીએ જ છીએ.

આમ સીતાનું પાત્ર જોતાં પણ ભવભૂતિ જે અંત લાવે છે તે સ્વાભાવિક જ લાગે છે અને તેમ કરવામાં વાલ્મીકિની સીતાને તેમણે જરાક પણ અન્યાય કર્યો નથી.

## લવ–કુશ

બંને ભાઈઓ તેના પિતાને યોગ્ય અને અનુરૂપ છે. ક્ષત્રિય કુમારોમાં હોવા જોઈએ તે સઘળા ગુણ આ બંને કુમારોમાં છે. કારણ બંનેને વાલ્મીકિએ સંસ્કાર આપ્યા છે. લવ ક્ષત્રિય બ્રહ્મચારીનું જીવન જીવતો હતો એમ લાગે છે. કુશ મોટો છે અને તેને યોગ્ય કામે વાલ્મીકિ મોકલી દે છે તેથી તેનો પરિચય બહુ ઓછો થાય છે પણ લવનો સારો એવો પરિચય સહુને થાય છે. એ વિનયી બાળક જેવો નિર્દોષ છે અને ગભરુ છે. દેખાવે તે તેના માતાપિતાની જ પ્રતિકૃતિ જોઈ લો. સીતા અને રામની એ જ આકૃતિ અને એ જ તેજ આ બાળકમાં જનકને દેખાય છે એના શબ્દેશબ્દમાં વિનય દેખાય છે. જનક, કૌસલ્યા—સહુ પ્રત્યે એ વિનયી છે. રામની પણ તે ક્ષમા માગી લે છે. એના દુશ્મનને વખાણી શકવાની પણ ઉદારતા એનામાં છે. એના ગુસ્સા અને પરાક્રમથી એ ચન્દ્રકેતુ, જનક, કૌસલ્યા, સુમન્ત્ર અને રામ લક્ષ્મણને પણ એક સરખી રીતે પ્રભાવિત કરે છે. ચન્દ્રકેતુ સાથેના વિવાદ દરમિયાન એ વિનયી છતાં નીડર અને પ્રભાવશાળી રહે છે. કેવી છટાથી એ ચન્દ્રકેતુની દલીલોને પરાસ્ત કરે છે! કેવી

નીડરતાથી એ રામ ઉપર પ્રહાર અને કટાક્ષ કરે છે ! એના સ્વભાવમાં દર્પ અને સૌજન્યનું સંમિશ્રણ છે એમ સુમન્ત્ર નોંધે છે. રઘુકુળના એકના એક દીપક સમા ચન્દ્રકેતુને આ કુમાર સાથે લડવાની રજા આપતાં સુમન્ત્રનું મન માનતું નથી. એક ક્ષત્રિય યોદ્ધા તરીકે એ બીજા હરીફને સહી શકતો નથી. બીજાની ધમકીને એ વશ થતો નથી. કોઈનો ડર તો એને છે જ નહિ. "શું ક્ષત્રિયો બધા મરી પરવાર્યા છે કે ? શું રામમાં જ ક્ષત્રિયત્વ સમાપ્ત થાય છે કે ?" કહી અશ્વ પણ તે જ બાંધે છે અને તેને માટે યુદ્ધે પણ ચડે છે. ચન્દ્રકેતુ આ પરાક્રમી કુમારને વખાણ્યા સિવાય નથી રહી શકતો. રામ પણ એના આ જુસ્સાથી પ્રભાવિત થાય છે. त्रातुं लोकानिव परिणतः कायवानस्त्रवेदः, क्षात्रो धर्मः श्रित इव तनुं ब्रह्मकोपस्य गुप्त्यै । सामर्थ्यानां इव समुदयः संचयो वा गुणानामाविर्भूय स्थित इव जगत्पुण्य निर्माण राशिः ॥

લવનું પાત્ર કવિએ ખાસ તેજસ્વી રાખ્યું છે. એ દ્વારા રામરાજ્યના આશ્રમવાસીઓ પણ રામની ભૂલ બતાવી શકે છે એમ ભવભૂતિ ખાસ બતાવે છે. ઉપરાંત એના પ્રહારો દ્વારા કવિ બતાવે છે કે એના રામ પણ ભૂલ કરતા એક માનવ છે.

કુશ થોડીક જ ક્ષણો આવે છે છતાં એટલી ક્ષણોમાં એ લવને યોગ્ય મોટો ભાઈ હોવાનું પુરવાર કરી આપે છે. એનો પ્રવેશ જ એનો જુસ્સો બતાવે છે—दत्तेन्द्राभयदक्षिणैः......ઈ. રામ પોતે તેનું સરસ વર્ણન કરે છે—"એની આંખોમાં ત્રિભુવનનાં બળોને ડારવાનું તેજ છે. તેની છટાદાર ચાલથી જાણે ધરણી નીચી નમી જાય છે. છે તો નાનો પણ મોટા પર્વત જેવો તે મહાન છે. સાક્ષાત વીર રસ તો ન હોય !" वीरो रसः किमयमेत्युत दर्प एव ।

છતાં રામને જોઈને બંને કુમારો નમ્ર બને છે. નાટકના ઉત્તરાર્ધમાં આ કુમારો અને ખાસ કરીને લવને લીધે નાટકનું વસ્તુ આગળ વધે છે અને તે રસમય બને છે.

ચન્દ્રકેતુ

લક્ષ્મણનો પુત્ર ચન્દ્રકેતુ પણ રઘુવંશનો જ કુમાર હોવાથી એવો જ પ્રભાવશાળી છે. એને અશ્વમેધના સૈન્યનો ઉપરી નીમ્યો છે એ જ એની

યોગ્યતા બતાવી આપે છે. તે શુરવીર છે, વિનયી છે અને સીધો સાદો છે. બીજાના ગુણ તે વખાણી શકે છે. લવ માટે તેને માન પ્રકટે છે અને તે એને પોતાનાથી ચડિયાતો હોવાનું કહેતાં અચકાતો નથી. એ પણ ધાક-ધમકીને વશ થતો નથી. એને પણ કોઈ ભય નથી. એકલા પદાતિ યોદ્ધા સામે અનેક યોદ્ધા શસ્ત્ર ચલાવે એ એને ગમતું નથી.

એનામાં ઝિન્દાદિલી છે. બને લડવૈયા સરખા સાધનવાળા હોવા જોઈએ એમ તે માને છે. તેથી તે પોતે રથમાંથી ઊતરીને લડવા જાય છે. છતાં રામની નિન્દા એ સહી શકતો નથી તેથી તેનું મન માનતું નથી છતાં એ યુદ્ધે ચડે છે એને કોઈ પ્રકારની અદેખાઈ નથી કારણ રામને તે લવકુશ પ્રત્યે પિતાના ભાવથી જ જોવા કહે છે. તે પણ વળતાં શસ્ત્રો અજમાવે છે છતાં જૃમ્ભકાસ્ત્રોના પ્રયોગ આગળ તેના હાથ હેઠા પડે છે.

આ પાત્રની પણ એટલી જ નાટ્ય અગત્ય છે. એને લીધે અંક પ સંભાવે છે. એને લીધે જ યુદ્ધ થાય છે અને તેથી રામનું ત્યાં સ્વાભાવિક રીતે આવવું થાય છે. આમ એકે ય પાત્ર નિરુપયોગી નથી.

**વાસન્તી**

[નોંધ—આ પાત્ર માટે વાંચો પ્રકરણ ૪-અંક ૩]

**[૬] ઉ. ચરિતનું રસદર્શન**

રસદર્શન વિશે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સમીક્ષકોની પ્રણાલી જુદી છે. પૌર્વાત્ય સમીક્ષકો નાટકના નવ રસ ગણાવે છે—શૃંગાર, હાસ્ય, કરુણ રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત. આમાંથી કયો રસ પ્રધાન છે, તેનો ભાવ કયો છે, આખી કૃતિમાં એ વિકસ્યો છે કે નહિ અને બીજા રસો એને અંગભૂત છે કે નહિ તથા આ નિરૂપણમાં કવિ કેવા સફળ થયા છે તે જોવા ચકાસવાની રીત પૂર્વની છે.

જ્યારે પશ્ચિમની રસદર્શનની નવ્ય વિચારસરણી તદ્દન ભિન્ન છે અને વિશાળ છે. વસ્તુસંકલન, પાત્ર આલેખન, કાવ્યકલા, નાટ્યકલા, રસનિરૂપણ વગેરે અનેક દૃષ્ટિથી જોતાં પ્રસ્તુત કૃતિ કેવી છે અને સાહિત્યમાં તેનું સ્થાન ક્યાં છે એનું વિવેચન કરવું એ તેમની દૃષ્ટિએ રસદર્શન છે

આપણે બંને રીતે આ નાટકનું રસદર્શન કરવા પ્રયત્ન કરીશું.

एक एव भवेदङ्गी शृङ्गारो वीर एव वा ।
अङ्गमन्ये रसाः सर्वे कार्यो निर्वहणेऽद्भुत ॥

નાટ્યશાસ્ત્રના આ નિયમ પ્રમાણે તો કોઇ પણ નાટકનો મુખ્ય રસ શૃંગાર કે વીર હોય પણ અહીં આ કથાનકનો મુખ્ય રસ કરુણ છે એમ एको रसः करुण एव .....ઇ. દ્વારા ભવ. સ્પષ્ટ સૂચવે છે. આમ આ નાટ્યશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ છે. તેથી સ્તો उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते ।

કોઇ કહેશે નાટક કરુણાન્ત ક્યાં છે ! સુખદ સુમેળભર્યું પુનર્મિલન કરાવવા તો સઘળા પ્રસંગો સર્જાયા છે. તેથી શૃંગાર જ મુખ્ય રસ હોવો જોઇએ. ઉપરાંત પહેલામાં શૃંગાર તથા બીજા, ત્રીજા, અને છઠ્ઠા અંકોમાં વિપ્રલંભ શૃંગાર ઘણા ભલે જણાય પણ વિચાર કરતાં જણાશે કે મુખ્ય રસ તો કરુણ જ છે બીજા રસ હશે પણ તે કરુણના પરિપોષ માટે જ છે.

શોક એ કરુણ રસનો સ્થાયીભાવ છે. નાટકની શરૂઆતથી જ આ ભાવ પ્રધાન બને છે. (રામસીતાને આશ્વાસન આપે છે તે.) ત્યાર પછી આપણે વસ્તુદર્શનના પ્રકરણમાં જોયું તેમ લગભગ બધાં દશ્યો કરુણ રસના પરિપોષ માટે જ સર્જાયાં છે. ચિત્રદર્શન પ્રસંગ પણ એક કરુણ વક્રોક્તિ જેવો જ બની ગયો છે. ત્યાર પછી રામની સ્વગતોક્તિ, સીતાની સ્વગતોક્તિ, રામનો દંડકામાં વિલાપ, ત્રીજા અંકનું તેમનું આક્રન્દ, વગેરે બધું ખાસ કરીને કરુણ રસના વિકાસ માટે જ સરજાયું છે. વાસંતી, રામ અને સીતાનો પ્રત્યેક સ્પંદનું પૃથક્કરણ કરતાં આની પ્રતીતિ થાય છે જ. અંક છઠ્ઠામાં પણ તેવી જ રીતે વિપ્રલંભ શૃંગાર બતાવવો નહિ પણ કરુણ રસની પુષ્ટિ માટે જ રામનો શોક છે. પાંચમા અંકમાં અને છઠ્ઠા અંકનો વિષ્કમ્ભકમાં જે વીર રસ છે તે પણ કરુણ રસને પોષાતે કરુણ બતાવવા જ 'મળ્યો છે' કારણ એ નિમિત્તે જ રામનું ત્યાં જવું થાય છે અને ત્યાં પછી કરુણ રસની પુષ્ટિ માટેનો શોક પ્રદીપ્ત થાય છે ચોથા અંકમાં વડીલોના શોકનો પણ કરુણ રસને વિકસાવવાનો જ ઉદ્દેશ છે.

એચ. જી. વેલ્સ ઉ. ચરિતના તેમની દૃષ્ટિએ લાગતા દોષ ગણાવે છે. સહુ પ્રથમ તો વસ્તુ ઉપર જ તેઓ ટીકા કરે છે: "ભવભૂતિમાં વસ્તુ અને કથા અત્યંત સરળ છે. બહુ જ ઓછી અને મર્યાદિત બાબતમાંથી ઘણું બધું આપવું એ 'રેસિની'નો સિદ્ધાંત ભવભૂતિના આ નાટકમાં દેખાય છે. સાદી અને ટૂંકી વાત આપીને જ ભવ્યતા સંપાદન કરવામાં આવે છે. આમ છે ત્યારે નાટકમાં સાચું પૂછાવો તો વસ્તુ કશું હોતું જ નથી અને વાત અત્યંત ટૂંકી બને છે. કોઈ પણ મનુષ્યને આ ગમે નહિ. છેલ્લા અંકની અધવચ રામ અને સીતા જેવાં પહેલા અંકને અંતે હતાં તેવાં જ છે. કેવળ ભાગ્યવશાત એક બનાવ બન્યો છે અને તે પણ માનવની ઈચ્છાથી નહિ પણ દૈવની ઈચ્છાથી, તે એ કે સીતા રામથી વિખૂટી પડી અને બાર વર્ષ પછી પાછી મળી ..નાટક મુખ્યતઃ મનોવિશ્લેષણનું છે-કાર્યનું નહિ. દશ્યમાં ઘણા હાવભાવ હોય છે પણ તે કોઈ કથા કહેતાં નથી...નાટક મુખ્યતઃ દંપતિ પ્રેમને અને અપત્યપ્રેમને જ બિરદાવે છે..ઉપકથા કે ગૌણ વસ્તુ જેવું કંઈ નથી..ઊર્મિતત્ત્વને લીધે તેમાં રાજકીય બાબત ખાસ ભૂલાઈ ગઈ છે. રામ અહીં લોકોની વાત માની લે છે. પણ પશ્ચિમનું માનસ આ પ્રશ્ન ઉપર ખૂબ વિચારણા માગે ...કથાનાયક રામનો બચાવ પણ કર્યો છે.. આમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે, કે બે દુશ્મનો વચ્ચે કે નાયક અને ખલનાયક વચ્ચે કોઈ ઘર્ષણ કે વિરોધ નથી. સીતાના ભાવ લગભગ રામના ભાવનું જ પ્રતિબિમ્બ છે.

"નાટકના પ્રથમ ભાગમાં શોક-કરુણ મુખ્ય રસ છે...જ્યારે બીજા વિભાગમાં નાટકની હવા બદલાઈ જાય છે; યુદ્ધ અને વીરોની ઘોષણા પ્રધાન બને છે...નાટકનું આખું વાતાવરણ અને શૈલી એકદમ જુસ્સાવાળી બને છે...નાટકના પ્રથમાર્ધનો ઘેરો ગયેલો શોક ઉત્તરાર્ધના મોટા ભાગમાં ક્યાંય વીસરાઈ જાય છે. આમ નાટકમાં કેવળ મધ્યરાત્રિમાંથી સૂર્યોદય પ્રતિ ગમન જ છે. પ્રથમાર્ધ મધ્યરાત્રી છે જ્યારે દ્વિતીયાર્ધ નાટકનો સૂર્યોદય છે. નાટક લગભગ ઝાંખા સંધ્યાકાળમાં શરૂ થાય છે અને તેજ, આશા અને શંકાનાં વાદળોમાંથી પસાર થતાં થતાં વાદળો દૂર થતાં રાગના વિજય આગળ તેનો અંત આવે છે."

આ બાધ ઉપરાંત આ નાટકની તજ્જ્ઞાલાયકીમાં બીજો પણ બાધ તેઓ જુએ છે..." આ નાટક ભજવવાની શૈલી પણ એવી જ સ્વપ્ન જેવી અને કલ્પનાપ્રધાન હોવી જોઈએ...નાટકનો ઘણો ભાગ વર્તમાન

કાળને લગતો નહિ પણ ભૂત અને ભવિષ્યને લગતો છે...પાત્રો પણ દેવતાઈ અને અર્ધ દેવતાઈ છે. ઉક્તિનો મોટો ભાગ ઊર્મિમય કાવ્યનો જ છે. .સં. નાટકમાં કાલ્પનિક અને ધારી લેવાનું ઘણું રહે છે. ..સાતમા અંકમાં દૃશ્ય તો કાલ્પનિક અને સુંદર છે પણ તખ્તા ઉપર રજૂ કરવું મુશ્કેલ છે...લગભગ આખા બીજા ભાગમાં સ્ટેજ પાત્રોથી ભરેલું જ રહે છે. ...આ નાટક સંગીત અને શ્રેષ્ઠ અભિનયકલા માગી લે છે...આ બધું ભારતીય માનસને અનુકુળ અને સ્વાભાવિક હશે પણ પશ્ચિમના માનસને તે અનુરૂપ નથી...દૃશ્યો વચ્ચે બાર વર્ષનો ગાળો છે તે પણ ઉત્તમ વેશભૂષા અને સજાવટ માગી લે છે."

પરંતુ આ નાટકનો આખો દિમાગ જ જુદો છે. કવિએ આવું કેમ ન કર્યું અને આવું કેમ નથી આપ્યું તે જોવાનું નથી પણ તેમણે જે આપ્યું છે અને જે દૃષ્ટિબિન્દુથી આપ્યું છે તેમાં તે સફળ થયા છે કે નહિ એ જ જોવાનું છે. આ નાટકના કાર્યવેગના, સાગર જેવા ગોટા ઘૂઘવાટ ભલે ન રહ્યા. જળપ્રપાત જેવો કે એરોપ્લેન જેવો એનો કાર્યવેગ નથી જ. પણ અહીં કાર્યવેગ ગંગાના શાંત પ્રવાહ જેવો છે. જેટલો શાંત ગંગાનો પ્રવાહ એટલો જ શાંત આ નાટકનો કાર્યવેગ છે. છતાં ગંગાનો પ્રવાહ જેટલો ઊંડો અને ગંભીર છે તેટલો જ આ નાટકનો કાર્યવેગ પણ ઊંડો અને ગંભીર છે. એમાં પ્રસંગોની ધમાલ નથી કે હવે શું બનશે શું બનશેની આતુરતા પણ નથી અહીં તો એકસરખો શાંત અને ઊંડો એવો આંતરકાર્યવેગ છે. હજારો જળપ્રપાતો કરતાં પણ એ વેગીલો છે. મનુષ્યના આંતરસાગરનો એ ઘૂઘવાટ અને તોફાન કરોડો ઝંઝાવાતો કરતાં પણ બીષણુ છે.

આ આખું નાટક લગભગ મનોવિશ્લેષણના સિદ્ધાંત ઉપર જ રચાયું છે. રામ અને સીતા જેવું પ્રણયયુગલ વિખૂટું પડયું જ શા રીતે? અને છતાં કાળે કરીને લોક નિન્દાને લીધે એમ બન્યું. સીતાને તીર્થોદક અને વહ્નિ જેવી પવિત્ર માનનાર રામ ચંડાળ અને ઘાટકી જેવા નૃશંસ બને છે અને જે કુલની સ્થિતિ મસ્તક ઉપર સિદ્ધ છે એને જ પગથી રગદોળે છે. આ શા કારણથી બન્યું અને એમ કરવામાં રામને કેવું કેવું વેઠવું પડયું એ તો એની પ્રથમની ઉક્તિઓ જ બતાવી આપે છે. "સીતા ભૂતકાળના આનંદ અને દુઃખના સ્મરણોમાં મગ્ન થઈ છે એમાં વિધિની

ભારે દુર્ઘટના રહી છે. જ્યારે ત્યાગ કરેલી મુગ્ધ સરળ સીતા એના પતિના હાથ ઉપર ઢળી પડી છે અને પતિ પણ એના પ્રેમભર્યા વિચારોમાં જ ખોવાઈ ગયો છે ત્યારે જ ફરી રથ આવે છે, સુખનો પ્યાલો છલોછલ ભરેલો હોઠે આવ્યો છે ત્યારે જ રામના હાથમાંથી તે ઝૂંટવી લેવામાં આવે છે. ત્યાર પછી રાજ્ય અને પ્રેમની પવિત્ર ફરજો વચ્ચે જે ભાવસંઘર્ષ આવે છે, તે કોઈ પણ વ્યક્તિ સહેલાઈથી સમજી શકે છે. રાજ્યની નવી ધૂંસરી રામને શિરે છે. તેથી રામ પોતે પોતાની પ્રિયતમા પ્રત્યે સાચા હોવા કરતાં એ પોતે જાતે પોતાનો વધારે ખ્યાલ કરે છે. પણ બાળપણની સખી એવી પોતાની પ્રેમાળ વફાદાર પત્નીને ત્યજતાં તેમને થયેલું દુઃખ અસાધારણ છે. પોતાના એવા પ્રેમને અને આવા રાજવી નામને બટ્ટો લાગ્યો એ વિચારે એમનું 'રાજવી અને અંગત એક' ઘવાય છે.

બીજા અંકમાં પણ રામના દિલનું એ જ મનોમંથન નિરૂપાયું છે. કાર્યવેગ ઘણો થોડો છે. બાર બાર બાર વર્ષ પછીનો રામનો દેખાવ જ કહી આપે છે કે એમણે કેટલું વેઠ્યું છે. પત્નીને ત્યજ્યા પછી આજે પણ તે રાજકાર્ય કરે છે અને ફરજ અદા કરે છે પણ બધું કેવળ યંત્રવત્. પૂર્વપરિચિત દંડકામાં તે જાય છે પણ ત્યાં બધું તેમને સીતામય જ દેખાય છે, એમનો પ્રેમ એવોને એવો અચળ છે. ત્રીજા અંકમાં આની ઉત્કૃષ્ટિ આવે છે. સીતાનાં અપત્ય સમાન પશુપંખી અને પંચવટી જોતાં ભાવ ઉત્કટ બને છે. નાટકની કરુણાત્મકતાની પણ અહીં પરાકાષ્ઠા આવે છે. કાવ્યની પણ સુષમા આવે છે. માનવ ભાવોની પણ અહીં ચરમ સીમા આવે છે. વાસન્તીનું આક્રંદ, રામનો ખુલ્લા દિલનો વિલાપ, અને સીતા આ બધું જોનારી થઈ તે ! આ બધું આપણે એવું જોઈએ અનુભવીએ છીએ કે જે શબ્દોમાં વર્ણવ્યું વર્ણવાતું નથી અને લખ્યું લખાતું નથી. કેવળ હૃદયના સાથ જ આ હૃદયોનો પિછાની શકે છે. કેવળ આંસુની ધારાઓ જ એ બનાવી શકે છે. આવી રીતે 'પ્રલાપ કરતા 'અદ્દલ' રામ' જ્યારે લોકોની ક્ષમા માગે છે ત્યારે વાચકો અને પ્રેક્ષકો એક ક્ષણ થંભી જાય છે.

અને ધીમે ધીમે એના આર્યપુત્ર પ્રત્યે કેવું વળે છે અને કેવી રીતે સમાધાન થઈ જાય છે એ બધું તો ભવભૂતિ જ બતાવી શકે. (વાંચો પ્રકરણ ૪–અંક ૩).

શાકુન્તલની માફક અહીં જોરદાર સંવાદ નથી. છતાં અહીં જ પથ્થરો પીગળે છે. વજ્ર હૃદય ફૂટાય છે તે અહીં જ. આખો અંક જે આંખમાં આંસુ વગર કે ગળગળા થયા સિવાય વાંચી શકે એ સાચે જ કઠણ હૃદયનો હશે."...ટાગોરના આ શબ્દો અહીં પણ સાર્થક થાય છે "એકથી વધારે વખત આંસુ પાડયા સિવાય જે કોઈ ઉ. ચ. વાંચી શકે તે કાં તો યોગી છે અથવા પશુ છે."... +

ચોથા પાંચમા અને છઠ્ઠા અંકમાં આંતર કાર્યવેગ ઓછો છે. અને બાહ્ય કાર્ય પ્રબળ બને છે. આની નાટયઅગત્ય ઓછી નથી. છતાં પહેલા ત્રણ અંક આગળ આ અંકો કદાચ કોઈને ઝાંખા લાગે એનું કારણ કે અહીં વિયોગ પહેલા જ અંકમાં બતાવ્યો છે અને ત્રીજા અંકમાં ભાવની ઉત્કોટિ બતાવી છે. મિલન છેક સાતમા અંકના અંત સુધી લંબાવ્યું છે તેથી વચમાં ત્રણ અંકનો ગાળો પડી જવાથી પણ એમ બને છે. છેક સુધી એ ભાવ ટકાવવા મુશ્કેલ બને પણ એ અંકોના દરેક પ્રસંગની અગત્ય જોતાં એમાનું કશું નકામું નથી લાગતું.

સાતમા અંકમા પાછો પહેલા અંકો જેવો જ દિમાગ આવી જાય છે. પહેલા અને સાતમા અંકમાં ઘણુ જ સામ્ય છે બને અંકમા પાત્રોનો ભૂતકાળ બતાવ્યો છે પણ પહેલા અંકમાં ચિત્રોમાં, જ્યારે સાતમામાં ગર્ભનાટકમાં. ચિત્રોની કલા એટલી ઉત્કૃષ્ટ છે કે રામ એ બધા બનાવોને નજર સમક્ષ બનતા જ માની લે છે. આ ચિત્રો છે એમ પાત્રો ભૂલી જાય છે. ચિત્રોને રામ સાચા પ્રસંગ તરીકે જ જુએ છે દા. ત જૃંભકાસ્ત્રોને અને ગંગાને કરેલી આજ્ઞા. સાતમા અંકમાં પણ એમ જ છે. કલા એટલી ઉત્કૃષ્ટ છે કે જોનાર એ બધું પોતાના જીવનની ઘટના હોય એવું જ લેખે છે પોતે નાટક જોઈ રહ્યા છે એમ રામ ભૂલી જાય છે. પહેલા અંકમા સૂત્રધાર નાટક અને કર્તાનો પરિચય કરાવે છે છેલ્લા અંકમાં પણ ગર્ભનાટકમાં એવું જ બને છે. પહેલા અંકમા જૃંભકાસ્ત્રો

+ વાંચો એસ. રાય–ઉ. ચ પ્રસ્તાવના.

ચિત્રોમાં બતાવ્યાં છે, જ્યારે છેલ્લા અંકમાં તે સ્વયં પ્રાદુર્ભૂત થાય છે. બંને પ્રસંગો વચ્ચે પહેલા અંકમાં બોલાયેલા રામના વાક્યનો સંબંધ છે. અહીં રામની પહેલા અંકની આજ્ઞા માનતાં - હોય તેમ એ અસ્રો પ્રગટ થાય છે. અંક ૧ માં અરુન્ધતીનો ઉલ્લેખ જ છે, જ્યારે અંક ૭ મામાં તે જ લગભગ સૂત્રધાર રહે છે. પહેલા અંકમાં ગંગાને ચિત્રમાં, સંબોધી છે, અહીં તે સાક્ષાત્ પ્રગટ થાય છે. પહેલા અંકમાં રામ ગંગા અને પૃથ્વીને આજ્ઞા આપે છે. આ અંકમાં આ બંને દેવીઓને એ આજ્ઞા પાળતી બતાવી છે. પ્રથમ અંકમાં રામ અને લક્ષ્મણ ચિત્રો જોવા ભેગા મળે છે, અહીં ગર્ભનાટક જોવા મળે છે. પ્રથમ અંકમાં થાતા દશ્ય ઉપર નથી આવતી. અહી તે સ્ટેઇજ ઉપર આવે છે. પ્રથમ અંકમાં જનક સ્ટેઇજ ઉપર નથી. અહીં તે અને બીજા વડીલો સ્ટેઇજ ઉપર છે. પહેલા અંકમા રામ કિંવદન્તી વિશે સાંભળી બેભાન થાય છે. અહીં ગર્ભનાટક જોતાં તે મૂર્છિત થાય છે. પહેલા અંકમાં સીતાના કલંકની વાત પ્રસરતી બતાવી છે જ્યારે અહીં તે શંકા દૂર થાય છે અને લોકોનાં મોઢાં બંધ થઈ જાય છે. બને અંકમાં બતાવ્યું છે કે સીતાની અગ્નિકસોટી દૂર થઈ હોવાથી કોઈ માને નહિ. બને અંકમાં ઇક્ષ્વાકુ વંશની ફરજ બતાવી છે. પહેલા અંકમાં લોકોની ઇચ્છાથી રામ સીતાને ત્યજે છે અહીં તેમની અનુમતિથી રામ સીતાને સ્વીકારે છે અંક ૧ માં રામ કહે છે—एते हि हृदयमर्मच्छिदाः...અંક ૭ માં પણ તે કહે છે—सर्वमिदमनुभवन्नपि न प्रत्येमि । પ્રથમ અંકમાં કલ્યાણ પરંપરા હતી પણ વિરહ પહેલાંની. છેલ્લા અંકમાં પણ કલ્યાણ પરંપરા છે પણ વિરહ પછીની. "એક લેખે અહીં છેલ્લા અંકમાં ભવભૂતિ કાલિદાસ કરતાં ટપી જાય છે કારણ દુષ્યન્ત અને શકુન્તલાના આછા ચિત્ર કરતાં રામ અને સીતાના પુનર્મિલનમાં ભવભૂતિ વધારે ઊંડા ભાવ લાવી શક્યા છે."*

ભવભૂતિનાં બીજાં નાટક વિશે બે મત છે પણ આ નાટક તો ભવ. ની ઉત્કૃષ્ટ કલાકૃતિ છે જ.

એચ. જી. વેલ્સને પણ એટલું તો કહેવું પડે છે કે આ નાટકનીર મનોવૈજ્ઞાનિક અગત્ય છે અને તેની રજૂઆત દિગ્દર્શક અને પાત્રો પાસેથી ઉત્તમ દિગ્દર્શન, ઉત્તમ વેશભૂષા, સુંદર સજાવટ અને ઉત્તમ અભિનયકલા તો માગી જ લે છે. તત્કાલીન જમાનામાં કદાચ આ નાટક તખ્તાલાયક

* વાંચો ડૉ. કીથ-સંસ્કૃત ડ્રામા.

વાધે છે. સાચો પ્રેમ સ્પર્શમાત્રથી પણ પ્રિયજનને જીવનદાન આપી શકે છે. અન્યોન્ય સ્પર્શમાત્રથી પણ પ્રિયજનને ઓળખી શકાય છે. વાર્ધક્ય કે વિરહથી કે સાંનિધ્યથી પણ એ પ્રેમમાં ઓટ આવતો નથી. अद्वैतं सुखदुःखयोरनुगुणं ... ઈ. અપત્ય એ દંપતિના પ્રેમની પરાકાષ્ટા છે. કોઈ આંતર તંતુ અંતર્મર્મોને સીવે છે. એક લોહીનો સંબંધ અદૃષ્ટ રીતે આકર્ષે છે. व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु ....ઈ.

આવો અપત્યપ્રેમ અને દંપતિનો દેવ પ્રેમ ભવભૂતિ આ નાટકમાં ગાય છે. " આ પ્રેમની યશોગાથા ભવભૂતિ કોઈ મૌલિક વસ્તુ કે કથા દ્વારા કે જીવનની વાસ્તવિક ઘટના દ્વારા નથી ગાતો પણ જેની આસપાસ કેટલીયે વાતો ગૂંથાઈ છે એવી ભૂતકાળની એક માનવ કથાના કારુણ્ય અને કાવ્ય તથા આદર્શ દ્વારા જ ગાય છે." *

જે સમયે આવો પ્રેમ આલેખવાની ખાસ છૂટ નહોતી એ વખતે પણ આ યશોગાથા ભવભૂતિ હિંમતપૂર્વક અને આટલી સફળતાથી ગાય છે એ એની સિદ્ધિ બતાવવા પૂરતું છે.

## (૮) ભવભૂતિની શૈલી : ગુણદોષ

"पयोदवात" થી જેમ દર્પણને ઝાંખપ લાગે તેમ ભવભૂતિને જો કંઈ પણ ઝાંખપ અપાવનાર બાબત હોય તો તે ભવભૂતિની શૈલી. આ એક જ દોષ એને કાલિદાસથી નીચે મૂકે છે. એણે ગૌડી રીતની શૈલી પસંદ કરી છે કે જેમાં પદ્ય કરતાં ગદ્ય અઘરું અને સમાસપ્રચુર હોય. અને જો નાટક માટે ખરાબમાં ખરાબ કંઈ હોય તો તે અઘરી ભાષા. સરલ પ્રાસાદિક તીક્ષ્ણ સંવાદ નાટકમાં ખાસ જરૂરી છે. ભવભૂતિમાં આ જ વસ્તુની ખાસ ઉણપ હોવાથી તેને શરૂઆતમાં ઘણી નિષ્ફળતા મળી. ભાવની પરાકાષ્ટા બતાવવાની હોય ત્યાં તે અત્યંત સરળ, મધુર અને પ્રાસાદિક થઈ શકે છે.

આમ તેની શૈલી માટે ઝટ બેસી જાય તેવું રૂપક લઈએ તો એમ કહેવાય કે તેની શૈલી સાગર અને સરિતા જેવી છે. સાગરમાં મોટા ખડકો અને મગરમત્સ્યો પણ હોય. તેવી રીતે અહીં યુદ્ધના વર્ણનમાં અને ગદ્યમાં મોઢું ભરાઈ જાય તેવા લાંબા સમાસો, અને અઘરા શબ્દો વાચકને ઠીક ચકવે ચૂંટે

* વાંચો ડૉ. ડે નો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ.

પણ જ્યાં ભાવનું તોફાન બતાવવાનું હોય છે ત્યાં ભવભૂતિની કવિતા નિર્ગલ તરંગિણી ની જેમ વહયે જાય છે અને એ એટલી પ્રાસાદિક હોય કે સાધારણ સંસ્કૃત જ્ઞાન ધરાવનાર પણ તે તરત સમજી શકે.

અથવા બીજું રૂપક લઇએ તો એની શૈલી ગદ્યમાં અને યુદ્ધ તથા બીજાં વર્ણનોમાં હિમાલયનાં આકરાં ચઢાણ જેવી લાગે છે જ્યારે ભાવની શૈલીમાં એ જ શૈલી સંગેમરમરની સીડી જેવી લીસી હોય છે.

ખાસ કરીને ભવભૂતિની શરૂઆતની કૃતિમાં આ દોષ ઘણા પ્રમાણમાં મળે છે. એક પંડિતે તો કહ્યું પણ છે કે કોઈ એવો વિદ્વાન નહિ હોય કે જે ભવભૂતિનાં અઘરાં લખાણ પહેલી જ વખત સમજી શકે. લાંબાં વાક્યોમાં વર્ણનો અને પ્રાસાનુપ્રાસની આંટીઘૂંટીમાંથી વાચક માંડ માંડ છૂટી શકે છે. નાટકને સફળતા અપાવનાર સરળ, ટૂંકા, મધુર સંવાદ જે કાલિદાસ અને ભાસ તથા શુદ્રકમાં મળે છે તે ભવભૂતિમાં નથી. તેથી જ તે કડક ટીકાને પાત્ર થયો છે. તેની શૈલીને પહાડ અને પથ્થરવાળી જમીન સાથે સરખાવી છે.

ભાવ કેટલીક વખત બહુ સરસ હોય પણ તેની રજૂઆત અકળાવી મૂકે તેવી હોય છે. જેમકે–ડૉ. બેલવેલકર કહે છે તેમ ઉ. ચ. માં રામ પોતાના હૃન્મર્મ અનેક વખત લાવે છે. એનામાં વિનોદનું તો નામ નથી કહીએ તો ચાલે. એની સીતા પણ કાલિદાસની નાયિકા જેવી ખુશખુશાલ કિલકિલાટ કરતી જીવનની વસંત જેવી નથી પણ જરા ગંભીર, ફિક્કી અને જીવનની પાનખર જેવી લાગે છે. તેને ભયાનક જંગલો વધારે ગમે છે. પણ એ એનો સ્વભાવગત દોષ લાગે છે. પોતાનો વિષય એ બહુ ગંભીરતાથી લે છે અને જાણે પાઠ ભણાવતો હોય તેમ તે રજૂ કરે છે.

બીજો એક દોષ એ છે કે એનામાં કાલિદાસ જેવી સમતુલા નથી. મ. ચ. અને મા.મા.માં કેટલીક વખત તો કવિ એનું રસેલું [illegible] જતો હોય એમ લાગે છે. ભવભૂતિમાં કયારેક લાગણીવેડા અને ભાવનો અતિરેક દેખાય છે. એનાં પાત્રો વારવાર પ્રલાપો કરે છે અને છૂટે મુખે રડે છે. જ્યારે કાલિદાસનાં પાત્રો માત્ર આંસુ જ આંસ સારે છે અને વધારે ગૌરવવાળાં દેખાય છે. પણ ભાવ આ રીતે વ્યક્ત થાય એમાં કંઈ દોષ નથી. એ પણ એક માનવી લક્ષણ જ છે. કાલિદાસનો દુષ્યન્ત પણ પ્રલાપ કરે છે. માત્ર

જોવાનું એટલું જ કે ભાવ કુદરતી છે કે નહિ. મા. માધવમાં ઘણી વખત તેમ હોતું નથી. એ કાલિદાસની માફક થોડામાં ઝાઝું કહી શકતો નથી પણ પોતાને કથનીય બાબતમાં એ એવો મગ્ન થઈ જાય છે કે એ માટે એ પાનાનાં પાનાં ભર્યે જ જાય છે. આમ પાંડિત્યપ્રદર્શનનો ભવભૂતિને પણ શોખ છે. અને ભારેખમ શબ્દો અને લાંબાં વર્ણનો એના નાટકો માટે ખતરનાક નીવડે છે.

પણ આ ભવભૂતિના જમાનાનો દોષ છે. મોં ભરાઈ જાય તેવા શબ્દો એ વખતે કાવ્યનું અંગ મનાતા. શૃંગાર અને કરુણ જેવા કોમળ ભાવો માટે કોમળ અક્ષરો અને સહેલા શબ્દો વપરાતા. અમુક રીત સાચવવા શબ્દો અમુક જ રીતે ગોઠવાતા. કોમળ ભાવ માટે કોમળ અને જુસ્સાવાળા ભાવ માટે જુસ્સાભરી અઘરી ભાષા વપરાતી. આમ નાટકમાં ભાવને અનુરૂપ અભિનય કરતી નટીની જેમ- ભવભૂતિની ભાષા પણ ભાવને અનુરૂપ બની છે.

પણ ભવભુતિ જ્યારે કુદરતી અને સરળ હોય છે. ત્યારે અત્યારના માનસને વધારે ગમી જાય છે. છંદ વૈવિધ્ય એનામાં છે પણ એની શિખરિણી તો મયૂરીની જેમ જ નૃત્ય કરે છે. અને અમુક બાબતમાં તો ઉ. ચ. માં ભવભુતિ કાલિદાસને પણ ટપી જતો લાગે છે.

પોતાના આગવા પ્રકૃતિદર્શનથી પણ તેને સંસ્કૃત સાહિત્યમાં ખાસ સ્થાન મળ્યું છે. પ્રકૃતિના સૌમ્ય તત્ત્વોની વચ્ચે તે માનવભાવનાં અનેક સુંદર ચિત્રો આપે છે. ચિત્રદર્શન પ્રસંગની પાછળ પ્રકૃતિનાં આવાં સૌમ્ય તત્ત્વોની જ પાર્શ્વભૂ છે. માનવનાં સુખદુઃખની પાછળ આ સૌમ્ય પ્રકૃતિ તત્ત્વોની સુંદર છાપ ભવભૂતિ રચે છે. પશુપંખીમાં રહેલા ભાવનું તે સુંદર આલેખન કરે છે. બીજા અંકમાં આવતી ગોદાવરી, પ્રસ્રવણ પર્વત અને વનરાઈઓ—આ બધું રામને એના પૂર્વજીવનની યાદ દેવડાવે છે. ચિત્રદર્શન પ્રસંગમાં પણ ગોદાવરીનું આવું સુંદર વર્ણન જ છે.

પરંતુ ભવભૂતિ પ્રકૃતિનું બિલકુલ વાસ્તવિક વર્ણન આપે છે. એ પણ નદીદેવતાને જીવંત સ્વરૂપ આપે છે અને ગંગા, તમસા, વગેરે નદીઓને પાત્રો તરીકે લાવે છે. પણ કાલિદાસ જેવું તેને પ્રકૃતિનું ઊંડું અવલોકન નથી કે કાલિદાસની જેમ એની પ્રકૃતિ જીવંત નથી લાગતી.

'કાલિદાસ જે નથી આપતા તે પ્રકૃતિનું ભયાનક તત્ત્વોનું વાસ્તવિક વર્ણન તે આપે છે. જળપ્રવાહોના ભીષણ ઘૂઘવાટ, રાની પશુઓની ત્રાડો જંગલના ભીષણ દાવાનળો, અજગરનો પ્રસ્વેદ પીતા કાચંડાઓ, રીંછોની ભયંકર ત્રાડો, જાંબુની ઘાટી કાળી ઘટા, ઘૂવડના અવાજવાળાં વાંસનાં વન, ચંદનવૃક્ષના મૂળમાં વીંટળાઈ ગયેલા સર્પો વગેરે પ્રકૃતિનાં ભયાનક તત્ત્વોનું આબેહૂબ વર્ણન ભવભૂતિ આપે છે.

"જંગલો પર્વતો અને નદીઓ તેને પહેલા ત્રણ અંકમાં પ્રકૃતિનાં સૌમ્ય અને રુદ્ર તત્ત્વો આલેખવાની એની યોગ્યતાને તક આપે છે. જે દેખાવમાં ભીષણ છે અને ધ્રૂજાવે તેવું છે એને માટે ભવભૂતિને ખાસ આકર્ષણ છે, અને તે કાલિદાસના મર્યાદિત પ્રકૃતિપ્રેમમાં મળતું નથી." *

"નદીના પ્રવાહોના ઘૂઘવાટવાળાં અને પર્વતોવાળાં ઘાટાં જંગલોના એકાંતમાં રહેલી પ્રકૃતિની ભવ્યતાનો એ ઓછો પ્રેમી નથી." +

"ગાઢ જંગલો, ઘૂઘવતા જળપ્રવાહો અને મોટા પર્વતોના એકાંતમાં રહેલી સુંદરતા અને ભવ્યતાની તે યોગ્ય પ્રશંસા કરે છે." =

જેમ ચન્દ્રમામાં કલંક ઢંકાઈ જાય છે તેમ આ કવિના બીજા ગુણ એના દોષને ઢાંકી દે છે. કંઈક દિલ હલાવી નાખે એવું સ્ટેઈજ ઉપર બનતું હોય ત્યારે તો ભવભૂતિની શૈલી અત્યંત સરળ બની જાય છે—એટલી બધી કે એમાં સમાસ જોવા પણ જડતો નથી. ડૉ. બેલવેલકર કહે છે તેમ "ગદ્ય અને પદ્યને જુદી જુદી કક્ષાએ મૂકવામાં જો સફળ થયો હોય તો તે આ કવિ જ છે. બે કે ત્રણ મોટા લસરકામાં ચિત્રો ઉપસાવવાની કળામાં ભવભૂતિ અજોડ તો નથી જ. કાલિદાસની જેમ ઉપમાઓ ઉપર ઉપમાઓ અને બીજા અલંકારો એક જ સામટા આપવાને બદલે ભવભૂતિ ખાસ કથનીય બાબત કે ભાવ પસંદ કરીને અનુક્રમે સીધી રીતે રજૂ કરે છે, અને અલંકારપ્રાચુર્ય ન હોવાથી આ રીત પણ એટલી જ અસરકારક બની છે......માનવહૃદયના ઊંડા ભાવ બતાવવામાં ભવભૂતિ ખરેખર કુશળ છે. કેટલીક વખત પાત્રોના મુખમાં મૂકેલા એક જ શબ્દ કે એક જ વાક્યથી

* ડૉ. કીથ સંસ્કૃત કથાનકો.
+ ડૉ. ડે–સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ.
= સર ભાંડારકર.

એ ભાવ દર્શાવે છે. દા. ત. (૧) સીતા ઊંઘમાંથી ઊઠીને પોતાની જાતને એકલી જોઈને જે બોલે છે તે અને. (૨) કંચુકી રામને જોઈને પહેલાં રામભદ્ર બોલી જાય છે અને પછી જ 'રાજા' કહે છે તે. અંક ચોથામાં પણ કંચુકી સુંદર શબ્દો બોલે છે. આમ કાલિદાસમાં કંચુકીનાં પાત્રોનું રૂઢ વર્ણન જ આવે છે જ્યારે અહીં આવી રેખાઓથી કંચુકીનું પાત્ર આલેખાઈ જાય છે.....પાત્રોને અનુરૂપ ભાષા ભવભૂતિ દરેકના મુખમાં મૂકે છે. લવ ધાર્મિક અને પંડિતાઈભરી ભાષા વાપરે છે કારણ તે વાલ્મીકિનો શિષ્ય છે. જનક ફિલસૂફીભર્યું અને ગુસ્સાભર્યું બોલે છે કારણ તે રાજર્ષિ છે. તમસા તેને પાણીમાં થતા અનુભવ ઉપર જ ઉપમા વાપરે છે. અંક ચોથાના વિષ્કમ્ભકમાં બે તાપસો રસભરી ચર્ચામાં જ રસ લે છે.' =

આમ उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते એટલે ખાસ એટલું જ જોવાનું કે પોતાના આ નાટકમાં ભવભૂતિ પોતાના દોષ સમજીને એ કેટલા નિવારી શક્યો છે. અને ભવભૂતિએ આપણે જોયું તેમ ઉ. ચરિતમાં એ દોષ ન ઘૂસે એની ઘણી કાળજી લીધી છે. જે કંઈ દેખાય છે તે પ્રમાણમાં બહુ જ થોડું છે. તેથી જ तथाप्यन्तर्मोदं क्षमपि भवभूतिर्वितनुते એ ઉક્તિ અહીં સાર્થક બને છે.

यं ब्रह्माणमियं देवी वाग्वश्येवानुवर्तते— કવિની આ દર્પોક્તિ અસત્ય તો ઠરતી નથી જ. ઉ ચ એની પરિણતપ્રજ્ઞાનુ જ ફળ છે-એમ એ નાટક વાચીને જરૂર લાગે.

## [૮] ભવભૂતિ :: જીવન . સમય :: કૃતિ

આ કવિ પોતાના જીવનની ઘણી માહિતી આપે છે મહાવીરચરિતમાં તે વિસ્તારથી આપે છે. પદ્મપુરમાં કાશ્યપ ગોત્રના બ્રાહ્મણો વસતા, તેઓ તૈત્તિરીય શાખા શીખતા અને પંચાગ્નિ રાખતા. તેઓ સોમયજ્ઞ કરતા અને ઉદુમ્બર અટકવાળા હતા એ બ્રાહ્મણોમાં વાજપેય યજ્ઞ કરનાર 'મહાકવિ' નામનો બ્રાહ્મણ થઈ ગયો. એનાથી પાંચમી પેઢીએ ભવભૂતિ થયો. ભટ્ટગોપાલ તેના દાદા હતા અને નીલકંઠ તેના પિતા હતા. તેની માતાનું નામ જતુકર્ણી હતું. શ્રીકંઠ એ કવિનું ઉપનામ હતું. જ્ઞાનનિધિ તેનો ગુરુ હતો

= થામો કૈ. ખેમશંકર.

ભવભૂતિ ઈ. સ. સાતમા સૈકાને અંતે અથવા ઈ. સ. ના આઠમા સૈકાની શરૂઆતમાં થઈ ગયો. કલ્હણના રાજતરંગિણીમાં કાન્યકુબ્જ (કનોજ) ના રાજા યશોવર્માનો તે આશ્રિત હોવાનું જાણવા મળે છે. ડૉ. સ્ટેઈન યશોવર્માનો સમય ઈ. સ. ૭૩૬ નો જણાવે છે. કલ્હણ એમ પણ જણાવે છે કે વાક્‌પતિરાજ પણ યશોવર્મનના દરબારનો કવિ હતો. વાક્‌પતિરાજ પ્રાકૃત કાવ્ય 'ગૌડવહો'નો રચયિતા હતો. તેમાં પણ भवभूइजलहिणिग्गद० એ શ્લોક છે.

આ બતાવે છે કે વાક્‌પતિરાજ ભવભૂતિની કૃતિ વાંચતો હશે. अज्ज वि શબ્દો ઉપરથી ડૉ. બેલવેલકર ધારે છે કે ભવભૂતિ વાક્‌પતિરાજ કરતાં કંઈક વહેલો હશે અને યશોવર્માના રાજ્યમાં શરૂઆતના સમયમાં હશે.

ઈ. સ. ૬૧૦ માં બાણ ભાસ અને કાલિદાસનો ઉલ્લેખ કરે છે પણ ભવભૂતિનો ઉલ્લેખ કરતો નથી તેથી ભવભૂતિ એના પછી જ થયો હશે નહિ તો બાણ એનો ઉલ્લેખ કરે જ.

બાલરામાયણમાં રાજશેખર પોતાને ભવભૂતિનો અવતાર ગણાવે છે. बभूव वल्मीकभवः કવિ...ઈ. રાજશેખર ઈ. સ. ૯૦૦ માં થયો તેથી ભવભૂતિ તેના પહેલાં બે સૈકા પહેલાં થઈ ગયો હશે. ક્ષેમેન્દ્ર, ધનંજય, મહીમભટ્ટ વગેરે પણ ભવભૂતિનો ઉલ્લેખ કરે છે.

ભવભૂતિએ ત્રણ નાટકો લખ્યાં છે—મહાવીર ચરિત (આમાં રામનું પૂર્વજીવન છે), માલતીમાધવ (પ્રકરણ) અને ઉત્તરરામચરિત.

ભવભૂતિએ ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તે જ્ઞાની અને પવિત્ર હતો. વેદ, ઉપનિષદ, સાંખ્ય, યોગ વગેરે શાસ્ત્રો તે જાણતો. વ્યાકરણ, તર્ક અલંકાર વગેરેમાં પણ તે પારંગત હતો. ડૉ. બેલવેલકર ધારે છે કે તે બહુ નાની ઉંમરમાં પોતાનું વતન છોડી ઉજ્જૈનમાં અભ્યાસ કરવા ગયો હશે બાણની માફક તે બધા લોકો સાથે મળતો હશે અને અનેક સ્થિતિમાંથી પસાર થયો હશે. અભિનેતા સાથે પણ તેને સારી મૈત્રી હશે. તેણે પોતે કદાચ નાટકમાં ભાગ પણ લીધો હોય.

ભવભૂતિના જીવન વિશે એની કૃતિ ઉપરથી આપણે કંઈક ધારી શકીએ છીએ. કીર્તિ માટે એને ઘણું જ ઝઝૂમવું પડયું હતું. અન્ન અને કુટુંબની રોજની જરૂરિયાત માટે પણ તેને એટલું જ દુઃખ વેઠવું પડયું હતું. કવિને બદકિસ્મતનો સારો અનુભવ મળ્યો હશે. પણ અંતે તો તેને વિજય જ મળ્યો. દુનિયા સાથે જબ્બર બાથ ભીડવામાં એને ઉત્સાહ આપનાર એનું આદર્શ કુટુંબ જીવન જ હશે. એને મન પ્રેમ કેવળ શરીરસુખોને સંતોષવા માટે નહોતો પણ તે આત્માનો સંબંધ છે. એમ તે માનતો. એવો પ્રેમ એ આલેખે છે.

## સંદર્ભ સાહિત્ય


| | | |
|---|---|---|
| (૧) ઉ. ચરિત | ડૉ. બેલવેલકર | સં. પાઠ અને અંગ્રેજી ભાષાંતર તથા પ્રસ્તાવના |
| (૨) ઉ. ચરિત | પી વી. કાણે | અં. આવૃત્તિ |
| (૩) ઉ. ચરિત | એમ આર. કાળે | |
| (૪) ઉ. ચરિત | વિદ્યાસાગર | સંસ્કૃત ટીકા સહિત |
| (૫) ઉ. ચરિત | એસ. રાય | અંગ્રેજી આવૃત્તિ |
| (૬) ઉ. ચરિત | ડૉ જી કે. ભટ | ,, |
| (૭) ઉ. ચરિત | શ્રી મ ન દ્વિવેદી | ગુજરાતી આવૃત્તિ. |
| (૮) ,, | શ્રી ઉમાશંકર જોશી | ,, |
| (૯) સં. સાહિત્યનો ઇતિહાસ | ડૉ ડે અને દાસગુપ્તા | અંગ્રેજી આવૃત્તિ |
| (૧૦) સં. કથાનકો | ડૉ. કીથ | ,, |
| (૧૧) હિંદના સં. નાટકો | એચ. જી. વેલ્સ | ,, |
| (૧૨) કાવ્યતત્ત્વ વિચાર | શ્રી આનંદશંકર ધ્રુવ | ગુજરાતી આવૃત્તિ. |
| (૧૩) કાલિદાસ અને ભવભૂતિ | દ્વિજેન્દ્રનાથ રૉય | હિન્દી આવૃત્તિ |

(૧૪) જાગીરદાર—The Drama in Sanskrit literature


## નાટકનાં પાત્રો

| | |
|---|---|
| રામ— | અયોધ્યાનો નવો રાજા |
| લક્ષ્મણ— | તેનો નાનો ભાઈ. |
| ચન્દ્રકેતુ— | લક્ષ્મણનો પુત્ર |
| લવ-કુશ— | રામના પુત્રો. |
| જનક— | સીતાના પિતા. |
| કંચુકી— | કંચુકી. |
| વાલ્મીકિ— | ઋષિ |
| શંબૂક— | શૂદ્ર મુનિ-પછીથી દિવ્ય પુરુષ. |
| અપ્રાવક— | સંદેશ વાહક. |
| દુર્મુખ— | રામનો દૂત. |
| સુમન્ત્ર— | સારથિ. |
| વિદ્યાધર— | અર્ધદેવતાઓ-બે તાપસો-વાલ્મીકિના શિષ્યો. |
| સીતા— | રામની પત્ની. |
| અરુન્ધતી— | વસિષ્ઠની પત્ની |
| કૌસલ્યા— | રામની માતા |
| શાન્તા— | રામની બહેન. |
| ગંગા-પૃથ્વી— | દેવતા. |
| તમસા-મુરલા— | નદી દેવતા |
| વાસન્તી— | વન દેવતા |

महाकविभवभूतिविरचितम्

# उत्तररामचरितम्

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु

र्न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ।

विकसति हि पतङ्गस्योदये पुण्डरीकं

द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्तः ।

## — प्रथमोऽङ्कः —

इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे ।
वन्देमहि च तां वाचममृतामात्मनः कलाम् ॥ १ ॥

(नान्द्यन्ते ।)

सूत्रधारः—अलमतिविस्तरेण । अद्य खलु भगवतः कालप्रियनाथस्य यात्रायामार्यमिश्रान्विज्ञापयामि एवमत्रभवन्तो विदाङ्कुर्वन्तु । अस्ति खलु तत्रभवान्काश्यपः श्रीकण्ठपदलाञ्छनः पदवाक्यप्रमाणज्ञो भवभूतिर्नाम जातुकर्णीपुत्रः ।

यं ब्रह्माणमियं देवी वाग्वश्येवानुवर्तते ।
उत्तरं रामचरितं तत्प्रणीतं प्रयोक्ष्यते ॥ २ ॥

एषोऽस्मि कार्यवशादायोध्यकस्तदानींतनश्च संवृत्तः । (समन्तादवलोक्य ।) भो भोः, यदा तावदत्रभवतः पौलस्त्यकुलधूमकेतोर्महाराजरामस्यायमभिषेकसमयो रात्रिंदिवमसंहतानन्दनान्दीकः, तत्किमिदानीं विश्रान्तचारणानि चत्वरस्थानानि ।

( प्रविश्य । )

नटः—भाव, प्रेषिता हि स्वगृहान्महाराजेन लङ्कासमरसुहृदो महात्मानः प्लवङ्गमराक्षसाः सभाजनोपस्थायिनश्च नानादिगन्तपावना ब्रह्मर्षयो राजर्षयश्च, यत्समाराधनायैतावतो दिवसानुत्सव आसीत् ।

सूत्रधारः—आ, अस्त्येतन्निमित्तम् ।

नटः—अन्यच्च,—

वसिष्ठाधिष्ठिता देव्यो गता रामस्य मातरः ।
अरुन्धतीं पुरस्कृत्य यज्ञे जामातुराश्रमम् ॥ ३ ॥

सूत्रधारः—वैदेशिकोऽस्मीति पृच्छामि । कः पुनर्जामाता ।

# અંક ૧

પ્રાચીન કવિઓને આ નમસ્કાર અમે સમર્પીએ છીએ.
(અને) આત્માની (પરમાત્માની-બ્રહ્મની) શાશ્વતી કલા
એવી તે (પ્રસિદ્ધ) વાણીને (દેવી વાગીશ્વરીને) પણ
અમે વંદન કરીએ છીએ. (૧)

[નાન્દી (સ્તવન) પછી]

ાર— ઘણો વિસ્તાર કરવો ન જોઈએ. ખરેખર, આજે ભગવાન કાલપ્રિયનાથની યાત્રા પ્રસંગે મહાનુભાવ સજ્જનોને હું વિનંતી કરું છું. આપ શ્રીમાનો આ ધ્યાન પર લેશો. ખરેખર, કશ્યપ ગોત્રમાં ઉત્પન્ન થયેલો, 'શ્રીકંઠ' (એ) ઉપનામવાળો, વ્યાકરણ, ન્યાય અને મીમાંસા જાણનાર, યોગ્ય, ભવભૂતિ નામનો જતુકર્ણીનો પુત્ર છે.

(કે) જે વિપ્રને આ દેવી સરસ્વતી આજ્ઞાંકિત સ્ત્રીની
જેમ અનુસરે છે. તેનું રચેલું 'ઉત્તરરામચરિત' (હવે)
ભજવાશે. (૨)

આ હું કાર્યવશાત્ તે સમયનો અયોધ્યાનિવાસી બન્યો છું. (ચારે બાજુ જોઈને) અરે! ઓ! રાવણના કુળના ધૂમકેતુ (એવા) મહારાજ રામનો દિવસ રાત મંગળ ગવાતાં અટકે નહિ એવો આ (રાજ્યાભિષે)કનો સમય છે તો અત્યારે ચોકઠામાં ચારણો કેમ શાંત થઈ ગયા છે?

(પ્રવેશ કરીને)

– આર્ય! કારણ જેમના રંજન માટે આટલા દિવસ ઉત્સવ ચાલતો હતો તે, લંકાના યુદ્ધના મિત્રો (એવા) મહાત્મા વાનરો અને રાક્ષસો, તેમજ (રાજાને) સત્કારવા આવેલા જુદી જુદી દિશાઓને પાવન કરનાર બ્રહ્મર્ષિઓને અને રાજર્ષિઓને મહારાજે પોત-પોતાને ઘેર વિદાય કર્યા છે.

ધાર— ઠીક. આ કારણ છે.

– અને બીજું–

વસિષ્ઠથી રક્ષાયેલી દેવીઓ, રામની માતાઓ, અરુન્ધતીને
આગળ કરીને જમાઈના આશ્રમે યજ્ઞમાં ગઈ છે. (૩)

ધાર— હું પરદેશી છું તેથી પૂછું છું: જમાઈ વળી કયા?

नटः—

कन्यां दशरथो राजा शान्तां नाम व्यजीजनत्।
अपत्यकृतिकां राज्ञे रोमपादाय तां ददौ ॥४॥

विभाण्डकसुतस्तामृष्यशृङ्ग उपयेमे। तेन च सांप्रतं द्वादशवार्षिकं सत्रमारब्धं तदनुरोधात्कठोरगर्भामपि जानकीं विमुच्य गुरुजनस्तत्र गतः।

सूत्रधारः—तत्किमनेन। एहि। राजद्वारमेव स्वजातिसमयेनोपतिष्ठावः।

नटः—तेन हि निरूपयतु राज्ञः सुपरिशुद्धामुपस्थानस्तोत्रपद्धतिं भावः।

सूत्रधारः—मारिष,

सर्वथा व्यवहर्तव्यं, कुतो ह्यवचनीयता।
यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः ॥५

नटः—अतिदुर्जन इति वक्तव्यम्।

देव्यामपि हि वैदेह्यां सापवादो यतो जनः।
रक्षोगृहस्थितिर्मूलमग्निशुद्धौ त्वनिश्चयः ॥६॥

सूत्रधारः—यदि पुनरियं किंवदन्ती महाराजं प्रति स्यन्देत, ततः कष्टं स

नटः—सर्वथा ऋषयो देवताश्च श्रेयो विधास्यन्ति। (परिक्रम्य) भोः कं
केदानीं महाराजः। (आकर्ण्य) एवं जनाः कथयन्ति—

स्नेहात्सभाजयितुमेत्य दिनान्यमूनि
नान्दीव्रतेन जनकोऽद्य गतो विदेहान्।
देव्यास्ततो विमनसः परिसान्त्वनाय
धर्मासनाद्विशति वासगृहं नरेन्द्रः ॥७॥

(इति निष्क्रान्तौ।)

इति प्रस्तावना।

રાજા દશરથે શાન્તા નામની કન્યાને જન્મ આપ્યો
(અને) તેને (તે કન્યાને) રાજા રોમપાદને દત્તક
પુત્રી તરીકે આપી. (૪)

વિભાંડકનો પુત્ર ઋષ્યશૃંગ તેને પરણ્યો. અને તેમણે હમણાં બાર
નો યજ્ઞ આરંભ્યો છે. તેના અનુરોધથી પૂરા દહાડા જતા હોવા છતાં
તકીને મૂકીને વડીલ વર્ગ ત્યાં ગયો છે.

સૂત્રધાર— તો એનાથી શું? ચાલ. પોતાની જાતિના રિવાજ પ્રમાણે
આપણે રાજદ્વારે જ હાજરી આપીએ.

— ત્યારે તો રાજા સામે બોલવાની સારી પેઠે શુદ્ધ એવી સ્તોત્રમાળા
આપશ્રી ઉપજાવી કાઢો.

સૂત્રધાર— ભાઈ,

દરેક રીતે (આપણી) ફરજ બજાવવી જોઈએ.
અનિંદ્યતા (નિન્દા ન થાય તેવી સ્થિતિ) કયાંથી!
જેમ સ્ત્રીઓના (શુદ્ધિની બાબતમાં) તેમ વાણીની
શુદ્ધિની બાબતમાં લોકો દુષ્ટબુદ્ધિવાળા હોય છે. (૫)

— અતિ દુર્જન એમ કહેવું જોઈએ.

કારણ દેવી વૈદેહી તરફ પણ ખરેખર લોકો અપવાદ
વાળા છે. રાક્ષસને ઘેર નિવાસ (આનું) મૂળ
(કારણ) છે અગ્નિશુદ્ધિમાં પણ શંકા (અવિશ્વાસ)
છે. (૬)

સૂત્રધાર— જો વળી આ ગપાટો મહારાજ પ્રતિ જાય તો ભારે થાય.

નટ— ઋષિઓ અને દેવતાઓ સર્વ પ્રકારે કલ્યાણ કરશે. (પરિક્રમણ
કરીને) અરે એ! અત્યારે મહારાજ કયાં છે? (સાંભળીને)
લોકો આમ કહે છે—

સ્નેહથી સત્કારવા આવીને, આટલા દિવસ ઉત્સવમાં
ગાળીને આજે જનક વિદેહ ગયા છે. તેથી ખિન્ન
મનવાળી જાનકીના સાન્ત્વન માટે રાજા ન્યાયાસન
ઉપરથી અંતઃપુરમાં પ્રવેશે છે. (૭)

(બંને બહાર જાય છે)

પ્રસ્તાવના સમાપ્ત

( ततः प्रविशत्यासनोपविष्टो रामः सीता च । )

**रामः**—देवी वैदेहि, समाश्वसिहि । ते हि गुरवो न शक्नुवन्ति विहातुमस्मान् ।

> किं त्वनुष्ठाननित्यत्वं स्वातन्त्र्यमपकर्षति ।
> सङ्कटा ह्याहिताग्नीनां प्रत्यवायैर्गृहस्थता ॥ ८ ॥

**सीता**—जाणामि अज्जउत्त, जाणामि । किंदु संदावआरिणो बंधुजणविप्पओआ होंति । [ जानामि आर्यपुत्र, जानामि । किंतु संतापकारिणो बन्धुजनविप्रयोगा भवन्ति । ]

**रामः**—एवमेतत् । एते हि हृदयमर्मच्छिदः संसारभावा येभ्यो बीभत्समानाः संत्यज्य सर्वान्कामानरण्ये विश्राम्यन्ति मनीषिणः ।

( प्रविश्य )

**कञ्चुकी**—रामभद्र-( इत्यर्धोक्ते साशङ्कम् । ) महाराज ।

**रामः**—( सस्मितम् ) आर्य, ननु रामभद्र इत्येव मां प्रत्युपचारः शोभते तातपरिजनस्य । तत् यथाभ्यस्तमभिधीयताम् ।

**कञ्चुकी**—देव, ऋष्यशृङ्गाश्रमादष्टावक्रः संप्राप्तः ।

**सीता**—अज्ज तदो किं विलंबीअदि । [ आर्य, ततः किं विलम्ब्यते । ]

**रामः**—त्वरितं प्रवेशय । ( कञ्चुकी निष्क्रान्तः ।

( प्रविश्य )

**अष्टावक्रः**—स्वस्ति वाम् ।

**रामः**—भगवन्, अभिवादये । इत आस्यताम् ।

**सीता**—भअवं, णमो दे । अवि कुसलं सजामादुअस्स गुरुअणस्स अज्जाए सन्ताए अ । [ भगवन् नमस्ते । अपि कुशलं सजामातृकस्य गुरुजनस्यार्यायाः शान्तायाश्च । ]

**रामः**—निर्विघ्नः सोमपीथी आवुत्तो मे भगवानृष्यशृङ्गः, आर्या च शान्ता ।

**सीता**—अम्हे वि सुमरेदि । [ अस्मानपि स्मरति । ]

[પછી આસનસ્થ રામ અને સીતા પ્રવેશે છે]

**રામ**— દેવી વૈદેહી! શાંત થા. તે વડીલો આપણને છોડવા ખરેખર શક્તિમાન નથી.

પરંતુ ધાર્મિક કાર્યનું નિત્ય પાલન (તેમનું)
સ્વાતંત્ર્ય હરી લે છે. ખરેખર, અગ્નિહોત્રીની
ગૃહસ્થતા વિઘ્નોથી મુશ્કેલીવાળી હોય છે. (૮)

**સીતા**— જાણું છું, આર્યપુત્ર, જાણું છું. પરંતુ સ્વજનોના વિયોગ સંતાપકારી હોય છે.

**રામ**— એ સાચું છે. એ ખરેખર હૃદયના મર્મને પીડનાર સંસારભાવો છે (કે) જેમનાથી કંટાળી ગયેલા બુદ્ધિમાનો બધી કામના છોડીને અરણ્યમાં વિશ્રામ કરે છે.

(પ્રવેશ કરીને)

**કંચુકી**— રામભદ્ર! .... (એમ અધું બોલીને શંકા સાથે) મહારાજ!

**રામ**— (સસ્મિત) આર્ય! ખરેખર, પિતાજીના માણસોનું મારી પ્રત્યે 'રામભદ્ર' એમ જ સંબોધન શોભે છે. તો ટેવ પ્રમાણે બોલો.

**કંચુકી**— દેવ, ઋષ્યશૃંગના આશ્રમથી અષ્ટાવક્ર આવ્યો છે.

**સીતા**— આર્ય, તો વિલંબ શા માટે?

**રામ**— (તેમને) જલદી અંદર લઈ આવો.

(કંચુકી બહાર જાય છે)

(પ્રવેશ કરીને)

**અષ્ટાવક્ર**— બન્નેનું કલ્યાણ થાઓ.

**રામ**— ભગવાન, પ્રણામ કરું છું. અહીં બેસો.

**સીતા**— ભગવન્, નમસ્તે જમાઈ સહિત બધા વડીલજનો અને આર્યા શાન્તા કુશળ છે ને?

**રામ**— સોમપાન કરનારા મારા પૂજ્ય બનેવી ઋષ્યશૃંગ અને આર્યા શાન્તા નિર્વિઘ્ન છે કે?

**સીતા**— અમને સંભારે છે કે?

अष्टावक्रः—(उपविश्य।) अथ किम्। देवि, कुलगुरुर्भगवान्वसिष्ठस्त्वामिदमाह-२।

विश्वंभरा भगवती भवतीमसूत
राजा प्रजापतिसमो जनकः पिता ते।
तेषां वधूस्त्वमसि नन्दिनि पार्थिवानां
येषां कुलेषु सविता च गुरुर्वयं च ॥९॥

तत्किमन्यदाशास्महे। केवलं वीरप्रसवा भूयाः।

रामः—अनुगृहीताः स्मः।

लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥१०॥

अष्टावक्रः—इदं च भगवत्याऽरुन्धत्या देवीभिः शान्तया च भूयो भूयः संदिष्टम्। यः कश्चिद्गर्भदोहदो भवत्यस्याः सोऽवश्यमचिरान्मानयितव्य इति।

रामः—क्रियते यदेषा कथयति।

अष्टावक्रः—ननान्दुः पत्या च देव्याः संदिष्टमृष्यशृङ्गेण—'वत्से, कठोरगर्भेति नानीतासि। वत्सोऽपि रामभद्रस्त्वद्विनोदार्थमेव स्थापितः। तत्पुत्रपूर्णोत्सङ्गामायुष्मतीं द्रक्ष्यामः' इति।

रामः—(सहर्षलज्जास्मितम्।) तथास्तु। भगवता वसिष्ठेन न किंचिदादिष्टोऽस्मि।

अष्टावक्रः—श्रूयताम्—

जामातृयज्ञेन वयं निरुद्धास्त्वं बाल एवासि नवं च राज्यम्।
युक्तः प्रजानामनुरञ्जने स्यास्तस्माद्यशो यत्परमं धनं वः ॥११॥

रामः—यथा समादिशति भगवान्मैत्रावरुणिः। १

स्नेहं दयां च सौख्यं च यदि वा जानकीमपि।
आराधनाय लोकस्य मुञ्चतो नास्ति मे व्यथा ॥१२॥

**અષ્ટાવક્ર**—(બેસીને) હાસ્તો દેવી, કુલગુરુ ભગવાન વસિષ્ઠે તને આમ કહાવ્યું છે—

ભગવતી વિશ્વંભરા (પૃથ્વી)એ તને જન્મ આપ્યો.
બ્રહ્મા જેવો રાજા જનક તારો પિતા છે. જેમના
કુળમાં સૂર્ય અને અમે પણ ગુરુસ્થાને [ગુરુ=(૧)
પ્રવર્તક (૨) ગુરુ] છીએ, તે રાજાઓના કુળની,
ઓ નંદિની! તું (પુત્ર)વધૂ છે (૯)

તો બીજું શું પ્રચ્છીએ ? માત્ર-(તું) વીર (પુત્ર)ને જન્મ આપનારી થા.

**રામ**— અમારા ઉપર અનુગ્રહ થયો.

સામાન્ય (લૌકિક) સાધુઓની વાણી તો અર્થને
અનુસરે છે પણ આદ્ય ઋષિઓની વાણીને અર્થ
અનુસરે છે. (૧૦)

**અષ્ટાવક્ર**— અને—આનું (સીતાનું) જે કોઈ ગર્ભદોહદ હોય તે અવશ્ય જલદી પૂરવું જોઈએ એમ આ ભગવતી અરુંધતી, દેવીઓ અને શાન્તાએ વારંવાર કહાવ્યું છે.

**રામ**— જે આ કહે તે કરીએ છીએ.

**અષ્ટાવક્ર**—અને નણદોઈ ઋષ્યશૃંગે દેવીને કહાવ્યું છે કે બહેન, તને પૂરા દહાડા જાય છે તેથી લાવ્યા નથી. વત્સ રામભદ્રને પણ તારા વિનોદને માટે જ રાખ્યો છે. તો (તને) આયુષ્મતીને પુત્રથી ખોળો ભરેલો હોય તેવી જોઈએ.

**રામ**— (હર્ષ અને લજ્જાના સ્મિત સાથે) તેમ હો. ભગવાન વસિષ્ઠે મને કંઈ આદેશ કર્યો નથી?

**અષ્ટાવક્ર**— સાંભળો:—

અમે જમાઈના યજ્ઞથી રોકાઈ ગયા છીએ. તું બાળક
જ છે અને રાજ્ય નવું છે પ્રજાના અનુરંજનમાં
આસક્ત રહેજે. તેનાથી જે યશ (મળે) તે તારું
પરમ ધન છે. (૧૧)

**રામ**— ભગવાન મૈત્રાવરુણિની જેવી આજ્ઞા

લોકના આરાધન માટે સ્નેહ, દયા અને સુખ કે
જાનકીને પણ છોડતાં મને વ્યથા નથી.

**सीता**—अदो जेव्व राहवकुलधुरंधरो अज्जउत्तो। [अत एव राघवकुलधुरंधर आर्यपुत्रः।]

**रामः**—कः कोऽत्र भोः। विश्राम्यतामष्टावक्रः।

**अष्टावक्रः**—(उत्थाय परिक्रम्य च।) अये, कुमारलक्ष्मणः प्राप्तः। (इति निष्क्रान्तः।)

( प्रविश्य )

**लक्ष्मणः**—जयति जयत्यार्यः। आर्य, तेन चित्रकरेणास्मदुपदिष्टमार्यस्य चरितमस्यां वीथिकायामभिलिखितम्। तत्पश्यत्वार्यः।

**रामः**—जानासि वत्स दुर्मनायमानां देवीं विनोदयितुम्। तत्कियन्तमवधिं यावत्।

**लक्ष्मणः**—यावदार्याया हुताशने विशुद्धिः।

**रामः**—शान्तं पापम्। (ससान्त्ववचनम्)

उत्पत्तिपरिपूतायाः किमस्याः पावनान्तरैः।
तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः॥१३॥

देवि देवयजनसंभवे, प्रसीद। एष ते जीवितावधि प्रवादः।

कष्टो जनः कुलधनैरनुरञ्जनीय—
स्तन्नो यदुक्तमशिवं न हि तत्क्षमं ते।
नैसर्गिकी सुरभिणः कुसुमस्य सिद्धा
मूर्ध्नि स्थितिर्न चरणैरवताडनानि॥१४॥

**सीता**—होदु अज्जउत्त होदु। एहि। पेक्खम्ह दाव दे चरिदं। (इत्युत्थाय परिक्रामति।) [भवत्वार्यपुत्र भवतु। एहि। प्रेक्षामहे तावत्ते चरितम्।]

**लक्ष्मणः**—इदं तदालेख्यम्।

**सीता**—(निर्वर्ण्य।) के एदे उवरिणिरंतरट्ठिदा उवत्थुवंदि विअ अज्जउत्तं। [क एते उपरिनिरन्तरस्थिता उपस्तुवन्तीवार्यपुत्रम्।]

**लक्ष्मणः**—देवि, एतानि तानि सरहस्यानि जृम्भकास्त्राणि यानि भगवतो कृशाश्वात्कौशिकमृषिमुपसंक्रान्तानि तेन च ताटकावधे प्रसादीकृतान्यार्यस्य।

**સીતા**— એથી તો આર્યપુત્ર રઘુકુળમાં શ્રેષ્ઠ છે.
**રામ**— કોણ, અરે અહીં કોણ છે? અષ્ટાવક્રને આરામ કરાવો.
**અષ્ટાવક્ર**—(ઊઠીને અને ફરીને) અરે, કુમાર લક્ષ્મણ આવ્યો.

(બહાર જાય છે)

(પ્રવેશ કરીને)

**લક્ષ્મણ**— જય હો, આર્યનો જય હો. આર્ય, પેલા ચિત્રકારે આપણા કહ્યા પ્રમાણે આર્યનું ચરિત્ર આ વીથિમાં આલેખ્યું છે તે આર્ય ભલે જુએ.
**રામ**— ભાઈ, ખિન્ન થયેલી દેવીને વિનોદ કરાવવાનું તું જાણે છે તે કેટલે સુધીનું છે?
**લક્ષ્મણ**— આર્યાની અગ્નિમાં વિશુદ્ધિ થઈ ત્યાં સુધી.
**રામ**— શાન્તિ! શાન્તિ! (અશુભ શાંત થાઓ) (આશ્વાસનના વચનથી)·

> જન્મથી જ વિશુદ્ધ એવી એને અન્ય પાવનકારી
> (વસ્તુઓ)થી શું? તીર્થોદક અને અગ્નિને બીજાથી
> શુદ્ધિ ઘટતી નથી. (૧૩)

દેવના યજ્ઞમાંથી (યજ્ઞની ભૂમિમાંથી), ઉદ્ભવેલી ઓ દેવી! પ્રસન્ન થા. આ અપવાદ તને જીવતાં સુધી છે

> કુળ જેનું ધર છે તેવાઓએ કષ્ટપ્રદ લોકોને
> રીઝવવાના હોય છે. તેથી અમે જે કંઈ અશુભ
> બોલ્યા તે તને યોગ્ય નથી જ. સુગંધી ફૂલનું કુદરતી
> સ્થાન મસ્તક ઉપર સિદ્ધ છે, પગથી છૂંદાવામાં
> નહિ. (૧૪)

**સીતા**— કંઈ નહિ. આર્યપુત્ર, હોય. ચાલો ત્યારે (તમને ગમે તો)· તમારું ચરિત્ર જોઈએ. (ઊઠીને પરિક્રમણ કરે છે)
**લક્ષ્મણ**— આ રહ્યું તે ચિત્ર.
**સીતા**—(વર્ણવીને) ઉપર પાસે પાસે રહેલા આર્યપુત્રની સ્તુતિ કરતા હોય તેવા આ કોણ છે!
**લક્ષ્મણ**— આ પેલાં રહસ્ય યુક્ત જુમ્ભકાસ્ત્રો કે જે ભગવાન કૃશાશ્વ પાસેથી કૌશિક ઋષિને પ્રાપ્ત થયાં અને તેમણે તાટકા વધ વખતે આર્યને પ્રસાદીરૂપે આપેલાં.

रामः—वन्दस्व देवि दिव्यास्त्राणि । ८

ब्रह्मादयो ब्रह्महिताय तप्त्वा परःसहस्राः शरदस्तपांसि ।
एतान्यपश्यन् गुरवः पुराणाः स्वान्येव तेजांसि तपोमयानि ॥१५॥

सीता—णमो एदाणं । [ नम एतेभ्यः । ]

रामः—सर्वथेदानीं त्वत्प्रसूतिमुपस्थास्यन्ति ।

सीता—अणुग्गहीदम्हि । [ अनुगृहीतास्मि । ]

लक्ष्मणः—एष मिथिलावृत्तान्तः ।

सीता—अम्हहे, दलंतणवणीलुप्पलसामलसिणिद्धमसिणसोहमाणमंसलेण देहसोहग्गेण विम्हअत्थिमिदताददीसंतसोम्मसुंदरसिरी अणादरक्खुडिदसंकरसरासणो सिहंडमुद्धमुहमंडलो अज्जउत्तोआलिहिदो । [अहो, दलन्नवनीलोत्पलश्यामलस्निग्धमसृणशोभमानमांसलेन देहसौभाग्येन विस्मयस्तिमिततातदृश्यमानसौम्यसुन्दरश्रीरनादरखण्डितशंकरशरासनः शिखण्डमुग्धमुखमण्डल आर्यपुत्रआलिखितः । ]

लक्ष्मणः—आर्ये पश्य पश्य— १०

संबन्धिनो वसिष्ठादीनेष तातस्तवार्चति ।
गौतमश्च शतानन्दो जनकानां पुरोहितः ॥ १६॥

रामः—सुश्लिष्टमेतत् । १

जनकानां रघूणां च संबन्धः कस्य न प्रियः ।
यत्र दाता ग्रहीता च स्वयं कुशिकनन्दनः ॥ १७ ॥

सीता—एदे क्खु तक्कालकिदगोदाणमंगला चत्तारो भादरो विआहदिक्खिदा तुम्हे। अम्हो जाणामि, तस्सिं जेव्व पदेसे तस्सिं जेव्व काले वत्तामि। [ एते खलु तत्कालकृतगोदानमङ्गलाश्चत्वारो भ्रातरः विवाहदीक्षिता यूयम् । अहो जानामि, तस्मिन्नेव प्रदेशे तस्मिन्नेव काले वर्ते ] ४

रामः—

समयः स वर्तत इवैष यत्र मां
　　समनन्दयत्सुमुखि गौतमार्पितः ।
अयमागृहीतकमनीयकङ्कण-
　　स्तव मूर्तिमानिव महोत्सवः करः ॥ १८ ॥

રામ— દેવી! દિવ્ય અસ્ત્રોને વદન કર

પ્રજાના હિત માટે હજારથી વધુ વર્ષો (શ-દ) સુધી
તપ તપીને બ્રહ્મા વગેરે પુરાણુ ગુરુઓએ—જાણે
પોતાના જ તપોમય તેજ હોય તેમ આને (આ
અસ્ત્રોને) જોયા હતાં (૧૫)

સીતા— એમને વદન!

રામ— એ દરેક રીતે હવે તારી સતતિની સેવામા રહેશે

સીતા—(મારા ઉપર) અનુગ્રહ થયો

લક્ષ્મણ— આ મિથિલાનો વૃત્તાન્ત

સીતા— અહો! ખીલતા નવા નીલકમળ જેવી શ્યામલ, સુવાળી, કોમળ અને શોભતી માસલ દેહકાન્તિને લીધે (જુદા તરી આવતા) વિસ્મયથી સ્થિર થયેલાં, પિતાજી વડે જેની સૌમ્ય સુદર શોભા નિહાળાય છે તેવા, સહેલાઈથી શકરનુ ધનુષ્ય તોડી નાખનાર (અને) શિખાને લીધે મુગ્ધ મુખમડળવાળા આર્યપુત્રને અલેખ્યા છે

લક્ષ્મણ— આર્યા, જુઓ જુઓ

આ તમારા પિતા, અને જનકોના પુરોહિત ગૌતમ
પુત્ર શતાનન્દ, વસિષ્ઠ વગેરે સબધીને પૂજે છે (૧૬)

રામ— એ બરાબર બધ બેસતુ છે

જેમા આપનાર અને લેનાર સ્વય કુશિકપુત્ર
(વિશ્વામિત્ર) છે તેવો જનકોનો અને રઘુઓનો સબધ
કોને પ્રિય નથી? (૧૭)

સીતા— ખરેખર, તે વખતે જેમનુ ગોદાનમગળ થયુ હતુ તેવા, (અને) વિવાહ માટે દીક્ષિત થયેલા આ (રહ્યા) તમે ચાર ભાઈઓ! અહો! જાણે તે જ પ્રદેશમા (અને) તે જ કાળમા હોઉ એમ લાગે છે

રામ—

જાણે આ તે જ સમય છે કે જેમા ઓ સુમુખી?
ગૌતમે અપેલો અને સુદર કંકણુ ધારણ કરેલો
મૂર્તિમાન મહોત્સવ જેવો આ તારો હાથ મને આનદ
આપતો હતો (૧૮)

**लक्ष्मणः**—इयमार्या । इयमप्यार्या माण्डवी । इयमपि वधूः श्रुतकीर्तिः ।

**सीता**—वच्छ, इअं वि अवरा का । [ वत्स, इयमप्यपरा का । ]

**लक्ष्मणः**—(सलज्जास्मितम् । अपवार्य । ) अये, ऊर्मिलां पृच्छत्यार्या । भवतु, अन्यतः संचारयामि । ( प्रकाशम् । ) आर्ये दृश्यतां द्रष्टव्यमेतत् । अयं च भगवान् भार्गवः ।

**सीता**—(ससंभ्रमम् ) कंपिदम्हि । [ कम्पितास्मि । ]

**रामः**—ऋषे नमस्ते ।

**लक्ष्मणः**—आर्ये पश्य । अयमसावार्येण—( इत्यर्धोक्ते— )

**रामः**—( साक्षेपम् ) अयि वत्स, बहुतरं द्रष्टव्यम् । अन्यतो दर्शय ।

**सीता**—( सस्नेहबहुमानं निर्वर्ण्य । ) सुट्ठु सोहसि अज्जउत्त एदिणा विणअमाहप्पेण । [ सुष्ठु शोभसे आर्यपुत्र, एतेन विनयमाहात्म्येन । ]

**लक्ष्मणः**—एते वयमयोध्यां प्राप्ताः ।

**रामः**—( सास्रम् । ) स्मरामि हन्त स्मरामि । ११

जीवत्सु तातपादेषु नवे दारपरिग्रहे ।
मातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः ॥ १९ ॥

इयमपि तदा जानकी १

पतत्यविरलैः प्रान्तोन्मीलन्मनोहरकुन्तलै-
र्दशनमुकुलैर्मुग्धालोकं शिशुर्दधती मुखम् ।
ललितललितैर्ज्योत्स्नाप्रायैरकृत्रिमविभ्रमै-
रकृत मधुरैरम्बानां मे कुतूहलमङ्गकैः ॥ २० ॥

**लक्ष्मणः**—एषा मन्थरा ।

**रामः**—( सस्मरणं दर्शयन् । ) देवि वैदेहि । २

इङ्गुदीपादपः सोऽयं शृङ्गवेरपुरे पुरा ।
निषादपतिना यत्र स्निग्धेनासीत्समागमः ॥ २१ ॥

**લક્ષ્મણ**— આ આર્યા. આ પણ આર્યા માંડવી અને આ વધૂ શ્રુતકીર્તિ.

**સીતા**— ભાઈ, આ બીજી વળી કોણ છે ?

**લક્ષ્મણ**— (લજ્જા અને સ્મિત સાથે) (બાજુ પર) અરે! આર્યા ઊર્મિલા વિશે પૂછે છે. ઠીક. બીજી બાજુ લઈ જાઉં. (મોટેથી). આર્યા! આ જોવાનું જુઓ. આ ભગવાન ભાર્ગવ.

**સીતા**— (ગભરાટથી) કંપી ઊઠી છું.

**રામ**— ઋષિ! નમસ્તે!

**લક્ષ્મણ**— આર્યા જુઓ. આ એને આર્યે........ (એમ અધું બોલીને)

**રામ**— (ઠપકારતાં) અરે ભાઈ! ઘણું બધું જોવાનું છે. બીજે બતાવ.

**સીતા**— (સ્નેહ અને બહુમાનથી વર્ણવીને) આર્યપુત્ર, આ વિનયના ગૌરવથી સારી પેઠે શોભો છો.

**લક્ષ્મણ**— આ આપણે અયોધ્યા આવ્યા.

**રામ**— (આંસુ સાથે) મને સાંભરે છે રે! મને સાંભરે છે.

> પૂજ્ય પિતાજી જીવતા હતા, (અને) (આપણે) નવા (નવા) પરણ્યા હતા, (અને) માતાઓ આપણાં સંભાળ લેતી હતી, તે આપણા દિવસો ખરેખર ગયા. (૧૯)

આ જાનકી પણ ત્યારે—

> (માત્ર) બાળક! પડી જવાથી આછી (થોડીક) દંતકળીઓ વડે અને લમણે ઊડતા મનોહર વાળથી નિર્દોષ અને સુંદર મુખ ધારતી, અત્યંત સુંદર (અને) જાણે ચંદ્રકિરણોથી બન્યાં હોય તેવાં (અને) અકૃત્રિમ વિભ્રમોવાળાં મધુર અંગોથી–મારી માતાઓને કુતૂહલ કરતી હતી. (૨૦)

**લક્ષ્મણ**— આ મંથરા.

**રામ**—

> (એકદમ બીજી બાજુ બતાવીને) દેવી વૈદેહી! આ તે ઈંગુદીનું વૃક્ષ છે (કે) જ્યાં પહેલાં શૃંગવેર નગરમાં સ્નેહી નિષાદપતિ સાથે સમાગમ થયો હતો. (૨૧)

लक्ष्मणः—( विहस्य, स्वगतम् । ) अये, मध्यमाम्बावृत्तमन्तरितमार्येण ।

**सीता**—अम्हो, एसो जडासंजमणवुत्तंतो । [ अहो, एष जटासंयमनवृत्तान्तः । ] २

लक्ष्मणः—

**पुत्रसंक्रान्तलक्ष्मीकैर्यद्वृद्धेक्ष्वाकुभिर्धृतम् ।**
**धृतं बाल्ये तदार्येण पुण्यमारण्यकव्रतम् ॥ २२ ॥**

**सीता**—एसा पसण्णपुण्णसलिला भअवदी भाईरही । [ एषा प्रसन्नपुण्यसलिला भगवती भागीरथी । ]

**रामः**—देवि रघुकुलदेवते नमस्ते । ३

**तुरगविचयव्यग्रानुर्वीभिदः सगराध्वरे**
**कपिलमहसामर्षात् प्लुष्टान्पितुश्च पितामहान् ।**
**अगणिततनूतापं तप्त्वा तपांसि भगीरथो**
**भगवति तव स्पृष्टानद्भिश्चिरादुदनीतरत् ॥ २३ ॥**

( सा त्वमम्ब स्नुषायामरुन्धतीव सीतायां शिवानुध्याना भव । )

**लक्ष्मणः**—अयमसौ भरद्वाजावेदितश्चित्रकूटयायिनि वर्त्मनि वनस्पतिः कालिन्दीतटे वटः श्यामो नाम ।

**रामः**—( सस्पृहमवलोकयति । )

**सीता**—सुमरेदि वा एवं पदेसं अज्जउत्तो । [ स्मरति वैतं प्रदेशमार्यपुत्रः । ]

**रामः**—अयि, कथं विस्मर्यते । ६

**अलसलुलितमुग्धान्यध्वसंपातखेदा-**
**दशिथिलपरिरम्भैर्दत्तसंवाहनानि ।**
**परिमृदितमृणालीदुर्बलान्यङ्गकानि**
**त्वमुरसि मम कृत्वा यत्र निद्रामवाप्ता ॥ २४**

લક્ષ્મણ— (હસીને) (સ્વગત) અરે ! આર્યે વચલાં માતાનો વૃત્તાન્ત ટાળ્યો.

સીતા— અહો ! આ જટા બાંધવાનો વૃત્તાન્ત !

લક્ષ્મણ—

> જેમણે પુત્રને લક્ષ્મી આપી છે તેવા વૃદ્ધ ઇક્ષ્વાકુઓએ
> જે ધાર્યું હતું તે પવિત્ર આરણ્યક વ્રત આર્યે
> બાળપણમાં ધાર્યું છે. (૨૨)

સીતા— આ પ્રસન્ન (અને) પવિત્ર પાણીવાળાં ભગવતી ભાગીરથી.

રામ— દેવી રઘુકુળ દેવતા ! તમને પ્રણામ.

> સગરના યજ્ઞમાં ઘોડાની શોધમાં વ્યગ્ર બનેલા અને
> પૃથ્વીને ખોદનારા તથા કપિલ (મુનિ) ના તેજ વડે
> રોષથી (પહેલાં) બળી ગયેલા પિતાના પિતામહોને
> ભગીરથે શરીરની વેદનાઓને ગણકાર્યા સિવાય તપો
> તપીને હે ભગવતિ ! લાંબા સમય પછી તમારા
> પાણીથી સ્પર્શાયેલા તેમને ઉદ્ધાર્યા. (૨૩)
> હે માતા ! તે તું અરુન્ધતીની માફક પુત્રવધૂ સીતાના
> કલ્યાણના ધ્યાનમાં તત્પર રહેજે.

લક્ષ્મણ— આ પેલો ભરદ્વાજે બતાવેલો, ચિત્રકૂટ જતા રસ્તા ઉપર (આવેલો), કાલિન્દીના કિનારા ઉપરનો (મહા) વનનો પતિ (એવો) શ્યામ નામનો વડ.

રામ— (સ્પૃહાથી જુએ છે)

સીતા— આર્યપુત્રને એ પ્રદેશ સાંભરે છે કે ?

રામ— અરે ! કેવી રીતે ભૂલાય ?

> માર્ગે ચાલવાના થાકથી લોથપોથ (થયેલાં), (સહેજ)
> કંપતા છતાં સુંદર, ગાઢ આલિંગનથી જેની ચંપી
> થતી હતી તેવા, મસળેલા કમળદંડ જેવાં દુર્બળ
> અંગોને મારા ઉર ઉપર નાખી દઈને જ્યાં તું ઊંઘી
> ગઈ હતી ! (૨૪)

लक्ष्मणः—एष विन्ध्याटवीमुखे विराधसंरोधः ।

सीता—अलं दाव एदिणा । पेक्खम्मि दाव अज्जउत्तसहत्तधरिदतालवुंतादवत्तं अत्तणो दक्खिणारण्णपहिअत्तणं । [ अलं तावदेतेन । पश्यामि तावदार्यपुत्रस्वहस्तधृततालवृन्तातपत्रमात्मनो दक्षिणारण्यपथिकत्वम् । ]

रामः—

एतानि तानि गिरिनिर्झरिणीतटेषु
वैखानसाश्रिततरूणि तपोवनानि ।
येष्वातिथेयपरमा यमिनो भजन्ते
नीवारमुष्टिपचना गृहिणो गृहाणि ॥ २५ ॥

लक्ष्मणः—अयमविरलानोकहनिवहनिरन्तरस्निग्धनीलपरिसरारण्यपरिणद्धगोदावरीमुखरकन्दरः सततमभिष्यन्दमानमेघमेदुरितनीलिमा जनस्थानमध्यगो गिरिः प्रस्रवणो नाम ।

रामः—

स्मरसि सुतनु तस्मिन्पर्वते लक्ष्मणेन
प्रतिविहितसपर्यासुस्थयोस्तान्यहानि ।
स्मरसि सरसनीरां तत्र गोदावरीं वा
स्मरसि च तदुपान्तेष्वावयोर्वर्तनानि ॥ २६ ॥

किं च—

किमपि किमपि मन्दं मन्दमासत्तियोगा-
दविरलितकपोलं जल्पतोरक्रमेण ।
अशिथिलपरिरम्भव्यापृतैकैकदोष्णो-
रविदितगतयामा रात्रिरेव व्यरंसीत् ॥ २७ ॥

— આ વિન્ધ્યના જંગલના પ્રવેશમાં વિરાધ સાથેનો વિરોધ.
- તો એને રહેવા દો. હું તો આર્યપુત્રે જેને પોતાને હાથે તાડપત્રનું છત્ર ધરી રાખ્યું છે તેવી પોતાની (મારી જાતની) દક્ષિણારણ્યની પથિકદશા જોઉં છું.

પર્વતનાં ઝરણાને કિનારે મુનિઓએ નિવાસ કરેલાં
વૃક્ષોવાળાં આ પેલાં (तानि) તપોવનો (के) જેમાં
આતિથ્યરત ( આતિથ્ય જેમને પરમ ફરજ છે તેવા )
'યમ' (નિયમ) પાળનારા ગૃહસ્થો મુઠીભર સામો
પકવીને, ઘેરમાં રહે છે. (૨૫)

— સતત વરસતા વાદળાંઓને લીધે ગાઢ બનેલી નીલિમાવાળાં તથા ઘીચ ઝાડીના સમૂહને (निवह) લીધે ગાઢ, સ્નિગ્ધ, (પ્રકાશતા) અને નીલા સીમાડાવાળાં અરણ્યોથી ઘેરાયેલો ગોદાવરીને લીધે ગાજતી ગુફાઓવાળો, જનસ્થાનની વચ્ચે રહેલો આ પ્રસ્ત્રવણ નામનો પર્વત.

-

ઓ સુતનુ, સાંભરે છે ? લક્ષ્મણે તે પર્વત ઉપર કરેલી
(આપણી) સેવાને લીધે સ્વસ્થ (એવા આપણા) તે
દિવસો ? અથવા ત્યાંની સરસ પાણીવાળી ગોદાવરી
યાદ આવે છે ? અને તેના તીરે આપણાં ભ્રમણો
સાભરે છે ? (૨૬)

વળી,

પ્રીતિયોગને લીધે (અત્યંત પ્રીતિને લીધે) ગાલ ઉપર
ગાલ ટેકવીને ધીમે ધીમે, કંઈક કંઈક ગમે તેમ લવતા
(બબડતા) (એવા) (આપણા) એકેક હાથ જ્યારે
ગાઢ આલિંગનમાં ભીડાયેલા હતા, ત્યારે પહોર પસાર
થયા તે જણાયું નહિ (અને) રાત્રિ જ વીતી ગઇ ! (૨૭)

લક્ષ્મણ— આ પંચવટીમાં શૂર્પણખા !
સીતા— અરેરે ! આર્યપુત્ર, તમારું દર્શન આટલે સુધી.
રામ— અલી વિયોગથી ડરનારી ! આ ચિત્ર છે.
સીતા— ગમે તેમ હો દુર્જન અસુખ ઉત્પન્ન કરે છે

**राम** --हन्त वर्तमान इव मे जनस्थानवृत्तान्त प्रतिभाति।

**लक्ष्मण** --

अथेदं रक्षोभि कनकहरिणच्छद्मविधिना
　　तथा वृत्तं पापैर्व्यथयति यथा क्षालितमपि।
जनस्थाने शून्ये विकलकरणैरार्यचरितै--
　　रपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम्।

**सीता**--(सास्रमात्मगतम्।) अयि देव रघुकुलाणद एव मम कारणादो कि आसि। [अयि देव रघुकुलानन्द एव मम कारणात्त्वमागत आसी।

**लक्ष्मण** --( राम निर्वर्ण्य साकूतम्। ) आर्य किमेतत्।

अयं तावद्बाष्पस्त्रुटित इव मुक्तामणिसरो
　　विसर्पन्धाराभिर्लुठति धरणीं जर्जरकण।
निरुद्धोऽप्यावेगः स्फुरदधरनासापुटतया
　　परेषामुन्नेयो भवति च भराध्मातहृदय ॥२९॥

**राम** --

तत्काल प्रियजनविप्रयोगज मा
　　तीव्रोऽपि प्रतिकृतिवाञ्छया विसोढ।
दुःखाग्निर्मनसि पुनर्विपच्यमानो
　　हृन्मर्मव्रण इव वेदना करोति ॥ ३० ॥

**सीता**--हद्धी हद्धी अहं वि अदिभूमिं गदेण रणरणएण अज्जउत्तसुण्णं विअ अत्ताणं पेक्खामि। [हा धिक् हा धिक्। अहमप्यतिभूमिं गतेन रणरणकेन आर्यपुत्रशून्यमिवात्मानं पश्यामि।]

**लक्ष्मण** --(अवलोक्य।) भवत्वन्यतः क्षिपामि। (चित्र विलोक्य सप्रमोदम्।) अथैतन्मन्वन्तरपुराणस्य गृध्रराजस्य तत्रभवतो जटायुषश्चरित्रोदाहरणम्।

-અહો ! જનસ્થાનનો વૃત્તાન્ત જાણે હમણાં બની રહ્યો હોય તેવો મને લાગે છે.

!—

(અને) પછી આ : પાપીઓએ સોનાના મૃગના છળપ્રયોગથી તેવું કર્યું કે જે ધોયું છતાં પણ (પરાક્રમથી નષ્ટ કર્યું છતાં પણ) વ્યથિત કરે છે. શૂન્ય જનસ્થાનમાં વિકલ ઇન્દ્રિયોવાળા આર્યના વર્તનથી પથ્થર પણ રડે, અરે વજ્રનું હૃદય પણ દળાઈ જાય. (૨૮)

—(આંસુ સહિત-સ્વગત) ઓ (મારા) દેવ! રઘુકુળના આનંદ! આમ મારે કારણે દુઃખી થયા.

—(ગમને વર્ણવાને લાગણી સાથે) આર્ય, આ શું!

ધારાઓમાં પડતો તમારો આ આંસુનો પ્રવાહ કણ કણ થઈને જાણે તૂટેલી મોતીની સેર હોય તેમ પૃથ્વી ઉપર વિખરાય છે અને (પોતાના) ભારથી હૈયાને ભાગી દેતો આવેગ રોકયો હોવા છતાં અધર અને નસકોરા ફરકતાં હોવાથી બીજાઓને સમજમાં આવે તેવો છે. (૨૯)

—ભાઈ,

પ્રિયજનના વિયોગથી ઉદ્ભવેલો દુઃખાગ્નિ, તીવ્ર છતાં બચેલા લેવાની ઇચ્છાથી તે વખતે વેઠ્યો (પણ) મનમાં ફરીથી ભભૂકતો (તે) હૃદયના મર્મનો વ્રણ હોય તેમ વેદના કરે છે. (૩૦)

—અરેરે! અરેરે! હું પણ અત્યંત વધી પડેલા શોકને લીધે જાણે મારી જાતને આર્યપુત્ર વગરની જોઉં છું.

—(સ્વગત) ભલે બીજી બાજુ ધ્યાન દોરું (ચિત્ર જોઈને—મોટેથી) અને આ મન્વન્તર જેટલા પુરાણ ગૃધ્રરાજ, પૂજ્ય તાત જટાયુના ચારિત્ર્ય અને પરાક્રમનું ઉદાહરણ (ચિત્ર) છે.

सीता—हा ताद णिव्वूढो दे अवच्चसिणेहो । [ हा तात निर्व्यू...

रामः—हा तात काश्यप शकुन्तराज, क नु खलु पुनस्त्वादृशस्य साधोः संभवः ।

लक्ष्मणः—अयमसौ जनस्थानस्य पश्चिमतश्चित्रकुञ्जवान्नाम दण्डकारण्यभागः । तदिदमृष्यमूकपर्वते मतङ्गस्याश्रमपदम् । इयं च नाम सिद्धा शबरतापसी । तदेतत्पम्पाभिधानं पद्मसरः ।

सीता—एत्थ किल अज्जउत्तेण विच्छिण्णामरिसधीरत्तणं पमुक्कंठं रुण्णं । [ अत्र किलार्यपुत्रेण विच्छिन्नामर्षधीरत्वं प्रमुक्तकण्ठं रुदितमासीत् ।]

रामः—देवि रमणीयमेतत्सरः ।

> एतस्मिन्मदकलमल्लिकाक्षपक्ष-
> व्याधूतस्फुरदुरुदण्डपुण्डरीकाः ।
> बाष्पाम्भःपरिपतनोद्गमान्तराले
> संदृष्टाः कुवलयिनो भुवो विभागाः ॥ ३१ ॥

लक्ष्मणः—अयमार्यो हनूमान् ।

सीता—एसो सो चिरणिव्वूढजीवलोअपच्चुद्धरणगुरुओवआरी महाणुभावो मारुदी । [ एष स चिरनिर्व्यूढजीवलोकप्रत्युद्धरणगुरूपकारी महानुभावो मारुतिः ।]

रामः—

> दिष्ट्या सोऽयं महाबाहुरञ्जनानन्दवर्धनः ।
> यस्य वीर्येण कृतिनो वयं च भुवनानि च ॥ ३२ ॥

सीता—वच्छ एसो सो कुसुमिदकअंबतरुताण्डविअबंहिणो किंणामहेओ गिरी अणुभावसोहग्गमेत्तावसेसधूसरसिरी मुद्धो मुच्छंदो तुए पडदिएण अन्तरिदे तरुअले अज्जउत्तो आलिहिदो । [ वत्स, एष स कुसुमितकदम्बतरुताण्डवितबर्हिणः किंनामधेयो गिरिर्यत्रानुभावसौभाग्यमात्रपरिशेषधूसरश्रीर्मुह्यन्मूर्छन्त्वया प्ररुदितेनावलम्बितस्तरुतले आर्यपुत्र आलिखितः ।]

**સીતા—** હા, તાત! તમારો અપત્ય સ્નેહ પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો.

**રામ—** રે! તાત કાશ્યપ! પક્ષિરાજ! મોટાઓના તીર્થ રૂપ થયેલા તમારા જેવા સાધુનો સંભવ વળી ક્યાં હોય વારૂ?

**લક્ષ્મણ—** જનસ્થાનની પશ્ચિમ બાજુ, માથા વિનાનો દનુ રાક્ષસ રહેતો હતો તે આ પેલો 'ચિત્રકુંજવાન' નામનો દંડકારણ્યનો ભાગ. આ પેલું ઋષ્યમૂક પર્વત ઉપરનું મતંગના આશ્રમનું સ્થાન. અને આ શ્રમણા નામની સિદ્ધ શબર તાપસી. આ પેલું 'પંપા' નામનું કમળ સરોવર.

**સીતા—** કહેવાય છે કે અહીં રોષ અને ધૈર્ય તૂટી જતાં આર્યપુત્ર છૂટે મુખે રડ્યા હતા.

**રામ—** દેવી, આ સરોવર રમણીય છે.

> એમાં મદથી કલરવ કરતાં મલ્લિકાક્ષની પાંખોથી હાલેલાં
> (અને તેથી) ફરફરતાં લાંબી દાંડીના શ્વેત કમળોવાળા
> પૃથ્વીના ભાગને, આંસુ પડે અને ફરી આવે તેની
> વચ્ચે, (મેં) નીલ કમળથી ભરેલા (વિભાગ) (જેવા)
> જોયા (૩૧)

**લક્ષ્મણ—** આ આર્ય હનૂમાન.

**સીતા—** લાંબા સમયને અંતે કરી શકાય તેવો જીવ લોકના ઉદ્ધાર રૂપી મોટો ઉપકાર કરનાર આ તે મહાનુભાવ મારુતિ.

**રામ—**

> અહો! આ તે-અંજનાનો આનંદ વધારનાર મહાબાહુ
> કે જેના વીર્યથી અમે અને ભુવન કૃતાર્થ છીએ (૨૩)

**સીતા—** ભાઈ, જેમાં ફૂલોથી ભરેલાં, કદંબવૃક્ષો ઉપર મયૂરો તાંડવ કરે છે તે આ પેલા પર્વતનું શું નામ છે? (૩) જ્યાં જેની કાંતિ ઝાંખી થઈ છે અને કેવળ જેનો પ્રભાવ અને સૌંદર્ય શેષ રહ્યું છે તેવા (અને) મોટેથી રડતા તમે જેને ટેકો કર્યો છે તેવા (મારા) આર્યપુત્રને વૃક્ષ નીચે ઘડીક મૂર્છા પામેલા ચીતર્યા છે.

लक्ष्मणः—

सोऽयं शैलः ककुभसुरभिर्माल्यवान्नाम यस्मि-
न्नीलः स्निग्धः श्रयति शिखरं नूतनस्तोयवाहः

आर्येणास्मिन्

रामः—

विरम विरमातः परं न क्षमोऽस्मि
प्रत्यावृत्तः पुनरिव स मे जानकीविप्रयोगः ॥ ३३ ॥

लक्ष्मणः—अतःपरमार्यस्य तत्रभवता कपिराक्षसानां चासंख्यातान्युत्तरोत्तराणि कर्माश्चर्याणि । परिश्रान्ता चेयमार्या । तद्विज्ञापयामि विश्राम्यतामिति ।

सीता—अज्जउत्त एदिणा चित्तदंसणेण पच्चुप्पण्णदोहलाए अत्थि मए विण्णप्पं । [ आर्यपुत्र, एतेन चित्रदर्शनेन प्रत्युत्पन्नदोहदाया अस्ति मम विज्ञाप्यम् । ]

रामः—नन्वाज्ञापय ।

सीता—जाणे पुणो वि पसण्णगंभीरासु वणराईसु विहरिस्सं पवित्तणिम्मलसिसिरावगाहं भअवदिं भाईरहिं ओगाहिस्सं त्ति । [ जाने पुनरपि प्रसन्नगम्भीरासु वनराजिषु विहरिष्यामि पवित्रनिर्मलशिशिरावगाहां भगवतीं भागीरथीमवगाहिष्य इति । ]

रामः—वत्स लक्ष्मण ।

लक्ष्मणः—एषोऽस्मि ।

रामः—वत्स, अचिरं संपादनीयोऽस्या दोहद इति संप्रत्येव गुरुभिः संदिष्टम् । तदस्खलितसुखसंपातं रथमुपस्थापय ।

सीता—अज्जउत्त तुम्हेहिं वि आअंदव्वं । [ आर्यपुत्र युष्माभिरप्यागन्तव्यम् । ]

रामः—अयि कठिनहृदये, एतदपि वक्तव्यम् ।

सीता—तेण हि पिअं मे पिअं मे । [ तेन हि प्रियं मे प्रियं मे । ]

लक्ष्मणः—यदाज्ञापयत्यार्यः । ( इति निष्क्रान्तः । )

रामः—प्रिये, अत्र वातायनोपकण्ठे मुहूर्तं संविष्टौ भवावः ।

सीता—एवं होदु । ओहरिदम्हि क्खु परिस्समजणिदाए णिद्दाए । [ एवं भवतु । अपहृतास्मि खलु परिश्रमजनितया निद्रया । ]

લક્ષ્મણ—

કુકુભ (વૃક્ષો)થી સુગંધિત આ પેલો માલ્યવાન નામનો
પર્વત કે જ્યાં નીલું, સ્નિગ્ધ, નવું વાદળું શિખર
ઉપર આશ્રય કરે છે (અને) ત્યાં આર્યે—

રામ—

બસ કર. બસ કર. આથી વધારે (સહેવા) હું
શક્તિમાન નથી. જાણે જાનકીનો પેલો વિયોગ મને
ફરીથી પ્રાપ્ત થયો. (૩૩)

લક્ષ્મણ— આ પછી તે વાનરો અને રાક્ષસોનાં ઉત્તરોત્તર અસંખ્ય અદ્ભુત કૃત્યો (ચીતરેલાં છે). આ આર્યા તો થાકી ગયાં છે. તેથી વિનંતિ કરું છું કે (આપ) આરામ કરો.

સીતા— આર્યપુત્ર, આ ચિત્રદર્શનથી જેને દોહદ ઉત્પન્ન થયું છે તેવી મારે વિનંતી કરવાની છે.

રામ— તો આજ્ઞા કર.

સીતા— લાગે છે કે વળી પાછી પ્રસન્ન ગંભીર વનરાઈઓમાં વિહરું (અને) પવિત્ર, નિર્મળ અને ઠંડાં સ્નાનવાળી ભગવતી ભાગીરથીમાં સ્નાન કરું.

રામ— ભાઇ લક્ષ્મણ!

લક્ષ્મણ— આ રહ્યો છું.

રામ— ભાઈ, આનું દોહદ વિના વિલંબે પૂરવું જોઈએ એમ હમણાં જ વડીલોએ જણાવ્યું છે. તેથી એકધારી અને સુખમય ગતિવાળો રથ જોડાવી લાવ.

સીતા— આર્યપુત્ર! આપને પણ આવવું પડશે.

રામ— અરી! કઠણ હૃદયવાળી, આ પણ કહેવું જોઈએ!

સીતા— તો તો મને ગમ્યું. મને આનંદ થયો.

લક્ષ્મણ— જેવી આર્યની આજ્ઞા. (બહાર જાય છે)

રામ— પ્રિય, અહીં બારીના ઝરૂખામાં ઘડીક બેસીએ.

સીતા— ભલે એમ. ખરેખર, થાકથી આવતી ઊંઘથી હું ઘેરાઈ ગઈ છું.

**रामः**—तेन हि निरन्तरमवलम्बस्व मामनुगमनाय । ३०

जीवयन्निव ससाध्वसश्रमस्वेदबिन्दुरधिकण्ठमर्प्यताम् ।
बाहुरैन्दवमयूखचुम्बितस्यन्दिचन्द्रमणिहारविभ्रमः ॥ ३४ ॥

( तथा कारयन् सानन्दम् । ) प्रिये किमेतत् । १

विनिश्चेतुं शक्यो न सुखमिति वा दुःखमिति वा
प्रमोहो निद्रा वा किमु विषविसर्पः किमु मदः ।
तव स्पर्शे स्पर्शे मम हि परिमूढेन्द्रियगणो
विकारश्चैतन्यं भ्रमयति च संमीलयति च ॥ ३५ ॥

**सीता**—थिरप्पसादा तुम्हे इदो दाणिं किमवरं । [ स्थिरप्रसादा यूयमित इदानीं किमपरम् । ]

**रामः**—

म्लानस्य जीवकुसुमस्य विकासनानि
संतर्पणानि सकलेन्द्रियमोहनानि ।
एतानि ते सुवचनानि सरोरुहाक्षि
कर्णामृतानि मनसश्च रसायनानि ॥ ३६ ॥

**सीता**—पिअंवद एहि, संविसम्ह । [ प्रियंवद, एहि, संविशावः । ] ( इति शयनाय समन्ततो निरूपयति । )

**रामः**—अयि, किमन्वेष्टव्यम् । १

आ विवाहसमयाद्गृहे वने
शैशवे तदनु यौवने पुनः ।
स्वापहेतुरनुपाश्रितोऽन्यया
रामबाहुरुपधानमेष ते ॥ ३७ ॥

**सीता**—( निद्रां नाटयन्ती । ) अत्थि एदं, अज्जउत्त अत्थि एदं । ( इति स्वपिति । ) [ अस्त्येतत्, आर्यपुत्र, अस्त्येतत् । ] २

રામ— તો તો મારી પાછળ પાછળ આવવા મને સત્જડ પકડી લે.

ભય અને થાકથી ઉદ્ભવેલાં સ્વેદબિન્દુવાળો, ચંદ્રકિરણો વડે ચૂમાયેલો, અને તેથી ટપકતા ચન્દ્રમણિના હાર જેવી કાંતિ ધારતો, જાણે (મને) જીવાડનારો હાથ (મારા) ગળાની આસપાસ મૂ૰. (૩૪)

(તેમ કરીને—આનંદથી) પ્રિય ! આ શું ?

હું નિશ્ચય કરવા શક્તિમાન નથી કે આ સુખ છે કે દુઃખ છે, પ્રબળ મોહ છે કે નિદ્રા છે, કે પછી ઝેરનો ફેલાવો છે કે મદ છે ? કારણ તારા સ્પર્શે સ્પર્શે મારી બધી ઇન્દ્રિયો જેમાં મૂઢ થાય છે તેવો વિકાર ચેતનને ભમાવી નાખે છે તથા ડુબાવી દે છે (૩૫)

સીતા— તમારો પ્રેમ સ્થિર છે. આથી અત્યારે બીજું શું (કહેવાનું) ?

રામ—

ઓ કમલાક્ષી ! તારાં આ સુવચનો સુકાયેલા જીવન પુષ્પને ખીલવનારાં, બધી ઇન્દ્રિયોને આનંદ આપનારાં તથા મોહ પમાડનાર અને કર્ણનું અમૃત તથા મનનું રસાયણ છે (૩૬)

સીતા— પ્રિયંવદ, આવો બેસીએ. (સૂવા માટે ચોતરફ જુએ છે)

રામ— અરે, શું શોધવાનું છે ?

વિવાહના સમયથી માંડીને ઘરમાં, વનમાં, શૈશવમાં અને ત્યાર પછી યૌવનમાં (તારી) નિદ્રાનું કારણ (તને ઊંઘાડી દેતો) (અને) બીજી કોઈએ જેનો આશ્રય કર્યો નથી તેવો આ રામનો હાથ તારું ઓશીકું થાઓ. (૩૭)

સીતા— (નિદ્રાનો અભિનય કરે છે) એમ જ, આર્યપુત્ર, એમ જ.

रामः—कथं प्रियवचना मे वक्षसि प्रसुप्तैव। (निर्वर्ण्य) २

इयं गेहे लक्ष्मीरियममृतवर्तिर्नयनयो-
रसावस्याः स्पर्शो वपुषि बहुलश्चन्दनरसः।
अयं बाहुः कण्ठे शिशिरमसृणो मौक्तिकसरः
किमस्या न प्रेयो यदि परमसह्यस्तु विरहः ॥ ३८ ॥

(प्रविश्य।)

प्रतीहारी—देव उवट्ठिदो। [देव, उपस्थितः।]

रामः—अयि, कः।

प्रतीहारी—आसण्णपरिआरओ देवस्स दुम्मुहो। [आसन्नपरिचारको देवस्य दुर्मुखः।]

रामः—(स्वगतम्) शुद्धान्तचारी दुर्मुखः। स मया पौरजानपदेष्वपसर्पः प्रहितः। (प्रकाशम्।) आगच्छतु।

(प्रतीहारी निष्क्रान्ता)

(प्रविश्य।)

दुर्मुखः—(स्वगतम्।) हा, कहं दाणिं देविं अंतरेण ईरिसं अचिंतणिज्जं जणाववादं देवस्स कहइस्सं। अहवा णिओओ क्खु मह मंदभाअहेअस्स एसो। [हा कथमिदानीं देवीमन्तरेणेदृशमचिन्तनीयं जनापवादं देवस्य कथयिष्यामि। अथवा नियोगः खलु मम मन्दभागधेयस्यैषः।]

सीता—(उत्स्वप्नायते।) हा अज्जउत्त सोम्म, कहिं सि? [हा आर्यपुत्र सौम्य कुत्रासि।]

रामः—अये सैषा रणरणकदायिनी चिरदर्शनाद्विरहभावना देव्याः स्वप्नोद्वेगं करोति। (सस्नेहमङ्गमस्याः परामृशन्।) १७

अद्वैतं सुखदुःखयोरनुगतं सर्वास्ववस्थासु य-
द्विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः।
कालेनावरणात्ययात्परिणते यत्स्नेहसारे स्थितं
भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते ॥३९॥

**રામ**— શું પ્રિયંવદા (મારી) છાતી ઉપર ઊંઘી પણ ગઈ! (નિહાળીને)
આ (મારા) ઘરમાં લક્ષ્મી છે, આ આંખની અમૃત સળી છે, શરીર પર આ એનો સ્પર્શ ચંદનના ઘાટા લેપ સમાન છે. કંઠ ઉપર (રહેલો) આ દઢ કોમળ બાહુ મોતીની સેર જેવો છે. એનું શું પ્રિય નથી જો,-પણ વિરહ અત્યંત અસહ્ય છે (૩૮)

(પ્રવેશ કરીને)

**પ્રતીહારી**—દેવ, આવી પહોંચ્યો છે.

**રામ**—અરે કોણ?

**પ્રતીહારી**—દેવની હંમેશ પાસે રહેનાર પરિચારક દુર્મુખ.

**રામ**— (સ્વગત) અંતઃપુરમાં રહેનારો દુર્મુખ! એને મેં નગરજનો અને ગ્રામવાસીઓમાં ગુપ્તચર તરીકે મોકલ્યો છે. (મોટેથી) આવવા દે.

(પ્રતીહારી જાય છે)

(પ્રવેશીને)

**દુર્મુખ**— (સ્વગત) હાય! હાય! દેવીને વિશે આવો અચિન્ત્ય લોકાપવાદ મહારાજને અત્યારે કેવી રીતે કહી શકીશ? અથવા મારી અભાગિયાની આ ખરેખર ફરજ છે.

**સીતા**—(સ્વપ્નમાં બોલે છે) હા! આર્યપુત્ર, સૌમ્ય! ક્યાં છો?

**રામ**—અરે! ચિત્રદર્શનથી દુઃખ કરનારી એ જ આ વિરહ ભાવના દેવીને સ્વપ્નમાં ઉદ્વેગ કરાવે છે (એના અંગ ઉપર સસ્નેહ હાથ ફેરવતાં)

> સુખ અને દુઃખમાં જે અદ્વૈત છે (જે બંને વચ્ચે અદ્વૈતભાવ રચનારું છે), જે બધી અવસ્થાઓમાં સાથે રહે છે, જ્યાં હૃદયનો વિસામો છે, વૃદ્ધત્વથી જ્યાં રસ હરાતો નથી, સમય જતાં આવરણો સરી પડતાં જે પરિપક્વ થયેલા સ્નેહના સાર રૂપે (સ્થિર) રહે છે, તે આ વિરલ (एकं) કલ્યાણ ખરેખર, કોઈક સુભાગી (જન)ને બહુ મુશ્કેલીથી (कथमपि) પ્રાપ્ત થાય છે. (૩૯)

**दुर्मुखः**—(उपसृत्य।) जेदु देवो। [जयतु देवः।]

**रामः**—ब्रूहि यदुपलब्धम्।

**दुर्मुखः**—उवत्थुवंति देवं पौरजाणपदा जहा—विसुमराविदा अम्हे महाराअं दसरहं रामदेवेणेत्ति। [उपस्तुवन्ति देवं पौरजानपदा यथा—विस्मारिता वयं महाराजं दशरथं रामदेवेनेति।]

**रामः**—अर्थवाद एषः। दोषं तु मे कञ्चित्कथय येन स प्रतिविधीयते।

**दुर्मुखः**—(सास्रम्।) सुणादु देओ। (कर्णे) एव्वं विअ। [शृणोतु देवः। एवमिव।]

**रामः**—अहह, तीव्रसंवेगो वाग्वज्रः। (इति मूर्च्छति।)

**दुर्मुखः**—अस्ससदु देवो। [आश्वसितु देवः।]

**रामः**—(आश्वस्य।) ११

हा हा धिक्परगृहवासदूषणं य-
द्वैदेह्याः प्रशमितमद्भुतैरुपायैः।

एतत्तत्पुनरपि दैवदुर्विपाका-
दालर्कं विषमिव सर्वतः प्रसृतम्॥ ४०॥

तत्किमत्र मन्दभाग्यः करोमि। (विमृश्य, सकरुणम्।) अथवा किमन्यत्। १

सतां केनापि कार्येण लोकस्याराधनं व्रतम्।
यत्पूरितं हि तातेन मां च प्राणांश्च मुञ्चता॥ ४१॥

संप्रत्येव च भगवता वसिष्ठेन संदिष्टम्। अपि च- १

**દુર્મુખ**—(આવીને) મહારાજનો જય હો.

**રામ**—જે (સમાચાર) જાણી લાવ્યો હોય તે કહે.

**દુર્મુખ**—નગરજનો અને ગ્રામવાસીઓ મહારાજનાં એમ વખાણ કરે છે કે રામદેવે અમને મહારાજ દશરથને ભુલાવી દીધા.

**રામ**—એ (તો) ખાલી પ્રશંસા છે. પણ મારો કોઈક દોષ કહે કે જેથી તે દૂર કરી શકાય.

**દુર્મુખ**—(આંસુ સાથે) સાંભળો મહારાજ (કાનમાં) આમ. આમ.

**રામ**—અરર! તીવ્ર વેગવાળું વાગ્વજ્ર છે. (મૂર્ચ્છા પામે છે)

**દુર્મુખ**—ધીરજ ધરો મહારાજ!

**રામ**—(આશ્વાસન પામીને)

> રે! રે! હાય! વૈદેહીનું જે પરગૃહવાસનું કલંક હતું તે અદ્ભુત ઉપાયોથી શમાવ્યું છે છતાં એ ફરીથી પણ દૈવના ખરાબ પરિણામથી હડકાયા કૂતરાના ઝેરની માફક ચારે બાજુ ફેલાઈ ગયું છે. (૪૦)

તો કમનસીબ હું અહીં શું કરું? (વિચારીને-કરુણ રીતે) અથવા બીજું શું?

> કોઈ પણ કાર્યથી લોકનું આરાધન કરવું (પ્રજાને ખુશી રાખવી) એ જ સંતોનું વ્રત છે. પ્રાણને અને મને પણ ત્યજીને જે, પિતાજીએ ખરેખર પાળ્યું હતું. (૪૧)

અને હમણાં જ ભગવાન વસિષ્ઠે સંદેશો કહાવ્યો છે. ઉપરાંત વળી લોકોમાં શ્રેષ્ઠ, રઘુવંશના રાજાઓએ જે સાધુ શુદ્ધ ચરિત્ર દીપાવ્યું તેમાં જો મારે લીધે મલિન કલંક લાગે તો એમા અદ્દ! મને અભાગીને ધિક્કાર છે. (૪૨)

हा देवि देवयजनसंभवे हा स्वजन्मानुग्रहपवित्रितवसुंधरे हा निमिजनकनन्दिनि हा पावकवसिष्ठारुन्धतीप्रशस्तशीलशालिनि हा राममयजीविते हा महारण्यवासप्रियसखि हा तातप्रिये हा स्तोकवादिनि कथमेवंविधायास्तवायमीदृशः परिणामः। २

त्वया जगन्ति पुण्यानि त्वय्यपुण्या जनोक्तयः।
नाथवन्तस्त्वया लोकास्त्वमनाथा विपत्स्यसे ॥ ४३ ॥

(दुर्मुखं प्रति।) दुर्मुख ब्रूहि लक्ष्मणम्-एष ते नूतनो राजा रामः समाज्ञापयति। (कर्णे) एवमेवम्।

दुर्मुखः—हा कहं दाणिं अग्गिपरिसुद्धाए गब्भट्ठिदपवित्तसंताणाए देवीए दुज्जणवअणादो एव्वं अज्झवसिदं देवेण। [हा कथमिदानीमग्निपरिशुद्धाया गर्भस्थितपवित्रसंतानाया देव्या दुर्जनवचनादेवमध्यवसितं देवेन।]

रामः—शान्तम्। कथं दुर्जनाः पौरजानपदाः। ६

इक्ष्वाकुवंशोऽभिमतः प्रजानां
जातं च दैवाद्वचनीयबीजम्।
यच्चाद्भुतं कर्म विशुद्धिकाले
प्रत्येतु कस्तद्यदि दूरवृत्तम् ॥ ४४ ॥

तद्गच्छ।

दुर्मुखः—हा देवि। (इति निष्क्रान्तः।)
रामः—हा कष्टम्। अतिबीभत्सकर्मा नृशंसोऽस्मि संवृत्तः २

शैशवात्प्रभृति पोषितां प्रियां
सौहृदादपृथगाशयामिमाम्।
छद्मना परिददामि मृत्यवे
सौनिको गृहशकुन्तिकामिव ॥ ४५ ॥

હા ! દેવ યજ્ઞમાંથી સંભવેલી ઓ દેવી ! પોતાના જન્મ રૂપી ઉપકારથી પૃથ્વીને પવિત્ર કરનારી ! રે ! રે ! નિમિ અને જનકને આનંદ આપનારી ! હા ! અગ્નિ, વસિષ્ઠ (અને) અરુન્ધતીની પ્રશંસા પામેલા શીલથી શોભતી ! રે ! રે ! રામમય જીવનવાળી ! ઓરે ! મહા અરણ્યવાસની (મારી) પ્રિય સખી ! ઓ પિતાની લાડકી ! ઓ રે ઓછા બોલી ! એવા પ્રકારની તારા જેવીનું આવું પરિણામ કેમ ?

> તારા વડે જગત પવિત્ર છે. લોકોક્તિઓ તારે માટે
> અપવિત્ર છે. તારા વડે લોક નાથવંત છે. (જ્યારે)
> તું અનાથ હણાઈશ. (૪૩)

(દુર્મુખ પ્રતિ) દુર્મુખ ! લક્ષ્મણને કહે કે નવો રાજા રામ તને આમ આજ્ઞા કરે છે (કાનમાં) આમ. આમ.

દુર્મુખ— હાય ! હાય ! અગ્નિમાં શુદ્ધ થયેલાં અને ગર્ભમાં રહેલ પવિત્ર સંતાનવાળાં દેવી માટે મહારાજે દુર્જનના વચનથી આવો વિચાર અત્યારે કેવી રીતે કર્યો ?

રામ— શાંતિ ! નગરજનો અને ગ્રામજનો દુર્જન કેવી રીતે ?

> ઇક્ષ્વાકુ વંશ પ્રજાનો માનીતો છે પણ દૈવને લીધે
> કલંક બીજ ઉદ્ભવ્યું છે. અને વિશુદ્ધિ વખતે જે
> અદ્ભુત કામ થયું તે (કદી) જો દૂર બન્યું તો કોણ
> માને ? (૪૪)

તો જા...

દુર્મુખ— હાય દેવી !

(બહાર જાય છે)

રામ— અરેરે ! હાય ! હું અતિ બિભત્સ કર્મ કરનારો નૃશંસ થયો છું.

> બાળપણથી માડીને પોષેલી પ્રિયાને, (અને) સૌહૃદને
> લીધે જેને બીજો કોઈ આશ્રય નથી. તેવી આને,
> જેમ કસાઈ ઘરની પંખિણીને (આપી દે), તેમ, હું
> જાણી મૃત્યુને સોંપું છું. (૪૫)

तत्किमस्पृश्यः पातकी देवीं दूषयामि। (इति सीतायाः शिरः स्वैरमुन्नमय्य बाहुमाकर्षन्)

अपूर्वकर्मचाण्डालमयि मुग्धे विमुञ्च माम्।
श्रितासि चन्दनभ्रान्त्या दुर्विपाकं विषद्रुमम् ॥ ४६ ॥

(उत्थाय।) हन्त, संप्रति विपर्यस्तो जीवलोकः। अद्यावसितं जीवितप्रयोजनं रामस्य। शून्यमधुना जीर्णारण्यं जगत्। असारः संसारः। कष्टप्रायं शरीरम्। अशरणोऽस्मि। किं करोमि। का गतिः। अथवा—

दुःखसंवेदनायैव रामे चैतन्यमाहितम्।
मर्मोपघातिभिः प्राणैर्वज्रकीलायितं हृदि ॥ ४७ ॥

हा अम्ब अरुन्धति हा भगवन्तौ वसिष्ठविश्वामित्रौ हा भगवन् पावक हा देवि भूतधात्रि हा तात जनक हा तात हा मातः हा प्रियसख सुग्रीव हा सौम्य हनूमन् हा परमोपकारिन् लङ्काधिपते विभीषण हा सखि त्रिजटे परिमुषिताः स्थ परिभूताः स्थ रामहतकेन। अथवा को नाम तेषामहमिदानीमाह्वाने।

ते हि मन्ये महात्मानः कृतघ्नेन दुरात्मना।
मया गृहीतनामानः स्पृश्यन्त इव पाप्मना ॥ ४८ ॥

योऽहम्—

विस्रम्भादुरसि निपत्य लब्धनिद्रा-
मुन्मुच्य प्रियगृहिणीं गृहस्य लक्ष्मीम्।
आतङ्कस्फुरितकठोरगर्भगुर्वीं
क्रव्याद्भ्यो बलिमिव निर्घृणः क्षिपामि ॥ ४९ ॥

(सीतायाः पादौ शिरसि कृत्वा।) अयं पश्चिमस्ते रामशिरसा पादपङ्कजस्पर्शः। (इति रोदिति।)

તો અસ્પૃશ્ય, પાપી (હું) દેવીને શા માટે દૂષિત કરું? (સીતાનું મુખ ધીમે ધીમે ઊંચું કરીને હાથ ખેંચે છે)

> અલી ભોળી! મને અપૂર્વ કર્મ ચાંડાળને છોડી દે.
> ચંદનની ભ્રાન્તિથી તું દૂષિત ફળોવાળા વિષવૃક્ષનો
> આશ્રય કરી રહી છે. (૪૬)

(ઊઠીને) અરેરે! હવે સંસાર પલટાઈ ગયો. આજે રામનું જીવવાનું પ્રયોજન પરવારી ગયું. હવે જગત જૂના અરણ્ય જેવું સૂનું થયું. સંસાર અસાર થયો. શરીર કષ્ટરૂપ બન્યું. હું અશરણ છું. શું કરું? શી ગતિ? અથવા—

> દુઃખ ભોગવવા માટે જ રામમાં ચૈતન્ય મૂકાયું છે. મર્મ
> છેદક પ્રાણોએ હૈયામાં વજ્રના ખીલાની જેમ આચરણ
> કર્યું છે. (૪૭)

ઓ મા અરુન્ધતી! ઓ ભગવાન વસિષ્ઠ, વિશ્વામિત્ર! હે ભગવાન પાવક! ઓ રે મા! ભૂતધાત્રી! હે તાત જનક! હા તાત! ઓ માતાઓ! ઓ પ્રિય મિત્ર સુગ્રીવ! હાય સૌમ્ય હનૂમાન! હા પરોપકારી લંકાધિપતિ બિભીષણ! ઓ સખી ત્રિજટા! (તમે) દુષ્ટ રામ વડે લૂંટાયાં છો. અપમાનિત થયાં છો. અથવા તેમનાં નામ લેનાર હવે હું વળી કોણ?

> મને થાય છે: કૃતઘ્ની અને દુરાત્મા એવા મારા વડે
> નામ લેવાયેલા તે મહાત્માઓ ખરેખર જાણે પાપથી
> સ્પર્શાય છે. (૪૮)

જે હું—

> વિશ્વાસથી જે ઉર ઉપર ઢળીને ઊંઘી ગઈ છે તે
> ઘરની લક્ષ્મી, ભયને લીધે સ્ફુરતા પૂર્ણ ગર્ભને લીધે
> ભારવાળી પ્રિય ગૃહિણીને ક્રૂર એવો હું જાણે માંસ
> ભક્ષકોને બલિની માફક ફેંકું છું. (૪૯)

(સીતાના પગ મસ્તક ઉપર મૂકીને) તારાં ચરણ કમળને રામના મસ્તકનો આ છેલ્લો સ્પર્શ છે. (રડે છે)

(નેપથ્યમાં)

ગજબ થઈ ગયો! મદદ કરો!

રામ— અરે જુઓ તો? આ શું છે?

( पुनर्नेपथ्ये । )

ऋषीणामुग्रतपसां यमुनातीरवासिनाम् ।
लवणत्रासितः स्तोमस्त्रातारं त्वामुपस्थितः ॥ ५० ॥

**रामः**—आः कथमद्यापि राक्षसत्रासः । तद्यावदस्य दुरात्मनो माधुरस्य कुम्भीनसी कुमारस्योन्मूलनाय शत्रुघ्नं प्रेषयामि । (कतिचित्पदानि गत्वा पुनर्निवृत्य ।) हा देवि कथमेवंगता भविष्यसि । भगवति वसुंधरे सुश्लाघ्यां दुहितरमवेक्षस्व जानकीम् । १

जनकानां रघूणां च यत्कृत्स्नं गोत्रमङ्गलम् ।
यां देवयजने पुण्ये पुण्यशीलामजीजनः ॥ ५१ ॥

( इति रुदन्निष्क्रान्तः । )

**सीता**—हा सोम्म अज्जउत्त कहिं सि । ( सहसोत्थाय । ) हद्धी हद्धी, दुस्सिविणरणरणअविप्पलद्धा अज्जउत्तसुण्णं विअ अत्ताणं पेक्खामि । ( विलोक्य । ) हद्धी हद्धी, एआइणिं पसुत्तं मं उज्झिअ कहिं गदो णाहो । होदु, से कुप्पिस्सं जइ तं पेक्खंती अत्तणो पहविस्सं । को एत्थ परिअणो । [ हा सौम्य आर्यपुत्र कुत्रासि । हा धिक् हा धिक्, दुःस्वप्नरणरणकविप्रलब्धा आर्यपुत्रशून्यमिवात्मानं पश्यामि । हा धिक् हा धिक् एकाकिनीं प्रसुप्तां मामुज्झित्वा कुत्र गतो नाथः । भवतु, तस्मै कोपिष्यामि यदि तं प्रेक्षमाणा आत्मनः प्रभविष्यामि । कोऽत्र परिजनः । ]

( प्रविश्य । )

**दुर्मुखः**—देवि कुमारलक्खणो विण्णवेदि—सज्जो रहो । तं आरुहदु देवी त्ति । [ देवि कुमारलक्ष्मणो विज्ञापयति—सज्जो रथः । तदारोहतु देवी इति । ]

**सीता**—इअं आरुहामि । ( उत्थाय परिक्रम्य । ) फुरइ मे गब्भभारो । सणिअं गच्छम्ह । [ इयमारोहामि । स्फुरति मे गर्भभारः । शनैर्गच्छामः । ]

**दुर्मुखः**—इदो इदो देवी । [ इत इतो देवी । ]

**सीता**—णमो रहुउलदेवदाण । [ नमो रघुकुलदेवताभ्यः । ]

( इति निष्क्रान्ताः सर्वे । ) १७

इति महाकविश्रीभवभूतिविरचिते उत्तररामचरिते
चित्रदर्शनो नाम प्रथमोऽङ्कः ।

(ફરીવાર નેપથ્યમાં)

યમુનાતીર ઉપર રહેતા, ઉગ્ર તપવાળા ઋષિઓનું
મંડળ લવણ (રાક્ષસ)થી ત્રાસ પામીને રક્ષણ કરનાર
એવા તારી પાસે આવી ઊભું છે. (૫૦)

— આહા! શું હજી પણ રાક્ષસોનો ત્રાસ! તો હવે 'મથુરા'નો રાજા (અને) કુંળીનસીનો કુમાર (એવા) એ દુષ્ટનો નાશ કરવા હું શત્રુઘ્નને મોકલીશ. (થોડાંક પગલાં જઈને-ફરીથી પાછો આવીને) ઓ રે દેવી! આવી દશામાં તારું શું થશે? ભગવતિ વસુંધરા! અત્યંત શ્લાઘ્ય પુત્રી જાનકીની સંભાળ લેજે—

(કે) જે જનકોના અને રઘુઓના કુળનું સંપૂર્ણ
મંગળ (કલ્યાણ) (છે) (અને) જે પવિત્ર ચારિત્ર્ય-
વાળીને (તેં) પવિત્ર દેવયજ્ઞની ભૂમિમાં ઉત્પન્ન કરી
હતી (૫૧)

(રડતા બહાર જાય છે)

**સીતા**— હા! સૌમ્ય આર્યપુત્ર! ક્યાં છો? અરેરે! અરેરે! મ્હારા સ્વપ્નના શોકને લીધે છેતરાયેલી હું જાણે મારી જાતને આર્યપુત્ર વગરની જોઉં છું. અરેરે! મને એકલીને સૂતેલીને છોડીને (મારા) નાથ ક્યાં ગયા? વારુ તેમના ઉપર કોપીશ-જો તેમને જોઈને (મને) મારી જાત ઉપર કાબૂ રહેશે તો. અહીં કોણ સેવક છે?

(પ્રવેશ કરીને)

**દુર્મુખ**— દેવી! કુમાર લક્ષ્મણ વિનંતી કરે છે કે રથ સજ્જ છે તેથી દેવી ભલે બેસે.

**સીતા**— આ બેસું (ઊઠીને પરિક્રમણ કરીને) મારો ગર્ભ ભાર ફરકે છે. ધીમે ધીમે જઈએ.

**દુર્મુખ**— આ બાજુ, દેવી! આ બાજુ.

**સીતા**— રઘુકુળ દેવતાઓને નમસ્કાર.

(બધાં જાય છે)

**મહાકવિ શ્રી ભવભૂતિ વિરચિત ઉત્તરરામચરિતમાં 'ચિત્રદર્શન' નામનો પ્રથમ અંક સમાપ્ત**

## — द्वितीयोऽङ्कः —

(नेपथ्ये।)

स्वागतं तपोधनायाः।

(ततः प्रविशत्यध्वगवेषा तापसी)

**तापसी**—अये वनदेवतेयं फलकुसुमगर्भेण पल्लवार्घ्येण दूरान्मामुपतिष्ठते।

(प्रविश्य।)

**वनदेवता**—(अर्घ्यं विकीर्य।) ६

यथेच्छं भोग्यं वो वनमिदमयं मे सुदिवसः
सतां सद्भिः सङ्गः कथमपि हि पुण्येन भवति।
तरुच्छाया तोयं यदपि तपसो योग्यमशनं
फलं वा मूलं वा तदपि न पराधीनमिह वः ॥१॥

**तापसी**—किमत्रोच्यते। १

प्रियप्राया वृत्तिर्विनयमधुरो वाचि नियमः
प्रकृत्या कल्याणी मतिरनवगीतः परिचयः।
पुरो वा पश्चाद्वा तदिदमविपर्यासितरसं
रहस्यं साधूनामनुपधि विशुद्धं विजयते ॥२॥

(उपविशतः)

**वनदेवता**—कां पुनरत्रभवतीमवगच्छामि।

**तापसी**—आत्रेय्यस्मि।

**वनदेवता**—आर्ये आत्रेयि कुतः पुनरिहागम्यते। किंप्रयोजनो वा दण्डकारण्यप्रवेशः। ५

**आत्रेयी**—

अस्मिन्नगस्त्यप्रमुखाः प्रदेशे
भूयांस उद्गीथविदो वसन्ति।
तेभ्योऽधिगन्तुं निगमान्तविद्यां
वाल्मीकिपार्श्वादिह पर्यटामि ॥३॥

# અંક ૨

(નેપથ્યમાં)

તપોધનાને સ્વાગત

(વટેમાર્ગુના વેશમાં તાપસી પ્રવેશે છે)

**તાપસી—** અરે! આ વનદેવતા ફળફૂલવાળા પાંદડાના અર્ઘ્યથી દૂરથી મારી સામાં આવે છે.

(પ્રવેશ કરીને)

**વનદેવતા—** (અર્ઘ્ય આપીને)

આ વન તમને યથેષ્ટ રીતે ભોગ્ય છે. મારે આ ધન્ય દિવસ છે. સંતોને સંત જોડે સમાગમ ખરેખર પુણ્યથી અને મુશ્કેલીથી થાય છે. વૃક્ષની છાયા, જળ, અથવા તપને યોગ્ય ભોજન-ફળ કે મૂળ તે મારે પણ અહીં તમે પરાધીન નથી. (૧)

**તાપસી—** એમાં શું કહેવાતું?

પ્રેમથી પૂર્ણ વર્તણૂક, વાણીમાં વિનયથી મધુર (લાગતો) સંયમ, સ્વભાવથી જ કલ્યાણકારી બુદ્ધિ, (અને) અનિન્દ્ય પરિચય, આ તે-ઉપાધિ વિનાનું, વિશુદ્ધ અને આગળ કે પાછળ જેનો રસ વધતો કે ઘટતો નથી તેવું સાધુઓનું રહસ્ય વિજય પામે છે. (૨)

(બેસે છે)

**વનદેવતા—** આપશ્રી કોણ તે હું જાણી શકું?

**તાપસી—** હું આત્રેયી છું.

**વનદેવતા—** આર્યા આત્રેયી! અહીં વળી કયાંથી આવવું થયું? અથવા દંડકારણ્યના પ્રવેશનું શું પ્રયોજન છે?

**આત્રેયી—**

અગસ્ત્ય જેમાં મુખ્ય છે તેવા આ પ્રદેશમાં ઉદ્ગીથને (ૐકારને) જાણનાર ઘણા વસે છે. તેમની પાસેથી વેદાન્ત વિદ્યા જાણવા માટે હું વાલ્મીકિ પાસેથી અહીં આવી છું. (૩)

**वनदेवता**—यदा तावदन्येऽपि मुनयस्तमेव हि पुराणब्रह्मवादिनं प्राचेतसमृषिं ब्रह्मपारायणायोपासते तत्कोऽयमार्याया दीर्घप्रवासप्रयासः

**आत्रेयी**—तत्र महानध्ययनप्रत्यूह इत्येष दीर्घप्रवासोऽङ्गीकृतः ।

**वनदेवता**—कीदृशः ।

**आत्रेयी**—तस्य भगवतः केनापि देवताविशेषेण सर्वप्रकाराद्भुतं स्तन्यत्यागमात्रके वयसि वर्तमानं दारकद्वयमुपनीतम् । तत्खलु न केवलमृषीणामपि तु चराचराणां भूतानामान्तराणि तत्त्वान्युपस्नेहयति ।

**वनदेवता**—अपि तयोर्नामसंविज्ञानमस्ति ।

**आत्रेयी**—तयैव किल देवतया तयोः कुशलवाविति नामनी प्रभावश्चाख्यातः ।

**वनदेवता**—कीदृशः प्रभावः ।

**आत्रेयी**—तयोः किल सरहस्यानि जृम्भकास्त्राण्याजन्मसिद्धानीति ।

**वनदेवता**—अहो नु भोश्चित्रमेतत् ।

**आत्रेयी**—तौ च भगवता वाल्मीकिना धात्रीकर्मतः परिगृह्य पोषितौ रक्षितौ च । निर्वृत्तचौलकर्मणोश्च तयोस्त्रयीवर्जमितरास्तिस्रो विद्याः सावधानेन परिनिष्ठापिताः । समनन्तरं च गर्भैकादशे वर्षे क्षात्रेण कल्पेनोपनीय गुरुणा त्रयीविद्यामध्यापितौ । न ह्येताभ्यामतिप्रदीप्तप्रज्ञामेधाभ्यामस्मदादेः सहाध्ययनयोगोऽस्ति । यतः

वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे
न तु खलु तयोर्ज्ञाने शक्तिं करोत्यपहन्ति वा ।
भवति च पुनर्भूयान्भेदः फलं प्रति तद्यथा
प्रभवति शुचिर्बिम्बग्राहे मणिर्न मृदां चयः ॥४॥

**વનદેવતા**— બ્રહ્મવિદ્યાના સંપૂર્ણ અભ્યાસ માટે જ્યારે બીજા મુનિઓ પણ ખરેખર તે જ પુરાણ બ્રહ્મવાદી પ્રાચેતસ ઋષિની સેવા કરે છે ત્યારે આર્યાનો આ લાંબો પ્રવાસ શા માટે?

**આત્રેયી**— ત્યાં અધ્યયનમાં મોટું વિઘ્ન આવી પડયું છે તેથી આ લાંબો પ્રવાસ અંગીકાર કર્યો છે.

**વનદેવતા**— કેવું!

**આત્રેયી**— કોઈ એક ખાસ દેવતા બધી રીતે અદ્ભુત. હમણાં જ સ્તનપાન છોડયું હોય તેટલી ઉંમરનાં બે જોડિયાં બાળક લાવી છે. ખરેખર, તે કેવળ ઋષિઓને જ નહિ પણ ચરાચર પ્રાણીઓના અંતરમાં સ્નેહ ઉપજાવે છે.

**વનદેવતા**— તેમના નામનો ખ્યાલ છે કે?

**આત્રેયી**— કહે છે કે તે જ દેવતાએ તેમનાં કુશ અને લવ નામ પાડયાં છે અને પ્રભાવ કહ્યો છે.

**વનદેવતા**— કેવો પ્રભાવ?

**આત્રેયી**— કહે છે કે એમને રહસ્ય સહિત જૃમ્ભકાસ્ત્રો જન્મથી જ સિદ્ધ છે.

**વનદેવતા**— અહો! એ ખરેખર આશ્ચર્યકારક છે.

**આત્રેયી**— અને ધાત્રીકર્મથી માંડીને વાલ્મીકિએ તેમને સ્વીકારીને પોષ્યા અને રક્ષ્યા. તેમનો 'ચૂડાકરણ' સંસ્કાર કરાવી લીધા પછી ત્રયી સિવાય બીજી ત્રણ વિદ્યા કાળજીપૂર્વક ભણાવી છે અને પછી તરત ગર્ભથી અગિયારમે વર્ષે ક્ષાત્ર વિધિથી (તેમને) ઉપનયન સંસ્કાર આપીને ગુરુએ ત્રયી (વેદ) વિદ્યા શીખવાડી. ખરેખર અત્યંત તેજસ્વી પ્રજ્ઞા અને મેધાવાળા એ બંને સાથે અમારા જેવાને ભણવાનો મેળ પડતો નથી-કેમકે,

> ગુરુ જેવી રીતે હુશિયારને વિદ્યા આપે છે તેવી રીતે જડને (પણ) આપે છે. વળી તેમની ગ્રહણ શક્તિમાં ખરેખર વધારો કરતા નથી કે ઘટાડો પણ કરતા નથી. છતાં ફળમાં મોટો ફરક પડે છે. તે આમ છે– પ્રતિબિંબ ગ્રહણ કરવામાં સ્વચ્છ મણિ જ શક્તિમાન થાય છે, માટીનો ઢગ નહિ. (૪)

**वनदेवता**—अयमसावध्ययनप्रत्यूहः ।

**आत्रेयी**—अपरश्च ।

**वनदेवता**—अथापरः कः ।

**आत्रेयी**—अथ स ब्रह्मर्षिरेकदा माध्यन्दिनसवनाय नदीं तमसामनुप्रपन्नः । तत्र युग्मचारिणोः क्रौञ्चयोरेकं व्याधेन विध्यमानं ददर्श । आकस्मिकप्रत्यवभासां
च देवीं वाचमव्यतिकीर्णामानुष्टुभेन छन्दसा परिणतामभ्युदैरयत् । ६.

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥ ५ ॥

**वनदेवता**—चित्रमाम्नायादन्यो नूतनश्छन्दसामवतारः ।

**आत्रेयी**—तेन खलु पुनः समयेन तं भगवन्तमाविर्भूतशब्दब्रह्मप्रकाशमृषिमुपसङ्गम्य भगवान् भूतभावनः पद्मयोनिरवोचत्—'ऋषे प्रबुद्धोऽसि वागात्मनि ब्रह्मणि तद्ब्रूहि रामचरितम् । अव्याहतज्योतिरार्षं ते प्रतिभाचक्षुः । आद्यः कविरसि' इत्युक्त्वा तत्रैवान्तर्हितः । अथ स भगवान्प्राचेतसः प्रथमं मनुष्येषु शब्दब्रह्मणस्तादृशं विवर्तमितिहासं रामायणं प्रणिनाय ।

**वनदेवता**—हन्त तर्हि मण्डितः संसारः ।

**आत्रेयी**—तस्मादवोचं तत्र हि महानध्ययनप्रत्यूह इति ।

**वनदेवता**—युज्यते ।

**आत्रेयी**—विश्रान्तास्मि भद्रे । संप्रत्यगस्त्याश्रमस्य पन्थानं ब्रूहि ।

**वनदेवता**—इतः पञ्चवटीमनुप्रविश्य गम्यतामनेन गोदावरीतीरेण ।

**आत्रेयी**—(सास्रम्) अप्येतत्तपोवनम् । अप्येषा पञ्चवटी । अपि सरिदियं गोदावरी । अप्ययं गिरिः प्रस्रवणः । अपि जनस्थानवनदेवता वासन्ती त्वम् ।

**वनदेवता**—तथैव तत्सर्वम् । १०

વનદેવતા— અધ્યયનમાં આ જ વિઘ્ન છે કે?

આત્રેયી— બીજું પણ (વિઘ્ન) છે.

વનદેવતા— બીજું વળી શું (વિઘ્ન) છે?

આત્રેયી— એક વખત તે બ્રહ્મર્ષિ મધ્યાહ્ન સ્નાન માટે તમસા નદી ઉપર ગયા. ત્યાં યુગલમાં ફરતાં ક્રૌંચ (પક્ષિ)માંના એકને શિકારી વડે વીંધાયેલું જોયું. અને એકાએક આવિર્ભાવ પામતી દોષ રહિત (શુદ્ધ) (અને) અનુષ્ટુભ છંદમાં ઉતરેલી દિવ્ય વાણી (એમના મુખમાં) આવિર્ભાવ પામી.

હે નિષાદ! તું અનંત વર્ષો (શાશ્વત કાળ) સુધી
પ્રતિષ્ઠા પામીશ નહિ, કારણ કે (તે) ક્રૌંચના
યુગલમાંથી કામમોહિત એકને માર્યું છે. (૫)

વનદેવતા— આશ્ચર્ય! વેદથી જુદો નવો છંદનો અવતાર!

આત્રેયી— વળી તે જ સમયે આવિર્ભાવ પામેલા શબ્દ બ્રહ્મના પ્રકાશવાળા તે પૂજ્ય ઋષિ પાસે આવીને પ્રાણીઓને જન્મ આપનારા ભગવાન બ્રહ્મા બોલ્યા—હે ઋષિ, વાક્ જેનો આત્મા છે તેવા (શબ્દ) બ્રહ્મમાં તમે પ્રબુદ્ધ થયા છો તેથી રામચરિત કહો. તમારું આર્ષ અને પ્રતિભા ચક્ષુ ન રોકી શકાય તેવા પ્રકાશવાળું છે. તમે આદ્ય કવિ છો એમ કહીને ત્યાં જ અંતર્ધાન થયા. પછી તે ભગવાન પ્રાચેતસે મનુષ્યોમાં તેવા, પહેલા શબ્દ બ્રહ્મના વિવર્ત રૂપ ઇતિહાસ રામાયણની રચના કરી.

વનદેવતા— વાહ! તો પછી સંસાર શોભા પામ્યો.

આત્રેયી— તેથી જ કહ્યું હતું કે ત્યાં અભ્યાસમાં મોટું વિઘ્ન છે.

વનદેવતા— બરાબર છે.

આત્રેયી— બહેન, મેં આરામ કર્યો છે. હવે અગસ્ત્યના આશ્રમનો રસ્તો કહે.

વનદેવતા— અહીંથી પંચવટીમાં પ્રવેશીને આ ગોદાવરીને તીરે જાઓ.

આત્રેયી— (આંસુ સાથે) શું આ તપોવન છે? શું આ પંચવટી છે? શું આ નદી ગોદાવરી છે? શું આ ગિરિ પ્રસ્રવણ છે? શું તમે જનસ્થાનના વનદેવતા વાસન્તી છો?

વનદેવતા— તે બધું તેમ જ છે.

आत्रेयी—हा वत्से जानकि । १५

स एव ते वल्लभबन्धुवर्गः
प्रासङ्गिकीनां विषयः कथानाम् ।
त्वां नामशेषामपि दृश्यमानः
प्रत्यक्षदृष्टामिव नः करोति ॥ ६ ॥

वासन्ती—(सभयम् । स्वगतम्) कथं नामशेषामित्याह । (प्रकाशम् ।) आर्ये किमन्याहितं सीतादेव्याः ।

आत्रेयी—न केवलमत्याहितं सापवादमपि । (कर्णे ।) एवमेवम् ।

वासन्ती—अहह दारुणो दैवनिर्घातः । (इति मूर्च्छति ।)

आत्रेयी—भद्रे समाश्वसिहि समाश्वसिहि ।

वासन्ती—हा प्रियसखि हा महाभागे ईदृशस्ते निर्माणभागः । हा रामभद्र । अथवा अलं त्वया । आर्ये आत्रेयि अथ तस्मादरण्यात्परित्यज्य निवृत्ते लक्ष्मणे सीतादेव्याः किं वृत्तमिति काचिदस्ति प्रवृत्तिः ।

आत्रेयी—नहि नहि ।

वासन्ती—हा कष्टम् । आर्यारुन्धतीवसिष्ठाधिष्ठितेषु रघुकदम्बकेषु जीवन्तीषु च प्रवृद्धासु राज्ञीषु कथमिदं जातम् ।

आत्रेयी—ऋष्यशृङ्गाश्रमे गुरुजनस्तदासीत् । संप्रति तु परिसमाप्तं तद्द्वादशवार्षिकं सत्रम् । ऋष्यशृङ्गेण च संपूज्य विसर्जिता गुरवः । ततो भगवत्यरुन्धती नाहं वधूविरहितामयोध्यां गमिष्यामीत्याह । तदेव राममातृभिरनुमोदितम् । तदनुरोधाद्भगवतो वसिष्ठस्य परिशुद्धा वाचो वाल्मीकितपोवनं गत्वा तत्र वत्स्याम इति ।

वासन्ती—अथ स राजा किमाचारः संप्रति ।

आत्रेयी—तेन राज्ञा क्रतुरश्वमेधः प्रक्रान्तः ।

वासन्ती—हा धिक् परिणीतमपि ।

आत्रेयी—शान्तं पापम् । नहि नहि । १९

આત્રેયી—હાય! બેટા જાનકી!

પ્રાસંગિક કથાઓનો વિષય એવો આ તારો તે પ્રિય બંધુવર્ગ (અમને) દેખાય છે ત્યારે નામશેષ થયેલી હોવા છતાં તને જાણે અમને પ્રત્યક્ષ દેખાતી હોય તેવી કરે છે. (૬)

વાસન્તી—(ભય સહિત-સ્વગત) શું નામશેષ એમ કહે છે? (મોટેથી). આર્યા, સીતાદેવી ઉપર શું મોટી આફત છે?

આત્રેયી—એકલી આફત નહિ, અપવાદ પણ છે. (કાનમાં) આમ આમ.

વાસન્તી—અરર! દૈવનો કેવો દારુણ પ્રહાર! (મૂર્છા પામે છે)

આત્રેયી—બહેન! શાન્ત થા. શાન્ત થા.

વાસન્તી—અરેરે! પ્રિય સખી! હે મહાભાગ્યવાળી! તારે માટે આવું નિર્માણ કે? અરર! રામભદ્ર! અથવા રહો તમે. આર્યા આત્રેયી! પછી તે અરણ્યમાં છોડીને લક્ષ્મણ પાછો ગયો ત્યારે સીતાદેવીનું શું થયું એના કંઈ સમાચાર છે કે?

આત્રેયી—ના. રે, ના. નથી.

વાસન્તી—હાય! હાય! રઘુકુળ આર્યા અરુન્ધતી અને વસિષ્ઠના છત્ર નીચે છે છતાં અને વૃદ્ધ રાણીઓ જીવે છે છતાં આ શું થયું!

આત્રેયી—ત્યારે વડીલો ઋષ્યશૃંગને આશ્રમે હતા. પણ હવે પેલું બાર વર્ષનું સત્ર પૂરું થયું છે. ઋષ્યશૃંગે પણ પૂજા કરીને વડીલોને વિદાય કર્યા છે. પછી હું વધૂ વગરની અયોધ્યામાં નહિ જાઉં એમ ભગવતી અરુંધતીએ કહ્યું. રામની માતાઓએ પણ તેને જ અનુમોદન આપ્યું. તેના સમર્થનમાં ભગવાન વસિષ્ઠના (મુખમાંથી) પવિત્ર શબ્દો (નીકળ્યા) છે કે વાલ્મીકિના તપોવનમાં જઈને ત્યાં નિવાસ કરીએ.

વાસન્તી—અને હવે તે રાજા શું કરે છે?

આત્રેયી—તે રાજાએ અશ્વમેધ યજ્ઞ આરંભ્યો છે.

વાસન્તી—અરેરે! પરણ્યા પણ!

આત્રેયી—શાન્તિ! શાન્તિ! ના રે ના.

**वासन्ती**—का तर्हि यज्ञे सहधर्मचारिणी।

**आत्रेयी**—हिरण्मयी सीताप्रतिकृतिः।

**वासन्ती**—हन्त भोः। २२

> वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि।
> लोकोत्तराणां चेतांसि को नु विज्ञातुमर्हति ॥७॥

**आत्रेयी**—विसृष्टश्च वामदेवाभिमन्त्रितो मेध्योऽश्वः। उपकल्पिताश्च तस्य यथाशास्त्रं रक्षितारः। तेषामधिष्ठाता च लक्ष्मणात्मजश्चन्द्रकेतुरवाप्तदिव्यास्त्रसंप्रदायश्चतुरङ्गसाधनान्वितोऽनुप्रहितः।

**वासन्ती**—( सस्नेहकौतुकास्रम्। ) कुमारलक्ष्मणस्यापि पुत्रः। हन्त मातर्जीवामि।

**आत्रेयी**—अत्रान्तरे ब्राह्मणेन मृतं पुत्रमुत्क्षिप्य राजद्वारे सोरस्ताडमब्रह्मण्यमुद्घोषितम्। ततो न राजापचारमन्तरेण प्रजास्वकालमृत्युः संचरतीत्यात्मदोषं निरूपयति करुणामये रामभद्रे सहसैवाशरीरिणी वागुदचरत्— ७

> शम्बूको नाम वृषलः पृथिव्यां तप्यते तपः।
> शीर्षच्छेद्यः स ते राम तं हत्वा जीवय द्विजम् ॥ ८ ॥

इत्युपश्रुत्यैवाकृष्टकृपाणपाणिः पुष्पकं विमानमारुह्य सर्वा दिशो विदिशश्च शूद्रतापसान्वेषणाय जगत्पतिः संचरितुमारब्धवान्।

**वासन्ती**—शम्बूको नाम धूमपः शूद्रोऽस्मिन्नेव जनस्थाने तपश्चरति। तदपि नाम रामभद्रः पुनरपीदं वनमलंकुर्यात्।

**आत्रेयी**— भद्रे गम्यतेऽधुना।

**वासन्ती**—आर्ये आत्रेयि एवमस्तु। कठोरीभूतस्तु दिवसः। ६:

વાસન્તી—ત્યારે મનમાં સહધર્મચારિણી કોણ છે?

આત્રેયી—સીતાની સુવર્ણ પ્રતિમા.

વાસન્તી—અરેરે!

લોકોત્તર (મનુષ્યો) નાં વજ્રથી પણ કઠોર અને
ફૂલથી પણ કોમળ ચિત્તને જાણવા ખરેખર
કોણ સમર્થ છે? (૭)

આત્રેયી—'વામદેવ'થી સંસ્કાર કરાયેલો અશ્વમેધનો અશ્વ છૂટો મૂકવામાં આવ્યો છે. શાસ્ત્ર પ્રમાણે તેના રક્ષકો પણ નીમવામાં આવ્યા છે. દિવ્ય અસ્ત્રનું પરંપરાગત જ્ઞાન પામેલા (અને) ચતુરંગ સેનાથી યુક્ત (એવા) લક્ષ્મણપુત્ર ચંદ્રકેતુને તેઓના સેનાપતિ તરીકે મોકલવામાં આવ્યો છે.

વાસન્તી—(સ્નેહ અને કૌતુકથી અશ્રુ સહિત) કુમાર લક્ષ્મણને પણ પુત્ર છે? હાશ! માડી! હું જીવું છું. (હવે મારા જીવમાં જીવ આવ્યો)

આત્રેયી—આ પછી (કોઈ) બ્રાહ્મણે મરેલા પુત્રને રાજ્યદ્વાર ઉપર નાખીને છાતી કૂટતાં 'ગજબ થયો' 'બ્રાહ્મણ ઉપર ગજબ થયો' એમ આરડવા માંડયું. પછી રાજાના (પોતાના) દુષ્કર્મ વગર પ્રજામાં અકાળ મૃત્યુ થતું નથી એમ કરી કરુણામય રામભદ્ર પોતાનો વાંક વિચારતા હતા ત્યારે એકદમ જ અશરીરિણી વાણી સંભળાઈ.

શંબૂક નામનો શૂદ્ર પૃથ્વી ઉપર તપ કરે છે.
હે રામ! તારે તેનો શિરચ્છેદ કરવો જોઈએ. તેને
મારીને બ્રાહ્મણને જિવાડ. (૮)

એમ સાંભળતાં જ હાથમાં તરવાર ખેંચીને પુષ્પક વિમાનમાં ચડીને બધી દિશાઓ અને ખૂણાઓમાં શૂદ્ર તાપસની શોધ માટે જગત્પતિએ ફરવાનું શરૂ કર્યું.

વાસન્તી—ધૂમાડો પીનારો શંબૂક નામનો શૂદ્ર આ જ જનસ્થાનમાં તપ કરે છે. તો શું રામભદ્ર ફરીથી પણ આ વનને શોભાવશે કે?

આત્રેયી—બહેન હું હવે જાઉં છું.

વાસન્તી—આર્યા આત્રેયી! ભલે એમ હો. દિવસ પણ ચડ્યો છે.

कण्डूलद्विपगण्डपिण्डकषणाकम्पेन संपातिभि-
र्घर्मस्रंसितबन्धनैः स्वकुसुमैरर्चन्ति गोदावरीम्।
छायापस्किरमाणविष्किरमुखव्याकृष्टकीटत्वचः
कूजत्क्लान्तकपोतकुक्कुटकुलाः कूले कुलायद्रुमाः ॥ ९॥

(इति परिक्रम्य निष्क्रान्ते ।)

इति शुद्धविष्कम्भकः ।

(ततः प्रविशति पुष्पकस्थः सदयोत्खातखड्गो रामः ।) ३

रामः—

रे हस्त दक्षिण मृतस्य शिशोर्द्विजस्य
जीवातवे विसृज शूद्रमुनौ कृपाणम् ।
रामस्य गात्रमसि निर्भरगर्भखिन्न-
सीताविवासनपटोः करुणा कुतस्ते ॥ १० ॥

(कथंचित्प्रहृत्य ।) कृतं रामसदृशं कर्म । अपि जीवेत्स ब्राह्मणपुत्रः ।

(प्रविश्य)

दिव्यपुरुषः—जयतु जयतु देवः । ३

दत्ताभये त्वयि यमादपि दण्डधारे
सञ्जीवितः शिशुरसौ मम चेयमृद्धिः ।
शम्बूक एष शिरसा चरणौ नतस्ते
सत्सङ्गजानि निधनान्यपि तारयन्ति ॥ ११ ॥

रामः—द्वयमपि प्रियं नः । तदनुभूयतामुग्रस्य तपसः परिपाकः । १

यत्रानन्दाश्च मोदाश्च यत्र पुण्याश्च संपदः ।
वैराजा नाम ते लोकास्तैजसाः सन्तु ते शिवाः ॥ १२ ॥

છાયામાં (જમીન) ખોદતાં - પંખીઓએ (તેમની) ચાંચવડે જેમાંથી કીડા બહાર ખેંચી કાઢ્યા છે તેવી છાલવાળા અને જેમાં થાકેલાં કબૂતર અને કૂકડાઓનાં ટોળાં કૂજ્યા કરે છે તેવાં કીડા ઉપરનાં માળાવાળાં વૃક્ષો-ખંજવાળતા હાથીઓનાં ભારે ગંડસ્થળો ઘસાવાથી (થતા) કંપને લીધે ખરી પડેલાં (તથા) તાપને લીધે મૂળમાંથી છૂટાં પડેલાં પોતાનાં પુષ્પોથી—ગોદાવરીની અર્ચના કરે છે. (૯)

(ફરીને જાય છે).

શુદ્ધ વિષ્કમ્ભક.

[પછી પુષ્પકમાં બેઠેલા, ઉગામેલા ખડ્ગવાળા સદય રામ પ્રવેશ કરે છે.]

રામ—

રે જમણા હસ્ત! બ્રાહ્મણના મૃત પુત્રના જીવનના ઔષધ માટે તું શૂદ્ર મુનિ ઉપર તલવાર ચલાવ. પૂર્ણ ગર્ભથી થાકેલી સીતાને ત્યજવામાં પટુ એવા રામનું તું ગાત્ર છે. તને દયા કેવી? (૧૦)

(મહામહેનતે પ્રહાર કરીને) રામને યોગ્ય કામ કર્યું. પેલો, બ્રાહ્મણનો પુત્ર શું જીવતો થયો હશે?

(પ્રવેશ કરીને)

દિવ્યપુરુષ—જય હો. મહારાજનો જય હો.

યમ પાસેથી પણ અભય આપનાર તમે દંડ ધારણ કર્યો ત્યારે આ બાળક જીવતો થયો. અને મને પણ આ સિદ્ધિ મળી. આ શંબૂક તમને મસ્તકથી પ્રણામ કરે છે. સત્સંગથી ઉદ્ભવેલું મૃત્યુ પણ તારે છે. (૧૧)

રામ—બંને ય અમને ગમે છે. તેથી ઉગ્ર તપનું ફળ ભોગવો. જ્યાં આનંદ છે, પ્રમોદ છે અને જ્યાં પવિત્ર સંપત્તિ છે તે 'વૈરાજ' નામના તેજસ્વી અને કલ્યાણકારક લોક તારે માટે હો. (૧૨)

शम्बूकः—युष्मत्प्रसादोपादान एवैष महिमा। किमत्र तपसा। अथवा महदुपकृतं तपसा। २

अन्वेष्टव्यो यदसि भुवने भूतनाथः शरण्यो
मामन्विष्यन्निह वृषलकं योजनानां शतानि।
क्रान्त्वा प्राप्तः स इह तपसां संप्रसादोऽन्यथा चेत्
क्वायोध्यायाः पुनरुपगमो दण्डकायां वने वः ॥ १३॥

रामः—किंनाम दण्डकेयम्। ( सर्वतोऽवलोक्य। ) हा कथम्। १

स्निग्धश्यामाः क्वचिदपरतो भीषणाभोगरूक्षाः
स्थाने स्थाने मुखरककुभो झाङ्कृतैर्निर्झराणाम्।
एते तीर्थाश्रमगिरिसरिद्गर्तकान्तारमिश्राः
सन्दृश्यन्ते परिचितभुवो दण्डकारण्यभागाः ॥ १४॥

शम्बूकः—दण्डकैवैषा। अत्र किल पूर्वं निवसता देवेन १

चतुर्दश सहस्राणि चतुर्दश च राक्षसाः।
त्रयश्च दूषणखरत्रिमूर्धानो रणे हताः ॥ १५॥

येन सिद्धक्षेत्रेऽस्मिञ्जनस्थाने मादृशामपि जानपदानामकुतोभयः सञ्चारो जातः।

रामः—न केवलं दण्डका जनस्थानमपि।

शम्बूकः—बाढम्। एतानि खलु सर्वभूतलोमहर्षणान्युन्मत्तचण्डश्वापदकुलसंकुलगिरिगह्वराणि जनस्थानपर्यन्तदीर्घारण्यानि दक्षिणां दिशमभिवर्तन्ते। तथाहि। ५

શંબૂક—આ મહિમા આપની કૃપાનું જ ફળ છે. અહીં તપથી શું ! અથવા તપનો મોટો ઉપકાર થયો.

> જે (યત્) (ત્રણે) ભુવનમાં શોધવાને લાયક ભૂતનાથ અને શરણે જવાને લાયક (તમે) મને શૂદ્રને શોધતા સો યોજન ચાલીને અહીં આવ્યા, આમાં (આ બાબતમાં), એ તપની પ્રસાદી છે, નહિ તો તમારું અયોધ્યામાંથી દંડકારણ્યમાં પુનરાગમન ક્યાંથી ? (૧૩)

રામ—શું આ દંડકા છે કે ? (ચારે તરફ જોઈને) હા ! કેમ વળી ?

> ક્યાંક સ્નિગ્ધ અને શ્યામ, બીજે વિશાળ પટને લીધે બિહામણા લાગતા, ઠેકાણે ઠેકાણે ઝરણાંઓના કલકલથી મુખરિત દિશાઓવાળા, તીર્થ, આશ્રમ, પર્વત, નદી, ખાડા અને દુર્ગમ રસ્તાઓવાળા દંડકારણ્યના પરિચિત ભૂમિવાળા આ ભાગ દેખાય છે. (૧૪)

શંબૂક—આ દંડકા જ છે. અહીં ખરેખર પહેલાં નિવાસ કરતા મહારાજે—

> ચૌદ હજાર ને ચૌદ રાક્ષસો અને દૂષણ, ખર અને ત્રિશીર્ષ એ ત્રણને સંગ્રામમાં હણ્યા હતા. (૧૫)

જેથી આ સિદ્ધક્ષેત્ર જનસ્થાનમાં મારા જેવા જનપદવાસીઓને પણ ક્યાંયથી (પણ) ભય વગરનું ફરવાનું થયું.

રામ—(આ) કેવળ દંડકા જ નહિ જનસ્થાન પણ છે !

શંબૂક—હા. આ ખરેખર, બધાં પ્રાણીઓને રોમાંચ ઊભા કરાવે એવાં અને ઉન્મત્ત અને ભયંકર પશુઓનાં ટોળાંથી વ્યાપ્ત થયેલી ગિરિગુહાઓવાળાં, જનસ્થાનના સીમાડા ઉપરનાં મોટાં અરણ્યો દક્ષિણ દિશામાં આવ્યાં છે. જેમકે—

निष्कूजस्तिमिताः क्वचित्क्वचिदपि प्रोच्चण्डसत्त्वस्वनाः
स्वेच्छासुप्तगभीरभोगभुजगश्वासप्रदीप्ताग्नय ।
सीमानः प्रदरोदरेषु विरलस्वच्छाम्भसो यास्वयं
तृष्यद्भिः प्रतिसूर्यकैरजगरस्वेदद्रव पीयते ॥१६॥

राम —

पश्यामि च जनस्थानं भूतपूर्वखरालयम् ।
प्रत्यक्षानिव वृत्तान्तान्पूर्वाननुभवामि च ॥ १७ ॥

(सर्वतोऽवलोक्य) प्रियारामा हि सर्वथा वैदेह्यासीत् । एतानि तानि नाम
कान्ताराणि । किमतः परं भयानकं स्यात् । (सास्रम्) २

त्वया सह निवत्स्यामि वनेषु मधुगन्धिषु ।
इति हारमतैवासौ स्नेहस्तस्याः स तादृशः ॥ १८ ॥
न किंचिदपि कुर्वाणः सौख्यैर्दुःखान्यपोहति ।
तत्तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जनः ॥ १९ ॥

शम्बूक —तदलम् भर्तुः सहे । अथैतानि मदकलमयूरकण्ठकोमलच्छविभिरवकीर्णानि
पर्वतैरविरलनिविष्टनीलबहलच्छायतरुगणतरुषण्डमण्डितान्यसंभ्रान्तविविधमृगयूथानि
पश्यतु महाभाग प्रशान्तगम्भीराणि मध्यमारण्यकानि । ३

इह समदशकुन्ताक्रान्तवानीरवीरुत्-
प्रसवसुरभिशीतस्वच्छतोया वहन्ति ।
फलभरपरिणामश्यामजम्बूनिकुञ्ज-
स्खलनमुखरभूरिस्रोतसो निर्झरिण्य ॥ २० ॥

કેટલીક જગ્યાએ કૂજન વગરના અને શાંત, તો કોઈ કોઈ ઠેકાણે પશુઓની ભયંકર ગર્જનાવાળા તથા સ્વેચ્છાથી સૂતેલા મોટી ફેણોવાળા નાગના શ્વાસથી જેમાં અગ્નિ પ્રદીપ્ત થયો છે તેવા (અને) બખોલોની અંદર સાવ થોડા સ્વચ્છ પાણીવાળા (આ) સીમાડાના પ્રદેશ છે કે જેમાં તરસ્યા કાચંડાઓ અજગરનો ઝરેલો આ પરસેવો પીએ છે. (૧૬)

રામ—

વળી પરતું, જે પહેલાં ઘર હતું તે જનસ્થાન

હું જોઉં છું. તથા પહેલાંના પ્રસંગો જાણે પ્રત્યક્ષ અનુભવું છું. (૧૭)

(ચારે બાજુ જોઈને) ખરેખર, વૈદેહીને વન દરેક રીતે પ્રિય હતાં. તે જ આ અરણ્યો. આથી વળી બીજું શું ભયાનક હોય? (આંસુ સાથે)

'તમારી સાથે મીઠી સુગંધવાળા વનમાં રહીશ એમ કરી તે આનંદ જ પામતી હતી. તેનો તે સ્નેહ એવો હતો. (૧૮)

(પ્રિય જન) કાંઈ પણ કર્યા વગર (પોતાની હાજરીના) સૌખ્ય વડે દુઃખને દૂર કરે છે. કારણ જેનું જે પ્રિયજન છે તેનું તે અમૂલ્ય ધન છે. (૧૯)

શંબૂક—તો આ દુઃસહ (વનોની વાત)ને જવા દો. હવે આ–મદથી (ધીમું મીઠું) ગાતા મયૂરના કંઠ જેવી સુંદર શોભા ધારણ કરતાં, પર્વતોથી છવાયેલાં, ગાઢાં, જામેલાં, શ્યામ અને વિશાળ છાયાવાળાં, બાલતરુઓના સમૂહથી અલંકૃત (અને) નિર્ભય વિવિધ પશુઓનાં ટોળાંવાળાં, પ્રશાંત અને ગંભીર (એવાં) મધ્યમારણ્યોને મહાનુભાવ નિહાળો.

અહીં મદમત્ત પક્ષીઓથી આક્રમણ પામેલાં નેતરોની લતાઓનાં પુષ્પોથી સુવાસિત ઠંડાં સ્વચ્છ પાણીવાળાં અને ફળભાર પાકવાથી શ્યામ (લાગતી) જાંબૂ (વૃક્ષો) ની કુંજમાં અફળાતાં હોવાથી અવાજ કરતાં મોટા પ્રવાહવાળાં ઝરણાં વહે છે. (૨૦)

अपि च।

दधति कुहरभाजामत्र भल्लूकयूना-
मनुरसितगुरूणि स्त्यानमम्बूकृतानि।
शिशिरकटुकषायः स्त्यायते सल्लकीना
मिभदलितविकीर्णग्रन्थिनिष्यन्दगन्धः॥ २१॥

राम —(सबाष्पस्तम्भम।) भद्र शिवास्ते पन्थानो। देवयानं प्रतिपद्यस्व पुण्येभ्यो लोकेभ्यः।

शम्बूक —यावत्पुराणब्रह्मवादिनमगस्त्यमृषिमभिवाद्य शाश्वतं पदमनुप्रविशामि।
(इति निष्क्रान्तः।)

राम.—

एतत्पुनर्वनमहो कथमद्य दृष्टं
यस्मिन्नभूम चिरमेव पुरा वसन्तः।
आरण्यकाश्च गृहिणश्च रता स्वधर्मे
सांसारिकेषु च सुखेषु वयं रसज्ञाः॥ २२॥

एते त एव गिरयो विरुवन्मयूरा-
स्तान्येव मत्तहरिणानि वनस्थलानि।
आमञ्जुवञ्जुललतानि च तान्यमूनि
नीरन्ध्रनीरनिचुलानि सरित्तटानि॥ २३॥

मेघमालेव यश्चायमारादपि विभाव्यते।
गिरिः प्रस्रवणः सोऽयं यत्र गोदावरी नदी॥ २४॥

अस्यैवासीन्महति शिखरे गृध्रराजस्य वास-
स्तस्याधस्ताद्वयमपि रतास्तेषु पर्णोटजेषु।
गोदावर्याः पयसि विततश्यामलानोकहश्री-
रन्तः कूजन्मुखरशकुनो यत्र रम्यो वनान्तः॥ २५॥

અને વળી,

> અહીં ગુફાઓમાં રહેનારા યુવાન રીંછોની રાડો-પડઘાથી વધીને વિસ્તાર પામે છે. સલ્લકીની-હાર્યોથી પીસાયેલી અને વેરવિખેર કરાયેલી ગંઠિના (ગંઠિમાંથી ઝરતા) રસની ઠંડી તીખી અને કસાણી સુવાસ ફેલાય છે. (૨૧)

રામ—(આંસુ રોકીને) ભાઈ! તારા માર્ગ કલ્યાણમય હજો. પુણ્ય લોક માટે (પુણ્ય લોકમાં પહોંચવા માટે) તું 'દેવયાન' (માર્ગ)ને પામ.

શંબૂક—તો પુરાણ બ્રહ્મવાદી અગસ્ત્ય ઋષિને પ્રણામ કરી હું શાશ્વત પદને પામું છું.

(બહાર જાય છે)

રામ—

> અહો! જ્યાં પૂર્વે સ્વધર્મરત ગૃહસ્થો અને આરણ્યકો બનીને, (તથા) સંસાર સુખમાં પણ રસજ્ઞ થઈને ખૂબ લાંબા વખત સુધી અમે રહ્યા હતા તે આ વન આજે ફરીથી ક્યાંથી દેખાયું? (૨૨)

> આ તે જ ટહુકા કરતા મયૂરોવાળા પર્વતો! આ તે જ મત્તહરણવાળાં વનસ્થળો અને પાણીમાં ઊગતા ગાઢ નિચુલવાળા અને અધિક મનોહર વંજુલ લતાવાળા આ તે નદીતટો! (૨૩)

> અને મેઘમાળા જેવો આ કે જે દૂર હોવા છતાં ઓળખાય છે તે આ પ્રસ્રવણગિરિ છે કે જ્યાં ગોદાવરી નદી છે. (૨૪)

> આના જ મોટા શિખર ઉપર ગૃધ્રરાજનો (જટાયુનો) વાસ હતો. તેની નીચે અમે પણ પેલી પર્ણકુટીઓમાં આનંદ કરતા હતા, જ્યાં, ગોદાવરીના પાણીમાં પ્રતિબિંબિત થતી શ્યામ વૃક્ષોની શોભાવાળો અને અંદર કૂજતાં (અને તેથી) અવાજ કરતાં પંખીઓ-વાળો વનનો છેડાનો ભાગ રમ્ય છે. (૨૫)

तदत्रैव सा पञ्चवटी यत्र चिरनिवासेन विविधविस्रम्भातिप्रसङ्गसाक्षिणः प्रदेशाः प्रियायाः प्रियसखी च वासन्ती नाम वनदेवता। किमिदमापतितमद्य रामस्य संप्रति हि। ३

चिराद्वेगारम्भी प्रसृत इव तीव्रो विषरसः
कुतश्चित्संवेगात्प्रचल इव शल्यस्य शकलः।
व्रणो रूढग्रन्थिः स्फुटित इव हृन्मर्मणि पुन-
र्घनीभूतः शोको विकलयति मां नूतन इव ॥ २६ ॥

तथापि तान्पूर्वसुहृदो भूमिभागान्पश्यामि। (निरूप्य।) अहो अनवस्थितो भूतसंनिवेशः। तथाहि। २

पुरा यत्र स्रोतः पुलिनमधुना तत्र सरितां
विपर्यासं यातो घनविरलभावः क्षितिरुहाम्।
बहोर्दृष्टं कालादपरमिव मन्ये वनमिदं
निवेशः शैलानां तदिदमिति बुद्धिं द्रढयति ॥ २७ ॥

हन्त परिहरन्तमपि मामितः पञ्चवटीस्नेहो बलादाकर्षतीव। (सकरुणम्) १

यस्यां ते दिवसास्तया सह मया नीता यथा स्वे गृहे
यत्सम्बन्धिकथाभिरेव सततं दीर्घाभिरास्थीयत।
एकः सम्प्रति नाशितप्रियतमस्तामद्य रामः कथं
पापः पञ्चवटीं विलोकयतु वा गच्छत्वसम्भाव्य वा ॥२८॥

તો અહીં જ તે પંચવટી છે કે જ્યાં લાંબા વખતના નિવાસથી વિવિધ પ્રકારના સ્વૈર વિહારની અતિશયતાના સાક્ષી એવા પ્રદેશો છે—અને જ્યાં પ્રિયાની પ્રિયસખી વાસન્તી નામની વનદેવતા છે. આજે રામ ઉપર આ શું આવી પડ્યું ? હમણાં તો--

લાંબે ગાળે વેગથી શરૂ થતા, બધે ફેલાયેલા તીવ્ર
વિષરસ સમો, ક્યાંકથી ભારે આઘાતથી હાલી
ઊઠેલા શલ્યના ટુકડા સમો, હૃદયના મર્મભાગમાં
ફરી ફૂટી નીકળેલા ગંઠાયેલા વ્રણ સમો ઘનીભૂત
શોક જાણે નવો હોય તેમ મને વિચેતન કરે છે. (૨૬)

છતાં પણ પહેલાંના મિત્ર (સમાન) ભૂમિભાગોને હું જોઉં. (જોઈને) અહો ! પદાર્થોની રચના કેવી બદલાઈ ગઈ છે ! જેમ કે--

પહેલાં જ્યાં પ્રવાહ હતા ત્યાં હવે નદીના રેતાળ
પટ છે. વૃક્ષોનો ગાઢપણાનો અને આછાપણાનો
ભાવ પરસ્પર વિરોધી ફેરફારો પામ્યો છે. ઘણે
વખતે જોયેલું આ વન જાણે બીજું (વન) હોય
તેવું મને લાગે છે. પર્વતોની સ્થિતિ 'આ તે જ છે'
એમ મતિને સ્થિર કરે છે. (૨૭)

અરેરે ! (એને) ટાળતો હોઉં.. છતાં મને જાણે પંચવટીનો સ્નેહ અહીં બળપૂર્વક આકર્ષે છે. (કરુણ રીતે)

પોતાના ઘરની માફક મેં જેમાં તેની સાથે તે દિવસો
ગાળ્યા છે, જેના સંબંધી લાંબી વાતો જ (અમે)
સતત કરતાં રહેતાં તે પંચવટીને જેણે પ્રિયાનો
નાશ કર્યો છે તેવો એકલો પાપી રામ આજે કેવી
રીતે જોઈ શકે કે સન્માન્યા સિવાય જઈ શકે ? (૨૮)

शम्बूकः—(प्रविश्य) जयतु जयतु देवः। देव भगवानगस्त्यो मत्तः श्रुतभवत्संनिधानस्त्वामाह—'परिकल्पितविमानावतरणमङ्गला प्रतीक्षते वत्सला लोपामुद्रा सर्वे च महर्षयः। तदेहि सम्भावयास्मान्। अथ प्रजविना पुष्पकेण स्वदेशमुपगम्याश्वमेधाय सज्जो भविष्यसि' इति।

रामः—यथाज्ञापयति भगवान्।

शम्बूकः—इतस्तर्हि देवः प्रवर्तयतु पुष्पकम्।

रामः—(पुष्पकं प्रवर्तयन्) भगवति पञ्चवटि गुरुजनोपरोधात्क्षणं क्षम्यतामयमतिक्रमो रामस्य।

शम्बूकः—देव पश्य पश्य— १

गुञ्जत्कुञ्जकुटीरकौशिकघटाघूत्कारवत्कीचक-
स्तम्बाडम्बरमूकमौकुलिकुलः क्रौञ्चावतोऽयं गिरिः।
एतस्मिन्प्रचलाकिनां प्रचलतामुद्वेजिताः कूजितै-
रुद्वेल्लन्ति पुराणरोहिणतरुस्कन्धेषु कुम्भीनसाः ॥ २९ ॥

अपि च। १

एते ते कुहरेषु गद्गदनदद्गोदावरीवारयो
मेघालम्बितमौलिनीलशिखराः क्षोणीभृतो दक्षिणाः।
अन्योन्यप्रतिघातसङ्कुलचलत्कल्लोलकोलाहलै-
रुत्तालास्त इमे गभीरपयसः पुण्याः सरित्सङ्गमाः ॥ ३० ॥
(निष्क्रान्तौ।) १

इति महाकविश्रीभवभूतिविरचिते उत्तररामचरिते
पञ्चवटीप्रवेशो नाम द्वितीयोऽङ्कः।

શંબૂક--(પ્રવેશ કરીને) જય હો. મહારાજનો જય હો. દેવ ભગવાન અગસ્ત્ય, આપનું 'પાસે હોવાનું' (સંનિધાન) મારી પાસેથી સાંભળીને તમને કહાવે છે કે (આપ) વિમાનમાંથી ઊતરો ત્યારના (આવકાર) મંગળની જેણે તૈયારી કરી છે તેવી વત્સલા લોપામુદ્રા અને બધા મહર્ષિઓ આપની રાહ જોઈ રહ્યા છે. તેથી પધારો. અમને રાજી કરો. પછી વેગવાન પુષ્પક (વિમાન) દ્વારા પોતાને દેશ જઈને અશ્વમેધ માટે સજ્જ થશો.

રામ— જેવી પૂજ્યની આજ્ઞા.

શંબૂક—ત્યારે મહારાજ, આ બાજુ પુષ્પકને ફેરવો.

રામ— (પુષ્પક ફેરવીને)-ભગવતી પંચવટી, ગુરુજનોના આદેશને લીધે, થયેલો રામનો આ અતિક્રમ એક ક્ષણ માફ કરશો.

શંબૂક--દેવ, જુઓ. જુઓ.

> આ ક્રૌંચાવત પર્વત છે કે જ્યાં કુંજ રૂપી કુટીરમાં
> (વસતાં) ગુંજતાં ઘુવડના સમૂહના ઘૂ ઘૂ અવાજવાળા
> વાંસના ઝૂંડોના ભયંકર અવાજથી કાગડાનાં ટોળાં
> ચૂપ થઈ ગયાં છે. અહીં (એમાં) ઘૂમતા મયૂરોની
> કેકાથી ભય પામીને સર્પો જૂના ચંદન વૃક્ષોના થડ
> ઉપર વીંટાઈ રહ્યા છે. (૨૯)

અને વળી,

> ગુફાઓમાં ગદ્‌ગદ્‌ અવાજ કરતાં ગોદાવરીનાં
> પાણીવાળા, તથા વાદળ ટોચ ઉપર શોભતાં હોવાથી
> નીલ શિખરોવાળા આ પેલા દક્ષિણ પર્વતો છે.
> પરસ્પર અથડાવાથી ભેગાં ઊછળતાં (દોડતાં)
> મોજાંના (કલકલ) અવાજથી ગાજી રહેલાં પવિત્ર
> અને ઊંડા પાણીવાળા આ પેલા (પૂર્વપરિચિત)
> નદી સંગમો. (૩૦)

(બહાર જાય છે)

**મહાકવિ શ્રી ભવભૂતિ વિરચિત ઉત્તરરામચરિતમાં 'પંચવટીપ્રવેશ' નામનો બીજો અંક સમાપ્ત.**

## तृतीयोऽङ्कः

(ततः प्रविशति नदीद्वयम्।)

**पका**—सखि मुरले, किमसि संभ्रान्तेव।

**मुरला**—सखि तमसे प्रेषितास्मि भगवतोऽगस्त्यस्य पत्न्या लोपामुद्रया सरिद्वरां गोदावरीमभिधातुम्। जानास्येव यथा वधूपरित्यागात्प्रभृति। ४

अनिर्भिन्नो गभीरत्वादन्तर्गूढघनव्यथः।
पुटपाकप्रतीकाशो रामस्य करुणो रसः॥ १॥

तेन च तथाविधेष्टजनकष्टविनिपातजन्मना प्रकर्षगतेन दीर्घशोकसन्तानेन संप्रत्यतितरां परिक्षीणो रामभद्रः। तमवलोक्य कम्पितमिव सबन्धनं मे हृदयम्। अधुना च प्रतिनिवर्तमानेन रामभद्रेण नियतमेव पञ्चवटीवने वधूसहवासविस्रम्भसाक्षिणः प्रदेशा द्रष्टव्याः। तेषु च निसर्गधीरस्याप्येवंविधायामवस्थायामतिगम्भीराभोगशोकक्षोभसंवेगात्पदे पदे महान्ति प्रमादस्थानानि शङ्कनीयानि रामभद्रस्य। तद्भगवति तत्र त्वया सावधानया भवितव्यम्। ७

वीचीवातैः शीकरक्षोदशीतै-
राकर्षद्भिः पद्मकिञ्जल्कगन्धान्।
मोहे मोहे रामभद्रस्य जीवं
स्वैरं स्वैरं प्रेरितैस्तर्पयेति॥ २॥

# અંક ૩

(પછી બે નદીઓ પ્રવેશ કરે છે)

એક—સખી મુરલા, ગભરાયેલી જેવી કેમ લાગે છે ?

મુરલા—સખી તમસા, ભગવાન અગસ્ત્યની પત્ની લોપામુદ્રાએ નદીઓમાં શ્રેષ્ઠ ગોદાવરીને કહેવા મને મોકલી છે કે–"તમે ખરેખર જાણો છો જ કે વધૂ (સીતા)નો ત્યાગ કર્યો ત્યારથી—

> ઊંડો હોવાથી બહાર ન આવેલો, અને જેની ગાઢ
> વ્યથા અંતરમાં ગૂઢ રહેલી છે, તેવો રામનો
> કરુણરસ પુટપાક જેવો છે. (૧)

અને તેથી તેવા ઇષ્ટ જન ઉપર (તેવું) (અવર્ણનીય) કષ્ટ આવી પડવાથી ઉદ્ભવેલી, ખૂબ જ વધી ગયેલી લાંબી શોક પરંપરાથી અત્યારે રામભદ્ર ખૂબ લેવાઈ ગયા છે. તેમને જોઈને મારું હૃદય જાણે મૂળ સાથે જ હાલી ગયું છે. વળી હમણાં પાછા ફરતાં રામભદ્ર પંચવટી વનમાં વધૂ સહવાસના વિશ્રંભના (સ્વચ્છન્દ વિહારના) સાક્ષી રૂપ પ્રદેશો ચોક્કસ જોશે જ અને સ્વભાવથી ધીર છતાં આવી અવસ્થામાં જેનું પ્રસરણ અતિ ગંભીર છે તેવા શોક અને ક્ષોભના ભારે આવેગને લીધે ડગલે ડગલે તેમાં (તે સ્થળોએ) રામભદ્ર માટે ભારે ભયના પ્રસંગોની શંકા રહે છે. તેથી ભગવતી ગોદાવરી ! તેમાં તમારે સાવધાન રહેવું.

> સીકરના (જળ) કણોથી (સીકરની ફર્ફરથી) ઠંડા
> અને કમળના કેસરના ગંધને લઈ જતા ધીમા ધીમા
> પ્રેરેલા લહરીઓના (લહરીઓ પરથી પસાર થતા)
> પવન વડે (તમે) મૂર્છાના દરેક પ્રસંગે રામભદ્રના
> જીવને ઠારજો (શાંતિ આપજો) (૨)

**तमसा**—उचितमेव दाक्षिण्यं स्नेहस्य । सञ्जीवनोपायस्तु मौलिक एव रामभद्रस्यात्र सन्निहितः ।

**मुरला**—कथमिव

**तमसा**—श्रूयताम् । पुरा किल वाल्मीकितपोवनोपकण्ठात्परित्यज्य निवृत्ते लक्ष्मणे सीतादेवीं प्राप्तप्रसववेदनमतिदुःखसंवेगादात्मानं गङ्गाप्रवाहे निक्षिप्तवती । तदैव तत्र दारकद्वयं प्रसूता । भगवतीभ्यां पृथ्वीभागीरथीभ्यामभ्युपपन्ना रसातलं च नीता स्तन्यत्यागात्परेण च दारकद्वयं तस्याः प्राचेतसस्य महर्षेर्गङ्गादेवी स्वयमर्पितवती ।

**मुरला**—( सविस्मयम् । ) ९

ईदृशानां विपाकोऽपि जायते परमाद्भुतः ।
यत्रोपकरणीभावमायात्येवंविधो जनः ॥ ३ ॥

**तमसा**—इदानीं तु शम्बूकवृत्तान्तेनानेन सम्भावितजनस्थानागमनं रामभद्रं सरयूमुखादुपश्रुत्य भगवती भागीरथी यदेव भगवत्या लोपामुद्रया स्नेहादाशङ्कितं तदेवाशङ्क्य सीतासमेता केनचिदिव गृहाचारव्यपदेशेन गोदावरीं विलोकयितुमागता ।

**मुरला**—सुनिश्चितं भगवत्या भागीरथ्या । राजधानीस्थितस्यास्य खलु तैस्तैर्जगतामभ्युदयिकैः कार्यैर्व्यापृतस्य रामभद्रस्य नियताश्चित्तविक्षेपाः । अव्यग्रस्य पुनरस्य शोकमात्रद्वितीयस्य पञ्चवटीप्रवेशो महाननर्थ इति । तत्कथमिदानीं सीतया रामभद्र आश्वासनीयः स्यात् । ८

તમસા—સ્નેહને ઉચિત જ શંકા છે. પણ રામભદ્રને જીવાડવાનો જે ખરેખરો ઉપાય છે, તે આજે આપણી પાસે જ છે.

મુરલા—કેવી રીતે?

તમસા—સાંભળ. કહે છે કે પહેલાં વાલ્મીકિના તપોવન પાસે લક્ષ્મણ (સીતાને) છોડી દઈને ચાલ્યો ગયો ત્યારે પ્રસવ વેદના શરૂ થતાં (અને) દુઃખના અતિશય વેગને લીધે સીતાદેવીએ પોતાની જાતને ગંગાના પ્રવાહમાં નાખી. તે જ વખતે (તેમણે) ત્યાં બે જોડિયાં બાળકોને જન્મ આપ્યો. ભગવતી પૃથ્વી અને ભગવતી ભાગીરથી (તેમની) વહારે ધાયાં અને (સીતાને) રસાતલમાં લઈ ગયાં અને સ્તન ત્યાગ પછી તેનાં બન્ને બાળકોને ગંગાદેવીએ પોતે મહર્ષિ પ્રાચેતસને (વાલ્મીકિને) આપ્યાં.

મુરલા—(વિસ્મય સહિત)

એવાઓને માટે દશા પલટો પણ પરમ અદ્ભુત નીવડે
છે કે જ્યાં આવા પ્રકારની વ્યક્તિઓ સહાયનું સાધન
બને છે. (ઉપયોગિતા પામે છે) (૪)

તમસા—પણ અત્યારે આ શંબૂકના પ્રસંગથી રામભદ્રનું જનસ્થાનમાં આવવાનું સંભવિત છે એમ સરયૂને મોઢે સાંભળીને ભગવતી લોપામુદ્રાએ સ્નેહથી જે કંઈ ભયની શંકા રાખી છે તે જ ભયની શંકા રાખીને ભગવતી ભાગીરથી ઘર કામને બહાને સીતાને સાથે લઈને ગોદાવરીને મળવા આવ્યાં છે.

મુરલા—ભગવતી ભાગીરથીએ ઠીક વિચાર્યું. ખરેખર, રાજધાનીમાં રહેલા (અને) જગતનો અભ્યુદય કરનારાં તે તે કાર્યોમાં રોકાયેલા આ રામભદ્રના ચિત્તના વિક્ષેપો નિયંત્રિત થતા. પરંતુ કામકાજમાં ન રોકાયેલા અને શોક માત્ર જેનો સાથી છે તેવા આમનો પંચવટીનો પ્રવેશ મહાન અનર્થ નીવડે. એમ-તો હવે સીતાદેવી રામભદ્રને કેવી રીતે આશ્વાસન આપશે?

**तमसा**—उक्तमत्र भगवत्या भागीरथ्या 'वत्से देवयजनसम्भवे सीते अद्य खल्वा-युष्मतो कुशलवयोर्द्वादशस्य जन्मसंवत्सरस्य सङ्ख्यामङ्गलग्रन्थिरभिवर्तते। तदात्मनः पुराणश्वशुरमेतावतो मानवस्य राजर्षिवंशस्य प्रसवितारं सवितारमपहतपाप्मानं देवं स्वहस्तावचितैः पुष्पैरुपतिष्ठस्व। न च त्वामवनिपृष्ठचारिणीमस्मत्प्रभावाद्वनदेवता अपि द्रक्ष्यन्ति किं पुनर्मर्त्या.' इति। अहमप्याज्ञापिता 'तमसे त्वयि प्रकृष्टप्रेमैव वधूर्जानकी। अतस्त्वमेवास्याः प्रत्यनन्तरीभव' इति। साहमधुना यथादिष्टमनुतिष्ठामि।

**मुरला**—अहमप्येतं वृत्तान्तं भगवत्यै लोपामुद्रायै निवेदयामि। रामभद्रोऽप्यागत एवेति तर्कयामि।

**तमसा**—तदियं गोदावरीह्रदान्निष्क्रम्य। १८

परिपाण्डुदुर्बलकपोलसुन्दरं
दधती विलोलकबरीकमाननम्।
करुणस्य मूर्तिरथवा शरीरिणी
विरहव्यथेव वनमेति जानकी ॥ ४ ॥

**मुरला**—इयं हि सा

किसलयमिव मुग्धं बन्धनाद्विप्रलूनं
हृदयकुसुमशोषी दारुणो दीर्घशोकः।
ग्लपयति परिपाण्डु क्षाममस्याः शरीरं
शरदिज इव धर्मः केतकीगर्भपत्रम् ॥ ५ ॥

(इति परिक्रम्य निष्क्रान्ते।)

शुद्धविष्कम्भकः।

તમસા—અહીં ભગવતી ભાગીરથીએ કહ્યું કે દેવોની યજ્ઞ ભૂમિમાંથી ઉદ્ભવેલી દીકરી સીતા, ખરેખર આજે, આયુષ્માન કુશ લવની બારમી વર્ષગાંઠ જેટલી સંખ્યાનો મંગળ ગ્રન્થિ (એટલી સંખ્યા જેટલી ગાંઠ બાંધવાનો ઉત્સવ) છે તેથી મનુથી સંભવેલા આવડા (મોટા) રાજર્ષિ વંશને ઉત્પન્ન કરનાર અને પાપ દૂર કરનાર તારા પુરાતન શ્વશુર ભગવાન સવિતાનું (તારા) પોતાના હાથે ચૂંટેલાં પુષ્પોથી પૂજન કર. વળી પૃથ્વીતળ ઉપર ફરતી તને અમારા પ્રભાવથી વનદેવતા પણ નહિ જુએ તો પછી મનુષ્યોની તો વાત જ શી? મને પણ આજ્ઞા કરી છે કે તમસા, વહુ બેટા જાનકીને તારા ઉપર બહુ હેત છે જ તેથી તું જ એની સાથે રહે. તે હું હવે આજ્ઞા પ્રમાણે કરું છું.

મુરલા—હું પણ આ સમાચાર પૂજ્ય લોપામુદ્રાને જણાવું. રામભદ્ર પણ આવ્યા જ છે એમ ધારું છું.

તમસા—તો ગોદાવરીના ધરામાંથી બહાર નીકળીને આ—

અત્યંત ફિક્કા દુર્બળ ગાલ હોવા છતાં સુંદર અને
ગમે તેમ હાલતા કેશપાશવાળું મુખ ધારતી જાનકી,
જાણે કરુણની મૂર્તિ અથવા શરીરધારિણી વિરહવ્યથા
હોય તેમ વનમાં આવે છે. (૪)

મુરલા—એ જ (છે) આ

શરદઋતુથી સંભવેલી ગરમી જેમ કેતકીની અંદરની
પાંખડીને (સૂકવી નાખે) તેમ હૃદય પુષ્પને સૂકવી
નાખનાર દારુણ લાંબો શોક આના અત્યંત ફિક્કા
સૂકા (અને) છેડેથી તોડેલી કૂંપળ જેવા સુંદર
શરીરને શોષે છે. (૫)

(પરિક્રમણ કરીને બંને જાય છે)

શુદ્ધ વિષ્કમ્ભક

(नेपथ्ये।)

प्रमादः प्रमादः।

(ततः प्रविशति पुष्पावचयव्यग्रा सकरुणौत्सुक्यमाकर्णयन्ती सीता।)

**सीता**—अम्महे जाणामि पिअसही मे वासंदी वाहरदि। [ अहो जानामि प्रियसखी मे वासन्ती व्याहरति। ]

(पुनर्नेपथ्ये।) ४

सीतादेव्या स्वकरकलितैः सल्लकीपल्लवाग्रै-
रग्रे लोलः करिकलभको यः पुरा वर्धितोऽभूत्।

**सीता**—किं तस्स। [ किं तस्य ]

(पुनर्नेपथ्ये।) २

वध्वा सार्धं पयसि विहरन्सोऽयमन्येन दर्पा-
दुद्दामेन द्विरदपतिना सन्निपत्याभियुक्तः॥ ६॥

**सीता**—( ससंभ्रमम्। कतिचित्पदानि गत्वा। ) अज्जउत्त परित्ताहि परित्ताहि मह तं पुत्तअ। (स्मृतिमभिनीय सवैक्लव्यम्।) हद्धी हद्धी ताइं जेव्व चिरपरिइदाइ अक्खराइ पञ्चवडीदंसणेण मं मंदभाइणिं अणुवंधंति। हा अज्जउत्त। ( मूर्च्छति। ) [ आर्यपुत्र परित्रायस्व परित्रायस्व मम तं पुत्रकम्। हा धिक् हा धिक्। तान्येव चिरपरिचितान्यक्षराणि पञ्चवटीदर्शनेन मां मन्दभागिनीमनुबन्धन्ति। हा आर्यपुत्र। ]

(प्रविश्य)

**तमसा**—वत्से समाश्वसिहि। समाश्वसिहि।

( नेपथ्ये। )

विमानराज अत्रैव स्थीयताम्।

**सीता**—(समाश्वस्य ससाध्वसोल्लासम्।) अम्महे जलभरभरिदमेहमंथरत्थणिदगंभीरमंसलो कुदो णु एसो भारदीणिग्घोसो भरंतकण्णविवरं मं वि मंदभाइणिं झत्ति उस्सुआवेदि। [ अहो जलभरभरितमेघमन्थरस्तनितगम्भीरमांसलः कुतो न्वेष भारतीनिर्घोषो भ्रियमाणकर्णविवरा मामपि मन्दभागिनीं झटित्युत्सुकयति। ]

(નેપથ્યમાં)

ભારે થઈ! ભારે થઈ!

[પછી ફૂલ ભેગાં કરવામાં ગૂંચાયેલી અને કરુણ રીતે તેમ જ ઉત્સુકતાથી સાંભળતી સીતા પ્રવેશે છે]

સીતા—અરે! મને લાગે છે કે મારી પ્રિય સખી વાસન્તી બોલે છે.

[ફરીથી નેપથ્યમાં]

પોતાને હાથે તોડેલી સલ્લકીની કૂંપળોના આગળના ભાગથી (પોતાની) આગળ રહેલા (પલ્લવ ખાવા માટે) આતુર એવા જે ગજબાળને પહેલાં સીતા દેવીએ ઉછેર્યો હતો,

સીતા—તેનું શું!

[ફરીથી નેપથ્યમાં]

તે, (અને) પત્ની સાથે જળમાં વિહાર કરતા એની ઉપર અભિમાનથી ઉદ્દામ એવા બીજા ગજરાજે (ક્યાંકથી) ધસી આવીને હુમલો કર્યો છે. (અથવા હુમલો કરીને યુદ્ધ માંડ્યું છે.) (૬)

સીતા—(સસંભ્રમ) (થોડાક પગલાં જઈને) આર્યપુત્ર, બચાવો મારા તે લાડકડા પુત્રને બચાવો. (યાદ કરીને દુઃખથી) અરેરે! અરેરે! તે જ ચિરપરિચિત અક્ષરો મને મંદભાગિનીને હોઠે આવે છે. હાય! આર્યપુત્ર!

(પ્રવેશ કરીને)

તમસા—બેટી, શાંત થા. શાન્ત થા.

(નેપથ્યમાં)

વિમાનરાજ, અહીં જ થોભો.

સીતા—(શુદ્ધિમાં આવીને ભય અને ઉલ્લાસ સાથે) અહો! પાણીના ભારથી ભરેલા મેઘના ધીમા ગર્જન જેવો ગંભીર અને ભર્યો ભર્યો આ શબ્દ ધ્વનિ ક્યાંથી આવે છે? (કે જે) જેનાં કર્ણવિવર ભરાઈ ગયાં છે તેવી મને મંદભાગિનીને પણ એકદમ ઉત્સુક કરી દે છે!

**तमसा**—( सस्नेहास्रम् । ) अयि वत्से 16

अपरिस्फुटनिस्वाने कुतस्त्येऽपि त्वमीदृशी ।
स्तनयित्नोर्मयूरीव चकितोत्कण्ठितं स्थिता ॥ ७ ॥

**सीता**—भअवदि किं भणासि अपरिप्फुडेत्ति । सरसंजोएण पच्चहिजाणामि अज्जउत्तेण जेव्व एदं वाहरिदं । [ भगवति किं भणस्यपरिस्फुटेति । स्वरसंयोगेन प्रत्यभिजानामि आर्यपुत्रेणैव एतत् व्याहृतम् । ]

**तमसा**—श्रूयते तपस्यतः किल शूद्रस्य दण्डधारणार्थमैक्ष्वाको राजा जनस्थान मागत इति ।

**सीता**—दिट्ठिआ अपरिहीणधम्मो खु सो राआ । [ दिष्ट्या अपरिहीनधर्मः खलु स राजा । ]

( नेपथ्ये ) 8

यत्र द्रुमा अपि मृगा अपि बन्धवो मे
यानि प्रियासहचरश्चिरमध्यवात्सम् ।
एतानि तानि बहुनिर्झरकन्दराणि
गोदावरीपरिसरस्य गिरेस्तटानि ॥ ८ ॥

**सीता**—( दृष्ट्वा ) दिट्ठिआ कहं पहादचंदमंडलापंडुरपरिक्खामदुब्बलेण आआरेण अअं णिअसोम्मगंभीराणुभावमेत्तपच्चहिआणिज्जो अज्जउत्तो जेव्व । भअवदि तमसे धारेहि मं । [दिष्ट्या कथं प्रभातचन्द्रमण्डलापाण्डुरपरिक्षामदुर्बलेनाकारेणायं निजसौम्यगम्भीरानुभावमात्रप्रत्यभिज्ञातव्य आर्यपुत्र एव । भगवति तमसे धारय माम् । ] ( इति तमसामाश्लिष्य मूर्छति । )

**तमसा**—( धारयन्ती । ) वत्से समाश्वसिहि समाश्वसिहि ।

( नेपथ्ये । )

अनेन पञ्चवटीदर्शनेन 8

अन्तर्लीनस्य दुःखाग्नेरद्योद्दामं ज्वलिष्यतः ।
उत्पीड इव धूमस्य मोहः प्रागावृणोति माम् ॥ ९ ॥

हा प्रिये जानकि । 1

**તમસા**—(સ્નેહનાં આંસુ સાથે) અરે દીકરી !
મેઘગર્જનાથી જેમ મયૂરી (ચકિત થાય), તેમ અસ્પષ્ટ
અને ક્યાંકથી (કોઈક અજાણ્યા પ્રદેશમાંથી) આવતા
અવાજથી પણ તું આવી ચકિત અને ઉત્કંઠિત
(થઈ) ઊભી છે! (૭)

**સીતા**—માતાજી! 'અસ્પષ્ટ છે' એમ કહ્યું? સ્વર સંયોગ (બોલવાના અવાજ) ઉપરથી હું ઓળખી શકું છું કે આ આર્યપુત્ર જ બોલ્યા.

**તમસા**—ખરેખર, સંભળાય છે કે તપ તપતા શૂદ્રને શિક્ષા કરવા માટે ઇક્ષ્વાકુ રાજા જનસ્થાનમાં પધાર્યા છે.

**સીતા**—ભગવાનની કૃપા કે તે રાજા ધર્મમાંથી ખરેખર ચળ્યા નથી.

(નેપથ્યમાં)

આ રહ્યા એ ગોદાવરીની પાસેના, બહુ:ઝરણાં અને
કંદરાઓવાળા પર્વતના ઢોળાવ કે જ્યાં વૃક્ષો અને
પશુઓ પણ મારા બાંધવો હતા (અને) જ્યાં
પ્રિયાના સાથમાં હું લાંબો સમય વસ્યો હતો. (૮)

**સીતા**—(જોઈને) અરે ભગવાન! પ્રભાતના ચંદ્રમંડળ જેવી સહેજ ફિક્કી દૂબળી અને નિર્મળ આકૃતિને લીધે, (કેવળ) પોતાના સૌમ્ય ગંભીર પ્રભાવ માત્રથી જ ઓળખી શકાય તેવા આર્યપુત્ર જ છે શું? મા તમસા! મને પકડી રાખો. (તમસા, ઉપર પડીને મૂર્છા પામે છે)

**તમસા**—(પકડી રાખતી) બેટા શાન્ત થા. શાન્ત થા.

(નેપથ્યમાં)

આ પંચવટીના દર્શનથી

અંદર છુપાયેલા (પણ) આજે જોરથી સળગવાની
તૈયારીમાં આવેલા (મારા) દુઃખાગ્નિના ધૂમાડાનો
ગોટો હોય તેમ (આ) મોહ મને પહેલાં તો આવરી
લે છે. (૯)

હાય! વહાલી જાનકી!

तमसा—( स्वगतम् ) इदं तदाशङ्कितं गुरुजनेन ।

सीता—( समाश्वस्य । ) हा कहं एदं । [ हा कथमेतत् । ]

( पुनर्नेपथ्ये । )

हा देवि दण्डकारण्यवासप्रियसखि विदेहराजपुत्रि ।

सीता—हद्धी हद्धी । मं मंदभाइणिं वाहरिअ आमीलंतणेत्तणीलुप्पलो मुच्छिदो जेव्व । हा कहं धरणिवट्टे णिरुद्धणिस्सासणीसहं विपल्हत्थो । भअवदि तमसे परित्ताएहि परित्ताएहि । जीवावेहि अज्जउत्तं । [हा धिक् हा धिक । मां मन्दभागिनीं व्याहृत्या-मीलन्नेत्रनीलोत्पलो मूर्च्छित एव । हा कथं धरणिपृष्ठे निरुद्धनिःश्वासनिःसहं विपर्यस्तः । भगवति तमसे परित्रायस्व परित्रायस्व । जीवयार्यपुत्रम् ।] (इति पादयोःपतति ।) १०

तमसा—

त्वमेव ननु कल्याणि सञ्जीवय जगत्पतिम् ।
प्रियस्पर्शो हि पाणिस्ते तत्रैष निरतो जनः ॥ १० ॥

सीता—जं होदु तं होदु । जहा भअवदी आणवेदि । [ यद्भवतु तद्भवतु । यथा भगवत्याज्ञापयति । ]　　( इति ससंभ्रमं निष्क्रान्ता । )

( ततः प्रविशति भूम्यां निपतितः साह्लया सीतया स्पृश्यमानः साह्लादोच्छ्वासो रामः । )

सीता—( किंचित्सहर्षम् । ) जाणे उण पच्चाअदं विअ जीविअं तेल्लोअस्स । [ जाने पुनः प्रत्यागतमिव जीवितं त्रैलोक्यस्य । ]

रामः—हन्त भो किमेतत् ।

आश्च्योतनं नु हरिचन्दनपल्लवानां
निष्पीडितेन्दुकरकन्दलजो नु सेकः ।
आतप्तजीवितपुनःपरितर्पणोऽयं
सञ्जीवनौषधिरसो नु हृदि प्रसिक्तः ॥ ११ ॥

તમસા—(સ્વગત) વડીલોને આનો જ તો ડર હતો.

સીતા—(ભાનમાં આવીને) હાય ! આ શું ?

(ફરીથી નેપથ્યમાં)

હા ! દેવી ! દંડકારણ્યના નિવાસની પ્રિય સખી ! વિદેહરાજપુત્રી !

સીતા—હાય ! હાય ! ધિક્ ! મને અભાગણીને બોલાવીને નેત્રનાં નીલકમળ મીંચી દઈને જ મૂર્છા પામ્યા ! અરેરે ! શ્વાસ રૂંધાવાથી સહન ન થાય તે રીતે (તે સ્થિતિમાં) શું ધરણીતળ ઉપર ઢળી પડ્યા ! મા તમસા, બચાવો. બચાવો આર્યપુત્રને જીવાડો. (પગે પડે છે)

તમસા—

હે કલ્યાણી ! તું જ ખરેખર જગતના નાથને જીવાડ.
કારણ તારો હાથ પ્રિય સ્પર્શવાળો છે (તારો હાથ
રામને હંમેશ પ્રીતિ કરે છે) આ જન (રામ) તેમા
જ આસક્ત છે. (૧૦)

સીતા—જે થનાર હોય તે થાઓ. જેવી ભગવતીની આજ્ઞા

(ગભરાટ સાથે જાય છે)

[પછી ભૂમિ ઉપર પડેલા, આંસુ સારતી સીતાથી સ્પર્શાતા, આહ્લાદ પૂર્વક ફરીથી ભાનમાં આવતા રામ પ્રવેશે છે]

સીતા—(સહેજ હર્ષ સાથે) માનું છું, ત્રૈલોક્યનું જીવન જાણે ફરી પાછું આવ્યું.

રામ—અહોહો ! આ શું—

હરિચંદનનાં પાંદડાંઓનો રસ છે કે પછી નીચોવેલા
ચંદ્રકિરણો રૂપી અંકુરમાંથી ફૂટેલું સીચન છે ? કે
પછી દગ્ધ જીવનને ફરીથી તૃપ્ત કરનારો આ સંજીવન
ઔષધનો રસ હૃદયમા છાંટવામાં આવ્યો છે ? (૧૧)

अपि च । १

स्पर्शः पुरा परिचितो नियतं स एव
सञ्जीवनश्च मनसः परितोषणश्च ।
सन्तापजां सपदि यः परिहृत्य मूर्च्छा-
मानन्दनेन जडतां पुनरातनोति ॥ १२ ॥

**सीता**—(सबाष्पसोत्कम्पमपसृत्य।) एत्तिअ जेव्व दाणिं मे बहुदरं । [एतावदेवेदानीं मे बहुतरम् । ]

**रामः**—(उपविश्य।) न खलु वत्सलया सीतादेव्याभ्युपपन्नोऽस्मि ।

**सीता**—हद्धी हद्धी। किं त्ति मं अज्जउत्तो मग्गिस्सदि। [हा धिक् हा धिक् किमिति मामार्यपुत्रो मार्गिष्यते।]

**रामः**—भवतु । पश्यामि ।

**सीता**—भअवदि तमसे ओसरम्ह दाव । मं पेक्खिअ अणब्भणुण्णादेण संणिहाणेण राआ अहिअं कुप्पिस्सदि। [भगवति तमसे अपसरावस्तावत्। मां प्रेक्ष्यानभ्यनुज्ञातेन सन्निधानेन राजाधिकं कोपिष्यति।]

**तमसा**—अयि वत्से भागीरथीप्रसादाद्वनदेवतानामप्यदृश्यासि संवृत्ता ।

**सीता**—हु, अत्थि एदं । [हुम्, अस्त्येतत् ।]

**रामः**—हा प्रिये जानकि ।

**सीता**—(समन्युगद्गदम्।) अज्जउत्त असरिसं क्खु एदं इमस्स वुत्तंतस्स । (सास्रम्।) अहवा किं त्ति वज्जमई जम्मंतरेसु वि पुणो असंभाविददुल्लहदंसणस्स मं जेव्व मंदभाइणिं उद्दिसिअ वच्छलस्स एव्वंवादिणो अज्जउत्तस्स उवरि णिरणुक्कोसा भविस्सं । अहं एदस्स हिअअं जाणामिममावि एसो। [आर्यपुत्र असदृशं खल्वेतदस्य वृत्तान्तस्य । अथवा किमिति वज्रमयी जन्मान्तरेष्वपि पुनरसम्भावितदुर्लभदर्शनस्य मामेव मन्दभागिनीमुद्दिश्य वत्सलस्यैवंवादिन आर्यपुत्रस्योपरि निरनुक्रोशा भविष्यामि । अहमेतस्य हृदयं जानामि ममाप्येषः। ]

**रामः**—(सर्वतोऽवलोक्य सनिर्वेदम्।) हा न किंचिदत्र । २१

અને વળી,

> ચોક્કસ, (મને) સંજીવન કરનારો અને મનને સંતોષ
> આપનારો એ જ (પેલો) પહેલાનો પરિચિત સ્પર્શ છે,
> કે જે સંતાપથી ઉત્પન્ન થયેલી મૂર્છા એકદમ દૂરી
> લઈને આનંદ અર્પી ફરીથી જડતા પ્રસારે છે. (૧૨)

સીતા--(ક્ષોભ અને કંપ સાથે પાછા હઠતાં) અત્યારે આટલું જ મને ઘણું છે

રામ--(બેસીને) શું પ્રેમાળ સીતા દેવીએ તો મારા ઉપર કૃપા નહિ કરી હોય?

સીતા--અરેરે ધિક્! અરેરે ધિક્! શું આર્યપુત્ર મને શોધશે?

રામ--ભલે, જોઉં.

સીતા--ભગવતી તમસા, ત્યારે આપણે પાછાં જઈએ. મને જોઈને અનુજ્ઞા વગર પાસે આવવા બદલ રાજા વધારે કોપ કરશે

તમસા--અરે બેટા, ભાગીરથીના પ્રસાદથી તું વનદેવતાઓ માટે પણ અદૃશ્ય થઈ છે.

સીતા--હં...એમ જ છે.

રામ--હા! પ્રિય જાનકી!

સીતા--(રોષથી ગદ્ગદ કંઠે) આર્યપુત્ર, આ પ્રસંગ માટે આ ખરેખર બંધ બેસતું નથી. (આંસુ સાથે) અથવા મને જ હતભાગિનીને ઉદ્દેશીને આ પ્રમાણે બોલતા, જન્માન્તરોમાં પણ જેનું દુર્લભ દર્શન ફરીથી (મારું) અસંભવિત છે એવા વત્સલ આર્યપુત્ર ઉપર વજ્રમયી (એવી) (હું) શા માટે નિર્દય થાઉં છું? હું એમનું હૃદય જાણું છું મારું પણ એ

રામ--(ચારે બાજુ જોઈને-ખેદથી) અરેરે! અહીં કંઈ નથી.

**सीता**—भअवदि तमसे तहा णिक्कारणपरिच्चाइणो वि एदस्स एव्वंविधेण दंसणेण केरिसी मे हिअआवत्था। [ भगवति तमसे तथा निष्कारणपरित्यागिनोऽप्येतस्यैवंविधेन दर्शनेन कीदृशी मे हृदयावस्था। ]

**तमसा**—जानामि वत्से जानामि।

तटस्थं नैराश्यादपि च कलुषं विप्रियवशा
द्वियोगे दीर्घेऽस्मिञ्झटिति घटनास्तम्भितमिव।
प्रसन्नं सौजन्याद्दयितकरुणैर्गाढकरुणं
द्रवीभूतं प्रेम्णा तव हृदयमस्मिन्क्षण इव ॥ १३ ॥

**रामः**—देवि

प्रसाद इव मूर्तस्ते स्पर्शः स्नेहार्द्रशीतलः।
अद्याप्यानन्दयति मां त्वं पुनः क्वासि नन्दिनी ॥ १४ ॥

**सीता**—एदे क्खु ते अगाधमाणसदंसिदसिणेहसंभारा आणंदणिस्संदिणो सुहामआ अज्जउत्तस्स उल्लावा। जाणं पच्चएण णिक्कालणपरिच्चाअसल्लिदोवि बहुमदो मह जम्मलाहो। [ एते खलु तेऽगाधमानसदर्शितस्नेहसम्भारा आनन्दनिष्यन्दिनः सुधामया आर्यपुत्रस्योल्लापा। येषां प्रत्ययेन निष्कारणपरित्यागशल्यितोऽपि बहुमतो मम जन्मलाभः। ]

**रामः**—अथवा कुतः प्रियतमा। नूनं सङ्कल्पाभ्यासपाटवोपादान एष रामभद्रस्य भ्रमः।

( नेपथ्ये। )

अहो महान्प्रमादः प्रमादः।

( 'सीतादेव्याः स्वकरकलितैः' इत्यर्धं पठ्यते। )

**रामः**—( सकरुणौत्सुक्यम्। ) किं तस्य।

( पुनर्नेपथ्ये। 'बध्वा सार्धं' इत्युत्तरार्धं पठ्यते। )

**सीता**—को दाणिं अहिउज्जिस्सदि। [ क इदानीमभियोक्ष्यते। ]

**સીતા**—ભગવતી તમસા ! તેવી રીતે અકારણ ત્યાગ કરનાર હોવા છતાં એમને એવા જોઈને મારા હૃદયની કેવી દશા થઈ છે ?

**તમસા**--જાણું છું, દીકરી, જાણું છું.

> નિરાશાથી ઉદાસીન અને વળી અપ્રિય થયેથી રોષ ભર્યું (અને) આ લાંબા વિયોગમાં એકાએક મિલનથી જાણે જડ બન્યું હોય તેવું, સૌજન્યથી પ્રસન્ન, પ્રિયજનના વિલાપથી અત્યંત કરુણ તારું હૃદય જાણે આ ક્ષણે પ્રેમથી ગળી ગયું છે. (૧૩)

**રામ**--દેવિ,

> મૂર્તિમાન પ્રસાદ જેવો તારો સ્નેહાર્દ્ર અને શીતલ સ્પર્શ હજી પણ મને આનંદ આપે છે. પણ આનંદ આપનારી તું ક્યાં છે ? (૧૪)

**સીતા**--ખરેખર, આર્યપુત્રના આ શબ્દો આનંદ વરસાવનારા, અમૃતમય અને અગાધ મનનો સ્નેહભાર દર્શાવનારા છે, (કે) જેની પ્રતીતિથી કારણ વગર ત્યજવાનું શલ્ય લાગ્યું હોવા છતાં મને જન્મ સાર્થક લાગે છે.

**રામ**—અથવા પ્રિયતમા ક્યાંથી ! ચોક્કસ નિરંતર ચિન્તન કરવાની નિપુણતાથી ઉપજેલો (નિપુણતા જેનું કારણ છે તેવો) આ રામભદ્રનો ભ્રમ છે.

(નેપથ્યમાં)

અરે ! ભારે આફત ! ભારે આફત !
(પોતાને હાથે તોડેલી સલ્લકીની'...એમ અધું બોલે છે.)

**રામ**--(કરુણ રીતે ઉત્સુકતાથી) એનું શું ?
[ ફરીથી નેપથ્યમાં—'પત્ની સાથે' એ ઉત્તરાર્ધ બોલે છે ]

**સીતા**—હવે કોણ એની વહારે ધાશે ?

**रामः**—क्वासौ क्वासौ दुरात्मा यः प्रियायाः पुत्रकं वधूद्वितीयमभिभवति । (इत्युत्तिष्ठति।)

( प्रविश्य । )

**वासन्ती**—(संभ्रान्ता।) कथं देवो रघुनन्दनः ।

**सीता**—कहं पिअसही मे वासंदी । [कथं प्रियसखी मे वासन्ती।]

**वासन्ती**—जयतु जयतु देवः ।

**रामः**—(निरूप्य।) कथं देव्याः प्रियसखी वासन्ती ।

**वासन्ती**—देव त्वर्यतां त्वर्यताम् । इतो जटायुशिखरस्य दक्षिणेन सीतातीर्थेन गोदावरीमवतीर्य सम्भावयतु देव्याः पुत्रकं देवः ।

**सीता**—हा ताद जडाओ सुण्णं तुए विणा इदं जणट्ठाणं । [हा तात जटायो शून्यं त्वया विनेदं जनस्थानम् ।]

**रामः**—अहह हृदयमर्मच्छिदः खल्वमी कथोद्घाताः ।

**वासन्ती**—इत इतो देव ।

**सीता**—भअवदि सच्चं जेव्व वणदेवदा वि मं न पेक्खदि । [भगवति सत्यमेव वनदेवता अपि मां न पश्यन्ति ।]

**तमसा**—अयि वत्से सर्वदेवताभ्यः प्रकृष्टतममैश्वर्यं मन्दाकिनीदेव्यास्तत्किमित्याशङ्कसे ।

**सीता**—तदो अणुसरम्ह । [ततोऽनुसरावः ।] (इति परिक्रामति।)

**रामः**—भगवति गोदावरि नमस्ते ।

**वासन्ती**—(निरूप्य।) देव मोदस्व विजयिना वधूद्वितीयेन देव्याः पुत्रकेण ।

**रामः**—विजयतामायुष्मान् ।

**सीता**—अम्महे ईदिसो मे पुत्तओ संवुत्तो। [अहो ईदृशो मे पुत्रकः सवृत्तः।]

**रामः**—हा देवि दिष्ट्या वर्धसे ।　　३५

येनोद्गच्छद्बिसकिसलयस्निग्धदन्ताङ्कुरेण
व्याकृष्टस्ते सुतनु लवलीपल्लवः कर्णमूलात् ।
सोऽयं पुत्रस्तव मदमुचां वारणानां विजेता
यत्कल्याणं वयसि तरुणे भाजनं तस्य जातः ॥१५॥

**રામ**--ક્યાં છે ! ક્યાં છે ? એ દુષ્ટાત્મા કે જે પત્ની સાથેના પ્રિયાના લાડકડા પુત્ર ઉપર આક્રમણ કરે છે ? (ઊભા થાય છે)

[ પ્રવેશ કરીને ]

**વાસન્તી**--(ગભરાટમાં)--ઓહો ! દેવ રઘુનંદન !

**સીતા**--અરે (મારી) વ્હાલી સખી વાસન્તી !

**વાસન્તી**--જય થાઓ. દેવનો જય થાઓ.

**રામ**--(ધ્યાનથી જોઈને) શું દેવીની પ્રિય સખી વાસન્તી !

**વાસન્તી**--મહારાજ, ઉતાવળ કરો. ઉતાવળ કરો. અહીંથી જટાયુ શિખરની દક્ષિણે સીતાઘાટ ઉપરથી ગોદાવરી ઉતરીને દેવીના વ્હાલા પુત્રને મળો.

**સીતા**--રે તાત જટાયુ ! તમારા વગર આ જનસ્થાન સૂનું છે.

**રામ**-- હરિ હરિ ! આ (પહેલાંની) વાતના ઉલ્લેખ ખરેખર હૃદયના મર્મને ભેદનારા છે.

**વાસન્તી**-- આ બાજુ, આ બાજુ, દેવ.

**સીતા**-- ભગવતી, સાચે જ મને વનદેવતા પણ નથી દેખતા ?

**તમસા**--અરે દીકરી, સર્વ દેવતા કરતાં મંદાકિની દેવીનું ઐશ્વર્ય મોટું છે તો એમ કેમ શંકા રાખે છે ?

**સીતા**-- તો (આપણે) પાછળ જઈએ (પરિક્રમણ કરે છે)

**રામ**-- ભગવતી ગોદાવરી ! પ્રણામ.

**વાસન્તી**--(ધારીને જોઈને) મહારાજ, દેવીના વધૂ સાથેના વિજયી બાલુડા સાથે આનંદ કરો.

**રામ**-- આયુષ્માનનો વિજય થાઓ.

**સીતા**-- ઓહો ! મારો લાડકો દીકરો આવો (મોટો) થઈ ગયો !

**રામ**-- દેવી ! તને મારાં અભિનંદન.

હે સુતનુ ! ફૂટતા કમળતંતુની કૂંપળ
જેવી કોમળ 'દંતુડી' (ફૂટતા દાંત) વડે
જે તારા કર્ણમૂળમાંથી 'લવલી'-પાન
ખેંચી લેતો તે આ તારો, મદઝરતા
માતંગોનો વિજેતા પુત્ર તરુણ વયનું
જે કલ્યાણ છે તેને પાત્ર થયો છે. (૧૫)

**सीता**—अविउत्तो दाणिं अअं दीहाऊ इमाए सोम्मदंसणाए होदु । [अवियुक्त इदानीमयं दीर्घायुरनया सौम्यदर्शनया भवतु ।]

**रामः**—सखि वासन्ति पश्य पश्य कान्तानुवृत्तिचातुर्यमपि शिक्षितं वत्सेन । २

लीलोत्खातमृणालकाण्डकवलच्छेदेषु सम्पादिताः
पुष्यत्पुष्करवासितस्य पयसो गण्डूषसंक्रान्तयः ।
सेकः शीकरिणा करेण विहितः कामं विरामे पुन-
र्यत्स्नेहादनरालनालनलिनीपत्रातपत्रं धृतम् ॥ १६ ॥

**सीता**—भअवदि तमसे अयं दाव ईरिसो जादो । दे उण ण आणामि कुसलवा एत्तिएण कालेण केरिसा संवुत्तेत्ति । [भगवति तमसे अयं तावदीदृशो जातः । तौ पुनर्न जानामि कुशलवावेतावता कालेन कीदृशौ संवृत्ताविति ।]

**तमसा**—यादृशोऽयं तादृशौ तावपि ।

**सीता**—ईरिसी अहं मंदभाइणी जाए ण केवलं णिस्सहो अज्जउत्तविरहो पुत्तविरहो वि । [ईदृश्यहं मन्दभागिनी यस्या न केवलं निःसह आर्यपुत्रविरहः पुत्रविरहोऽपि ।]

**तमसा**—भवितव्यतेयमीदृशी ।

**सीता**—किंवा मए पसूदाए जेण तारिसं पि मह पुत्तआणं ईसिविरलकोमलधवलदसणुज्जलकवोलं अणुबद्धमुद्धकाअलीविहसिदं णिबद्धकाअसिहण्डअं अमलमुहपुण्डरीअजुअलं ण परिचुम्बिअं अज्जउत्तेण । [किं वा मया प्रसूतया येन तादृशमपि मम पुत्रकयोरीषद्विरलकोमलधवलदशनोज्ज्वलकपोलमनुबद्धमुग्धकाकलीविहसितं निबद्धकाकशिखण्डकममलमुखपुण्डरीकयुगलं न परिचुम्बितमार्यपुत्रेण ।]

**तमसा**—अस्तु देवताप्रसादात् ।

**સીતા**— હવે આ દીર્ઘાયુને આ સૌમ્ય દર્શનાનો વિયોગ ન થશો.

**રામ**— સખી વાસન્તી, જો જો પ્રિયતમાને ખુશ કરવાની ચતુરાઈ પણ વત્સે શીખી લીધી.

> કેમ કે, રમતમાત્રથી ઉખેડેલા કમળના ડાંડલાના ટુકડાઓના કોળિયા કરાવતાં વચ્ચે વચ્ચે ખીલેલા કમળથી મહેકતા પાણીના ઘૂંટડા (પોતે પીને) (સૂંઢ ભરી ભરી) એના મુખમાં મૂક્યા; પાણી ઉડાડતી સૂંઢ વડે તૃપ્તિપર્યંત (कामं) સ્નાન કરાવ્યું છે અને છેલ્લે પ્રેમથી સીધા ડાંડાવાળા કમળપત્રની છત્રી ધરી રાખી (૧૬)

**સીતા**— ભગવતી તમસા, ત્યારે આ આવડો થઈ ગયો. તો જાણતી નથી કે આટલા વખતમાં એ કુશલવ કેવા થયા હશે!

**તમસા**— જેવો આ તેવા તે પણ (થયા હશે)

**સીતા**— હું એવી અભાગણી છું કે જેને કેવળ સ્વામીનો અસહ્ય વિરહ નથી, પરંતુ પુત્રોનો પણ વિયોગ છે.

**તમસા**— એવું એ વિધિનું નિર્માણ

**સીતા**— જો મારા પુત્રોના એવા-સહેજ આછા, કોમળ, ધોળા દાંતથી ઉજ્જ્વળ ગાલવાળું, સતત મુગ્ધ, મધુર, અસ્ફુટ અવાજ અને હાસ્યવાળું (અથવા સતત મુગ્ધ, મધુર, અસ્ફુટ અવાજયુક્ત હાસ્ય વાળું) અને (કાપીને) વ્યવસ્થિત રાખેલા વાળના ગુચ્છાવાળા ચોખ્ખા મુખકમળ યુગલને પણ આર્યપુત્રે ચૂમ્યું નથી તો મને પ્રસવ થયો તો ય શું !

**તમસા**—દેવતાઓની કૃપાથી તેમ થાઓ.

**સીતા**—મા તમસા, બાળકોના આ સ્મરણથી (મારી) છાતી ઉભરાઈને ભીંજાઈ જતાં (અને) અત્યારે બાળકોના પિતા સમીપમાં હોવાથી એક ક્ષણ હું સંસારિણી થઈ ગઈ છું.

तमसा—किमत्रोच्यते। प्रसवः खलु प्रकर्षपर्यन्तः स्नेहस्य। परं चैतदन्योन्यसंश्लेषणं पित्रोः। २०

अन्तःकरणतत्त्वस्य दम्पत्योः स्नेहसंश्रयात्।
आनन्दग्रन्थिरेकोऽयमपत्यमिति बध्यते ॥ १७॥

वासन्ती—इतोऽपि देवः पश्यतु। १

अनुदिवसमवर्धयत् प्रिया ते
यमचिरनिर्गतमुग्धलोलबर्हम्।
मणिमुकुट इवोच्छिखः कदम्बे
नदति स एष वधूसखः शिखण्डी ॥ १८॥

सीता—(सकौतुकस्नेहास्रम्) एसो सो एसो सो। [ एष स एष सः। ]

रामः—मोदस्व वत्स मोदस्व।

सीता—एव्वं होदु। [ एवं भवतु। ] २

रामः—

भ्रमिषु कृतपुटान्तर्मण्डलावृत्ति चक्षुः
प्रचलितचटुलभ्रूताण्डवैर्मण्डयन्त्या।
करकिसलयतालैर्मुग्धया नर्त्यमानं
सुतमिव मनसा त्वां वत्सलेन स्मरामि ॥ १९॥

हन्त तिर्यञ्चोऽपि परिचयमनुरुध्यन्ते। १

कतिपयकुसुमोद्गमः कदम्बः
प्रियतमया परिवर्धितोऽयमासीत्।

सीता—(निरूप्य सास्रम्।) सुट्ठु पच्चहिआणिदं अज्जउत्तेण। [ सुष्ठु प्रत्यभिज्ञातमार्यपुत्रेण। ] २

रामः—

स्मरति गिरिमयूर एष देव्याः
स्वजन इवात्र यतः प्रमोदमेति ॥ २०॥

**તમસા**—એમાં શું કહેવું ? બાળક ખરેખર સ્નેહના પ્રકર્ષની પરાકાષ્ટા છે. અને એ માતાપિતાને અન્યોન્ય જોડનારું પરમ સાધન છે.

સ્નેહના આધારથી (સ્નેહનો આધાર હોવાથી)
દંપતીના ઉરતત્ત્વની 'અપત્ય' એમ એક
(અપત્ય રૂપી એક) આનંદગ્રંથિ બંધાય છે. (૧૭)

**વાસન્તી**—દેવ, આ તરફ પણ જુઓ.

તમારી પ્રિયાએ જેને એક પછી એક દિવસોએ
ઉછેર્યો (અને) જેનાં સુંદર હાલતાં પીંછાં
હમણાં જ ફૂટયાં છે તે આ, જેનો કલાપ
પ્રસારેલો છે તેવો મણિમુકુટ સમો મોરલો પ્રિયા
સાથે કદંબ ઉપર ટહુકે છે. (૧૮)

**સીતા**—(કૌતુક અને સ્નેહનાં આંસુ સાથે) આ એ (જ) આ એ (જ)

**રામ**—આનંદ કર. વત્સ આનંદ કર.

**સીતા**—એમ થાઓ.

(તારાં) (દરેક નૃત્ય) ભ્રમણો સાથે નેત્રકોશની અંદર
વારંવાર ગોળાકાર ઘૂમતી આંખને હાલતી ચતુર
ભમ્મરના નર્તનથી શોભાવતી મુગ્ધા વડે (તેના)
કૂંપળ જેવા હાથના તાલથી નચાવાતા તને હું
પુત્રની જેમ વત્સલ મનથી સ્મરું છું (૧૯)

અરેરે પશુઓ પણ પરિચયને વશ વર્તે છે.

થોડાંક ફૂલ જેને આવ્યાં છે તે આ કદંબ
પ્રિયતમાએ ઉછેર્યું હતું.

**સીતા**—(આંસુ સાથે) આર્યપુત્ર, ઠીક ઓળખી કાઢયું.

**રામ**—

આ પર્વતનો મયૂર દેવીને સ્મરે છે કેમકે સ્વજન
પાસે હોય તેમ અહીં (કદંબ ઉપર) આનંદ
પામે છે. (૨૦)

**वासन्ती**—अत्र तावदासनपरिग्रहं करोतु देवः।

( राम उपविशति । )

**वासन्ती**—

एतत्तदेव कदलीवनमध्यवर्ति
कान्तासखस्य शयनीयशिलातलं ते।
अत्र स्थिता तृणमदाद्बहुशो यदेभ्यः
सीता ततो हरिणकैर्न विमुच्यते स्म । २१ ॥

**रामः**—इदं तावदशक्यमेव द्रष्टुम् । ( इत्यन्यतो रुदन्नुपविशति । )

**सीता**—सहि वासंदि किं तुए किद अज्जउत्तस्स मह अ एदं दंसअंतीए। हद्धी हद्धी । सो जेव्व अज्जउत्तो त जेव्व पचवडीवणं सा जेव्व पिअसहि वासंदी दें जेव्व विविहविस्सम्भसक्खिणो गोदावरीकाणणुद्देसा दे जेव्व जादणिव्विसेसा मिअपक्खिपादवा सा जेव्व चाहं । मह उण मंदभाइणीए दीसंतं वि सव्वं जेव्व एदं णत्थि त्ति सो ईरिसो जीवलोअस्स परिवत्तो संवुत्तो । [सखि वासन्ति किं त्वया कृतमार्यपुत्रस्य मम चैतद्दर्शयन्त्या । हा धिक् हा धिक् । स एवार्यपुत्रस्तदेव पञ्चवटीवनं सैव प्रियसखी वासन्ती त एव विविधविस्रम्भसाक्षिणो गोदावरीकाननोद्देशास्त एव जातनिर्विशेषा मृगपक्षिपादपाः सैव चाहम् । मम पुनर्मन्दभाग्याया दृश्यमानमपि सर्वमेवैतन्नास्तीति स ईदृशो जीवलोकस्य परिवर्तः संवृत्तः । ]

**वासन्ती**—सखि सीते कथं न पश्यसि रामभद्रस्यावस्थाम् । १२

नवकुवलयस्निग्धैरङ्गैर्ददन्नयनोत्सवं
सततमपि नः स्वेच्छादृश्यो नवो नव एव यः।
विकलकरणः पाण्डुः सोऽयं शुचा परिदुर्बलः
क्षणमपि स दृष्टुन्नेतव्यस्तथापि दृशोः प्रियः ॥ २२ ॥

**सीता**—पेक्खामि सहि पेक्खामि । [ पश्यामि सखि पश्यामि । ]

**तमसा**—पश्यन्ती प्रियं भूयाः । २

ન્તી—ત્યારે અહીં મહારાજ ભલે આસનનો સ્વીકાર કરે.
(રામ બેસે છે)

કદલી વનની વચ્ચે રહેલી આ તે જ શિલાની
પાટની સપત્નીક (એવા) તમારી પથારી, કારણ
અહીં બેસીને સીતા તેમને ઘણું ઘાસ આપતી
તેથી નાનાં હરણાં (તેને) છોડતાં નથી. (૨૧)

-આ તો જોવું જ અશક્ય છે. (રડતા બીજે બેસે છે.)

—સખી વાસંતી આર્યપુત્રને અને મને એ બતાવીને તેં શું કર્યું? અરેરે હાય! અરેરે ધિક્! એ જ આર્યપુત્ર! એ જ પંચવટી! એ જ પ્રિય સખી વાસન્તી! વિવિધ આનંદક્રીડાના સાક્ષી (રૂપી) એ જ ગોદાવરીના વનપ્રદેશો! એ જ બાળક જેવાં માનેલાં મૃગો, પંખીઓ અને વૃક્ષો! અને એ જ હું! પણ મારે અભાગણીને માટે આ બધું જ દેખાતું હોવા છતાં (એમાંનું કશું) નથી. એમ આ તેવું સંસારનું પરિવર્તન થઈ ગયું છે.

તી—સખી સીતા! રામભદ્રની દશા કેમ જોતી નથી?

તાજા નીલકમળ જેવા સુંદર અંગથી નેત્રોત્સવ
અર્પતા જે હંમેશ સ્નેહથી જોવાતા છતાં
આપણને (રોજ) નવા અને નવા જ લાગતા હતા!
તે આ (હવે) શોકથી વિકલ ઇન્દ્રિયોવાળા ફિક્કા
(અને) અત્યંત દૂબળા પડી ગયા છે. (અહીં તારી
આગળ છે તે) એ (જ) છે એમ માંડ માંડ
ઓળખી શકાય છે છતાં ય (એ) આંખોને પ્રિય છે.
[ અથવા આમ-(હવે) શોકથી વિકલ ઇન્દ્રિયોવાળા,
ફિક્કા અને અત્યંત દૂબળા પડી ગયેલા છતાં આંખોને
પ્રિય તે આ (તારી સામે છે તે) એ (જ) છે
એમ માંડ માંડ ઓળખી શકાય છે ] (૨૨)

૧— જોઉં છું, સખી, જોઉં છું.

૧—પ્રિયને હંમેશાં રમતા રહેજો.

**सीता**—हा देव एसो मए विणा अहं वि एदेण विणेत्ति सिविणेवि केण संभाविद आसि। ता मुहुत्तमेत्तं जम्मंतरादो विअ लद्धदंसणं बाहसलिलंतरेसु पेक्खामि दाव वच्छलं अज्जउत्तं। (इति पश्यन्ती स्थिता।)
[हा देव एष मया विना अहमप्येतेन विनेति स्वप्नेऽपि केन संभावितमासीत्। तन्मुहूर्तमात्रं जन्मान्तरादिव लब्धदर्शनं बाष्पसलिलान्तरेषु पश्यामि तावद्वत्सलमार्यपुत्रम्।] ८

विलुलितमतिपूरैर्बाष्पमानन्दशोक-
प्रभवमवसृजन्ती पक्ष्मलोत्तानदीर्घा।
स्नपयति हृदयेशं स्नेहनिष्यन्दिनी ते
धवलमधुरमुग्धा दुग्धकुल्येव दृष्टिः॥ २३॥

**वासन्ती**—

ददतु तरवः पुष्पैरर्घ्यं फलैश्च मधुश्च्युतः
स्फुटितकमलामोदप्रायाः प्रवान्तु वनानिलाः।
कलमविरलं रज्यत्कण्ठाः क्वणन्तु शकुन्तयः
पुनरिदमयं देवो रामः स्वयं वनमागतः॥ २४॥

**रामः**—एहि सखि वासन्ति नन्वितः स्थीयताम्।

**वासन्ती**—(उपविश्य सास्रम्।) महाराज अपि कुशलं कुमारलक्ष्मणस्य।

**रामः**—(अश्रुतमभिनीय।) १

करकमलवितीर्णैरम्बुनीवारशष्पै-
स्तरुशकुनिकुरङ्गान्मैथिली यानपुष्यत्।
भवति मम विकारस्तेषु दृष्टेषु कोऽपि
द्रव इव हृदयस्य प्रस्तरोद्भेदयोग्यः॥ २५॥

**वासन्ती**—महाराज ननु पृच्छामि अपि कुशलं कुमारलक्ष्मणस्येति। १

**સીતા**—હાય રે વિધિ ! આ મારા વિના (અને) હું પણ એમના વિના એમ સ્વપ્ને પણ કોણે ધાર્યું હતું ? તો ઘડીભર (એક ક્ષણ) અશ્રુજળની વચ્ચે (વચ્ચે) બીજા જન્મમાં જેનું દર્શન થયું છે તેવા મારા સ્નેહાળ આર્યપુત્રને જોઈ લઉં. (જોતી ઊભી રહે છે)

**તમસા**—(ભેટીને આંસુ સાથે)

મોટા પૂરથી ધસમસતાં, હર્ષ અને શોકથી ઉદ્ભવેલાં આંસુ વરસાવતી પાંપણોવાળી, મોટી અને લાંબી, સ્નેહ વરસાવતી તારી ધવલ, મધુર મુગ્ધ દૃષ્ટિ દૂધની નીકની જેમ (દૂધના પ્રવાહની જેમ) (તારા) હૃદયેશને નવડાવે છે. (૨૩)

**વાસન્તી**—

મધ ટપકાવતાં વૃક્ષો પુષ્પોથી અને ફળથી અર્ધ્ય આપો. ખીલેલાં કમળની સુગંધથી બહેકતા વનપવનો વહો. આસક્ત કંઠવાળાં પંખીઓ સતત (અને) મધુર ગાઓ. આ મહારાજ રામ પોતે ફરીથી આ વનમાં પધાર્યા છે. (૨૪)

**રામ**—આવ, સખી વાસન્તી અહીં બેસીશ કે ?

**વાસન્તી**—(બેસીને આંસુ સાથે) મહારાજ કુમાર લક્ષ્મણ કુશળ છે કે ?

**રામ**—(ન સાંભળ્યું હોય તેવો અભિનય કરીને)

કમળ જેવા હાથથી આપેલાં પાણી, સામો અને કુમળા ઘાસથી, જે વૃક્ષ, પંખી અને હરણાંઓને સીતાએ ઉછેર્યાં, તેમને જોતાં (અત્યારે) મને, પથ્થરોને તોડી નાખવા સમર્થ (અને) હૃદયનો દ્રવ હોય તેવો કોઈ અવર્ણનીય (ન સમજાય તેવો) વિકાર થાય છે. (૨૫)

**વાસન્તી**—મહારાજ, એમ પૂછું છું કે કુમાર લક્ષ્મણ કુશળ છે ને ?

**रामः**—(आत्मगतम् ।) अये महाराजेति निष्प्रणयमामन्त्रणपदं सौमित्रिमात्रे बाष्पस्खलिताक्षरः कुशलप्रश्नः । तथा मन्ये विदितसीतावृत्तान्तेयमिति (प्रकाशम् ।) आः कुशलं कुमारस्य ।

**वासन्ती**—(रुदती ।) अयि देव किं परं दारुणः खल्वसि ।

**सीता**—सहि वासन्दि किं तुमं एव्वंवादिणी होसि । पिआरुहो क्खु सव्वस्स अज्जउत्तो विसेसदो मह पिअसहीए । [सखि वासन्ति किं त्वमेवंवादिनी भवसि । प्रियार्हः खलु सर्वस्यार्यपुत्रो विशेषतो मम प्रियसख्याः ।]

**वासन्ती**—

त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं
त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ।
इत्यादिभिः प्रियशतैरनुरुध्य मुग्धां
तामेव शान्तमथवा किमिहोत्तरेण ॥ २६ ॥

(इति मुह्यति

**तमसा**—स्थाने वाक्यनिवृत्तिर्मोहश्च ।

**रामः**—सखि समाश्वसिहि समाश्वसिहि ।

**वासन्ती**—(समाश्वस्य ।) तत्किमिदमकार्यमनुष्ठितं देवेन ।

**सीता**—सहि वासन्दि विरम विरम । [सखि वासन्ति विरम विरम ।]

**रामः**—लोको न मृष्यतीति ।

**वासन्ती**—कस्य हेतोः ।

**रामः**—स एव जानाति किमपि ।

**तमसा**—चिरादुपालम्भः ।

**वासन्ती**—

अयि कठोर यशः किल ते प्रियं
किमयशो ननु घोरमतः परम् ।
किमभवद्विपिने हरिणीदृशः
कथय नाथ कथं यत मन्यसे ॥ २७ ॥

**રામ**—(સ્વગત) અરે ! 'મહારાજ' એવા સ્નેહ વગરના સંબોધનના શબ્દો ! અને કેવળ લક્ષ્મણ અંગે આંસુથી થથરતા અક્ષરવાળો કુશળ પ્રશ્ન ! તેથી માનું છું કે આને સીતાનો પ્રસંગ વિદિત છે. (મોટેથી) અરે હા કુમાર કુશળ છે.

**વાસન્તી**—(રડતી) ઓ મહારાજ, તમે ખરેખર આટલા ક્રૂર શે બન્યા ?

**સીતા**—સખી વાસન્તી, તું એવું કેમ બોલે છે ? (તું એવું બોલનારી કેમ થાય છે ?) ખરેખર આર્યપુત્ર બધા તરફથી પ્રિય (વર્તન) ને પાત્ર છે, ખાસ કરીને મારી પ્રિય સખી પાસેથી.

**વાસન્તી**—

'તું મારું જીવન છે. તું (મારું) બીજું હૃદય
છે તું નયનની ચાંદની છે. તું (મારાં) અંગો ઉપર
અમૃત છે' વગેરે એવાં સેંકડો પ્રિય વચનોથી
ભોળીને ખુશ કરીને તેને જ — અથવા શાંતિ'
અહીં વધારે (કહેવા)થી શું ? (२६)

(મૂર્છા પામે છે)

**તમસા**—વાક્યનો વિરામ અને મૂર્છા (બંને) બરાબર છે. (યોગ્ય સ્થાને છે)

**રામ**—સખી, શાંત થા, શાંત થા.

**વાસન્તી**—(ભાનમાં આવીને) તો મહારાજે આ અયોગ્ય કાર્ય કેમ કર્યું ?

**રામ**—લોકો સાંખે નહિ એટલે.

**વાસન્તી**—ક્યા કારણથી ?

**રામ**—એ જ જાણે છે 'કંઈક' [એ જ કંઈક (અવર્ણનીય કારણ) જાણે છે અથવા 'જે કંઈ હોય તે એ જ જાણે છે ]

**તમસા**—કટાક્ષ બહુ મોડો આવ્યો.

**વાસન્તી**—

ઓ કઠોર, સાંભળ્યું છે તે પ્રમાણે (કિલ) તમને
યશ પ્રિય છે. પૂછું છું (નનુ) આથી વધારે ઘોર
અપયશ કેવો ? મૃગનયનાનું વનમાં શું થયું હશે ?
અહહ ! કહો મહારાજ, (આપ) શું માનો છો ? (२७)

**सीता**—तुमं जेव्व सहि वासंदि दारुणा कठोरा अ जा एव्वं अज्जउत्तं पलित्तं पदीवेसि । [ त्वमेव सखि वासन्ति दारुणा कठोरा च यैवमार्यपुत्रं प्रदीप्तं प्रदीपयसि । ]

**तमसा**—प्रणय एवं व्याहरति शोकश्च ।

**रामः**—सखि किमत्र मन्तव्यम् ।

त्रस्तैकहायनकुरङ्गविलोलदृष्टे-
स्तस्याः परिस्फुरितगर्भभरालसायाः ।
ज्योत्स्नामयीव मृदुबालमृणालकल्पा
क्रव्याद्भिरङ्गलतिका नियतं विलुप्ता ॥ २८ ॥

**सीता**—अज्जउत्त धरामि एसा धरामि । [ आर्यपुत्र ध्रिये एषा ध्रिये । ]

**रामः**—हा प्रिये जानकि क्वासि ।

**सीता**—हद्धी हद्धी । अण्णो विअ अज्जउत्तो पमुक्ककंठं रोदिदि । [हा धिक् हा धिक् । अन्य इवार्यपुत्रः प्रमुक्तकण्ठं रोदिति । ]

**तमसा**—वत्से साम्प्रतिकमेवैतत् । कर्तव्यानि खलु दुःखितैर्दुःखनिर्वापणानि ।

पूरोत्पीडे तटाकस्य परीवाहः प्रतिक्रिया ।
शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते ॥ २९॥

विशेषतः रामभद्रस्य बहुप्रकारकष्टो जीवलोकः ।

इदं विश्वं पाल्यं विधिवदभियुक्तेन मनसा
प्रियाशोको जीवं कुसुममिव घर्मो ग्लपयति ।
स्वयं कृत्वा त्यागं विलपनविनोदोऽप्यसुलभ-
स्तदद्याप्युच्छ्वासो भवति ननु लाभो हि रुदितम् ॥३०॥

**સીતા**—સખી વાસન્તી, તું જ ક્રૂર અને કઠોર છે કે જે આમ દુઃખી થયેલા આર્યપુત્રને વધારે દુઃખી કરે છે.

**તમસા**—સ્નેહ અને શોક આમ બોલે છે.

**રામ**—સખી અહીં શું માનવું ?

ત્રાસ પામેલા અને એક વર્ષની ઉંમરના મૃગલા જેવી ચંચળ આંખોવાળી, ફરકતા ગર્ભના ભારથી મંદ ગતિવાળી એની (સીતાની) જ્યોત્સ્નામયી હોય તેવી લગભગ કોમળ, નાના મૃણાલ જેવી તનુલતા ચોક્કસ હિંસક પશુઓ દ્વારા નાશ પામી (૨૮)

**સીતા**—આર્યપુત્ર, જીવું છું આ જીવું.

**રામ**—અરેરે ! પ્રિય જાનકી ક્યાં છે ?

**સીતા**—અરેરે હાય ! અરેરે ! સાધારણ માનવીની જેમ આર્યપુત્ર છૂટે મુખે રડે છે.

**તમસા**—બેટી, એ યોગ્ય જ છે. દુઃખી જનોએ ખરેખર દુઃખ હળવાં કરવાં (જ) પડે છે.

તળાવમાં પૂરનું દબાણ હોય ત્યારે 'પરીવાહ' (ઊભરાઇ જવું) એ જ ઉપાય છે. અને શોકના ક્ષોભમાં હૈયું રુદનથી જ ટકે છે. (૨૯)

ખાસ કરીને રામભદ્રને સંસાર બહુ પ્રકારના કષ્ટવાળો છે.

એકાગ્ર મનથી આ વિશ્વને વિધિપૂર્વક પાળવાનું છે. જેમ તડકો ફૂલને (મુરઝાવે) તેમ, પ્રિયાનો શોક (એમના) જીવને સૂકવી નાખે છે. પોતે (જ) (સીતાનો) ત્યાગ કરીને (હવે) વિલાપનું આશ્વાસન પણ દુર્લભ છે. હજી સુધી પણ જીવે છે તો ખરેખર રુદન (એક માત્ર) જ લાભ છે. [ અથવા – રુદન ખરેખર (તેમને માટે) લાભ છે કારણ તેથી હજી સુધી પણ જીવે છે (શ્વાસ લે છે) (૩૦)

रामः—कष्टं भोः कष्टम् । १

दलति हृदयं गाढोद्वेगं द्विधा तु न भिद्यते
वहति विकलः कायो मोहं न मुञ्चति चेतनाम् ।
ज्वलयति तनूमन्तर्दाहः करोति न भस्मसा-
त्प्रहरति विधिर्मर्मच्छेदी न कृन्तति जीवितम् ॥ ३१ ॥

सीता—एवं ण्णेदं । [एवं न्विदम् ।]

रामः—हे भगवन्तः पौरजानपदाः । २

न किल भवतां देव्याः स्थानं गृहेऽभिमतं तत-
स्तृणमिव वने शून्ये त्यक्ता न चाप्यनुशोचिता ।
चिरपरिचितास्ते ते भावाः परिद्रवयन्ति मा-
मिदमशरणैरद्यास्माभि प्रसीदत रुद्यते ॥ ३२ ॥

वासन्ती—(स्वगतम् ।) अतिगम्भीरमापूरणं शोकसागरस्य । (प्रकाशम् ।) देव अतिक्रान्ते धैर्यमवलम्ब्यताम् ।

रामः—सखि किमुच्यते धैर्यमिति । १

देव्या शून्यस्य जगतो द्वादशः परिवत्सरः ।
प्रणष्टमिव नामापि न च रामो न जीवति ॥ ३३ ॥

सीता—मोहिदम्हि एदेहिं अज्जउत्तवअणेहिं । [मोहितास्म्येतैरार्यपुत्रवचनैः ।]

तमसा—एवमेव वत्से । २

नैताः प्रियतमा वाचः स्नेहार्द्राः शोकदारुणाः ।
एतास्ता मधुनो धाराः श्च्योतन्ति सविषास्त्वयि ॥ ३४ ॥

रामः—अयि वासन्ति मया खलु १

यथा तिरश्चीनमलातशल्यं
प्रत्युप्तमन्तः सविषश्च दंशः ।
तथैव तीव्रो हृदि शोकशङ्कु-
र्मर्माणि कृन्तन्नपि किं न सोढः ॥ ३५ ॥

**રામ**—ઓરે ! આ તે કેવું દુઃખ!

ગાઢ ઉદ્વેગવાળું હૃદય તૂટે છે પણ બે કકડા થતા નથી ! જડ બનેલું શરીર મોહ પામે છે, (પણ) ચેતના ત્યજતું નથી. અંદરનો દાહ શરીરને બાળે છે, ભસ્મસાત કરતો નથી. મર્મછેદક વિધાતા પ્રહારો કરે છે, જીવનને કાપી નાખતો નથી. (૩૧)

**સીતા**—એ એમ જ છે.

**રામ**—ઓ માનવંતા પુરજનો અને જનપદવાસીઓ !

(મને) કહેવામાં આવ્યું કે (किल) તમને દેવીનું (મારા) ઘરમાં સ્થાન ગમ્યું નથી ત્યારે તણખલાની જેમ શૂન્ય અરણ્યમાં ત્યજી દીધી (અને) પાછળ શોક પણ ન કર્યો. તે તે ચિરપરિચિત પદાર્થો મને પિગાળે છે. અવશ એવા મારાથી આજે આ રુદન થઈ જાય છે. પ્રસન્ન થાઓ. (૩૨)

**વાસન્તી**—(સ્વગત) શોકસાગરનું ઘણું ઊંડું વમળ છે. (મોટેથી) મહારાજ, વીતી, ગયેલા (પ્રસંગ) માટે ધૈર્ય ધારો.

**રામ**—સખી, ધૈર્ય (ધારો) એમ કેમ કહે છે ?

દેવી વગરના જગતનું આજે બારમું વર્ષ છે.
(એનું તો) નામ પણ જાણે નાશ પામ્યું છે.
જ્યારે રામ જીવતો નથી એમ નથી (૩૩)

**સીતા**—આર્યપુત્રનાં આ વચનોથી હું મૂર્છા પામું છું.

**તમસા**—એમ જ છે દીકરી !

શોકથી દારુણ આ સ્નેહાર્દ્ર ઉદ્ગારો અત્યંત પ્રિય (મનોહારી) નથી. આ, અંદર વિષવાળી તે મધુની ધારાઓ તારા ઉપર પડે છે. (૩૪)

**રામ**—અરે વાસન્તી ! મેં ખરેખર

જેવી રીતે હૃદયમાં વાંકુ ખૂંતેલું (અંદર ખૂંતેલું) ધગધગતું લોઢાનું (તીણું) શલ્ય (બાણ) (દુઃખ આપે) અને (જેવી રીતે) (અંદર) ઝેરવાળો (તીવ્ર) ડંખ (દુઃખ આપે) એવી જ રીતે હૃદયમાં રહેતો દુઃસહ (તીવ્ર) શોક શંકુ મર્મને વીંધતો છતા શું વેઠ્યો નથી ? (૩૫)

**सीता**—एव्वं म्हि मंदभाइणी पुणोवि आआसआरिणी अज्जउत्तस्स। [एवमस्मि मन्दभागिनी पुनरप्यायासकारिणी आर्यपुत्रस्य।]

**रामः**—एवमतिनिष्कम्पस्तम्भितान्तःकरणस्यापि मम संस्तुततत्तत्प्रियवस्तुदर्शनादयमावेगः। तथाहि। ४

वेलोल्लोलक्षुभितकरुणोज्जृम्भणस्तम्भनार्थं
यो यो यत्नः कथमपि मयाधीयते तं तमन्तः।
भित्त्वा भित्त्वा प्रसरति बलात्कोऽपि चेतोविकार-
स्तोयस्येवाप्रतिहतरयः सैकतं सेतुमोघः ॥ ३६ ॥

**सीता**—एदिणा अज्जउत्तस्स दुव्वारदारुणारंभेण दुःखसंखोहेण परिमुसिअणिअदुक्खं किंपि पमुद्धं मे हिअअं। [एतेनार्यपुत्रस्य दुर्वारदारुणारम्भेण दुःखसंक्षोभेण परिमुषितनिजदुःखं किमपि प्रमुग्धं मे हृदयम्।]

**वासन्ती**—(स्वगतम्।) कष्टमभ्यापन्नो देवः। तदन्यतः क्षिपामि तावत्। (प्रकाशम्।) चिरपरिचितानिदानीं जनस्थानभागानवलोकनेन मानयतु देवः।

**रामः**—एवमस्तु। (इत्युत्थाय परिक्रामति।)

**सीता**—संदीवण ज्जेव्व दुक्खस्स पिअसहीए विणोदणोवाओ त्ति तक्केमि। [संदीपन एव दुःखस्य प्रियसख्या विनोदनोपाय इति तर्कयामि।]

**वासन्ती**—(सकरुणम्।) देव देव ५

अस्मिन्नेव लतागृहे त्वमभवस्तन्मार्गदत्तेक्षणः
सा हंसैः कृतकौतुका चिरमभूद्गोदावरीसैकते।
आयान्त्या परिदुर्मनायितमिव त्वां वीक्ष्य बद्धस्तया
कातर्यादरविन्दकुड्मलनिभो मुग्धः प्रणामाञ्जलिः ॥३७॥

**સીતા**—હું એવી કમનસીબ છું કે આર્યપુત્રને ફરી એક વખત દુઃખ દેનારી થઇ.

**રામ**—ઘણા નિશ્ચળ અને સ્થિર કરેલા અંતઃકરણવાળો હોવા છતાં તે તે પરિચિત પ્રિય વસ્તુના દર્શનથી આજે મારો આ આવેગ પ્રચંડ છે જેમકે,

મર્યાદા વટાવી ગયેલા અને ક્ષોભ પામેલા શોકની વૃદ્ધિને રોકવાને માટે હું જેમતેમ કરીને જે જે યત્ન કરું છું તેને તેને અંદરથી (બળપૂર્વક) તોડીફોડીને, જેમ રેતીના પુલને (વચમાંથી) (તોડીને) ન રોકી શકાય તેવા વેગવાળો જળપ્રવાહ (વહે) તેમ, અતર્કનીય ચિત્તવિકાર (બળપૂર્વક) (મારામાં) પ્રસરે છે. (૩૬)

**સીતા**—આર્યપુત્રના આ ભયંકર અને ન વારી શકાય તેવા આરંભવાળા દુઃખના સંક્ષોભથી પોતાનું દુઃખ ભૂલી ગયેલું મારું હૃદય જાણે કોઈ અકલ્પ્ય રીતે મોહ પામ્યું છે

**વાસન્તી**—(સ્વગત) અરેરે ! મહારાજ દુઃખમા આવી પડયા. તો બીજી બાજુ ધ્યાન દોરું (મોટેથી) મહારાજ, હવે જનસ્થાનના ચિરપરિચિત પ્રદેશોને નિહાળીને સન્માનો.

**રામ**— ભલે એમ.

(ઊઠીને પરિક્રમણ કરે છે)

**સીતા**—પ્રિયસખીનો વિનોદનો ઉપાય દુઃખને વધારનારો જ થશે એમ મને લાગે છે.

**વાસન્તી**— (કરુણ રીતે) દેવ, દેવ,

તેના (આવવાના) માર્ગ તરફ નેત્રો ઠેરવીને તમે આ જ લતાગૃહમાં ઊભા હતા. હંસોએ જેનામાં કૌતુક પ્રગટાવ્યું છે તેવી તે સખી વખત ગોદાવરીની રેતીમાં રહી. પાછા આવતાં તમને ઘણા (વરિ) ઊંચા મનવાળા થયા હોય તેવા (ઇવ) જોઈને તેણે બીકથી કમળની કળી જેવી, સુંદર પ્રણામ (માટે) ની અંજલિ રચી (૩૭)

**सीता**—दालुणासि वासंति दालुणासि। जा एदेहिं हिअअमम्मगूढसल्लसंघट्टणेहिं पुणो पुणोवि मं मंदभाइणिं अज्जउत्तं अ संदावेसि। [दारुणासि वासन्ति दारुणासि। या एतैर्हृदयमर्मगूढशल्यसंघट्टनैः पुनःपुनरपि मां मन्दभागिनीमार्यपुत्रं च सन्तापयसि।]

**रामः**—अयि चण्डि जानकि इतस्ततो दृश्यसे इव नानुकम्पसे।

हा हा देवि स्फुटति हृदयं ध्वंसते देहबन्धः
　शून्यं मन्ये जगदविरतज्वालमन्तर्ज्वलामि।
सीदन्नन्धे तमसि विधुरो मज्जतीवान्तरात्मा
　विष्वङ् मोहः स्थगयति कथं मन्दभाग्यः करोमि ॥३८॥

(इति मूर्च्छति।)

**सीता**—हद्धी हद्धी पुणोवि पमूढो अज्जउत्तो। [हा धिक् हा धिक् पुनरपि प्रमूढ आर्यपुत्रः।]

**वासन्ती**—देव समाश्वसिहि समाश्वसिहि।

**सीता**—अज्जउत्त मं मंदभाइणिं उद्दिसिअ सअलजीवलोअमंगलाधारस्स दे वारंवारं संसइदजीविददालुणो दसापरिणामो त्ति हा हदम्हि। (इति मूर्च्छति।)

[आर्यपुत्र मां मन्दभागिनीमुद्दिश्य सकलजीवलोकमङ्गलाधारस्य ते वारंवारं संशयितजीवितदारुणो दशापरिणाम इति हा हतास्मि।]

**तमसा**—वत्से समाश्वसिहि समाश्वसिहि पुनस्त्वत्पाणिस्पर्श एव सञ्जीवनोपायो रामभद्रस्य।

**वासन्ती**—कथमद्यापि नोच्छ्वसिति। हा प्रियसखि सीते क्वासि सम्भावयात्मनो जीवितेश्वरम्।

(सीता ससंभ्रममुपगम्य हृदि ललाटे च स्पृशति।)

**वासन्ती**—दिष्ट्या प्रत्यापन्नचेतनो रामभद्रः।

**સીતા**— નિર્દય છે. વાસન્તી, તું નિર્દય છે (કે) જે હૃદયના મર્મભાગમાં ઠંડાઈ રહેલા શલ્યને આમ (હલાવી) હલાવીને આર્યપુત્રને અને મને મંદભાગિનીને વારંવાર સંતાપ્યા કરે છે.

**રામ**— અરી ચંડી જાનકી! અહીંતહીં દેખાય છે જાણે! પણ દયા લાવતી નથી!

> રે! રે! ઓ દેવી! હૃદય ફાટે છે. દેહબંધના
> ટુકડા થાય છે. જગત સૂનું લાગે છે. અંદરથી
> અવિરત જ્વાળાથી (હું) બળું છું. મારો ખિન્ન
> (અને) દીન અંતરાત્મા જાણે ઘોર (શબ્દશઃ-દૃષ્ટિ-
> વિનાશક) અંધકારમાં ડૂબે છે. મૂર્છા બધી
> બાજુએથી (અને) આવરી લે છે મંદભાગી હું
> શું કરું? (૩૮)

(મૂર્છા પામે છે.)

**સીતા**— અરેરે! હાય! આર્યપુત્ર વળી પાછા મૂર્છા પામ્યા.

**વાસન્તી**— મહારાજ, શાંત થાઓ શાંત થાઓ.

**સીતા**— આર્યપુત્ર, મુજ અભાગણીને લીધે સમસ્ત જીવલોકના મંગળ આધાર સમા તમારે વારંવાર જીવનને મુશ્કેલીમા મૂકી દે તેવું હોવાથી દારુણ દશાપરિવર્તન ભોગવવું પડે છે. તો હાય! મોઈ હું!

**તમસા**— બેટી, શાંત થા. શાંત થા. ફરી તારા કરનો સ્પર્શ જ રામભદ્રને ભાનમાં લાવવાનો ઉપાય છે.

**વાસન્તી**— શું હજી પણ ભાનમાં આવતા નથી! રે! પ્રિય સખી સીતા! ક્યાં છે? તારા જીવિતેશ્વરને ભાનમાં લાવ.

(સીતા ગભરાટથી જલદીથી હૃદયને અને લલાટને સ્પર્શે છે)

**વાસન્તી**— સદ્ભાગ્યે રામભદ્રને પાછું ભાન આવ્યું.

राम —

आलिम्पन्नमृतमयैरिव प्रलेपै-
रन्तर्वा बहिरपि वा शरीरधातून् ।
संस्पर्शः पुनरपि जीवयन्नकस्मा-
दानन्दादपरमिवादधाति मोहम् ॥ ३९ ॥

( आनन्दनिमीलिताक्ष एव ) सखि वासन्ति दिष्ट्या वर्धसे ।

वासन्ती—देव कथमिव ।

राम —सखि किमन्यत् । पुन प्राप्ता जानकी ।

वासन्ती—अयि देव रामभद्र क सा ।

राम --( स्पर्शसुखमभिनीय । ) पश्य नन्विय पुरत एव ।

वासन्ती—अयि देव किमिति मर्मच्छेददारुणैरेभि प्रलापै प्रियसखीदु खदग्धामपि मा पुनर्मन्दभाग्या दहसि ।

सीता—ओसरिदु इच्छम्मि । एसो उण चिरसब्भावसोम्मसीदलेण अज्जउत्तप्फंसेण दीहदारुण वि झत्ति सदाव हरतेण वज्जलेओवणिबद्धो विअ सिज्जन्तीसह विवल्हत्थो वेअणसीलो अवसो विअ मे हत्थो । [अपसर्तुमिच्छामि । एष पुन चिरसद्भावसौम्यशीतलेन आर्यपुत्रस्पर्शेन दीर्घदारुणमपि झटिति सन्ताप हरता वज्रलेपोपनिबद्ध इव स्विद्यन्नि सहविपर्यस्तो वेपनशीलोऽवश इव मे हस्त ]

राम —सखि कुत प्रलापा ।

गृहीतो य पूर्वं परिणयविधौ कङ्कणधर
चिर स्वेच्छास्पर्शैरमृतशिशिरैर्य परिचित ।

सीता--अज्जउत्त सो जेव्व दाणिं सि तुम । [आर्यपुत्र स एवेदानीमसि त्वम् । ]

राम --

स एवायं तस्यास्तुहिननिकरौपम्यसुभगो
मया लब्ध पाणिर्ललितलवलीकन्दलनिभ. ॥ ४० ॥

( इति गृह्णाति । ) १

રામ—

જાણે અમૃતમય લેપથી શરીરની ધાતુઓને અંદર
અને બહાર પણ લીંપતો હોય તેમ એકાએક
ફરીવાર જિવાડતો સ્પર્શ જાણે આનંદથી બીજી
મૂર્છા આપે છે. (૩૯)

(આનંદથી આંખ મીંચેલી રાખીને જ) સખી વાસન્તી શુભ સમાચાર !

**વાસન્તી**—મહારાજ, શી રીતે વળી ?

**રામ**—સખી, બીજું શું ? જાનકી ફરીથી મળી.

**વાસન્તી**—અરે મહારાજ, રામભદ્ર ક્યાં છે તે !

**રામ**—(સ્પર્શ સુખનો અભિનય કરીને) જો. ખરેખર આ સામે જ છે.

**વાસન્તી**—ઓ મહારાજ, પ્રિય સખીના દુઃખથી બળેલી મને મંદભાગિનીને પણ ફરીથી આ મર્મછેદક દારુણ પ્રલાપો વડે કેમ બાળો છો ?

**સીતા**—ખસી જવા ઈચ્છું છું, પરંતુ (મારા) દીર્ઘ અને દારુણ સંતાપને પણ તરત હઠાવી દેતા, (અને) સ્થિર સ્નેહથી સૌમ્ય અને શીતળ, (એવા) આર્યપુત્રના સ્પર્શથી મારો હાથ જાણે વજ્રલેપથી ચોટી ગયો છે, પરસેવાથી રેબઝેબ થયો છે, સહન ન થાય તે રીતે જકડાયો છે, હંમેશ કંપે છે અને જાણે અવશ થઈ ગયો છે.

**રામ**—સખી ! 'પ્રલાપ' એમ કેમ કહે છે ?

કંકણ ધારેલો જે હાથ પહેલાં લગ્નની વિધિમાં
પકડ્યો હતો, લાંબા સમય સુધીના સ્વેચ્છાએ
કરેલા અમૃતમય અને ઠંડા સ્પર્શથી જે (મને)
પરિચિત છે,

**સીતા**—આર્યપુત્ર ! તમે હજી પણ એવા જ છો.

રામ—

તે જ આ તેનો હિમસમૂહના સાદસ્યથી રમણીય
અને લવલી (લતા)ના સુંદર (નવા) અંકુર જેવો
હાથ મને લાધ્યો છે. (૪૦)

(પકડે છે)

**सीता**—हद्धी हद्धी। अज्जउत्तप्फसमोहिदाए पमादो क्खु मे संवुत्तो। [ हा धिक् हा धिक्। आर्यपुत्रस्पर्शमोहितायाः प्रमाद खलु मे संवृत्त । ]

**राम**—सखि वासन्ति आनन्दनिमीलितेन्द्रिय साध्वसेन परवानस्मि। तत्त्व तावदेना धारय।

**वासन्ती**—कष्टमुन्माद एव।

( सीता ससम्भ्रम हस्तमाक्षिप्यापसर्पति। )

**राम**—हा धिक् प्रमाद। ८

> करपल्लवः स तस्या सहसैव जडो जडात्परिभ्रष्टः
> परिकम्पिन प्रकम्पी करान्मम स्विद्यतः स्विद्यन् ॥ ४१ ॥

**सीता**—हद्धी हद्धी। अज्जवि अणवत्थिदत्थिमिदमूढघुण्णतणअणो ण पज्जवत्थावेदि अत्ताणअ। [ हा धिक् हा धिक्। अद्याप्यनवस्थितस्तिमितमूढघूर्णन्नयनो न पर्यवस्थापयत्यात्मानम्। ]

**तमसा**—( सस्नेहकौतुकस्मित निर्वर्ण्य। )

> सस्वेदरोमाञ्चितकम्पिताङ्गी
> जाता प्रियस्पर्शसुखेन वत्सा।
> मरुन्नवाम्भःप्रविधूतसिक्ता
> कदम्बयष्टिः स्फुटकोरकेव ॥ ४२ ॥

**सीता**—( स्वगतम् ) अम्महे अवसेण एदेण अत्ताणएण लज्जाविदम्हि भअवदीए तमसाए। किं ति किल एसा मण्णिस्सदि एसो परिच्चाओ एसो अहिसंगे [ त्ति। अहो अवशेनैवेनात्मना लज्जापितास्मि भगवत्या तमसया। किमिति किलैषा मस्यते एष ते परित्याग एषोऽभिषङ्ग इति। ]

**राम**—( सर्वतोऽवलोक्य। ) हा कथ नास्त्येव। नन्वकरुणे वैदेहि।

સીતા—હા ! ધિક્ ! આર્યપુત્રના સ્પર્શથી મોહ પામેલી મારાથી ખરેખર મોટી ભૂલ થઈ ગઈ.

રામ—સખી વાસન્તી ! આનંદને લીધે મારી ઈન્દ્રિયો કામ કરતી અટકી ગઈ છે (અને) વ્યાકુળતાને લીધે હું પરવશ થઈ ગયો છું. તો તું જરા એને પકડી રાખ.

વાસન્તી—હાય હાય ! ગાંડપણ જ

(સીતા ગભરાટથી હાથ ખેંચી લઈ ખસી જાય છે.)

રામ—અરેરે ! કેવી મોટી ભૂલ !

મારા જડ, ધ્રૂજતા અને પ્રસ્વેદવાળા હાથમાંથી
તેનો એ જડ, કંપતો અને સ્વેદવાળો કરપલ્લવ
એકાએક જ સરી પડ્યો. (૪૧)

સીતા—અરેરે ! ધિક્ ! અરેરે ! ધિક્ ! હજી પણ તેમની આંખો અસ્થિર, થંભી ગયેલી, મૂઢ અને ચકળવકળ છે (અને તે) પોતાની જાતને સ્વસ્થ કરતા નથી !

તમસા—(સ્નેહ અને કૌતુકના રિમનથી નિહાળીને)

પવનથી હલાવાયેલી અને નવા પાણીથી સીંચાયેલી
ફૂટતી કળીઓવાળી કદંબની ડાળીની જેમ
પ્રિયતમના સ્પર્શસુખથી લાકડી (મારી) સ્વેદ
રોમાંચ અને કંપયુક્ત અંગોવાળા થઈ. (૪૨)

સીતા—(સ્વગત) અહો ! (મારા) આવા અવશ આત્માને લીધે ભગવતી તમસાએ મને શરમાવી નાખી. તે ખરેખર 'શું ધારશે કે કેવો તારો ત્યાગ (અને છતાં) કેવી આસક્તિ !

રામ—( બધી બાજુએ જોઈને ) અરેરે ! શું નથી જ ! અરે નિર્દય વૈદેહી !

સીતા—સાચે જ હું અકરુણ છું (કે) જે તમને આવા દેખાને (પણ) ધરાર જીવે છે.

રામ—ક્યાં છે દેવી ! પ્રસન્ન થા. મને આવી રીતે છોડવો તને યોગ્ય નથી.

सीता—अयि अज्जउत्त विप्पदीवं विअ एदं। [अयि आर्यपुत्र विप्रतीपमिवैतत्।]

वासन्ती—देव प्रसीद प्रसीद। स्वेनैव लोकोत्तरेण धैर्येण संस्तम्भयातिभूमिं गतक्-त्मानम्। कुतोऽत्र मे प्रियसखी।

राम—व्यक्तं नास्त्येव कथमन्यथा वासन्त्यपि तां न पश्येत्। अपि खलु स्वप्न एव स्यात्। न चास्मि सुप्तः। कुतो रामस्य निद्रा। सर्वथा स एवैष भगवाननेकप्रकारपरिकल्पनानिर्मितो विप्रलम्भः पुनः पुनरनुबध्नाति माम्।

सीता—मए जेव्व दारुणाए विप्पलद्धो अज्जउत्तो। [मयैव दारुणया विप्रलब्ध आर्यपुत्रः।]

वासन्ती—देव पश्य पश्य १७

पौलस्त्यस्य जटायुषा विघटितः कार्ष्णायसोऽयं रथ-
न्ते चैते पुरतः पिशाचवदना कङ्कालशेषाः खराः।
खड्गच्छिन्नजटायुपक्षतिरितः सीतां ज्वलन्तीं वह-
न्नन्तर्व्याकुलविद्युदम्बुद इव द्यामभ्युदस्थादरिः ॥ ४२ ॥

सीता—(सभयम्) अज्जउत्त तादो वावादीअदि अहं वि अवहरिज्जामि। ता परित्ताहि। [आर्यपुत्र तातो व्यापाद्यते अहमप्यपह्रिये। तस्मात्परित्रायस्व।]

रामः—(सावेगमुत्थाय) आः पाप तातप्राणसीतापहारिन् क्व यासि।

वासन्ती—अयि देव राक्षसकुलप्रलयधूमकेतो किमद्यापि ते मन्युविषयः।

सीता—अन्नो अहं वि उब्भंतम्हि। [अहो अहमप्युद्भ्रान्तास्मि।] ५

रामः—अन्य एवायमधुना विपर्ययो वर्तते। ६

उपायानां भावादविरलविनोदव्यतिकरै-
र्विमर्दैर्वीराणां जगति जनितात्यद्भुतरसः।
वियोगो मुग्धाक्ष्याः स खलु रिपुघातावधिरभूत्
कथं तूष्णीं सह्यो निरवधिरयं त्वप्रतिविधः ॥ ४३ ॥

સીતા—અરેરે ! આર્યપુત્ર ! આ તો જાણે ઊલટું જ છે.

વાસન્તી—મહારાજ પ્રસન્ન થાઓ. પ્રસન્ન થાઓ. (તમારા) પોતાના જ લોકોત્તર ધૈર્યથી સીમા વટાવી ગયેલી તમારી જાતને રોકો. અહીં મારી પ્રિય સખી કયાંથી હોય ?

રામ—ચોખ્ખું છે કે નથી જ. નહિ તો વાસન્તી પણ તેને કેમ ન જુએ ? ખરે, આ શું સ્વપ્ન હશે ? પણ હું સૂતો નથી. રામને નિદ્રા કેવી ? ખરેખર, એ જ મહાન અને અનેક વખત કલ્પના કર્યાથી ઉપજેલી આ વંચના વારંવાર મારી પૂંઠે ભમે છે.

સીતા—મેં જ નિર્દયે આર્યપુત્રને છેતર્યા.

વાસન્તી—દેવ, જુઓ જુઓ.

જટાયુએ ભાંગી નાખેલો આ રાવણનો લોખંડનો
રથ, અને સામે, આ પેલા પિશાચ જેવા ચહેરાવાળા
અને જેનાં હાડપિંજર બાકી રહ્યાં છે તેવાં ગધેડાં.
તલવારથી જેણે જટાયુની પાંખ કાપી છે તેવો
(અને) જેની અંદર ઝબૂકતી વીજળી છે તેવા મેઘ
સમો શત્રુ (તેજથી) સળગતી સીતાને ઉપાડીને
અહીંથી (દૂરતઃ) આકાશમાં ઊડયો હતો. (૪૩)

સીતા—(ભયપૂર્વક) આર્યપુત્ર, તાત (જટાયુ) ને મારી નાખવામાં આવે છે. મને પણ ઉપાડી જાય છે. તો બચાવો.

રામ—(આવેગથી ઊઠીને) અરે ! તાતના પ્રાણ અને સીતાને હરી જનારા ઓ પાપી ! કયાં જાય છે ?

વાસન્તી—અરે રાક્ષસ કુળનો સંહાર કરનાર ધૂમકેતુ, મહારાજ, શું હજી પણ તમારા ક્રોધનો (કોઈક) વિષય છે ?

સીતા—અહો ! હું પણ ઉન્મત્ત બની ?

રામ—અત્યારે આ ફેરફાર જુદો જ છે.

ઉપાયોના અસ્તિત્વથી જેમાં વિનોદના અવિચ્છિન્ન
પ્રસંગો હતા તેવાં વીરોનાં પરાક્રમોને લીધે જગતમાં
જે અત્યંત અદ્ભુત રસ ફેલાવતો હતો તેવો મુગ્ધાક્ષીનો
પેલો વિયોગ ખરેખર દુશ્મનનો સંહાર થાય ત્યાં
સુધીનો જ હતો. પણ અવધિ વગરનો અને ઉપાય
વગરનો આ (વિયોગ) શાંતિથી કેવી રીતે
સહેવાય ? (૪૪)



सीता—णिरवधित्ति हा हदम्हि मंदभाइणी। [निरवधिरिति हा हतास्मि मन्दभागिनी।]

रामः—हा कष्टम्।

व्यर्थं यत्र कपीन्द्रसख्यमपि मे वीर्यं हरीणां वृथा
प्रज्ञा जाम्बवतोऽपि यत्र न गतिः पुत्रस्य वायोरपि।
मार्गं यत्र न विश्वकर्मतनयः कर्तुं नलोऽपि क्षमः
सौमित्रेरपि पत्त्रिणामविषये तत्र प्रिये क्वासि मे ॥ ४१ ॥

सीता—बहुमण्णाविदम्हि त पुव्वविरहं। [बहुमानितास्मि तं पूर्वविरहम्।]

रामः—सखि वासन्ति दुःखायैव सुहृदामिदानीं रामस्य दर्शनम्। कियच्चिरं त्वां रोदयिष्यामि। तदनुजानीहि मा गमनाय।

सीता—( सोद्वेगमोहं तमसामाश्लिष्य ) भअवदि तमसे गच्छदि दाणिं अज्जउत्तो। ( इति मूर्च्छति )। [भगवति तमसे गच्छतीदानीमार्यपुत्रः।]

तमसा—वत्से समाश्वसिहि समाश्वसिहि। नन्वावामायुष्मतोः कुशलवयोर्वर्षवर्धनमङ्गलानि सम्पादयितुं भागीरथीपदान्तिकमेव गच्छावः।

सीता—भअवदि पसीद। खणमेत्तं वि दाव दुल्लहदंसणं जणं पेक्खामि [भगवति प्रसीद। क्षणमात्रमपि तावद्दुर्लभदर्शनं जनं पश्यामि।]

रामः—अस्ति चेदानीमश्वमेधाय सहधर्मचारिणी मे।

सीता—( सोत्कम्पम् ) अज्जउत्त का। [आर्यपुत्र का।]

रामः—हिरण्मयी सीताप्रतिकृतिः।

सीता—( सोच्छ्वासास्रम्। ) अज्जउत्तो दाणिं सि तुमं। अम्महे उक्खाणिदं दाणिं मे परिच्चाअलज्जासल्लं अज्जउत्तेण। [आर्यपुत्र इदानीमसि त्वम्। अहो उत्खातमिदानीं मे परित्यागलज्जाशल्यमार्यपुत्रेण।]

સીતા—અવધિ વગરનો એમ (કહ્યું) ? હાય ! હું અભાગણી મોઈ જ !

રામ—હાય ! દુઃખ !

એ મારી પ્રિયા ! તું ત્યાં ક્યાં છે કે જ્યાં વાનરરાજ (સુગ્રીવ) સાથેની મારી મૈત્રી પણ વ્યર્થ છે, જ્યાં વાનરોનું પરાક્રમ અને જામ્બવાનની બુદ્ધિ પણ વૃથા છે, જ્યાં વાયુપુત્રની પણ ગતિ નથી, જ્યાં વિશ્વકર્માનો પુત્ર નળ પણ માર્ગ બતાવવા સમર્થ નથી અને જ્યાં લક્ષ્મણનાં બાણ પણ પહોંચી શકે એમ નથી? (૪૫)

સીતા—તે પહેલાંનો વિરહ વધારે સારો હતો એમ મારે માનવું જોઈએ.

રામ—સખી વાસન્તી! રામનું દર્શન હવે મિત્રોના દુઃખ માટેજ છે. ક્યાં સુધી તને રડાવું? તો મને જવાની રજા આપ.

સીતા—(ઉદ્વેગ અને મોહથી તમસાને ભેટીને) મા તમસા, હવે આર્યપુત્ર જાય છે.

તમસા—બેટી, શાંત થા. શાંત થા. આયુષ્માન કુશલવની વર્ષગાંઠનું મંગળ કરવા માટે આપણે ભાગીરથીને ચરણે જ જઈએ.

સીતા—ભગવતી ! પ્રસન્ન થાઓ. દુર્લભ દર્શનવાળા આ જનને જરા એક ક્ષણ પણ જોઈ લઉં.

રામ—અને અત્યારે અશ્વમેધ માટે મારી સહધર્મચારિણી છે........

સીતા—(કંપ સાથે) આર્યપુત્ર! કોણ ?

રામ—......સીતાની સુવર્ણમયી પ્રતિમા !

સીતા—હવે તમે આર્યપુત્ર ખરા. અહો! આર્યપુત્રે મારા પરિત્યાગરૂપી લજ્જાના શલ્યને હવે ઉખાડી નાખ્યું.

राम.—तत्रापि तावद्बाष्पदिग्धचक्षुर्विनोदयामि ।

सीता—धण्णा सा जा एव्वं अज्जउत्तेण बहुमण्णीअदि जा अ अज्जउत्तं विणोद· अंदी आसाणिबंधणं जादा जीअलोअस्स । [धन्या सा यैवमार्यपुत्रेण बहु मन्यते या चार्यपुत्रं विनोदयन्त्याशानिबन्धनं जाता जीवलोकस्य ।]

तमसा—(सस्मितस्नेहास्रं परिष्वज्य ।) अयि वत्से एवमात्मा स्तूयते ।

सीता—(सलज्जमधोमुखी स्वगतम् ।) परिहसिदम्हि भअवदीए । [परिहसितास्मि भगवत्या ।]

वासन्ती—महानयं व्यतिकरोऽस्माकं प्रसादः । गमनं प्रति यथा कार्यहानिर्न भवति तथा कार्यम् ।

सीता—पडिऊला दाणिं मे वासंदी संवुत्ता । [प्रतिकूलेदानीं मे वासन्ती संवृत्ता ।]

तमसा—वत्से एहि गच्छाव. ।

सीता—(सकष्टम् ।) एव्वं करेम्ह । [एवं कुर्वः ।]

तमसा—कथं वा गम्यते । यस्यास्तव २८

प्रत्युप्तस्येव दयिते तृष्णादीर्घस्य चक्षुषः ।
मर्मच्छेदपरैर्यत्नैः संनिकर्षो निरुध्यते ॥ ४६ ॥

सीता—णमो णमो अपुव्वपुण्णजणिददंसणाणं अज्जउत्तचलणकमलाणं । [नमो नमोऽपूर्वपुण्यजनितदर्शनाभ्यामार्यपुत्रचरणकमलाभ्याम् ।] (इति मूर्च्छति ।)

तमसा—वत्से समाश्वसिहि समाश्वसिहि ।

सीता—(समाश्वस्य) किअच्चिरं वा मेहंतरेण पुण्णिमाचंदस्स दंसणं । [किय· चिरं वा मेघान्तरेण पूर्णिमाचन्द्रस्य दर्शनम् ।] ५

**રામ**— તેથી પણ આંસુથી ખરડાયેલી આંખને જરા આશ્વાસન આપીશ.

**સીતા**— તે ધન્ય છે કે જેનું આર્યપુત્ર આમ બહુમાન કરે છે. અને આર્યપુત્રને વિનોદ કરાવતી જે સંસારને માટે આશાનો આધાર બની છે.

**તમસા**—(સ્મિતપૂર્વક અને સ્નેહનાં આંસુ સાથે ભેટીને) અરી દીકરી! આમ પોતાનાં જ વખાણ કરે છે!

**સીતા**—(લજ્જાથી નીચું મુખ રાખીને સ્વગત) ભગવતીએ (મને) હસી કાઢી!

**વાસન્તી**— આ મેળાપ આપણને મહાન ઉપકારક થઈ પડયો. (તમારે) જવા માટે જેમ કાર્યહાનિ ન થાય તેમ કરવું.

**સીતા**— અત્યારે વાસન્તી મને પ્રતિકૂળ થઈ.

**તમસા**— બેટી, ચાલ જઈએ.

**સીતા**—(દુઃખથી) એમ કરીએ.

**તમસા**— અથવા કેમ જવાય? જ્યાં સુધી તારા—

મર્મછેદમાં પ્રવૃત્ત યત્નોથી (મર્મછેદ કરવા પ્રવૃત્ત યત્નોથી)-પ્રિયતમ ઉપર જડાયા હોય તેવાં અને તૃષ્ણાને લીધે વિસ્તાર પામેલાં નેત્રોને-પાછાં ખેંચી લેવાનું પતતું નથી. (૪૬)

**સીતા**— અપૂર્વ પુણ્યથી જેનાં દર્શન પ્રાપ્ત થાય છે તેવા આર્યપુત્રના ચરણકમળને મારા નમસ્કાર હો. નમસ્કાર હો. (મૂર્છા પામે છે)

**તમસા**— બેટા, શાંત થા. શાંત થા.

**સીતા**—(શાંત થઈને) અથવા, વાદળાંના અંતરાયમાંથી પૂર્ણચન્દ્રનું દર્શન તો ક્યાં સુધી હોય?

तमसा—अहो संविधानकम् । ६-

एको रसः करुण एव निमित्तभेदा-
भिन्नः पृथक्पृथगिवाश्रयते विवर्तान् ।
आवर्तबुद्बुदतरङ्गमयान्विकारा-
नम्भो यथा सलिलमेव हि तत्समस्तम् ॥ ४७ ॥

रामः—अयि विमानराज इत इतः ।

( सर्वे उत्तिष्ठन्ति )

तमसावासन्त्यौ—( सीतारामौ प्रति । ) ३-

अवनिरमरसिन्धुः सार्धमस्मद्विधाभिः
स च कुलपतिराद्यश्छन्दसां यः प्रयोक्ता ।
स च मुनिरनुयातारुन्धतीको वसिष्ठ-
स्त्वयि वितरतु भद्रं भूयसे मङ्गलाय ॥ ४८ ॥

( इति निष्क्रान्ताः सर्वे । )

इति महाकविश्रीभवभूतिविरचिते उत्तररामचरिते
छाया नाम तृतीयोऽङ्कः ।

**તમસા—** અહો ! (પ્રસંગોની) કેવી (મિશ્ર) રચના !
જેમ પાણી-વમળ, પરપોટા અને મોજાંના-વિકારો
ધારે છે, (અને જેમ) તે બધું ખરેખર પાણી જ
છે તેમ માત્ર એક જ કરુણ રસ છે (પણ) (જે)
નિમિત્ત કારણોના ભેદને લીધે ભિન્ન ભાસે છે
(અને) જાણે પૃથક્ પૃથક્ સ્વરૂપો (ફેરફાર)
ધારણ કરે છે. (૪૭)

**રામ—** અરે, વિમાનરાજ, આ તરફ. આ તરફ. (બધાં ઊભાં થાય છે.)

**તમસા વાસન્તી—** (સીતા અને રામ પ્રત્યે)
પૃથ્વી, આપણા જેવાંની સાથે દેવનદી, અને જે
છંદના આદ્ય પ્રણેતા છે તે કુલપતિ અને
અરુન્ધતીની સાથેના તે મુનિ વસિષ્ઠ-(આ દરેક)
તમને ખૂબ કલ્યાણ માટે આશીર્વાદ આપો. (૪૮)

(બધાં બહાર જાય છે.)

**મહાકવિ શ્રી ભવભૂતિ વિરચિત 'ઉત્તરરામચરિત'માં 'છાયા' નામનો ત્રીજો અંક સમાપ્ત.**

## चतुर्थोऽङ्कः

( ततः प्रविशतस्तापसौ । )

प्रथमः—सौधातके दृश्यतामद्य भूयिष्ठसन्निधापितातिथिजनस्य समधिकारम्भरमणीयता भगवतो वाल्मीकेराश्रमपदस्य। तथाहि। ३

नीवारौदनमण्डमुष्णमधुरं सद्यःप्रसूतप्रिया–
पीतादभ्यधिकं तपोवनमृगः पर्याप्तमाचामति ।
गन्धेन स्फुरता मनागनुसृतो भक्तस्य सर्पिष्मतः
कर्कन्धूफलमिश्रशाकपचनामोदः परिस्तीर्यते ॥ १ ॥

**सौधातकिः**—साअदं अणेअपआराणं जिण्णकुच्छाणं अणज्झाअकालणाणं।
[ स्वागतमनेकप्रकाराणां जीर्णकूर्चानामनध्यायकारणानाम् । ]

**प्रथमः**—(विहस्य।) अपूर्वः कोऽपि ते बहुमानहेतुर्गुरुषु सौधातके।

**सौधातकिः**—भो दांडाअण किंणामहेओ एसो महंतस्स ठविरसत्थस्स धुरंधरो अज्ज अदिही आअदो। [ भो दाण्डायन किंनामधेय एष महतः स्थविरसार्थस्य धुरन्धरोऽद्यातिथिरागतः । ]

**दाण्डायनः**—धिक्प्रहसनम्। नन्वयमृष्यशृङ्गाश्रमादरुन्धतीपुरस्कृतान् महाराजदशरथस्य दारानधिष्ठाय भगवान्वसिष्ठः प्राप्तः तत्किमेवं प्रलपसि।

**सौधातकिः**—हुं वसिट्ठो। [ हुं वसिष्ठः । ]

**दाण्डायनः**—अथ किम्।

**सौधातकिः**—मए उण जाणिदं वग्घो वा विओ वा एसोत्ति। [ मया पुनर्ज्ञातं व्याघ्रो वा वृको वैष इति। ]

**दाण्डायनः**—आः किमुक्तं भवति।

**सौधातकिः**—जेण परावडिदेण जेव्व सा वराई कविला कल्लाणी मडमडाइदा। [ येन परापतितेनैव सा वराकी कपिला कल्याणी मडमडायिता। ] १५

# અંક ૪

(પછી બે તાપસો પ્રવેશ કરે છે)

એક— સૌધાતકિ, આજે જેમાં ઘણા બધા અતિથિઓ આવ્યા છે તેવા, ભગવાન વાલ્મીકિના આશ્રમ સ્થાનનું—(અતિથિઓ માટે) મોટી તૈયારીઓ થતી હોવાથી—સૌંદર્ય જો.

> તપોવનનો મૃગ હમણાંજ પ્રસૂતિ પામેલી પ્રિયાના
> પીતાં વધેલી વગડઉ ચોખાની (સામાની) છોની
> મીઠી રાબડી ધરાઈને પીએ છે. ઘીવાળા ભાતની
> પ્રસરતી સુગંધ જેની સાથે સહેજ ભેગી મળી છે
> તેવું કર્કન્ધૂ ફળ નાખેલું શાક ઉકળ્યાની વાસ
> (આજુબાજુ) ફેલાય છે. (૧)

સૌધાતકિ-- રજા (પડવાનું) કારણ એવા અનેક જાતના લાંબી દાઢીવાળા (તપોધનો)ને સ્વાગત.

પહેલો— (હસીને) સૌધાતકિ, વડીલો માટેનું તારું બહુમાનનું કારણ કોઈ અપૂર્વ છે.

સૌધાતકિ-- અરે દાંડાયન! ઘરડાંઓના મોટા મંડળનો ધુરંધર નાયક, (એવા) આ, આજે પધારેલા અતિથિનું શું નામ છે?

દાંડાયન-- ધિક્ છે તારી મસકરીને. ખરેખર, ઋષ્યશૃંગના આશ્રમેથી, અરુન્ધતી જેની પ્રમુખ છે તેવી મહારાજ દશરથની રાણીઓને સાથે લઈને આ ભગવાન વસિષ્ઠ આવ્યા છે તો આવું કેમ. લવે છે?

સૌધાતકિ— હં......વસિષ્ઠ.

દાંડાયન-- હા (વસિષ્ઠ)

સૌધાતકિ-- પણ મને લાગ્યું કે આ વાઘ છે કે વરૂ છે?

દાંડાયન— આહા! શું બકે છે?

સૌધાતકિ-- કારણ આવતાંની સાથે જ તે બિચારી કલ્યાણી વાછરડીને ઓહિયા કરી ગયો.

दाण्डायनः—समांसो मधुपर्क इत्याम्नायं बहुमन्यमानाः श्रोत्रियायाभ्यागताय वत्सतरीं महोक्षं वा महाजं वा निर्वपन्ति गृहमेधिनः। तं हि धर्मं धर्मसूत्रकाराः समामनन्ति ।

सौधातकिः—भो णिगिहीदोसि । [भो निगृहीतोऽसि ।]

दाण्डायनः—कथमिव।

सौधातकिः—जेण आअदेसु वसिट्ठमिस्सेसु वच्छदरी विससिदा । अज्ज जेव्व पच्चाअदस्स राएसिणो जणअस्स भअवदा वम्मीइणा दहिमहूहिं जेव्व णिव्वत्तिदो महुवक्को । वच्छदरी उण विसज्जिदा । [येनागतेषु वसिष्ठमिश्रेषु वत्सतरी विशसिता । अद्यैव प्रत्यागतस्य राजर्षेर्जनकस्य भगवता वाल्मीकिना दधिमधुभ्यामेव निर्वर्तितो मधुपर्कः । वत्सतरी पुनर्विसर्जिता ।]

दाण्डायनः—अनिवृत्तमांसानामेवं कल्पसूत्रयो मन्यन्ते । निवृत्तमांसस्तु तत्रभवान् जनकः ।

सौधातकिः—किंणिमित्तं । [किंनिमित्तम् ।]

दाण्डायनः—स तदैव देव्याः सीतायास्तादृशं दैवदुर्विपाकमुपश्रुत्य वैखानसः संवृत्तः । तथास्य कतिपये संवत्सराश्चन्द्रद्वीपतपोवने तपस्तप्यमानस्य ।

सौधातकिः—तदो किंति आअदो । [ततः किमित्यागतः ।]

दाण्डायनः—चिरन्तनप्रियसुहृदं भगवन्तं प्राचेतसं द्रष्टुम् ।

सौधातकिः—अवि अज्ज संबंधिणीहिं समं संवुत्तं से दंसणं ण वेत्ति [अप्यद्य सम्बन्धिनीभिः समं संवृत्तमस्य दर्शनं न वेति ।]

दाण्डायनः—संप्रत्येव भगवता वसिष्ठेन देव्याः कौसल्यायाः सकाशं भगवत्यरुन्धती प्रहिता यत्स्वयमुपेत्य वैदेहो द्रष्टव्य इति ।

सौधातकिः—जह एदे ट्ठविरा परप्परं मिलिदा तह अम्हे वि वडुहिं सह मिलिअ अणज्झाअमहुस्सवं खेलंतो मणेम्ह । अह कुत्थ सो जणओ । (इति परिक्रामतः ।) [यथैते स्थविराः परस्परं मिलितास्तथावामपि बटुभिः सह मिलित्वानध्यायमहोत्सवं खेलन्तौ मानयावः । अथ कुत्र स जनकः ।]

**દાંડાયન**— 'માંસયુક્ત મધુપર્ક હોવું જોઈએ'. એ વેદનિયમને બહુ માનનારા શ્રોત્રિય અતિથિઓને ધર્મનિષ્ઠ ગૃહસ્થો વાછરડું, મોટા આખલો કે બકરો સમર્પે છે, તેને ધર્મસૂત્રકારો ખરેખર ધર્મ તરીકે ગણાવે છે.

**સૌધાતકિ**— અલ્યા, તું પકડાઈ ગયો.

**દાંડાયન**— કેવી રીતે વારુ?

**સૌધાતકિ**— કારણ વસિષ્ઠ વગેરે આવ્યા ત્યારે વાછરડી કાપી નાખી. આજે જ પાછા આવેલા રાજર્ષિ જનકને ભગવાન વાલ્મીકિએ દહીં અને મધ વડે જ મધુપર્ક આપ્યો, જ્યારે વાછરડીને સ્પર્શ્યા (પણ) નહિ.

**દાંડાયન**— જેમણે માંસભક્ષણ છોડ્યું નથી તેવાઓનો આ વિધિ ઋષિઓ માને છે (અને) પૂજ્ય જનકે તો માંસનો ત્યાગ કર્યો છે.

**સૌધાતકિ**— શા માટે?

**દાણ્ડાયન**— દેવી સીતાની તેવી કમનસીબી સાંભળીને તે ત્યારે જ વાનપ્રસ્થ થઇ ગયા. કેમકે ચન્દ્રદ્વીપ તપોવનમાં તપ તપતાં એમને કેટલાંયે વર્ષો વીત્યાં.

**સૌધાતકિ**— તો અહીં કેમ આવ્યા છે?

**દાણ્ડાયન**— જૂના પ્રિય મિત્ર ભગવાન પ્રાચેતસને મળવા.

**સૌધાતકિ**— આજે એમનું સંબંધીઓ સાથેનું મિલન થયું કે નહિ?

**દાણ્ડાયન**— હમણાં જ ભગવાન વસિષ્ઠે દેવી કૌસલ્યા પાસે ભગવતી અરુન્ધતીને (કહેવા) મોકલ્યાં છે કે (તેમણે) જાતે જઈને વૈદેહને મળવું એમ.

**સૌધાતકિ**— જેમ આ ઘરડાંઓ પરસ્પર મળ્યા તેમ આપણે (બંને) પણ બટુકો સાથે મળીને રમત કરતા છુટ્ટીનો મહોત્સવ ઉજવીએ. ત્યારે તે જનક ક્યાં છે?

दाण्डायनः—तथायं ब्रह्मवादी पुराणराजर्षिर्जनकः प्राचेतसवसिष्ठावुपास्य संप्रत्याश्रमस्य बहिर्वृक्षमूलमधितिष्ठति । य एषः ४२

हृदि नित्यानुषक्तेन सीताशोकेन तप्यते ।
अन्तःप्रसृप्तदहनो जरन्निव वनस्पतिः ॥ २ ॥

(इति निष्क्रान्तौ । )

मिश्रविष्कम्भकः ।

[ततः प्रविशति जनकः ।] ३

जनकः—

अपत्ये यत्तादृग्दुरितमभवत्तेन महता
विषक्तस्तीव्रेण व्रणितहृदयेन व्यथयता ।
पटुर्धाराधारी नव इव चिरेणापि हि न मे
निकृन्तन्मर्माणि क्रकच इव मन्युर्विरमति ॥ ३ ॥

कष्टं एवं नाम जरया दुःखेन च दुरासदेन भूयः पराकसान्तपनप्रभृतिभिस्तपोभिरात्तरसधातुरनवष्टम्भो नाद्यापि मम दग्धदेहः पतति । अन्धतामिस्रा ह्यसूर्या नाम ते लोकास्तेभ्यः प्रतिविधीयन्ते य आत्मघातिन इत्येवमृषयो मन्यन्ते । अनेकसंवत्सरातिक्रमेऽपि प्रतिक्षणपरिभावनास्पष्टनिर्भासः प्रत्यग्र इव न मे दारुणो दुःखसंवेगः प्रशाम्यति । अयि मातर्देवयजनसम्भवे सीते ईदृशस्ते निर्माणभागः परिणतो येन लज्जया स्वच्छन्दमाक्रन्दितुमपि न शक्यते हा पुत्रि । ७

अनियतरुदितस्मितं विराज-
त्कतिपयकोमलदन्तकुड्मलाग्रम् ।
वदनकमलकं शिशोः स्मरामि
स्खलदसमञ्जसमञ्जुजल्पितं ते ॥ ४ ॥

દાણ્ડાયન— તો આ બ્રહ્મવાદી પુરાણ રાજર્ષિ જનક પ્રાચેતસ વસિષ્ઠને પ્રણામ કરીને હમણાં જ આશ્રમની બહાર વૃક્ષના મૂળમાં ઊભા છે—જે આ,

અંદર પ્રસરતા અગ્નિથી જેમ ગૂઢ વૃક્ષ (બળે) તેમ
હંમેશ હૃદયમા રહેલા સીતાના શોકથી—બળે છે(૨)

(બહાર જાય છે)

મિશ્ર વિષ્કમ્ભક સમાપ્ત

[પછી જનક પ્રવેશ કરે છે]

જનક—

(મારા) બાળક ઉપર તેવા પ્રકારનુ, મોટું, તીવ્ર
હૃદયને વ્રણ કરતુ, પીડાકારક, જે અનિષ્ટ આવી
પડયુ તેનાથી ઉદ્ભવેલુ, દૃઢ પ્રવાહમા વહેતુ
હોય તેવુ, (આટલે) લાંબે વખતે પણ ખરેખર
નવુ હોય તેવુ અને મર્મને કરવતની જેમ
વહેરતુ મારુ દુ ખ શમતુ નથી (૩)

અરેરે હાય! આમ ખરેખર ઘડપણ અને ઉપાય વગરના દુ ખથી અને વળી પરાક, સાન્તપન વગેરે તપોથી જેના રસ અને ધાતુઓ શોષાઈ રહ્યા છે તેવો મારો આધાર વગરનો દગ્ધ દેહ હજી સુધી પણ પડતો નથી જે આત્મઘાતીઓ હોય તે દૃષ્ટિવિનાશક અંધકારવાળા 'અસૂર્ય' નામના લોકોને પ્રાપ્ત કરે છે એમ એવુ ઋષિઓ માને છે અનેક વર્ષો વીત્યા છતા પણ દરેક ક્ષણના ચિંતનને લીધે સ્પષ્ટ આવિર્ભાવવાળો મારો દારુણ દુ ખનો વેગ જાણે નવો હોય તેમ શમતો નથી ઓ યજ્ઞભૂમિમાંથી સંભવેલી બેટી સીતા! તારા છઠ્ઠીના લેખ આવા નીરડયા કે જેથી લજ્જાને લીધે ઈચ્છા પ્રમાણે રડી પણ શકાતું નથી અરેરે બેટી!

નિયમ રહિત રુદન અને સ્મિતવાળુ, થોડીક
કોમળ દંતકળીઓની અણી જેમા શોભતી હતી
તેવુ તુટ્યુ ફુટયુ ભેદ વગરનુ કાલુ કાલુ લવતુ
તારુ, બાળકનું નાજુક વદનકમળ (મને)
સાંભરે છે (૪)

भगवति वसुन्धरे सत्यमतिदृढासि ।

त्वं वह्निर्मुनयो वसिष्ठगृहिणी गङ्गा च यस्या विदु-
माहात्म्यं यदि वा रघोः कुलगुरुर्देवः स्वयं भास्करः ।
विद्यां वागिव याममूत भवती तद्वत्तु या देवतं
तस्यास्त्वद्दुहितुस्तथा विशसनं किं दारुणेऽमृष्यथाः ॥५॥

(नेपथ्ये)

इतो इतो भगवतीमहादेव्यौ ।

जनकः—(दृष्ट्वा ।) अये गृष्टिनोपदिश्यमानमार्गा भगवत्यरुन्धती । (उत्थाय ।) कं पुनर्महादेवीत्याह । (निरूप्य ।) हा हा कथमियं महाराजदशरथस्य धर्मदाराः प्रियसखी मे कौसल्या । क एतत्प्रत्येति सैवेयमिति ।

आसीदियं दशरथस्य गृहे यथा श्रीः
श्रीरेव वा किमुपमानपदेन सैषा ।
कष्टं बतान्यदिव दैववशेन जाता
दुःखात्मकं किमपि भूतमहो विपाकः ॥ ६ ॥

य एव मे जनः पूर्वमासीन्मूर्तो महोत्सवः ।
क्षते क्षारमिवासह्यं जातं तस्यैव दर्शनम् ॥ ७ ॥

(ततः प्रविशत्यरुन्धती कौसल्या कञ्चुकी च ।)

अरुन्धती—ननु ब्रवीमि द्रष्टव्यः स्वयमुपेत्यैव वैदेह इत्येष वः कुलगुरोरादेशः । अत एव चाहं प्रेषिता । तत्कोऽयं पदे पदे महाननध्यवसायः ।

कञ्चुकी—देवि संस्तभ्यात्मानमनुरुध्यस्व भगवतो वसिष्ठस्यादेशमिति विज्ञापयामि ।

कौसल्या—ईरिसे काले मिहिलाहिवो मए दट्ठव्वो त्ति समं जेव्व सव्वाइं दुक्खाइं समुब्भवंति । ता ण सक्कुणोमि उव्वट्टमाणमूलबंधणं हिअअं पज्जवत्थावेदुं । [ईदृशे काले मिथिलाधिपो मया द्रष्टव्य इति सममेव सर्वाणि दुःखानि समुद्भवन्ति । तन्न शक्नोम्युद्वर्तमानमूलबन्धनं हृदयं पर्यवस्थापयितुम् ।]

મા પૃથ્વી ! તું સાચે જ અત્યંત કઠણ છે.

> તમે, અગ્નિ, ઋષિઓ, અરુન્ધતી, ગંગા અને
> વળી રઘુઓના કુલગુરુ સ્વયં ભગવાન ભાસ્કર
> પણ જેનો મહિમા જાણતા; વાણી જેમ વિદ્યાને
> (જન્મ આપે) તેમ તમે પણ જેને જન્મ આપ્યો
> તેની માફક (તે વાણીની માફક) (અથવા તદ્વત્
> ઉપર ગણાવેલા દેવતાની માફક) જે દેવતા હતી
> તે તમારી પુત્રીનું હે નિર્દય ! તેનું મૃત્યુ (તેં)
> કેમ સહન કર્યું ? (૫)

(નેપથ્યમા)

આ બાજુ ભગવતિ, આ બાજુ મહાદેવી !

**જનક**—(જોઈને) અરે ! ગૃષ્ટિ વડે માર્ગ બતાવાતાં ભગવતી અરુન્ધતી ! (ઊઠીને) ત્યારે મહાદેવી એમ કેને કહે છે ? (વર્ણવીને) અરે ! અરે ! આ મહારાજ દશરથની ધર્મપત્ની અને મારી પ્રિયસખી કૌસલ્યા ક્યાંથી ? કોણ એ માને કે આ તે જ છે ?

> તે દશરથને ઘેર લક્ષ્મી જેવી હતી અથવા ઉપમાન
> શબ્દથી શું ? (તે પોતે) લક્ષ્મી જ હતી. અરેરે
> હાય ! દૈવયોગે તે, આ, (કૌસલ્યા) જાણે
> દુ:ખથી ઘેરાયેલુ કોઈક ન સમજાય તેવુ જુદું જ
> પ્રાણી બની ગઈ છે. અહો ! કેવો ફેરફાર ! (૬)

> જે (સબંધો) જન મને પહેલા સાક્ષાત મહોત્સવ
> હતી તેનું જ દર્શન હવે ઘા ઉપર મીઠાની જેમ
> અસહ્ય બન્યું છે. (૭)

(પછી અરુન્ધતી કૌસલ્યા અને કંચુકી પ્રવેશ કરે છે.)

**અરુન્ધતી**—અરે, કહું છું, તમારા કુલગુરુનો એ આદેશ છે કે પોતે જાતે આવીને જ જનકને મળવુ જોઈએ. અને તેથી જ મને મોકલી છે. તો ડગલે ડગલે આટલો બધો સંશય શાને ?

**કંચુકી**—દેવી. પોતાની જાતને સંયમમાં રાખીને ભગવાન વસિષ્ઠની આજ્ઞાને અનુસરો એમ હું વિનંતી કરું છું.

**કૌસલ્યા**—આવે સમયે મિથિલાપતિને મારે મળવાનું એમ (એ વિચારે) બધાં દુ:ખો સાથે જ ઊભરાય છે. તેથી મૂળ બંધનમાંથી ઊખડી પડતા હૃદયને હું સ્થિર રાખી શકતી નથી.

अरुन्धती—अत्र कः सन्देहः । १

सन्तानवाहीन्यपि मानुषाणां
दुःखानि सम्बन्धिवियोगजानि ।
दृष्टे जने प्रेयसि दुःसहानि
स्रोतःसहस्रैरिव संप्लवन्ते ॥ ८ ॥

कौसल्या—कह णु खु वच्छाए वहूए एव्व गदे तस्सा पिदुणो राएसिणो मुहं दंसम्ह । [कथं नु खलु वत्साया वध्वा एवं गते तस्याः पित्रे राजर्षये मुखं दर्शयाम ।] ३

अरुन्धती

एष वः श्लाघ्यसम्बन्धी जनकानां कुलोद्वहः ।
याज्ञवल्क्यो मुनिर्यस्मै ब्रह्मपारायणं जगौ ॥ ९ ॥

कौसल्या—एसो सो महाराअस्स हिअअणिव्विसेसो वच्छाए मे वहूए पिदा राएसी सीरद्धओ । हद्धी हद्धी सुमारिदम्हि अणिव्वेदरमणीए दिअसे । हा देव्व सव्वं तं णत्थि । [एष स महाराजस्य हृदयनिर्विशेषो वत्साया मे वध्वाः पिता राजर्षिः सीरध्वजः । हा धिक् हा धिक् स्मारितास्मि अनिर्वेदरमणीयान्दिवसान् । हा दैव सर्वं तन्नास्ति ।]

जनकः—(उपसृत्य ।) भगवत्यरुन्धति वैदेहः सीरध्वजोऽभिवादयते । ६

यया पूतंमन्यो निधिरपि पवित्रस्य महसः
पतिस्ते पूर्वेषामपि खलु गुरूणां गुरुतमः ।
त्रिलोकीमङ्गल्यामवनितललीनेन शिरसा
जगद्वन्द्यां देवीमुषसमिव वन्दे भगवतीम् ॥ १० ॥

अरुन्धती—अक्षरं ते ज्योतिः प्रकाशताम् । स त्वा पुनातु देवः परो रजसां य एष तपति ।

जनकः—आर्ये गृष्टे, अप्यनामयमस्याः प्रजापालकस्य मातुः । २

**અરુન્ધતી**— એમાં સંદેહ કેવો ?

સંબંધીઓના વિયોગથી ઉદ્દભવેલાં મનુષ્યોનાં દુઃખ
સતત વધ્યા જ કરે છે છતાં પ્રિયજનને જોતાં (તે)
દુઃસહ બને છે અને જાણે હજારો પ્રવાહોમાં
ઉભરાઈ જાય છે. (૮)

**કૌસલ્યા**— વહુ બેટાનું આમ થયું ત્યારે તેના રાજર્ષિ પિતાને ખરેખર કેવી રીતે મુખ બતાવીએ ?

**અરુન્ધતી**—

આ (છે) તમારા વખાણવાલાયક સંબંધી,
જનકવંશને ધારણ કરનાર (અને) જેમને
યાજ્ઞવલ્ક્ય મુનિએ સમગ્ર બ્રહ્મવિદ્યાનો ઉપદેશ
કર્યો છે. (૯)

**કૌસલ્યા**— આ તે મહારાજના હૃદયનિર્વિશેષ (અને) મારી વહુ દીકરીના પિતા રાજર્ષિ સીરધ્વજ. અરેરે! અરેરે! દુઃખ વગરના રમણીય દિવસો મને યાદ આવ્યા. હા દૈવ, એ બધું રહ્યું નથી.

**જનક**— (પાસે આવીને) ભગવતી અરુન્ધતી, વૈદેહ સીરધ્વજ તમને પ્રણામ કરે છે.

પ્રાચીન ગુરુઓના પણ ખરેખર સહુથી મોટા ગુરુ
(એવા) તમારા પતિ પવિત્ર તેજના ભંડાર હોવા
છતાં જેનાથી (જે અરુન્ધતીથી) (પોતાની જાતને)
પવિત્ર માને છે. ત્રિલોકના મંગળરૂપ અને દેવી
ઉષાની જેમ જગતને વંદન કરવા લાયક ભગવતીને
હું જમીન ઉપર મસ્તક મૂકીને વંદન કરું છું. (૧૦)

**અરુન્ધતી**— તમને અક્ષર જ્યોતિનો પ્રકાશ હો. રજસ્‌ની પાર જે આ પ્રકાશે છે તે દેવ તમને પાવન કરો.

**જનક**— આર્ય ગૃષ્ટિ, આ પ્રજાપાલકની માતા કુશળ તો છે ને ?

**कञ्चुकी**—(स्वगतम्।) निरवशेषमतिनिष्ठुरमुपालब्धाः स्मः। (प्रकाशम्।) राजर्षे अनेनैव मन्युना चिरपरित्यक्तरामभद्रमुखचन्द्रदर्शनां नार्हसि दुःखयितुमनुगतां देवीम्। रामभद्रस्यापि दैवदुर्योगः कोऽपि। यत्किल समन्ततः प्रवृत्तबीभत्सकिंवदन्तीकाः पौरजानपदाः नाग्निशुद्धिमनल्पकाः प्रतियन्तीति दारुणमनुष्ठितं देवेन।

**जनकः**—(सरोषम्।) आः कोऽयमग्निर्नामास्मत्प्रसूतिपरिशोधने। कष्टमेवंवादिना जनेन रामभद्रपरिभूता अपि वयं पुनः परिभूयामहे।

**अरुन्धती**—(निःश्वस्य।) एवमेतत्। अग्निरिति वत्सां प्रति परिलघून्यक्षराणि। सीतेत्येव पर्याप्तम्। हा वत्से। १२

शिशुर्वा शिष्या वा यदसि मम तत्तिष्ठतु तथा
विशुद्धेरुत्कर्षस्त्वयि तु मम भक्तिं द्रढयति।
शिशुत्वं स्त्रैणं वा भवतु ननु वन्द्यासि जगतां
गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः॥ ११॥

**कौसल्या**—अहो उम्मीलन्ति विअ वेअणाओ। [अहो उन्मीलन्तीव वेदनाः।] (इति मूर्च्छति।)

**जनकः**—हा कष्ट किमेतत्।

**अरुन्धती**—राजर्षे किमन्यत्। ४

स राजा तत्सौख्यं स च शिशुजनस्ते च दिवसाः
स्मृतावाविर्भूतं त्वयि सुहृदि दृष्टे तदखिलम्।
विपाके घोरेऽस्मिन्नथ खलु विमूढा तव सखी
पुरन्ध्रीणां चित्तं कुसुमसुकुमारं हि भवति॥ १२॥

**जनकः**—हन्त हन्त सर्वथा नृशंसोऽस्मि संवृत्तः। यश्चिरस्य दृष्टान्प्रियसुहृदः प्रियदारान्न स्निग्धं पश्यामि। २

**કંચુકી**--(સ્વગત) કંઈ બાકી ન રહે તેમ અતિ નિષ્ઠુર રીતે અમને મહેણું માર્યું. (મોટેથી) હે રાજર્ષિ! એ જ રોષથી લાંબા વખતથી જેણે રામભદ્રના મુખચન્દ્રનું દર્શન છોડયું છે તે અતિશય દુઃખી દેવીને દુઃખ કરવું ઘટતું નથી. રામભદ્રનો પણ કોઈક દૈવનો વિચિત્ર યોગ થયો છે. કારણ, કહે છે કે ચોમેર જેમનામાં ભયંકર કિંવદન્તી વહેતી મૂકાઈ છે તેવા ઘણા નગરવાસીઓએ અને ગ્રામવાસીઓએ અગ્નિશુદ્ધિની વાત માની નહિ--એથી મહારાજે દારુણ (કામ) કર્યું છે.

**જનક**--(રોષ સહિત) અરે! અમારી સંતતિને શુદ્ધ કરનારો એ અગ્નિ વળી કોણ? હાય રે! રામભદ્રથી અપમાનિત થયેલા છતાં અમે એવું બોલનારા લોકો વડે ફરીથી અપમાન પામીએ છીએ.

**અરુન્ધતી**--(નિસાસો મૂકીને) એ એમ જ છે. વળી સીતાને માટે 'અગ્નિ' એ ઉતારી પાડનાર અક્ષરો છે. 'સીતા' એટલું જ બસ છે. અરેરે દીકરી!

> તું મારે માટે શિશુ હો કે શિષ્યા હો, જે હો તે તેમ ભલે રહો પણ (તારી) વિશુદ્ધિનો ઉત્કર્ષ તારામાં (તારા પ્રત્યે) મારી ભક્તિ દૃઢ કરે છે. બાળપણું કે સ્ત્રીત્વ ભલે રહ્યું ખરેખર, તું (ત્રણે) જગતોને વંદ્ય છે. ગુણવાનોમાં ગુણ પૂજાનું સ્થાન છે, જાતિ કે વય નહિ. (૧૧)

**કૌસલ્યા**--અહો! વેદનાઓ જાણે કે ઊભરાય છે.

(મૂર્છા પામે છે)

**જનક**--અરેરે! હે ભગવાન! આ શું?

**અરુન્ધતી**--રાજર્ષિ બીજું શું?

> તે રાજા, તે સુખ અને તે બાળકો તથા તેના દિવસો! તમને (તેમના) મિત્રને જોતાં તે બધું (તેઓ) સ્મરણમાં પ્રગટ થયું. આ ઘોર પરિણામમાં તારી સખી ખરેખર મૂર્છા પામી છે. સાચે કુલાંગનાઓનું ચિત્ત ફૂલ જેવું કોમળ હોય છે. (૧૨)

**જનક**--અરેરે! હરિ હરિ! હું દરેક રીતે ઘાતકી થયો છું કે લાંબે વખતે મળેલા પ્રિય મિત્રની પ્રિય પત્નીઓને સ્નેહથી જોતો નથી.

स सम्बन्धी श्लाघ्यः प्रियसुहृदसौ तच्च हृदयं
　　स चानन्दः साक्षादपि च निखिलं जीवितफलम् ।
शरीरं जीवो वा यदधिकमतोऽन्यत्प्रियतरं
　　महाराजः श्रीमान्किमिव मम नासीद्दशरथः ॥ १३ ॥

कष्टमियमेव सा कौसल्या । 1

यदस्याः पत्युर्वा रहसि परमं दूषितमभू-
　　दभूवं दम्पत्योः पृथगहमुपालम्भविषयः ।
प्रसादे कोपे वा तदनु मदधीनो विधिरभू-
　　दलं वा तत्स्मृत्वा दहति यदवस्कन्द्य हृदयम् ॥ १४ ॥

**अरुन्धती**—हा कष्टम् । अतिचिरनिरुद्धनिःश्वासनिष्पन्दं हृदयमस्याः ।

**जनकः**—हा प्रियसखि । (इति कमण्डलूदकेन सिञ्चति ।) २

**कञ्चुकी**—

सुहृदिव प्रकटय्य सुखप्रदः
　　प्रथममेकरसामनुकूलताम् ।
पुनरकाण्डविवर्तनदारुणो
　　विधिरहो विशिनष्टि मनोरुजम् ॥ १५ ॥

**कौसल्या**—(आश्वस्य ।) हा वच्छे जाणइ कहिं सि । सुमरामि दे णवविवाहलच्छीपरिग्गहेक्कमंडणं पप्फुरंतमुद्धविहसिदं मुद्धमुहपुंडरीअं । आप्फुरंतचंदचंदिआसुंदरेहिं अंगेहिं पुणो वि मे जादे उज्जोएहि उच्छंगं । सव्वदा महाराओ भणादि । एसा रहुउलमहत्तराणं वहू अम्हाणं दु जणअसुदा दुहिदेव्व । [ हा वत्से जानकि कुत्रासि । स्मरामि ते नवविवाहलक्ष्मीपरिग्रहैकमण्डनं प्रस्फुरन्मुग्धविहसितं मुग्धमुखपुण्डरीकम् । आस्फुरच्चन्द्रचन्द्रिकासुन्दरैरङ्गैः पुनरपि मे जाते उद्द्योतयोत्सङ्गम् । (सर्वदा महाराजो भणति एषा रघुकुलमहत्तराणां वधूरस्माकं तु जनकसुता दुहितैव ।)] १८

એ (મારા) વખાણવાલાયક સગા હતા. એ (મારા) પ્રિય મિત્ર હતા. (અને) એ જ (મારું) હૃદય હતા. તે સાક્ષાત આનંદ હતા. અને વળી (મારા) જીવનનું સંપૂર્ણ ફળ હતા. શરીર, પ્રાણ કે જે કંઇ બીજું આથી વધારે વહાલું હોય તે એ હતા. શ્રીમાન મહારાજ દશરથ મને શું ન હતા? (૧૩)

અહો! આ જ તે કૌસલ્યા—

એનો કે એના પતિનો એકાંતમાં જે મોટા દોષ થતો (તેમાં), દંપતિનો હું પૃથક્ પૃથક્ ફરિયાદનો વિષય થતો. તે પછી મનાવવામાં કે રિસાવામાં ઉપાય મારે હસ્તક રહેતો. અથવા જે હૃદયને ઘેરીને બાળે તે સંભારવાથી શું? (૧૪)

**અરુન્ધતી**— હાય! હાય! ઘણા લાંબા વખતથી બંધ થયેલા શ્વાસથી એનું હૃદય થંભી ગયું છે.

**જનક**— અરેરે! વહાલી સખી! (કમંડળનું પાણી છાંટે છે)

**કંચુકી**—

અહો! સુખ આપનાર મિત્રની માફક પહેલાં એકસરખી અનુકૂળતા બતાવીને પછી એકદમ ફેરફારથી દારુણ થઇને વિધિ મનના દુઃખને

વધારે છે. (૧૫)

**કૌસલ્યા**— (આશ્વાસન મેળવીને) અરેરે! બેટા જાનકી! ક્યાં છે? નવા વિવાહની શોભા ધારણ કરવી એ જ જેનું એકમાત્ર (અનોખું) ભૂષણ છે તેવું, (અને) જેમાં શુદ્ધ હાસ્ય ઝળકાય રહ્યું છે તેવું તારું મુગ્ધ મુખકમળ મને યાદ આવે છે. બેટી, પ્રકાશતા ચન્દ્રની ચન્દ્રિકા જેવાં સુંદર અંગોથી મારો ખોળો વળી પાછો શોભાવ. મહારાજ દશરથ હંમેશ કહેતા કે રઘુકુળના મહારથીઓની આ કુળવધૂ છે (પણ) જનકની પુત્રી આપણી તો દીકરી જ છે.

कञ्चुकी—यथाह देवी । १

पञ्चप्रसूतेरपि तस्य राज्ञः
प्रियो विशेषेण सुबाहुशत्रुः
वधूचतुष्केऽपि यथैव शान्ता
प्रिया तनूजास्य तथैव सीता ॥ १६ ॥

जनकः—हा प्रियसख महाराज दशरथ एवमसि सर्वप्रकारहृदयङ्गमः । कथं विस्मर्यसे । २

कन्यायाः किल पूजयन्ति पितरो जामातुराप्तं जनं
सम्बन्धे विपरीतमेव तदभूदाराधनं ते मयि ।
त्वं कालेन तथाविधोऽप्यपहृतः सम्बन्धबीजं च तद्
घोरेऽस्मिन्मम जीवलोकनरके पापस्य धिग्जीवितम् ॥१७॥

कौसल्या—जादे जाणइ किं करेमि । दिढवज्जलेवपडिबद्धणिच्चलं हदजीविदं मं मन्दभाइणीं ण परिच्चअदि । [जाते जानकि किं करोमि । दृढवज्रलेपप्रतिबद्धनिश्चलं हतजीवितं मां मन्दभागिनीं न परित्यजति ।]

अरुन्धती—आश्वसिहि राजपुत्रि । बाष्पविश्रामोऽप्यन्तरे कर्तव्य एव । अन्यच्च किं न स्मरसि यदवोचदृष्यशृङ्गाश्रमे युष्माकं कुलगुरुर्भवितव्यं तथेत्युपजातमेव किं तु कल्याणोदर्कं भविष्यतीति ।

कौसल्या—कुदो अदिक्कन्तमणोरहाए मह एदं । [कुतोऽतिक्रान्तमनोरथाया ममैतत् ।]

अरुन्धती—तत्किं मन्यसे राजपुत्रि मृषोद्यं तदिति । न हीदं क्षत्रियेऽन्यथा मन्तव्यम् । भवितव्यमेव तेन । १०

आविर्भूतज्योतिषां ब्राह्मणानां
ये व्याहारास्तेषु मा संशयोभूत् ।
भद्रा ह्येषां वाचि लक्ष्मीर्निषक्ता
नैते वाचं विप्लुतार्थां वदन्ति ॥ १८ ॥

કચુકી— દેવી કહે છે એમ જ છે

પાંચ બાળકો હોવા છતા તે રાજાને સુનાહુનો શત્રુ (રામ) જ ખાસ પ્રિય હતો ચાર વધૂઓમાં એમને જેવી શાન્તા વહાલી દીકરી હતી, તેવી જ સીતા હતી (૧૬)

જનક— અરેરે! પ્રિય મિત્ર મહારાજ દશરથ! આમ દરેક પ્રકારે હૃદયગમ છો કેવી રીતે ભૂનાઓ!

સામાન્ય રીતે (किल) કન્યાના માવતર જમાઈના આપ્તજનોને પૂજે છે (આપણા) સબધમાં તે વિપરીત જ થયુ તમે મારી આરાધના કરતા હતા તેવા પ્રકારના (વહાલા) તમે કાળથી હરાઈ ગયા અને પેતુ (આપણા) સબધનુ બીજ (પણ ગયુ)! આ ઘોર નરક સમાન સસારમા મુજ પાપીનુ જીવ્યુ ધિક્કાર છે (૧૭)

કૌસલ્યા— બેન જાનકી! શુ કરુ? દઢ વજ્રેપથી (જાણે) બધાયુ હોય તેવુ નિષ્ઠુર હતભાગી જીવન મને અભાગણીને છોડતુ નથી

અરુન્ધતી— શાન્ત થા રાજપુત્રી! વચ્ચે વચ્ચે આસુને પણ વિસામો આપવો જોઈએ અને બીજુ ઋષ્યશૃગના આશ્રમમાં તમારા કુલગુરુએ જે કહ્યુ હતુ કે તેમ થશે, અને એમ થયુ જ પણ (એનુ) અતિમ પરિણામ કલ્યાણમા આવશે એ શુ યાદ નથી?

કૌસલ્યા— મનોરથની પર ગયેલી (અમગલિત અભિલાષ રાખનારી) મારે એ ક્યાથી?

અરુન્ધતી— તો શુ રાજપુત્રી તે ખોટુ બોલાયેલુ છે એમ માને છે? ઓ સુક્ષત્રિયા! ખરેખર એ અન્યથા ન માનવુ એમ થયુ જ જોઈએ

જ્ઞાનનો પ્રકાશ પામેલા બ્રાહ્મણોના જે ઉદ્ગારો છે તેમા સશય ન હોવો જોઈએ કારણ એમની વાણીમા કલ્યાણકારક લક્ષ્મી હેલી હોય છે તેઓ નિષ્ફળ અર્થવાળી (એટલે ખોટી) વાણી બોલતા નથી (૧૮)

( नेपथ्ये कलकलः । सर्वे आकर्णयन्ति । )

जनकः—अये अद्य खलु शिष्टानध्ययन इत्यस्खलितं खेलतां वटूनां कलकलः ।

कौसल्या—सुलहसोक्खं दाव बालत्तणं होदि । (निरूप्य ।) अम्महे एदाणं मज्झे को एसो रामभद्दस्स कोमारलच्छीसरिसेहिं सावट्ठंभेहिं मुद्धललिदेहिं अंगेहिं अम्हाणं लोअणाइ सीअलावेदि । [ सुलभसौख्यं तावद् बालत्वं भवति । अहो एतेषां मध्ये क एष रामभद्रस्य कौमारलक्ष्मीसदृशैः सावष्टम्भैर्मुग्धललितैरङ्गैरस्माकं लोचनानि शीतलयति । ]

अरुन्धती—(अपवार्य सहर्षबाष्पम् ।) इदं नाम तद्भागीरथीनिवेदितरहस्यं कर्णामृतम् । न त्वेवं विद्मः कतरोऽयमायुष्मतोः कुशलवयोरिति । (प्रकाशम् ।) ९

कुवलयदलस्निग्धश्यामः शिखण्डकमण्डनो
बटुपरिषदं पुण्यश्रीकः श्रियेव सभाजयन् ।
पुनरपि शिशुर्भूतो वत्सः स मे रघुनन्दनो
झटिति कुरुते दृष्टः कोऽयं दृशोरमृताञ्जनम् ॥ १९ ॥

कञ्चुकी—नूनं क्षत्रियब्रह्मचारी दारकोऽयमिति मन्ये ।

जनकः—एवमेतत् । तथा हि २

चूडाचुम्बितकङ्कपत्रमभितस्तूणीद्वयं पृष्ठतो
भस्मस्तोकपवित्रलाञ्छनमुरो धत्ते त्वचं रौरवीम् ।
मौर्व्या मेखलया नियन्त्रितमधोवासश्च माञ्जिष्ठकं
पाणौ कार्मुकमक्षसूत्रवलयं दण्डोऽपरः पैप्पलः ॥ २० ॥

भगवत्यरुन्धति किमुत्प्रेक्षसे कुतस्त्योऽयमिति ।

अरुन्धती—अद्यैवागता वयम् । २

(નેપથ્યમાં કલબલાટ. બધા સાંભળે છે)

**જનક**—અરે! આજે ખરેખર, શિષ્ટોના માનમાં અનધ્યાય છે. તેથી મુક્તપણે રમતાં બાળકોનો કોલાહલ છે.

**કૌસલ્યા**— બાળપણુમાં તો આનંદ સહજ હોય છે. અહો! આમની વચ્ચે રામભદ્રના બાળપણ જેવી કાંતિવાળાં, સૌષ્ઠવયુક્ત, સુંદર અને સુકુમાર અંગોથી આ કોણ આપણી આંખને ઠંડક આપે છે!

**અરુન્ધતી**—(બાજુ પર હર્ષાશ્રુ સાથે) પેલું ભાગીરથીએ જણાવેલું, કર્ણામૃતસમું રહસ્ય તે આ. પરંતુ અમે એ જાણતા નથી કે આયુષ્માન કુશ અને લવમાંથી આ કોણ છે? (મોટેથી)

નીલકમળની પાંદડી જેવો સોહામણો અને શ્યામ,<br>
માથા ઉપરના વાળના ગુચ્છ જેનું મંડન છે તેવો,<br>
પવિત્ર તેજવાળો, બાળકોની મંડળીને જાણે<br>
(પોતાની) કાન્તિ વડે શોભાવતો, આ કોણ<br>
જોતાંની સાથે જ એકદમ નેત્રોને અમૃતાંજનથી<br>
ભરી દે છે? મારો એ લાડકો રઘુનન્દન તો (જાણે)<br>
ફરી એક વખત બાળક થયો! (૧૯)

**કંચુકી**—ચોક્કસ માનું છું કે આ બાળક ક્ષત્રિય વિદ્યાર્થી હશે.

**જનક**—એ એમ છે. કેમકે,

તેની પીઠ ઉપર બંને બાજુ શિખાને ચૂમતાં<br>
(બાણુને છેડે રહેલાં) કંકપત્રવાળાં (બાણનાં)<br>
બે ભાથાં છે. છાતી ઉપર થોડીક ભસ્મનું<br>
પવિત્ર ચિહ્ન છે. રુરુનું ચર્મ પહેર્યું છે. મજીઠિયું<br>
નીચલું વસ્ત્ર મૌર્વીની મેખલાથી બાંધ્યું છે. (એક)<br>
હાથમાં ધનુષ્ય અને રુદ્રાક્ષની માળા છે (અને)<br>
બીજામાં પીપળાનો દંડ છે. (૨૦)

ભગવતી અરુન્ધતી, આ ક્યાંનો હશે એ વિશે તમે શું ધારો છો?

**અરુન્ધતી**—અમે આજે જ આવ્યાં છીએ.

**जनकः**—आर्य गृष्टे अतीव मे कौतुकं वर्तते तद्भगवन्तं वाल्मीकिमेव गत्वा पृच्छ। इमं च बालकं ब्रूहि। वत्स केऽप्येते प्रवयसस्त्वां दिदृक्षव इति।

**कञ्चुकी**—यदाज्ञापयति देवः। [ इति निष्क्रान्तः। ]

**कौसल्या**—किं मण्णेध एव्वं भणिदो आअमिस्सदि त्ति। [ किं मन्यध्वे एवं भणित आगमिष्यतीति। ]

**जनकः**—भिद्येत वा सद्वृत्तमीदृशस्य निर्माणस्य।

**कौसल्या**—( निरूप्य। ) कहं सविणअणिसामिदगिट्ठिवअणो विसज्जिदइसिदारओ इदोऽहिमुहं पसरिदो जेव्व सो वच्छो। [ कथं सविनयनिशामितगृष्टिवचनो विसर्जितर्षिदारक इतोऽभिमुखं प्रसृत एव स वत्सः। ]

**जनकः**—( चिरं निर्वर्ण्य। ) भोः किमप्येतत्। १२

मह्िम्नामेतस्मिन्विनयशिशुतामौग्ध्यमसृणो
विदग्धैर्निर्ग्राह्यो न पुनरविदग्धैरतिशयः।
मनो मे संमोहस्थिरमपि हरत्येष बलवा-
नयोधातु यद्वत्परिलघुरयस्कान्तशकलः॥ २१॥

**लवः**—( प्रविश्य। ) अज्ञातनामकमाभिजनान्पूज्यानपि नः स्वतः कथमभिवादयिष्ये। ( विचिन्त्य। ) अयं पुनरविरुद्धः प्रकार इति वृद्धेभ्यः श्रूयते। ( सविनयमुपसृत्य। ) एष वो लवस्य शिरसा प्रणामपर्यायः।

**अरुन्धतीजनकौ**—कल्याणिन् आयुष्मान्भूयाः।

**कौसल्या**—जाद चिरं जीव। [ जात चिरं जीव। ]

**अरुन्धती**—एहि वत्स। ( लवमुत्सङ्गे गृहीत्वात्मगतम्। ) दिष्ट्या न केवलमुत्सङ्गश्चिरान्मनोरथोऽपि मे सम्पूर्णः।

જનક— આર્ય ગૃષ્ટિ, મને અત્યંત કૌતુક થાય છે તેથી ભગવાન વાલ્મીકિને જ જઈને પૂછો. અને આ બાળકને કહો કે આ કોઈક ઘરડાઓ તને જોવાની ઈચ્છા રાખે છે

કંચુકી— જેવી મહારાજની આજ્ઞા. ( બહાર જાય છે. )

કૌસલ્યા— શું ( તમે ) માનો છો કે એમ કહેવાથી તે આવશે ?

જનક— શું આવી આકૃતિથી સદ્વર્તન જુદું હોય કે ?

કૌસલ્યા— ( વર્ણવીને ) શું ? જેણે ગૃષ્ટિના શબ્દો વિનયથી સાંભળ્યા છે અને જેણે ઋષિકુમારોને વિદાય કર્યા છે તે બાળક અહીં આવવા નીકળ્યો જ છે !

જનક— ( લાંબા વખત સુધી વર્ણવીને ) અરે ! આ કંઈક અવર્ણનીય છે.

વિનય, બાળભાવ અને મુગ્ધતાથી ( સરળતાથી ) ( અથવા સૌંદર્યથી ) કંઈ એવું પ્રભાવનું આધિક્ય એમાં ( એ બાળકમાં ) છે—(કે) જેને જાણકારો જ સમજી શકે. ઉપર ઉપરથી જોનારાઓ નહિ સમોહમાં સ્થિર હોવા છતા આ બાળક, જેમ નાનો અયસ્કાન્ત મણિ લોખંડના જથાને ( ખેંચે ) તેમ, મારા મનને ખેંચે છે. (૨૧)

લવ— ( પ્રવેશ કરીને ) નામ, ક્રમ અને કુળથી અજ્ઞાત હોવાથી અમને પૂજ્ય હોવા છતાં મારી જાતે ( મારી બુદ્ધિ પ્રમાણે ) કેવી રીતે પ્રણામ કરું ? ( વિચારીને ) પરંતુ આ પ્રકાર વિરોધી નથી એમ વૃદ્ધો પાસેથી સાંભળ્યું છે. ( સવિનય પાસે જઈને ) આ લવ માથું નમાવીને આપને યોગ્ય ક્રમમાં પ્રણામ કરે છે.

અરુન્ધતી-જનક— કલ્યાણને પાત્ર ! ચિરંજીવ થા.

કૌસલ્યા— બાપુ, ચિરંજીવ થજે.

અરુન્ધતી— બેટા, અહીં આવ. ( લવને ખોળામાં લઈને સ્વગત ) સદ્ભાગ્યે લણિ વખતે કેવળ ખોળો જ નહિ પણ મારો મનોરથ પણ સંપૂર્ણ થયો.

**कौसल्या**—जाद इदो वि दाव एहि । (उत्सङ्गे गृहीत्वा । ) अम्महे ण केवलं दरविअसंतणीलुप्पलसामलुज्जलेण देहबंधेण कवलिदारविंदकेसरकसाअकंठकलहंसणिणाददीहरदीहरेण सरेण अ रामभद्दं अणुहरदि । णं कठोरकमलगब्भपम्हलो सरीरप्फंसो वि तारिसो जेव्व वच्छस्स । जाद पेक्खामि दाव दे मुहपुंडरीअं । (चिबुकमुन्नमय्य निरूप्य सबाष्पाकूतम् । ) राएसि किं ण पेक्खसि णिउणं णिरूवज्जंतं से मुहं वच्छाए वहूए मुहचंदेण संवददि जेव्व । [ जात इतोऽपि तावदेहि । अहो न केवलं दरविकसन्नीलोत्पलश्यामलोज्ज्वलेन देहबन्धेन कवलितारविन्दकेसरकषायकण्ठकलहंसनिनाददीर्घदीर्घेण स्वरेण च रामभद्रमनुहरति । ननु कठोरकमलगर्भपक्ष्मलः शरीरस्पर्शोऽपि तादृश एव वत्सस्य । जात पश्यामि तावत्ते मुखपुण्डरीकम् । राजर्षे किं न पश्यसि निपुणं निरूप्यमाणमस्य मुखं वत्साया वध्वा मुखचन्द्रेण संवदत्येव । ]

**जनकः**—पश्यामि सखि पश्यामि ।

**कौसल्या**—अम्महे उम्मत्तीभूदं विअ मे हिअअं किंपि एदोमुहं विलवदि ।
[ अहो उन्मत्तीभूतमिव मे हृदयं किमपीतोमुखं विलपति । २१

**जनकः**—

वत्सायाश्च रघूद्वहस्य च शिशावस्मिन्नभिव्यज्यते
सम्पूर्णप्रतिबिम्बतेव निखिला सैवाकृतिः सा द्युतिः ।
सा वाणी विनयः स एव सहजः पुण्यानुभावोऽप्यसौ
हा हा दैव किमुत्पथैर्मम मनः पारिप्लवं धावति ॥२२॥

**कौसल्या**—जाद अत्थि दे मादा सुमरसि वा तादं । [ जात अस्ति ते माता स्मरसि वा तातम् । ]

**लवः**—नहि नहि ।

**कौसल्या**—तदो कस्स तुमं । [ ततः कस्य त्वम् । ]

**लवः**—भगवतो वाल्मीकेः ।

**कौसल्या**—अयि जाद कहिदव्वं कहेहि । [ अयि जात कथयितव्यं कथय । ] ६

કૌસલ્યા—બાપુ, અહીં પણ જરા આવજે. અહો! કેવળ જરીક ઊઘડેલા નીલકમળ જેવા શ્યામ ઉજ્જ્વળ દેહના બાંધા વડે જ નહિ પરંતુ કમળના કેસર ખાઈને જેનો કંઠ મધુર થયો છે તેવા કલહંસના અવાજ જેવા ભારે ભર્યોભર્યો અવાજથી પણ રામભદ્રને મળતો આવે છે. વળી ખીલેલા કમળના અંદરના ભાગ જેવો બાલુડાનો સુવાળો શરીરસ્પર્શ પણ તેવો જ છે. બેટા, જરા જોઉં તો તારું મુખકમળ! (દાઢી ઊંચી કરીને ધ્યાનથી જુએ છે) (પછી આંસુ અને લાગણી સાથે) રાજર્ષિ! ધ્યાનથી જોતાં આનું મુખ વહુબેટાના મુખકમળને જ મળતું આવે છે એમ શું (તમને) નથી લાગતું?

જનક—જાઉં છું સખી, જાઉં છું.

કૌસલ્યા—અહો! મારું હૃદય જાણે ઉન્મત્ત થઈ ગયું છે. આ? લગતું ગમે તેમ બકે છે.

આ બાળકમાં બેઉ જાનકીની અને રામચંદ્રની જાણે આખી પ્રતિમા દરેક વિગતમાં (निखिला) દેખાય છે. તે જ આકૃતિ, એ જ તેજ તે જ વાણી, તે જ સ્વાભાવિક વિનય અને તે જ પવિત્ર પ્રભાવ પણ! રે! રે! વિધિ! મારું ચંચળ મન અવળે માર્ગે કેમ દોડે છે? (૨૨)

કૌસલ્યા—બાપુ, તારે મા છે? અથવા બાપ સાંભરે છે?

લવ—જી ના

કૌસલ્યા—તો તું કોનો (પુત્ર) છે?

લવ—ભગવાન વાલ્મીકિનો.

કૌસલ્યા—અરે બેટા, કહેવા સરખું કહે

**लवः**—एतावदेव जानामि।

( नेपथ्ये )

भो भोः सैनिकाः। एष खलु कुमारश्चन्द्रकेतुराज्ञापयति न केनचिदाश्रमाभ्यर्णभूमय आक्रमितव्या इति।

**अरुन्धतीजनकौ**—अये मेध्याश्वरक्षाप्रसङ्गादुपागतो वत्सश्चन्द्रकेतुरद्य द्रष्टव्य इत्यहो सुदिवस।

**कौसल्या**—वच्छलक्खणस्स पुत्तओ आणवेदित्ति अमिदबिंदुसुंदराइं अक्खराइं सुणीअंदि। [ वत्सलक्ष्मणस्य पुत्रक आज्ञापयतीत्यमृतबिन्दुसुन्दराण्यक्षराणि श्रूयन्ते। ]

**लवः**—आर्य क एष चन्द्रकेतुर्नाम।

**जनकः**—जानासि रामलक्ष्मणौ दाशरथी।

**लवः**—एतावेव रामायणकथापुरुषौ।

**जनकः**—अथ किम्।

**लवः**—तत्कथं न जानामि।

**जनकः**—तस्य लक्ष्मणस्यायमात्मजश्चन्द्रकेतुः।

**लवः**—ऊर्मिलायाः पुत्रस्तर्हि मैथिलस्य राजर्षेर्दौहित्रः।

**अरुन्धती**—( विहस्य ) आविष्कृतं कथाप्रावीण्यं वत्सेन।

**जनकः**—( विचिन्त्य। ) यदि त्वमीदृशः कथायामभिज्ञस्तद्ब्रूहि तावत्पृच्छामस्तेषां दशरथात्मजानां कियन्ति किंनामधेयान्यपत्यानि केषु केषु दारेषु प्रसूतानीति।

**लवः**—नायं कथाप्रविभागोऽस्माभिरन्येन वा श्रुतपूर्वः।

**जनकः**—किं न प्रणीत एव कविना।

**लवः**—प्रणीतो न प्रकाशितः। तस्यैव कोऽप्येकदेशः सन्दर्भान्तरेण रसवानभिनेयार्थः कृतः। तं च स्वहस्तलिखितं मुनिर्भगवान्व्यसृजद्भगवतो भरतस्य मुनेस्तौर्यत्रिकसूत्रकारस्य।

લવ— હું એટલું જ જાણું છું.

( નેપથ્યમાં )

અરે ઓ સૈનિકો ! ખરેખર, આ કુમાર ચન્દ્રકેતુ આજ્ઞા કરે છે કે કોઇએ આશ્રમની પાડોશની ભૂમિ ઉપર આક્રમણ કરવું નહિ.

અરુન્ધતી-જનક— અહો ! અશ્વમેધના અશ્વની રક્ષાને પ્રસંગે આવેલા ભાઈ ચન્દ્રકેતુને આજે જોઈશું. અહો ! કેવો ધન્ય દિવસ !

કૌસલ્યા— 'ભાઈ લક્ષ્મણનો પુત્ર આજ્ઞા કરે છે' એ અમૃતબિંદુ સમા સુંદર અક્ષરો સંભળાય છે !

લવ— મુરબ્બી ! આ ચન્દ્રકેતુ વળી કોણ ?

જનક— દશરથપુત્રો રામ લક્ષ્મણને જાણે છે ?

લવ— એ જ રામાયણની કથાના નાયક.

જનક— હા.

લવ— તો ન કેમ જાણું ?

જનક— આ ચન્દ્રકેતુ એ લક્ષ્મણનો પુત્ર છે.

લવ— તો ઊર્મિલાનો પુત્ર (અને) મિથિલાના રાજર્ષિનો દોહિત્ર થાય.

અરુન્ધતી— (હસીને) બાળકાએ કથાપ્રાવિણ્ય દાખવ્યું.

જનક— (વિચારીને) જો તું કથાનો આમ જાણકાર છે તો કહે, જરા પૂછું છું કે એ દશરથપુત્રોનાં કેટલાં અને કયા નામનાં સંતાનો કઈ કઈ દારાઓથી જન્મેલાં છે ?

લવ— કથાનો એ વિભાગ અમે કે બીજાએ પહેલાં સાંભળ્યો નથી.

જનક— શું કવિએ લખ્યો જ નથી !

લવ— લખ્યો છે. પ્રગટ નથી કર્યો. રસથી ભરપૂર અને અભિનયથી પ્રયોગ થઈ શકાય તેવા અર્થવાળો તેનો જ કોઈ એક ભાગ બીજા પ્રબન્ધમાં ફેરવ્યો છે અને પોતાને હાથે લખેલા તેને (તે ભાગને) પૂજ્ય મુનિએ નાટ્યશાસ્ત્રના રચયિતા પૂજ્ય ભરતમુનિને મોકલાવ્યો છે.

जनकः—किमर्थम् ।

लवः—स किल भगवान्भरतस्तमप्सरोभिः प्रयोजयिष्यतीति ।

जनकः—सर्वमिदमस्माकमाकूतकरम् ।

लवः—महती पुनस्तस्मिन्भगवतो वाल्मीकेरास्था । यतः केषांचिदन्तेवासिनां हस्तेन तत्पुस्तकं भरताश्रमं प्रति प्रेषितम् । तेषामनुयात्रिकश्चापपाणिः प्रमादापनोदनार्थमस्मद्भ्राता प्रेषितः ।

कौसल्या—जाद भादावि दे अत्थि । [ जात भ्रातापि तेऽस्ति । ]

लवः—अस्त्यार्य कुशो नाम ।

कौसल्या—जेट्ठोत्ति भणिदं होदि । [ ज्येष्ठ इति भणितं भवति । ]

लवः—एवमेतत् । प्रसवक्रमेण स किल ज्यायान् ।

जनकः—किं यमजावायुष्मन्तौ ।

लवः—अथ किम् ।

जनकः—वत्स कथय कथाप्रबन्धस्य कीदृशः पर्यन्तः ।

लवः—अलीकपौरापवादोद्विग्नेन राज्ञा निर्वासितां देवीं देवयजनसम्भवां सीतामासन्नप्रसववेदनामेकाकिनीमरण्ये लक्ष्मणः परित्यज्य प्रतिनिवृत्त इति ।

कौसल्या—हा वच्छे मुद्धचंदमुहि को दाणिं दे सरीरकुसुमस्स झत्ति देव्वदुव्विलासपरिणामो एकलिआए निवडिदो । [ हा वत्से मुग्धचन्द्रमुखि क इदानीं ते शरीरकुसुमस्य झटिति दैवदुर्विलासपरिणाम एकाकिन्या निपतितः । ]

जनकः—हा वत्से ४१

नूनं त्वया परिभवं च वनं च घोरं
तां च व्यथां प्रसवकालकृतामवाप्य ।
क्रव्याद्गणेषु परितः परिवारयत्सु
संत्रस्तया शरणमित्यसकृत्स्मृतोऽस्मि ॥ २२ ॥

જનક— શા માટે?

લવ— સાંભળ્યું છે કે તેને તે પૂજ્ય ભરત અપ્સરાઓ દ્વારા ભજવાવશે.

જનક— આ બધું અમને કુતૂહલ ઉત્પન્ન કરનારું છે.

લવ— પરંતુ પૂજ્ય વાલ્મીકિને એમાં ભારે શ્રદ્ધા છે કેમકે કેટલાક શિષ્યોના હાથે એ પુસ્તકને ભરતના આશ્રમ તરફ મોકલ્યું છે. (માર્ગની) મુસીબતો નીવારવા તેમના અનુચર તરીકે હાથમાં ધનુષ્ય સાથે મારા ભાઈને મોકલ્યા છે.

કૌસલ્યા— બાપુ, તારે ભાઇ પણ છે!

લવ— છે. આર્ય કુશ નામનો.

કૌસલ્યા— મોટો છે એમ કહે છે.

લવ— હા જી, કહે છે કે જન્મના ક્રમ પ્રમાણે એ મોટા છે.

જનક— શું તમે બંને આયુષ્માન જોડકા છો?

લવ— જી હા.

જનક— બાપુ, કહે કયા પ્રબંધનો કેવો અંત છે?

લવ— પુરજનોના ખોટા અપવાદથી ખિન્ન થયેલા રાજાએ ત્યજેલાં, દેવયજનમાંથી સંભવેલા અને જેની પ્રસવવેદના પાસે હતી તેવાં સીતાદેવીને એકલાં અરણ્યમાં છોડીને લક્ષ્મણ પાછો ગયો એમ.

કૌસલ્યા— હાય! બેટી! સુંદર અને ચન્દ્ર જેવા વદનવાળી! તારા એકાકિનીના (તું એકલી હોઇશ ત્યારે તારા) પુષ્પ જેવા શરીર ઉપર હમણાં એકદમ નસીબના ખરાબ યોગનું કેવું પરિણામ આવી પડયું!

જનક— અરેરે બેટા!

અપમાન, ઘોર વન, અને પ્રસવ કાળે થયેલી તે
પીડા પામીને, જ્યારે ચારે બાજુ જંગલી પશુઓનાં
ટોળાં (તને) ઘેરી વળતાં હશે ત્યારે ત્રાસેલી તેં
ચોક્કસ, રક્ષક તરીકે, મને વારંવાર સંભાર્યો હશે. (૨૩)

लव —( अरुन्धतीं प्रति। ) आर्ये कावेतौ ।

अरुन्धती - इयं कौसल्या । अयं च जनकः ।

( लवः सबहुमानखेदकौतुकं पश्यति । )

जनकः—अहो निरङ्कुशता दुरात्मना पौराणाम् । अहो रामस्य राज्ञः क्षिप्रकारिता । ४

एतद्वैशसवज्रघोरपतनं शश्वन्ममोत्पश्यतः
क्रोधस्य ज्वलितुं झटित्यवसरश्चापेन शापेन वा ।

कौसल्या—( सभयकम्पम् । ) भअवदि परित्ताहि परित्ताहि । पसादेहि कुविदं राएसिं । [ भगवति परित्रायस्व परित्रायस्व । प्रसादय कुपितं राजर्षिम् । ] २

अरुन्धती—एतद्धि परिभूतानां प्रायश्चित्तं मनस्विनाम् ।
राजन्नपत्यं रामस्ते पाल्याश्च कृपणा जनाः ॥ २४ ॥

जनकः—

शान्तं वा रघुनन्दने तदुभयं यत्पुत्रभाण्डं हि मे
भूयिष्ठद्विजबालवृद्धविकलस्त्रैणश्च पौरो जनः ॥ २५ ॥

संभ्रान्ताः बटवः—कुमार कुमार अश्वोऽश्व इति कोऽपि भूतविशेषो जनपदेष्वनुश्रूयते सोऽयमधुनास्माभिः प्रत्यक्षीकृतः ।

लवः—अश्व इति पशुसमाम्नाये साङ्ग्रामिके च पठ्यते । तद्ब्रूत कीदृशः । ३

લવ— ( અરુન્ધતી પ્રત્યે ) માતાજી ! આ બને કોણ છે ?

અરુ. તી— આ કૌસલ્યા અને આ જનક.

[ લવ બહુમાન ખેદ અને આશ્ચર્યથી જુએ છે ]

જનક— દુષ્ટ નગરજનોની કેવી નિર્દયતા! રાજા રામનું કેવું ઉતાવળાપણું !

આફત રૂપી વજ્રના આ ભયંકર રીતે આવી પડવા ઉપર વારંવાર વિચાર કરતા મારા ક્રોધને ધનુષ્ય કે શાપથી એકદમ સળગવા ( સળગી ઊઠવા ) માટે આ અવસર છે. (૨૩)

કૌસલ્યા— ( ભય અને કંપ સાથે ) ભગવતી! બચાવો, બચાવો. કોપેલા રાજર્ષિને શાન્ત પાડો.

અરુન્ધતી—

અપમાનિત થયેલા મનસ્વીઓનું મોટે ભાગે આ જ ( આવું જ ) ચિત્ત હોય છે. ઓ રાજન્ ! રામ તમારું છોકરું છે. અને રાંક પ્રજાનું પાલન કરવું ઘટે. (૨૪)

જનક—

અથવા રઘુનન્દનની બાબતમાં તે બંને ભલે શાન્ત રહે; કારણ તે ખરેખર, મારો પુત્રરૂપી ખજાનો છે અને પુરજનોમાં ઘણે ભાગે બ્રાહ્મણો, બાળકો, વૃદ્ધો, અશક્તો અને સ્ત્રીજનો (જ) છે. (૨૫)

( પ્રવેશ કરીને )

ચકિત થયેલા બટુઓ— કુમાર, કુમાર, 'અશ્વ' 'અશ્વ' એમ ગામડાઓમાં કોઈક ખાસ પ્રાણી સંભળાય છે. તે આ અમે અત્યારે સગી આંખે જોયું.

લવ— હોમવાનાં પ્રાણીઓની યાદીમાં અને સંગ્રામવિષયક ગ્રંથોમાં 'અશ્વ' એમ ( નામ ) વાંચવામાં આવે છે. તો કહો. (એ) કેવો છે ?

**बटवः**—श्रूयताम्। ४

> पश्चात्पुच्छं वहति विपुलं तच्च धूनोत्यजस्रं
> दीर्घग्रीवः स भवति खुरास्तस्य चत्वार एव।
> शष्पाण्यत्ति प्रकिरति शकृत्पिण्डकानाम्रमात्रा-
> न्किं वाऽऽख्यातैर्व्रजति स पुनर्दूरमेह्येहि यामः॥ २६॥

(इत्यजिने हस्तयोश्चाकर्षन्ति।)

**लवः**—(सकौतुकापराधविनयम्।) आर्याः पश्यत पश्यत। एभिर्नीतोऽस्मि। (इति त्वरितं परिक्रामति।)

**अरुन्धतीजनकौ**—पूरयतु कौतुकं वत्सः।

**कौसल्या**—अरण्णगब्भरूवालावेहिं तुम्हे तोसिदा अम्हे अ। भअवदि जाणामि एदं अणालोअअन्ती वञ्चिदा विअ। ता अण्णदो भविअ पेक्खम्ह दाव पलाअन्तं दीहाउम्। [अरण्यगर्भरूपालापैर्यूयं तोषिता वयं च। भगवति! जानाम्येतमनालोकयन्ती वञ्चितेव। तदन्यतो भूत्वा पश्यामस्तावत्पलायमानं दीर्घायुषम्।

**अरुन्धती**—अतिजवेन दूरमतिक्रान्तः स चपलः कथं दृश्यते।

(प्रविश्य।)

**कञ्चुकी**—भगवान्वाल्मीकिराह ज्ञातव्यमेतदवसरे भवद्भिरिति।

**जनकः**—अतिगम्भीरमेतत्किमपि। भगवत्यरुन्धति सखि कौसल्ये आर्य गृष्टे स्वयमेव गत्वा भगवन्तं प्राचेतसं पश्यामः।

(इति निष्क्रान्तो वृद्धवर्गः)

(प्रविश्य।)

**बटवः**—पश्यतु कुमारस्तदाश्चर्यम्।

**लवः**—दृष्टमनुगतं च। नूनमाश्वमेधिकोऽयमश्वः।

**बटवः**—कथं ज्ञायते।

બટુઓ— સાંભળો.

પાછળ મોટું પૂંછડું ધારે છે. અને તેને (એ) સતત હલાવે છે. તે લાંબી ડોકવાળું છે. તેને ચાર ખરી પણ છે. કુમળું ઘાસ ખાય છે. કેરી જેવડી ગોળ લાદ કરે છે, અથવા જણાવવાથી શું? ચલ ચલ જઈએ. એ તો દૂર (દૂર) ચાલ્યો જાય છે. (૨૬)

(એમ મૃગચર્મ અને હાથ ખેંચે છે.)

લવ—(કૌતુક અપરાધ અને વિનય સાથે)

સુરક્ષીઓ! જુઓ જુઓ. આ મને લઈ જાય છે. (એમ જલદી જાય છે)

અરુન્ધતી-જનક— બાળક કૌતુક ભલે શમાવે.

કૌસલ્યા— અરણ્યના બાળકના દેખાવ અને વાર્તાલાપથી તમે અને અમે સંતોષ પામ્યા છીએ. ભગવતી, એને ન જોઈ શકતી હું છેતરાયેલી હોઉં તેમ માનું છું. તેથી બીજી બાજુ જઈને દોડી જતા ચિરંજીવીને જરા જોઈએ.

અરુન્ધતી—બહુ વેગથી દૂર ગયેલો એ ચપળ કેવી રીતે દેખાય?

(પ્રવેશ કરીને)

કંચુકી—ભગવાન વાલ્મીકિ કહે છે કે એ તમને અવસરે સમજાશે.

જનક—આ કંઈક ઘણું ગંભીર છે. ભગવતી અરુન્ધતી, સખી કૌસલ્યા આર્ય ગૃષ્ટિ! (આપણે) જાતે જ જઈને ભગવાન પ્રાચેતસને મળીએ.

(વડીલ વર્ગ બહાર જાય છે)

(પ્રવેશ કરીને)

બટુઓ—કુમાર તે આશ્ચર્ય ભલે જુએ.

લવ—જોયું અને સમજ્યો. ખરેખર, આ અશ્વમેધનો ઘોડો છે.

બટુઓ—કેવી રીતે સમજાય!

લવ—અલ્યા મૂરખાઓ! તમે પણ તે ભાગ ખરેખર ભણ્યા જ છો! શું જોતા નથી? કવચધારીઓ (અને) લાકડીઓવાળા, અને ભાથા-વાળા-(એમ) દરેક પ્રકારના સો સો રક્ષકો છે. તેથી આ મોટે ભાગે લશ્કર જ દેખાય છે. જો એમાં વિશ્વાસ ન હોય તો જઈને પૂછો.

બટુઓ—અરે! અરે! આ ઘોડો રક્ષાયેલો શા માટે ફરે છે?

લવ—(સસ્પૃહ) (સ્વગત) ઓહો! અશ્વમેધ એટલે તો વિશ્વવિજયી ક્ષત્રિયોના ઉત્કર્ષનો ભવ્ય અને બધા ક્ષત્રિયોનું અપમાન કરતો મહાન કસોટી પથ્થર.

(નેપથ્યમાં)

જે આ અશ્વ છે તે સાત લોકના એક (અપ્રતીમ)
વીર અને રાવણના કુળના શત્રુની (વિજય) પતાકા
અથવા (એમના વિજયની) વીર ઘોષણા છે. (૨૭)

લવ—(જાણે અભિમાનથી) અહો! સળગાવી મૂકે તેવા અક્ષરો છે.

બટુઓ—શું કહેવું? કુમાર ખરેખર બુદ્ધિમાન છે.

લવ—અરે! અરે! તો શું પૃથ્વી ક્ષત્રિય વગરની છે કે આવી ઘોષણા કરવામાં આવે છે?

(નેપથ્યમાં)

અરે એય! મહારાજની સામે ક્ષત્રિયો કેવા!

લવ—ફટ છે અધમોને

જો તે (ક્ષત્રિયો) હોય તો (તેઓ) છે જ. આજે આ
ડગમગણી કેવી? એ શબ્દોથી શું? હમણાં તમારી
એ પતાકા લઈ જાઉં છું. (૨૮)

અલ્યા ઓ છોકરાઓ! આ ઘોડાને ઘેરી વળી ઢેફાં મારતા લઈ જાઓ. રોહિત (મૃગો)ની વચ્ચે એ બિચારું ભલે ચરે.

(પ્રવેશ કરીને)

પુરુષ—(ક્રોધ અને ગર્વ સાથે) ઉદ્ધતાઈને ધિક્કાર છે. શું કહ્યું તેં ? શસ્ત્રધારી સૈનિકોની કતાર વધારે તીક્ષ્ણ છે. બાળકની પણ અભિમાનભરી વાણી સહેતા નથી. રાજકુમાર ચન્દ્રકેતુ મુશ્કેલીથી દબાવી શકાય તેવો છે. અપૂર્વ અરણ્યના દર્શનથી (અરણ્ય જોવાના કુતૂહલથી) ખેંચાયેલા મનવાળો તે પણ જ્યાં સુધી ન આવે ત્યાં સુધી આ વૃક્ષોની ઝાડીમાંથી ઝટઝટ ભાગી જાઓ.

બટુઓ—કુમાર મુઓ એ ઘોડો ! શસ્ત્ર ચમકાવતા સશસ્ત્ર સૈનિકોની કતારો કુમારને ડરાવે છે. વળી અહીંથી આશ્રમસ્થાન દૂર છે. તેથી ચાલો. હરણની ફાળે ભાગી જઈએ.

લવ—(હસીને) શસ્ત્રો ચમકારા મારે છે એમ કે ? (ધનુષ્ય ચડાવીને)
પણછ રૂપી જીભથી ઊંચી અણી રૂપી જડબાને ચોંટી લેતું, બહાર આવતા, ભયંકર મેઘ ગર્જન જેવા ઘર્ઘર અવાજવાળું, આ ધનુષ્ય-કોળિયા કરવામાં મસ્ત (અને) હસતા મૃત્યુના મુખયન્ત્રના બગાસાને મળતું (અનુસરતું) વિશાળ મધ્યભાગવાળું ભલે થાય. (૨૯)

(એમ યોગ્ય રીતે ફરીને બધા બહાર જાય છે)

મહાકવિ શ્રી ભવભૂતિ વિરચિત ઉત્તરરામચરિતમાં 'કૌસલ્યા જનકયોગ' નામનો ચોથો અંક સમાપ્ત.

## पञ्चमोऽङ्कः

(नेपथ्ये।)

भो भोः सैनिका जातं जातमवलम्बनमस्माकम् । २

नन्वेष त्वरितसुमन्त्रनुद्यमान-
प्रोद्वल्गत्प्रजवितवाजिना रथेन ।
उत्खातप्रचलितकोविदारकेतुः
श्रुत्वा नः प्रधनमुपैति चन्द्रकेतुः ॥ १ ॥

(ततः प्रविशति सुमन्त्रसारथिना रथेन धनुष्पाणिः साद्भुतहर्षसंभ्रमश्चन्द्रकेतुः।)

चन्द्रकेतुः—आर्य सुमन्त्र पश्य पश्य । २

किरति कलितकिञ्चित्कोपरज्यन्मुखश्री-
रविरतगुणगुञ्जत्कोटिना कार्मुकेण ।
समरशिरसि चञ्चत्पञ्चचूडश्चमूना-
मुपरि शरतुषारं कोऽप्ययं वीरपोतः ॥ २ ॥

आश्चर्यमाश्चर्यम् । १

मुनिजनशिशुरेकः सर्वतः सैन्यकाये
नव इव रघुवंशस्याप्रसिद्धः प्ररोहः
दलितकरिकपोलग्रन्थिटङ्कारघोर-
ज्वलितशरसहस्रः कौतुकं मे करोति ॥ ३ ॥

सुमन्त्रः—आयुष्मन् । १

अतिशयितसुरासुरप्रभावं
शिशुमवलोक्य तथैव तुल्यरूपम् ।
कुशिकसुतमखद्विषां प्रमाथे
धृतधनुषं रघुनन्दनं स्मरामि ॥४॥

# અંક ૫

(નેપથ્યમાં)

અરે ઓ સૈનિકો ! આવી પહોચી. આપણે માટે મદદ આવી પહોંચી.

જેનો કોવિદારનો ધ્વજ ખાડાખૈયાવાળી જમીનને
લીધે હાલી ઊઠયો છે તેવો ચન્દ્રકેતુ, આપણા યુદ્ધની
વાત સાંભળીને સુમન્ત્ર વડે જલ્દી હંકારાતા, કૂદતા
વેગી ઘોડાવાળા (ઘોડા જોડેલા) રથમાં (રથમાં
બેસીને) ખરેખર આ આવે (૧)

(પછી સુમન્ત્ર સારથિ સાથે રથમાં હાથમાં ધનુષ્ય સાથે આનંદ, આશ્ચર્ય અને સંભ્રમ સાથે ચન્દ્રકેતુ પ્રવેશ કરે છે.)

ચન્દ્રકેતુ--આર્ય સુમન્ત્ર ! જુઓ, જુઓ.

જેની પાંચ ચોટી હાલી રહી છે (અને) (તેનામાં)
ઉદ્ભવેલા કંઈક ક્રોધને લીધે જેની મુખકાંતિ લાલ થઈ
છે તેવો આ કોઈક વીરબાળ રણમોખરે-જેના છેડા
(ધનુષ્યની) દોરી સાથે સતત અવાજ કરી રહ્યા છે
તેવા ધનુષ્ય વડે સેનાઓ ઉપર બાણ વરસાવે છે. (૨)

આશ્ચર્ય ! આશ્ચર્ય !

હાથીઓના ગંડસ્થળની ગાંઠોને દળી નાખતાં (અને)
ટંકારને લીધે ઘોર (એવા) જેના હજારો ચમકતાં બાણ
છે તેવો (અને) ચોમેર (ગોઠવાયેલા) (સૈન્ય સમૂહની
વચ્ચે એકલો (રહેલો) મુનિબાળ-જાણે (તે) રઘુવંશનો
અપ્રસિદ્ધ નવો ફણગો ન હોય તેમ મને કૌતુક ઉપ-
જાવે છે (૩)

સુમન્ત્ર—આયુષ્માન,

દેવો અને અસુરોના પ્રભાવને (પણ) ઢાંકી દેતા
(પ્રભાવવાળા) બાળકને જોઈને તેવા જ સરખા
રૂપવાળા (અને) કુશિકપુત્રના યજ્ઞદ્વેષિઓના (રાક્ષસોના) વિશ્વામિત્ર
સંહાર વખતે ધનુષ્યને (ઊંચું) પકડી રાખતા
રઘુનન્દન (મને) યાદ આવે છે (૪)

चन्द्रकेतुः—मम त्वेकमुद्दिश्य भूयसामारम्भ इति हृदयमपत्रपते। १

अयं हि शिशुरेकको मदभरेण भूरिस्फुर-
त्करालकरकन्दलीकलितशस्त्रजालैर्बलैः ।
क्वणत्कनककिङ्किणीझणझणायितस्यन्दनै-
रमन्दमददुर्दिनद्विरदवारिदैरावृतः ॥ ५ ॥

सुमन्त्रः—वत्स एभिः समस्तैरपि नालमस्य किं पुनर्व्यस्तैः।

चन्द्रकेतुः—आर्य त्वर्यतां त्वर्यताम्। अनेन हि महानाश्रितजनप्रमारोऽस्माकमारब्धः।
तथा हि। २

आगर्जद्गिरिकुञ्जकुञ्जरघटाविस्तीर्णकर्णज्वरं
ज्यानिर्घोषममन्ददुन्दुभिरवैराध्मातमुज्जृम्भयन् ।
वेल्लद्भैरवरुण्डमुण्डनिकरैर्वीरो विधत्ते भुवं
तृप्यत्कालकरालवक्त्रविघसव्याकीर्यमाणामिव ॥ ६ ॥

सुमन्त्रः—(स्वगतम्) कथमीदृशेन सह वत्सस्य चन्द्रकेतोर्द्वन्द्वसंप्रहारमनुजानीमः।
(विचिन्त्य।) अथवा इक्ष्वाकुकुलवृद्धा खलु वयम्। प्रत्युपस्थिते रणे च
का गतिः।

चन्द्रकेतुः—(सविस्मयलज्जासंभ्रमम्।) हन्त धिक्। अपावृत्तान्येव सर्वतः
सैन्यानि मम।

सुमन्त्रः—(रथवेगमभिनाय।) आयुष्मन्, एष ते वाग्विषयीभूतः स वीरः।

चन्द्रकेतुः—(विस्मृतिमभिनीय।) आर्य किमस्य नामधेयमाख्यातमाह्वायकैः।

सुमन्त्रः—लव इति। ८

ચન્દ્રકેતુ--એકનાની સામે ઘણા યુદ્ધે છે એથી મારુ તો હૃદય શરમથી ભરાઈ જાય છે

પહોળા હાથમા (करकन्दली-કરસંપૂટમાં) ખુબ અભિમાનથી પકડેલાં અતિશય ચમકતા (અને) ભયકર ઘણાં શસ્ત્રોવાળા (શસ્ત્રો ધારતા), (અને) રણકતી સોનાની ઘુઘરીઓથી ઝણુઝણુતા રથવાળા, (અને) અસ્ખલીત મદ રૂપી વર્ષા લાવતા, વાદળ જેવાં હાથીઓવાળા સૈન્યોથી ખરેખર, આ એકલો બાળક વીટળાયેલો છે. (૫)

સુમન્ત્ર--ભાઈ, આ બધા ય આને પહોચતા નથી તો છૂટાછૂટાનીતો વાત જ શી?

ચન્દ્રકેતુ--આર્ય, ઉતાવળ કરો ઉતાવળ કરો કારણ એણે આપણા આશ્રિતજનોનો મહાસહાર આરભ્યો છે

જેમકે—

રણુચિંમાના મોટા અવાજથી વધારો પામતો (વધી ગયેલો) (અને) પર્વતની ગુફામાં અતિશય (ઘા) ગાજતા હાથીઓના ટોળાને કાનનો ત્રાસ (કર્ણજ્વર) ઉપ જાવતો ધનુષ્ય ટકાર ફેલાવતો (उज्जृम्भयन्) (તે) વીર-ગબડતા ભયંકર મસ્તકો અને (મસ્તક વિનાનાં) ધડના સમૂહ વડે-જાણે પૃથ્વીને-તૃપ્ત થયેલા કાળના કરાળ મુખના (મુખમાથી પડતા) વણુચાવેલા કોળિયાથી છવાઈ ગઈ હોય તેવી કરે છે (૬)

સુમન્ત્ર--(સ્વગત) આના (છોકરા)ની સાથે વત્સ ચન્દ્રકેતુના દ્વન્દ્વયુદ્ધની હુ શી રીતે રજા આપુ? (વિચાર કરીને) અથવા અમે ખરેખર ઇક્ષ્વાકુ કુળમા ઘરડા થયા છીએ અને યુદ્ધ આવી પડે ત્યારે શો માર્ગ?

ચન્દ્રકેતુ--(વિસ્મય લજ્જા અને સભ્રમ સાથે) અરે ધિક્કાર હો! બધી તરફથી મારાં સૈન્યો પાછાં જ પડયા!

સુમન્ત્ર--(રથવેગનો અભિનય કરીને) આયુષ્માન! આ તે વીર તમારી વાણી સંભળાય એટલા અંતરમાં આવ્યો.

ચન્દ્રકેતુ--(વિસ્મૃતિનો અભિનય કરીને) આર્ય, (આપણુને) બોલાવવા આવનારાઓએ આનું શુ નામ કહ્યુ હતુ?

મન્ત્ર--'લવ' એવું

चन्द्रकेतुः—

भो भो लव महाबाहो किमेभिस्तव सैनिकैः ।
एषोऽहमेहि मामेव तेजस्तेजसि शाम्यतु ॥ ७ ॥

सुमन्त्रः—कुमार पश्य पश्य । १

विनिवर्तित एष वीरपोतः
पृतनानिर्मथनात्त्वयोपहूतः ।
स्तनयित्नुरवादिभावलीना-
मवमर्दादिव दृप्तसिंहशावः ॥ ८ ॥

( ततः प्रविशति धीरोद्धतपरिक्रमो लवः ।

लवः—साधु राजपुत्र साधु । सत्यमैक्ष्वाकः खल्वसि । तदहं परागत एवास्मि ।

( नेपथ्ये महान्कलकलः । )

लवः—( सावष्टम्भं परावृत्य । ) आः कथमिदानीं भग्ना अपि प्रतिनिवृत्य युद्धाभिसारिणः पर्यवष्टम्भयन्ति मा चमूपतयः । धिग् आत्मान् । ५

अयं शैलाघातक्षुभितवडवावक्त्रहुतभु-
क्प्रचण्डक्रोधार्चिर्निचयकवलत्वं व्रजतु मे ।
समन्तादुत्सर्पन् घनतुमुलहेलाकलकल-
पयोराशेरोघः प्रलयपवनास्फालित इव ॥ ९ ॥

( सवेगं परिक्रामति । )

चन्द्रकेतुः—भो भो कुमार । २

अत्यद्भुतादसि गुणातिशयात्प्रियो मे
तस्मात्सखा त्वमसि यन्मम तत्तवैव ।
तत्किं निजे परिजने कदनं करोषि
नन्वेष दर्पनिकषस्तव चन्द्रकेतुः ॥ १० ॥

लवः—( सहर्षसंभ्रमं परावृत्य । ) अहो महानुभावस्य प्रसन्नकर्कशा वीरवचनप्रयुक्तिर्विकर्तनकुलकुमारस्य । तत्किमेभिरेनमेव तावत्सम्भावयामि । २

ચન્દ્રકેતુ—

અરે ઓ મહાબાહુ લવ! તારે આ સૈનિકોથી શું?
આ રહ્યો હું. મારી જ સામે આવ. તેજ તેજમાં
ભલે શમે. (૭)

સુમન્ત્ર—કુમાર, જુઓ. જુઓ.

તમે આહ્વાહન કર્યું એટલે, મેઘગર્જના સાંભળીને
હાથીઓના ટોળાંના સંહાર થકી પાછા ફરતા
ગર્વીલા સિંહબાળની માફક આ વીરબાળ, સૈન્યોને
હણવાના કામમાંથી નિવૃત્ત થયો. (૮)

[પછી ધીર ઉદ્ધત રીતે પગલાં ભરતો લવ પ્રવેશે છે]

લવ—વાહ! રાજપુત્ર! વાહ! તું ખરેખર ઇક્ષ્વાકુ વંશનો જ છે. તેથી હું પાછો જ ફર્યો છું.

[નિપથ્યમાં મોટો ઘોંઘાટ]

લવ—(ગર્વભેર પાછો ફરીને) અરે! વેર વિખેર કરી નાખ્યા હોવા છતાં હવે યુદ્ધ ઇચ્છનારા (યુદ્ધ માટે તત્પર) ટુકડીના નાયકો પાછા ફરીને મને કેમ ઘેરી વળે છે? ફટ છે દુષ્ટોને.

પ્રલયકાળના પવનથી હાલી ઉઠેલા સમુદ્રના પ્રવાહની
જેમ ચારે બાજુ પ્રસરતો આ મોટો (અને) ભયંકર
સેનાનો ઘોંઘાટ, પર્વતના અથડાવાને લીધે ક્ષુબ્ધ થયેલા
વડવાનળ જેવી ભીષણ (એવી) મારા ક્રોધની જ્વાળા-
ઓના સમૂહનો કોળિયો ભલે થાય (૯)

(ઝડપથી ફરે છે)

ચન્દ્રકેતુ—અરે ઓ કુમાર!

અતિ અદ્દભુત ગુણની અતિશયતાથી તું મને પ્રિય છે.
તેથી તું મારો મિત્ર છે જે મારું છે તે તારું જ
છે. તો પોતાના નોકરોનો સંહાર કેમ કરે છે?
ખરેખર, તારા શૌર્યનો (ખરો) કસોટી પથ્થર (એવો)
ચન્દ્રકેતુ આ રહ્યો. (૧૦)

લવ—(હર્ષ અને સંભ્રમ સાથે પાછો ફરીને) અહો! મહાનુભાવ સૂર્યવંશી-કુમારે પ્રયોજેલા શૌર્યભર્યા શબ્દોનો ઉપયોગ પ્રસન્ન હોવા છતાં કદર્થક છે તો આમનાથી (આ સૈનિકોથી) શું! એનો જ પહેલાં સત્કાર કર.

(पुनर्नेपथ्ये कलकलः ।)

लवः—(सक्रोधनिर्वेदम् ।) आः कदर्थितोऽहमेभिर्वीरसंवादविघ्नकारिभिः पापैः । (तदभिमुखं परिक्रामति ।)

चन्द्रकेतुः—आर्य आर्य दृश्यतां द्रष्टव्यमेतत् । ६

दर्पेण कौतुकवता मयि बद्धलक्ष्यः
पश्चाद्बलैरनुसृतोऽयमुदीर्णधन्वा ।
द्वैधा समुद्धतमरुत्तरलस्य धत्ते
मेघस्य माघवतचापधरस्य लक्ष्मीम् ॥ ११ ॥

सुमन्त्रः—कुमार एवैनं द्रष्टुमपि जानाति । वयं तु केवलं परवन्तो विस्मयेन ।

चन्द्रकेतुः—भो भो राजानः । २

संख्यातीतैर्द्विरदतुरगस्यन्दनस्थैः पदाता-
वत्रैकस्मिन्कवचनिचितैर्मेध्यचर्मोत्तरीये ।
कालज्येष्ठैरभिनववयःकाम्यकाये भवद्भि-
र्योऽयं बद्धो युधि परिकरस्तेन धिग्वो धिगस्मान् ॥१२॥

लवः—(सोन्माथम् ।) आः कथमनुकम्पते नाम । (विचिन्त्य ।) भवतु । कालहरणप्रतिषेधाय जृम्भकास्त्रेण तावत्सैन्यानि संस्तम्भयामि । (इति ध्यानं नाटयति ।)

सुमन्त्रः—तत्किमकस्मादस्मत्सैन्यघोषः प्रशाम्यति ।

लवः—पश्याम्येनमधुना प्रगल्भम् ।

सुमन्त्रः—(ससंभ्रमम् ।) वत्स मन्ये कुमारकेणानेन जृम्भकास्त्रमामन्त्रितमिति । ५

(ફરીથી નેપથ્યમા ચોષાટ)

લવ—(ક્રોધ અને નિર્વેદથી) આહા ! ધીર સાથેના (મારા) વાર્તાલાપમાં વિઘ્ન કરતા આ દુષ્ટો વડે હુ ઉતાગી પડાયો છુ (તે તરફ ચાલે છે)

ચન્દ્રકેતુ—આર્ય, આર્ય, જુઓ આ જોવા જેવુ છે
અભિમાન અને આશ્ચર્યથી મારા તરફ જેનું લક્ષ્ય મડાયેલુ છે, (મારા) સૈન્ય જેની પૂઠે પડ્યાં છે, જેણે એક ધનુષ્ય એ-યુ છે તેવો (આ કુમાર) મે બાજુથી વાતા (બે વિરુદ્ધ દિશામાથી આવતા) પવનને લીધે અસ્થિર અને મેઘ ધનુષ્યવાળા (ઇન્દ્રનુ ધનુષ્ય ધારતા) મેઘની કાન્તિ ધારણ કરે છે (૧૧)

સુમન્ત્ર—કુમાર જ એને જોઈ પણ જાણે છે અમે તો કેવળ વિસ્મયથી જ પરવશ છીએ

ચન્દ્રકેતુ—અરે ઓ રાજાઓ !
તે અહી એકલો છે તમે અસખ્ય છો તે પદાતિ છે તમે હાથી ઘોડા અને રથમાં બેઠા છો એને ઉત્તરીય (વસ્ત્ર) તરીકે (માત્ર) પવિત્ર (મૃગ) ચર્મ છે તમે બખતરમા સજ્જ છો તમે ઉમરમાં ઘણા મોટા છો (અને) એને યુવાન વયને લીધે સુદર શરીર છે તમે જે આ (એની સામે) યુદ્ધમાં લડવા કેડ બાધી છે તેથી તમને ધિક્કાર (અને) અમને (પણ) ધિક્કાર (૧૨)

લવ—(ચિડાઈને) ઓટીને ! મા ! ઉપર વળી દયા બતાવે છે ! (વિચાર કરીને) વારુ સમય બગડતો અટાકાવના પહેલા જૃમ્ભકાસ્ત્ર વડે સૈન્યોને થભાવુ (ધ્યાન ધરતો હોય તેમ અભિનય કરે છે)

સુમન્ત્ર—અરે ! આપણા સૈન્યનો ચોષાટ કેમ એકાએક શમી ગયો છે ?

લવ—હવે હુ આ બાળ ખોગને જોઈ લઉ

સુમન્ત્ર—(સભ્રમ સાથે) વત્સ માનુ છુ કે આ કુમારે જૃમ્ભકાસ્ત્ર આમન્ત્ર્યુ છે

( पुनर्नेपथ्ये कलकलः । )

लवः—( सक्रोधनिर्वेदम् । ) आः कदर्थितोऽहमेभिर्वीरसंवादविघ्नकारिभिः पापैः । ( तदभिमुखं परिक्रामति । )

चन्द्रकेतुः—आर्य आर्य दृश्यतां द्रष्टव्यमेतत् । ६

दर्पेण कौतुकवता मयि बद्धलक्ष्यः
पश्चाद्बलैरनुसृतोऽयमुदीर्णधन्वा ।
द्वेधा समुद्धतमरुत्तरलस्य धत्ते
मेघस्य माघवतचापधरस्य लक्ष्मीम् ॥ ११ ॥

सुमन्त्रः—कुमार एवैनं द्रष्टुमपि जानाति । वयं तु केवलं पश्यन्तो विस्मयेन ।

चन्द्रकेतुः—भो भो राजानः । २

संख्यातीतैर्द्विरदतुरगस्यन्दनस्थैः पदाता-
वत्रैकस्मिन्कवचनिचितैर्मेध्यचर्मोत्तरीये ।
कालज्येष्ठैरभिनववयःकाम्यकाये भवद्भि-
र्योऽयं बद्धो युधि परिकरस्तेन धिग्घो धिगस्मान् ॥१२॥

लवः—( सोन्माथम् । ) आः कथमनुकम्पते नाम । (विचिन्त्य । ) भवतु । कालहरणप्रतिषेधाय जृम्भकास्त्रेण तावत्सैन्यानि संस्तम्भयामि । ( इति ध्यानं नाटयति । )

सुमन्त्रः—तत्किमकस्मादस्मत्सैन्यघोषः प्रशाम्यति ।

लवः—पश्याम्येनमधुना प्रगल्भम् ।

सुमन्त्रः—( ससंभ्रमम् । ) वत्स मन्ये कुमारकेणानेन जृम्भकास्त्रमामन्त्रितमिति । ५

(ફરીથી નેપથ્યમા ઘોઘાટ)

લવ—(ક્રોધ અને નિર્વેદથી) આહા! વીર સાથેના (મારા) વાર્તાલાપમાં વિઘ્ન કરતા આ દુષ્ટો વડે હુ ઉતારી પડાયો છુ (તે તરફ ચાલે છે)

ચન્દ્રકેતુ—આર્ય, આર્ય, જુઓ આ જેવા જેવુ છે

અભિમાન અને આશ્ચર્યથી મારા તરફ જેનું લક્ષ્ય મડાયેલુ છે, (મારા) સૈન્ય જેની પૂઠે પડ્યાં છે, જેણે એનુ ધનુષ્ય ખેંચ્યુ છે તેવો (આ કુમાર) બે બાજુથી વાતા (બે વિરુદ્ધ દિશામાથી આવતા) પવનને લીધે અસ્થિર અને મેઘ ધનુષ્યવાળા (ઇન્દ્રનુ ધનુષ્ય ધારતા) મેઘની કાન્તિ ધારણ કરે છે (૧૧)

સુમન્ત્ર—કુમાર જ એને જોઈ પણ જાણે છે અમે તો કેવળ વિસ્મયથી જ પરવશ છીએ

ચન્દ્રકેતુ—અરે ઓ રાજાઓ!

તે અહી એકલો છે તમે અસખ્ય છો તે પદાતિ છે તમે હાથી ઘોડા અને રથમાં બેઠા છો એને ઉત્તરીય (વસ્ત્ર) તરીકે (માત્ર) પવિત્ર (મૃગ) ચર્મ છે તમે બખતરમા સજ્જ છો તમે ઉમરમાં ઘણા મોટા છો (અને) એને સુવાન વયને લીધે સુદર શરીર છે તમે જે આ (એની સામે) યુદ્ધમાં લડવા કેડ બાધી છે તેથી તમને ધિક્કાર (અને) અમને (પણ) ધિક્કાર (૧૨)

લવ—(ચિડાઈને) ઓહોને! મારા ઉપર વળી દયા બતાવે છે! (વિચાર કરીને) વારુ સમય ભગાડતો અટકાવવા પહેલા જૃમ્ભકાસ્ત્ર વડે સૈન્યોને થભાવુ (ધ્યાન ધરતો હોય તેમ અભિનય કરે છે)

સુમન્ત્ર—અરે! આપણા સૈન્યનો ઘોઘાટ કેમ એકાએક શમી ગયો છે?

લવ—હવે હુ આ બડાઈખોરને જોઈ લઉ

સુમન્ત્ર—(સભ્રમ સાથે) વત્સ માનુ છુ કે આ કુમારે જૃમ્ભકાસ્ત્ર આમન્ત્ર્યુ છે

चन्द्रकेतुः—अत्र कः सन्देहः।

व्यतिकर इव भीमस्तामसो वैद्युतश्च
प्रणिहितमपि चक्षुर्ग्रस्तमुक्तं हिनस्ति।
अथ लिखितमिवैतत्सैन्यमस्पन्दमास्ते
नियतमजितवीर्यं जृम्भते जृम्भकास्त्रम् ॥१३॥

आश्चर्यमाश्चर्यम्।

पातालोदरकुञ्जपुञ्जिततमःश्यामैर्नभो जृम्भकै-
रुत्तप्तस्फुरदारकूटकपिलज्योतिर्ज्वलद्दीप्तिभिः।
कल्पाक्षेपकठोरभैरवमरुद्व्यस्तैरवस्तीर्यते
मीलन्मेघतडित्कडारकुहरैर्विन्ध्याद्रिकूटैरिव ॥१४॥

सुमन्त्रः—कुतः पुनरस्य जृम्भकास्त्राणामागमः स्यात्।

चन्द्रकेतुः—भगवतः प्राचेतसादिति मन्यामहे।

सुमन्त्रः—वत्स नैतदेवमस्त्रेषु विशेषतो जृम्भकेषु। यतः

कृशाश्वतनया ह्येते कृशाश्वात्कौशिकं गताः।
अथ तत्संप्रदायेन रामभद्रे स्थिता अपि ॥१५॥

चन्द्रकेतुः—अपरेऽपि प्रचीयमानसत्त्वप्रकाशाः स्वयं गर्भं मन्त्रदृशः पश्यन्ति।

सुमन्त्रः—वत्स सावधानो भव। परागतस्ते प्रतिवीरः।

ચન્દ્રકેતુ—એમાં શું સંદેહ ?

જાણે અંધકારનો અને તેજનો ભયંકર સંયોગ આંખને (વસ્તુઓ જોવા માટે) સ્થિર રાખી હોવા છતાં, પહેલા (અંધકારથી) આવરી લઈને (શબ્દશઃ ગળી જઈને) અને પછી (અંધકારથી) મુક્ત કરીને (આંજી નાખે એવા તેજથી) (વસ્તુ જોવા માટે) અસમર્થ કરે છે. વળી ચિત્રમાં ચીતર્યું હોય તેમ આ સૈન્ય (હાલ્યા ચાલ્યા વગર) સ્થિર ઊભું છે. ચોક્કસ આ અજેય શક્તિવાળું જૃમ્ભકાસ્ત્ર કામ કરે છે. (૧૩)

આશ્ચર્ય ! આશ્ચર્ય !

કલ્પના અંતના (અર્થાત્) (જગતના પ્રલય વખતના) મહાન ભીષણ વાયુથી દૂર ફેંકાયેલાં અને (તેથી) છેક તેની પાસે રહેલા મેઘ અને વિદ્યુત ભેગા મળવાથી જેની ગુફાઓ લાલ પીળી (લાલ પીળા રંગની) થઈ છે તેવાં વિન્ધ્ય (પર્વત)નાં શિખરો હોય નહિ તેવાં (તથા) પાતાળના મધ્યભાગ રૂપી (અથવા પાતાળના મધ્ય ભાગની) કુંજમાં ઢગલો થયેલા અંધકાર જેવાં શ્યામ અને તપાવેલા ચળકતા પિત્તળની પીળી જ્યોતિ જેવાં બળતાં તેજવાળાં જૃમ્ભકોથી આકાશ છવાઈ જાય છે. (૧૪)

સુમન્ત્ર—પણ આ જૃમ્ભકાસ્ત્રોની પ્રાપ્તિ આને ક્યાંથી થઈ હશે ?

ચન્દ્રકેતુ—'ભગવાન વાલ્મીકિ પાસેથી' એમ અમે માનીએ છીએ.

સુમન્ત્ર—ભાઈ, અસ્ત્રોમાં (અને) ખાસ કરીને જૃમ્ભકાસ્ત્રોમાં (જૃમ્ભકાસ્ત્રોની બાબતમાં) એમ એવું નથી કારણ કે,

આ ખરેખર, કૃશાશ્વની સંતતિ છે. (કૃશાશ્વથી ઉત્પન્ન થયેલાં છે) કૃશાશ્વ પાસેથી કૌશિક પાસે ગયાં છે અને ત્યાર પછી પરંપરાથી રામભદ્ર પાસે (હતાં) છે જ (૧૫)

ચન્દ્રકેતુ—જેમને જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત થયો છે તેવા બીજા પણ મંત્ર દ્રષ્ટાઓ પોતે બધું જુએ છે.

સુમન્ત્ર—ભાઈ, સાવધાન થાઓ. તમારો પ્રતિસ્પર્ધી વીર પાછો ફર્યો છે.

कुमारौ—( अन्योन्यं प्रति। ) अहो प्रियदर्शनः कुमारः। ( सस्नेहानुरागं निर्वर्ण्य। ) ४

यदृच्छासंवादः किमु किमु गुणानामतिशयः
पुराणो वा जन्मान्तरनिविडबद्धः परिचयः।
निजो वा सम्बन्धः किमु विधिवशात्कोऽप्यविदितो
ममैतस्मिन्दृष्टे हृदयमवधानं रचयति ॥ १६ ॥

सुमन्त्रः—भूयसा जीवधर्म एष यद्रसमयी कस्यचित्क्वचित्प्रीतिः, यत्र लौकिकानामुपचारस्तारामैत्रकं चक्षूराग इति। तमप्रतिसंख्येयमनिबन्धनं प्रेमाणमामनन्ति। २

अहेतुः पक्षपातो यस्तस्य नास्ति प्रतिक्रिया।
स हि स्नेहात्मकस्तन्तुरन्तर्भूतानि सीव्यति ॥ १७ ॥

कुमारौ—( अन्योन्यमुद्दिश्य। ) १

एतस्मिन्मसृणितराजपट्टकान्ते
मोक्तव्याः कथमिव सायकाः शरीरे।
यत्प्राप्तौ मम परिरम्भणाभिलाषा-
दुन्मीलत्पुलककदम्बमङ्गमास्ते ॥ १८ ॥

किं त्वाक्रान्तकठोरतेजसि गतिः का नाम शस्त्रं विना
शस्त्रेणापि हि तेन किं न विषयो जायेत यस्येदृशः।
किं वक्ष्यत्ययमेव युद्धविमुखं मामुद्यतेऽप्यायुधे
वीराणां समयो हि दारुणरसः स्नेहक्रमं बाधते ॥ १९ ॥

सुमन्त्रः—( लवं निर्वर्ण्य साश्रमात्मगतम्। ) हृदय किमन्यथा परिप्लवसे। १

मनोरथस्य यद्बीजं तद्दैवेनादितो हृतम्।
लतायां पूर्वलूनायां प्रसवस्यागमः कुतः ॥ २० ॥

**બને કુમારો**—(એક બીજાને) આહો ! કુમારનો દેખાવ સુંદર છે (સ્નેહ અને અનુરાગથી નીરખીને)

એને જોતાં મારું હૃદય એકાગ્ર બને છે (શબ્દશઃ સ્થિર ધ્યાન ધારણ કરે છે) શું આકસ્મિક સંવાદ હશે ? (Ju. ૨૫૧ ટ્‌ ૨૨૧)
કે ગુણોની અતિશયતા હશે ? કે જન્માન્તરથી દૃઢ બાંધેલો પુરાણો પરિચય હશે ? કે પછી નસીબ સંજોગ (અને) અવિદિત એવો કોઈક પોતીકો સંબંધ હશે ? (૧)

**સુમન્ત્ર**—સામાન્ય રીતે આ જીવોનો ધર્મ છે કે કોઈકની ક્યાંક રસમય પ્રીતિ હોય છે જેને માટે 'તારામૈત્રક' 'ચક્ષુરાગ' એવા લૌકિક શબ્દો છે તેને ઋષિઓ અવર્ણનીય અને જેને માટે કોઈ કારણ નથી તેવો પ્રેમ માને છે

જે કારણ વગરનો પક્ષપાત (પ્રેમ) છે તેની પ્રતિક્રિયા નથી કારણ તે સ્નેહ રૂપી તન્તુ પ્રાણીઓના અંતરના મર્મોને સીવી લે છે (૧૭)

**બને કુમાર**—(અન્યોન્ય ઉદ્દેશીને)

સુંવાળા રાજપટ્ટ જેવા [અથવા ધમેના રાજપટ્ટ (ખાસ મણિ) જેવા] સુંદર (એવા) આ શરીર ઉપર બાણ કેવી રીતે ફેંકવા વારું ? (કે) જેના સમાગમથી (જેને જોવાથી) (જેના દર્શનથી) આલિંગનની અભિલાષાથી મારું અંગ જેમાં રોમાંચસમૂહ ખડો થઈ ગયો છે તેવું થાય છે (૧૮)

પરંતુ જ્યારે (એણે) પૂર્ણ તેજ દાખવ્યું છે ત્યારે શસ્ત્ર વિના બીજો વળી શો ઉપાય ? ખરેખર, આવો (મોટા વીર જેનું લક્ષ્ય ન થઈ શકે તેવા શસ્ત્રથી પણ શું ? જ્યારે શસ્ત્રો ઉગામાયાં છે ત્યારે પણ યુદ્ધ વિમુખ થયેલા મને આ પોતે જ શું કહેશે ? ખરેખર, દારુણ રસવાળો વીરનો ધર્મ સ્નેહના ક્રમની આડે આવે છે [ (અથવા) ખરેખર વીરનો ધર્મ દારુણ રસવાળો છે (અને) સ્નેહના ક્રમની આડે આવે છે ] (૧૯)

**સુમન્ત્ર**—(લવને વર્ણવીને–આંસુ સાથે–સ્વગત) હાય ! બીજી રીતે શીદને અવસ્થ થાય છે ?

મનોરથનું જે બીજ હતું તે વિધિએ પહેલેથી જ હરી લીધું પહેલા કોપેની લતા ઉપર પુષ્પનો ઉદ્‌ગમ ક્યાંથી ? (૨૦)

चन्द्रकेतुः—अवतराम्यार्य सुमन्त्र स्यन्दनात्।

सुमन्त्रः—तत्कस्य हेतोः।

चन्द्रकेतुः—एकतस्तावदयं वीरपुरुषः पूजितो भवति। अपि च खल्वार्य क्षात्रधर्मः समनुगतो भवति। न रथिनः पादचारमभियुञ्जन्तीति शास्त्रविदः परिभाषन्ते।

सुमन्त्रः—( स्वगतम्। ) आः कष्टां दशामनुप्रपन्नोऽस्मि। ५

कथं न्याय्यमनुष्ठानं मादृशः प्रतिषेधतु।
कथं वाभ्यनुजानातु साहसैकरसां क्रियाम् ॥ २१ ॥

चन्द्रकेतुः—यदा तातमिश्रा अपि पितुः प्रियसखमर्थसंशयेष्वार्यमेव पृच्छन्ति तत्किमार्यो विमृशति।

सुमन्त्रः—आयुष्मन्, एवं यथाधर्ममभिमन्यसे। ३

एष साङ्ग्रामिको न्याय एष धर्मः सनातनः।
इयं हि रघुसिंहानां वीरचारित्रपद्धतिः ॥ २२ ॥

चन्द्रकेतुः—अप्रतिरूपं वचनमार्यस्य। १

इतिहासं पुराणं च धर्मप्रवचनानि च।
भवन्त एव जानन्ति रघूणां च कुलस्थितिम् ॥ २३ ॥

सुमन्त्रः—( सस्नेहास्रं परिष्वज्य। ) १

जातस्य ते पितुरपीन्द्रजितो निहन्तु-
र्वत्सस्य वत्स कति नाम दिनान्यमूनि।
तस्याप्यपत्यमनुतिष्ठति वीरधर्मं
दिष्ट्या गतं दशरथस्य कुलं प्रतिष्ठाम् ॥ २४ ॥

ચન્દ્રકેતુ--આર્ય સુમન્ત્ર, હું રથમાંથી ઊતરું છું.

સુમન્ત્ર—તે શા માટે ?

ચન્દ્રકેતુ--એક તો આ વીર પુરુષનું સન્માન થશે અને બીજું : એ આર્ય, ક્ષાત્ર ધર્મને પણ અનુસરાશે. રથમાં બેઠેલા એ પદાતિ સાથે યુદ્ધ ન કરવું એમ શાસ્ત્રવેત્તાઓ જણાવે છે.

સુમન્ત્ર--(સ્વગત) અરે! હું કષ્ટદાયક દશામાં આવી પડયો છું.

ન્યાયપૂર્વકના વર્તનને મારા જેવો કેવી રીતે રોકે ?
અને કેવળ સાહસ જેનો રસ છે તેવા કાર્યની
અનુજ્ઞા પણ કેવી રીતે આપે ? (૨૧)

ચન્દ્રકેતુ--જ્યારે (કોઈ) બાબતના સંશયમાં તાત વગેરે પણ પિતાના પ્રિય મિત્ર, એવા આર્યને જ પૂછતા તો આર્ય શા માટે વિમાસણમાં પડયા છો ?

સુમન્ત્ર—આયુષ્માન, તમે આમ ધર્મ પ્રમાણે કહો છો.

એ (જ) સંગ્રામનો ન્યાય છે એ (જ) સનાતન ધર્મ
છે. રઘુસિંહોનો (રઘુ શ્રેષ્ઠોએ આચરેલો) વીર ચારિત્ર
ક્રમ (વીરને ઉચિત આચારનો માર્ગ) ખરેખર, એ
(જ) છે. (૨૨)

ચન્દ્રકેતુ--આર્યનું વચન તદ્દન યોગ્ય છે.

ઇતિહાસ, પુરાણ અને ધર્મશાસ્ત્રને તથા રઘુઓના
કુળના રિવાજને તમે જ જાણો છો. (૨૩)

સુમન્ત્ર—(સ્નેહ અને આંસુ સાથે ભેટીને)

બેટા, ઇન્દ્રજીતને હણનાર તારા (અમારે મન) બાળક
પિતાને જન્મે આ કેટલા દિવસો (પસાર) થયા (ધારે)
છે ? તેનો પુત્ર પણ વીર ધર્મને અનુસરે છે. સદ્‌
ભાગ્યે દશરથનું કુળ પ્રતિષ્ઠા પામ્યું. (૨૪)

चन्द्रकेतुः—( सकष्टम् । ) 　　　　१

> अप्रतिष्ठे रघुज्येष्ठे का प्रतिष्ठा कुलस्य नः ।
> इति दुःखेन तप्यन्ते त्रयो नः पितरोऽपरे ॥ २५ ॥

सुमन्त्रः—अहह हृदयमर्मदारणान्येव चन्द्रकेतोर्वचनानि ।

लवः—हन्त मिश्रीकृतो रसक्रमो वर्तते । 　　　　२

> यथेन्दावानन्दं व्रजति समुपोढे कुमुदिनी
> 　　तथैवास्मिन्दृष्टिर्मम कलहकामः पुनरयम् ।
> रणत्कारक्रूरक्वणितगुणगुञ्जद्गुरुधनु-
> धृतप्रेमा वाहुर्विकचविकरालोल्वणरसः ॥ २६ ॥

चन्द्रकेतुः—( अवतरणं रूपयन् । ) आर्य सावित्रश्चन्द्रकेतुरभिवादयते ।

सुमन्त्रः—अहितस्यैव पराजयाय महानादिवराहः कल्पताम् ।
अपि च । 　　　　३

> देवस्त्वां सविता धिनोतु समरे गोत्रस्य यस्ते पिता
> 　　त्वां मैत्रावरुणोऽभिनन्दतु गुरुर्यस्ते गुरूणामपि ।
> ऐन्द्रावैष्णवमाग्निमारुतमथो सौपर्णमोजोऽस्तु ते
> 　　देयादेव च रामलक्ष्मणधनुर्ज्याघोषमन्त्रो जयम् ॥ २७ ॥

लवः—कुमार अति हि नाम शोभसे रथस्थ एव । कृतं कृतमत्यादरेण ।

चन्द्रकेतुः—तर्हि महाभागोऽप्यन्यं रथमलङ्करोतु । 　　　　२

ચન્દ્રકેતુ—(દુઃખ સાથે)

વડીલ (સહુથી મોટા) રઘુનન્દન પ્રતિષ્ઠા વગરના છે.
તો પછી અમારા કુળની પ્રતિષ્ઠા કેવી ? એમ આપણા
બીજા ત્રણ વડીલો દુઃખથી તપે છે. (૨૫)

સુમન્ત્ર—અરેરે ! ચન્દ્રકેતુનાં વચનો હૃદયનાં મર્મને વીંધનારાં જ છે.

લવ—અરે, રસનો ક્રમ ભેળસેળ પામ્યો છે.

ચન્દ્ર ઊગ્યો હોય ત્યારે કુમુદિનીને જેવી રીતે આનન્દ
થાય છે તેવી રીતે આમાં (આને જોવાથી) (મારી)
દૃષ્ટિ (આનન્દ પામે છે) પરંતુ ઝણકારથી કઠોર
(ક્રૂર) અવાજ કરતી પ્રત્યંચાથી રણકી ઊઠેલા ભારે
ધનુષ્યની દોસ્તીમાં લાગેલો અને જેનો વીર રસ
પ્રગટ અને વિકરાળ છે તેવો આ મારો હાથ કલહ
પ્રિય છે. (૨૬)

ચન્દ્રકેતુ—(ઊતરવાનો અભિનય કરતો) આર્ય સૂર્યવંશી ચન્દ્રકેતુ પ્રણામ કરે છે.

સુમન્ત્ર—દુશ્મનના જ પરાજય માટે મહાન આદિવરાહ (પરમાત્મા) હજો..
(આદિવરાહ પરમાત્મા તને બળ આપો)

અને વળી,

ભગવાન ભાસ્કર, જે તારા ગોત્રના પિતા છે, (તે)
તને સંગ્રામમાં પ્રેરો (શક્તિ આપો) (શબ્દશઃ-ખુશ
કરો) જે તારા ગુરુઓના પણ ગુરુ છે તે મૈત્રાવરુણ
(વસિષ્ઠ) તારું અભિનન્દન કરો. ઇન્દ્ર, વિષ્ણુ, અગ્નિ,
મરુત અને સુપર્ણનું બળ તને મળો. અને રામ
લક્ષ્મણના ધનુષ્યની દોરીના ટંકાર રૂપી મંત્ર તને
વિજય અપાવો જ. (૨૭)

લવ—કુમાર, રથમાં બેઠેલા જ ખરેખર વધારે શોભો છો. બસ. આ વધારે પડતા આદરથી બસ.

ચન્દ્રકેતુ—તો મહાભાગ પણ બીજો રથ ભલે શોભાવે.

लवः—आर्य प्रत्यारोपय रथोपरि राजपुत्रम् ।

सुमन्त्रः—त्वमप्यनुरुध्यस्व चन्द्रकेतोर्वचनम् ।

लवः—को विचारः स्वेषूपकरणेषु । किं त्वरण्यसदो वयमनभ्यस्तरथचर्याः ।

सुमन्त्रः—जानासि वत्स दर्पसौजन्ययोर्यथोचितमाचरितुम् । यदि पुनस्त्वामीदृश-मैक्ष्वाको राजा रामभद्रः पश्येत्तदा तस्य स्नेहेन हृदयमभिष्यन्देत ।

लवः—आर्य सुजन स राजर्षिः श्रूयते । ( सलज्जमिव । ) ८

वयमपि न खल्वेवंप्रायाः क्रतुप्रतिघातिनः
क इह न गुणैस्तं राजानं जनो बहु मन्यते ।
तदपि खलु मे स व्याहारस्तुरङ्गमरक्षिणां
विकृतमखिलक्षत्राक्षेपप्रचण्डतयाकुपोत् ॥ २८ ॥

चन्द्रकेतुः—( सस्मितम् । ) किं नु भवतस्तातप्रतापोत्कर्षेऽप्यमर्षः ।

लवः—अस्त्विहामर्षो मा भूद्वा । एतत्तु पृच्छामि । दान्तं हि राजानं राघवं शृणुमः । स किल नात्मना दृप्यति नास्य प्रजा वा दृप्ता जायन्ते । तत्किं मनुष्यास्तस्य राक्षसीं वाचमुदीरयन्ति । ४

ऋषयो राक्षसीमाहुर्वाचमुन्मत्तदृप्तयोः ।
सा योनिः सर्ववैराणां सा हि लोकस्य निर्ऋतिः ॥ २९ ॥

इति ह स्म तां निन्दन्ति । अथैतामभिष्टुवन्ति । १

कामान् दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं
कीर्तिं सूते दुष्कृतं या हिनस्ति ।
तां चाप्येतां मातरं मङ्गलानां
धेनुं धीराः सूनृतां वाचमाहुः ॥ ३० ॥

सुमन्त्रः—परिपूतस्वभावोऽयं बत कुमारः प्राचेतसान्तेवासी । वदत्ययमभिसम्पन्न-मार्षेण संस्कारेण ।

लवः—यत्पुनश्चन्द्रकेतो वदसि किं नु भवतस्तातप्रतापोत्कर्षेऽप्यमर्ष इति तत्पृच्छामि किं व्यवस्थितविषयः क्षत्रधर्म इति । ४

લવ—આર્ય, રાજકુમારોને રથ ઉપર પાછા બેસાડો

સુમન્ત્ર—તું પણ ચન્દ્રકેતુના વચન માન્ય રાખ

લવ—પોતાના વાહનો માટે વિચાર કેવો? પરંતુ અમે અરણ્યવાસીઓ રથમાં બેસવાથી (રથમાં બેસીને લડવાથી) ટેવાયેલા નથી

સુમન્ત્ર—ભાઈ, અભિમાન અને સૌજન્યને યોગ્ય વર્તન કરતા તને આવડે છે પણ જો આવા તને ઇક્ષ્વાકુ રાજા રામભદ્ર જુએ તો એમનું હૃદય પ્રેમથી દ્રવી ઊઠે

લવ—આર્ય તે રાજર્ષિ સજ્જન છે એમ સંભળાય છે (જાણે લજ્જા સાથે)

> અમે પણ એવા, યજ્ઞમાં વિક્ષેપ કરનારા તો નથી
> જ અહીં તે રાજાનું (તેમના) ગુણોને લીધે કોણ
> માણસ બહુમાન ન કરે? છતાં પણ બધા ક્ષત્રિયોના
> તિરસ્કારના ઉચ્ચત્વથી (ક્રૂર (એવી) તે, ઘોડાના
> રક્ષકોની વાણીથી, મને ગુસ્સો જ ચડ્યો (૨૮)

ચન્દ્રકેતુ—(સસ્મિત) શું તમને તાતના પ્રતાપના ઉત્કર્ષ માટે પણ ક્રોધ ચડે છે?

લવ—અહીં ગુસ્સો હોય કે ન હોય પણ આટલું પૂછું છું રાજા રામને અમે ખરેખર નમ્ર સાંભળીએ છીએ કહે છે કે તેઓ પોતે અભિમાની નથી કે એમની પ્રજા (પણ) ગર્વિષ્ઠ નથી થતી તો એમના માણસો રાક્ષસી વાણી કેમ ઉચ્ચારે છે?

> ઉન્મત્ત (સત્તાથી ઉન્મત્ત થયેલા) (સત્તાન્ધ) અને
> ગર્વિષ્ઠોની વાણીને ઋષિઓ રાક્ષસી (વાણી) કહે
> છે તે (જ) બધા વેરોનું મૂળ છે તે જ જગતને
> શાપ રૂપ છે (૨૯)

આ રીતે તેઓ તેને નિંદે છે અને બીજા પ્રકારની (વાણી)ને તેઓ વખાણે છે

> અને જે કામનાઓ (બધી ઇચ્છાઓ) પૂરી પાડે છે,
> અલક્ષ્મીને દૂર કરે છે, કીર્તિ ઉત્પન્ન કરે છે, અને
> દુષ્કૃત્યોનો નાશ કરે છે તે આ સૂનૃતા વાણીને ધીર
> (મનુષ્યો) (બધા) મંગળની માતા કહે છે (૩૦)

મન્ત્ર—વાહ! (મને ખુશી થઈ છે) વાલ્મીકિનો આ યુવાન શિષ્ય પવિત્ર સ્વભાવવાળો છે આર્ષ (ઋષિથી પ્રાપ્ત થયેલા) સંસ્કારથી યુક્ત એવું એ બોલે છે

લવ—તો ચન્દ્રકેતુ જે તું કહે છે કે તમારા તાતના પ્રતાપના ઉત્કર્ષ પ્રત્યે પણ અપમાન તે શિરે હું પૂછું છું કે શું ક્ષાત્ર ધર્મ મર્યાદિત વિષય (વિભાગ) વાળો છે? (અર્થાત્ શું ક્ષાત્રધર્મ એક જ વ્યક્તિમાં સમાઈ ગયો છે?)

सुमन्त्रः—नैव खलु जानासि देवमैक्ष्वाकं येनैवं वदसि। तद्विरमातिप्रसङ्गात्। ५

सैनिकानां प्रमाथेन सत्यमोजायितं त्वया।
जामदग्न्यस्य दमने न हि निर्बन्धमर्हसि ॥ ३१ ॥

लवः—(सहासम्।) आर्य जामदग्न्यस्य दमनः स राजेति कोऽयमुच्चैर्वादः। १

सिद्धं ह्येतद्वाचि वीर्यं द्विजानां
बाह्वोर्वीर्यं यत्तु तत्क्षत्रियाणाम्।
शस्त्रग्राही ब्राह्मणो जामदग्न्य-
स्तस्मिन्दान्ते का स्तुतिस्तस्य राज्ञः ॥ ३२ ॥

चन्द्रकेतुः—(सौन्मादमिव।) आर्य सुमन्त्र कृतमुत्तरोत्तरेण। १

कोऽप्येष संप्रति नवः पुरुषावतारो
वीरो न यस्य भगवान्भृगुनन्दनोऽपि।
पर्याप्तसप्तभुवनाभयदक्षिणानि
पुण्यानि तातचरितान्यपि यो न वेद ॥ ३३ ॥

लवः—को हि रघुपतेश्चरितं महिमानं च न जानाति। यदि नाम किंचिदस्ति वक्तव्यम्। अथवा शान्तम्। २

१

वृद्धास्ते न विचारणीयचरितास्तिष्ठन्तु किं वर्ण्यते
सुन्दस्त्रीमथनेऽप्यकुण्ठयशसो लोके महान्तो हि ते।
यानि त्रीण्यपराङ्मुखान्यपि पदान्यासन्खरायोधने
यद्वा कौशलमिन्द्रसूनुनिधने तत्राप्यभिज्ञो जनः ॥३४॥

સુમન્ત્ર—ઇક્ષ્વાકુવંશી રાજાને તું ખરેખર જાણતો જ નથી, તેથી આવું બોલે છે. તો મર્યાદા ઓળંગવી રહેવા દે.

સૈનિકોને કચડીને તું સાચે જ વીરની જેમ વર્ત્યો છે. પરશુરામને દમનારની બાબતમાં વધારે પડતું (હલકું) બોલવું (તને) ઘટતું નથી. (૩૧)

લવ—(હાસ્ય સાથે) આર્ય, 'પરશુરામનો પરાભવ કરનાર તે રાજા એમાં આ બડાઈ કેવી?

બ્રાહ્મણોનું પરાક્રમ (એમની) જીભમાં છે પણ જે બાહુબળ (કહેવાય) છે તે ક્ષત્રિયોનું છે એ સુવિદિત (સિદ્ધ) છે. શસ્ત્ર ધારણ કરનાર જમદગ્નિનો પુત્ર બ્રાહ્મણ હતો. તે જીતાય તો (તેમા) તે રાજાની સ્તુતિ કેવી ? (૩૨)

ચન્દ્રકેતુ—(જાણે ઉત્કંઠાપૂર્વક) આર્ય સુમન્ત્ર, સવાલ જવાબ બસ કરો. આ (કોઈક) દમણ્ણા નવો અવર્ણનીય 'પુરુષ'નો અવતાર પ્રગટ્યો) છે (કે) જેને મન ભગવાન પરશુરામ પણ વીર નથી; (અને) સાતે લોકને અભયની પૂરતી દક્ષિણા આપનારાં તાતનાં પવિત્ર કૃત્યો (આચરણો) પણ જે જાણતો નથી. (૩૩)

લવ—ખરેખર, રઘુપતિનું ચરિત્ર અને મહિમા કોણ જાણતું નથી ? જો કંઈક કહેવા જેવું હોય તો—અથવા જવા દો.

તેઓ વૃદ્ધ છે. તેમનાં ચરિતનો વિચાર ન કરવો જોઈએ. રહેવા દો. શું વર્ણન કરવું ? કારણ સુન્દની સ્ત્રીને હણવા છતાં લોકમાં તેમની કીર્તિને આંચ નથી આવી. તેઓ મહાન છે. (અને) ખર સાથેના યુદ્ધમાં પેલાં અલબત્ત-પીઠ બતાવ્યા સિવાયનાં-ત્રણ પગલાં હતાં (તે) અથવા ઇન્દ્ર પુત્ર (વાલી)ને હણવામાં જે હુંશિયારી હતી: તે (બધા)થી પણ લોકો સુવિદિત છે. (૩૪)

चन्द्रकेतुः—आः, तातापवादभिन्नमर्याद, अति हि नाम प्रगल्भसे ।

लवः—अये मय्येव भ्रुकुटीधरः संवृत्तः ।

सुमन्त्रः—स्फुरितमनयोः कोपेन । तथा हि । २

चूडामण्डलबन्धनं तरलयत्याकूतजो वेपथुः
किंचित्कोकनदच्छदस्य सदृशे नेत्रे स्वयं रज्यतः ।
धत्ते कान्तिमकाण्डताण्डवितयोर्भङ्गेन वक्त्रं भ्रुवो-
श्चन्द्रस्योत्कटलाञ्छनस्य कमलस्योद्भ्रान्तभृङ्गस्य च ॥२६॥

कुमारौ—तदितो विमर्दक्षमां भूमिमवतरावः ।

(इति निष्क्रान्ताः सर्वे ।) २

इति महाकविश्रीभवभूतिविरचिते उत्तररामचरिते
कुमारविक्रमो नाम पञ्चमोऽङ्कः ।

ચન્દ્રકેતુ—અરે! પિતાજીના અપમાનની મર્યાદાનું ઉલ્લંઘન કરનારા! કંઈ બહુ બકે છે કે?

લવ—ઓહો! મારા તરફ જ ભવાં ચડાવનારો થઈ ગયો!

સુમન્ત્ર—બન્નેનો ક્રોધ ભભૂકી ઊઠ્યો છે કેમકે,

ગુસ્સાથી ઉદ્‌ભવેલો કંપ શિખામંડળની ગાંઠને ઢીલી પાડે છે. રક્ત કમળની પાંદડીને કંઇક મળતી આવતી આંખો આપ મેળે જ (વધારે) લાલ થાય છે. એકાએક તાંડવ કરતી ભ્રમ્મરના ભંગથી મોં-સ્પષ્ટ દેખાતા કલંકવાળા ચન્દ્રની અને આજુબાજુ ભમતા ભ્રમરવાળા કમળની-શોભા ધારણ કરે છે. (૩૬)

બન્ને કુમાર—તો આ બાજુ યુદ્ધને યોગ્ય ભૂમિ ઉપર ઊતરીએ.

(બધા બહાર જાય છે)

મહાકવિ શ્રી ભવભૂતિ વિરચિત ઉત્તરરામચરિતમાં 'કુમારોનું' યુદ્ધ' નામનો પાંચમો અંક સમાપ્ત

## – षष्ठोऽङ्कः –

( ततः प्रविशति विमानेनोज्ज्वलं विद्याधरमिथुनम् । )

**विद्याधरः**—अहो नु खल्वनयोर्विकर्तनकुलकुमारयोरकाण्डकलहप्रचण्डयोरुद्द्योतित-क्षत्रलक्ष्मीकयोरत्यद्भुतोद्भ्रान्तदेवासुराणि विक्रान्तचरितानि । तथाहि प्रिये पश्य पश्य । ४

रणत्करणझञ्झणत्क्वणितकिङ्किणीकं धनु-
र्ध्वनद्गुरुगुणाटनीकृतकरालकोलाहलम् ।
वितत्य किरतोः शरानविरतं पुनः शूरयो-
र्विचित्रमभिवर्तते भुवनभीममायोधनम् ॥ १ ॥

विजृम्भितं च दिव्यस्य मङ्गलाय द्वयोरपि ।
स्तनयित्नोरिवामन्द्रं दुन्दुभेर्दुन्दुमायितम् । २ ॥

तत्प्रवर्ततामनयोः प्रवीरयोरनवरतमविरलमिलितविकचकनककमलकमनीयसंहतिरमरतरुतरुणमणिमुकुलनिकरमकरन्दसुन्दरः पुष्पनिपातः ।

**विद्याधरी**—ता किं त्ति उण अआण्डविप्फुरिदतडिच्छडाकडारं विअ अंबरं झत्ति संवुत्तं । [ तत्किमिति पुनरकाण्डविस्फुरिततडिच्छटाकडारमिवाम्बरं झटिति संवृत्तम् । ]

**विद्याधरः**—तत्किं नु खल्वद्य ६

त्वष्ट्रयन्त्रभ्रमिभ्रान्तमार्तण्डज्योतिरुज्ज्वलः ।
पुटभेदो ललाटस्थनीललोहितचक्षुषः ॥ ३ ॥

# અંક ૬

[પછી વિમાનમા (એક) ઉજ્જવલ વિદ્યાધર યુગલ પ્રવેશે છે]

વિદ્યાધર—અહો! એકાએક આવી પડેના યુદ્ધને લીધે ઉગ્ર થઈ ગયેલા, જેમણે ક્ષત્રીય લક્ષ્મી ઉજાળી છે તેવા આ બે સૂર્ય વંશના કુમારોના, દેવો અને અસુરોને અત્યંત આશ્ચર્યથી મૂઢ કરનારાં પરાક્રમ કાર્યો, કેવા અદ્ભુત છે! જેમકે—પ્રિયે! જો-જો,

> ટંકાર કરવાને લીધે ઝણઝણતી અને રણકતી ઘંટડીઓ
> વાળુ, (અને) અનાજ કરતી ભારે પ્રત્યંચાવાળા
> ધનુષ્યના છેડા જેમા ભીષણ અવાજ કરે છે તેવુ,
> ધનુષ્ય ખેંચીને સતત બાણ વર્ષાવતા બને વીરોનુ
> (આખા) ભુવનમા ભય ઉપજાવનારુ અદ્ભુત યુદ્ધ
> ફરીથી શરૂ થાય છે (૧)

> અને બનેયના મંગળ માટે વાદળના જેવો દિવ્ય
> દુન્દુભિનો ગંભીર ધ્વનિ પ્રગટયો છે (૨)

તો આ બને વીરો ઉપર અમર તરુની તાજી, મણિ જેવી કળીઓના સમૂહના મધ્યથી સુંદર અને એક સાથે ધારાં બાંધેલાં પૂરા ખીલેલા સોના કમળોના સુંદર સમૂહવાળી સતત પુષ્પવૃષ્ટિ કરો

વિદ્યાધરી—તો-અણુધારી ચમકી ઊઠેલી વીજળીના લીસોટાથી આકાશ એકદમ લાલપીળુ થઈ ગયુ એમ કેમ?

વિદ્યાધર—તો શુ આજે ખરેખર—

> શિવના કપાળમાં રહેના (ત્રીજા) લોચનની પાંપણનું
> ત્વષ્ટાના યંત્રના ભ્રમણને લીધે ફરતા સૂર્યની જ્યોતિ
> જેવુ ઉજ્જવળ (તેજ આપતુ)—ઉન્મીલન થયુ? (૩)

आ ज्ञातम्। जातक्रोधेन चन्द्रकेतुना प्रयुक्तमप्रतिरूपमस्त्रमाग्नेयम्। यस्याय-
मग्निच्छटासंपातः। संप्रति हि २

अवदग्धकर्बुरितकेतुचामरै-
रपयातमेव हि विमानमण्डलैः।
दधति ध्वजांशुकपटाञ्चलेष्विमाः
क्षणकुङ्कुमच्छुरणविभ्रमं शिखाः॥ ४॥

आश्चर्यम्। प्रवृत्त एवायमुच्चण्डवज्रखण्डावस्फोटपटुरवस्फुलिङ्गगुरुरुत्तालतुमुलोल्लेलिहानोज्ज्वलज्वालासभारभैरवः भगवानुषर्बुधः। प्रचण्डश्चास्य सर्वतः सन्तापः। तत्प्रियामङ्केनाच्छाद्य सुदूरमपसरामि। (तथा करोति।)

**विद्याधरी**—दिट्ठिआ एदेण विमलमुत्ताफलसीदलसिणिद्धमसिणमंसलेण णाहदेहप्फंसेण आणंदमंदमउलिदघुण्णंतलोअणाए अद्धोदिदो जेव्व अंदरिदो मे संदावो। [ दिष्ट्या एतेन विमलमुक्ताफलशीतलस्निग्धमसृणमांसलेन नाथदेहस्पर्शेनानन्दमन्दमुकुलितघूर्णमानलोचनाया अर्धोदित एवान्तरितो मे सन्तापः। ]

**विद्याधरः**—अयि किमत्र मया कृतम्। अथवा। ८

न किंचिदपि कुर्वाणः सौख्यैर्दुःखान्यपोहति।
तत्तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जनः॥ ५॥

**विद्याधरी**—कहं अविरलविलोलघुण्णंतविज्जुलदाविलासमण्डिदेहिं मत्तमोरकंठसामलेहिं ओत्थरीअदि णभोंगणं जलहरेहिं। [ कथमविरलविलोलघूर्णमानविद्युल्लताविलासमण्डितैर्मत्तमयूरकण्ठश्यामलैरवस्तीर्यते नभोङ्गणं जलधरैः। ]

**विद्याधरः**—हन्त कुमारलवप्रयुक्तवारुणास्त्रप्रभावः खल्वेषः। कथमविरलप्रवृत्तवारिधारासहस्रसम्पातैः प्रशान्तमेव पावकास्त्रम्।

**विद्याधरी**—पिअं मे पिअं मे। [ प्रियं मे प्रियं मे। ] ६

અરે હા સમજાયુ ગુસ્સે થયેના ચન્દ્રકેતુએ અપ્રતીમ આગ્નેયાસ્ત્ર છોડયુ છે (?) જેમાથી આ અગ્નિ જ્વાળાઓ (ચોમેર) પ્રસરી રહી છે! અત્યારે તો—

> કઈક બળી ગયેલાં (અને તેથી) કાબરી ધજા અને
> ચમ્મરોવાળા વિમાન સમૂહો ખરેખર અદશ્ય જ ગયા
> છે ધજાના રેશમી કપડાના છેડા ઉપરની આ
> જ્વાળાઓ એક ક્ષણ કુકુના લેપની શોભા ધારે છે (૪)

આશ્ચર્ય! પ્રચડ વજ્રના ટુકડાઓ તૂટતા હોય એવા ભયકર અવાજ કરતા તણખાથી વીષણ, (અને) ઊચે જતી ભયકર લપકારા મારતી ઉજ્જવળ (અતિપ્રકાશિત) જ્વાળાઓ ા જૂથથી ભયકર આ અગ્નિદેવ પ્રસરી જ રહ્યો છે અને બધી બાજુ એનો તાપ મા મો છે તો પ્રિયાને (મારા) શરીર વડે ઢાંકીને ખૂબ દૂર જતો રહુ

(તેમ કરે છે)

**વિદ્યાધરી**—હાશ! સ્વામીના શુદ્ધ મોતી જેવા ઠડા, પ્રેમાળ, મૃદુ અને માસન દેહસ્પર્શ વડે આનદથી ઘેરાતી ઢળી જતી અને ઘોળાતી આંખોવાળી મારો તાપ જાણે અધીં જ ફેલાયો હોય તેમ અદશ્ય થઈ ગયો

**વિદ્યાધર**—અરે! એમા મે શુ કર્યું? અથવા—

> કઈ મરતુ ન હોય છતાં સૌખ્યથી દુખ દૂર કરે છે
> જે જેનુ પ્રિયજન છે તે તેનો અમૂલ્ય ખજાનો છે (૫)

**વિદ્યાધરી**—અરે! નિરતર ચપળપણે ઘુમતી વીજળીના ચમકારાથી શોભતાં (અને) મત્ત મયૂરોના કઠ જેવા શ્યામ વાદળાથી આકાશનુ આગણ છવાઈ ગયુ

**વિદ્યાધર**—અરે એ ખરેખર કુમાર લવે પ્રયોજેલા વારુણાસ્ત્રનો પ્રભાવ છે ઓહો! સતત વરસતી હજારો જળધારાઓના પડવાથી અગ્નાસ્ત્ર શાન્ત થઈ જ ગયુ

**વિદ્યાધરી**—મને ગમ્યુ મને ગમ્યુ

**विद्याधरः**—हन्त हन्त भोः सर्वमतिमात्रं दोषाय । यत्प्रलयवातावलिक्षोभगम्भीरगुलुगुलायमानमेघमेदुरान्धकारनीरन्ध्रनद्धमिव एकवारविश्वग्रसनविकचविकरालकालमुखकन्दरविवर्तमानमिव युगान्तयोगनिद्रानिरुद्धसर्वद्वारनारायणोदरनिविष्टमिव भूतजातं प्रवेपते । साधु चन्द्रकेतो साधु । स्थाने वायव्यमस्त्रमीरितम् । यतः ११

> विद्याकल्पेन मरुता मेघानां भूयसामपि ।
> ब्रह्मणीव विवर्तानां क्वापि प्रविलयः कृतः ॥ ६ ॥

**विद्याधरी**—णाध को दाणिं एसो संभमुक्खित्तकरब्भमिदोत्तरिआंचलो दूरदो जेव्व महुरसिणिद्धवअणपडिसिद्धजुद्धव्वावारो एदाणं कुमाराणं अन्दरे विमाणवरं ओदरावेदि । [ नाथ क इदानीमेष संभ्रमोत्क्षिप्तकरभ्रमितोत्तरीयाञ्चलो दूरत एव मधुरस्निग्धवचनप्रतिषिद्धयुद्धव्यापार एतयोः कुमारयोरन्तरे विमानवरमवतारयति । ]

**विद्याधरः**—( दृष्ट्वा ) एष शम्बूकवधात्प्रतिनिवृत्तो रघुपतिः । १

> शान्तं महापुरुषसङ्गदितं निशम्य
> तद्गौरवात्समुपसंहृतसंप्रहारः ।
> शान्तो लवः प्रणत एव च चन्द्रकेतुः
> कल्याणमस्तु सुतसङ्गमनेन राज्ञः ॥ ७ ॥

तदितस्तावदेहि । ( इति निष्क्रान्तौ । ) १

मिश्रविष्कम्भकः ।

વિદ્યાધર—અરેરે, અરેરે, બધી અતિશયતા દોષ માટે છે. કારણ પ્રલયના પવનોના (વાતાવલિ) ઝપાટાથી ગંભીર રીતે ગડગડાટ કરતાં વાદળાંઓથી જાણે (છિદ્ર વગરના) ગાઢ અંધકારથી (જગ્યા રાખ્યા વગર) સંપૂર્ણ રીતે રૂંધાયું ન હોય, એકે વારે વિશ્વને કોળિયો કરી જવા ફાડેલા કાળના વિકરાળ ગુફા જેવા મુખમાં જાણે ફેરતું ન હોય, યુગને અંતે યોગનિદ્રામાં જેણે બધાં દ્વાર બંધ કર્યાં છે તેવા નારાયણના ઉદરમાં જાણે પેસી ન ગયું હોય તેમ સમસ્ત વિશ્વ કંપે છે શાબાશ! ચન્દ્રકેતુ! બહુ સરસ કર્યું. વાયુ અસ્ત્ર યોગ્ય સમયે પ્રયોજ્યું છે કેમકે,

જેમ બ્રહ્મમાં મિથ્યા પદાર્થોનો (વિલય) (થાય) તેમ,
વિદ્યા જેવા પવને ઘણાં હોવા છતાં વાદળોનો ક્યાંય
સાવ(પ્ર) (કોઈ અજાણ્યા પ્રદેશમાં) વિલય કર્યો. (૬)

વિદ્યાધરી—નાથ, ઉતાવળે ઊંચા કરેલા હાથથી ઉત્તરીયનો છેડો હલાવીને દૂરથી જ મધુર સ્નેહાળ શબ્દોથી યુદ્ધનો વ્યાપાર વારતું આ કોણ અત્યારે આ બંને કુમારોની વચ્ચે એક વિમાન ઉતારે છે?

વિદ્યાધર—(જોઈને) એ તો શંબૂકનો વધ કરીને પાછા ફરેલા રઘુપતિ છે.

(એ) મહાપુરુષના શાંત શબ્દો સાંભળીને તેમના
પ્રત્યેના માનથી જેણે પ્રહાર અટકાવ્યો છે તેવો લવ
શાન્ત થઈ ગયો. ચન્દ્રકેતુએ પણ મસ્તક નમાવ્યું જ
છે. પુત્રના મેળાપથી રાજાનું કલ્યાણ થાઓ. (૭)

તો જરા આ બાજુ આવ.

(બહાર જાય છે)

મિશ્રવિષ્કમ્ભક સમાપ્ત

( ततः प्रविशति रामो लवः प्रणतश्चन्द्रकेतुश्च। )

रामः—( पुष्पकादवतरन्। ) २

दिनकरकुलचन्द्र चन्द्रकेतो
सरभसमेहि दृढं परिष्वजस्व।
तुहिनशकलशीतलैस्तवाङ्गैः
शममुपयातु ममापि चित्तदाहः ॥ ८ ॥

( उत्थाप्य सस्नेहास्रं परिष्वज्य। ) अपि नाम कुशलं तव दिव्यास्त्रधरदेहस्य।

चन्द्रकेतुः—कुशलमत्यद्भुतक्रियस्य प्रियदर्शनस्य लवस्य लाभाभ्युदयेन। तद्विज्ञापयामि मामिव विशेषेण वा मत्तः स्निग्धेन चक्षुषा पश्यत्विमं महावीरप्रकाण्डं तातः।

रामः—(लवं निरूप्य।) दिष्ट्या अतिगम्भीरमधुरकल्याणाकृतिरयं वयस्यो वत्सस्य। ५

त्रातुं लोकानिव परिणतः कायवानस्त्रवेदः
क्षात्रो धर्मः श्रित इव तनुं ब्रह्मकोशस्य गुप्त्यै।
सामर्थ्यानामिव समुदयः सञ्चयो वा गुणाना-
माविर्भूय स्थित इव जगत्पुण्यनिर्माणराशिः ॥ ९ ॥

लवः—( स्वगतम् ) अहो पुण्यानुभावदर्शनोऽयं महापुरुषः। १

आश्वासस्नेहभक्तीनामेकमायतनं महत्।
प्रकृष्टस्येव धर्मस्य प्रसादो मूर्तिसञ्चरः ॥ १० ॥

आश्चर्यम्। १

विरोधो विश्रान्तः प्रसरति रसो निर्वृतिघन-
स्तदौद्धत्यं क्वापि व्रजति विनयः प्रह्वयति माम्।
झटित्यस्मिन्दृष्टे किमिव परवानस्मि यदि वा
महार्घस्तीर्थानामिव हि महतां कोऽप्यतिशयः ॥ ११ ॥

[પછી રામ, લવ અને માથું નમાવતો ચન્દ્રકેતુ પ્રવેશે છે]

રામ—(પુષ્પક ઉપરથી ઊતરીને)

હે ચન્દ્રકેતુ, સૂર્યવંશના ચન્દ્ર! જલદી આવ. મને
ગાઢ આલિંગન આપ. હિમના ટુકડા જેવાં ઠંડાં
તારાં અંગો વડે મારો પણ ચિત્તનો દાહ શાન્ત
થાઓ (૮)

(ઊઠીને સ્નેહ અને આંસુ સાથે ભેટીને)

દિવ્ય અસ્ત્ર ધારનાર દેહવાળો તું કુશળ તો છે ને?

ચન્દ્રકેતુ—અત્યંત અદ્‌ભુત કાર્યોવાળા અને પ્રિય દેખાવવાળા લવની પ્રાપ્તિ રૂપ અભ્યુદય વડે (હું) કુશળ છું. તો હું આપને વિનંતી કરું છું કે મારી જેમ જ અથવા મારા કરતાં પણ વધારે સ્નેહાળ ચક્ષુ વડે તાત આ સર્વશ્રેષ્ઠ મહાવીરને ભલે જુએ.

રામ—(લવને ધ્યાનથી જોઈને) આનંદની વાત છે કે વત્સનો આ મિત્ર અતિ ગંભીર, મધુર અને મંગળ આકૃતિવાળો છે.

જાણે કે લોકનું રક્ષણ કરવા માટે અસ્ત્રવેદે શરીર
ધારણ કર્યું છે, બ્રહ્મના ખજાનાના રક્ષણ માટે
જાણે કે ક્ષાત્ર ધર્મ શરીરમાં રહ્યો છે (તે) જાણે
સામર્થ્યનો સમુદાય છે, અથવા ગુણોનો સમૂહ છે!
જગતના પવિત્ર પદાર્થોનો સમૂહ જાણે (એકાએક)
પ્રગટ થઈને આવી ઊભો છે! (૯)

લવ—(સ્વગત) અહો! આ મહાપુરુષ પવિત્ર પ્રભાવ અને દર્શનવાળા છે.

આશ્વાસન, સ્નેહ અને ભક્તિનું એકમાત્ર મોટું
સ્થાન છે. જાણે ઉત્કૃષ્ટ (ધર્મનો) શરીરધારી સંચરતો
પ્રસાદ ન હોય! (૧૦)

અને જોઈને એકાએક વિરોધ શાન્ત થઈ ગયો.
સુખથી ગાઢ (ભરેલી) લાગણી પ્રસરે છે. પેલી
ઉદ્ધતાઈ ક્યાંક ચાલી જાય છે. વિનય મને નમ્ર બનાવે
છે. શું હું પરવશ છું? ખરેખર મહાન પુરુષોમાં
તીર્થો જેવો અમૂલ્ય અને અવર્ણનીય ઉત્કર્ષ હોય
છે. (૧૧)

**रामः**--तत्किमयमेकपद एव मे दुःखविश्रामं ददात्युपस्नेहयति च कुतोऽपि निमित्तादन्तरात्मानम्। अथवा स्नेहश्च निमित्तसव्यपेक्ष इति विप्रतिषिद्धमेतत्। २

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु-
न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते।
विकसति हि पतङ्गस्योदये पुण्डरीकं
द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्तः॥ १२॥

**लवः**--चन्द्रकेतो क एते।

**चन्द्रकेतुः**--प्रियवयस्य ननु तातपादाः।

**लवः**--ममापि तर्हि धर्मतस्तथैव यतः प्रियवयस्य इति भवतोक्तम्। किं चत्वारः खलु भवतामेवंव्यपदेशभागिनस्तत्रभवन्तो रामायणकथापुरुषाः तद्विशेषं ब्रूहि।

**चन्द्रकेतुः**--ननु ज्येष्ठतातपादा इत्यवेहि।

**लवः**--(सोल्लासम्।) कथं रघुनाथ एव। दिष्टया सुप्रभातमद्य यदयं देवो दृष्टः। (सविनयकौतुकं निर्वर्ण्य।) तात प्राचेतसान्तेवासी लवोऽभिवादयते।

**रामः**--आयुष्मन् एह्येहि। (इति सस्नेहमालिङ्ग्य।) अयि वत्स कृतं कृतमतिविनयेन। अनेकवारमपरिश्लथं परिष्वजस्व माम्। १०

परिणतकठोरपुष्करगर्भच्छदपीनमसृणसुकुमारः।
नन्दयति चन्द्रचन्दननिष्यन्दजडस्तव स्पर्शः॥ १३॥

**लवः**--(स्वगतम्।) ईदृशो मां प्रत्यमीषामकारणस्नेहः। मया पुनरेभ्य एव द्रोग्धुमज्ञेनायुधपरिग्रहः कृतः। (प्रकाशम्।) मृष्यन्त्विदानीं लवस्य बालिशतां तातपादाः। ३

રામ—તો આ એકદમ જ મને દુઃખમાં આરામ આપે છે અને કોઇક પણ નિમિત્તથી અંતરાત્માને સ્નેહ કરાવે છે અથવા 'સ્નેહ અને '(તે) કારણ ઉપર આધાર રાખે' એમ એ વિરુદ્ધ છે.

કોઇક આન્તર હેતુ પદાર્થોને જોડે છે. પ્રીતિ ખરેખર
બહારના આલંબન ઉપર આધાર રાખતી નથી
ખરેખર, સૂર્યના ઉદય વખતે કમળ ખીલે છે. અને
ચન્દ્ર ઊગે છે ત્યારે ચન્દ્રકાન્ત દ્રવે છે (૧૨)

લવ—ચન્દ્રકેતુ આ કોણ છે?

ચન્દ્રકેતુ-પ્રિય મિત્ર! ખરેખર પૂજ્ય તાત છે.

લવ—મને પણ ત્યારે ધર્મથી તેવા જ (પિતા જ) થયા કારણ તમે 'પ્રિય મિત્ર' એમ કહ્યું. પરંતુ ખરેખર આવા (એક સરખા) સંબોધનને લાયક રામાયણની કથાના ચાર માનનીય પુરુષો છે તો વિશેષ (ખાસ સંબંધ) કહે.

ચન્દ્રકેતુ—તો સહુથી મોટા તાત એમ જાણ.

લવ—(ઉલ્લાસ સાથે) શું (સાક્ષાત) રઘુનાથ જ! આહા! કેવો આનંદ! આજે રૂડો દહાડો કે આ દેવને જોયા. (વિનય અને કૌતુક સાથે ધારીને જોઇને) તાત! પ્રાચેતસનો શિષ્ય લવ પ્રણામ કરે છે.

રામ—આયુષ્માન. આવ. આવ. (સ્નેહથી ભેટીને) અરે વત્સ! રહેવા દે અતિશય વિનય રહેવા દે. મને અનેક વખત ગાઢ આલિંગન આપ.

પૂરેપુરા ખીલેલા (અને તેથી) દૃઢ કમળની અંદરની
પાંખડી જેવો માંસલ, લાંસો અને કુમળો તેમ જ
ચન્દ્ર અને ચન્દન રસ જેવો શીતળ તારો સ્પર્શ
(મને) આનંદ આપે છે. (૧૩)

લવ—(સ્વગત) આમનો મારા પ્રત્યે આવો અકારણ સ્નેહ છે પણ મેં મૂર્ખાએ એમનો જ દ્રોહ કરવા માટે શસ્ત્ર, ધારણ કર્યું (હતું)! (મોટેથી) પૂજ્ય તાત! લવની બાળક બુદ્ધિ હવે માફ કરો.

**रामः**—किमपराद्धं वत्सेन ।

**चन्द्रकेतुः**—अश्वानुयात्रिकेभ्यस्तातप्रतापाविष्करणमुपश्रुत्य वीरायितमनेन ।

**रामः**—नन्वयमलङ्कारः क्षत्रस्य । ६

न तेजस्तेजस्वी प्रसृतमपरेषां विषहते
स तस्य स्वो भावः प्रकृतिनियतत्वादकृतकः ।
मयूखैरश्रान्तं तपति यदि देवो दिनकरः
किमाग्नेयो ग्रावा निकृत इव तेजांसि वमति ॥१४॥

**चन्द्रकेतुः**—अमर्षोऽप्यस्य शोभते महावीरस्य । पश्यन्तु हि तातपादाः प्रियवयस्यनियुक्तजृम्भकास्त्रनिष्कम्पस्तम्भितानि सर्वतः सैन्यानि ।

**रामः**—वत्स लव संह्रियतामस्त्रम् । त्वमपि चन्द्रकेतो निर्व्यापारविलक्षितानि सान्त्वय बलानि ।

**लवः**—यथाज्ञापयति तातः । ( इति प्रणिधानं नाटयति । )

**चन्द्रकेतुः**—यथादिष्टम् । ( इति निष्क्रान्तः । )

**लवः**—तात प्रशान्तमस्त्रम् ।

**रामः**—वत्स सरहस्यप्रयोगसंहाराण्यस्त्राण्याम्नायवन्ति । ८

ब्रह्मादयो ब्रह्महिताय तप्त्वा
परःसहस्राः शरदस्तपांसि ।
एतान्यपश्यन्गुरवः पुराणाः ।
स्वान्येव तेजांसि तपोमयानि ॥ १५ ॥

अथैतन्मन्त्रपारायणोपनिषदं भगवान्कृशाश्वः परःसहस्रसंवत्सरान्तेवासिने कौशिकाय प्रोवाच । स तु भगवान्मह्यमित्येष गुरुपूर्वानुक्रमः । कुमारस्य कुतः संप्रदाय इति पृच्छामि । ३

**રામ**—વત્સે શું અપરાધ કર્યો છે?

**ચન્દ્રકેતુ**—આપના અનુચરોની પાસેથી તાતના પ્રતાપનો ઢંઢેરો સાંભળીને એણે વીરતા દાખવી.

**રામ**—ખરેખર, આ ક્ષત્રિયનું ભૂષણ છે.

> તેજસ્વી (મનુષ્ય) બીજાઓના પ્રસરતા તેજને સહન કરતો નથી. તે તેનો પોતાનો અને પ્રકૃતિથી નિયત હોવાથી કુદરતી (અકૃત્રિમ) સ્વભાવ છે. જ્યારે ભગવાન સૂર્ય થાક્યા વગર કિરણોથી તપે છે ત્યારે શા માટે સૂર્યકાન્ત મણિ અપમાન પામ્યો હોય તેમ તેજ બહાર કાઢે છે!

**ચન્દ્રકેતુ**—ગુસ્સો પણ આ જ મહાવીરને શોભે છે પ્રિય મિત્રે છોડેલાં જૃમ્ભકાસ્ત્રથી બધી તરફ નિષ્કંપ અને થંભી ગયેલાં (ચેષ્ટા રહિત) (થયેલાં) સૈન્યો પૂજ્ય તાત ખરેખર ભલે જુએ.

**રામ**—ભાઈ લવ, અસ્ત્ર પાછું ખેંચ. ચન્દ્રકેતુ, તું પણ નિશ્ચેષ્ટ થવાથી અસ્વસ્થ થયેલાં સૈન્યોને સાંત્વન આપ.

**લવ**—જેવી તાતની આજ્ઞા. (ધ્યાનનો અભિનય કરે છે.)

**ચન્દ્રકેતુ**—જેવી આજ્ઞા.

(બહાર જાય છે)

**લવ**—તાત, અસ્ત્ર શમ્યું.

**રામ**—બેટા, રહસ્યયુક્ત પ્રયોગ અને સંહરણવાળાં અસ્ત્રો પરંપરાથી પ્રાપ્ત થાય તેવાં છે.

> બ્રહ્મા વગેરે પુરાણ ગુરુઓએ બ્રહ્માના હિત માટે હજારથી વધારે શરદ તપ કુંતપીને પોતાનું જ તપોમય તેજ એવાં આને (આ અસ્ત્રોને) જોયાં હતાં. (૧૫)

પછી ભગવાન કૃશાશ્વે હજારથી વધારે વર્ષોના (પોતાના) શિષ્ય કૌશિકને આ (અસ્ત્રોના) મંત્રોના પારાયણનું (સમગ્ર ઉપદેશનું) ગૂઢ રહસ્ય કહ્યું. તે ભગવાને પણ મને (કહ્યું) એમ આ ગુરુ પરંપરાનો ક્રમ છે. કુમારને (આ) સંપ્રદાય ક્યાંથી (પ્રાપ્ત થયો) એમ પૂછું છું.

लवः--स्वतःप्रकाशान्यावयोरस्त्राणि ।

रामः—(विचिन्त्य ।) किं न संभाव्यते । प्रकृष्टपुण्यपरिपाकोपादानः कोऽपि महिमा स्यात् । द्विवचनं तु कथम् ।

लवः--भ्रातरावावां यमौ ।

रामः--स तर्हि द्वितीयः कः ।

( नेपथ्ये ।)

दाण्डायन

आयुष्मतः किल लवस्य नरेन्द्रसैन्ये-
  रायोधनं ननु किमात्थ सखे तथेति ।
अद्यास्तमेतु भुवनेष्वधिराजशब्दः
  क्षत्रस्य शस्त्रशिखिनः शममद्य यान्तु ॥ १६ ॥

रामः—

अथ कोऽयमिन्द्रमणिमेचकच्छवि-
  र्ध्वनिनैव बद्धपुलकं करोति माम् ।
नवनीलनीरधरधीरगर्जित-
  क्षणबद्धकुड्मलकदम्बडम्बरम् ॥ १७ ॥

लवः--अयमसौ मम ज्यायानार्यः कुशो नाम भरताश्रमात्प्रतिनिवृत्तः ।

रामः--(सकौतुकम् ।) वत्स इत एवाह्वयैनमायुष्मन्तम् ।

लवः--एवम् । (इति परिक्रामति ।)

(ततः प्रविशति कुशः ।)

कुशः—( साकूतहर्षधैर्यं धनुरास्फालयन् ।)

दत्तेन्द्राभयदक्षिणैर्भगवतो वैवस्वतादा मनो-
  र्दृप्तानां दहनाय दीपितनिजक्षत्रप्रतापाग्निभिः ।
आदित्यैर्यदि विग्रहो नृपतिभिर्धन्यं ममैतत्ततो
  दीप्तास्त्रस्फुरदुग्रदीधितिशिखानीराजितज्यं धनुः ॥१८॥
( इति विकटं परिक्रामति ) १

લવ—અમને અસ્રો સ્વતઃ પ્રગટ થયાં.

રામ—(વિચાર કરીને) શું સંભવિત નથી ? ઉત્કૃષ્ટ પુણ્યનો પરિપાક જેનું કારણ છે તેવો કોઈ અવર્ણનીય મહિમા હોય. પણ દ્વિવચન કેમ ?

લવ—અમે બંને જોડકા ભાઈઓ છીએ.

રામ—તો બીજો કોણ છે !

(નેપથ્યમાં)

દાંડાયન,

સાંભળ્યું છે કે આયુષ્માન લવનું રાજાનાં સૈન્ય
સાથે યુદ્ધ થયું. મિત્ર, તું શું કહે છે ? 'તેમ છે'
એમ ? આજે (નક્કી) ભુવનોમાંથી 'ચક્રવતી રાજા'
એવો શબ્દ અદૃશ્ય થાઓ. ક્ષત્રીયનાં શસ્ત્રો રૂપી
અગ્નિ આજે શાન્ત થાઓ. (૧૬)
વળી ઇન્દ્રનીલમણિના જેવી શ્યામ કાન્તિવાળો આ
કોણ મને અવાજથી જ રોમાંચિત (અને તેથી) નવા
નીલ મેઘના ગભીર ગર્જનની ક્ષણે કળિઓને પ્રાપ્ત
કરતા કદંબના સાદૃશ્યવાળો (કદંબની શોભાવાળો)
કરે છે ? (૧૭)

લવ—આ, તે, મારા આર્ય કુશ નામના મોટા ભાઈ ભરતના આશ્રમેથી પાછા ફર્યા છે.

રામ—(કૌતુક સાથે) એ આયુષ્માનને અહીં જ બોલાવ.

લવ—ભલે (પરિક્રમણ કરે છે)

(પછી કુશ પ્રવેશ કરે છે.)

કુશ—(સૂચક રીતે હર્ષ અને ધૈર્યથી ધનુષ્યનો ટંકાર કરીને)

વૈવસ્વતથી માંડીને ભગવાન મનુ સુધી ઇન્દ્રને અક્ષય
રૂપી દક્ષિણા આપનારા અને અભિમાનીઓને બાળવા
માટે પોતાના ક્ષાત્રતેજ રૂપી અગ્નિને સળગાવનારા
સૂર્યવંશી રાજાઓ જોડે જો મારે વિગ્રહ થાય તો
સળગતાં અસ્રોમાંથી નીકળતાં ભયંકર કિરણોની
ટોચથી આરતી પામેલી પ્રત્યંચાવાળા આ (મારા)
ધનુષ્યને ધન્ય છે. (૧૮)

(ગર્વથી ફરે છે)

रामः—कोऽप्यस्मिन्क्षत्रियपोतके पौरुषातिरेकः। २

दृष्टिस्तृणीकृतजगत्त्रयसत्त्वसारा
धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम्।
कौमारकेऽपि गिरिवद्गुरुतां दधानो
वीरो रसः किमयमेत्युत दर्प एव ॥ १२ ॥

लवः—(उपसृत्य) जयत्वार्यः।

कुशः—नन्वायुष्मन् किमियं वार्ता युद्ध युद्धमिति।

लवः—यत्किञ्चिदेतत्। आर्यस्तु दृप्तभावमुत्सृज्य विनयेन वर्तताम्।

कुशः—किमर्थम्।

लवः—यदत्र देवो रघुपतिस्तिष्ठति। स च स्निह्यत्यावयोरुत्कण्ठते च युष्मत्संनिकर्षस्य।

कुशः—(सतर्कम्।) स रामायणकथानायको ब्रह्मकोशस्य गोपयिता।

लवः—अथ किम्।

कुशः—आशंसनीयपुण्यदर्शनः स महात्मा। किं तु कथमस्माभिरुपगन्तव्य इति न संप्रधारयामि।

लवः—यथैव गुरुस्तथोपसदनेन।

कुशः—कथं हि नामैतत्।

लवः—अत्युदात्तः सुजनश्चन्द्रकेतुरौर्मिलेयः प्रियवयस्य इति सख्येन मामुपतिष्ठते। तेन तत्सम्बन्धेन धर्मतात एवायं राजर्षिः।

कुशः—संप्रत्यवचनीयो राजन्येऽपि प्रश्रयः।

(उभौ परिक्रामतः।)

लवः—पश्यत्वेनमार्यो महापुरुषमाकारानुभावगाम्भीर्यसम्भाव्यमानविविधलोकोत्तरसुचरितातिशयम्।

રામ—આ ક્ષત્રિયકુમારમાં પૌરુષનો કોઈ ન સમજી શકાય તેવો અતિરેક છે.

(એની) દૃષ્ટિ ત્રણ જગતના બળના સારને તૃણ
સમાન લેખે છે. (એની) ધીર અને ગર્વીલી ચાલ
જાણે ધરણીને નમાવે છે. કૌમારવયમાં પણ પર્વત
જેવી ગંભીરતા ધારતો આ શું (સાક્ષાત) વીર રસ
આવે છે કે પછી (સાક્ષાત) ગર્વ જ (આવે છે)' (૧૯)

લવ—(પાસે આવીને) આર્યનો જય થાઓ.

કુશ—અરે ભાઈ, કહું છું 'યુદ્ધ' 'યુદ્ધ' એમ આ શું વાત છે?

લવ—એ તો સ્હેજ (અમસ્તું)! પણ આર્ય, અભિમાનનો ભાવ ત્યજીને વિનયથી વર્તો.

કુશ—કેમ વારુ?

લવ—કેમકે અહીં ભગવાન રઘુપતિ રામ છે તે આપણા બંને ઉપર સ્નેહ રાખે છે અને તમને મળવા માટે આતુર છે. [શબ્દશ:-તમારા સાંનિધ્ય માટે ઉત્કંઠા ધરાવે છે]

કુશ—(વિચારતાં) પેલા રામાયણના કથાનાયક અને બ્રહ્મ રૂપી ખજાનાનું રક્ષણ કરનાર (રામ કે)?

લવ—હાસ્તો.

કુશ—તે મહાત્મા ઇચ્છાલાયક પુણ્ય દર્શનવાળા છે પરંતુ આપણે કેવી રીતે (એમની પાસે) જવું એ હું સમજી શકતો નથી.

લવ—જેમ ગુરુજન (ની પાસે જઈએ) તેમ જ પૂજાભાવ પૂર્વક (જવું)

કુશ—એ વળી શી રીતે?

લવ—ઉર્મિલાનો અત્યંત ઉદાત્ત સજ્જન પુત્ર ચન્દ્રકેતુ મને 'પ્રિય મિત્ર' એમ (કહીને) મૈત્રીથી સન્માને છે. તેથી તે સંબંધથી આ રાજર્ષિ આપણા ધર્મપિતા થાય.

કુશ—હવે ક્ષત્રિય તરફ (આપણી) નમ્રતા નીચ નહિ બને

(બંને ચાલે છે)

લવ—આકાર, પ્રભાવ અને ગાંભીર્યથી જેમનાં વિવિધ લોકોત્તર ચરિતોની અનિશ્ચયતાનો અભાવ કરી શકાય તેવા આ મહાપુરુષને આર્ય ભલે જુએ.

कुशः—( निर्वर्ण्य । ) १९

अहो प्रासादिकं रूपमनुभावश्च पावनः ।
स्थाने रामायणकविर्देवीं वाचं व्यवीवृतत् ॥ २० ॥

( उपसृत्य । ) तात प्राचेतसान्तेवासी कुशोऽभिवादयते ।

रामः—एह्येह्यायुष्मन् । २

अमृताध्मातजीमूतस्निग्धसंहननस्य ते
परिष्वङ्गाय वात्सल्यादयमुत्कण्ठते जनः ॥ २१ ॥

( परिष्वज्य । स्वगतम् । ) तत्किमपत्यमयं दारकः । १

अङ्गादङ्गात्सृत इव निजस्नेहजो देहसारः
प्रादुर्भूय स्थित इव बहिश्चेतनाधातुरेकः ।
सान्द्रानन्दक्षुभितहृदयप्रस्रवेणेव सृष्टो
गात्रं श्लेषे यदमृतरसस्रोतसा सिञ्चतीव ॥ २२ ॥

लवः—तात अलमतितपो घर्मांशुः । तदत्र सालवृक्षच्छाये मुहूर्तमासनपरिग्रहं करोतु तातः ।

रामः—यदभिरुचितं वत्सस्य ।

( सर्वे परिक्रम्य यथोचितमुपविशन्ति । )

रामः—( स्वगतम् । ) ४

अहो प्रश्रययोगेऽपि गतिस्थित्यासनादयः ।
साम्राज्यशंसिनो भावाः कुशस्य च लवस्य च ॥ २३ ॥
वपुरवियुतसिद्धा एव लक्ष्मीविलासाः
प्रतिकलकमनीयां कान्तिमुद्भेदयन्ति ।
अमलिनमिव रत्नं रश्मयस्ते मनोज्ञाः
विकसितमरविन्दं बिन्दवो माकरन्दाः ॥ २४ ॥

કુશ—(ધારીને જોઈને)

અહો ! કેવું પ્રાસાદિક રૂપ અને પાવનકારી પ્રભાવ ! રામાયણના કવિએ યોગ્ય જગ્યાએ દેવી સરસ્વતીને (અહીં) યોજી છે. (૨૦)

(પાસે જઈને) તાત, પ્રાચેતસનો શિષ્ય કુશ પ્રણામ કરે છે.

રામ—આવ, આવ, આયુષ્માન.

તારા પાણી ભરેલા વાદળ જેવા સ્નિગ્ધ શરીરને વાત્સલ્યથી ભેટવા આ જન તલસે છે. (૨૧)

(ભેટીને સ્વગત) તો આ છોકરો શું મારું બાળક હશે ?

કારણ, (મારા) પોતાના સ્નેહથી ઉદ્ભવેલું અંગે-અંગમાંથી ઝરતું જાણે (મારા) દેહનું (જ) સત્ત્વ ન હોય, (મારા શરીરની) ચૈતન્ય રૂપી–એક ધાતુ જાણે બહાર પ્રગટ થઈને ન ઊભી હોય, જાણે ગાઢ આનંદથી ક્ષુબ્ધ થયેલા (મારા) હૃદયના રસથી (હૃદયમાંથી) ઝરતા સ્નેહના રસમાંથી) ન નિર્મીયો (બનાવાયો) હોય તેમ (એના) આલિંગનથી જાણે (મારા) શરીરને (તે) અમૃત રસના પ્રવાહથી સીંચે છે. (૨૨)

લવ—તાત, સૂરજ માથા ઉપર આવ્યો છે. તેથી અહીં સાલવૃક્ષની છાયામાં એક ક્ષણ તાત ભલે આસનનો સ્વીકાર કરે.

રામ—વત્સને જેમ ગમે તેમ.

(બધા પરિક્રમણ કરી યથા યોગ્ય રીતે બેસે છે)

રામ—(સ્વગત)

અહો ! વિનય યોગમાં પણ કુશ અને લવની ચાલવાની ઊભા રહેવાની અથવા બેસવાની વગેરે ક્રિયાઓ સામ્રાજ્ય (પદ)ને સૂચવનારી છે. (૨૩)

જેમ, તે મનોજ્ઞ કિરણો ચોખ્ખા રત્નને (બતાવે), જેમ મધનાં ટીપાં ખીલેલાં કમળને (બતાવે) તેમ શરીરથી જુદા નહિ પડનારા અને (સહજ) સિદ્ધ (ગજ્ય) લક્ષ્મીના વિલાસો જ ક્ષણે ક્ષણે કમનીય કાન્તિ દર્શાવે છે. (૨૪)

भूयिष्ठं च रघुकुलकौमारमनयोः पश्यामि।

कठोरपारावतकण्ठमेचकं
वपुर्वृषस्कन्धसुबन्धुरांसकम्।
प्रसन्नसिंहस्तिमितं च वीक्षितं
ध्वनिश्च माङ्गल्यमृदङ्गमांसलः॥ २५॥

(निपुणं निरूप्य।) अये न केवलमस्मत्संवादिन्याकृतिः। १

अपि जनकसुतायास्तच्च तच्चानुरूपं
स्फुटमिह शिशुयुग्मे नैपुणोन्नेयमस्ति।
ननु पुनरिव तन्मे गोचरीभूतमक्ष्णो-
रभिनवशतपत्रश्रीमदास्यं प्रियायाः॥ २६॥

मुक्ताच्छदन्तच्छविसुन्दरेयं
सैवोष्ठमुद्रा स च कर्णपाशः।
नेत्रे पुनर्यद्यपि रक्तनीले
तथापि सौभाग्यगुणः स एव॥ २७॥

(विचिन्त्य।) तदेतत्प्राचेतसाध्युषितमरण्यं यत्र किल देवी परित्यक्ता। इयं चानयोराकृतिर्वयोऽनुभावश्च। यदपि स्वतःप्रकाशान्यस्त्राणीति तत्र विमृशामि। अपि खलु तच्चित्रदर्शनप्रासङ्गिकमस्त्राभ्यनुज्ञानमुद्भूतं स्यात्। न ह्यसांप्रदायिकान्यस्त्राणि पूर्वेषामप्यनुशुश्रुम। अयं च संप्लवमानमात्मानं सुखातिशयो हृदयस्य मे निरम्भयते। यमाविति च भूयिष्ठमात्मसंवादः। भूयिष्ठं च मया द्विधा प्रतिपन्नो देव्या गर्भिणीभाव आसीत्। (सास्रम्।) १

અને આ બંનેમાં રઘુકુળના કુમારોની ઘણી છાયા હું જોઉં છું.
સુવાન પારેવાના કંઠ જેવું શ્યામ શરીર છે. આખ-
લાની કાંધ જેવા સુગઠિત ખભા છે. અને પ્રસન્ન
સિંહ જેવી સ્થિર દૃષ્ટિ છે. અને અવાજ મંગળમય
મૃદંગ જેવો ગંભીર છે. (૨૫)

(ધ્યાનથી જોઇને) અરે, આકૃતિ અમારા જેવી છે એટલું જ નહિ—
ધારીને જોતાં જણાય એવું જનકની પુત્રીનું તે તે
સાદશ્ય પણ અહીં આ બાળ યુગલમાં સ્પષ્ટ છે.
ખરેખર, નવા કમળની શોભાવાળું, મારી પ્રિયાનું
તે મુખ જાણે ફરીથી આંખ સમક્ષ પ્રગટ થયું છે (૨૬)

મોતી જેવા ઉજળા દાતના પ્રકાશથી શોભતો આ
તે જ હોઠનો વળાંક, તે જ સુંદર કાન. વળી બે
આંખ જો કે લાલ અને શ્યામ છે છતાં પણ સૌંદર્યનો
ગુણ તે જ છે.

(વિચાર કરીને) તો આ પ્રાચેતસ રહે છે તે (જ) અરણ્ય છે કે જ્યાં, કહે છે કે, દેવીને ત્યજી હતી. અને એ બંનેનાં આ–દેખાવ, વય અને પ્રભાવ પણ (મળતાં) છે. અસ્ત્રો સ્વતઃ પ્રગટ થયાં એમ (કહ્યું) છે છતાં તે વિશે વિચાર કરું. એમ બને કે પેલા ચિત્ર દર્શન પ્રસંગે અસ્ત્રોને આપેલી અનુજ્ઞા કામ આવી હોય! કારણ પરંપરા વગર અસ્ત્રો (પ્રગટ થાય એમ) મેં પહેલાંનાઓ વિશે (પહેલાના વૃદ્ધો વિશે) પણ સાંભળ્યું નથી. અને આ મારા હૃદયના સુખની અતિશયતા મારા (સંશયમાં) તરતા (વ્યાકુળ થતા) આત્માને ખાતરી અપાવે છે. વળી 'જોડિયા' એ મારા અનુભવને અત્યંત મળતી બાબત છે. વળી દેવીનો ગર્ભિણી ભાવ એ બાળકોવાળો મને કળાતો હતો. (આંસુ સાથે)

पुरा रूढे स्नेहे परिचयविकासादुपचिते
रहो विश्रब्धाया अपि सहजलज्जाजडदृशः ।
मयैवादौ दान्तः करतलपरामर्शकलया
द्विधा गर्भग्रन्थिस्तदनु दिवसैः कैरपि तया ॥ २८ ॥

(रुदित्वा ।) तत्क्रमेतौ पृच्छामि केनचिदुपायेन ।

लवः—तात किमेतत् । २

वाष्पवर्षेण नीतं वो जगन्मङ्गलमाननम् ।
अवश्यायावसिक्तस्य पुण्डरीकस्य चारुताम् ॥ २९ ॥

कुशः—अयि वत्स १

विना सीतादेव्या किमिव हि न दुःखं रघुपतेः
प्रियानाशे कृत्स्नं किल जगदरण्यं हि भवति ।
स च स्नेहस्तावानयमपि वियोगो निरवधिः
किमेवं त्वं पृच्छस्यनधिगतरामायण इव ॥ ३० ॥

रामः—(स्वगतम् ।) अये तटस्थ आलापः । कृतं प्रश्नेन । मुग्धहृदय कोऽयमाकस्मिकस्ते पारिप्लवो विकारः । एवं च निर्भिन्नहृदयावेगः शिशुजनेनाप्यनुकम्पितोऽस्मि । भवतु तावदन्तरयामि । (प्रकाशम् ।) वत्सौ रामायणं रामायणमिति श्रूयते भगवतो वाल्मीकेः सरस्वतीनिष्यन्दः प्रशस्तिरादित्यवंशस्य । तत्र कौतूहलेन यत्किंचिच्छ्रोतुमिच्छामि ।

कुशः—स कृत्स्न एव सन्दर्भोऽस्माभिरावृत्तः । स्मृतिप्रत्युपस्थितौ तावदिमौ बालचरितस्यान्त्येऽध्याये द्वौ श्लोकौ ।

रामः—उदीरयतु वत्सः । ८

પહેલાં જ્યારે અમારો સ્નેહ રૂઢ થયો હતો (અને પછી) પરિચયના વિકાસથી વૃદ્ધિ પામ્યો હતો ત્યારે એકાંતમાં, (મારા પ્રત્યે) વિશ્વાસ હોવા છતાં જેની આંખો સ્વભાવિક લજ્જાથી જડ થઈ છે તેની (સીતા) નો એવડો ગર્ભભાર મેં જ પહેલાં હાથના સ્પર્શના ચાતુર્યથી કળ્યો હતો. તે પછી કેટલાક દિવસ પછી તેણે (જણ્યું) (૨૮)

(રડીને) તો શું આમને કોઈ પણ ઉપાયે પૂછું ?

લવ—તાત આ શું ?

આંસુની વૃષ્ટિએ જગતના મંગળ રૂપ ચહેરાને હિમથી સીંચાયેલા કમળની શોભા પ્રાપ્ત કરાવી છે. (૨૯)

કુશ—અરે ભાઈ,

ખરેખર સીતાદેવી વગર રઘુપતિને શું (વસ્તુ) દુઃખ રૂપ નથી ? કારણ કહેવાય છે કે પ્રિયાના નાશથી આખું જગત અરણ્ય (જેવું) થઈ જાય છે. તેવા પ્રકારનો એ સ્નેહ હતો અને આ વિયોગ પણ નિરવધિ છે. જાણે રામાયણ ભણ્યો ન હોય તેમ તું એવું કેમ પૂછે છે ? (૩૦)

રામ—(સ્વગત) અરે ! (એમતી) વાતચીત તટસ્થ છે. પ્રશ્ન કરવાનો કોઈ અર્થ નથી. અરે ભોળિયા હૃદય ! આ તારો કેવો આકસ્મિક અને ચંચળ (અધીર-ધૈર્ય વગરનો) વિકાર ! વળી આમ જેનો હૃદયનો આવેગ બહાર આવ્યો છે તેવો હું બાળકોનો પણ દયાપાત્ર થયો છું ! વારુ ત્યારે વિષયાન્તર કરું. (મોટેથી) ભાઈઓ, સૂર્યવંશની પ્રશસ્તિવાળું અને વાલ્મીકિનો સરસ્વતીનો સ્રોત એવું 'રામાયણ' 'રામા એમ સંભળાય છે તેથી કુતૂહલથી (તેમાંનું) કંઈક સાંભળવા ઇચ્છું છું.

કુશ—એ આખી રચના અમે ભણ્યા છીએ બાલચરિતના છેલ્લા અધ્યાયના આ બે શ્લોકો જરા સ્મૃતિમાં આવે છે.

રામ—ભાઈ, બોલ તો.

कुशः—

"प्रकृत्यैव प्रिया सीता रामस्यासीन्महात्मनः ।
प्रियभावः स तु तया स्वगुणैरेव वर्धितः ॥ ३१ ॥

तथैव रामः सीतायाः प्राणेभ्योऽपि प्रियोऽभवत् ।
हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् ॥ ३२ ॥

रामः—कष्टमतिदारुणोऽयं हृदयमर्मोद्घातः । हा देवि एवं किल तदासीत् । अहो निरन्वयविपर्यासविरमवृत्तयो विप्रलम्भपर्यवसायिनस्तापयन्ति संसारवृत्तान्ताः।२

क्व तावानानन्दो निरतिशयविस्रम्भबहुलः
क्व वाऽन्योन्यप्रेम क्व च नु गहनाः कौतुकरसाः ।
सुखे वा दुःखे वा क्व नु खलु तदैक्यं हृदययो-
स्तथाप्येष प्राणः स्फुरति न तु पापो विरमति ॥३३॥

भोः कष्टम् । १

प्रियागुणसहस्राणामेकोन्मीलनपेशलः ।
य एष दुःस्मरः कालस्तमेव स्मारिता वयम् ॥ ३४ ॥

यदा किञ्चित्किञ्चित्कृतपदमहोभिः कतिपयै-
स्तदीयद्विस्तारि स्तनमुकुलमासीन्मृगदृशः ।
वय स्नेहाकूतव्यतिकरघनो यत्र मदनः
प्रगल्भव्यापारः स्फुरति हृदि मुग्धस्य वपुषि ॥ ३५॥

लवः—अयं च मन्दाकिनीचित्रकूटवनविहारे सीतादेवीमुद्दिश्य रघुपतेः श्लोकः—१

કુશ—

મહાત્મા રામને સીતા પ્રકૃતિથી જ પ્રિય હતી.
પણ તે સ્નેહભાવ તેણે પોતાના ગુણુથી જ વધાર્યો
હતો. (૩૧)
તેવી જ રીતે રામ સીતાને પ્રાણ કરતાં પણ વધારે
વહાલાં હતાં. ખરેખર તેમનાં હૃદય જ પરસ્પર
પ્રીતિયોગને જાણે છે. (૩૨)

રામ— અરેરે! હૃદયના મર્મ ભાગ ઉપર આ અત્યંત કારી ઘા છે. હા દેવી! ત્યારે (તે દિવસોમાં) ખરેખર એમ (જ) હતું. અહો! આકસ્મિક ફેરફારને લીધે (દશા પરિવર્તનને લીધે) રસવિહીન વૃત્તિવાળી અને વિયોગમાં પરિણમતી સંસાર ઘટનાઓ તાપ ઉપજાવે છે.

(પરસ્પર) અતિશય વિશ્વાસથી ઊભરાતો (વધેલો)
તેવા પ્રકારનો (એવો મોટો અપરિમિત) આનંદ
ક્યાં? એ અન્યોન્ય પ્રેમ ક્યાં? અને (પેલા)
(પરસ્પર સ્નેહનો) ગહન કૌતુકરસ ક્યાં? ખરે,
સુખમાં કે દુઃખમાં પેલું (બે) હૃદયનું ઐક્ય ક્યાં?
છતાં પણ આ પાપી જીવ ધડકે છે! નાશ પામતો
નથી! (૩૩)

અરેરે હાય!

પ્રિયતમાના હજારો ગુણો એકી સાથે પ્રગટ થવાથી
મનોહર અને જે સંભારતાં જ દુઃખ થાય તેવો છે,
તે જ સમયની અમને યાદ દેવડાવવામાં આવે છે. (૩૪)
જ્યારે (यत्र) કેટલાક દિવસો વીત્યે, થોડીક થોડીક
દેખાવા માંડેલી (મારી) મૃગનયનાની તે સ્તનકળીઓ
સહેજ વિસ્તાર પામતી ગઈ; જે વખતે (यत्र)
(यत्र) (यस्मिन् काले) વય; સ્નેહ અને તૃષ્ણાના
સંયોગથી સઘન (બનેલો) કામદેવ પ્રગલ્ભ
ચેષ્ટાથી હૃદયમાં સ્ફુરે છે અને દેહમાં મૃદુ (મુગ્ધ)
છે. (૩૫)

લવ— અને મંદાકિની પાસેના ચિત્રકૂટ (પર્વત) (ઉપર)ના વનવિહારમાં સીતાદેવીને ઉદ્દેશીને રઘુપતિનો (બોલેલો) આ શ્લોક—

"त्वदर्थमिव विन्यस्तः शिलापट्टोऽयमग्रतः ।
यस्यायमभितः पुष्पैः प्रवृष्ट इव केसरः ॥ ३६ ॥"

रामः--( सलज्जास्मितस्नेहकरुणम् । ) अति हि नाम मुग्धः शिशुजनः विशेपतस्त्व-
रण्यचरः । हा देवी स्मरसि वा तस्य प्रदेशस्य तत्समयविस्रम्भाति-
प्रसङ्गसाक्षिणः । कष्टं भोः कष्टम् । ३

श्रमाम्बुशिशिरीभवत्प्रसृतमन्दमन्दाकिनी-
मरुत्तरलितालकाकुलललाटचन्द्रद्युति ।
अकुङ्कुमकलङ्कितोज्ज्वलकपोलमुत्प्रेक्ष्यते
निराभरणसुन्दरश्रवणपाशमुग्धं मुखम् ॥ ३७ ॥

( स्तम्भित इव स्थित्वा सकरुणम् । ) अहो नु खलु भोः । १

चिरं ध्यात्वा ध्यात्वा निहित इव निर्माय पुरतः
प्रवासेऽप्याश्वासं न खलु न करोति प्रियजनः ।
जगज्जीर्णारण्यं भवति च विकल्पव्युपरमे
कुकूलानां राशौ तदनु हृदयं पच्यत इव ॥ ३८ ॥

(नेपथ्ये) १

वसिष्ठो वाल्मीकिर्दशरथमहिष्योऽथ जनकः
सहैवारुन्धत्या शिशुकलहमाकर्ण्य सभयाः ।
जराग्रस्तैर्गात्रैरथ खलु विदूराश्रमतया
चिरेणागच्छन्ति त्वरितमनसोऽपि श्रमजडाः ॥ ३९ ॥

જાણે તારે માટે જ મૂકાઈ હોય તેમ આગળ આ શિલાની પાટ છે—કે જેની આજુબાજુ જાણે કેસર વૃક્ષે પુષ્પથી વૃષ્ટિ કરી છે. (૩૬)

રામ—(લજ્જા, સ્મિત, સ્નેહ અને કરુણા સાથે) છોકરાં એટલે જ (અને) ખાસ કરીને વનમાં ફરનારાં ખરેખર અત્યંત ભોળાં હોય છે. હા દેવી! તે વખતે (આપણા) એકાન્તની પરાકાષ્ટાના પ્રસંગની સાક્ષીરૂપ પેલી જગ્યા સાંભરે છે? ઓ રે! હાય!

શ્રમના પ્રસ્વેદથી ઠંડું થયેલું, (અને) મંદાકિનીના મંદ વાતા પવનથી ફરકતી લટોથી જેના ચન્દ્ર જેવા લલાટનું તેજ ઢંકાઈ ગયું છે તેવું, કુંકુમથી અંકિત થયેલા ન હોવાથી ઉજ્જવળ ગાલવાળું, અને ઘરેણાં વગરના રમ્ય સુંદર કર્ણદ્વયથી મુગ્ધ મુખડું (જાણે) (મારી નજર) સામે જ દેખાય છે. (૩૭)

(થંભી ગયા હોય તેમ રોકાઈને કરુણાથી)

અહો! કેવું વિચિત્ર!

લાંબા સમય સુધી ચિંતન કરી કરીને નિર્મીને જાણે (મન) આગળ ખડું કરેલું પ્રિયજન, વિરહમાં પણ આશ્વાસન નથી આપતું એમ નહિ. પણ જ્યારે મનના વિકલ્પો શમે છે ત્યારે જગત વેરાન વગડા જેવું બને છે (અને) તે પછી સૂકા બળતા ઘાસની ગંજી ઉપર જાણે હૃદય રંધાય છે. (૩૮)

(નેપથ્યમાં)

બાળકોનું યુદ્ધ (થયું છે એમ) સાંભળીને ભયથી અરુન્ધતીની સાથે જ વસિષ્ટ, વાલ્મીકિ, દશરથની રાણીઓ અને જનક મનથી અધીરા હોવા છતાં, ઘડપણને કારણે શિથિલ અંગોને લીધે અને ખાસ કરીને આશ્રમ દૂર હોવાથી (તથા) થાકથી ધીમાં પડયાં હોવાથી બહુ વાર પછી (ધીમે ધીમે) આવે છે. (૩૯)

**રામ**— શું ભગવતી અરુન્ધતી, વસિષ્ઠ, માતાઓ અને જનક અહીં જ છે ? અરેરે ! એમને ખરેખર શી મળાય ? (કરુણાથી જોઈને) અહહ ! નસીબયોગે તાત જનક પણ અહીં જ આવ્યા છે એમ અભાગિયા (એવા મારા) ઉપર જાણે વજ્રથી પ્રહાર કરવામાં આવ્યો છે.

> સંબંધ પ્રશંસનીય હોવાથી આનંદ પામેલા વસિષ્ઠ વગેરે જેમાં ભળ્યા હતા તે બાળકોના વિવાહના મંગળ ઉત્સવમાં (બંને) પિતાઓનું એ મિલન જોઈને (હવે) એવી ભારે આફત આવી પડયા પછી (મારા) પિતાના મિત્રને આવી રીતે જોતાં હું હજારો ટુકડામાં કેમ ફાટી નથી પડતો ? અથવા રામને શું દુષ્કર છે ? (૪૦)

(નેપથ્યમાં)

અરેરે ! અરેરે ! ઘણું દુઃખદાયક !

> પ્રભાવ માત્રમાં જ જેમની કાન્તિ રહી છે તેવા રઘુનાથને એકદમ આવા જોઈને (સહુ) પહેલા મૂર્છા પામેલા જનકને આશ્વાસન આપીને દુઃખી માતાઓ મૂર્છા પામે છે. (૪૧)

**રામ**— હા તાત ! હા માતાઓ ! હા જનક !

> જનકોનું અને રઘુઓનું જે સંપૂર્ણ કુળનું મંગળ છે તેના તરફ પણ ક્રૂર (અકરુણ) પાપી એવા મારા તરફ તમારી દયા નકામી છે. (૪૨)

ત્યારે સન્માન કરું. (ઊઠે છે)

**કુશલવ**— આ બાજુ, તાત, આ બાજુ.

(કરુણ રીતે આકુળતાથી પરિક્રમણ કરીને બધા જાય છે)

મહાકવિ શ્રી ભવભૂતિ વિરચિત 'ઉત્તરરામચરિત'માં "કુમારોની ઓળખાણ' નામનો છઠ્ઠો અંક સમાપ્ત.

रामः—कथं भगवत्यरुन्धती वसिष्ठोऽम्बाश्च जनकश्चात्रैव । कष्टं कथं खल्वेते द्रष्टव्याः । (सकरुणं विलोक्य ।) अहह तातजनकोऽपि दैवादत्रैवागत इति वज्रेणेव ताडितोऽस्मि मन्दभाग्यः । ३

सम्बन्धस्पृहणीयताप्रमुदितैर्ज्येष्ठे वसिष्ठादिभि-
र्दृष्टापत्यविवाहमङ्गलमहे तत्तातयोः सङ्गतम् ।
पश्यन्तीदृशमीदृशे पितृसखं वृत्ते महावैशसे
दीर्ये किं न सहस्रधाहमथवा रामेण किं दुष्करम् ॥४०॥

(नेपथ्ये ।)

भो भोः कष्टं कष्टम् । २

अनुभावमात्रसमवस्थितश्रियं
सहसैव वीक्ष्य रघुनाथमीदृशम् ।
प्रथमप्रमूढजनकप्रबोधनाद्
विधुराः प्रमोहमुपयान्ति मातरः ॥ ४१ ॥

रामः—हा तात हा मातरः हा जनक १

जनकानां रघूणां च यत्कृत्स्नं गोत्रमङ्गलम् ।
तत्राप्यकरुणे पापे वृथा वः करुणा मयि ॥ ४२ ॥

यावत्सम्भावयामि । (इत्युत्तिष्ठति ।)

कुशलवौ—इत इतस्तातः ।

(सकरुणाकुलं परिक्रम्य निष्क्रान्ताः सर्वे ।) २

રામ— શું ભગવતી અરુન્ધતી, વસિષ્ઠ, માતાઓ અને જનક અહીં જ છે ? અરેરે! એમને ખરેખર શે મળાય? (કરુણાથી જોઈને) અહહ! નસીબયોગે તાત જનક પણ અહીં જ આવ્યા છે એમ અભાગિયા (એવા મારા) ઉપર જાણે વજ્રથી પ્રહાર કરવામાં આવ્યો છે.

સંબંધ પ્રશંસનીય હોવાથી આનંદ પામેલા વસિષ્ઠ વગેરે જેમાં ભળ્યા હતા તે બાળકોના વિવાહના મંગળ ઉત્સવમાં (બંને) પિતાઓનું એ મિલન જોઈને (હવે) એવી મારે આફત આવી પડયા પછી (મારા) પિતાના મિત્રને આવી રીતે જોતાં હું હજારો ટુકડામાં કેમ ફાટી નથી પડતો? અથવા રામને શું દુષ્કર છે? (૪૦)

( નેપથ્યમાં )

અરેરે! અરેરે! ઘણું દુઃખદાયક!

પ્રભાવ માત્રમાં જ જેમની કાન્તિ રહી છે તેવા રઘુનાથને એકદમ આવા જોઈને (સહુ) પહેલાં મૂર્છા પામેલા જનકને આશ્વાસન આપીને દુઃખી માતાઓ મૂર્છા પામે છે. (૪૧)

રામ— હા તાત! હા માતાઓ! હા જનક!

જનકોનું અને રઘુઓનું જે સંપૂર્ણ કુળનું મંગળ છે તેના તરફ પણ ક્રૂર (અકરુણ) પાપી એવા મારા તરફ તમારી દયા નકામી છે. (૪૨)

તમારે સન્માન કરું. (ઊઠે છે)

કુશલવ— આ બાજુ, તાત, આ બાજુ.

( કરુણ રીતે આકુળતાથી પરિક્રમણ કરીને બધા જાય છે )

મહાકવિ શ્રી ભવભૂતિ વિરચિત 'ઉત્તરરામચરિત'માં 'કુમારોની ઓળખાણ' નામનો છઠ્ઠો અંક સમાપ્ત.

## सप्तमोऽङ्कः

(ततः प्रविशति लक्ष्मणः ।)

लक्ष्मणः—भो भो अद्य खलु भगवता वाल्मीकिना सब्रह्मक्षत्रपौरजानपदाः प्रजाः सहास्माभिराहूय कृत्स्न एव सदेवासुरतिर्यगुरगनायकनिकायः सचराचरो भूतग्रामः स्वप्रभावेण संनिधापितः । आदिष्टश्चाहमार्येण-'वत्स लक्ष्मण भगवता वाल्मीकिना स्वकृतिमप्सरोभिः प्रयुज्यमानां द्रष्टुमुपनिमन्त्रिताः स्मः । तद्गङ्गातीरमातोद्यस्थानमुपगम्य क्रियतां समाजसंनिवेशः' इति । कृतश्च मर्त्यामर्त्यस्य भूतग्रामस्य समुचितस्थानसंनिवेशो मया । अयं तु— ७

राज्याश्रमनिवासेऽपि प्राप्तकष्टमुनिव्रतः ।
वाल्मीकिगौरवादार्य इत एवाभिवर्तते ॥ १ ॥

(ततः प्रविशति रामः ।)

रामः—वत्स लक्ष्मण अपि स्थिता रङ्गप्रेक्षकाः ।

लक्ष्मणः—अथ किम् ।

रामः—इमौ पुनर्वत्सौ कुशलवौ कुमारचन्द्रकेतुसदृशीं स्थानप्रतिपत्तिं लम्भयितव्यौ ।

लक्ष्मणः—प्रभुस्नेहप्रत्ययात्तथैव कृतम् । इदं चास्तीर्णं राजासनम् । तदुपविशत्वार्यः ।

(राम उपविशति ।)

लक्ष्मणः—प्रस्तूयतां भोः । ७

# અંક ૭

(પછી લક્ષ્મણ પ્રવેશે છે)

લક્ષ્મણ—અરે ઓ! આજે ખરેખર ભગવાન વાલ્મીકિએ બ્રાહ્મણ, ક્ષત્રિય સહિત નગરવાસીઓ અને જનપદવાસી પ્રજાને અમારા સમેત બોલાવીને પોતાના પ્રભાવ વડે દેવો, અસુરો, પ્રાણીઓ અને પંખીઓ અને નાગલોકના નાથોના સમૂહ સહિત ચર અને અચર સમગ્ર સૃષ્ટિને ભેગી કરી છે. મને પણ આર્યે આજ્ઞા કરી છે કે ભાઈ લક્ષ્મણ, ભગવાન વાલ્મીકિએ અપ્સરાઓ દ્વારા ભજવાતી પોતાની (નાટ્ય) રચના જોવા (આપણને) નિમંત્ર્યા છે. તો ગંગાકિનારે રંગસ્થળે જઈને પ્રેક્ષકવર્ગને બેસાડવાની વ્યવસ્થા કર. મેં પણ મર્ત્ય અને અમર્ત્ય સમગ્ર સૃષ્ટિ માટે યોગ્ય સ્થાને બેસવાની વ્યવસ્થા કરી છે.

આ હવે,

રાજ્યાશ્રમમાં હોવા છતાં કષ્ટદાયક મુનિવ્રત ધારતા
આર્ય, વાલ્મીકિ પ્રત્યેના માનને લીધે, અહીં જ
આવે છે. (૧)

(પછી રામ પ્રવેશ કરે છે)

રામ—ભાઈ લક્ષ્મણ, રંગભૂમિના પ્રેક્ષકો બેસી ગયા કે?

લક્ષ્મણ—જી હા.

રામ—આ બંને ય ભાઈ કુશલવને કુમાર ચન્દ્રકેતુ જેવી માનભરી બેઠકો આપવાની છે.

લક્ષ્મણ—આપશ્રીના સ્નેહની ખાતરીથી એમ જ કર્યું છે. આ રાજાસન બિછાવ્યું છે. તો આર્ય ભલે બેસે.

(રામ બેસે છે)

લક્ષ્મણ—અરે શરૂ કરો.

सूत्रधारः—( प्रविश्य। ) भो भो भगवान्भूतार्थवादी प्राचेतसः सस्थावरजङ्गमं जगदाज्ञापयति-यदिदमस्माभिरार्षेण चक्षुषा समुद्वीक्ष्य पावनं वचनामृतं करुणाद्भुतरसं च किंचिदुपनिबद्धं तत्र कार्यगौरवादवधातव्यमिति।

रामः—एतदुक्तं भवति। साक्षात्कृतधर्माण ऋषयः। तेषामृतम्भराणि भगवतां परोरजांसि प्रज्ञानानि न क्वचिद्व्याहन्यन्त इत्यनभिशङ्कनीयानीति।

(नेपथ्ये।)

हा अज्जउत्त हा कुमार लक्खण एआइणिं असरणं रण्णे आसण्णप्पसववेअणं हदासं सावदा मं अहिलसंदि। साहं दाणिं मंदभाइणी भाईरहीए अत्ताणं णिक्खिविस्सं। [हा आर्यपुत्र हा कुमार लक्ष्मण एकाकिनीमशरणामरण्ये आसन्नप्रसववेदनां हताशां श्वापदा मामभिलषन्ति। साहमिदानीं मन्दभागिनी भागीरथ्यामात्मानं निक्षेप्स्यामि।]

लक्ष्मणः—(आत्मगतम्।) कष्टं बतान्यदेव किमपि। २१

सूत्रधारः—

विश्वम्भरात्मजा देवी राज्ञा त्यक्ता महावने।
प्राप्तप्रसवमात्मानं गङ्गादेव्यां विमुञ्चति ॥ २ ॥

(इति निष्क्रान्तः।)

સૂત્રધાર— ( પ્રવેશીને ) અરે એ ! ભગવાન સત્યવાદી વાલ્મીકિ સ્થાવર અને જંગમ જગતને આજ્ઞા કરે છે કે આ જે અમે આર્ષ દૃષ્ટિથી જોઇને પાવનકારી, કરુણ અને અદ્ભુત રસવાળું કંઇક વચનામૃત રચ્યું છે તે તરફ કાર્યનું ગૌરવ સમજીને ધ્યાન આપો.

રામ— કહેવાનું ( તાત્પર્ય ) આ છે. ઋષિઓને ધર્મમાં સાક્ષાત દૃષ્ટિ હોય છે. તે પૂજ્યોનાં (ભગવંતોનાં ) અમૃતથી ભરેલાં અને રજસ્ વગરનાં જ્ઞાન વચનો કદી ખોટાં પડતાં નથી તેથી તેમાં સંશયને સ્થાન નથી.

( નેપથ્યમાં )

હા આર્યપુત્ર ! હા કુમાર લક્ષ્મણ ! એકાકિની, અરણ્યમાં શરણ વિનાની, અને જેની પ્રસવવેદના શરૂ થઇ છે તેવી તથા હતાશ થયેલી મારે માટે જંગલી પશુઓ ઝાંપી રહ્યાં છે. એ મંદભાગિની હું મારી જાતને ભાગીરથીમાં નાખું છું.

લક્ષ્મણ— (સ્વગત) અરેરે ! આ તો (ધાર્યા કરતાં) કંઇક જુદું જ છે.

સૂત્રધાર—

રાજાએ મોટા વનમાં તજેલાં પૃથ્વીપુત્રી દેવી (સીતા)
પાસે આવી રહેલ પ્રસવવાળી પોતાની જાતને માતા
ગંગામાં નાખે છે. (૨) (બહાર જાય છે.)

પ્રસ્તાવના સમાપ્ત

રામ— (આવેગથી) દેવી, દેવી, ધરીક વિચાર.

લક્ષ્મણ— આર્ય આ નાટક છે.

રામ— દંડકારણ્યવાસની પ્રિય સખી હે દેવી ! રામને લીધે તમને આ દૈવનું દારુણ પરિણામ પ્રાપ્ત થયું છે.

**लक्ष्मणः**—आर्य दृश्यतां तावत्प्रबन्धार्थः ।

**रामः**—एष सज्जोऽस्मि वज्रमयः ।

(ततः प्रविशत्युत्सङ्गितैकैकदारकाभ्यां पृथिवीगङ्गाभ्यामवलम्बिता सीता ।)

**रामः**—वत्स लक्ष्मण असंविज्ञातमनिबन्धमन्धतमसमिव प्रविशामि । धारय माम् । १

**देव्यौ**—

> समाश्वसिहि कल्याणि दिष्ट्या वैदेहि वर्धसे ।
> अन्तर्जले प्रसूतासि रघुवंशधरौ सुतौ ॥ ३ ॥

**सीता**—(समाश्वस्य ।) दिट्ठिआ दारए प्पसूदम्हि । हा अज्जउत्त ! [दिष्ट्या दारकौ प्रसूतास्मि । हा आर्यपुत्र ।] (मूर्छति)

**लक्ष्मणः**—(पादयोर्निपत्य ।) आर्य आर्य दिष्ट्या वर्धामहे । कल्याणप्ररोही रघुवंशः । (विलोक्य ।) हा हा कथं क्षुभितबाष्पोत्पीडनिर्भरः प्रमुग्ध एवार्यः । (वीजयति ।)

**पृथिवी**—वत्से समाश्वसिहि ।

**सीता**—(समाश्वस्य ।) भअवदीओ का तुम्हे मं मुंचह । [भगवत्यौ के युवाम् । मां मुञ्चतम् ।]

**पृथिवी**—इयं ते श्वशुरकुलदेवता भागीरथी ।

**सीता**—भअवदि णमो दे । [भगवति नमस्ते ।]

**भागीरथी**—चारित्रोचिता कल्याणसम्पदमधिगच्छ ।

**लक्ष्मणः**—अनुगृहीताः स्मः ।

**भागीरथी**—इयं तु जननी ते विश्वम्भरा ।

**सीता**—हा अंब ईरिसी अहं तुए दिट्ठा । [हा अम्ब ईदृश्यहं त्वया दृष्टा ।]

**पृथिवी**—एहि वत्से एहि पुत्रि ।

[उभौ आलिङ्ग्य मूर्छिताः ।] १७

**લક્ષ્મણ**— આર્ય, ત્યારે નાટકનું વસ્તુ જોઈએ.

**રામ**— વજ્રમય (હોઈ તેવો) હું આ તૈયાર થયો.

[ પછી ખોળામાં એકેક બાળકને ધારણ કરતાં પૃથ્વી અને ગંગાનું અવલંબન પામેલાં સીતા પ્રવેશે છે ]

**રામ**— વત્સ લક્ષ્મણ, જાણે અજ્ઞાત અને કારણ વિનાના દૃષ્ટિવિનાશક અંધકારમાં હું પ્રવેશું છું. મને પકડી રાખ.

**દેવીઓ**—

હે કલ્યાણી સીતા! હિંમત રાખ. તને અભિનંદન.
રઘુવંશને ધારણ કરી રાખનાર બે પુત્રોને તેં .
પાણીની અંદર જન્મ આપ્યો છે. (૩)

**સીતા**— (આશ્વાસન પામીને) સદ્‌ભાગ્યે બે પુત્રો જન્મ્યા. હા! આર્યપુત્ર! (મૂર્છા પામે છે.)

**લક્ષ્મણ**— (પગમાં પડીને) આર્ય, આર્ય, આપણાં સદ્‌ભાગ્ય ઉઘડયાં. રઘુવંશને કલ્યાણમય અંકુર ફૂટયો. (જોઈને) અરેરે! અરેરે! શું ક્ષોભ પામવાથી આવેલ આંસુના ઊભરાથી આકુળ (વ્યાકુળ) થયેલા આર્ય મૂર્છા પામી ગયા! (પંખો નાખે છે)

**પૃથ્વી**— બેટી, શાંત થા.

**સીતા**— (આશ્વાસન પામીને) ભગવતીઓ! તમે બંને કોણ છો! મને છોડો.

**પૃથ્વી**— આ તારા શ્વશુરકુળનાં દેવી ભાગીરથી.

**સીતા**— ભગવતી, નમસ્કાર.

**ભાગીરથી**— (તારા) ચારિત્ર્યને યોગ્ય કલ્યાણ સંપત્તિની તને પ્રાપ્તિ થાઓ.

**લક્ષ્મણ**— અમારા ઉપર અનુગ્રહ થયો.

**ભાગીરથી**— આ તો તારી જનેતા વિશ્વંભરા.

**સીતા**— અરેરે! માડી! તેં મને આવી (આવી વેળાએ દુઃખમાં પડેલી) જોઈ.

**પૃથ્વી**— આવ દીકરી! આવ બેટા!

(બંને બેઠીને મૂર્છા પામે છે.)

**लक्ष्मण**—(सहर्षम् ।) दिष्ट्या गङ्गापृथिवीभ्यामभ्युपपन्नार्या ।

**राम**—(अवलोक्य ।) दिष्ट्या खल्वेतत्करुणोत्तरं वर्तते ।

**भागीरथी**—अत्र भगवती विश्वम्भरापि नाम व्यथत इति वि. मपत्यस्नेहेन । यद्वा सर्वसाधारणो ह्येष मानसो मोहग्रन्थिश्चेतनावतामुपप्लवः संसारतन्तुः । देवि भूतधात्रि वत्से वैदेहि समाश्वसिहि समाश्वसिहि ।

**पृथिवी**—देवि सीतां प्रसूय कथमाश्वसिमि । २१

एकश्चिरं राक्षसमध्यवास-
स्त्यागो द्वितीयस्तु सुदुःश्रवोऽस्याः ।

**भागीरथी**

को नाम पाकाभिमुखस्य जन्तो-
र्द्वाराणि दैवस्य पिधातुमीष्टे ॥ ४ ॥

**पृथिवी**—भगवति भागीरथि युक्तमेतत्सर्वं, न वो रामभद्रस्य । १

न प्रमाणीकृतः पाणिर्बाल्ये बालेन पीडितः ।
नाहं न जनको नाग्निर्नानुवृत्तिर्न सन्ततिः ॥ ५ ॥

**सीता**—हा अज्जउत्त सुमराविदम्हि । [हा आर्यपुत्र स्मारितास्मि ।]

**पृथिवी**—आः कस्तवार्यपुत्रः ।

**सीता**—(सलज्जास्रम् ।) जहा वा अंबा भणादि । [यथा वाऽम्बा भणति ।]

**राम**—अम्ब पृथिवी, ईदृशोऽस्मि ।

**भागीरथी**—भगवति वसुन्धरे शरीरमसि संसारस्य । तत्किमसंविदानेव जामात्रे कुप्यसि ।

घोरं लोके विततमयशो या च वह्नौ विशुद्धि
र्लङ्काद्वीपे कथमिव जनस्तामिह श्रद्दधातु ।
इक्ष्वाकूणां कुलधनमिदं यत्समाराधनीयः
कृत्स्नो लोकस्तदिति विषमे किं स वत्सः करोतु ॥ ६ ॥

**लक्ष्मणः**—अव्याहतान्तःप्रकाशा हि देवताः सत्त्वेषु ।

**भागीरथी**—तथाप्येष तेऽञ्जलिः ।

**रामः**—अम्ब अनुवृत्तस्त्वया भगीरथकुले प्रसादः ।

**पृथिवी**—देवि नित्यं प्रसन्नास्मि वः । किं त्वापातदुःसहस्नेहसंवेगेनैव ब्रवीमि । न पुनर्न जानामि सीतास्नेहं रामभद्रस्य ।

दह्यमानेन मनसा दैवाद्वत्सां विहाय सः ।
लोकोत्तरेण सत्त्वेन प्रजापुण्यैश्च जीवति ॥ ७ ॥

**रामः**—सकरुणा हि गुरवो गर्भरूपेषु ।

**सीता**—( रुदती कृताञ्जलिः । ) णेदु मं अत्तणो अंगेसु विलअं अंबा ।
[नयतु मामात्मनोऽङ्गेषु विलयमम्बा ।]

**रामः**—किमन्यदत्र रौतु ।

**भागीरथी**—शान्तम् । अविलीना संवत्सरसहस्राणि भूयाः ।

**ભાગીરથી**— મા પૃથ્વી ! (તમે) સંસારનું શરીર છો. તો વળી (ક'વ) જાણતાં નથી એમ જમાઈ ઉપર કોપો છો શાને !

ઘોર અપયશ જગતમાં ફેલાયો હતો. અને પેલી
અગ્નિમાં વિશુદ્ધિ (તો) લંકાદ્વીપમાં થઈ હતી.
અહીં રહેલા લોકો તેનો કેવી રીતે વિશ્વાસ મૂકે?
આ ઇક્ષ્વાકુઓનું કુળધન છે કે સમગ્ર પ્રજાનું
સમારાધન કરવું. તો એવી મુશ્કેલીમાં (એવી
વિષમ સ્થિતિમાં) એ વત્સ શું કરે? (૬)

**લક્ષ્મણ**— ખરેખર, દેવતાઓને પ્રાણીઓની બાબતમાં અબાધિત અંતર્દષ્ટિ હોય છે.

**ભાગીરથી**— છતાં પણ (મારા) તમને આ નમસ્કાર.

**રામ**— માતાજી, તમે ભગીરથના કુળ ઉપર કૃપા વરસાવવાનું ચાલુ રાખ્યું છે.

**પૃથ્વી**— દેવી, તમારા ઉપર હું હંમેશ પ્રસન્ન છું. પરંતુ અણધાર્યો અસહ્ય સ્નેહના આવેગથી આમ બોલું છું. રામભદ્રનો સીતા તરફનો સ્નેહ હું જાણતી નથી એમ નથી.

દૈવયોગે બેટી (સીતા)નો ત્યાગ કર્યા પછી તે (રામ)
બળતા મનથી, લોકોત્તર ધૈર્ય અને પ્રજાના
પુણ્યથી જીવે છે. (૭)

**રામ**— ખરેખર, બાળકો તરફ વડીલો કરુણાવાળા હોય છે.

**સીતા**— (રડતી અંજલી રચીને) માડી ! મને (તારાં) પોતાનાં અંગોમાં સમાવી દે.

**રામ**— બીજું શું બોલે ?

**ભાગીરથી**— ખમ્મા ! હજારો વર્ષો સુધી સમાયા વગર (જીવતી) રહે.

पृथिवी—वत्से अवेक्षणीयौ ते पुत्रकौ

सीता—अनाथम्हि । किं एदेहिं । [अनाथास्मि । किमेताभ्याम् ।]

रामः—हृदय वज्रमसि ।

भागीरथी—कथं त्वं सनाथाप्यनाथा ।

सीता—केरिसं मम अभग्गाए सणाहत्तणं । [कीदृशं मे अभाग्यायाः सनाथत्वम् ।] ११

देव्यौ—

जगन्मङ्गलमात्मानं कथं त्वमवमन्यसे ।
आवयोरपि यत्सङ्गात्पवित्रत्वं प्रकृष्यते ॥ ८ ॥

लक्ष्मणः—आर्य श्रूयताम् ।

रामः—शृणोतु लोकः ।

(नेपथ्ये कलकलः ।)

रामः—अद्भुततरं किमपि ।

सीता—किंत्ति आरद्धकलकलं अन्तरिक्खं पज्जलदि । [किमित्यारब्धकलकलमन्तरिक्षं प्रज्वलति ।] ७

देव्यौ—ज्ञातम्

कृशाश्वः कौशिको राम इति येषां गुरुक्रमः
प्रादुर्भवन्ति तान्येव शस्त्राणि सह जृम्भकैः ॥ ९ ॥

(नेपथ्ये ।) १

देवि सीते नमस्तेऽस्तु गतिर्नः पुत्रकौ हि ते ।
आलेख्यदर्शने देवो यदाह रघुनन्दनः ॥ १० ॥

सीता—दिट्ठिआ अत्थदेवदाओ एदाओ । हा अज्जउत्त अज्जवि दे पसादा परिप्फुरंदि । [दिष्ट्या अस्त्रदेवता एताः । हा आर्यपुत्र अद्यापि ते प्रसादाः प्रतिस्फुरन्ति ।]

लक्ष्मणः—उक्तमासीदार्येण सर्वथेदानीं त्वत्प्रसूतिमुपस्थास्यन्तीति । ४

**પૃથ્વી**— બેટા, તારા બે લાડકા પુત્રોની સંભાળ લેવાની છે.

**સીતા**— હું અનાથ છું. એમનાથી (મારે) શું ?

**રામ**— હૃદય,, તું વજ્ર (મય) છે.

**ભાગીરથી**— તું સનાથ છે છતાં અનાથ કેવી ?

**સીતા**— મને કરમફૂટીને વળી સનાથપણું કેવું ?

**બંને દેવીઓ**—

> જેના સંગથી અમારી પવિત્રતા પણ વધે છે એવી
> જગતના માંગલ્યરૂપ (તારી) પોતાની જાતને તું
> કેમ ઉતારી પાડે છે ? (૮)

**લક્ષ્મણ**— આર્ય, સાંભળો.

**રામ**— લોકોને સાંભળવા દો.

(નેપથ્યમાં કોલાહલ)

**રામ**— કંઈક વિશેષ અદ્ભુત (થવાનું) લાગે છે !

**સીતા**— આકાશ ધૂંધાટવાળું (કેમ) અને સળગે છે કેમ ?

**બંને દેવીઓ**— સમજાયું.

> કૃશાશ્વ, વિશ્વામિત્ર (અને પછી) રામ એમ જેમનો
> ગુરુક્રમ છે એવાં તે જ શસ્ત્રો જૃમ્ભકોની સાથે
> પ્રગટ થાય છે. (૯)

(નેપથ્યમાં)

> દેવી સીતા, તમને નમસ્કાર હો, તારા બે પુત્રો જ
> અમારી ગતિ છે (કે) જે, ચિત્રદર્શન વખતે મહારાજ
> રઘુનન્દને કહ્યું હતું. (૧૦)

**સીતા**— અહો સદ્ભાગ્યે આ (તો) અસ્ત્રદેવતા છે. અરેરે આર્યપુત્ર ! હજી પણ તમારી કૃપા વરસી રહી છે.

**લક્ષ્મણ**— આર્યે કહ્યું હતું હવે સર્વથા તારી સંતતિની સેવા કરશે.

देव्यौ—

नमो वः परमाम्रेभ्यो धन्याः स्मो वः परिग्रहात्।
काले ध्यातैरुपस्थेयं वत्सयोर्भद्रमस्तु वः ॥ ११ ॥

रामः—

क्षुभिताः कामपि दशां कुर्वन्ति मम सांप्रतम् ।
विस्मयानन्दसन्दर्भजर्जराः करुणोर्मयः ॥ १२ ॥

देव्यौ—मोदस्व वत्से मोदस्व । रामभद्रतुल्यौ ते पुत्रकाविदानीं संवृत्तौ ।

सीता—भअवदीओ को एदाणं खत्तिओइदविहिं कारइस्सदि ।
[भगवत्यौ क एतयोः क्षत्रियोचितविधिं कारयिष्यति।] ४

रामः—

एषा वसिष्ठगुप्तानां रघूणांवंशनन्दिनी ।
कष्टं सीतापि सुतयोः संस्कर्तारं न विन्दति ॥ १३ ॥

भागीरथी—पुत्रि किं तवानया चिन्तया । एतौ हि वत्सौ स्तन्यत्यागात्परेण भगवतो वाल्मीकेरर्पयिष्यामि । स एतयोः क्षत्रकृत्यं करिष्यति । ३

यथा वसिष्ठाङ्गिरसावृषिः प्राचेतसस्तथा ।
जनकानां रघूणां च वंशयोरुभयोर्गुरुः ॥ १४ ॥

બન્ને દેવીઓ—

> તમને પરમ અસ્ત્રોને નમસ્કાર. અમે તમારી પ્રાપ્તિથી ધન્ય છીએ. જરૂર પડયે જ્યારે ધ્યાન ધરે ત્યારે વત્સોને પ્રાપ્ત થજો. તમારું કલ્યાણ થાઓ (૧૧)

રામ—

> વિસ્મય અને આનંદના મિશ્રણથી જર્જરિત થયેલી મારી કરુણાની ઊર્મિઓ ક્ષુબ્ધ થઈ અત્યારે મારી કોઈ અકલ્પ્ય દશા કરી મૂકે છે. (૧૨)

દેવીઓ—ખુશી થા. બેટી, ખુશી થા. હવે તારા બે લાડકા પુત્રો રામભદ્ર સમોવડા થયા.

સીતા—ભગવતીઓ! એમના ક્ષત્રિયોચિત સંસ્કાર કોણ કરશે?

રામ—

> હાય! વસિષ્ઠથી રક્ષાયેલા રઘુઓના વંશને આનંદ આપનારી આ સીતા પણ પુત્રોને સંસ્કાર આપનાર મેળવતી નથી. (૧૩)

ભાગીરથી—બેટા, એ ચિંતાથી તને શું? (તારે એ ચિંતા શી?). ખરેખર. દુધ પીવાનું છોડાવ્યા પછી આ બે બાળકોને હું ભગવાન વાલ્મીકિને અર્પણ કરીશ.

> જેમ વસિષ્ઠ અંગિરસ છે તેમ ઋષિ વાલ્મીકિ જનકોના અને રઘુઓના—બંનેના વંશના ગુરુ છે. (૧૪)

રામ—ભગવતીએ સુંદર વિચાર કર્યો.

લક્ષ્મણ—આર્ય, સાચું કહું છું. તે તે લક્ષણો જોતા આ બે બાળકો કુશલવ છે એમ માનવા મને પ્રેરે છે.

> કારણ, એ બંનેને અસ્ત્રો જન્મથી સિદ્ધ છે. બન્ને પ્રાચેતસ પાસેથી આવે છે. બંનેની આકૃતિ આર્યને મળતી છે. બંને વીરો છે (અને) (બન્ને) બાર વર્ષની ઉંમરનાં છે. (૧૫)

**रामः**—वत्सावित्येवाहं परिप्लवमानहृदयः प्रमुग्धोऽस्मि ।

**पृथिवी**—एहि वत्से पवित्रीकुरु रसातलम् ।

**रामः**—हा प्रिये लोकान्तरं गतासि ।

**सीता**—णेदु मं अत्तणो अंगेसु विलअं अंबा । ण सहिस्सं ईरिसं जीअलोअपरिवत्तं अणुभविदुं । [नयतु मामात्मनोऽङ्गेषु विलयमम्बा । न सहिष्ये ईदृशं जीवलोकपरिवर्तमनुभवितुम् ।]

**रामः**—किमुत्तरं स्यात् ।

**पृथिवी**—मन्नियोगतः स्तन्यत्यागं यावत्पुत्रयोरवेक्षस्व । परेण तु यथा रोचिष्यते तथा करिष्यामि ।

**भागीरथी**—एवं तावत् ।

(इति निष्क्रान्ते देव्यौ सीता च ।)

**रामः**—कथं विलय एव वैदेह्याः सम्पन्नः । हा देवि दण्डकारण्यवासप्रियसखि हा चारित्रदेवते लोकान्तरं पर्यवस्थितासि । (मूर्छति)

**लक्ष्मणः**—भगवन्वाल्मीके परित्रायस्व परित्रायस्व । एष ते काव्यार्थः ।

(नेपथ्ये ।)

अपनीयतामातोद्यम् । भो भो सजङ्गमस्थावराः प्राणभृतो मर्त्यामर्त्याः पश्यतेदानीं महर्षिणा भगवता वाल्मीकिनाऽभ्यनुज्ञातं पवित्रमाश्चर्यम् ।

**लक्ष्मणः**—(विलोक्य ।)

> मन्थादिव क्षुभ्यति गाङ्गमम्भो
> व्याप्तं च देवर्षिभिरन्तरिक्षम् ।
> आश्चर्यमार्या सह देवताभ्यां
> गङ्गामहीभ्यां सलिलादुदेति ॥ १६ ॥

**રામ**— (એ બે મારા) બાળકો (હશે) એ જ વિચારે મારું હૃદય ઘોળાયા કરે છે (અને) હું અસ્વસ્થ થયો છું.

**પૃથ્વી**— આવ બેટી, રસાતળને પવિત્ર કર.

**રામ**— હા! પ્રિય! તું બીજા લોકમાં ચાલી ગઈ.

**સીતા**— માડી, તારાં અંગોમાં મને વિલીન કરી દે. સંસારનું આવું પરિવર્તન વેઠવાનું હું સહન કરી શકીશ નહિ.

**રામ**— ઉત્તર શો હોય?

**પૃથ્વી**— મારી આજ્ઞાથી દૂધપાન છોડાવતાં સુધી પુત્રોની સંભાળ લે. પછીથી તો જેમ (મને) ગમશે એમ કરીશ.

**ભાગીરથી**— એમ જ.

(દેવીઓ અને સીતા જાય છે)

**રામ**— શું સીતાનો વિલય જ થયો! અરેરે! દેવી! ઓ દંડકારણ્યના નિવાસની પ્રિય સખી! ઓ ચારિત્ર્યની દેવી! બીજા લોકમાં ચાલી ગઈ!

(મૂર્છા પામે છે)

**લક્ષ્મણ**— ભગવાન વાલ્મીકિ, બચાવો. બચાવો. તમારા કાવ્યનો આ અર્થ!

(નેપથ્યમાં)

સાજને ખસેડી લો અને ઓ સ્થાવર અને જંગમ, મર્ત્ય અને અમર્ત્ય પ્રાણધારીઓ! ભગવાન મહર્ષિ વાલ્મીકિએ જેની અનુમતિ આપી છે તે પવિત્ર આશ્ચર્ય હવે જુઓ.

**લક્ષ્મણ**— (જોઈને)

જાણે મંથનથી થતાં હોય તેમ ગંગાનાં પાણી ક્ષુબ્ધ થાય છે. તથા દેવો અને ઋષિઓથી આકાશ જાણે ભરાઈ ગયું છે. આશ્ચર્ય! ગંગા અને પૃથ્વી દેવતા સાથે આર્યા પાણીમાંથી પ્રગટ થઈ રહ્યાં છે. (૧૬)

(पुनर्नेपथ्ये ।) १

अरुन्धति जगद्वन्द्ये गङ्गापृथ्व्यौ जुषस्व नौ ।
अर्पितेयं तवावाभ्यां सीता पुण्यव्रता वधूः ॥ १७ ॥

**लक्ष्मणः**—अहो आश्चर्यमाश्चर्यम् । आर्य पश्य पश्य । (विलोक्य ।) कष्टमद्यापि नोच्छ्वसित्यार्यः ।

(ततः प्रविशत्यरुन्धती सीता च ।) २

**अरुन्धती**—

त्वरस्व वत्से वैदेहि मुञ्च शालीनशीलताम् ।
एहि जीवय मे वत्सं प्रियस्पर्शेन पाणिना ॥ १८ ॥

**सीता**—(ससंभ्रमं स्पृशन्ती ।) समस्ससदु समस्ससदु अज्जउत्तो । [समाश्वसितु समाश्वसित्वार्यपुत्रः ।]

**रामः**—(समाश्वस्य सानन्दम् ।) भोः किमेतत् । (दृष्ट्वा सहर्षाद्भुतम् ।) कथं देवी । (सलज्जम् ।) अये अम्बा मे अरुन्धती सर्वे च प्रहृष्यन्त ऋष्यश्रृङ्गशान्तादयोऽस्मद्गुरवः ।

**अरुन्धती**—वत्स एषा भगवती भगीरथगृहदेवता सुप्रसन्ना गङ्गा ।

(नेपथ्ये ।)

जगत्पते रामचन्द्र स्मर्यतामालेख्यदर्शने मां प्रत्यात्मनो वचनं यथा सा त्वमम्ब स्नुषायामरुन्धतीव सीतायां शिवानुध्याना भवेति तत्रानृणास्मि जाता ।

**अरुन्धती**—इयं ते श्वश्रूर्भगवती वसुन्धरा ।

(पुनर्नेपथ्ये ।)

उक्तमासीदायुष्मता वत्सायाः परित्यागे यथा भगवति वसुन्धरे श्लाघ्यां दुहितरमवेक्षस्व जानकीमिति । तदधुना कृतवचनास्मि प्रभोर्वत्सस्येति ।

**रामः**—कथं कृतमहापराधो भगवतीभ्यामनुकम्पितः । प्रणमामि वः । १४

( ફરીથી નેપથ્યમાં )

હે જગદ્વંદ્ય અરુન્ધતી, અમારી-ગંગા અને પૃથ્વી
-ઉપર ખુશ થાઓ. પુણ્ય મતવાળી આ વધૂ
સીતાને અમે તમને અર્પણ કરીએ છીએ (૧૭)

લક્ષ્મણ—અહો ! આશ્ચર્ય ! આશ્ચર્ય ! આર્ય, જુઓ. જુઓ (જોઈને) અરેરે ! હજી પણ આર્ય ભાનમાં આવતા નથી.

[ પછી અરુન્ધતી અને સીતા પ્રવેશે છે.]

અરુન્ધતી—

ઓ બેટા સીતા ! ઉતાવળ કર. શરમાળ સ્વભાવ
ત્યજી દે. આવ (તારા) પ્રિય સ્પર્શવાળા હાથથી મારા
વત્સને જીવાડ. (૧૮)

સીતા—( ગભરાટથી સ્પર્શ કરતી ) આર્યપુત્ર, શાંત થાઓ શાંત થાઓ.

રામ—( આશ્વાસન પામીને ) ( આનંદથી ) અરે ! આ શું ! ( હર્ષ અને કૌતુકથી જોઈને ) (મારી) દેવી ક્યાંથી ! ( શરમથી )
A　અરે, મારી મા અરુન્ધતી અને ઋષ્યશૃંગ, શાન્તા વગેરે અમારા બધા વડીલો આનંદ પામે છે !

અરુન્ધતી—બેટા, આ ભગીરથના ગૃહની દેવતા ભગવતી ગંગા (તારા ઉપર) ખૂબ પ્રસન્ન થયાં છે.

( નેપથ્યમાં )

જગત્પતિ રામચન્દ્ર ! ચિત્રદર્શન વખતે મારા પ્રત્યેનું તમારું (પોતાનું) વચન યાદ કરો કે : 'અરુન્ધતી જેમ પુત્રવધૂ માટે (છે) તેમ ઓ મા, તે તું સીતા માટે મંગળ વિચારો વાળી થજે.' એમ એમાં હું ઋણમુક્ત થઈ છું.

અરુન્ધતી—આ તમારાં સાસુ ભગવતી વસુન્ધરા.

( ફરીથી નેપથ્યમાં )

આયુષ્માને મારી દીકરીના ત્યાગ વખતે એમ કહ્યું હતું કે હે ભગવતી વસુન્ધરા ! અત્યંત યોગ્ય પુત્રી જાનકીની સંભાળ લેજો.' તો હવે (મારા) પુત્ર અને રાજાનું વચન પાળ્યું છે.

રામ—શું ! મહાન અપરાધ કર્યો છે તેવા (મારા) ઉપર ભગવતીઓએ દયા કરી ! તમને પ્રણામ કરું છું.

अरुन्धती– भो भो पौरजानपदा इयमधुना भगवतीभ्यां वसुन्धराजाह्नवीभ्यामेव प्रशस्यमाना ममारुन्धत्या समर्पिता पूर्वं च भगवता वैश्वानरेण निर्णीतपुण्यचारित्रा सब्रह्मकैश्च देवैः संस्तुता सावित्रकुलवधूर्देवयजनसम्भवा सीतादेवी परिगृह्यतामिति कथमिह भवन्तो मन्यन्ते।

लक्ष्मण – आर्य एवमार्ययारुन्धत्या निर्भर्त्सिताः पौरजानपदाः कृत्स्नश्च भूतग्राम आर्यां नमस्कुर्वन्ति। लोकपालाः सप्तर्षयश्च पुष्पवृष्टिभिरुपतिष्ठन्ते।

अरुन्धती—जगत्पते रामचन्द्र २१

> नियोजय यथाधर्मं प्रियां त्वं धर्मचारिणीम्।
> हिरण्मय्याः प्रतिकृतेः पुण्यप्रकृतिमध्वरे ॥ १९ ॥

सीता—(स्वगतम्।) जाणादि अज्जउत्तो सीदाए दुक्खं पडिमज्जिदुम्। [जानात्यार्यपुत्रः सीताया दुःखं परिमार्ष्टुम्।]

राम—यथा भगवत्यादिशति।

लक्ष्मण—कृतार्थोऽस्मि।

सीता—पच्चुज्जीविदम्हि। [प्रत्युज्जीवितास्मि।]

लक्ष्मण—आर्ये एष निर्लज्जो लक्ष्मणः प्रणमति।

सीता—वच्छ ईदिसो तुमं चिरं जीव। [वत्स ईदृशस्त्वं चिरंजीव।]

अरुन्धती—भगवन्वाल्मीके उपनीयेतामिमौ सीतागर्भसम्भवौ रामभद्रस्य पुत्रौ कुशलवौ।

(इति निष्क्रान्तौ)

रामलक्ष्मणौ—दिष्ट्या तथैवैतत्। ११,

અરુન્ધતી—અરે ઓ નગરવાસીઓ અને ગ્રામજનો ! ભગવતી વસુન્ધરાએ અને ગંગાએ આમ પ્રશંસેલી, મને અરુન્ધતીને સોંપેલી અને પહેલાં ભગવાન અગ્નિએ જેના પવિત્ર ચારિત્ર્યની ખાતરી કરાવી છે, તથા બ્રહ્મા સહિત દેવોએ વખાણેલી, સૂર્યવંશની કુળવધૂ, દેવયજ્ઞમાંથી ઉત્પન્ન થયેલી આ દેવી સીતાનો હવે સ્વીકાર કરવો એ બાબતમાં અહીં તમે શું માનો છો ?

લક્ષ્મણ— આર્ય, ભગવતી અરુન્ધતી વડે ઠપકો પામેલા પુરજનો અને ગ્રામવાસીઓ તથા સર્વ પ્રાણીમાત્ર આર્યાને નમસ્કાર કરે છે. લોકપાળો અને સપ્તર્ષિઓ પુષ્પવૃષ્ટિથી સત્કારે છે.

અરુન્ધતી— જગત્પતિ રામચન્દ્ર !

સુવર્ણમયી પ્રતિમાની પવિત્ર પ્રકૃતિ (મૂળ ૧૨૪)
(એવી) તમારી પ્રિયાને યજ્ઞમાં ધર્મ મુજબ
સહધર્મચારિણી બનાવો. (૧૯)

સીતા—(સ્વગત) સીતાના દુઃખને દૂર કરવાનું આર્યપુત્ર જાણે છે.

રામ—જેવી ભગવતીની આજ્ઞા.

લક્ષ્મણ—હું કૃતાર્થ થયો.

સીતા—મને નવું જીવન પ્રાપ્ત થયું.

લક્ષ્મણ—આર્યા, આ નિર્લજ્જ લક્ષ્મણ (તમને) પ્રણામ કરે છે.

સીતા—વત્સ, એવા તમે ઘણું જીવો.

અરુન્ધતી—ભગવાન વાલ્મીકિ, સીતાના ગર્ભથી જન્મેલા રામભદ્રના એ પુત્રો કુશલવને લાવો. (બહાર જાય છે)

રામ લક્ષ્મણ— હાશ ! એ એમ જ (નીકળ્યું)

सीता—(सबाष्पाकुला ।) कहिं ते पुत्तआ मे । [कुत्र तौ पुत्रकौ मम ।]

(ततः प्रविशति वाल्मीकिः कुशलवौ च ।)

वाल्मीकि—वत्सौ कुशलवौ एष वां रघुपतिः पिता । एष लक्ष्मणः कनिष्ठतातः । एषा सीता जननी । एष राजर्षिर्जनको मातामहः ।

सीता—(सहर्षकरुणाद्भुतं विलोक्य ।) कहं तादो । [कथं तातः ।]

कुशलवौ—हा तात हा अम्ब हा मातामह ।

रामलक्ष्मणौ—(सहर्षमालिङ्ग्य ।) ननु वत्सौ पुण्यैः प्राप्तौ स्थः ।

सीता—एहि जाद कुस एहि जाद लव चिरस्स परिस्सजह मं लोअंतरगदं जणणिं । [एहि जात कुश, एहि जात लव । चिरस्य परिष्वजेथां मां लोकान्तरगतां जननीम् ।]

कुशलवौ—(तथा कृत्वा ।) धन्यौ स्वः ।

सीता—भअवं एसा हं पणमामि । [भगवन्, एषाहं प्रणमामि ।]

वाल्मीकिः—वत्से ईदृशेव चिरं भूयाः ।

सीता—अम्महे तादो कुलगुरु अज्जाअणो सभत्तुआ अज्जा सन्तादेई सलक्खणा सुप्पसण्णा अज्जउत्तचलणा समं कुसलवा वि दीसंति ता णिब्भरम्हि आणंदेण । [अहो तातः कुलगुरुरार्याजनः सभर्तृकार्या शान्तादेवी सलक्ष्मणाः सुप्रसन्ना आर्यपुत्रचरणाः समं कुशलवावपि दृश्यन्ते तन्निर्भरास्म्यानन्देन ।]

(नेपथ्ये कलकलः ।)

वाल्मीकिः—(उत्थायावलोक्य च ।) उत्खातलवणो मधुरेश्वरः प्राप्तः ।

लक्ष्मणः—सानुषङ्गाणि कल्याणानि । ३१

સીતા— ક્યાં છે એ મારા લાડકાઓ !

( પછી વાલ્મીકિ અને કુશલવ પ્રવેશે છે )

વાલ્મીકિ— બેટા કુશલવ, આ તમારા પિતા રઘુપતિ, આ તમારા નાના વડીલ લક્ષ્મણ, આ માતા સીતા, આ દાદા રાજર્ષિ જનક.

સીતા— ( હર્ષ કરુણા અને કૌતુકથી જોઇને ) અહો ! તાત ક્યાંથી ?

કુશલવ— હા પિતા ! હા માતા ! રે દાદાજી !

રામ લક્ષ્મણ— ( હર્ષથી ભેટીને ) અરે વ્હાલા પુત્રો ! તમે (ઘણાં) પુણ્યથી મળ્યા છો.

સીતા— બેટા કુશ, આવ. લવ બાપુ, આવ. બીજા લોકમાં ગયેલી મને, (તમારી) જનેતાને લાંબો વખત ભેટી પડો.

કુશલવ— (તેમ કરીને) અમે ધન્ય છીએ.

સીતા— ભગવન્, આ હું પ્રણામ કરું છું.

વાલ્મીકિ— બેટી, આવી જ (સુખી) લાંબો વખત રહે.

સીતા— અહો ! પિતાજી, કુલગુરુ, આર્યાઓ, સ્વામી સહિત દેવી શાંતા, લક્ષ્મણ સાથે આર્યપુત્રના સુપ્રસન્ન ચરણો (મારા) કુશલવ સાથેજ દેખાય છે. તેથી હું આનન્દથી પરિપૂર્ણ થઇ છું.

( નેપથ્યમાં કોલાહલ )

વાલ્મીકિ— ( ઊભા થઇને જોઇને ) મધુરેશ્વર ( શત્રુઘ્ન ) લવણનો સંહાર કરીને આવી પહોંચ્યો.

લક્ષ્મણ— કલ્યાણો ઉપરાઉપરી આવે છે.

रामः—सर्वमिदमनुभवन्नपि न प्रत्येमि । यद्वा प्रकृतिरियमभ्युदयानाम् ।

वाल्मीकिः—रामभद्र उच्यतां किं ते भूयः प्रियमुपकरोमि ।

रामः—अतः परमपि प्रियमस्ति । तथापीदमस्तु ।

पाप्मभ्यश्च पुनाति वर्धयति च श्रेयांसि सेयं कथा
मङ्गल्या च मनोहरा च जगतो मातेव गङ्गेव च ।
वाल्मीकेः परिभावयन्त्वभिनयैर्विन्यस्तरूपां बुधाः
शब्दब्रह्मविदः कवेः परिणतां प्राज्ञस्य वाणीमिमाम् ॥२०॥

(इति निष्क्रान्ताः सर्वे ।) १

इति महाकविश्रीभवभूतिविरचिते उत्तररामचरिते
सम्मेलनं नाम सप्तमोऽङ्कः ।

इति महाकविश्रीभवभूतिविरचितं
उत्तररामचरितं नाम नाटकं समाप्तम् ।

**રામ**—આ બધું અનુભવતો છતાં મને વિશ્વાસ આવતો નથી. અથવા તો અભ્યુદયોનો આ સ્વભાવ (જ) છે.

**વાલ્મીકિ**—રામભદ્ર, કહો તમારું શું વધારે પ્રિય કરું?

**રામ**—આથી પણ અધિક પ્રિય છે? તો પણ આટલું થાઓ—

જગતની માતા જેવી અને ગંગા સમી મંગળ અને
મનોહર (એવી) તે આ કથા પાપોમાંથી પાવન
કરે છે અને શ્રેયોની વૃદ્ધિ કરે છે. શબ્દ બ્રહ્મને
જાણનાર, અને પરિણત પ્રજ્ઞાવાળા કવિની અભિનય
વડે જુદા સ્વરૂપમાં (નાટ્ય સ્વરૂપમાં) મૂકેલી
આ વાણીનું વિદ્વાનો ચિન્તવન કરો. (૨૦)

**મહાકવિ શ્રી ભવભૂતિ વિરચિત ઉત્તરરામચરિતમાં 'સંમેલન' નામનો સાતમો અંક સમાપ્ત**

**મહાકવિ શ્રી ભવભૂતિવિરચિત ઉત્તરરામચરિત**
**નાટક સમાપ્ત**

# ટિપ્પણ

## અંક ૧

**પ્રસ્તાવના.**

[નાન્દી સ્તવન પછી સૂત્રધાર પ્રવેશ કરે છે. આજે ભગવાન કાલપ્રિયનાથની યાત્રા નિમિત્તે સહુ લોકો ભેગા મળ્યા છે. એમના મનોરંજન માટે આજે અભિનયનાટક કવિ ભવભૂતિનું ઉત્તરરામચરિત નામનું નાટક ભજવવાનું છે.

આજ સુધી તો રામચન્દ્રના રાજ્યાભિષેકના ઉત્સવ નિમિત્તે અયોધ્યાનગરીનાં ચોકઠાં રાતદિવસ બંદીગીનોથી ગાજતાં હતાં.

પરંતુ હવે રાજ્યાભિષેક માટે આવેલા મહેમાનોનો વિદાય થયા હતા. એથી એમના મનોરંજન માટે જે ઉત્સવ યોજવામાં આવ્યો હતો તે હવે બંધ થયો હતો. વસિષ્ઠ અને અરુન્ધતીની સાથે રામની માતાઓ જમાઇને ઘેર બાર વર્ષના યજ્ઞમાં ગઇ હતી. સીતાને પુરા દહાડા જતા હોવાથી તેને સાથે લીધી નહોતી. તેની સંભાળ માટે રામ એકલા જ ત્યાં હતા.

ખેદની વાત જાણવા મળે છે કે લોકો હવે સીતાના રક્ષોગૃહ નિવાસ માટે શંકા કરવા લાગ્યા છે. અગ્નિશુદ્ધિમાં તેમને વિશ્વાસ નથી. આ વાત અયોધ્યામાં ઘેર ઘેર ચર્ચાતી થઇ ગઇ છે. પણ હજી રામને કાને આ કિંવદન્તી પહોંચી નથી. ઋષિઓ અને દેવતા સર્વથા શ્રેય કરશે એ મંગળ કામના વ્યક્ત થાય છે.

કે, એક બીજી દુઃખની વાત છે કે સીતાના પિતા જનક પણ આજે વિદેહ પાછા ગયા છે. સ્વાભાવિક છે કે તેથી સીતાને ન ગમે. એવી સ્થિતિમાં ગમાડે એવું કોઈ વડીલ ત્યાં નહોતું તેથી રામ પોતે સીતાને સાંત્વન આપવા એની પાસે જાય છે. અહીં પ્રસ્તાવના સમાપ્ત થાય છે.

**શીર્ષક** : उत्तररामचरितम्–શબ્દશઃ 'રામનું ઉત્તરચરિત એટલે કે રામના જીવનની ઉત્તરાવસ્થાની હકીકત. પણ अभेदोपचारथी 'એ નામનું નાટક' કે જેમાં રામના ઉત્તરચરિતનું વર્ણન છે.

શ્રી શરદરંજન રાય उत्तरचरितम् એટલું જ શીર્ષક આપે છે. તેમના મત પ્રમાણે महावीरचरितम् કે वीरचरितम् માં वीररामचरितम् નથી. તેથી અહીં પણ તેઓ उत्तरचरितम् શીર્ષક પસંદ કરે છે અને નીચે પ્રમાણે તે સમજાવે છે—चरितम् એટલે रामस्य चरितम्. उत्तरं चरितम् (कर्म०) उत्तरचरितम् अधिकृत्य कृतं नाटकम् इति અથવા उत्तरं चरितमस्मिन् उत्तरचरितम् (बहु०) ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર પણ उत्तरचरित શીર્ષક જ રાખે છે. બાકી લગભગ બધા સમીક્ષકો उत्तररामचरितम् શીર્ષક રાખે છે. उत्तरचरित શીર્ષકમાં 'રામ' શબ્દ સમજી લેવાનો રહે છે તેથી उत्तररामचरितम् શીર્ષક જ ઠીક લાગે છે.

**શ્લોક ૧ (અનુષ્ટુભ)**

**पूर्वेभ्यः कविभ्यः इदं नमोवाकं प्रशास्महे ।**

इदम्—પ્રસ્તુત પાઠમાં इदम् नमोवाकं સાથે લેવાનું છે. इदं नमोवाकं प्रशास्महे આ શબ્દો બોલતાં બોલતાં સૂત્રધાર પોતે પણ હાથ જોડીને નમસ્કાર કરે છે આ રીતે લેતા इदम् શબ્દ સૂત્રધારની હાથ જોડીને નમસ્કાર કરવાની કાયિક ક્રિયા સૂચવે છે. इदम् શબ્દ બોલતાંની સાથે તે હાથ જોડીને વંદન કરે છે જ. આમ 'કાળે' અહીં સુંદર અર્થ બતાવે છે કે इदम् શબ્દ कायिक नमस्क्रिया બતાવે છે અને प्रशास्महे શબ્દ वाचिक नमस्क्रिया બતાવે છે नमोवाक प्रशास्महे શબ્દો બોલતાં नमः શબ્દનું વાણીથી ઉચ્ચારણ થાય છે. આ રીતે લેતાં વ્યાકરણને લગતી એક મુશ્કેલી ટળી જાય છે. કાળે બતાવે છે એ અર્થ ન સમજીએ તો इदम् નપું. ને नमोवाकं પું० અથવા અન્વય સાથે લેવું પડે. પણ 'કાળે'એ બતાવેલો નવો અર્થ આ મુશ્કેલી ટાળે છે.

ટીકાકાર વીરરાઘવ इदंकविभ्यः એક શબ્દ તરીકે લેવાનું સૂચવે છે. (इमे च ते कवयः इदंकवयः। तेभ्यः) વાંચો.–'इदंकविभ्यः' इत्येकं पदम् । नमः वाकम् इति च पदद्वयम् ।......अयमर्थः—पूर्वेभ्यः प्राचीनेभ्यः इदंकविभ्योऽस्मा नुदिश्य रामकथायाः कविभ्यः । रामकथागन्धिकविभ्य इत्यर्थः । वाल्मीकिप्रभृति भ्य इति यावत् । પણ એ સ્વાભાવિક અર્થ નથી લાગતો.

विन्देम પાઠ લેતાં દૃદ ને પ્રશાસ્મહે ના કર્મ તરીકે લેવાય. आत्मन् कल्याम् अमृताम् देवता वाचम् विन्देम (इति) दूदं पूर्वेभ्यः कविभ्य नमोवाकं प्रशास्महे । 'પૂર્વના કવિઓ પાસે અમે આ માગીએ છીએ કે......ઇ.' એમ અર્થ થાય એ રીતે લેતાં તે આખી બીજી લીટી સાથે સબંધ ધરાવે છે. પણ પહેલો અર્થ નાન્દી સ્તવનનો ભાવ સુંદર રીતે બનાવે છે તેથી એ રીતે સમજવું વધારે સારું છે.

कविभ्यः पूर्वेभ्यः—પ્રાચીન કવિઓ એટલે એકલા વાલ્મીકિ નહિ પણ વાલ્મીકિ, વ્યાસ, ભાસ, કાલિદાસ વગેરે બધા જ ભવભૂતિ પહેલાં થઈ ગયેલા કવિઓ. કેટલાકના મત પ્રમાણે અહીં કેવળ વાલ્મીકિનો જ ઉલ્લેખ છે અને બહુવચન માનાર્થે છે એમ તેઓ બતાવે છે પણ તે બરાબર નથી. વાલ્મીકિને તો તે નમસ્કાર કરે જ પણ અહીં તો તે પોતાના બધા જ પુરોગામી કવિઓને નમસ્કાર સમર્પે છે. વીરરાઘવ, રાય, વિદ્યાસાગર વગેરે कविभ्यः ને બદલે गुरुभ्यः પાઠ ગણે છે પણ અર્થમાં કંઈ ફેર પડતો નથી. છતાં कवि શબ્દ કંઈક વધારે ભક્તિભાવ સૂચવે છે.

એ કવિઓના આશીર્વાદથી આ નાટક લખવામાં આવતાં વિઘ્નો દૂર થાઓ એ ભાવ અહીં છે અથવા તો विन्देम પાઠ લેતાં એમ અર્થ થાય કે એ કવિઓના પ્રસાદથી अमृता आत्मन कला એવી देवता 'વાણી' મને સ્ફુરો

ટીકાકાર 'ઘનશ્યામ' અહીં પહેલી લીટીમાં બ્રહ્મણસ્પતિ એટલે કે 'ગણપતિ'ની પ્રાર્થના છે એમ કહે છે. 'બ્રહ્મણસ્પતિ' પાછળથી 'ગણપતિ' તરીકે ઓળખાયા 'गणपतिं हवामहे कविं कवीनाम्'—એ વેદની ઉક્તિને આધારે તેઓ આ અર્થ બતાવે છે. બહુવચન માનાર્થે છે પણ તે સ્વાભાવિક લાગતું નથી. વેદના कवि શબ્દનો 'ડાહ્યો' એમ અર્થ થાય. ભવભૂતિને જો ગણપતિની જ પ્રાર્થના કરવી હોત તો સીધી રીતે કયાં નહોતી? અહીં તો તે પ્રાચીન કવિઓને જ વંદન કરે છે કે જેથી તેના વિઘ્નો દૂર થાય.

**नमोवाकम्**—આ બે રીતે સમજાય. (૧) „नम (शब्दस्य) वाक् उच्चरणं यस्मिन् कर्मणि तत् ता तत् वच् સાથે ઘર્ લેવાથી વાક્ નામ થયું. नम ' શબ્દના ઉચ્ચાર સાથે એમ અર્થ થાય

(२) नम इति उक्त्वा नमोवाकम्-नम. શબ્દ ઉચ્ચારીને. वच् ઉપરથી णमुल्, अम् લગાડીને. अम् પ્રત્યય ક્રિયાપદને અનેક અર્થમાં સમાડાય છે. જેમકે-स्मारं स्मार नमति शिवम्। ब्राह्मणवेदं भोजयति ( यं यं ब्राह्मणं वेत्ति तं तं)

**प्रशास्महे**—શબ્દશઃ-ઇચ્છીએ છીએ, પ્રાર્થીએ છીએ. પણ અહીં 'અર્પીએ છીએ, ઉચ્ચારીએ છીએ' એ અર્થમાં. शास् ધાતુ (બીજો ગણ) પરસ્મૈપદી છે પણ आ તેની આગળ હોય અને 'ઇચ્છા કરવી' અર્થ થતો હોય ત્યારે આત્મનેપદ લે છે. વાંચો सि. कौ.-आङः शासु इच्छायाम्। आशास्ते, आशासाते। आङ् पूर्वत्वं प्रायिकम्। तेन नमोवाकं प्रशास्महे इति सिद्धम्। અહીં आ ને બદલે प्र ઉપસર્ગ છે છતાં અર્થ એ જ થતો હોવાથી આત્મનેપદ લે છે.

**वन्देमहि च तां**—બીજી લીટીમાં કવિ દેવી સરસ્વતીને વંદન કરે છે કે જેથી એની આ કૃતિ નિર્વિઘ્ન રીતે સફળ થાય. ताम्-તે (વાણી) કે જે પ્રસિદ્ધ છે. અહીં वन्देम देवतां અને विन्देम देवताम् પાઠફેર છે. वन्देम એટલે વંદન કરીએ છીએ. विन्देम-विद् છઠ્ઠો ગણ વિધ્યર્થ પ. પુ. બ. વ. અમે મેળવીએ. પ્રાપ્ત કરીએ. જો કે 'નમસ્કાર કરવા' એ અર્થ સાથે વેલા શબ્દ વધારે બંધ બેસે છે છતાં એ પાઠ લેતાં એક મુશ્કેલી રહે છે. નાની શ્લોકમાં બાર શબ્દો જોઈએ. પણ विन्देम અગર वन्देम પાઠ લેતાં એક શબ્દ ઓછો રહે છે. આથી वन्देमहि પાઠ સારો છે. શ્રી 'કાળે' કહે છે તેમ यं ब्रह्माणं વગેરે શબ્દો બોલનારો કવિ એવી વાણીની ઇચ્છા કરે એ બરાબર લાગતું નથી. તેથી વાલ્મીકિને સ્ફુરેલી દેવી વાગીશ્વરીને વંદન કરે એ જ ભાવના અહીં ઇષ્ટ છે. ભરતવાક્યમાં પણ તે પોતાના કવિત્વનું અભિમાન વ્યક્ત કરે છે તેથી विन्देम પાઠ એના એ ભાવની વિરુદ્ધ જાય છે. वाचम् ને બદલે वाणी પાઠ પણ છે.

**अमृतां आत्मनः कलाम्**—વાણીને અહીં આત્માની શાશ્વતી કલા કહી છે. अमृताम् मृतं मरणम्। अविद्यमानं मृतं यस्याः-(बहु०) तद् कला—૧૬ મો ભાગ. પુરાણોમાં કાવ્યની વાણી ગીતો વગેરેને આત્મા (પરમાત્મા)ના એક ભાગ તરીકે બતાવે છે. સરસ્વતીને બ્રહ્મનો અંશ કહી છે અને શબ્દને વિષ્ણુનું રૂપ ગણ્યો છે. વાંચો વિષ્ણુપુરાણ-काव्यालापाश्च ये केचिद्गीतकान्यखिलानि च। शब्दमूर्तिधरस्यैतद्वपुर्विष्णोर्महात्मनः॥ આથી

તે અને વાલ્મીકિની કૃપાથી પુનર્મિલન થાય છે તે બતાવે છે. વાલ્મીકિનો ઉલ્લેખ તો પહેલી લીટીમાં જ થઈ જાય છે  ટીકાકાર વીરરાઘવ આ નાન્દી શ્લોકમાં બધા અંકનો સાર બતાવે છે.

[ 'નાન્દી'ની વધુ વિગત માટે પણ જુઓ પરિશિષ્ટ-૧. ]

[ સૂત્રધાર માટે પણ જુઓ પરિશિષ્ટ-૨. ]

१-१

कालप्रियनाथस्य—

પાઠફેર-कालप्रियानाथस्य. काल એટલે શિવ. कालप्रिया એટલે પાર્વતી. આમ कालप्रियानाथ એટલે પણ છેવટે 'શિવ' અર્થ જ થાય. પણ कालप्रियनाथ પાઠ વધારે પ્રચલિત છે એમ 'વીરરાઘવ' પોતાની 'મહાવીરચરિત'ની ટીકામાં કહે છે. વાંચો મહા૦-कालप्रियानाथस्य कालप्रियानामिकाम्बिकापतेः। कालप्रियनाथस्येति ह्रस्वान्त प्रियशब्दयुक्तः पाठः प्रचुरो दृश्यते। तत्राप्यर्थः पूर्ववत्। રાજશેખર પોતાની કાવ્યમીમાંસામાં કહે છે કે कालप्रिय એ નગરનું નામ છે અને એની ઉત્તરે 'ગાધિપુર' છે. એટલે कालप्रिय એ અત્યારનું ઉજ્જયિની હોવાની સમીક્ષકો ધારણા કરે છે. ઉજ્જયિનીમાં મહાકાળનું મંદિર છે. પહેલાં નાટકો ઘણુંખરું યાત્રા કે ઉત્સવ વખતે રજૂ થતાં. ભવભૂતિનાં બધાં નાટકો આ કાલપ્રિયનાથની યાત્રા પ્રસંગે ભજવાયાં હતાં. એક ટીકાકાર કહે છે તેમ વિદર્ભ દેશમાં પદ્મપુરમાં પણ આ મંદિર હોય. વાંચો—कालप्रियनाथो नाम विदर्भेषु पद्मनगरे प्रतिष्ठितो देवमूर्तिविशेषः। तस्य यात्रायामुत्सवे नाटकमिदं भगवतः कालप्रियनाथस्य पुरतः प्रथममभिनीतमासीत् ॥

**आर्यमिश्रान्** મિશ્ર શબ્દ માનસૂચક છે અને તે હંમેશ બહુવચનમાં વપરાય છે. आर्याः सत्कुलादिसंपन्नाः यदाह भरतः 'कुलं शीलं दया दानं धर्मः सत्यं कृतज्ञता। अद्रोह इति येष्वेतत्तानार्यान् संप्रचक्षते। मिश्रा' वेदान्तवेदिन पुण्ये मिश्रवचनं नित्यं बहुवचनान्तम् ॥ प्रशस्या आर्याः आर्यमिश्राः—પૂજ્યો મહાનુભાવો.

१-३

**अत्रभवन्त**-अत्रभवत् અને तत्रभवत् માનસૂચક શબ્દો છે જે હાજર હોય તેને માટે अत्रभवत् અને જે હાજર ન હોય તેને માટે तत्रभवत् વપરાય 'पूज्ये तत्रभवानत्रभवांश्च भगवानपि'। विदाकुर्वन्तु-विदन्तु-विद् નુ (લોટ્) આજ્ઞાર્થ विदाङ्कुर्वन्त्वित्यन्यतरस्याम् । कश्यप -काश्यपसगोत्र

१-४

**श्रीकण्ठ०** श्रीकण्ठ इति पद लाञ्छन चिह्नं यस्य स —શ્રીકંઠ એ ઉપનામવાળો (૧) શ્રી સરસ્વતી ભવભૂતિ 'શ્રીકંઠ' એ નામથી જાણીતો હતો કેટલાક કહે છે કે કવિનુ મૂળ નામ ભવભૂતિ હતુ પણ પછીથી તેને 'શ્રીકંઠ' એવુ ઉપનામ મળ્યુ વીરરાઘવ જુદુ જ કહે છે તે કહે છે કે કવિનુ મૂળ નામ શ્રીકંઠ હતુ પણ તેના એક શ્લોક ઉપર ખુશ થઈને કોઈ રાજાએ એને ભવભૂતિ નામ આપ્યુ વાંચો-स्मरातिगरविशेषोक्तिदर्शनाद्वाग्देवी नित्यकालमस्य कण्ठे वसतीति मत्वा तदानींतनै भवभूते श्रीकण्ठ इति विशेषण परिकल्पितम् । (૨) ટીકાકાર ઘનશ્યામ જુદી રીતે સમજાવે છે-श्रीकण्ठस्य शिवस्य पदे पादयोर लाञ्छन बिरुद यस्येति वार्थ । शिवपादाब्ज निरत इति यावत् ।

**पदवाक्य०**-पद-વ્યાકરણશાસ્ત્ર पदावगतिहेतुत्वात्पद व्याकरणम् વ્યાકરણ શાસ્ત્ર શબ્દોને લગતુ હોય છે वाक्य–ન્યાય અથવા તર્કશાસ્ત્ર વાક્ય ઉપર અવલંબિત હોવાથી તે શબ્દ તર્કશાસ્ત્ર બતાવે છે प्रमाण મીમાંસાશાસ્ત્ર, શબ્દ વગેરે 'પ્રમાણ'ને લગતુ છે તેથી प्रमाण શબ્દ મીમાંસાશાસ્ત્ર સૂચવે છે ટૂંકમા ભવભૂતિ ત્રણ શાસ્ત્રોનો જાણકાર હતો– વ્યાકરણ ન્યાય અને મીમાંસા વાંચો पदवाक्यप्रमाणज्ञो व्याकरणतर्कमीमासाभिज्ञ । पद व्याकरणशास्त्र, वाक्य न्यायो वैशेषिकनयश्च प्रमाण पूर्वोत्तरमीमासाद्वयम् तज्ज्ञ । બીજાઓને મતે वाक्य મીમાંસાશાસ્ત્ર બતાવે છે અને प्रमाण તર્કશાસ્ત્ર બતાવે છે વાંચો-पदावगतिहेतुत्वात्पद व्याकरणम् । वाक्यसमन्वयावगमहेतुत्वाद्वाक्य मीमासा । प्रमाणप्रतिपत्तिकारित्वात्प्रमाण तर्क ।

**भवभूति०**--કવિનુ મૂળ નામ ભવભૂતિ હતુ શ્રીકંઠ ઉપનામ પછી મળ્યુ આગળ કહ્યુ તેમ વીરરાઘવ ઊંધુ સમજાવે છે કે શ્રીકંઠ એનુ મૂળ નામ હતુ અને ભવભૂતિ નામથી તે પછીથી જાણીતો થયો.

વાંચો--एतत्कृत-साम्बा पुणातु भवभूतिपवित्रमूर्तिः-इति श्लोकश्रवणसन्तुष्टो राजा भवभूतिरित्येनं ख्यापयामास—किंवास्मै कवये ईश्वर एव भिक्षुरूपेण आगत्य भूतिं दत्तवान्...एवञ्च भवात् भगवतो मूर्तिर्यस्य इति भवभूतिरित्यन्वर्थं इत्याहुः ।

जतुकर्णी०—જતુકર્ણીનો પુત્ર પાઠફેર जातुकर्णी०-जातुकर्ण्य ગોત્રમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીનો પુત્ર.

શ્લોક ૨ (અનુષ્ટુભ)

ब्रह्माणम्--પાઠફેર ब्राह्मणम्. ब्रह्माणं અને ब्राह्मणं શબ્દોનો અર્થ એક જ છે. ब्रह्मा એટલે પણ બ્રાહ્મણ અર્થ થાય. વાંચો-'वेदस्तत्त्वं तपो ब्रह्म ब्रह्मा विप्रः प्रजापतिः' इत्यमरः પણ અહીં કવિ ब्रह्माणं શબ્દ ખાસ વાપરે છે. એ શબ્દની દ્વિવિધ અગત્ય છે-(૧) એક તો એ દ્વારા ભવભૂતિ સૂચવે છે કે પોતે ચુસ્ત બ્રાહ્મણ છે કે જે સ્મૃતિકારોએ બતાવેલાં નીચેનાં છ કર્મો જ કરે છે—यजन याजन, अध्ययन अध्यापन, दान અને प्रतिग्रह, (૨) બીજું, ब्रह्माणं એટલે પ્રજાપતિ અર્થ પણ થાય. સરસ્વતીને પ્રજાપતિ એટલે બ્રહ્માની પત્ની કહી છે. આમ કવિ પોતાને પ્રજાપતિ સાથે સરખાવે છે. સરસ્વતી જેમ બ્રહ્માને વશ રહે તેમ આ કવિને પણ વશ છે. અને જેમ બ્રહ્માની પાછળ જાય તેમ આ વિપ્રની પૂઠે ભમે છે. ટૂંકમાં કવિ પોતાની વિદ્વત્તાનું અભિમાન વ્યક્ત કરે છે. ब्रह्माणं પાઠ ઉપર ટીકા કરતાં શ્રી રાય લખે છે કે ब्रह्मा એટલે વિપ્ર અને પ્રજાપતિ એમ બે અર્થ થાય. પણ અહીં વિપ્ર અર્થ કવિને અભિપ્રેત નથી. કારણ જો તેમ હોત તો તેમણે વધારે પ્રચલિત બ્રાહ્મણ શબ્દ જ વાપર્યો હોત. વળી ब्राह्मणं પાઠ છંદને પણ અનુરૂપ છે. છતાં કવિ અહીં ચાહીને ब्रह्मा શબ્દ વાપરે છે. તેથી ચોક્કસ તે પ્રજાપતિના અર્થમાં જ વાપરે છે. કવિ પોતે અહીં પોતાને વિશે ઊંચો ખ્યાલ પ્રગટ કરે છે કે તે પોતે બ્રહ્મા છે અને સરસ્વતી તેની પત્ની છે. (જુઓ શ્રી 'રાય'ની ઉ. ચ. ની આવૃત્તિ ૧૯૨૪-પૃ. ૭) इमम्-આ કે જે પ્રસિદ્ધ છે.

वाग्वश्येव-પાઠફેર वाग्वश्यैव. આજ્ઞાંકિત પત્નીની માફક અથવા તો વશ કરેલી સ્ત્રીની માફક. वश्यैव પાઠ લેતાં एव ને यम् સાથે લેવું

पड़े यम् एव (नान्य कमपि कविं) इव देवी वाक् वश्या सती अनुवर्तते । એટલે કે એકવા આ જ કવિને સરસ્વતી વશ હતી, બીજા કોઇને નહિ. પણ તેમ લેતા દુરાન્વયદોષ આવી જાય છે તેથી એ પાઠ બરાબર નથી

અહી ટીકા કર્તા શ્રી રાય લખે છે કે ભવભૂતિ અહીં પોતાની જાતને વાલ્મીકિ કરતાં પણ ઊંચી કક્ષાએ મૂકે છે વાલ્મીકિને તો ઘણી મહેનતે સરસ્વતી વશ થઈ હતી બ્રહ્માએ તેને એ બાબત ભાન કરાવ્યુ હતું. पद्मयोनिरवोचत् ऋषे प्रबुद्धोसि वागात्मनि ब्रह्मणि । પારધિના બાણથી વીધાયેલા પક્ષીને જોઈને એને કાવ્ય સ્ફૂર્યું હતું ખરું પણ એનો વાલ્મીકિને પોતાને ખ્યાલ નહોતો વાલ્મીકિને તો કાવ્યસ્ફુરણા આકસ્મિક હતી જ્યારે પોતે તો સ્વય પ્રજાપતિ જ છે. भूपृष्ठ ब्रह्मा एवाय भवभूति । नाकपृष्ठस्थस्य ब्रह्मण इव अस्यापि भार्या सरस्वती ।

परन्तु एष भेद.—नाकस्थं ब्रह्माणमिव पातिव्रत्यानुरोधात् सेवते, इमं पुनर्भूतलगत ब्रह्माण प्रेमविह्वला सती इत्याशय । [વાંચો રાય મિત० પૃ ६]

પરંતુ અહી શ્રી ડૉ જી કે ભટ્ટ બતાવે છે તેમ ભવભુતિનો આશય તેવો નથી અલબત્ત આ શ્લોકમા કવિ પોતાને વિશેનો ઊંચો ખ્યાલ અને આત્મવિશ્વાસ પ્રગટ કરે છે. પોતાની કૃતિને ન વખાણનાર પ્રેક્ષકવર્ગ તેમને ગમતો નથી એ પરિષદના કોઇ પણ રીતે વખાણ કરતા નથી આથી એ લોકો આગળ તે પોતાની વિદ્વત્તાનો ઊંચો ખ્યાલ પ્રગટ કરે છે છતા અહી વાલ્મીકિને ઉતારી પાડવાનો તેમનો આશય નથી. ચાન્દ્રશ કઈ સરસ્વતી ભવભૂતિની પત્ની નથી. સરસ્વતી બ્રહ્માને વશ હતી કારણ તે એની પત્ની હતી સરસ્વતી ભવભુતિને વશ છે કારણ ભવભૂતિ મહાકવિ છે. કવિનું ભાષા ઉપરનું અસાધારણ પ્રભુત્વ અહીં સૂચવાય છે આમ અહી કવિનો આશય કેવળ પોતાનો વધારે પડતો આત્મવિશ્વાસ પ્રગટ કરવાનો જ છે, વાલ્મીકિને ઉતારી પાડવાનો નહિ * આ શ્લોક ઉપર ટીકા કરતાં શ્રી મ ન દ્વિવેદી લખે છે કે "અબના, વચનથી-પ્રેમ વિનોદ માધુર્યાદિકની સંપત્તિથી-એવી વશ થયેલી કે અબળા થઇને, પોતાનુ સ્વાતન્ત્ર્ય રૂપબળ ભૂલીને, પોતાના કાન્તની પુઠે જ દણી જતી રહે, તેમ સરસ્વતી પણ રસપૂર્ણ સાધુ વાક્યના બળે મોહીને

* વાંચો શ્રી ડૉ જી કે ભટની ઉ ચ ની અંગ્રેજી આવૃત્તિ ટિપ્પણ પૃ ६

ભવભૂતિની વાણી પૂઠે અબળા થઈ—અર્થાત્ ભવભૂતિની વાણીમાંથી જ પોતાનું સ્વરૂપ ઉપજાવી સેની થઈ—હમેશ તાબે જ રહ્યાં જતી." બીજાં બંને નાટકોમાં પણ આવું જ અભિમાન કવિ વ્યક્ત કરે છે. વાંચો—म. च. यस्यवाचः कवेर्वाक्यं सा च रामाश्रया कथा १०; मा. मा. उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समान धर्मा । कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥

ઉત્તરરામચરિતના બીજા અંકમાં પણ કવિનો વાલ્મીકિ તરફનો ભક્તિભાવ દેખાય છે. म. च मां પણ કવિ વાલ્મીકિને અંજલિ આપે છે—વાંચો—

प्राचेतसो मुनिवृषा प्रथमः कवीनां
यत्पावनं रघुपतेः प्रणिनाय वृत्तम् ।
भक्तस्य तस्य समरन्त ममापि वाच
स्तासु प्रसन्नमनसः कृतिनो भजन्ताम् ॥

अनुवर्तते ને બદલે अनुवर्तन्ते પાઠ છે. પણ તે બરાબર નથી. કારણ આગળ अस्ति શબ્દ પ્રયોગ થયો છે.

उत्तरं०—આ બીજી લીટી સ્વતંત્ર રીતે જુદી જ લેવાની છે. પહેલી લીટી આગળ ઉપરના ગદ્ય વાક્યના અનુસંધાનમાં છે. अस्ति खलु...भवभूति ...यं ब्रह्माणं वाग...अनुवर्तते । तत्प्रणीतं-तेन ब्रह्मणा प्रणीतं-તે બ્રાહ્મણે (ભવભૂતિએ) રચેલું. યં...ઈ. શ્રી રાય કહે છે તેમ तद् જુદું જ લેવું વધારે ઠીક છે. કારણ તો જ કવિ ધારે છે તેવી પોતાની છાપ પ્રેક્ષકો ઉપર પાડી શકે. એ રીતે સેનાં જ પ્રેક્ષકોનું ધ્યાન નાટકના કર્તા ઉપર કેન્દ્રિત થાય કે કેવો મોટો એ કવિ છે! આવા ઉત્સવને પ્રસંગે તેનું આ નાટક ભજવાય એ ખરેખર યોગ્ય જ છે. [વાંચો શ્રી રાયનું ઉ. ચ. પૃ. ૭-૮]

प्रयुज्यते ને બદલે प्रयोक्ष्यते પાઠભેદ છે. અહીં કવિ ભવભૂતિ વિશે વધારે હકીકત જણાવવા માગે છે. ઉપરાંત બીજી એક વિગત એ માગે છે કે પ્રસ્તુત કૃતિ આ કવિના પ્રથમના નાટક મહાવીરચરિતના અનુસંધાનમાં છે. મહાવીરચરિતમાં રામનું પૂર્વચરિત છે, જ્યારે અહીં રામનું ઉત્તર-ચરિત છે.

२-१

**कार्यवशात्**-આ (નાટકના) કામને લીધે આ નાટકમાં આ સૂત્રધાર કોઈ તત્કાલીન અયોધ્યા નિવાસીનો ભાગ ભજવે છે તેથી તે કામ માટે. आयोध्यक -અયોધ્યાનિવાસી, આગળ ઉપર સૂત્રધાર કહે છે वैदेशिकोऽस्मीति पृच्छामि પોતે નવો આગ તુક હોવાથી પૂછે છે. આથી શ્રી કાણે कार्यवशात्‌ને જરા જુદી રીતે સમજાવે છે કે પોતે કઈ કામ પ્રસગે (कार्यवशात्) અયોધ્યા આવ્યો છે અને નવો છે તેથી પૂછે છે પણ कार्यवशात् એટલે નાટકના કામ માટે પણ લેવાય વાચો-कार्यवशात् नाटकप्रयोगातुर પા - (કાણે પૃ પ) कविवशात् પાઠ પણ મળે છે

तदानींतन -रामपट्टाभिषेककालीन -તત્કાલીન

२-२

**पौलस्त्य०**-જે રાવણના કુળનો ધૂમકેતુ છે પુલસ્ત્યનો પુત્ર વિશ્રવસ અને તેનો પુત્ર રાવણ પુલસ્ત્ય 'પ્રજાપતિઓમાંનો' એક પ્રજાપતિ છે વાંચો- रामायण सुन्दरकाण्ड-प्रजापतीना षण्णा तु चतुर्थोऽय प्रजापति । मानसो ब्रह्मणः पुन पुलस्त्य इति विश्रुत ॥ पुलस्त्यस्य तु तेजस्वी महर्षिर्मानस सुत । नाम्ना रा विश्रवा नाम प्रजापतिसमप्रभ ॥ तस्य पुत्रो विशालाक्षिरावण शत्रुरावण ॥ ધૂમકેતુ-(૧) અગ્નિ धूम॰ केतु लिङ्ग चिह्न वा अस्य। (૨) ધૂમકેતુ એટલે પૂછડિયો તારો વાચો શ્રી મ. ન દ્વિવેદીનુ ઉ ચ ટિપ્પણ પૃ ૧૧૯- "જ્યોતિષ શાસ્ત્રનો એમ અભિપ્રાય છે કે જયારે જયારે પૂછડીઆ તારાનો ઉદય થાય ત્યારે ત્યારે રાજ્ય તથા પ્રજાને દુષ્કાળ, પરરાજ્યાગમ, વગેરે ઉપદ્રવ થાય એમ રામચન્દ્ર રૂપી ધૂમકેતુના ઉદયથી રાવણના આખા કુળને ઉપદ્રવ થયો. છેવટ વિભીષણ વિના સર્વનો સહાર થયો. ધૂમકેતુ દૂર રહે રહે પણ એટલો ઉત્પાત કરવાને સમર્થ છે, તેની સાથે સરખાવીને રામચન્દ્રના દુષ્ટને કંપાવનારા અતુલ પરાક્રમ અને મહિમા બતાવેલાં છે રામચન્દ્ર સર્વને શાન્ત સૂર્ય સમાન સુખકર છતાં રાવણ જેવા દુષ્ટના ધૂમકેતુ છે"

રામ પણ રાવણના કુળ માટે આમ પીડાકર હતા.

२-३

**रात्रिंदिवम्**--दिवा અવ્યય છે दिवा=દિવસે, रात्रौ च दिवा च रात्रिंदिवम् 'अचतुर॰. ४' એ સૂત્ર પ્રમાણે અનિયમિત દ્વન્દ્વ સમાસ થયો.

**असंहत॰**—असंहता आनन्दनान्दी (आनन्दसूचिका नान्दी मङ्गलं) यस्मिन् (बहु॰) જ્યારે છેલ્લો શબ્દ ई કારાન્ત કે ऊ કારાન્ત સ્ત્રી॰ નામ હોય કે ऋ કારાન્ત નામ હોય ત્યારે બહુવ્રીહિ સમાસને क પ્રત્યય લાગે. વાંચો–पा॰ ५-४-१५३—नद्यृतश्च. એક ટીકાકાર नान्दी જુદી રીતે સમજાવે છે. વાંચો—एकदा द्वादशमृदङ्गघोषो नान्दी.

**विश्रान्त॰**—विश्रान्ताः चारणाः येषु. અહીં विश्रान्तचारचारणानि પાઠફેર છે. चारणः–ચારણ. चारयति कीर्तिम्. વાંચો—'भरता इत्यपि नटाश्चारणास्तु कुशीलवाः' इत्यमरः चत्वर॰—ચાર રસ્તા મળે તે જગ્યા–ચકલું. 'રાજાનું મહેલનું આંગણું' અર્થ પણ થાય. વાંચો—चत्वरः स्यात्पथां श्लेषे स्थण्डिलाङ्गनयोरपि.

२-५

**भाव**—સ્ટેઇજ ઉપર સૂત્રધાર કોઈ પણ નટને 'મારિષ' કહીને સંબોધે અને નટ સૂત્રધારને 'ભાવ' શબ્દથી સંબોધે છે. એ માનસૂચક શબ્દ છે. भावो विद्वानित्यमरः । मान्यो भावेति वक्तव्यः किञ्चिन्न्यूनस्तु मारिषः जगद्धर. सूत्रधारः वदेद्भाव इति वै पारिपार्श्विकः ।

અહીં રાય એક ટીકા કરે છે કે નટ સૂત્રધારને સૂત્રધાર તરીકે જ ઓળખીને સંબોધે છે. અયોધ્યાવાસી તરીકે નહિ. તે પોતે પણ અયોધ્યાવાસી તરીકે નહિ પણ નટ તરીકે પ્રવેશે છે. આથી एषोऽस्मिकार्यवशात् એ ઉક્તિની વિરુદ્ધ જાય છે. એક નટ તરીકે એ ચોકઠામાંની ચારણોની ગેરહાજરી સમજાવી ન શકે. તે પણ કોઈ અયોધ્યાના નગરજન તરીકે પ્રવેશ્યો હોત તો આ શબ્દો તેના મુખમાં બરોબર હતા. કોઈ પણ નાટકનું પાત્ર પ્રવેશ્યા પછી કોઈ નટ પ્રવેશી શકે નહિ.

આમ અહીં મુશ્કેલી ઊભી થાય છે. ડો. જી. કે. ભટ બતાવે છે તેમ ધ્યાનથી જોતાં સમજી શકાય છે કે ભવભૂતિ આ બંનેનાં સૂત્રધાર અને નટ એમ કેવળ શાસ્ત્રોક્ત નામ જ ચાલુ રાખે છે. વાસ્તવમાં તો તેઓ બે વૈતાલિકો છે જે આગળ સ્પષ્ટ થાય છે. एहि राजद्वारमेव स्वजातिसमयेन गच्छावः×

---

×[ડૉ. ભટનું ઉ. ચ. ટિપ્પણ પૃ. ૮]

અહીં બેલ્વેલકર वैदेयिकोऽस्मि--એ વાક્ય નટના મુખમાં મૂકે છે. અને ત્રીજા શ્લોક પછી મૂકે છે. અને પછીની બે ઉક્તિઓ સૂત્રધારના મુખમાં મૂકે છે. પણ બધી આવૃત્તિઓ એ ગોઠવણ રાખતી નથી. ખરી રીતે સૂત્રધાર અજાણ્યો છે. મહેમાનોની વિદાયને લીધે આરણો શાંત છે એ સમાચાર આપનાર નટ કઈ રીતે પરદેશી હોઈ શકે ? વડીલોના પ્રસ્થાનના સમાચાર પણ તે જ આપે છે. આમ અહીં બેલ્વલકરની ગોઠવણી બરોબર નથી.

प्रेषिताः રાક્ષસો, બ્રહ્મર્ષિઓ વગેરે સાથે જાય. गृह જ્યારે पु. માં વપરાય ત્યારે બ. વ. હોય.

૨-૬

लङ्का०—लङ्कायां वृत्तो यः समरः तत्र ये सुहृदः । सभाजनो०-समाजने उपतिष्ठन्ते ते सभा...मित्र.-સત્કાર કરવા આવેલા समाजोपस्थायिनः પાઠ-ફેર છે. समाजो०-જે ટુકડીમાં અથવા સભામાં (એમની) સેવામાં હાજર હતા તે. પણ તે પાઠ બહુ સારો નથી.

અહીં રાય એક વસ્તુ એ નોંધે છે કે રાજ્યાભિષેકનો સમય હોવાથી ચારણો ચોકમાં ગાતા હતા એમ સૂત્રધાર કહે છે. આમ તે રાજ્યાભિષેકને મહત્વ આપે છે, જ્યારે નટ મહેમાનોને પણ અગત્ય આપે છે. કેટલાક મહેમાનો યુદ્ધમાં મદદ કરનારા મિત્રો હતા તેથી મહત્વ ધરાવતા, અને બીજા બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ પવિત્રતાની મૂર્તિ હતા તેથી અસાધારણ હતા. આમ રાજ્યાભિષેકનો સમય તો મહત્વનો હતો જ પણ આ અતિથિવિશેષોનું મહત્વ એથી પણ વધારે હતું. એમના માનમાં જ આ ઉત્સવો લંબાયા હતા. બાકી રાજ્યાભિષેકનો દિવસ તો ક્યારનો પસાર થઈ ગયો હતો. આમ રાજ્યાભિષેક પતી ગયો છે અને અતિથિવિશેષો જતા રહ્યા છે તેથી ઉત્સવો બંધ પડ્યા છે. (વાંચો 'રાય'નું ઉ. ચ. પૃ. ૧૩)

૨-૮

आः-અહીં 'સ્મરણ' બતાવે છે. 'आः स्मरणेऽपाकरणे कोपसन्तापयो-स्तथा'-मेदिनी.

अन्यच्च-ઉત્સવો બંધ થવાનું બીજું પણ કારણ હતું કે રામની માતાઓ વગેરે વડીલો બધા જ બહાર ગયા હતા.

**શ્લોક ૩ (અનુષ્ટુભ)**

ભવભૂતિની એક બેદરકારી નોંધતાં અહીં પણ રાય લખે છે કે રાજમાતાઓ, વસિષ્ઠ અને અરુન્ધતી તો ઘરનાં લેખાય. એમને અને ઉત્સવોને શું? એમ માનીએ કે આ શ્લોકમાં ઉત્સવોનું બીજું કારણ નથી આપ્યું તો પણ પૂછ્યા વગર એક નટે રાજમહેલની વાત શા માટે કરવી જોઈએ? પણ ભવભૂતિ પહેલી તકે પ્રેક્ષકોને એ ખબર આપવા માગે છે કે અત્યારે રાજમહેલમાં કોઈ પણ વડીલ હાજર નથી. આ ઉતાવળમાં એ જોવાની દરકાર કરતો નથી કે પોતે જે રીતે આ સમાચાર આપે છે તે પ્રસંગને ઉચિત છે કે નહિ.

પણ શ્રી 'રાય'ની એ દલીલ બરોબર નથી. (જુઓ. રાય પૃ ૧૪) એમ કેમ ન હોય કે પોતાના વહાલા પુત્ર રામના અભિષેક વખતે રામની માતાઓને ખુશ કરવા પણ ઉત્સવો લંબાવી શકાયા હોત. પણ એ પણ નથી તેથી ઉત્સવો ચાલુ રાખવાનો કોઈ અર્થ નથી.

वसिष्ठा०-वसिष्ठेन अधिष्ठिताः

**શ્લોક ૪-(અનુષ્ટુભ)**

**व्यजीजनत्**-जन् + वि નું પ્રેરક અદ્યતન ભૂ કા. (लुङ्) अपत्य०-अपत्यस्य कृतिर्व्यापारः यस्याः અથવા अपत्याय कृतिः ग्रहणं यस्याः અપત્ય તરીકે ગણેલી.

**रोमपाद**-અંગદેશનો રાજા હતો. રામાયણમાં માહિતી સાંપડે છે કે શાન્તા રોમપાદની પોતાની પુત્રી હતી, દશરથની નહિ વાંચો-રામાયણ બાલકાંડ-एवमङ्गाधिपेनैव गणिकाभिर्ऋषेः सुतः। आनीतोऽवर्षयद्देवः शान्ता चास्मै प्रदीयते ॥ ऋष्यशृङ्गस्तु जामाता पुत्रांस्तव विधास्यति ॥

વિષ્ણુપુરાણમાં સ્પષ્ટ કહ્યું છે કે દશરથે પોતાની પુત્રી રોમપાદને આપી. વાંચો વિષ્ણુપુરાણ ૪-૧૮ यस्मादजपुत्रो दशरथः शान्तां नाम कन्यामनपत्याय दुहितृत्वे युयोज ॥ કેટલેક સ્થળે लोमपाद પાઠ પણ છે. વાંચો રામાયણ ૧-૧૦-૪-૭-૮-अङ्गेषु प्रथितो राजा लोमपाद इति श्रुतः। न राजानं दशरथं प्रर्थयिष्यति भूमिपः ॥ अनपत्योऽस्मि मे कन्या दशो दातुं त्वमर्हसि।

शान्ता शान्तेन मनसा पुत्रार्थं वरवर्णिनीम् ॥ श्रुत्वा दशरथो वाक्यं प्रकृत्या करुणात्मकः । दास्यते तां तदा कन्यां शान्तामङ्गाधिपाय सः ॥ प्रतिगृह्य च तां कन्यां स राजा विगतज्वरः । स्वपुरं यास्यति प्रीतः कृतार्थेनान्तरात्मना ॥ तां कन्यामृष्यशृङ्गाय प्रदास्यति स पार्थिवः । ऋष्यशृङ्गोऽपि च प्रीतो लब्ध्वा भार्यां भविष्यति ॥

४–१

**ऋष्यशृङ्ग**–રામાયણ બાલકાંડ પ્રમાણે તેના પિતાએ એને જંગલમાં ઉછેર્યો હતો, તે છેક યુવાન થયો ત્યાં સુધી એણે કોઈ બીજો મનુષ્ય જોયો ન હતો. જ્યારે અંગદેશમાં મોટો દુકાળ પડ્યો ત્યારે બ્રાહ્મણોની સલાહથી સુંદર સ્ત્રીઓની સહાયથી રાજા રોમપાદ ઋષ્યશૃંગને પોતાની પાસે લઈ આવ્યો અને તેની સાથે શાન્તાને પરણાવી ઋષ્યશૃંગ ખુશ થઈ ગયો અને એથી ત્યાં એણે પુષ્કળ વરસાદ વરસાવ્યો. આ જ ઋષિએ દશરથ માટે પુત્રકામેષ્ટિ યજ્ઞ કર્યો હતો અને તેથી જ દશરથને ચાર પુત્રો થયા હતા. યથા મ. ચ.–१–२४ प्राप्ता कृच्छ्रादृष्यशृङ्गोपचारैः, पुण्यश्रीकाः कौमलेन्द्रेण पुत्राः । ये दीप्तस्य श्रेयसः पारकामाश्चत्वारोऽपि ब्रह्मचर्यं चरन्ति ॥

उपयेमे– પરણ્યો. यम् પરસ્મૈ છે પણ જ્યારે 'પરણવું' અથવા 'સ્વીકાર કરવો'ના અર્થમાં उप (ઉપસર્ગ) લગાડવામાં આવે ત્યારે આત્મનેપ૰ લે છે उपाद्यम स्वकरणे (पा १–३–५६) द्वादश॰–द्वादशवर्षाणि भावि (भविष्यति) इति બીજા અંકમાં આપણે જાણી શકીએ છીએ કે સત્ર આ બોલાતી વખત શરૂ થયું હતું અને તે એ પછી બાર વર્ષ ચાલ્યું. બીજા અંકમાં આ સત્ર સમાપ્ત થવાનું આત્રેયી જણાવે છે. सम्प्रति तु परिसमाप्तं तद् द्वादशवार्षिकं सत्रम् । આ વખતે લવ કુશ પણ બાર વર્ષના થઈ ગયા હોય

४–२

**तदनुरोधात्**—तस्य अनुरोधात्. तस्य એટલે ઋષ્યશૃંગની વિનંતીથી અહીં શાપ એક સરસ સૂચન કરે છે. अनुरोध એટલે પ્રતિબન્ધ અર્થ પણ થાય. तद् એટલે તે યજ્ઞના પ્રતિબંધથી યજ્ઞે આ બધા વડીલો ઉપર મોટો પ્રતિબન્ધ મૂકી દીધો હતો. આ યજ્ઞના પ્રતિબંધથી તેઓ યથેચ્છ રીતે વર્તી શકતા નહોતા. અને તેથી જ તેમને યજ્ઞમાં હાજર રહેવા

ફરજ પડી હતી. આમ तद् ઋષ્યશૃંગ કરતાં યજ્ઞને અનુલક્ષીને લઈએ તો સુગમ પડે. વડીલો બધા જમાઈના યજ્ઞને લીધે રોકાઈ ગયા હતા. જમાઈના અનુરોધથી નહિ. વાંચો—जामातृयज्ञेन वयं निरुद्धाः ॥ (વાંચો—રાધ. ઉ. ચ. પૃ. ૧૪) अनुरोधः-બીજાની ઇચ્છા પ્રમાણે વર્તવું. अनुरोधोऽनुवर्तनम् इत्यमरः અનુરોધ ઋષ્યશૃંગનો પણ હોઈ શકે. દશરથને પુત્ર માટે યજ્ઞ કરાવનાર તે હતા તેથી નૈતિક રીતે પણ બધા ત્યાં જવા બંધાયેલા હતા. कठोरगर्भाम्—कठोरः गर्भः यस्याः ताम् ।

આવી નાજુક અવસ્થામાં પણ સીતાને એકલી મૂકીને બધા જ વડીલો કેમ જતા રહ્યા હશે એ ચર્ચા માટે જુઓ આ પુસ્તકની પ્રસ્તાવના.

४-३

**स्वजाति०**—स्वजात्याः समयेन. समय=આચાર, વાંચો—समयाः शपथा चारकालसिद्धान्तसंविदः इत्यमरःराजस्तुतिरूपेण आचारेण. 'धाटे' स्वजाति એટલે નટજાતિ બતાવે છે–नटजातेः समयेन। 'धाटे' નો અર્થ બરાબર લાગે છે કારણ નાટકમાં એવું કશું નથી આવતું કે જે એમ બતાવે કે સૂત્રધારે ચારણનો પાઠ લીધો છે. (કાણે પૃ. ૮)

४-४

**सुपरिशुद्धाम्०**—આ શબ્દ અગત્યનો છે કારણ એને લીધે સીતા વિશેની કિંવદન્તી જાહેર કરવાની કવિને તક સાંપડે છે उप०-उपस्थाने स्तोत्रस्य पद्धतिः ताम् । स्तोत्र०-સ્તુતિ. पद्धावलि उपस्थाने-રાજાને ખુશ કરવા તેની સેવામાં ઉપસ્થિત થવું તે.

४-५

**मारिष**-સારો માનને યોગ્ય માણસ. અભિનેતાઓ જોડે વાત કરતી વખતે સૂત્રધાર આ સંબોધન કરે છે. आर्यस्तु मारिषः इत्यमरः

**શ્લોક ૫ (અનુષ્ટુભ)**

પ્રત્યેક વ્યક્તિએ દરેક રીતે પોતાની ફરજ બજાવે જવી. કોઈની ટીકાની પરવા કરવી નહિ. દુનિયાને મુખે તાળું કેમ દેવાય ! કોઈપણ વ્યક્તિ અપવાદ વગર રહી છે ! 'घनश्याम' स्ववृत्तेषु પાઠ રાખે છે. એ

લેતાં નીચે મુજબ અર્થ થાય-'જે ફરજ અદા કરવાની છે તેમાં અપયશ નથી મળવાનો એમ કંઈ છે? પોતાને ગમે કે ન ગમે છતાં સામુમે જ્યારે કર્તવ્ય બજાવવાનું જ છે ત્યારે તેણે તે બજાવવું જ જોઈએ પછી અપયશ ન મળે એમ ઇચ્છવું પણ ન જોઈએ કારણ દરેકના નસીબમાં એ તો છે જ પણ વ્યવહર્તવ્યં પાઠ વધારે સારો લાગે છે.

યથા૦-આગળ પહેલી લીટીમાં કહેલા વિશેષ વાક્યને અહીં આ સામાન્ય વાક્યથી સમર્થન આપે છે. એ તો માનવસ્વભાવ છે કે સ્ત્રીઓના શીલની અને કોઈ પણ લેખકની કોઈ કૃતિની બાબતમાં લોકો કંઈકને કંઈક દોષ જોવાના જ અર્થાત સૂત્રધાર સૂચવે છે કે આપણી રચેલી સ્તુતિપદાવલિ કંઈ દોષ વગરની જ હશે એમ કહી ન શકાય. આપણે તો રચવી તે રચવી. એ આપણું કર્તવ્ય છે. એ શુદ્ધ જ છે એમ ન કહી શકાય કારણ લોકો દોષ કાઢવાના જ. એ માનવસ્વભાવ છે. આમ વિશેષનું સામાન્ય વાક્ય દ્વારા સમર્થન થતાં અહીં **અર્થાન્તરન્યાસ** અલંકાર થયો.

આમ અહીં એક તો સીતાને લગતા ખોટા આળની વાત ભવભૂતિને કરવી છે તેની અહીં કવિ પૂર્વતૈયારી કરી દે છે; અને બીજું કવિ અહીં પોતાની કૃતિને વખોડનારા ટીકાકારો પણ હશે એ સૂચવી દે છે. મા. મા. માં પણ કવિ એવા વખોડનાર ટીકાકારોને સ્પષ્ટ કહી દે છે કે એમને માટે આ યત્ન નથી-'કો જાનરી, મુજ હશે ય સમાન ધર્મા; છે કાલ તો નિરવધિ, વિપુલા ધરિત્રી' ભવભૂતિને આવા લોકોનો કપરો અનુભવ થઈ ગયો છે તેથી એવા લોકો પ્રતે એ પોતાનો રોષ ઠાલવે છે કે ગમે એટલી સારી કૃતિ હશે પણ લોકો તો કંઈક દોષ જોવાના જ.

શ્રી ડો. જી. કે. ભટ અહીં દુર્જન શબ્દની દ્વિવિધ અગત્ય બતાવે છે. એક તો દુર્જન શબ્દ સૂચવે છે કે સીતા વિશેની અફવા ખોટી હતી. બીજું એ ભવભૂતિની પરિણતવયની પરિણતપ્રજ્ઞા બતાવે છે કારણ અહીં તે મ મા. ની માફક સખત કટાક્ષ નથી કરતો પણ હવે કપરા અનુભવે તે ટીકા કરનાર લોકોની પરવા જ કરતો નથી અને હળવા અર્થાન્તરન્યાસથી જ એ બાબત સૂચવી દે છે. ×

×ડો. જી. કે. ભટ-उ च. (અંગ્રેજી આવૃત્તિ) પૃ. ૧૦-૧૧

આ શ્લોક ઉપરની મ. ન. દ્વિવેદીની ટીકા વાંચો—"જગતના વ્યવહારમાં દૂષણ શામાં ન આવ્યું ? માણસો જેમાં ને તેમાં દોષ કાઢયાં જ જાય છે. પછી વિચારે કે અવિચારે. તેમાં મુખ્ય કરીને નારીના અને વાણીના–કવિતાના ગુણની પરીક્ષા કરતી વેળે તો જે સજ્જન હોય છે તે પણ દુર્જન જ બની જઈને તપાસ કરે છે, કેમકે તેના ગુણનું વિવેચન કરવાને બદલે તેમાં ન હોય તેવા દોષ પણ ઉપજાવી લેઈને ભેળ-ભેળ કાંઈ નિન્દા કરાય એવું ખોળી કાઢે છે. આમ છે ત્યારે શુદ્ધ પદ્ધતિ તે ક્યાંથી રહે ? આ ઠેકાણે ભવભૂતિએ પોતાનો ખરો અનુભવ દર્શાવ્યો છે, પણ તેમાં ખૂબી એટલી છે કે હવે નાટકમાં જે પાત્ર પ્રવેશ કરનાર છે તેનું યુક્તિથી વાચનારને ભાન કરાવેલું છે. પ્રસંગે કહીએ છીએ કે નાટકની વ્યાખ્યા ભરતમુનિએ આમ આપી છે. नाटकं ख्यातवृत्तं स्यात्। કોઈ જાણીતી ઐતિહાસિક વાત ઉપર રચાય તે નાટક એ નાટકાદિક–દશ્ય–કાવ્યના પાત્રના પ્રવેશ સંબંધે નિયમ એવો છે કે नासूचितं विशेत् पात्रम्। સૂચના કર્યા વગર કોઈ પણ પાત્રનો પ્રવેશ કરાવવો નહિ. આ નિયમ ભવભૂતિએ માલતી માધવમાં વગર ચૂકે પાળ્યો છે. આ ઠેકાણે ભવભૂતિએ જે સ્વાભાવિક રીતે સીતાની વાતની સૂચના કરી દીધી છે તે ખરા કવિત્વની ઊંચી નિશાની છે. કાલિદાસના શાકુન્તલમાં પણ દુષ્યન્તને સૂત્રધાર પાસે આમ દાખલ કરાવ્યો છે—

મોહ પામ્યું હતું મારું ચિત્ત ગાયનરાગથી,
જેમ દુષ્યન્ત રાજાનું વેગવાળા મૃગે થકી.

५-१

अतिदुर्जन०--દેવી સીતા એટલે તો શરીરધારિણી પવિત્રતા. છતાં તેના તરફ ५ લોકો શંકા ધરાવતા થયા છે એટલે તેમને તો કેવળ દુર્જન નહિ પણ અતિદુર્જન જ કહેવા જોઈએ. લોકોને શા માટે અતિ દુર્જન કહેવા જોઈએ એનું કારણ નીચેના શ્લોકમાં આપે છે.

શ્લોક ६ ( અનુષ્ટુભ )

માન્યું કે લોકો દોષ જોનારા જ છે. અને તેમાં યે કોઈ સચ્ચા-

દ્રિયવાળા મનુષ્ય માટે તો કયાંકથી ને કયાંકથી દોષ કાઢવાના જ. પણ આ તો દુર્જનતાનો અવધિ આવી ગયો છે. દેવી વૈદેહી માટે પણ ખરાબ બોલવાનું ? સીતા તો દેવી છે. દેવી એટલે પટરાણી. પટરાણી વિશે પણ લોકોની જીભ શેં ઉપડે છે? વળી દેવી એટલે પોતાની પવિત્રતાથી સ્વયં પ્રકાશનારી સ્ત્રી. (દ્યુ=પ્રકાશવું) એવી સ્ત્રીવિભૂતિ માટે પણ શંકા! વૈદેહી તો વિદેહના રાજાની પુત્રી! વિદેહનો રાજા તો રાજર્ષિ છે. છતાં એની પુત્રી વિશે પણ શંકા! આમ વૈદેહી શબ્દ ખાસ અગત્યનો છે. એ તો જન્મે પણ પવિત્ર કુળની છે. છતાં તે આવી ટીકાથી પર નથી રહી શકતી! રક્ષોગૃહનિવાસ એનું મૂળ છે. સ્થિતિ શબ્દ લાંબો નિવાસ બતાવે છે. કવિએ મૂળ શબ્દ ખાસ વાપર્યો છે. એ સૂચવે છે કે અગ્નિકસોટીથી એ મૂળ દૂર કર્યું છે છતાં મૂળ ઊંડું છે તેથી ફરીથી ઊગે પણ ખરું. એટલે ફરીથી અપવાદ ફેલાય પણ ખરો. (આ સૂચનો 'ધારે શાસ્ત્રી'માંથી શ્રી. ડૉ. જી. કે. ભટ નોંધે છે.) (જુઓ તેમની આવૃત્તિ-પૃ ૧૧)

ટીકાકાર વીરરાઘવ પણ આ જ ભાવ સુંદર રીતે વ્યક્ત કરે છે. સીતાની બાબતમાં શંકા ન કરવાનાં અનેક કારણો છે. એક તો એ દેવી છે.

દેવીની બાબતમાં શંકા! એથી વધારે દેવી એટલે કે જે સ્વયં દીપ્તિમતી છે તેની બાબતમાં પણ સંશય! એ તો સ્વભાવથી જ દોષ રહિત છે. છતાં શંકા! અરે એ પણ જવા દો. એથી વધારે શંકા ન કરવાનું કારણ તો તેનો વિદેહ રાજાને ત્યાં જન્મ છે. જન્મે પણ એ એવા રાજર્ષિની પુત્રી છે કે જેને વિશે મનમાં પણ ખરાબ વિચાર ન આવે. અરે શંકા પણ કેવી! એક રાક્ષસના ઘરમાં નિવાસ એનું મૂળ છે. કોઈ સારો માણસ હોય તો ઠીક પણ આ તો રાક્ષસના ઘરની વાત છે. એ માટે શંકા હોય નહિ. છતાં શંકા કરી તો એને માટે અગ્નિકસોટી કરી અને તેમાં સીતા પાર ઊતરી છતાં હજી પણ શંકા! આ અસાધારણ કારણો અવગણીને દોષ ન હોય તો પણ જો દોષ બતાવે તો નક્કી એ દુર્જનનું નહિ પણ અતિદુર્જનનું કામ છે તેથી જ નટ કહે છે તેમ લોકોને દુર્જન નહિ પણ અતિદુર્જન કહેવા જોઈએ. शापनाद --अत्यादेन

सह (बहु०)-रक्षोगृह०--रक्षसः (रावणस्य) गृहे स्थितिः--रक्षोगृहनिवा
રાક્ષસના ઘરમાં નિવાસ.

**अग्निशुद्धि**--રામાયણ યુદ્ધકાંડમાં આ કથા આવે છે. રાવણ
સંહાર કર્યા પછી રામે સીતાને સ્વીકારવા તરફ અણગમો બતાવ્યો એ
કહ્યું કે તું લાંબો વખત બીજાને ઘેર રહી છે તેથી હું તને સ્વીક
શકું નહિ. આથી સીતાએ લક્ષ્મણને ચિતા તૈયાર કરવા કહ્યું. સીતાએ
રામની પ્રદક્ષિણા કરીને અગ્નિનું આહ્‌વાહન કરીને કહ્યું કે જો તે પવિ
હોય તો અગ્નિ એને કશી હાનિ ન કરે. આમ કહી તે અગ્નિમાં પ્રવેશી
અગ્નિએ તેને કશી ઈજા ન કરી. અગ્નિએ દેહ ધારણ કરીને સીતા
જાને રામના હાથમાં સોંપી. રામે એને આનંદથી સ્વીકારી. વાંચો રામાયણ
तद्गच्छत्वानुजानेऽद्य यथेष्टं जनकात्मजे । एता दश दिशो भद्रे कार्यमस्ति न मे
त्वया ॥ कः पुमांस्तु कुले जातः स्त्रियं परगृहोषिताम् । तेजस्वी पुनरादद्यात्सु
लोभेन चेतसा ॥ (સર્ગ ११५-१८-१९). शनैर्गद्गदया वाचा भर्तारमि
मब्रवीत् । किं मामसदृशं वाक्यमीदृशं श्रोत्रदारुणम् । रूक्षं श्रावयसे वी
प्राकृतः प्राकृतामिव ।...यदहं गात्रसंस्पर्शं गतास्मि विवशा प्रभो । कामकारो
मे तत्र दैवं तत्रापराध्यति ॥ मदधीनं तु यत्तन्मे हृदयं त्वयि वर्तते । पराधीने
गात्रेषु किं करिष्याम्यनीश्वरी ॥...चितां मे कुरु सौमित्रे व्यसनस्यास्य भेषजम्।
मिथ्यापवादोपहता नाहं जीवितुमुत्सहे ॥ ..अधोमुखं स्थितं रामं ततः कृ
प्रदक्षिणम् । उपावर्तत वैदेही दीप्यमानं हुताशनम् ॥...बद्धाञ्जलिपुटा चेदमुवाच
ग्निसमीपत । यथा मे हृदयं नित्यं नापसर्पति राघवात् । तथा लोकस्य सा
मां सर्वतः पातु पावकः ॥ एवमुक्त्वा तु वैदेही परिक्रम्य हुताशनम् । विवे
ज्वलनं दीप्तं निःशङ्केनान्तरात्मना ॥ (સર્ગ ११६) विधूयाय चितां तां
वैदेहीं हव्यवाहनः । उत्तस्थौ मूर्तिमानाशु गृहीत्वा जनकात्मजाम् ।...अब्रवी
तदा रामं साक्षी लोकस्य पावक ॥ एषा ते राम वैदेही पापमस्यां न
विद्यते ॥ (સર્ગ ११८)

બ્રહ્મવૈવર્તપુરાણ પ્રમાણે સીતાને પોતાને રાવણ નહોતો હરી ગયે
પણ સીતાની છાયાને. અગ્નિએ પોતે સીતાને બદલે એની છાયા મૂકી હતી
આમ અગ્નિમાં આ છાયા પ્રવેશી હતી. પછી અગ્નિએ સાચી સીતા
રામને સોંપી હતી.

પદ્મપુરાણમાં અગ્નિશુદ્ધિની વાત નથી આવતી. પણ અગ્નિ, વાયુ, રુણ, બ્રહ્મા અને દશરથ સીતાની પવિત્રતા વિશે સોગંદ લે છે. પાછળથી હ્મા રામને સમજાવે છે કે રાવણ સીતાને હરી જાય એ જરૂરી હતું રણ તેના વિનાશ માટે એ એક જ કારણ હતું. એ જ પુરાણના ઉત્તર ડમાં અગ્નિશુદ્ધિના પ્રસંગનો ઉલ્લેખ છે.

अनिश्चयः—અગ્નિશુદ્ધિમાં લોકોને શંકા છે કારણ તે પ્રસંગ તો યોધ્યાથી દૂર લંકામાં બન્યો છે. मूलं-(શંકાનું મૂળ કારણ).

અહીં કવિ રામાયણથી જુદા પડે છે. રામાયણમાં એક ધોબી જ ા અફવાની વાત કરે છે, જ્યારે ભવભૂતિ સમગ્ર પ્રજાને રામ સામે ભી કરી દે છે. પ્રજામાં ઘેરઘેર આ વાત ચર્ચાતી થઈ ગઈ હતી. આમ વભૂતિ રામના બચાવમાં આ સુધારો કરે છે. જો એક ધોબીના કહેવા પર રામ સીતા જેવી સ્ત્રીનો ત્યાગ કરે તો બધા રામને નિન્દે જ. રણ એક વ્યક્તિના બકવાટ ઉપર પત્નીનો ત્યાગ કરવો સર્વથા અયોગ્ય ણાય આમ પોતાના રામે સીતાનો ત્યાગ કર્યો છે એ યોગ્ય છે એમ વભૂતિ બતાવે છે કારણ સમગ્ર પ્રજા જ્યાં સામી થઈ ગઈ છે ત્યાં તાનો ત્યાગ કર્યા સિવાય રામને માટે બીજો કોઈ રસ્તો નથી.

-१

किंवदन्ती-कोऽपि कुत्सितो वा वादः અથવા विवदन्ति इत्याख्या-माना। કિંવદન્તી. લોકવાત. किंवदन्ती जनश्रुतिः इत्यमरः। दुर्मुख જે ામ ભજવવાનો છે તેનો અહીં અણસારો છે. कष्टं स्यात्–અહીં અંક હેલાને અંતે આવતા રામ અને સીતાના વિયોગનું સૂચન છે.

सर्वथा-ऋषि વાલ્મીકિ, અરુન્ધતી, ગંગા, પૃથ્વી વગેરે બધાં જે ાતમા અંકમાં ભાગ ભજવવાનાં છે તેમનું અહીં સૂચન છે અને નાટકના ુખદ અંતનો પણ અહીં ઈશારો છે.

આ છેલ્લી સૂત્રધાર અને નટની ઉક્તિઓમાં નાટકના બીજનું સૂચન અને અંતનું પણ સૂચન છે.

શ્લોક—૭

અન્વય--स्नेहात् सभाजयितुम् एत्य अमूनि दिनानि उत्सवेन नीत्वा अद्य जनकः विदेहान् गतः। नरेन्द्रः ततः विमनसः देव्याः परिसान्त्वनाय धर्मासनात् वासगृहं विशति। (વસંતતલિકા).

सभाजयितुम् –અભિનન્દન આપવા. વનવાસથી પાછા ફરીને રામ આદીએ બેઠા એ માટે અભિનંદન આપવા જનક આવ્યા હશે. [विदेहान- દેશના નામ બ. વ. માં હોય. જનકના કોઈ નિમિ નામના વંશસ્થાપક પૂર્વજે (શાપને લીધે) દેહ ગુમાવ્યો હતો તેથી તે વિદેહ કહેવાયો પછી વિદેહના અનુચરો વિદેહ કહેવાયા विदेहस्य अनुचरा विदेहाः। પછી વિદેહનો નિવાસ વિદેહ કહેવાયો. विदेहानां निवासो जनपदः (વાન્ડે રાય.) કાણે બતાવે છે તે પ્રમાણે વિદેહ મગધની ઈશાન દિશામાં છે અને તેમાં અત્યારનું તિર્હુટ અને નેપાળનો થોડો ભાગ આવી જાય છે.

वासगृहम्–ઘરનો અંદરનો ભાગ. गर्भागारं वासगृहम् इत्यमरः।

આપણે જોયું કે ઉત્સવો બે કારણ માટે હતા. એક તો રાજ્યાભિષેક માટે અને બાજુ અતિથિવિશેષ મહેમાનોના માનમાં. હવે રાજ્યાભિષેક થઈ ગયો છે. સહુ મહેમાનો વિદાય થયા છે. સીતાના પિતા જનક પણ પાછા ગયા છે. ઉત્સવનો આનંદ હવે સાવ શમી ગયો છે. તેથી સ્વાભાવિક રીતે સીતાને અણગમો થાય કારણ એની નાજુક સ્થિતિમાં અત્યારે એની પાસે કોઈ કહેતાં કોઈ નથી અને પિતાની વિદાય આ વેળા એને વસમી કેમ ન થઈ પડે? આમ તે ખિન્ન છે. એની સંભાળ માટે એકલા રામ જ રહ્યા છે. તેમને સીતાના અણગમાની ખબર પડતાં તે એને સાન્ત્વન આપવા અંતઃપુરમાં જાય છે. સંસ્કૃત નાટ્યશાસ્ત્રનો નિયમ છે કે કોઈ પણ સૂચન વગર કોઈ પાત્ર પ્રવેશી કે જઈ ન શકે. આમ અહીં સૂત્રધાર અને નટ દશ્ય ઉપરથી જતા રહેવાના છે એનો ઈશારો છે. ઉપરાંત સીતા અને રામનો પહેલો જ પ્રવેશ કેટલો ગંભીર છે. તેનું અહીં સૂચન થાય છે. વનવાસના કેટલાંયે વર્ષો પછી આજે સીતા જનકને મળી છે તેથી પિતાથી વિખૂટા પડતાં એને દુઃખ થાય જ. આમ આ શ્લોકમાં એનું કોમળ દશ્ય

વ્યક્ત થાય છે. એને તરત આશ્વાસન આપવાની ગમની વૃત્તિ પણ અહીં દેખાય છે.

પ્રસ્તાવના.

આમાં સૂત્રધાર નટી, વિદૂષક કે કોઈ અભિનેતા સાથે પ્રસ્તુત વસ્તુ સૂચવતો વાર્તાલાપ કરે. [ જુઓ પરિશિષ્ટ ૧ ] પ્રસ્તાવના પાંચ પ્રકારની હોય છે. આ નાટકની પ્રસ્તાવના 'પ્રયોગાતિશય' પ્રકારની છે. [વધુ માટે જુઓ આ પુસ્તકની અમારી પ્રસ્તાવના. ]

દૃશ્ય ૨.

[ રામ અને સીતા પ્રવેશ કરે છે રામ સીતાને આશ્વાસન આપે છે. ત્યાં કંચુકી આવીને સમાચાર આપે છે કે ઋષ્યશૃંગના આશ્રમેથી તેમનો સંદેશો લઇને અષ્ટાવક્ર આવ્યો છે. અષ્ટાવક્ર પ્રવેશે છે અને બધાંના કુશળ સમાચાર કહી ત્યાંનો સંદેશો કહે છે. કુલગુરુ વસિષ્ઠે સીતાને ખાસ સંદેશો કહેવડાવ્યો છે કે તેના જન્મ અને બંને કુળને ઉચિત એક જ આશીર્વાદ તેને માટે છે અને તે એ કે તે વીરપુત્રની માતા બને. ઋષ્યશૃંગે પણ સીતાને ખાસ કહેવડાવ્યું છે કે પૂરા દિવસ જતા હોવાથી તેને ત્યાં બોલાવી નથી અને રામને એના વિનોદ માટે ત્યાં રાખ્યા છે. તે પણ સીતાને પુત્ર સાંપડે એવા આશીર્વાદ મોકલે છે. વસિષ્ઠે રામને પણ સંદેશો મોકલ્યો છે કે તેણે બને એટલી પ્રજાને ખુશ રાખવી. અરુન્ધતી, અને રાજમાતાઓએ રામને ખાસ સંદેશો મોકલ્યો છે કે સીતાનું દોહદ પૂરવામાં વિલંબ કરવો નહિ. અષ્ટાવક્ર જાય છે અને લક્ષ્મણ પ્રવેશે છે ]

૭-૧

તે હિ૦–ગુરુઓ એટલે ખાસ કરીને જનકનો ઉલ્લેખ છે. નીચેના શ્લોકમાં તેનું કારણ આપે છે કે શા માટે વડીલો તેમને છોડીને જતા રહ્યા છે.

શ્લોક-૮ (અનુષ્ટુભ)

अनुष्ठान०-કર્તવ્યનું નિત્યત્વ. જે રોજ કરવાનાં કર્મો છે તેનું પાલન. ત્રણ પ્રકારનાં કર્મો કહ્યાં છે-(૧) नित्य, (२) नैमित्तिक (३) काम्य સંધ્યા વંદન વગેરે નિત્ય કર્મો કહેવાય. જો નિત્ય કર્મ કરવામાં ન આવે તો પાપ લાગે. નૈમિત્તિક કર્મ લગ્ન કે જન્મ. જેવા પ્રસંગોએ કરવાનાં હોય છે. કોઈ પણ મનોકામના પૂર્ણ કરવા માટે જે કર્મો કરવામાં આવે તે કામ્ય કર્મો કહેવાય જેમકે પુત્રપ્રાપ્તિ માટે પુત્રેષ્ટિ યજ્ઞ કરવામાં આવે છે. અહીં नित्यत्व એટલે રોજ કરવાનું એમ નહિ કારણ તો તો જનક એક દિવસ પણ રામને ઘેર ન રહી શકે. પણ નિત્યત્વ એટલે નિયત સમયે કરવાનાં કર્મો.

स्वातन्त्र्य०-નિત્ય કરવાનાં કર્મો ફરજિયાત હોવાથી તે કરનાર મનુષ્યો સ્વતંત્ર રીતે લાંબો વખત કંઈ જઈ આવી નથી શકતા. કારણ બીજાને ઘેર પોતાના નિત્ય નિયમનું બરોબર પાલન ન થઇ શકે. આથી એ કર્મોનું પાલન એનું સ્વાતંત્ર્ય હરી લે છે.

संकटा०-संकटा-ભરેલી. आहिताः०-आहिताः अग्नयः येन જે હંમેશ અગ્નિ રાખે છે તે.

ત્રણ પવિત્ર અગ્નિ કહ્યા છે. दक्षिणाग्निर्गार्हपत्याहवनीयौ त्रयोऽग्नयः इत्यमरः। प्रत्यवायैः-વિઘ્નોથી. 'શય' प्रत्यवायનો પાપ અર્થ કરે છે. જે કર્તવ્ય છે તે ન કરવાથી થતું પાપ. सङ्कटा એટલે आपत्करी અર્થ, કરે છે.

અહીં नित्यत्वात् પાઠ છે પણ તે લેતાં अपकर्षति ના કર્તા તરીકે गृहस्थता શબ્દ લેવો પડે.

આ શ્લોકમાં રામ સીતાને આશ્વાસન આપે છે કે વડીલોને સાધારણ રીતે આવી પરિસ્થિતિમાં જવું ન ગમે પણ એમના ઉપર આગળ બતાવ્યું તેમ ધર્મનો મોટો અવરોધ આવી પડે છે. તેમને કરવાનાં કેટલાંક

નિત્ય કર્મોના અનુરોધથી તેઓ હમેશ પરતન્ત્ર હોય છે અને ધારે એટલું બીજે રહી શકતા નથી. આથી એમની ગૃહસ્થતાને વિઘ્નોથી પૂર્ણ કહી છે.

ખાસ કરીને જનક તો સીતાના પિતા છે. સીતાને આવી સ્થિતિમાં છોડી જવાનું તેમને ન જ ગમે. પણ એમનો ધર્મ એમની આડે આવે છે. આથી જ તે હવે પાછા ગયા છે આપણા પ્રત્યેનો સ્નેહ ઓછો થયો છે ને ગયા છે તેવું નથી. આમ બધા વડીલોને ભવભૂતિ અત્યારે દુર રાખે છે

૮-૨

आर्यपुत्र-સંસ્કૃત નાટકોમાં આ શબ્દથી પત્ની પતિને સંબોધે છે. विप्रयोग-વિયોગ. શ્રી રાય બતાવે છે કે આગળના શ્લોકમાં નજીકમા થનાર સીતા ત્યાગ માટેની આશ્વાસનની વાણી વિધિ જ રામ પાસે બોલાવે છે. વાંચો-इत्य चेरभाविनि रामकर्त्तृकसीतापरित्यागे राममुखेनैव दैवप्रेरिता वाच्यपूर्वा समाश्वासनवाणी वैदेह्याः । (વાંચો રાય-મિત૦-પૃ. ૨૩) અર્થાત્ રામની આ ઉક્તિમાં સૂચન થાય છે કે પોતે રાજ્ય ધર્મને વશ હોવાથી સીતા ત્યાગ કર્યો છે. તેથી એમ નહિ માનવાનું કે રામનો સ્નેહ ઓછો થયો છે. પ્રસ્તુત ઉક્તિમાં પણ રાય એવું જ ભાવિ સૂચન જુએ છે આ ઉક્તિમાં રામ પ્રત્યે આશ્વાસનના શબ્દો વિધિ જ સીતા દ્વારા બોલાવડાવે છે' સીતા તરફથી રામને આશ્વાસન મળે છે કે રામે આગળ કહ્યુ તે સીતાને માન્ય છે વાંચો-परित्यक्ता वैदेही गुरुदुःखा अपि स्नेहोऽपि भवता त्यक्त इति नैव मन्यते इति रामं प्रति तस्यैव दैवस्य जानकीमुखेन आश्वासवचनम् ॥ (વાંચો 'રાય' મિત. પૃ. ૨૫)

૮-૩

हृदय०-हृदयस्य मर्माणि छिन्दन्ति इति० च्छिदः હૃદયના મર્મ (ભાગ)ને ભેદનારા भागा-પાઠફેર भोगा , भागा . અહી જનક અને સીતાના વિયોગની વાત હોવાથી भोगा પાઠ બરાબર નથી લાગતો. भागा. એટલે ભાગ્ય એ પાઠ પણ ઠીક નથી

बीभत्समानाः—કંટાળી ગયેલા. બદલાઈ ગયેલી વૃત્તિવાળા. बध्‌ના ઈચ્છાદર્શક રૂપ बीभत्सते નું વર્ત. કૃદંત. વાંચો વાર્તિક–बधेश्चित्तविकारे. આમ અહીં જુગુપ્સા સૂચવાય છે તેથી પંચમી વિભક્તિ આવે. વાંચો–जुगुप्साविरामप्रमादार्थानामुपसंख्यानम् ॥ मनीषिन्–मनीषा अस्यास्तीति. 'धीरो मनीषी ज्ञः प्राज्ञः' इत्यमरः ।

८–६

કંચુકી—અંતઃપુરનો અધિકારી હોય છે અને તે વૃદ્ધ હોય છે. તે ધોળો લાંબો ઝભ્ભો પહેરતો હોવાથી પણ કંચુકી કહેવાયો હશે. તેના હાથમાં લાકડી હોય છે અને તે ઘણુંખરું ઘડપણની મુશ્કેલીઓની ફરિયાદ કરતો હોય છે. कन्चुकीय અથવા काञ्चुकेय પણ કહેવાય છે. સંસ્કૃત નાટકમાં એ બહુ આદરણીય પાત્ર છે. બધા તેનું માન સાચવીને વાત કરે છે. તે સાચાબોલા અને કુશાગ્ર બુદ્ધિવાળા હોય છે વાંચો–ये विप्राः सत्यसंपन्नाः कामदोषविवर्जिताः । ज्ञानविज्ञानकुशलाः कन्चुकीयास्तु ते स्मृताः ॥ [વધારે વિગત માટે જુઓ પરિશિષ્ટ ૧]

रामभद्र—મોટી ઉંમરના માણસો નાનાને બોલાવતી વખતે भद्र શબ્દ લગાડતા. એ બતાવે છે કે બોલનાર વ્યક્તિ માનને લાયક છે. આ કંચુકી દશરથના સમયનો હતો. દશરથ રાજા રાજ્ય કરતો હતો ત્યારે કંચુકી રાજકુમાર રામને આ રીતે સંબોધતો. આજે એ કંઈક કારણસર રામ પાસે આવ્યો પણ એના મુખમાંથી પહેલાંની ટેવ મુજબ રામભદ્ર સંબોધન નીકળી ગયું. પછી તરત એને યાદ આવે છે કે હવે તો રામ કુમાર નથી રહ્યા પણ રાજા થયા છે તેથી પોતે રામભદ્ર ન બોલવું જોઈએ તેથી તે 'મહારાજ' એમ બોલી પોતાની ભૂલ સુધારે છે. આ બતાવે છે કે રામ હજી નવો નવો જ રાજા થયો છે કારણ વૃદ્ધ કંચુકી હજી જૂની ટેવ ભૂલ્યો નથી.

८–७

आर्य०—રામનો વિનય બતાવે છે. જૂના નોકરો પ્રત્યે તે કેટલા ઉદાર અને માયાળુ હતા તથા વિનયી હતા તે બતાવે છે. उपचार—સંબોધનની રીત यथाभ्यस्तम्–ટેવ મુજબ. अभिवादये–वद्+अभि નું કર્મણિ આજ્ઞાર્થ (લોટ) ત્રી. પુ. એ. વ.

૮-૯

**अष्टावक्रः**--अष्टौ वक्राणि यस्य सः (बहु०) કહોડ ઋષિનો પુત્ર. તે બ્રાહ્મણ હતો એના પિતા એના ગુરુ ઉદ્દાલકની પુત્રીને પરણ્યા હતા. પણ તે એના અભ્યાસમાં એટલો મગ્ન હતો કે એની કઠોરગર્ભા પત્નીની પણ એણે દેખભાળ ન લીધી. આથી ગર્ભસ્થ બાળકે એના બાપ ઉપર ધિક્કાર વરસાવ્યો. ઋષિએ ગુસ્સે થઈને શાપ આપ્યો કે તે વાંકાં અંગવાળો થશે. यस्मात्कुक्षौ वर्तमानो वक्रोऽपि तस्माद्वक्रो भवितास्यष्टकृत्यः ॥ કહે છે કે પાછળથી સમન્યા નદીમાં નહાવાથી એની ખોડ જતી રહી હતી.

૮-૧૦

**आर्य ततः किं**--અહીં એક ભારે ગમ્મત થાય છે કંચુકી આવીને કહે છે કે ઋષ્યશૃંગના આશ્રમેથી અષ્ટાવક્ર કંઈક સંદેશો લઈ આવ્યો છે. સીતા એ સમાચાર જાણવા ખૂબ જ અધીરી થઈ ગઈ છે એની આતુરતામાં એ એકદમ બોલી ઊઠે છે કે તો પછી વાર શા માટે લગાડો છો? એમને તરત લઈ આવો પણ કંચુકી આમ તો રાજાનો સેવક. એટલે રામની આજ્ઞા વગર તે એકદમ સીતાનું કહેવું કેવી રીતે માને? રાજાજ્ઞા સિવાય તો કંઈ થઈ ન શકે આથી તે મૂંઝાય છે કે સીતાનું કહ્યું કરવું કે રામની આજ્ઞાની રાહ જોવી? રામ તેની મૂંઝવણ કળી જાય છે અને તરત હુકમ આપે છે કે 'જલદી લઈ આવો.'

૮-૧૯

**सोमपीथी**—सोमस्य पीथः पानं अस्य अस्ति इति. કેટલીક આવૃત્તિઓમાં सोमपीती પાઠ મળે છે—सोमस्य पीतं पानं अस्य अस्ति इति. સતત સોમરસ પીનાર. કાયમ સોમયાગ કરનારને યજ્ઞને લીધે સોમપાન કરવું પડે. सोमपीथी निर्विघ्नः--રામ રાજા હતો. રાજા તરીકેની એની જોવાની ફરજ હતી કે યજ્ઞો નિર્વિઘ્ને થાય છે કે નહિ. આથી તે આ રીતે તપાસ કરી લે છે કે યજ્ઞ નિર્વિઘ્ન છે કે નહિ.

**आवुत्तः**—भगिनीपतिः–બનેવી. भावुकः-પૂજ્ય આ પાઠ પણ છે.

८-२१

શ્લોક ૯ (વસંતતિલકા)

**विश्वम्भरा**— विश्वं बिभर्तीति-પૃથ્વી (કે જે બધાંને ધારણ કરે છે. अप्रत-सू (બી. ગ.) લ ખુ કા. ત્રી. પુ એ. વ. યજ્ઞ માટે ભૂમિ ખેડાતી હશે તેમાંથી જનકને સીતા મળી આવ્યાં હતાં. એ પછી એમણે ઉછેરીને મોટાં કર્યાં હતાં

**प्रजापति०**—प्रजापतिना ब्रह्मणा समः तुल्यः અથવા प्रजापतिभिः समः પ્રજાપતિ એટલે બ્રહ્મા અથવા દસ (કે નવ) પ્રજાપતિ (બ્રહ્માના માનસપુત્રો) વાંચો વિષ્ણુપુરાણ- अथान्यान्मानसान् पुत्रान् सदृशानात्मनोऽसृजत् ॥ भृगुं पुलस्त्यं पुलहं क्रतुमङ्गिरसं तथा । मरीचिं दक्षमत्रिं च वसिष्ठं चैव मानसान् ॥ नव ब्रह्माण इत्येते पुराणे निश्चयं गताः ॥ જનકને ઉપનિષદમાં બ્રહ્મવેત્તા અને જીવન્મુક્ત કહ્યા છે. अभयं वै जनक प्राप्तोसि । સરખાવો. મ ચ. ૧૨૧. उत्पत्तिर्देवयजनाद्ब्रह्मवादी नृपः पिता ॥

**नन्दिनी**—આનન્દ આપનાર, પુત્રી. પહેલાં પુત્રીનો જન્મ પણ પુત્રના જન્મ જેટલો જ આનંદદાયક લેખાતો.

**गुरु**—અહીં गुरुः શબ્દના બે અર્થ થાય છે. (૧) વંશપ્રવર્તક પિતા, આદિકારણ (૨) ગુરુ-ધર્મના ઉપદેશક ગુરુ સૂર્ય રઘુકુળના વંશપ્રવર્તક પિતા છે તેથી ગુરુ અને વસિષ્ઠ રઘુકુળના કુળગુરુ છે. વસિષ્ઠ અહીં બ. વ. વાપરે છે કારણ કુળગુરુપદ તરીકેના ગૌરવને લીધે પોતાને માટે આદરાર્થે હોય. કે પોતે મોટા ઋષિ છે તેને લીધે હોય અથવા તો વિશ્વામિત્ર, વામદેવ વગેરેને પણ પોતાની સાથે રઘુકુળના ગુરુ તરીકે ગણાવ્યા હોય.

९-१

**तत् किम...शास्महे**-"તો અમે તારે માટે બીજું વધારે શું ઇચ્છીએ! સ્વયં પૃથ્વી તારી માતા છે તેથી તારું માતૃકુળ બહુ ઊંચું છે અને પવિત્ર છે એ ચોખ્ખું છે. તારો પિતૃપક્ષ પણ કંઈ ઊતરે એવો

નથી. રાજર્ષિ જનક કે જે પ્રજાપતિ સમા છે તે તારા પિતા છે. વળી એને જ અનુરૂપ એવું 'ઉચ્ચ તારું' શ્વશુરકુળ છે. સૂર્ય તારા શ્વશુરકુળના આદ્ય વંશપ્રવર્તક પિતા (ગુરુ) છે એટલે કે તારું શ્વશુરકુળ પણ એટલું જ ઊંચું છે. રઘુકુળના રાજાઓ જેવા તેવા કુળના નથી. વળી અમે (એટલે હું વસિષ્ઠ, વિશ્વામિત્ર વગેરે) રઘુકુળના ગુરુ છીએ.

કહેવાનું તાત્પર્ય કે તારામાં સઘળી સૌભાગ્ય સંપત્તિ એકઠી મળી છે. તારામાં એકેય ગુણની કમીના નથી. તેથી તું સારી સાધ્વી થા કે સંપત્તિવાળી થા એવું ઇચ્છવું નકામું છે. તારે માટે બીજું શું વધારે ઇચ્છીએ! હું કેવળ એટલું જ ઇચ્છું છું કે તું વીરપુત્રને જન્મ આપનારી થા." (વાંચો 'શાપ' મિત. પૃ. ૨૮)

શ્લોક-૧૦ (અનુષ્ટુભ)

'શાકુન્તલ' નાટકમાં જે વિચાર મહાકવિ કાલિદાસ બતાવે છે તે જ વિચાર ભવભૂતિ અહીં આપે છે. સૃષ્ટિનો સાધારણ નિયમ એવો હોય છે કે પહેલાં કારણ દેખાય અને પછી કાર્ય દેખાય. પહેલાં ફૂલ દેખાય અને પછી ફળ પહેલાં મેઘનો ઉદય થાય અને પછી વૃષ્ટિ થાય. આ નિયમ પ્રમાણે પહેલાં અર્થ જોવાય અને પછી વાણી ઉચ્ચારાય તો જ તે ફળે. આ સંસારનો સાધારણ નિયમ છે. અહીં રામ કહે છે કે એ નિયમ તો લૌકિક સાધુઓને (પ્રાકૃત મુનિઓને) લાગુ પડે છે. તેઓ જે કંઈ બોલે તે અર્થ (થઈ ગયેલો કે થવાની વસ્તુ) જોઈને એને ઉચિત બોલે તો જ એ સાચું પડે. નહિ તો ગાંડાના બકવાટની જેમ એ શબ્દો નકામા જાય આમ સંસારી સાધુઓ અર્થનો વિચાર કરીને વાણી બોલે છે. એટલો એમનો પ્રભાવ ઓછો.

પરંતુ આદ્ય ઋષિઓની બાબતમાં આ સાધારણ નિયમ લાગુ પડતો નથી. તેમની પાસે એટલું તપોબળ છે કે તેમના મુખમાંથી ગમે તે કાળે નીકળેલી ગમે તે વાણી સત્ય બની જાય છે. અર્થાત્ એ આશીર્વાદ નથી રહેતા પણ વરદાન બની જાય છે. શ્રી મણિલાલ ન. દ્વિવેદી સમજાવે છે તેમ તે તો અર્થનો વિચાર કર્યા વિના જે જે મોંમાંથી બોલે છે તેમાં જ અર્થને-વાણીની સફળતાને પેસવાની ફરજ પડે છે, તે જ પ્રમાણે થાય છે.

એટલી એમની તપઃસિદ્ધિ વિશેષ અર્થાત્ અહીં સાધારણ સાધુ અને આદ્ય ઋષિઓમાં તફાવત બતાવ્યો છે. પ્રાકૃત મુનિઓની બાબતમાં અર્થસાપેક્ષ વાણી છે, જ્યારે આદ્ય ઋષિઓની બાબતમાં વાક્સાપેક્ષ અર્થ છે. વાંચો ૨૫ મિત૦–एकत्र अर्थसापेक्षा वाक् अन्यत्र वाक्सापेक्षः अर्थ इति भेदः। વાંચો–प्रसन्नानामृषीणां मुखात् यदेव निःसरति तपःसिद्धिबलेन तदेवफलति। न कदाचिदुक्तं निष्फलं भवतीति भावः

વાંચો નિરુક્ત–साक्षात्कृतधर्माण ऋषयो बभूवुः।, वीर० तपस्विनामुक्तिर्हि तपःप्रभावेणानासन्नमप्यर्थमुत्पादयतीति भावः।

રામના કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે વસિષ્ઠ ઋષિએ જે ઈચ્છા પ્રગટ કરી છે કે સીતા વીર પ્રસવિની થશે એ શબ્દો સર્વથા સાચા જ પડવાના. વસિષ્ઠ આદ્ય ઋષિ છે. તેથી તેમના મુખમાંથી બોલાયેલી વાણી વરદાન જ થઈ રહે છે. તેમનું બોલાયેલું નિષ્ફળ થતું નથી અર્થાત્ તે ફળવાનું જ. સીતાને જરૂર પુત્ર થશે અને તે પણ વીર પુત્ર, સામાન્ય નહિ આમ મારા ઉપર ખરેખર અનુગ્રહ થયો છે.

સરખાવો શાકુ૦–૪–भगवन् वर.खल्वेषः नाशीः। उ. च. ४–१८– नैते गां च विप्लुतार्थां वदन्ति॥

१०–२

गर्भदोहदः–દોહદશંસિની સ્ત્રીઓના ભાવ, ઇચ્છાઓ. दोहं आकर्षं ददाति इति दोहदः, વાંચો दोहद. पुनपुंसकम् આ અવસ્થામાં સ્ત્રીને જે કંઈ ઇચ્છા થાય તે પૂરવી જોઈએ.

यद्देषा०–પાઠફેર यद्येषा (જો આ કહે તો કરીએ છીએ.) પહેલી નજરે यद्येषा પાઠ સારો લાગે છે કારણ એ સીતાનું શરમાળપણું બતાવે છે. સીતા એવી શરમાળ હતી કે મનના સુધી એ પોતાની ઇચ્છા વ્યક્ત કરતી જ નહોતી. ઘણા સમીક્ષકો આ પાઠ રાખે છે. પણ અમને यद्देषा પાઠ વધારે સારો લાગે છે. કારણ, કોઈ પણ સ્ત્રીની આ અવસ્થાની ઇચ્છાઓ દઈ કઈ છે એ પોતાની મેળે ન કહે તો પૂછવું એ પતિની પહેલી

ફરજ છે શ્રી કાળે આ પાઠ રાખતાં લખે છે કે આ પાઠ વડીલોની આજ્ઞા પ્રમાણે સીતાની ઈચ્છા તરત પૂરી કરવાની રામની તત્પરતા બતાવે છે. રામને અહીં ખાસ સીતાને સંભાળવા જ રાખવામાં આવ્યા હતા તેથી તે સીતાની સેવામાં હંમેશ તત્પર રહેતા. વડીલોની આજ્ઞા પ્રમાણે વર્તવા રામ એટલા આતુર છે કે એમાં 'જો...તો'...વગેરે શરતોને સ્થાન નથી ડૉ. બેલવલકર પણ આ પાઠ જ રાખે છે. જો કે रघु०–३–५–(नमे हृदा कांक्षति किंचिदीप्सितं०)–પ્રમાણે તો યદેષા પાઠને જ સમર્થન મળે છે. પણ આજ સુધી કંઈ સીતાને આ અવસ્થામાં કંઈ ઈચ્છાઓ નહિ થઈ હોય એમ નહિ. કારણ આ અવસ્થામાં બધી જ સ્ત્રીઓ સરખી. કેટલીક ઈચ્છાઓ વડીલોએ પૂરી હશે. કેટલીક રામે પણ પૂરી હશે અને હજી પણ તે પૂરવા તત્પર છે. વળી આગળ ઉપર જે વનગમનની ઈચ્છા સીતા વ્યક્ત કરે છે તે બહુ સ્વાભાવિક રીતે એનામાં ઉદ્ભવે છે, કંઈ ગમે યદેષા થી ટોણો માર્યો તેથી એકાદ ઈચ્છા રામના સંતોષ માટે વ્યક્ત કરવા ખાતર કરી છે એવું નથી. આથી અમે યદેષા० પાઠ રાખવા પ્રેરાઈએ છીએ.

१०–५–७

पुत्र०—पुत्रेण पूर्णः उत्सङ्गः यस्याः सा. आदिष्टो०—અષ્ટાવક્ર સન્દિષ્ટ શબ્દ વાપરે છે જ્યારે રામ आदिष्ट શબ્દ વાપરે છે. વસિષ્ઠ તરફનો રામનો અત્યંત આદર દેખાય છે.

શ્લોક–११ (ઈન્દ્રવજ્રા)

આગળ तदनुरोधात् કહ્યું હતું તેને અહીં સમર્થન મળે છે. વસિષ્ઠ કહે છે કે અમે બધા અહીં યજ્ઞમાં રોકાયા છીએ અને તેથી, તેના અનુરોધથી, અમે ત્યાં રહી શક્યા નથી. વસિષ્ઠ રામના કુળગુરુ છે. ધર્મના અનુરોધથી તેમને જવું પડ્યું છે. જો કે રામ પોતાનું રાજ્ય સંભાળી શકે એવા જ છે. છતાં એક સલાહકાર વડીલ તરીકે વસિષ્ઠને એક ચિંતા રહે છે. હજી હમણાં જ કંચુકીને મુખે સાંભળ્યું કે રામ હજી હમણાં જ રાજા થયા છે તેથી વૃદ્ધ કંચુકી પણ એમને 'મહારાજ'

કહેલા રેવાયે નથી. આમ હોવાથી વસિષ્ઠને મનમાં ઊંડે ઊંડે થાય છે કે રામ રાજા તરીકે રીઢો થઈ જાય ત્યાં સુધી પોતાની હાજરી ત્યાં આવશ્યક છે. એક તો રામ નવો રાજા છે. રાજ્ય પણ નવું છે. તેથી સ્વાભાવિક રીતે કોઈક પ્રશ્નમાં એ મૂંઝાય. વળી એ યુવાન છે. સીતાને પૂરા દિવસ જાય છે. તેની સંભાળમાં અત્યારે તે એકલો જ છે. તેથી સ્વાભાવિક છે કે એ સીતા પ્રત્યેની કાળજીમાં રાજ્ય કાર્યમાં ક્યાંક ભૂલ કરે. તેથી પ્રજા એથી નારાજ થાય. તેથી અત્યાર તે એક જ સલાહ આપે છે કે પ્રજાને સંતોષ આપજે. પ્રજાના સંતોષમાંથી જ યશ મળવાનો છે. એ રામને છેલ્લે એ યાદ દેવડાવે છે કે રામ એ કુળનો રાજા છે કે જેને યશ મુખ્ય વસ્તુ છે 'अपि स्वदेहात्किमुतेन्द्रियार्थाद्यशोधनानां हि यशो गरीयः' આથી તે ખાસ ભાર મૂકે છે કે પ્રજાનું હિત ખાસ જોજે.

અહીં શ્રી 'રાય' ટીકા કરે છે કે પોતાની ગેરહાજરી દરમિયાન રાજ્યમાં અવ્યવસ્થા થશે એમ વસિષ્ઠ ધારે છે. આ પ્રથમાર્ધમાં વ્યક્ત થાય છે. આમ શ્લોકના દ્વિતીયાર્ધમાં એ અવ્યવસ્થા દૂર કરવાનો ઉપાય સૂચવવાને બદલે યશ મેળવવાનું કહ્યું છે. એ એમને ઉચિત નથી લાગતું. પણ 'રાય'ની ધારણા અહીં અસ્થાને છે. રામને યોગ્ય શિક્ષણ મળ્યું છે અને તે પોતાનું રાજ્ય સંભાળી શકે તેવા છે. વસિષ્ઠ એમના કુલગુરુ અને સલાહકાર છે. તેમની અનુભવી દૃષ્ટિથી તે જુએ છે કે રામ યુવાન છે અને બિનઅનુભવી નવો રાજા છે. તેથી સંભવ છે કે એ કદાચ કોઈ બાબતમાં ખોટી રીતે દોરવાઈ જાય. એવો મૂંઝવતો પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે પોતાનું હિત ન જોતાં પ્રજાનું હિત જ જોવું એવી એક અનુભવી વડીલ સલાહકારની આ સલાહ માત્ર છે.

રામ એકદમ જે સીતા ત્યાગનો નિર્ણય કરે છે તેમાં વસિષ્ઠના શબ્દો કેટલો ભાગ ભજવે છે તે હજી આગળ જોઈશું. ઉપરાંત રામે આ નિર્ણય લીધો તેમાં 'નવા રાજા તરીકેનો તેનો જુસ્સો' એ ખાસ કારણ હતું. [એ માટે જુઓ આ પુસ્તકની અમારી પ્રસ્તાવના.]

तस्माद्यशो०—અન્વય—तस्मात् यत् यशः (भवेत्) तत् वः परमं धनम्। અથવા तस्मात् यशः (स्यात्) यत् (यशः) वः (युष्माकं रघूणां) परमं धनम्। તેમાંથી યશ મળશે કે જે તમારું પરમ ધન છે] પહેલી રીત સારી છે.

અહીં સ્વસ્માવશ. પાઠ લેતાં નીચે પ્રમાણે રચના થાય-યત્ (यस्मात्) વઃ સ્વસ્માત્ વશ. પરમ ધનમ્ કારણ તમને વશ તમારા જીવન કરતાં પણ પરમ ધન છે. આ ઠીક છે પણ રચના સુગમ રહેતી નથી.

११-१

મૈત્રાવરુણિઃ-મિત્ર (પું.)=સૂર્ય 'मित्रः वरुणश्च मित्रावरुणौ, तयोरपत्यं मैत्रावरुणि ।' જ્યારે દેવોનાં નામ દ્વન્દ્વ સમાસમાં જોડાય ત્યારે પહેલા નામનો અંત્ય अ 'देवताद्वन्द्वे च' (पा ६-३-२६) પ્રમાણે લખાય. કહે છે કે શાપને લીધે વસિષ્ઠે પોતાનું શરીર ખોયું હતું. તેનો આત્મા સૂર્ય અને વરુણમાં પ્રવેશ્યો. ત્યાંથી એને ફરી શરીર અને પુનર્જન્મ મળ્યાં ऋ ७-३३-११ ઉપરની ટીકામાં સાયણાચાર્યે વસિષ્ઠના જન્મની નીચેની હકીકત આપી છે-उतासि मैत्रावरुणो वसिष्ठ...ई. तयोरादित्ययो (मित्रावरुणयोः) सत्रे दृष्ट्वाप्सरसमुर्वशीम् । रेतश्च स्कन्द तत्कुम्भे न्यपतद्वासतीवरे ॥ तेनैव तु मुहूर्तेन वीर्यवन्तौ तपस्विनौ । अगस्त्यश्च वसिष्ठश्च तत्रर्षी सम्बभूवतु ॥ बहुधा पतितं रेतः कलशे च जले स्थले । स्थले वसिष्ठस्तु मुनिः सम्भूत ऋषिसत्तम ॥ વાંચો રામાયણ ઉત્તરકાણ્ડ સર્ગ ५७—तद् तेजस्तु मित्रस्य उर्वश्या पूर्वमाहितम् । तस्मिन्समभवत्कुम्भे तत्तेजो यत्र वारुणम् ॥ कस्यचित्त्वथ कालस्य मित्रावरुणसम्भव वसिष्ठस्तेजसा युक्तो जज्ञे इक्ष्वाकुदैवत

વસિષ્ઠ મિત્ર અને વરુણના પુત્ર હતા. એ માટે એક આખ્યાયિકા છે. પહેલા મિત્રદેવ વરુણ લોકમાં ગયા ત્યાં તેમણે ઉર્વશીને જોઈ ત્યાં તેમનું તેજ સ્ખલિત થતાં તેમણે તેને એક કુંભમાં નાખ્યું. એ જ અપ્સરાને વરુણ દેવે જોઈ. એમની પણ તેજ દશા થઈ. તેમણે પણ પોતાનું તેજ કુંભમાં નાખ્યું. એમાંથી પહેલાં અગસ્ત્ય મુનિ થયા અને પછી વસિષ્ઠ થયા

શ્લોક ૧૨—(અનુષ્ટુભ)

સૌહૃદયમ્—કુન્યવી સુખ જાનકી-રાય અહીં સુંદર ટીકા કરે છે કે જાનકીને છોડતાં રામે સ્નેહ, દયા અને સૌખ્ય-બધું ગુમાવ્યું છે. રામ

ખાસ જાનકી શબ્દ વાપરે છે. 'જનક' શબ્દ સૂચવે છે કે લોકોના હિત માટે એ રાજાનો ક્રોધ પણ ખમવા તત્પર છે.

વાંચો વીરરાઘવ—सीतामित्यनुक्त्वा जानकीमित्युक्तिर्लोकाराधनापेक्षया ब्रह्मवित्तमजनकानुरोधोऽप्यकिंचित्कर इति सूचयति ।

આવો ભાવ 'રામ' વગર બીજું કોણ ઉચ્ચારી શકે ? દુનિયાના કોઈ પણ સુખ કરતાં રામને પોતાની પ્રજાનું હિત વધારે પ્રિય હતું. રાજવી ફરજ આગળ રામ પોતાની જાતને પણ વીસરી ગયા હતા.

રાજ્ય માટે સઘળું ન્યોચ્છાવર કરવાની વૃત્તિ રામમાં મૂળથી જ હતી. કેવળ યશ મેળવવા ખાતર જ રામે સઘળું કર્યું છે એમ નથી. પોતે પોતાની પ્રજા ઉપર જે કાનૂન અને લૌકિક બંધનો નાખે છે એ બધું એક રાજાને પણ એ જ રીતે લાગુ પડે છે એમ એ માનતા. ટૂંકમાં પોતે એમ માનતા કે રાજા પોતે પણ સામાન્ય કાનૂનથી પર નથી જ. આ જ વૃત્તિથી એ આ શબ્દો બોલી ઊઠે છે.

પણ હાય ! રામને ખબર નથી કે પોતાના આ શબ્દો થોડા વખતમાં જ કસોટીએ ચડવાના છે.

૧૨-૧

अत एव राघवकुल०-અને પ્રજા ખાતર સઘળા સુખને, અરે જાનકીને પણ છોડવા તત્પર એવા આ રાઘવકુળધુરન્ધર ઉપર સીતા વારી વારી જાય છે. રે ! પણ એને ખબર નથી કે આ જ ભાવના એને વસમી નીવડશે. સરખાવો-रघु०-११-२-अपश्नुःप्रणयिनां रघोः कुले न व्यहन्यत कदाचिदर्थिता ॥

પણ તેમના આ શબ્દો પાછળ કેટલી કરુણ ઘટના રહી છે એની એમને ખબર નથી.

અહીં વાંચો શ્રી મ. ન. દ્વિવેદીની ટીકા પૃ ૧૧૯-"અમે વશિષ્ઠાદિ જે તારું રાજ્ય યથા ધર્મ ચલાવરાવી શકીએ તે તો અહીંયાં, ઋષ્યશૃંગના યજ્ઞમાં, રોકાયા છીએ; તું હજુ બાલક, પ્રજાપાલનના વિકટ કાર્યમાં અનનુભવિ, છે; તેથી એક જ શિક્ષા કહીએ છીએ કે પ્રજાને રંજન કરવા તત્પર રહેજે-એ જ મહાધન છે. આ આજ્ઞા રામે કેવી સુદૃઢ રીતિથી આખા નાટકમાં પાળી છે એ દાખલો લેવા લાયક છે, સાંભળતાં તરત જ રામ જે વિચાર દર્શાવી પોતાની તત્પરતા બતાવે છે, તથા સીતા, પોતાના હૃદયના સાર રૂપ સીતાને પણ તજવા કબૂલાત આપે છે; ને તે સાંભળી સીતાજી રામને રઘુવંશના ધુરંધર ગણી અભિનંદન આપે છે એ એ દંપતીની અનુવૃત્તિ, પ્રેમ તથા તદુપરી રામની પ્રજાહિત પર આસક્તિ બહુ ઉત્કૃષ્ટ રીતે સૂચવે છે."

સરખાવો-નૈષ०-त्यजन्त्यसून् शर्म च मानिनो वरं । भर्तृ नीति-तेजस्विनः
सुखमसूनपि संत्यजन्ति सत्यव्रतव्यसनिनो न पुनःप्रतिज्ञाम् ।।

દૃશ્ય ૩

[લક્ષ્મણ આવીને સમાચાર આપે છે કે રામના પૂર્વ જીવનને આલેખતા ચિત્રો ચિત્રકારે તૈયાર કરી દીધાં છે. સીતાના વિનોદ માટે રામ સીતાને લઇને એ જોવા જાય છે. લક્ષ્મણ એ ચિત્રના પ્રસંગો સમજાવતો જાય છે. સાથે સાથે એ સુખી દિવસોની મધુરી યાદ આ યુગલને અવર્ણનીય સુખમાં તરબોળ કરી દે છે. ચિત્રો જોતાં સીતાને એક વખત ફરીથી પતીતપાવની ભાગીરથીમા સ્નાન કરવાની અને એ વનમાં ફરવાની ઇચ્છા થઈ આવે છે. આથી રામ તરત રથ લઈ આવવા લક્ષ્મણને કહે છે.]

૧૨-૬

अस्मदु०-मया उपदिष्टम्-લક્ષ્મણે પોતે હકીકત કહી હશે તે પ્રમાણે તૈયાર થયાં અથવા તો 'આપણે કર્યું હતું તે પ્રમાણે' અર્થ પણ થાય.

૧૨-૭

वीथिका-કોઇ પૂરા કે લાગ.. કાર ચિત્રો નહિ ચીતર્યાં હોય પણ

એક મોટી દિવાલ ઉપર ચિત્રો ચીતર્યાં હશે એમ લાગે છે કારણ રામ અને સીતા ચાલીને એ ચિત્રો જોવા જાય છે. પૂછું કે કાગળ હોત તો કદાચ ત્યાં તેમની પાસે લાવવામાં આવત. પણ એ ચિત્રશાળાની દિવાલ જ હશે કારણ પહેલાં રાજમહેલોમાં પણ એવી ચિત્રશાળાઓ રાખવામાં આવતી.

૧૨-૮

**दुर्मनायमानांम्**-'कर्तुः क्यङ् सलोपश्च' पा३०-१-११ પ્રમાણે दुर्मनस् ઉપરથી નામધાતુ दुर्मनायते (दुर्मना इव आचरति दुर्मनायते) નું વ. કૃદંતનું સ્ત્રી. આપણે આગળ જોયું કે જનક ગયા હોવાથી સીતા ખિન્ન હતાં.

**जानासि०...ઈ.**—આ વાક્યમાં એક ગેરસમજ ઊભી થાય છે અહીં આ શબ્દોમાં રહેલા 'કાકુ' દ્વારા રામ સૂચવે છે કે અત્યારે સીતા ખિન્ન છે ત્યારે લક્ષ્મણે એને દુઃખ થાય એવો કશો ઉલ્લેખ કરવો નહિ પણ લક્ષ્મણ અહીં આ સમજતો નથી એને એમ લાગે છે કે મેં અત્યારે આ ઉદ્વિગ્ન સ્થિતિમાં મનને ખુશ કરે તેવો પ્રસંગ ખોળી કાઢ્યો તેથી રામ મને અભિનંદન આપે છે. પણ આ વસ્તુસ્થિતિ ખાસ કવિએ જ પ્રયોજી છે.

**तत्क्रियन्तं०**—અહીં આ વાત ખાસ કવિએ ગોઠવી છે કારણ તે દ્વારા રામનું પોતાનું મન સીતાની પવિત્રતા માટે શું કહેતું હતું તે બતાવે છે. રામ બહારથી ભલે ક્રૂર લાગ્યા. સીતાનો એમણે ભલે ત્યાગ કર્યો પણ તેમનું હૃદય એ કલંકને સાચું માનવાને તૈયાર નહેતું.

૧૨-૯

**यावदार्यायाः०**—અહીં પણ 'અગ્નિશુદ્ધિ'ના પ્રસંગનો કવિએ ખાસ ઉલ્લેખ કર્યો છે. અહીં 'यावदार्याया अयोध्यां प्रति निवर्तनम्' કે એવા બીજા કોઈ શબ્દોથી ચિત્રો ક્યાં સુધીનાં છે તે બતાવી શકાયું હોત, પરંતુ અહીં કવિ ખાસ પેલી અગ્નિશુદ્ધિની બાબત રજૂ કરે છે. સીતા સાથે શુદ્ધિ, કલંક વગેરે શબ્દોનો સંબંધ કલ્પી જ કેમ શકાય ? એ વિશે રામનું હૃદય શું કહે છે એ બતાવવાનો જ કવિનો આશય છે.

વળી રામના આ વિચારો સીતાને આગળ ઉપર જરૂર આશ્વાસન રૂપ થઈ પડે.

શ્લોક ૧૩—(અનુષ્ટુભ)

उत्पत्ति०— उत्पत्त्या या परिपूता तथाविधायाः જન્મથી જ જે પવિત્ર છે, વિશુદ્ધ છે. पावना०-अन्यत् पावनं पावनान्तरम्, સીતા પૃથ્વીમાંથી મળી હતી તેથી તે વિશુદ્ધ જ હતી. બીજી પવિત્ર કરનાર વસ્તુ એને વધારે કઈ પવિત્રતા આપવાની હતી ? તેનો જન્મ જ દૈવતાઈ રીતે થયો છે. પછી એને શુદ્ધિ કેવી ? જ્યાં અશુદ્ધિ છે જ નહિ ત્યાં શુદ્ધિ કરવાનો વિચાર જ કેનો ? એને પવિત્ર કરી શકનાર કોઈ જ નથી.

तीर्थोदकं०—તીર્થોદક અને અગ્નિ સ્વયં પવિત્ર છે. એને બીજી વસ્તુઓ દ્વારા શુદ્ધિ ઘટતી નથી. જેમ પવિત્ર પાણી અને અગ્નિને બીજી કોઈ વસ્તુ દ્વારા શુદ્ધ કરવી ઘટતી નથી તેમ સીતા પણ જન્મથી જ પવિત્ર છે પછી એને પવિત્ર કરવા માટે અગ્નિ કે બીજી વસ્તુની જરૂર નથી. ત્યારે પહેલાં તેમણે શુદ્ધિ કેમ કરાવી અને હવે આવું કેમ બોલે છે ? આગળ આ વાત સ્પષ્ટ કહે છે.

અગ્નિશુદ્ધિના પ્રસંગનો ઉલ્લેખ આવતાં રામના મનના વિચાર બહાર આવે છે. જન્મથી જ પવિત્ર એવી સીતાને પોતે અગ્નિકસોટીએ ચડાવી ! પોતે સીતાના ચારિત્ર્ય વિશેના એના પોતાના વિચાર આજે સીતા સમક્ષ પ્રગટ કરે છે. પછીના જ શ્લોકમાં તે સ્પષ્ટ કહે છે કે એવી અગ્નિશુદ્ધિ કરવાનું કારણ કેવળ પ્રજાને સંતોષવાનું જ હતું. પ્રજા કોઈ ખરાબ વાત ફેલાવે નહિ તે માટે જ રામે તે કર્યું હતું. બાકી તેમના પોતાના મનમાં સીતાની પવિત્રતા માટે સહેજ પણ શંકા નહોતી

અહીં એક સામાન્ય, બે વાર બે વાક્યમાં કહ્યું છે તેથી પ્રતિવસ્તૂપમા અલંકાર થયો.

સરખાવો—म च ४-१७-निवर्णनैः पवित्रस्य किमन्यत्पावनं तव ।

तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः ॥; उ. च.-४-आः कोऽयमग्नि र्नामास्मत्प्रसूतिं परिशोधने ।...अग्निरिति वत्सां प्रति परिलघून्यक्षराणि ।

१३-१

**देवयजनसंभवे**—देवाः इज्यन्ते अत्र इति देवयजनं, यज्ञभूमिः, देवयजनात् संभवः यस्याः सा देव... संभवा । આગળ उत्पत्तिपरिपूतायाः કહ્યું તેને અહીં સમર્થન આપે છે. સીતા જન્મથી જ વિશુદ્ધ હતી કારણ એક તો એ પૃથ્વીમાંથી જન્મી હતી. બીજું એ દેવયજ્ઞની ભૂમિમાંથી મળી હતી, જેવી તેવી જમીનમાંથી નહિ. આમ તે અયોનિજા હોવાથી જન્મથી જ પવિત્ર હતી. સીતાના ચારિત્ર્ય માટેના આ રામના અંતરના વિચારો. તે દિવસ એને જે કંઈ કરવુ પડ્યું હતું તે પોતાના સંતોષ માટે નહિ પણ પ્રજાના. આજે તે ખરા મનથી સીતાની ક્ષમા માગે છે. પહેલાં જે કર્યું છે તેનું રામને દુઃખ થાય છે.

સરખાવો म. च. १-२०-लाङ्गलोल्लिख्यमानाया यज्ञभूमेः समुद्गता । सीतेयमूर्मिला चेयं द्वितीया जनकात्मजा ॥

રામાયણમાં સીતાની અનસૂયા પ્રત્યે નીચેની ઉક્તિ છે—

मिथिलाधिपतिर्वीरो जनको नाम धर्मवित् ।
क्षत्रधर्मेष्वनुरतो न्यायतः शास्ति मेदिनीम् ॥
स सीराकर्षणं कर्तुं गतः काले पिता मम ।
पत्नीभिः सह धर्म्याभिः स ददर्शाद्भुतं महत् ॥
अन्तरीक्षे च गच्छन्तीं दिव्यरूपां मनोरमाम् ।
मेनकां वै ह्यप्सरसं द्योतयन्तीं दिशस्त्विषा ॥
तां दृष्ट्वा रूपसंपन्नां मन्मथस्य रतीमिव ।
तस्यासीन्मानसी बुद्धिस्तदा धैर्यविचालनी ॥
अस्यां नाम ममोत्पद्येदपत्यं कीर्तिवर्धनम् ।
ममापत्यविहीनस्य महान् स स्यादनुग्रहः ॥

अथान्तरीक्षे वागुच्चैरुवाचामानुषी किल ।
प्राप्स्यस्यपत्यमस्यास्त्व सदृश रूपवर्चसा ॥

तस्य लाङ्गलहस्तस्य कर्षतो यज्ञमण्डलम् ।
अह क्षितोत्थिता भित्त्वा जगतीं जगतो गतिम् ॥

जीवितावधि -जीवित अवधि यस्य-જીવતા સુધી प्रवाद -કલંક પાઠ ફેર-प्रणाम -આ પાઠ તદ્દન અનુચિત છે કારણ એ લેતા जीवितावधि નકામુ બને છે રામ ધીમે ધીમે 'प्रवाद'ની વાત કરી એને ન ગણવા સીતાને કહે છે અને માફી માગે છે

શ્લોક ૧૪—( વસતતિલકા )

कष्ट०— कष्ट जन સાથે જાય કષ્ટપ્રદ લોકો, લોકો ક્રૂર છે કષ્ટપ્રદ છે

પાઠફેર -(૧, कष्टं०-कष्ट અરેરે! जन अनुरञ्जनीय સાથે જાય

(૨) क्लिष्ट ०–क्लिष्ट दु खित जनः

कष्ट –ક્રૂર, કષ્ટપ્રદ આ પાઠ અહી અહેવો નથી છતા સારો છે. कष्टप्रद ના અર્થમા લઈએ તો જ जन સાથે બરાબર બધ બેસે છે. खलरूपितया कष्टहेतु जन આ પાઠ પ્રમાણે રામ એમ કહેવા માગે છે કે લોકો ગમે તેટલા ખરાબ હોય, અફવા ફેલાવનારા હોય છતાં તેવા લોકોને પણ કુળ જેમનુ ધન છે તેવાઓએ ખુશ કરવાના જ રહ્યા એના કરતાં कष्ट પાઠ વધારે સુગમ છે અરેરે! કુળની આબરૂ જેને ધન છે તેમાઓએ લોકોને ખુશ કરવાના! તેઓ ગમે તે બોલે તે માટે એમને સજા નહિ કરવાની? મન ના કહેતું હોય છતા તેવી વસ્તુ કરીને લોકોને જેમણે ખુશ કરવાના હોય છે એવા પોતાના જેવી સ્થિતિના લોકો ઉપર રામને બહુ દયા આવે છે વીર० क्लिष्ट પાઠ લે છે પણ તે પણ ખરાબર નથી એમ લેતાં તે સીતા સાથે જાય क्लिष्ट जन = દુ:ખી મનુષ્ય આવા (સીતા જેવા) દુ ખી જનને કુળ જેમનુ ધન છે તેમાઓએ આનદ આપવો જોઈએ, એને આગળનુ દુ:ખ સભારીને દુ ખ કરવુ ન જોઈએ. વાંચો– क्लिष्ट

जनः दुःखितः जनः जनैः अनुरञ्जनीयः। क्लेशं विस्मार्य लालनीयः इत्यर्थः। न तु पूर्वानुभूत दुःखस्मारणेन क्लेशयितव्य इत्यर्थः। પણ એથી તો એમ અર્થ થાય કે સીતા દુઃખી છે તેથી તેને ખુશ કરવી જોઇએ, કંઇ તેના ખાસ ગુણથી નહિ. તેથી એ પાઠ પણ બરોબર નથી. અહીં બેલ્વલકર પણ कष्ट. પાઠ રાખે છે. પહેલી નજરે कष्टं० પાઠ સુગમ લાગે પણ कष्टः પાઠ જ વધારે સારો છે. કારણ હજી ઘડીક પહેલાં રામ લોકો માટે સઘળું ન્યોચ્છાવર કરવા તૈયાર થઇ જાય છે. જ્યારે અહીં कष्टं પાઠ લેતાં એમ લાગે કે એમને અંતરથી એ ગમતું નથી. આમ પરસ્પર વિરોધ થાય. પણ कष्टः પાઠ स्नेहं दयां० ઇ ઉકિતને અનુરૂપ છે. એવા ખરાબ લોકોને પણ રામ જેવા રાજાઓ કે જેમને કુળનું નામ એ જ ધન છે તેવાઓએ ખુશ રાખવાના રહ્યા. પછી ભલે એમને સારું લગાડવા પોતાના આપ્તજનને પણ ખરાબ લગાડવું પડે. આમ આ પાઠ રામની પ્રજાનુરંજનની ભાવનાને અનુરૂપ હોવાથી સારો છે.

**तन्नो०**–તેથી અમે (હું) જે તારે માટે ખરાબ બોલ્યો તે તને યોગ્ય નથી. तत् तस्मात् यद् नः (अस्माक) अशिवं उक्तं तत् हि ते तव (सीतायाः) न क्षमम् લોકો શું કહેશે એ સામે જોઇને એણે તિરસ્કાર કર્યો હતો, બાકી તે પોતે તો એમ જ માનતા હતા કે સીતા જન્મથી જ પવિત્ર છે અને એવી વર્તણૂક એને ઉચિત નથી. અહીં तन्ने પાઠ છે. પણ અર્થમાં ખાસ ફેર નથી.

**नैसर्गिकी**--ઉપરની બાબતના સમર્થનમાં અહીં દૃષ્ટાન્ત આપે છે કે સુગંધી ફૂલનું કુદરતી સ્થાન મસ્તક ઉપર સિદ્ધ છે, પગથી છૂંદાવામાં નહિ. અર્થાત્ સુગંધી ફૂલને માથા ઉપર ન મૂકતાં પગ નીચે કચડવામાં આવે તો તે જેમ બેહૂદું લાગે તેમ સીતા તરફ દાખવેલું વર્તન પણ તેટલું જ અણઘટતું છે. સુગંધી ફૂલ તો તે પેદા થયું ત્યારથી જ તેને માથે બેસવાનો હક છે. પગ નીચે છૂંદાવાનો નહિ,

અહીં પ્રથમાર્ધની વિશેષ ઉક્તિનું દ્વિતીયાર્ધની વિશેષ ઉક્તિ દ્વારા સમર્થન થયું. છે તેથી દૃષ્ટાન્ત અલંકાર થયો.

આમ આ શ્લોકમાં રામની સીતા ઉપરની અગાધ પ્રીતિ વ્યક્ત થાય

છે. પોતે જે અયોગ્ય વર્તન કર્યું હતું એને માટે તે પારાવાર પસ્તાવો કરે છે અને સીતાની પવિત્રતા બતાવી એની માફી માગે છે સીતા તો જન્મથી એવી પવિત્ર હતી કે એના સ્નાન માત્રથી કેટલીયે નદીઓ પવિત્ર

થઈ જતી. વાચો-મેઘ૦-यक्षश्चक्रे जनकतनयास्नानपुण्योदकेषु

મા મા મા પણ આ શ્લોક આવે છે.

१४-२

भवत्वा०-આમળ જોયું કે જે કર્યું છે તેનું રામને દુઃખ થાય છે પણ સીતાની એ મહત્તા છે કે એ રામને એ બાબતના વિચાર પણ આવવા દેતી નથી. आलेख्यम्-ચિત્ર

१४-५

उपरिनिरन्तर०-उपरि-ઉપર निरन्तर०-निर्गतम् अन्तर यस्मिन् कर्मणि तत् यथा तथा स्थिता-પાસે પાસે રહેલા उपस्तुवन्ति-શ્રી રામ કહે છે તેમ અસ્ત્રો શરીર ધારીને દેખાયાં હતા અને સાધારણ માનવોની માફક રામની સ્તુતિ કરતાં હતાં.

१४-६

सरहस्यानि—રહસ્ય એટલે પ્રયોગ અને સંહારના મંત્રો સાથેનાં. रहस्येन सह वर्तमानानि सरहस्यानि । सरहस्यानि जृम्भकास्त्राणि ।

जृम्भकास्त्राणि—जृम्भते प्रयोक्तुरिच्छया इति जृम्भकाणि । तथाविधानि अस्त्राणि जृम्भकास्त्राणि । આ અસ્ત્રોના પ્રભાવથી બગાસાં આવે અને બેભાન થઈ જવાય. આ અસ્ત્રો સામા પક્ષને નિદ્રામા નાખી દઈ જડ બનાવી દે. તેમની સંખ્યા લગભગ સો જેટલી હતી આ અસ્ત્રો માનવી વાણી બોલી શકતા એ સાતમા અંકમાં પ્રતીત થાય છે તે ગમે ત્યારે ગમે તે સ્વરૂપ લઈ શકતાં વાચો रामा०-कृशाश्वतनयान्राम भास्वरान्कामरूपिण । प्रतीच्छ मम भद्र ते पात्रभूतोसि राघव ।

**कृशाश्वात्**—કૃશાશ્વ કોઈ રઘુવંશના રાજાનું નામ હતું. પણ તેનો અહીં ઉલ્લેખ ન હોઈ શકે. કૃશાશ્વ (કે ભૃશાશ્વ) નામના એક મુનિ કે દેવર્ષિ હતા. તે દક્ષની બે કન્યાઓ સાથે પરણ્યા હતા. તેમણે નાટ્ય અને નૃત્ય સંબંધી ગ્રન્થ લખ્યાનું કહેવાય છે. પાણિની આ ઋષિનો ઉલ્લેખ કરે છે. વિશ્વામિત્ર આ કૃશાશ્વ ઋષિના શિષ્ય હતા. તેથી તેમણે આ દિવ્ય અસ્ત્રો વિશ્વામિત્રને આપ્યાં હતાં.

**कौशिक**—વિશ્વામિત્ર. અહીં કેટલીક પ્રતોમાં कौशिकमृषि 'विश्वस्य मित्र' विश्वामित्र—એમ પાઠ છે. વિશ્વામિત્ર વિશ્વના કલ્યાણકર્તા હતા. વિશ્વનું કલ્યાણ કરવા સિવાય આ અસ્ત્રોનું તેમને કંઈ પ્રયોજન નહોતું. આથી તેમણે એ અસ્ત્રો રામને આપ્યાં કારણ રામ એકલા જ વિશ્વનું કલ્યાણ કરવા સમર્થ હતા તેથી તે અસ્ત્રો એમને વધારે ઉપયોગી થાય. વાંચો म. च १-१०-विश्वामित्रात्प्राप्य विश्वस्य मित्रात् पुण्यैर्युष्मानद्य रामः कृतार्थः। ध्यानैर्ध्यातैः मंनिवेयं भवद्भिः स्वं स्वं स्थानं यात यूयं नमो वः ॥

**ताटका**—સુકેતુ નામના યક્ષની તે પુત્રી હતી. પોતાના તપના ફળ રૂપે બ્રહ્મા પાસેથી એને એ મળી હતી. એને સુન્દ સાથે પરણાવી હતી. એને મારીચ નામે પુત્ર હતો. સુન્દ મરાયો ત્યારે મારીચ સાથે એણે અગસ્ત્ય મુનિને ઘણા હેરાન કર્યા હતા. આથી એમના શાપથી મારીચ રાક્ષસ થયો અને તાટકા માણસભક્ષિણી પિશાચિની થઈ. જ્યારે રામ લક્ષ્મણ સાથે વિશ્વામિત્ર તાટકાના વનમાંથી પસાર થતા હતા ત્યારે તેમણે રામને તાટકાનો વધ કરવા કહ્યું હતું. તે બ્રાહ્મણો અને ઋષિઓને ત્રાસ આપતી હોવાથી વિશ્વામિત્રે તેવી આજ્ઞા કરી હતી. આથી સ્ત્રી હોવા છતાં રામે વિશ્વામિત્રની ઈચ્છાથી તાટકાનો વધ કર્યો હતો. વાંચો म. च. १-२९-सेयं सुकेतोर्दुहिता भार्या सुन्दासुरस्य च। मारीचजननी घोरा ताटका नाम राक्षसी ॥

આ વખતે પ્રસન્ન થઈને વિશ્વામિત્રે આ અસ્ત્રો રામને આપ્યાં હતાં. વાંચો म च અંક १-विश्वामित्रः-(स्वगतम्) अस्यायमवसरो दिव्यास्त्रमहतां दानस्य वर्तते महत्यो गुर्वः। (प्रकाशं) राम पुनाचन, यानि हि भगवतः कृशाश्वतनयानतिशयितस्य सरहस्यजृम्भकप्रयोगसंहारस्य दिव्यास्त्रमंत्रपारायणस्य

१५-२

सर्वथेदानीं०—હવે દરેક રીતે એ અસ્ત્રો તારી સંતતિની સેવામાં રહેશે. અર્થાત્ રામચંદ્રની સંતતિને પણ એ અસ્ત્રો રામ જેટલાં જ સિદ્ધ હશે. અહીં અસ્ત્રો રામે એનાં સંતાનોને આપ્યાં. સાતમા અંકમાં સીતાના પુત્રોને ઓળખતી વખતે આ વાક્યની અગત્ય સમજાય છે ગર્ભનાટકમાં આ અસ્ત્રો લવ કુશને સ્ફુરતાં બતાવ્યાં છે. એના કારણ તરીકે રામની આ વાક્યમાંની આજ્ઞા છે એમ બતાવ્યું છે.

१५-७

दलन्नव०—दलत् (विकसत्) नवं नीलं उत्पलं तद्वत् श्यामलं स्निग्धं मसृणं तेन, दलन्न०—दलत्–ખીલતા. मसृण–કોમળ.

विस्मय०—विस्मयेन स्तिमितः तात' तेन दृश्यमाना सौम्या सुन्दरा च श्रीः यस्य सः (बहु०)

અહીં ઘનશ્યામ નીચેનો પાઠ રાખે છે—तातनगरजनदृश्यमान सौमसुन्दरश्रीः—તાત અને નગરજનોથી જોવાતા ચંદ્રમા જેવી સુંદર શોભાવાળા–तातेन नगरजनेन च दृश्यमाना सोमवत् (चन्द्रवत्) सुन्दरा श्रीः यस्य सः

अनादर०—अनादरेण (लीलया) खण्डितं शाङ्करस्य शरासनं (धनुः) येन सः—જેણે સહેલાઈથી શંકરનું ધનુષ્ય તોડી નાખ્યું છે તેવા. રામાયણમાં આ પ્રસંગનો ઉલ્લેખ છે. દક્ષયજ્ઞના ધ્વંસ પછી શંકરે પોતાનું ધનુષ્ય જનકના કોઈ પૂર્વજ દેવરાત પાસે મૂક્યું હતું. જનક તેની પૂજા કરતો હતો જ્યારે સીતાના હાથ માટે ઘણા રાજાઓનાં માગાં આવવા લાગ્યાં ત્યારે એણે કહ્યું કે જે શંકરનું આ ધનુષ્ય ભાગશે તેને મારી પુત્રી પરણાવીશ. રામે તે ધનુષ્ય ખેંચ્યું અને ચઢાવતી વખત સહેજમાં ભાગી નાખ્યું. વાંચો રામાયણ–બાલકાંડ–૬૭-૧૬, ૧૭—लीलया स धनुर्मध्ये जग्राह वचनान्मुने. ॥ आरोपयत् स धर्मात्मा सलीलमिव तद्धनु ॥ आरोपयित्वा मौर्वीं च पूरयामास तद्धनुः ॥ तद्बभञ्ज धनुर्मध्ये नरश्रेष्ठो महायशाः ॥

शिखण्डमुग्ध०—शिखण्डेन मुग्धं मुखमण्डलं यस्य सः–शिखण्ड–शिखाभिर्बन्ते

इति शिखण्डः वाळ ઉતારતી વખતે ચોટલીની જગ્યાએ અથવા બંને બાજુ વાળના ગુચ્છ રાખવામાં આવતા તે. આ વાળ લગ્ન વખતે કાઢી નાખવામાં આવે છે વાંચો बालाना तु शिखा प्रोक्ता काकपक्षः शिखण्डकः ।

श्लोક ૧૬(અનુષ્ટુભ)

**संबन्धिन** –સંબંધીઓ. નવા વિવાહના સંબંધને લીધે આ સંબંધીઓ થયા હતા. अभिनवेन वैवाहिकेन सम्बन्धेनेति शेषः ।

**गौतम-शतानन्दः** गौतम=गौतमपुत्रः=शतानन्द શતાનંદ ગૌતમ ઋષિ અને અહલ્યાનો પુત્ર હતો. એ જનક રાજાના વંશનો પુરોહિત હતો વાંચો म. च १–अहल्या नाम गौतमस्य महर्षेरौचथ्यस्य धर्मपत्नी । यस्याः शतानन्द आङ्गिरसोजायत ॥

અહીં શ્રી રાય જરા જુદી રચના લે છે તે સારી છે. જનક અને ગૌતમ એકના એક સંબંધીઓને સાથે અર્ઘ્યનક્રિયા કરે છે. જો તેમ હોય તો ક્રિયાપદ દ્વિવચનમાં હોય પણ અહીં તો अर्चति એ વ મા છે એમ તેઓ કહે છે. વળી વસિષ્ઠને સંબંધી ગણવા યોગ્ય નથી આથી તે નીચે પ્રમાણે લે છે- एष तत्र तात सबंधिन' (दशरथादीन्) (अर्चति) (तथा) जनकाना पुरोहित्त गौतम शतानन्दः वसिष्ठादीन् (सम्बन्धिन) अर्चति ॥ આ અર્થ પ્રમાણે જનક દશરથ વગેરે સંબંધીઓની અર્ઘ્યનક્રિયા કરે છે જ્યારે શતાનંદ વસિષ્ઠ વગેરેની જુદી અર્ઘ્યનક્રિયા કરે છે. વળી પુરોહિત પુરોહિતનો સત્કાર કરે અને રાજા જનક દશરથ વગેરેનો સત્કાર કરે એમ લેતાં अर्चति એ વ. પણ બંધ બેસે છે.

બીજી લીટી મ. ચ. માં આવે છે.

શ્લોક ૧૭-(અનુષ્ટુભ)

**कुशिक०**-कुशिकस्य नन्दन–કુશિકઋષિના પુત્ર-કૌશિક-વિશ્વામિત્ર. ખરી રીતે કંઈ વિશ્વામિત્ર કન્યા આપનાર અને લેનાર નહોતા પરંતુ બંને કુળમાં વિશ્વામિત્ર પૂજ્ય હતા તેથી એમની જ આજ્ઞાથી કન્યા

આપાતી અને લેવાતી. તેથી જ તેમને દાતા અને ગ્રહીતા કહ્યા. વાંચો—तस्योभयोरेव कुलयोः पूज्यत्वात्तदाज्ञयैव कन्यादानग्रहणयोः संपन्नत्वाच्च तस्मिन् दातृग्रहीतृत्वोपचारः न पुनर्वस्तुतः स एव दाता ग्रहीता च ।

મહાવીરચરિતમાં આ જ શ્લોક સહેજ ફેરફાર સાથે છે. વાંચો म. च. १-१७—जनकानां रघूणां च संबन्धः कस्य न प्रियः । यत्र दाता ग्रहीता च कल्याणप्रतिभूर्भवान् ॥

१७ ३

*तत्काल०*—तत्काले कृतं गोदानमङ्गलं येषाम्—જેનું ગોદાનમંગળ તે વખતે કરવામાં આવ્યું હતું.

गोदान०—લગ્ન પહેલાં કેશ કાપવાની વિધિ. એને केशान्त સંસ્કાર પણ કહેવામાં આવે છે. યાજ્ઞવલ્ક્ય પ્રમાણે તે સોળમે વર્ષે થતો. केशान्तः षोडशे વાંચો—એના ઉપરની मिताक्षरा-केशान्तः पुनः गोदानाख्यं कर्म गर्भादारभ्य षोडशे वर्षे ब्राह्मणस्य कार्यम् વાંચો रघु०-३-३३ अथास्य गोदानविधेरनन्तरं विवाहदीक्षां निरवर्तयद्गुरुः અને તેના ઉપરની મલ્લિનાથની ટીકા—'गावो लोमानि केशा दीयन्ते खण्ड्यन्तेऽस्मिन्निति व्युत्पत्त्या गोदानं नाम ब्राह्मणादीनां षोडशादिषु वर्षेषु कर्तव्यं केशान्ताख्यं कर्मोच्यते વાંચો मनु०-केशान्तः षोडशे वर्षे ब्राह्मणस्य विधीयते । राजन्यबन्धोर्द्वाविंशे वैश्यस्य द्व्यधिके ततः ।

અથવા ક્ષત્રિયોમાં વિવાહ પહેલાં વિધિપૂર્વક ગાયોનું દાન કરવામાં આવતું એને પણ ગોદાન કહ્યું છે. શ્રી કાણે બીજો અર્થ બરાબર ગણે છે અને તેના સમર્થનમાં નીચેના શ્લોક આપે છે-रामा- बालकाण्ड-स गत्वा निलयं राजा श्राद्धं कृत्वा विधानतः । प्रभाते काल्यमुत्थाय चक्रे गोदानमुत्तमम् ॥ गवां शतसहस्रं च ब्राह्मणेभ्यो नराधिपः एकैकशो ददौ राजा पुत्रानुद्दिश्य धर्मतः ॥ सुवर्णशृङ्गाः संपन्नाः सवत्साः कांस्यदोहनाः । गवां शत सहस्राणि चत्वारि पुरुषर्षभः ॥ वित्तमन्यच्च सुबहु द्विजेभ्यो रघुनन्दनः । ददौ गोदानमुद्दिश्य पुत्राणां पुत्रवत्सलः ॥

'કાળે' બતાવે છે કે રામાયણના જ શ્લોક 'કાણે'ની ધારણા વિરુદ્ધ જાય છે. તે ધારે છે કે ગાયોનું દાન એ 'ગોદાનમંગલ'નો જ ભાગ હશે.

**विवाहदीक्षिताः**-विवाह एव दीक्षा विवाह दीक्षा; विवाहदीक्षा एषां संजाता ते विवाहदीक्षिताः અથવા विवाहे दीक्षिताः અહીં ચારેય કુમારોના લગ્નના પ્રસંગનું ચિત્ર હતું.

**શ્લોક ૧૮-અ-વય**-सुमुखि, एष स समयः वर्तते इव, यत्र अयं तव आगृहीतकमनीयकंकणः मूर्तिमान् महोत्सव इव गौतमार्पितः करः मा समनन्दयत्।

**(મંજુભાષિણી)**

આગળ ઉપર હમણાં જ સીતાએ કહ્યું કે ચિત્રો જોઈને જાણે પોતે એ જ સમયમાં હોય એવું અનુભવે છે અહીં રામ પણ એ જ ભાવ પ્રગટ કરે છે કે પોતે પણ એવું જ કંઈક અનુભવે છે. તે એ સમય સંભારે છે કે જ્યારે સીતાનો કંકણ પહેરેલો હાથ કન્યાદાન વખતે તેના હાથમાં મૂકાયો હતો.

**गौतमा०**-गौतमेन (शतानन्देन) (मम हस्ते) अर्पित आगृहीतं कमनीयं कंकणं येन અથવા यस्मिन् (करे) જેણે સુંદર કંકણ ધાર્યું છે. તેવો ટીકાકાર ઘનશ્યામ જરા જુદી રીતે સમજાવે છે-आदरात् गृहीतश्चासौ कमनीय कङ्कण -માનથી (મારા વડે) પકડાયેલો અને સુંદર કંકણ ધારતો 'आगृहीत' ને બદલે उद्गृहीत પાઠફેર છે.

અહીં વાંચો મ. ન દ્વિવેદીની ટીકા-પૃ. ૧૨૧-"જે વેળે સીતાનો હાથ રામના હાથમાં અપાયેલો તે જ સમય જાણે ફરી આવ્યો હોય એમ લાગે છે. શંકર ધનુષના ખંડનથી માંડીને વશિષ્ઠાદિકનો આવકાર, વિશ્વામિત્રની પૂજા, ને ચારે ભાઈઓનું ગોદાન આદિક મંગલ કાર્ય એ સર્વ સૂચવવાથી પાણિગ્રહણના સમયની સ્મૃતિ પરંપરા પૂર્ણ થાય છે; ને સીતા પણ કહે છે કે તે જ સમયે ને તે જ કાલે ઊભી છું; તથા રામ પણ એનું એ જ કહે છે. એ સ્મરણમાં રામ સીતા પ્રેમથી ગળી જાય છે ને નાનાવિધ વિનોદ ઉપજી રહે છે"

१८-१

**माण्डवी०**—માણ્ડવી ભરતની પત્ની હતી અને શ્રુતકીર્તિ શત્રુઘ્નની પત્ની હતી. સીતા અને ઊર્મિલા જનકસીરધ્વજની પુત્રીઓ હતી, જ્યારે માણ્ડવી અને શ્રુતકીર્તિ સીરધ્વજના નાના ભાઇ કુશધ્વજની પુત્રીઓ હતી. વાંચો म. च १-२०

लाङ्गलोल्लिख्यमानाया यज्ञभूमेः समुद्गता ।
सीतेयमूर्मिला चेय द्वितीया जनकात्मजा ॥

म च १—विश्वामित्रः दुहितरौ माण्डवी श्रुतकीर्तिश्च ते च भरतशत्रुघ्नाभ्यामभ्यर्थये ।

१-५८—एताश्चतुर्भ्यो रघुनन्दनेभ्यो
निर्मेऽहे राजसुताश्चतस्र. ।
वसिष्ठवद्गौतमवच्च भूत्वा
दत्ता· प्रतीष्टाश्च समं मयैव ॥

ભરત કૈકેયીનો અને લક્ષ્મણ તથા શત્રુઘ્ન સુમિત્રાના પુત્રો હતા. વાંચો રામાયણ-भरतो नाम कैकेय्यां जज्ञे सत्यपराक्रमः । ..अथ लक्ष्मणशत्रुघ्नौ सुमित्राऽजनयत्सुतौ ।

લક્ષ્મણ કરતાં રામ અને ભરત મોટા છે તેથી તે સીતા અને ઊર્મિલાને 'આર્યા' કહે છે, જ્યારે શ્રુતકીર્તિને વધૂ કહે છે કારણ શત્રુઘ્ન નાનો છે. વાંચો.— वधूर्जाया स्नुषा स्त्री च' इत्यमरः पिता हि भवति ज्येष्ठो धर्ममार्यस्य जानतः ।

१८-२

**वत्स इयमपरा का**-લક્ષ્મણ પોતાની ભાભીઓની ઓળખાણ આપે છે પણ પોતાની પત્ની ઊર્મિલાનું ચિત્ર બતાવતો નથી. સીતા તરત સમજી જાય છે કે વડીલ બંધુ આગળ લક્ષ્મણે એની પત્નીનો ઉલ્લેખ કર્યો નથી. તેથી તે ઊર્મિલાનું ચિત્ર બતાવી લક્ષ્મણ પ્રત્યે એક રમૂજી કટાક્ષ કરે છે કે ભાઈ, આ બીજી ઊભી છે એ કોણ છે? એની તો ઓળખાણ આપો!

ભવભૂતિમાં હાસ્ય જોવાં મળતું નથી એમ કહેવાય છે પરંતુ અહીં આ મીઠી મજાકમાં દિયર ભોજાઈનાં હેતનો રમૂજી પ્રસંગ એણે આપ્યો છે. આવે પ્રસંગે ભાગ્યે જ ભવભૂતિમાં હાસ્ય અને રમૂજ દેખાય છે ખરાં.

૧૮-૩

**अपवार्य**-આ ઉક્તિમાં બોલનાર પાત્ર બીજાં પાત્રોની પૂંઠ ફેરવી કોઈ બીજા પાત્રનું રહસ્ય પ્રેક્ષકોને જણાવે છે. અને એ બોલે છે તે બીજા પાત્રોએ સાંભળવાનું હોતું નથી. વાંચો तन्त्रेरपवारितम् । रहस्यन्तु यदन्यस्य परावृत्य प्रकाश्यते ॥

ટીકાકાર ઘનશ્યામ કહે છે કે આ રંગસૂચન ખોટું છે. अपवार्य તો બધા નહિ પણ જેને તે ઉદ્દેશાયું હોય તે તો સાંભળે જ. જ્યારે અહીં લક્ષ્મણ આ કોઈને કહેતો નથી પણ પોતાની જાતને જ કહે છે તેથી અહીં 'स्वगतम्' એવું અભિનયસૂચન હોવું જોઈએ.

પણ ચોથા અંકમાં અરુન્ધતી લવકુશ માટે બોલે છે તે अपवार्य છે. તેથી અહીં પણ अपवार्य ખોટું નથી.

૧૮-૪

भवतु, अन्यतः संचारयामि-હું તેમનું ધ્યાન બીજે દોરું. એટલે કે બીજા ચિત્રો તરફ દોરું કે જેથી ઊર્મિલા વિશે ફરીથી ન પૂછે.

૧૮-૪

**भार्गवः**-भृगोः गोत्रापत्यं पुमान्-ભૃગુનો વંશજ પરશુરામ. એ જમદગ્નિ અને રેણુકાનો પુત્ર હતો. એમના પિતાને કોઈ ક્ષત્રિય રાજાએ મારી નાખ્યા તેથી એમણે પૃથ્વી નક્ષત્રી કરવાની પ્રતિજ્ઞા કરી હતી. તેમણે એકવીસ વખત પૃથ્વી નક્ષત્રી કરી હતી. પરશુરામ શિવના શિષ્ય હતા. તેમને જ્યારે ખબર પડી કે રામે શિવનું ધનુષ્ય તોડ્યું છે ત્યારે પરશુરામ ખૂબ ગુસ્સે થઈ ગયા. મિથિલાથી પાછા ફરતાં બંનેનો ભેટો થઈ ગયો. પરશુરામે રામને લડવા પડકાર કર્યો. પરશુરામે વૈષ્ણવ ધનુષ્ય રામને આપ્યું અને કહ્યું કે જો

તે સાંધશે તો એ એની સાથે યુદ્ધ કરશે. પરશુરામે એકવીસ વખત પૃથ્વી નક્ષત્રી કરી હતી તેથી રામના આખા કુટુંબમાં હાહાકાર થઈ ગયો. રામે વૈષ્ણવ ધનુષ્ય સાંધ્યું અને તેના ઉપર તીર મૂકતાં પૂછ્યું કે એ શું લક્ષ્ય બનાવે—પરશુરામની ગતિ કે એના તપનું તેજ કે જેનાથી એણે બધા 'લોક' સર કર્યા હતા ? પરશુરામે એને પોતાના તપનું તેજ હરવા કીધું. રામે એ તેજ હરી લીધું. એ પછી પરશુરામ જડ અને તેજહીન થઈ ગયા. પરશુરામે ત્યાર પછી પોતાની હાર કબૂલ કરી અને ભક્તિમાર્ગ લઈ લીધો. વાંચો—રામાયણ-બાલકાંડ-સ-૭૬ जडीकृते तदालोके रामे वरधनुर्धरे । निर्वीर्यो जामदग्न्योऽसौ रामो राममुदैक्षत ॥ तेजोभिर्गतवीर्यत्वा-ज्जामदग्न्यो जडीकृतः ।

મહાવીરચરિતમાં પણ આ પ્રસંગ આવે છે.

१८-६

साक्षेपम्—आक्षेपेण सहितम्-વચ્ચે અટકાવીને. આગળ બોલતો અટકાવીને. પરશુરામનું ચિત્ર બતાવતાં લક્ષ્મણ આગળ जितः બોલવા જતો હતો પણ પોતાની હાજરીમાં પોતાનાં વખાણ થાય એ રામને ગમ્યું નહિ. વળી પરશુરામ જેવા મોટા માણસને હાર આપી એ બાબતનો આખો વખત ઉલ્લેખ થાય એ રામને યોગ્ય ન લાગ્યું. તેથી તેણે લક્ષ્મણને બોલતા અધવચ અટકાવ્યો. તેથી જ તે હજી હમણાં જ બોલેલા લક્ષ્મણના શબ્દો બીજી રીતે એને જ કહે છે કે ભાઈ બીજું ઘણું યે જોવાનું છે. તેથી બીજું કંઈક બતાવ. અહીં साधिक्षेपम् પાઠ છે. એ બતાવે છે કે રામ લક્ષ્મણના શબ્દોથી નારાજ થયા હતા. પણ એવો કોઈ ભાવ અહીં નથી. પોતાનાં વખાણ સાંભળવાં તેમને ન ગમ્યાં તેથી જ કેવળ વિનયને લીધે જ તેમણે લક્ષ્મણને અધવચ અટકાવ્યો હતો. તેથી साक्षेपम् પાઠ સારો છે.

શ્રી મ. ન. દ્વિવેદી કહે છે તેમ 'આ વાત પડતી મુકાવવામાં બીજો પણ હેતુ કલ્પી શકાય કે સીતાએ મને બીહીક લાગે છે (ભાર્ગવને સંભારવાથી) એમ કહ્યા છતાં પણ લક્ષ્મણ એની એ જ વાત ચલાવ્યાં જાય છે, ત્યારે રામ અટકાવે છે. આ સર્વ વાર્તાને સીતાનું વચન લાગુ

પડે છે. આવા વિનયના (આત્મસ્તુતિથી અળગા રહેવાના) ગુણથી તમે બહુ શોભો છો'

सुष्ठु०-રામના અતિશય વિનય ઉપર સીતા વારી વારી જાય છે. આત્મશ્લાઘા રામને ગમતી નથી એ ગુણ ઉપર સીતા ખુશ થઈ જાય છે. ધીમે ધીમે આ દશ્યમાં ચિત્રફલકમાં કવિ એવા પ્રસંગો બતાવે છે કે જેથી આ દંપતિનો પ્રેમ અનેક ઘણો વધે. કારણ આ સ્નેહની પરાકાષ્ઠા જેટલી જ દુઃખની પરાકાષ્ઠા આવે એવા પ્રસંગો હવે કવિએ સર્જવાના છે.

१८-१२

एते वय०-'एते'–ચિત્રમાં ચીતરેલું દશ્ય બતાવે છે.

શ્લોક ૧૯ (અનુષ્ટુભ)

तातपादेषु-બહુવચન પિતા તરફનું અસાધારણ માન બતાવે છે. આવા સમાસમાં જ્યારે पाद ઉત્તર પદ તરીકે આવે છે ત્યારે પ્રશંસા વચન બતાવે છે. જ્યારે સમાસ નથી હોતો ત્યારે પ્રશંસા સૂચવાતી નથી બહુવચન માન સૂચવવા માટે છે दार०-दाराणां परिग्रह-શબ્દશઃ 'પત્નીનો સ્વીકાર'. કેવા આનંદમય એ દિવસો હતા કે જ્યારે બધાં સુખ સામટાં ભેગાં મળ્યાં હતાં. પૂજ્ય પિતાની મીઠી છત્રછાયા હતી નવોઢા પત્ની હતી અને સંભાળ લેનાર પ્રેમાળ માતાઓ હતી એવે સમયે કઈ ચિન્તા હતી નહિ. કેવી મધુરી છે એ યાદ! પણ અફસોસ! એ દિવસો તો વહી ગયા ते हि नो दिवसा गताः । એ તો ભૂતકાળની વાત થઈ. તેમનું કેવળ મધુર સ્મરણ જ હવે રહ્યું છે.

વાંચો મ. ન. દ્વિવેદી–ટિપ્પણ પૃ. ૧૨૨–'મારી પાસે રાત્રિ દિવસ લાડકોડ કરતા આ રામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન ચારે હમણાં જ, નવી જ દારાઓ પરણી લાવ્યા, તે હવે ઘર કેવું એક માડશે, એવી આપણી માતા ચિંતા કરતાં એ આપણા લાડના દિવસ તો વીતી જ ગયા! છોકરાનું ઘરસૂત્ર સારું થયેલ જોવાની માતાની ઉત્કંઠા જગ પ્રસિદ્ધ છે'

શ્લોક ૨૦ અન્વય-पतनविरं॰ दशनगुरु॰ प्रन्तोन्मीन्मनाहग्द्भुत॰

मुग्धालोकं मुखं दधति, शिशुः, ललित...विभ्रमैः मधुरैः अङ्गकैः मे अम्बानां कुतूहलं अकृत। (હરિણી)

જે સમય અને જે પ્રસંગ ચિત્રમાં આલેખાયા છે તે વખતે સીતા કેવી હતી અને કેવડી હતી તે રામના સ્મરણ પટ ઉપર તાજું થાય છે. પરણીને સાસરે આવી એ વખતે સીતા માત્ર બાળક હતી. એના દૂધિયા દાંત હજી હમણાં જ પડવા માંડ્યા હતા. એના સુંદર વાળ લમણા આગળ લટકી રહ્યા હતા. કેવું ભોળું અને મધુર એ સીતાનું મુખડું કે જે વખતે એ માત્ર બાળક હતી. અને છતાં એના અંગો અત્યંત સુંદર હતાં. એના હાવભાવમા નરી બાળપણની નિર્દોષતા હતી. એમાં કશી જ કૃત્રિમતા નહોતી. જાણે ચંદ્રકિરણોથી ન બન્યાં હોય એવાં એ અંગો એ સમયે મારી માતાઓમાં કુતૂહલ ઉત્પન્ન કરતાં હતાં.

આ શ્લોકનો આબેહૂબ ભાવ બતાવતું શ્રી મણિભાઈ ન. દ્વિવેદીએ આપેલું આ શ્લોકનું સમશ્લોકી વાંચો–

"વિરલ ઝુલતા" ગાલે ઝીણા મનોહર કુંતલે,
દશનકલિએ નાનું જેનું દીપે મુખ, તે તણાં–
લલિત લલિત, જ્યોત્સ્ના જેવાં, અકૃત્રિમ વિભ્રમે
મધુર કુમળાં અંગોનાં, મા લહે મુજ વારણાં"

पतन०–पतनेन विरलाः, तैः–પડી જવાને લીધે આછા. विरल એટલે તદ્દન છૂટા કે ઓછા નહિ પણ એ ઉંમરે દૂધિયા દાંત પડતાં નાજુક મુખ નિર્દોષ અને સુંદર લાગે છે. આમ આ વિશેષણ दशनमुकुलैः સ.થે જાય છે.

અહીં प्रतनु० પાઠફેર છે. કેટલાક ટીકાકારો આને कुन्तलैः અને मुकुलैः એમ બંને સાથે લે છે. प्रतनुविरलैः दशनमुकुलैः–(१) अ–प्रतनु यथा तथा विरलैः–જરાક વધારે જુદા દાતથી અથવા (ब) प्रतनवश्च ते विरलाश્ચ ઘણા નાના અને ઘણા છૂટા દાંતથી (२) प्रतनुविरलैः कुन्तलैः–प्रतनुभिः विरलैः कुन्तलैः–'રાઘ' આ રીતે લે છે. प्रतनुभिः=सूक्ष्मैः, विरलैः=अनतिनिबिडैः સરસ અને ઘણા ઘાટા નહિ તેવા વાળથી. પણ સીતા તે વખતે બાળક હતી તેથી पतनविरलैः પાઠ સારો છે.

**प्रान्तो०**—અહીં પણ બે રીત છે કેટલાક પ્રાન્તો૦ ને કુન્તૈઃ સાથે લે છે—(मुखस्य) प्रान्तयो कपोलयो उन्मीलन्त मनोहरा कुन्तला तै—લમણાં ઉપર ઊડતા સુંદર વાળથી અથવા 'વિદ્યાસાગર'ને અનુસરીને કેટલાક प्रान्तोन्मीलत् જુદું લે છે प्रान्तयो उन्मीलत् शोभमानम्–આ રીતે આ મુખનું વિશેષણ થાય (બન્ને બાજુ) લમણાં (કે ગાલ) ઉપર શોભતું

નિર્ણયસાગર આવૃત્તિ मनोहरकुड्मलैः दशनकुसुमैः પાઠ રાખે છે અહીં શ્રી 'કાળે' આ પાઠ વખાણે છે અને કહે છે કે જે દાંત બાકી રહ્યા હતા તેને કુસુમ સાથે સરખાવ્યા છે, જ્યારે પડી ગયેલાની જગ્યાએ જે નવા આવતા હતા તેને કળીઓ સાથે સરખાવ્યા છે (જુઓ કાળેની આવૃત્તિ પૃ ૨૭) પણ 'કાળે' બતાવે છે તેમ દાંતની ફૂલ સાથે સરખામણી બંધ બેસતી નથી

**अग्निम०**—સીતા તે વખતે માત્ર બાળક હતી તેથી એના હાવભાવના યૌવનની કૃત્રિમતા નહોતી નિર્ણયસાગર આવૃત્તિમાં अम्बाना मे પાઠ નાખ્યો છે પણ તે કરતાં अम्बाना मे પાઠ વધારે સારો છે આગળના શ્લોકમાં રામ વીતી ગયેલા દિવસોને યાદ કરે છે અને માતપિતાનો ઉલ્લેખ કરે છે તેથી અત્યારે પણ તે પોતાના આનંદ કરતાં માતાના આનંદનો ઉલ્લેખ કરે એ તે શ્લોકના ભાવને અનુરૂપ છે लग्नित०—लग्निम्यो लग्नितानि ।

શ્રી 'રાય' બતાવે છે કે અહીં ભવભૂતિ સીતાની ઉંમર સાવ ૭ વર્ષના બાળક જેવી બતાવે છે, જ્યારે મહાવીરચરિતમાં તે યુવતી હોવાનું બતાવે છે મ. ચ. માં સીતા વિશે તે નીચે પ્રમાણે કહે છે–"उन्नदस्तनकुम्भकुङ्मलगुरुच्छवासावभुग्नस्य ते मध्यस्य त्रिवलीतरङ्गवपुषो भद्रं प्रिये मा च भूत्" આમ અહીં વિરોધ છે પણ રામાયણમાં સીતાની ઉંમર તે પરણી ત્યારે ૭ વર્ષની હતી નહીં અરણ્યકાંડ–उषित्वा द्वादश समा इक्ष्वाकूणां निवेशने । ... मम भर्ता महातेजा वयसा पञ्चविंशकः ॥ अष्टादश हि वर्षाणि मम जन्मनि गण्यते ।

२० १

**एषा मन्थरा**-મંથરા કૈકેયીની એક કુબ્જા દાસી હતી. એની ચડવણીથી જ કૈકેયીએ દશરથ પાસે રામને ચૌદ વર્ષનો વનવાસ અને ભરતને યુવરાજ પદ એમ બે વરદાન માગ્યાં હતાં. સીતાના સુમધુર ચિત્ર પછી લક્ષ્મણ एषा० ઇ. થી મંથરાના ચિત્રનો નિર્દેશ કરે છે. એ જોવાથી કૈકેયીનું દુષ્કૃત્ય યાદ કરવુ પડે અને એ મિષે પણ પોતાની વચલી માતાની નિન્દા કરવી પડે એ રામને ગમતું નથી. રામ હંમેશ આત્મશ્લાઘા અને પરનિન્દાથી પર રહ્યા છે. એથી જ જેવો લક્ષ્મણ કૈકેયી અને મંથરાના પ્રસંગને આલેખતું ચિત્ર બતાવવા જાય છે કે તરત જ રામ એકદમ ત્યાંથી સીતાનું ધ્યાન બીજે દોરતાં નિષાદપતિના સમાગમનું ચિત્ર બતાવે છે.

શ્લોક ૨૧ (અનુષ્ટુભ)

**शृङ्गवेरपुर**-હાલના મીરઝાપુર પાસે ગંગા કિનારે આવેલું એક ગામ ત્યાં નિષાદ અથવા કોઇ જંગલી જાતિ રહેતી હતી. વાંચો रामा०-समुद्रमहिषीं गङ्गां सारसक्रौञ्चनादिताम् । आससाद महाबाहुः शृङ्गवेरपुरं प्रति ॥...सुमन्त्र-मब्रवीन्सूतमिहैवाद्य वसामहे ॥ अविदूरादयं नद्या बहुपुष्पप्रवालवान् सुमहानिङ्गुदीवृक्षो वसामोऽत्रैव सारथे ॥.. तत्र राजा गुहो नाम रामस्यात्मसमः सखा । निषादजात्यो बलवान्स्थपतिश्चेति विश्रुतः ॥

નિષાદ-આર્યાવર્તના આદિવાસીઓની એક ટોળીનો આગેવાન. વનવાસ જતી વખતે ગંગા નદી પાર ઉતારવામાં રામ લક્ષ્મણ અને સીતાને આ ગુહે ખાસ મદદ કરી હતી. વાંચો-तत्र राजा गुहो नाम रामस्यात्मसमः सखा । निषादजात्यो बलवान् स्थपतिश्चेति विश्रुतः ॥

पति નું તૃતીયા એ. વ. पत्या થાય પણ સમાસમાં જોડાય ત્યારે તેનાં हरि જેવાં રૂપ થાય.-पा. १-४-८-'पतिः समास एव' [ पति शब्दः समासे एव घिसंज्ञः स्यात् । पत्या पत्ये पत्युः पत्यौ । समासे तु भूपतिना । सि. कौ.]

२६-१

**अये मध्यमाम्बा०**-બતાવે છે કે રામ પરનિન્દાથી હંમેશ પર હતા રાગે વાત બીજે વાળી બધાનું ધ્યાન નિષાદપતિ ઉપર દોર્યું એથી લક્ષ્મણ

તરત સમજી જાય છે કે પોતાનાં વચસા માતાનું દુષ્કૃત્ય ટાળવા રામે આમ કર્યું. આ પ્રસંગ ટાળવા પાછળ કવિનો પણ એક હેતુ સમજાય છે. કૈકેયી અને મંથરાનો પ્રસંગ સહુને વતાવીને બધાના જીવને દુઃખ કરવા કરતા એ વાત ટાળીને ગુહ સાથેનો પ્રસંગ અને તે પછીની એવી પ્રસંગપરંપરા આપે છે કે જેની સાથે રામ અને સીતાના સ્નેહસ્મરણો સંકળાયેલાં છે. આ પ્રસંગો જેટલા રસમય ચીતરાય એટલું જ ભાવમય ત્યાર પછીનું કરુણવિપ્ર ઉપમે આમ આ વાત ટાળવામાં ભવભૂતિનો આ ખાસ હેતુ છે

२१-२

जटासंयमन०—જટાબંધનનો પ્રસંગ વનવાસ સ્વીકાર્યાનું આ ચિહ્ન છે અહીં નીચેના રામાયણના પ્રસંગનો ઉલ્લેખ છે-વાંચો રામાયણ અયોધ્યાકાંડમર્ગ ૫૨—' नदानीं गुह योग्योऽयं वासो मे सजने वने । अवश्यं माश्रमे वासः कर्तव्यस्तद्गतो विधिः ॥ सोऽहं गृहीत्वा नियमं तपस्विजनभूषणम् । हितकाम पितुर्भूय सीताया लक्ष्मणस्य च ॥ जटा कृत्वा गमिष्यामि न्यग्रोधक्षीरमानय । तत्क्षीरं राजपुत्राय गुहः क्षिप्रमुपाहरत् ॥ लक्ष्मणस्यात्मनश्चैव रामस्तेनाकरोज्जटाः । ततो वैखानसं मार्गमास्थितः सहलक्ष्मणः । व्रतमादिष्टवान्रामः सहाय गुहमब्रवीत् ॥

શ્લોક ૨૨ (અનુષ્ટુભ)

पुत्रसंक्रान्त०—पुत्रे सक्रान्ता लक्ष्मी यै જેમણે રાજ્યલક્ષ્મી પુત્રને સોંપી છે તેના वृद्धे० वृद्धाश्च ते इक्ष्वाकवश्च ते-ઈક્ષ્વાકુ વંશના વૃદ્ધ आरण्यक०-आरण्यकाना व्रतम्—આરણ્યકોનું વ્રત વાનપ્રસ્થાશ્રમીઓએ આ ચરન પાળવાનું હોય છે વાંચો યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ—सुतविन्यस्तपत्नीकस्तया वानुगतो वनम् । वानप्रस्थो ब्रह्मचारी साग्निः सोपासनो व्रजेद् ॥ રઘુવંશના રાજાઓ વૃદ્ધ થતા વાનપ્રસ્થાશ્રમી થતા વાંચો—रघु० ३-७०-अथ स विषयव्यावृत्तात्मा यथाविधि सूनवे, नृपतिककुदं दत्वा यूने सितातपवारणम् । मुनिवनतरुच्छायां देव्या तया सह शिश्रिये, गलितवयसामिक्ष्वाकूणामिदं हि कुलव्रतम् ॥

રામ પણ રઘુકુળના રાજા હતા આજે તેમણે પણ આ મુનિવ્રત ધારણ કર્યું પણ કેટલો બધો ફેર ! આજ સુધી જેમણે આ વ્રત ધાર્યું હતું તે બધા રાજાઓ વૃદ્ધ હતા અને પુત્રોવાળા હતા જ્યારે રામ તો યુવાન હતા અને પુત્ર પણ હજી નહોતો ! વૃદ્ધોનું વ્રત આજે રામે સ્વીકાર્યું.

મ. ચ. માં આ શ્લોક આવે છે પણ નીચેના પાઠફેર સાથે—त्वया तत्क्षीरकण्ठेन प्राप्तमारण्यकव्रतम् ॥

२२-१

**प्रसन्न०**—प्रसन्नं पुण्यं सलिलं यस्याः सा-प्रसन्न=ચોખ્ખું. पुण्यं=પવિત્ર. ચોખ્ખા અને પવિત્ર પાણીવાળી.

**શ્લોક २३—અન્વય**—भगवति, भगीरथः अगणिततनूतापं तपांसि तप्त्वा तव अद्भिः स्पृष्टान् सगराध्वरे तुरगविचयव्यग्रान्, ऊर्वीभिदः, अमर्षात् कपिलमहसा प्लुष्टान् च पितॄन् पितामहान् चिरात् उदतीतरत् । **(હરિણી)**

**तुरग०**-तुरगस्य विचये व्यग्रान्-અશ્વની શોધમાં વ્યગ્ર (રોકાયેલા) ० व्यग्रान्,० भिदः, અને० प्लुष्टान्-આ ત્રણ પિતામહોનાં વિશેષણ છે.

**ऊर्वीभिदः**-उर्वीं भिन्दन्ति इति ऊर्वीभिदः, तान्-પૃથ્વીને ખોદનારા.

**सगराध्वरे**-सगरस्य अध्वरे 'સગર' અયોધ્યાનો રાજા હતો અને રામનો પૂર્વજ હતો. એને કેશિની અને સુમતિ નામની બે રાણીઓ હતી. સગરે હિમાલયમાં તપ કર્યું. ભૃગુ ઋષિએ તેને બે વરદાન આપ્યાં કે તેની એક પત્ની વંશ ચાલુ રાખનાર પુત્રને જન્મ આપશે, જ્યારે તેની બીજી પત્ની ૬૦,૦૦૦ પુત્રોને જન્મ આપશે. કેશિનીએ પહેલું વરદાન લીધું અને સુમતિએ બીજું. કેશિનીના પુત્રનું નામ 'અસમંજ' હતું અને સુમતિને ૬૦,૦૦૦ પુત્રો થયા. લોકોનાં છોકરાંને સરયૂ નદીના પાણીમાં ફેંકી દેવામાં 'અસમંજ' આનંદ માણતો હતો તેથી સગરે તેને રાજ્યની બહાર કાઢી મૂક્યો હતો. સગરે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો. ઇન્દ્ર યજ્ઞનો ઘોડો ચોરી ગયો. યજ્ઞ અટકી પડે તેથી સગરે પોતાના ૬૦,૦૦૦ છોકરાઓને કહ્યું કે આખી

પૃથ્વી ફરી વળો અને ન જડે તો છેવટે પૃથ્વી ખોદીને પણ તમે ઘોડો શોધી લાવો. તેઓ બધે ફરી વળ્યા અને અશ્વ ન જડયો તેથી પાછા ફર્યા ત્યારે સગરે તેમને કાઢી મૂકયા અને ઘોડા વગર પાછા ન ફરવા કહી દીધું. બધા યે છોકરાઓ પૃથ્વી આખી ખોદી નાખી પાતાળમાં ગયા. ત્યાં તેમણે 'કપિલ' મુનિ પાસે એ અશ્વને ચરતો જોયો. તેમણે એ ઋષિને ચોર માન્યા અને તેમની આગળ ગયા આથી ઋષિએ ગુસ્સે થઇને તેમને બાળીને ભસ્મ કરી નાખ્યા. જ્યારે ઘણા વખત સુધી પોતાના પુત્રો પાછા ન ફર્યા ત્યારે સગરે પોતાના પૌત્ર અંશુમાનને તેમને શોધવા મોકલ્યો. તેણે પોતાના કાકાઓની ભસ્મ જોઈ અને પાસે અશ્વને ચરતો જોયો. તે એના કાકાઓને પાણી આપવા ઇચ્છતો હતો પણ એને પાણી દેખાયું નહિ. તેના કોઇક સગા 'વૈનતેયે' કહ્યું કે તે બધા 'કપિલ'ના કોપાગ્નિથી બળી ગયા છે, અને તમે તે પાણી એમને નહિ ચાલે. તેમની ભસ્મને જો ગંગાની પાણીથી ધોવામાં આવે તો 'સગર'ના પુત્રો સ્વર્ગે જાય. અંશુમાન અશ્વ લઈને પાછો ફર્યો. સગરનો યજ્ઞ સમાપ્ત થયો. પણ 'સગર', 'અંશુમાન' કે 'દિલીપ' (અંશુમાનનો પુત્ર) કોઈ સ્વર્ગમાંથી ગંગાને નીચે લાવી શકયા નહિ. 'ભગીરથ' દિલીપનો પુત્ર હતો. તેણે એના પિતૃઓને તારવાનો નિશ્ચય કર્યો અને સખત તપ કર્યું તેથી ગંગાવતરણ થયું અને ગંગાજી શિવના માથા ઉપર પડયાં. આમ ગંગાજીના પાણીથી એ ભસ્મને નવડાવી ત્યારે સગરના ૬૦,૦૦૦ પુત્રોની મુક્તિ થઈ.

વાંચો રામાયણ બાલકાંડ-સગરે તેના પુત્રોને કહ્યું-'यावत्तुरगसन्दर्श-स्तावत्खनत मेदिनीम् । श्रुत्वा तद्वचनं तेषां कपिलो रघुनन्दन । रोषेण महता विष्टो हुंकारमकरोत्तदा । ततस्तेनाप्रमेयेण कपिलेन महात्मना । भस्मराशीकृताः सर्वे काकुत्स्थ सगरात्मजाः ।

कपिलमहसा-कपिलमहसा અમર્ષાત્ મહસ્ નું તૃતીયા એ. વ. મહસા તેજ થકે. अमर्षात्-ક્રોધથી. અહીં रोषात् પાઠફેર છે. બંનેના અર્થમાં ફેર નથી.

पितुश्च पितामहान्-પિતાના પિતામહોને.

પાઠફેર—(१) पितुः प्रपितामहान्-પિતાના પ્રપિતામહોને.

(२) पुरा प्रपितामहान्-

દિલીપ ભગીરથનો પિતા હતો. સગરના ૬૦,૦૦૦ પુત્રો દિલીપના પિતામહ 'અસમંજ'ના ભાઈઓ હતા. તેથી દિલીપના પણ પિતામહો કહેવાય આમ સગરના પુત્રો ભગીરથના પિતા દિલીપના પિતામહો થાય, પ્રપિતામહ નહિ. તેથી पितुश्च पितामहान् પાઠ સારો છે.

'વિદ્યાસાગર' पुरा પાઠ રાખે છે. વાંચો તેમના પુસ્તકમાંની સંસ્કૃત ટીકા–

सगरस्यासमञ्जस्तु असमञ्जादथांशुमान् ।
दिलीपोऽशुमतः पुत्रो दिलीपस्य भगीरथः ॥

इति रामायणदर्शनात् पितुः प्रपितामहान् इति पाठो न सङ्गच्छत इति पितुः इत्यत्र पुरा इति पदं विनिवेशितम् ।

**अगणित०**–अगणितः तनुः ताप यथा स्यात्तथा, (અવ્યયીભાવ) શરીરની વેદનાઓને ગણકાર્યા સિવાય અહીં अगणिततनूपातं પાઠફેર છે. अगणितः अनालोचितः तनूपातः शरीरध्वंसः अस्मिन् कर्मणि तत् यथा तथा– તપને લાધે. શરીરનો ક્ષય (નાશ) ગણકાર્યા સિવાય

**उदतीतरत्**–तृ + उद् ના પ્રેરકનું અદ્યતન ભૂ. કા ત્રી. પુ. એ. વ. उदधीधरत् (उद् + धृના પ્રેરકનું અદ્યતન ભૂ. કા.) પાઠફેર છે પણ 'उदतीतरत्' રામાયણને મળતો પાઠ છે. વાંચો–રામાયણ–भगीरथोऽपि राजर्षिर्गङ्गामादाय यत्नतः । पितामहान्भस्मकृतानपश्यद्गतचेतनः । अथ तद् भस्मनां राशिं गङ्गासलिलमुत्तमम् । प्लावयत्पूतपाप्मानः स्वर्गं प्राप्ता रघूत्तम ॥...

**तारिता** नरशार्दूल दिवं याताश्च देववत् । षष्ठिः पुत्रसहस्राणि सगरस्य महात्मनः ॥

હરિણી વૃત્ત આ શ્લોકના ભાવને અનુરૂપ છે.

२३-१

**शिवानु०**—शिवस्य अनुध्यानं शिवा०, तत्परं यस्याः—કલ્યાણના ધ્યાનમાં તત્પર, આ વાક્ય કેટલું અગત્યનું છે તે સાતમા અંકમાં

સમજાય છે. 'जगत्पते रामचन्द्र, स्मर्यतामालेख्यदर्शने ...ઈ. અહીં शिवानुध्याता પાઠફેર છે. शिवं अनुध्यातं यस्याः— કલ્યાણમય વિચારોવાળી. પણ પહેલો પાઠ વધારે ભાવમય છે. અરુન્ધતીને સીતા માટે કેટલું માન હતું તે ચોથા અંકમાં સમજાય છે.

૨૩-૨

**भरद्वाज०**—भरद्वाजेन आवेदितः ભરદ્વાજ એક મુનિ હતા ગંગા-યમુનાના સંગમ આગળ પ્રયાગમાં તેમનો આશ્રમ હતો. રામલક્ષ્મણ અને સીતાનો તેમણે ત્યાં સત્કાર કર્યો હતો. એ સ્થળ આજે પણ પુન્યભાવે જોવાય છે અને ત્યાં આજે પણ એક દહેરું ઊભું છે. કેટલેક સ્થળે તેમને બૃહસ્પતિના પુત્ર તરીકે ઓળખાવ્યા છે. તે ઘણા ઋગ્વેદના મંત્રોના દ્રષ્ટા ગણાય છે.

**चित्रकूट०**—चित्रकूटं याति इति व्याधिन्, तस्मिन् ચિત્રકૂટ જતા. રામાયણ પ્રમાણે આ પર્વત ગંગા યમુનાના સંગમની દક્ષિણે આશરે દશ કોશ દૂર આવેલો છે. વાંચો—दशक्रोश इतस्तात गिरिर्यस्मिन् निवत्स्यसि । चित्रकूट इति ख्यातो गन्धमादनसंनिभः ॥ શ્રી 'કાળે' બતાવે છે તે પ્રમાણે યમુનાની દક્ષિણે ચિત્રકૂટ જીલ્લામાં આ પર્વત આવેલો છે. ચિત્રકૂટ જીલ્લો હાલમાં બુંદેલખંડની દક્ષિણ પૂર્વમાં લગભગ પચાસ માઇલ દૂર આવેલો છે. રામાયણ પ્રમાણે વનવાસ વખતનું રામનું આ પહેલું વિશ્રામસ્થાન હતું. રામ અને લક્ષ્મણને અર્પણ થયેલા ઘણા દેવાલયો ત્યાં છે. ત્યાં વાંદરાઓ પુષ્કળ હોય છે અને સીતાફળ પુષ્કળ પ્રમાણમાં પાકે છે.

**કાલિન્દી**—કાલિન્દ સૂર્યનું નામ છે. તેની પુત્રી તે કાલિન્દી-યમુના; અથવા કલિન્દ નામનો એક પર્વત પણ છે કે જ્યાંથી જમુના નદી નીકળે છે. અહીં वनस्पति=વનનો પતિ, અથવા 'રાય' કેવળ 'વૃક્ષ'ના અર્થમાં જ લે છે.

**वट०**—વડનું ઝાડ. આ વડ હજી પણ પ્રયાગમાં છે અને પૂજાય છે. આ વડને અક્ષય ગણવામાં આવે છે. રામે લક્ષ્મણ અને સીતા સાથે યમુના ઓળંગીને પહેલાં ત્યાં આશ્રય કર્યો હતો. કાલિદાસ આ વડનું હૃદયંગમ વર્ણન કરે છે—त्वया पुरस्तादुपयाचितो यः सोऽयं वटः श्याम इति प्रतीतः । राशिर्मणीनामिव गारुडानां सपद्मरागः फलितो विभाति ॥

આ આખા પ્રસંગ માટે વાંચો રામાયણ–ततः प्रचक्रमे वक्तुं वचनं स महामुनिः । भरद्वाजो महातेजा रामं सत्यपराक्रमम् ॥ गङ्गायमुनयोः सन्धिमादाय मनुजर्षभ कालिन्दीमनुगच्छेतां नदीं पश्चान्मुखाश्रिताम् ॥ अथासाद्य तु कालिन्दीं प्रतिस्रोत ..समागताम् ।...तत्र यूयं प्लवं कृत्वा तरतांशुमतीं नदीम् ॥ ततो न्यग्रोधमासाद्य महान्तं हरितच्छदम् । ..स पन्थाश्चित्रकूटस्य गतस्य बहुशो मया ॥

२३-४

**सस्पृहम्**-स्पृहया सह यथा स्यात् तथा । આ વડને રામ સ્પૃહાથી નિહાળે છે. એ વડ પાછળ કેટકેટલા મીઠાં સંસ્મરણો રહેલાં છે! રાજમહેલનું સુખ છોડી વનવાસ માટે નીકળેલાં આ ત્રણે રાજવંશીઓએ થાકયાં પાકયા સહુથી પહેલો આ વડ નીચે આશ્રય કર્યો હતો. થાકીપાકી સીતા અહીં રામના વક્ષઃસ્થળ ઉપર ઊંઘી ગઈ હતી. દાંપત્યનું એ સુખ આ વડ જોતાં આ દંપતિને યાદ આવે છે. રામ તો એને નિહાળી રહે છે પણ સીતા આ પ્રસંગોની યાદ આપતા તરત કહે છે–સાંભરે છે આ વડ! અને ત્યાર પછી રામચન્દ્ર એ પ્રસંગનું તાદશ વર્ણન નીચેના શ્લોકમાં કરે છે અને આ સુખદ પ્રસંગની યાદમાં આ યુગલ તલ્લીન થઈ જાય છે.

શ્લોક ૨૪

**અન્વય**–यत्र त्वम् अध्वसंपातखेदात् अलसलुलितमुग्धानि परिमृदितमृणालीदुर्बलानि अशिथिलपरिरम्भैः दत्तसंवाहनानि अङ्गकानि मम उरसि कृत्वा निद्रामवाप्ता । **(માલિની)**

એ જગ્યા તે રામથી શે વીસરાય? રામાયણમાં પણ સીતા કહે છે–अग्रतस्ते गमिष्यामि मृद्नन्ती कुशकण्टकान् આમ સીતા રસ્તામાં આગળને આગળ નહિ તો રામ લક્ષ્મણની સાથે સાથે તો જતી જ હશે રામ લક્ષ્મણને લીધે તેને પણ જરા જલદી ચાલવું પડતું હશે. નહિ તો પણ એવા વનવગડામાં ચાલવા ન ટેવાયેલી સુકુમાર રાણી થાકી જાય એ સ્વાભાવિક છે આવી લોથપોથ થયેલી સીતાનાં અંગો એથી વધારે સુંદર લાગે. એવે સમયે એ અંગો દબાવવાથી થાક ઓછો થાય છે અને સારું લાગે છે. પણ અહીં તો ગાઢ આલિંગનો જ એવી અંગચંપીની ગરજ

સારતાં હતાં અને એ આરામ મળવાથી થાકને લીધે મસળેલા કમળ દંડ જેવાં દુર્બળ અંગોવાળી સીતા રામના વક્ષ:સ્થલ ઉપર જ ઊંઘી ગઈ હતી. એ પ્રસંગ, એ દૃશ્ય અને એ સ્થળ આ ચિત્ર જોતાં રામની આંખ આગળ તરે છે. એ બધું રામ શી રીતે ભૂલી શકે?

अलस०—अलसानि (क्लान्तानि) ललितानि (ईषत् कम्पमानानि) तथापि मुग्धानि (मनोहराणि) (થાકને લીધે) લોથપોથ, સહેજ કંપતાં છતાં સુંદર. અહીં ललित પાઠફેર છે. એ લેતાં નીચે પ્રમાણે વિગ્રહ થાય— अलसानि च तानि ललितैः मुग्धानि च—થાકેલા છતાં લલિતવિલાસથી સુંદર પણ થાકેલી સીતા શું લલિત વિલાસ દેખાડી શકે? ललित એટલે 'સુંદર' અર્થ લઈએ તો એ નકામું છે કારણ 'मुग्ध'માં સુંદર અર્થ આવી જાય છે.

अध्व०—अध्वनि संपातः (गमनं), तेन खेदः. तस्मात् માર્ગમાં ચાલવાના થાકથી. અહીં 'सञ्जात' પાઠફેર છે. માર્ગને લીધે લાગેલા થાકથી. પણ અહીં 'માર્ગમાં ચાલવાને લીધે' એ અર્થ સમજી લેવો પડે છે. તેથી संपात પાઠ વધારે સારો છે.

अशिथिल०—अशिथिलैः (गाढैः) परिरम्भैः (आलिङ्गनैः) दत्तं संवाहनं (मर्दनं) येभ्यः, तानि ગાઢ આલિંગનથી જેની ચંપી થતી હતી તેવાં.

**परिमृदित०**—परिमृदिता मृणालीव दुर्बलानि अङ्गकानि—મસળેલી કમળની દાંડી જેવાં દુર્બળ અંગો. સીતાનાં અંગો કુદરતી રીતે આવાં નહોતાં પણ થાકને લીધે તેવાં થઈ ગયાં હતાં.

અહીં અને આ પછીના કેટલાક શ્લોકોમાં કવિ રામે અનુભવેલા વિલાસનું વર્ણન કરે છે અને શૃંગાર રસની પરાકાષ્ટા બતાવે છે, પણ તે ત્યાર પછી આવતા કરુણ રસની પરાકાષ્ઠા બતાવવા માટે જ.

અહીં સીતાનાં થાકેલાં અંગોને મસળેલા કમળદંડ (परिमृदितमृणाली) સાથે સરખાવ્યાં છે તેથી શ્રૌતી લીટીમાં ઉપમા છે.

-२४-१

विराघ०—વિરાધ સાથેનો વિરોધ. વિરાધ એક ભયંકર રાક્ષસ હતો. તે 'કાલ' અને શતહ્રદાનો પુત્ર હતો. તેણે તપ તપી બ્રહ્માનું વરદાન મેળવ્યું હતું. તેથી તે મારી ન શકાય તેવો થયો હતો. એના માર્ગમાં થઈને જતાં રામ લક્ષ્મણ અને સીતામાંથી એણે સીતાને પકડી હતી અને તેને લઈને નાસી જવાનો પ્રયત્ન કરતો હતો. બંને ભાઈઓએ તેના ઉપર તીરથી હુમલો કર્યો હતો. એના હાથ કપાઈ જવા છતાં એ મરાયો નહિ તેથી બંને ભાઈઓએ તેને જીવતો દાટી દીધો. પછી તે જગ્યાએથી એક દેખાવડો પુરુષ ઉત્પન્ન થયો. તેણે કહ્યું કે પોતે તુમ્બુરુ નામનો ગંધર્વ છે. કુબેરે તેને જે શાપ આપ્યો હતો તેમાંથી મુક્ત કરવા બદલ તે રામનો આભાર માને છે. વાંચો રામાયણ અરણ્યકાંડ સર્ગ ૨-૪ —अहं वनमिदं दुर्गं विराधो नाम राक्षसः ॥ चरामि सायुधो नित्यं ऋषिमांसानि भक्षयन् ॥

-२४ ३

अलं तावदेतेन—સીતા 'વિરાધ' રાક્ષસ સાથેના પ્રસંગની વાત ટાળે છે. અહીં એક બીજું પણ પ્રયોજન છે કે આ શૃંગારની જમાવટમાં કવિ એક પણ એવો પ્રસંગ લાવવા માગતા નથી કે જેથી સીતા કે રામને મનદુઃખ થાય. આથી 'વિરાધ' રાક્ષસની વાત ટાળી સીતા એક બીજો જ પ્રસંગ બતાવે છે કે જેમાં રામે તડકો રોકવા સીતા ઉપર છત્ર ધર્યું હતું.

आर्यपुत्र०—आर्यपुत्रेण स्वहस्ते धृतं तालवृन्तमेव आतपत्रं यस्मिन् तम् —જેમાં આર્યપુત્રે પોતાને હાથે જેને તાડપત્રનું છત્ર ધરી રાખ્યું છે તેવો. दक्षिणा०–દક્ષિણારણ્યની પથિકદશા.

પાઠફેર—१ ०न्तातपत्रनिवारितातपम्
२ ०रण्यप्रवेशारम्भम्
३ आत्मनः अस्मिन्यां दक्षिणारण्यपथिकत्वम्
४ आत्मनः अन्याहितं ०पथिकत्वम्

(१) आर्यपुत्रेण स्वहस्ते धृतं तालवृन्तमेव आतपत्रं; तेन निवारितः आतपः यस्मिन्—આર્યપુત્રે પોતાને હાથે ધરેલા તાડપત્રના છત્રથી જેમાં તડકો રોકાતો હતો તેવો.

(२) દક્ષિણારણ્યમાં પ્રવેશવાનો (મારો) પ્રયત્ન.

(૩) માની પોતાની આંખે...જોઈશ.

(૪) મારી દક્ષિણારણ્યની પથિકદશા કે જે મોટી કમનસીબી હતી (કારણ ત્યાંથી આગળ જતે રાવણ તેને ઉપાડી ગયો હતો)

પણ અહીં 'બેલવલકરે' રાખેલો પહેલો પાઠ સારો છે.

શ્લોક ૨૫—અન્વય—गिरिनिर्झरिणीतटेषु वखानसाश्रिततरूणि एतानि तानि तपोवनानि येषु नीवारमुष्टिपचनाः आतिथेयपरमाः यमिनः गृहिणः गृहाणि भजन्ते । (વસન્તતિલકા)

**गिरि०**—निर्झरा विद्यन्ते आसां निर्झरिण्यः, नद्यः गिरिनिर्झरिणीनां (गिरिनदीनां) तटेषु—પર્વતની નદીઓને કાંઠે.

**वैखानसा०**—वैखानसैः आश्रिताः तरवः येषु तानि (बहु.) મુનિઓએ નિવાસ કરેલાં વૃક્ષોવાળાં. वैखानस-વાનપ્રસ્થ. શ્રી 'રાય' નીચે પ્રમાણે સમજાવે છે. रावपञ्चाध्याय માં भागवत विखनस् કે विखनसને ब्रह्मन् નામ તરીકે ઓળખાવે છે. विखनसः विखनसस्य वा इमे वैखानसाः-જેઓએ ब्रह्मन्‌ने માટે દુનિયા ત્યજી દીધી છે તેવા. તેઓ વૃક્ષ નીચે બેસીને તપોવનોમાં તપ કરે છે. 'क्षीरस्वामी' પ્રમાણે वनप्रस्थे भवो वानप्रस्थः वैखानसाख्यः। गौतम धर्मसूत्र ३-२ ઉપર ટીકા કરતાં हरदत्त કહે છે—वैखानसो वानप्रस्थः। विखनसा प्रोक्तेन मार्गेण वर्तते इति। तेन हि सः आश्रमः प्राधान्येन प्रतिपादितः। આમ શ્રી 'કાણે' બતાવે છે તે પ્રમાણે બહુ પહેલાં विखनस् નામના કોઈ મુનિએ વાનપ્રસ્થો અને ભિક્ષુઓની ફરજોને લગતું સૂત્ર રચ્યું હશે. 'त्रिवेन्द्रम्'ના 'गणपति शास्त्री'એ वैखानसधर्मप्रश्न નામનું ચાર વર્ણ અને ચાર આશ્રમોને લગતું (ખાસ કરીને વાનપ્રસ્થાશ્રમને લગતું) 'विखनस'નું એક સૂત્ર પ્રસિદ્ધ કર્યું છે.

**आतिथेयपरमाः**—अतिथिषु साधु आतिथेयं, आतिथेयं (अतिथि सत्कार) परमं कर्म येषां तादृशाः-આતિથ્ય જેમને પરમ (ફરજ) છે તેવા.

**शमिनः**

**यमिनः**— યમ ' ( નીતિ નિયમ ) પાળનારા. યોગસૂત્રમાં પાંચ ' યમ ' કહ્યા છે—' अहिंसा सत्य अस्तेय ब्रह्मचर्य अपरिग्रह यमाः ' યાજ્ઞવલ્કય સ્મૃતિમાં નીચે પ્રમાણે ' યમ ' ગણાવ્યા છે— ब्रह्मचर्यं दया क्षान्तिर्दानं सत्यमकल्कता । अहिंसा ऽस्तेयमाधुर्ये दमश्चेति यमाः स्मृता- । शमिनः પાઠ લેતાં જેમણે ' ઇન્દ્રિય ' શમ કેળવ્યો છે તેવા એટલે આત્મસંયમી અર્થ થાય. ' કાળે ' કહે છે કે યમ તો સાધારણ માણસો પણ કેળવી શકે તેથી બીજો પાઠ સારો છે. હું પણ शमिन પાઠ જ સ્વીકારું છું. કારણ એક તો ' કાળે ' બતાવે છે એ કે 'यम' નિયમ તો ગમે તે માણસ પાળી શકે. 'રાય' કહે છે તેમ 'मुष्टि' શબ્દ બતાવે છે કે તેમને મળતું ધાન કેટલું થોડું હતું ? છતા એટલામાંથી પણ તેઓ ધાન બચાવતા અને અતિથિ સત્કાર કરતા. એટલું જ નહિ પણ આતિથ્ય તેઓનો પરમ ધર્મ હતો. તેઓ આતિથ્યરત હતા કારણ તેઓ शमिनः હતા. તેથી જ તેઓ એટલા મુઠીભર સામામાંથી પણ અતિથિ વિશેષોને સત્કારતા. [ વાંચો 'રાય' પૃ. ૬૧ ]

**नीवार०**—नीवारमुष्टिः पचनं पाकः येषाम् મુઠીભર સામો રાંધનારા. गृहीनः—પત્ની સાથે પણ મનુષ્ય વાનપ્રસ્થાશ્રમી થઇ શકતો. આથી તે એક રીતે ગૃહસ્થી કહેવાતો. પણ સાધારણ ગૃહસ્થો કરતાં તેને બીજા કેટલાક નિયમો વધારે પાળવા પડતા. આમાંના કેટલાક નિયમો ' કાણે ' ગણાવે છે. વાંચો—યાજ્ઞવલ્કય સ્મૃતિ—सुतविन्यस्तपत्नीकस्तया वानुगतो वनम् । वानप्रस्थो ब्रह्मचारी साग्निः सोपासनो व्रजेत् । अफाल-कृष्टेनाग्नींश्च पितॄन्देवातिथीनपि भृत्यांश्च तर्पयेत श्मश्रुजटालोमभृदात्मवान् ॥ ग्रामादाहृत्य वा ग्रासानष्टौ भुञ्जीत वाग्यतः ॥ —વાંચો મિતાક્ષરા-फालग्रहणं कर्षणसाधनोपलक्षणम् । अकृष्टक्षेत्रोद्भवेन नीवारवेणु श्यामाकादिना अग्नींस्तर्पयेत् ।

**अविरल०**–अविरलाः (ગીચ) अनोकहाः (वृक्षाः) तेषां (ઝાડોના) निवहेन (સમૂહને લીધે) निरन्तरं (ગાઢ), स्निग्धं (સ્નિગ્ધ), नीलं (નીલા) परिसरारण्यं तेन, (સીમાડાવાળાં અરણ્યોથી) परिणद्धा (વીંટળાયેલી) चासौ गोदावरी, च तथा मुखराणि (ગાજતી) कन्दराणि (ગુફાઓ) यस्य (स गिरिः) પર્વતના ઢાળ ઉપર ગાઢ જંગલો હશે અને તેની આજુબાજુ ગોદાવરી નદી વીંટળાયેલી હશે. તેથી ગુફાઓ ગાજતી હશે. જનસ્થાનમાં હતા ત્યારે ગોદાવરીના ધૂધવાટાના કેવા પડઘા એ પર્વતમાં પડતા એની યાદ લક્ષ્મણ દેવડાવે છે. अनोकहः–વૃક્ષ अनमः शकटस्य अकं गतिं हन्ति इति

રસ્તામાં પવનથી આડાં પડેલાં ઝાડથી ગાડાની લાંબી કતાર પણ રોકાઈ જતી જોવામાં આવે છે. તેથી अनोवह=ઝાડ. અહીં. मुखकन्दरः પાઠફેર છે. એ લેતાં નીચે પ્રમાણે અર્થ થાય-अरण्यपरिणद्धा गोदावरी मुखेषु येषां तानि कन्दराणि यस्य...અરણ્યોથી વીંટળાયેલી ગોદાવરી નદી જેની ગુફાઓના પ્રવેશ દ્વાર આગળ હતી તેવો (પર્વત).

२५-२

सततनभि०-सततम् (હંમેશ) अभिष्यन्दमानैः (વરસતાં) मेघैः (વાદળાંથી) मेदुरितः (ગાઢ બનેલી) नीलिमा (નીલિમા) यस्य. सान्द्रस्निग्धस्तु मेदुरः इत्यमरः। मेदुरित-मेदुर ઉપરથી નામધાતુનું क. भू. कृ. मेदुरित जनस्थान०-जनस्थानस्य मध्यं गच्छति इति ग्यः જનસ્થાન દંડકારણ્યનો એક ભાગ છે. ત્યાં મનુષ્યો નિર્ભય રીતે વસતા કારણ રાક્ષસો થોડા હતા. તેથી તે ભાગ 'જનસ્થાન' કહેવાયો. તે 'નાસિક' પાસે હોવાનું મનાય છે. કેટલાક કહે છે કે તે ગોદાવરીના મુખ આગળ કરતાં એના માર્ગમાં ઘણે નીચે છે. આ આખો ભાગ મહાવીરચરિત પાંચમા અંકમાં શ્લો. ૧૫ પછી આવે છે. એમાં 'જટાયુ'ના મુખમાં શબ્દો છે. વાંચો रामा० અરણ્યકાંડ સર્ગ ૧૩ ત્યાં અગસ્ત્ય રામને પંચવટી જઈને ત્યાં આશ્રમ સ્થાપવાનું કહે છે.

શ્લોક ૨૬ અન્વય-सुगमः. तस्मिन् पर्वते लक्ष्मणेन प्रतिविहितसपर्यासुस्थयो (आवयोः) तानि अहानि स्मरसि? तत्र सरस० गोदावरीं वा स्मरसि? तदुपान्तेषु आवयोर्वर्तनानि स्मरसि च? **(માલિની)**

तस्मिन् पर्वते-પ્રસ્ત્રવણ પર્વત ઉપર प्रति०=प्रतिविहिता सपर्या तया सुस्थयोः (आवयोः)-લક્ષ્મણે કરેલી સેવાને લીધે આરામથી રહેલા (આપણા) વાંચો-'पूजा नमस्यापचितिः सपर्यार्चार्हणाः। समाः इत्यमरः 'राम' स्वस्थयोः પાઠ રાખે છે એ સારો છે. सरस०-सरसं नीरं यस्याः सा (बहु०)-સરસ પાણીવાળી. અહીં બેલવલકર सरसतीरा 'સરસ અથવા પાણી ભર્યાં કિનારાવાળી પાઠ રાખે છે પણ તે કરતાં नीरा પાઠ વધારે સારો છે मसृणान्तेषु०

तरथः उपान्तेपु-તેની પાસે. वर्तनानि ને બદલે वर्तिनानि પાઠફેર પણ છે. અર્થમાં ખાસ ફેર નથી.

અહીં વનવાસ દરમિયાન લક્ષ્મણે જે સહાય કરેલી તે કહી બતાવે છે. લક્ષ્મણ દરેક રીતે આપણી મરજી ઉઠાવી લેતો તેથી આપણે તો નિરંતર પ્રીતિવિહાર વિનોદનું સુખ જ અનુભવતા હતા.

હવે ઉત્તરોત્તર શૃંગારની પરાકાષ્ઠા આવશે તે હવે પછી આવતા હૃદયવિદારક કરુણરસની પુષ્ટિ માટે જ.

શ્લોક ૨૭ અન્વય-आसक्तियोगात् किमपि किमपि मन्दं मन्दं अवि• रलितकपोलं अक्रमेण जल्पतः, अशिथि० ( आवयोः ) रात्रिः एव अविदित• व्यरंसीत् । ( માલિની ).

'માણ્યું એનું સ્મરણ કરવું એ ય છે એક લ્હાણ.'

પ્રસવણ પર્વત ઉપર અને ગોદાવરીને તીરે ગાળેલી એ રાત્રીઓની મીઠી યાદ ! ચિત્ર જોતાં રામ અને સીતાને એ આનંદરાત્રીઓનું સ્મરણ થાય છે. રામ અને સીતાના શૃંગારમય પ્રેમની પરાકાષ્ઠાનું અહીં સુંદર વર્ણન છે.

વાંચો—આ શ્લોક ઉપરનું શ્રી. મ. ન. દ્વિવેદીનું ટિપ્પણ-એમાં રામ અને સીતાની રાત્રિએ સુવાની સ્થિતિનું વર્ણન છે. ગાલ ઉપર ગાલ મૂકીને, ધીમે ધીમે ધ્વનિ-વાતની હેલિ-રેલ ચલાવીને, તે કેવી રીતે કે અમે તેમ કાંઇ પહેલી છેલ્લી વાતના ક્રમનું ઠેકાણું મળે નહિ એમ, મોઢેથી કાંઈ કાંઇ પણ નજરમાં આવે તેનું એકેક પ્રતિ બોલતાં ને ગેલ કરતાં અશિથિલ આલિંગનથી રમન કર્યાં જતાં. એમ કરતાં ગતનો એક પોહોર પણ ક્યારે વીત્યો એની આપણને ખબર પડતી નહિ પણ રાત્રિ પોતે જ જાણે લાંબા લાંબા પહોર પહોર સુધી ઊભી રહીરહીને થાકતી

હોય, ક્યારે આમના વિહાર પતી રહે ને હું જાઉં એમ રોકાઈ રહેતી હોય, તેમ કંટાળીને જતી રહેતી-પૂરી થઈ જતી. માણસના હૃદયના ઊંડા અભ્યાસનું ઉદાહરણ આથી વધારે ઊંચું ન હોઈ શકે "

जल्पतोरक्रमेण વગેરે વિશેષણો "રામ સીતાનું પ્રેમમાં ગરક થઈ જવું, તથા પ્રેમ સિવાય અન્ય રસનું તે વેળા ભાન જ નહિ એવું અંગેઅંગ તેમાં ડૂબવું સૂચવે છે."

(आवयोः) रात्रिरेव व्यरंसीत् (न तुजल्पनम्)- આ મુખ્ય વાક્ય છે. પણ રાત્રી કેવી રીતે વીતી? अविदित०-अविदिता गतयामा यस्याः-પહોર તો એક પછી એક ક્યાં ગયા એની ખબર પણ ન પડી અને રાત એકદમ વીતી ગઈ. याम એટલે એક પ્રહર. દિવસનો ⅛ ભાગ व्यरंसीत्-रम् +वि નું અદ્યતન ભૂ. કા. પરસ્મૈ ત્રી પુ. એ.વ रम् આત્મનેપદી છે પણ वि, આ અને परि ઉપસર્ગ હોય ત્યારે પરસ્મૈપદી લે છે. 'व्याङ्परिभ्यो रमः' (पा. १-३-८३) પણ એવું તે શું હતું કે પહોર પસાર થયા એનું પણ ભાન રહ્યું નહિ? એ છે ગાઢ પ્રીતિયોગ કે જેને લીધે રામ અને સીતા આનન્દમગ્ન બન્યાં હતાં.

आसक्ति०-(અ.પણા) ગાઢ પ્રેમને લીધે અહીં आसत्ति०(એક એક-મેકની પાસે હોવાથી) એ પાઠફેર છે. પણ એ બરાબર નથી. કારણ એક તો आसक्ति० પાઠ રામ અને સીતાની લાગણી બતાવવા માટે છે તેવી ગાઢ પ્રીતિ બતાવે છે, અને બીજું કે એ अक्रमेण जल्पतो અને अशिथिल० નું ખાસ કારણ આપે છે. આ ગાઢ પ્રેમને લીધે આ બંને જણ કંઈક સાવ ધીમી ધીમી વાત કરતાં હતાં પણ એ બધી સંબંધ વગરની. એક બોલતું તે બીજું સાંભળી લેતું પણ વાતનો મુખ્ય તંતુ જ ના મળે. એમને ગમે તેમ એક પછી એક વાત કરતાં. રામ કહે છે એ વખતે એ બંને કઈ વાત કરતાં હતા એ જ યાદ નથી આવતું. આમ आसक्ति० પાઠ વધારે સારો છે.

अविरलित०-अविरलितौ कपोलौ यथा तथा (અવ્યયી૦) ગાલ ઉપર ગાલ ટેકવીને. આ પણ आसक्ति योगने જ આભારી છે.

अशिथिल०—अशिथिल. परिरम्भः, तस्मिन् व्यापृत एकैकः दोः ययोः—જેનો એકેક હાથ ગાઢ આલિંગનમાં રોકાયો હતો. दोष्णोः—શબ્દ दोस् (પું. ન.) છે પણ દ્વિ. બ. વ. માં વિકલ્પે दोषन् શબ્દ લે છે તેથી રૂપ दोष्णोः થયું. નહિ તો दोषोः થાત. આ પણ પેલા પરસ્પરના આસક્તિયોગને જ આભારી છે.

દશરૂપકમાં આ શ્લોક સંભોગશૃંગારના ઉદાહરણ તરીકે આપ્યો છે. આ શ્લોકમાં रात्रिरेवं પાઠ પણ છે. બેલવલકર एवं પાઠને મુખ્ય ગણે છે. પણ एव વધારે ભાવમય છે. ઉપરાંત એ પાઠ ઉપર એક કિંવદન્તી છે એ માટે જુઓ આ પુસ્તકની પ્રસ્તાવના.

२७-१

**एता पञ्चवट्यां०—પંચવટી**—પંચવટી દંડકારણ્યનો ભાગ હતો. પંચવટી અગસ્ત્યના આશ્રમથી બે યોજન (૨૦ માઇલ) દૂર હતી. વાંચો અરણ્ય-કાંડ-સર્ગ ૧૪-૧૩-૧૮ અગસ્ત્ય રામને કહે છે—इतो द्वियोजने तात बहुमूलफलोदकः। देशो बहुमृगः श्रीमान्पञ्चवट्यभिविश्रुतः। तत्र गत्वाश्रमपदं कृत्वा सौमित्रिणा सह। रमस्व त्वं पितुर्वाक्यं यथोक्तमनुपालयन् ॥...स देशः श्लाघनीयश्च नातिदूरे च राघव। गोदावर्याः समीपे च मैथिली तत्र रंस्यते। કેટલાક અત્યારની નાસીક પાસેની પંચવટીને રામાયણમાં બતાવેલી પંચવટી તરીકે ઓળખાવે છે. અહીં રામે વનવાસનો ઘણો સમય ગાળ્યો હતો. અશ્વત્થ, બિલ્વ, વટ, ધાત્રિ, અને અશોક એ પાંચ વૃક્ષો હોવાથી એ જગ્યા પંચવટી કહેવાય.

**શૂર્પણખા**—शूर्पाणीव नखानि यस्याः सा. વાંચો શ્રી 'કાણે' ની નોંધ—'नखमुखात् संज्ञायाम्' पा ४-१-५८ (ङीप् न स्यात्। शूर्पणखा। गौरमुखा। संज्ञायाम् किम्। ताम्रमुखी कन्या। सि. कौ. અને पूर्वपदात्संज्ञायामगः' पा. ८-४-३ (पूर्वपदस्थान्निमित्तात्परस्य नस्य णः स्यात् संज्ञाया न तु गकारव्यवधाने। द्रुणि नासिकाऽस्य द्रुणसः। अग किम्। ऋचामयनं ऋगयनम्। (सि. कौ.) શૂર્પણખા રાવણની બહેન હતી. રામને જોઈને તે એના પ્રેમમાં પડી અને તેમને પૂછ્યું કે તે કોણ છે અને વનવાસીને વેશે અરણ્યમાં પત્ની સાથે કેમ આવ્યો છે? રામે બધું કહ્યું અને મશ્કરીમાં પત્ની વગરના લક્ષ્મણને

પરણવા કહ્યું. લક્ષ્મણે પણ મશ્કરીમાં જ કહ્યું કે તે રામનો સેવક છે. અને સેવક સાથે ન પરણાય. તે પાછી રામ પાસે આવી અને બોલી કે સીતા એની પત્ની થવા યોગ્ય નથી તેથી એ એને ગળી જશે. તે જ્યારે સીતા તરફ ધસી ત્યારે રામે લક્ષ્મણને એને સજા કરવા કહ્યું. લક્ષ્મણે એનાં નાક કાન કાપી લીધાં. તેથી તે જંગલમાં નાસી ગઇ.

૨૭-૨

<u>एतावत्ते दर्शनम्</u>-શૂર્પણખાને જોતાં સીતાના મગજમાં એ અને ત્યાર પછીના પ્રસંગો એક પછી એક ખડા થાય છે. એ વખતે એને ખાઇ જવા શૂર્પણખા એના તરફ ધસી હતી એ બિહામણું દશ્ય જેવું ને તેવું એની આંખ સામે ખડું થાય છે. એને થયું કે હમણાં શૂર્પણખા એને ગળી જશે. તેથી તે આ વાક્ય બોલે છે. અથવા બીજી રીતે પણ સમજાવાય, શૂર્પણખાના આગમન સાથે રામની અનેકાનેક મુશ્કેલીઓ શરૂ થાય છે. એના આગમન પછી જ રાવણે સીતાનું હરણ કર્યું હતું એ પ્રસંગ બન્યો હતો. અને ત્યાર પછી આવી પડેલો રામનો વિયોગ! એ દુઃખના દિવસો એને સાંભરે છે. એટલું જ નહિ એને લાગે છે કે જાણે એ દિવસો એ અનુભવી રહી છે. સ્વાભાવિક રીતે એનાથી નિસાસો નાખી દેવાય છે કે એટલે સુધી જ રામનું દર્શન થયું હતું. ત્યાર પછી તો એનું દુર્લભ થયું હતું અને દુઃખના દિવસો શરૂ થયા હતા. પછીનું વાક્ય જોતાં બીજી રીત વધારે સારી છે.

૨૭-૩

अयि-विप्रयोगत्रस्ते-સુખના પ્રસંગો યોજી કહે [illegible] 'વિયોગ' નામથી આ યુગલ કેવું ત્રાસે છે તે બતાવે છે. [illegible] માટે કે ત્યાર પછી આવનારા કરુણ પ્રસંગો વધારે [illegible]

'રામના વિયોગનો ત્રાસ સીતાના મનમાં એવો [illegible] પેસી ગયો છે કે ચિત્ર જોતાં પણ ચમકે છે. આ જ તેની [illegible] સૂચવે છે.' (મ. ન. દ્વિવેદી)

રામને થયું કે આ તો સીતાનું [illegible] બદલે [illegible] જુદું જ થઈ ગયું. એથી રતો એ [illegible] કે આવા [illegible]!

તો ચિત્ર છે ચિત્ર. ચિત્ર જોઈને ભડકે છે શાને! જે વિયોગ તું સાચો માની ત્રાસ પામે છે એ તો વીતી ગયો. અને આ તો માત્ર ભૂતકાળના પ્રસંગોનાં ચિત્રો જ તું જુએ છે.

૨૭-૫

दुर्जनाऽसुख-તમે કહો તે ભલે સાચુ હોય. માની લીધું કે આ ચિત્ર છે. પણ દુર્જન અસુખ કરે છે. મૂળ પ્રાકૃત असुह્ નું असुखं ભાષાન્તર કરવામાં આવે છે. પણ 'રાય' अशुभ ભાષાન્તર પસંદ કરે છે. અશુભ =અમંગળ. હવે જે અશુભ આવવાનું છે તેનું અહીં સૂચન છે એમ તેઓ લુએ છે દુર્જન શબ્દ ભવભૂતિ ફરી ફરીને વાપરે છે. આ જ દુર્જન શબ્દ સૂચવે છે કે જે કંઈ અશુભ બનવાનું છે તે દુર્જન દ્વારા બનવાનું છે. પણ એ કરતાં જે સ્વાભાવિક રીતે આ દૃશ્ય રજૂ થાય છે તે ઉપરથી અસુખ લેવું વધારે સારું લાગે છે. જે મનુષ્યને લીધે દુઃખની પરંપરા યોજાઈ હોય તેને જોતાં એ માણસને સહેજે અસુખ થાય. સીતા પણ એ જ સ્વાભાવિક ભાવથી શૂર્પણખાને જોતાં ભડકે છે.

૨૭-૬

हन्त वर्तमान०—हन्त हर्षेऽनुकम्पायां वाक्यारम्भविषादयोः । રામે આશ્વાસન આપતાં તો આપ્યું પણ પોતે પણ વિયોગથી એવા જ ભડકે છે. જનસ્થાનમાં બનેલા તે તે પ્રસંગો રામને અત્યારે બનતા હોય તેવું લાગે છે. રાવણે કરેલું સીતાનું હરણ અને ત્યાર પછી પોતે પંચવટીને પ્રત્યે એવું કરેલું આક્રન્દ! પોતે અત્યારે જ જાણે તે તે સંજોગોમાંથી પસાર થતા હોય તેવું રામ અનુભવે છે. આથી જ તે કહે છે કે મને પણ જનસ્થાનમાં ભોગવેલા એ હૃદયવિદારક પ્રસંગો સાંભરે છે અને જાણે તે અનુભવતો હોઉં તેવુ લાગે છે.

શ્લોક-૨૮ (અન્વય) अथ इदं कनक...विधिता पापैः रक्षोभिः तथा वृत्तं यथा क्षालितमपि स्थयति । शून्ये जनस्थाने विकलकरणैः आर्यचरितैः ग्रावा अपि रोदिति वज्रस्य हृदयं अपि दलति। (શિખરિણી)

અને રામ તથા સીતાએ પ્રત્યક્ષ અનુભવેલા જનસ્થાનના એ દારુણ પ્રસંગોનાં ચિત્રોનું લક્ષ્મણ વર્ણન કરે છે. इदं-શૂર્પણખાના આગમન પછીના પ્રસંગો જ્યાં આલેખાયા છે તે ભાગ બતાવે છે.

**कनक०**—कनकहरिणः एव छद्म, तस्य विधिना સોનાના મૃગના છળ પ્રયોગથી, અહીં રામાયણની પ્રસિદ્ધ કથાનો ઉલ્લેખ છે. રાવણના આગ્રહથી રાક્ષસ મારીચે સુવર્ણ મૃગનું સ્વરૂપ ધારણ કર્યું અને એ રૂપે એ રામના આશ્રમની આજુબાજુ ફરતો રહ્યો. એ મૃગને પ્રાપ્ત કરવાની ઇચ્છા સીતાને થઈ. આથી એ મૃગને જીવતો કે મરેલો પકડી લાવવા સીતાએ રામને કહ્યું. રામ લક્ષ્મણને સીતાની સંભાળ લેવાનું કહી એ મૃગની પાછળ પડ્યા. ગમે એ હરણને માર્યું. પણ મરતે મરતે પેલા રાક્ષસે 'ઓ સીતા ઓ લક્ષ્મણ !' એવા શબ્દો રામના અવાજથી ઉચ્ચાર્યા. એ શબ્દો સાંભળીને સીતાએ લક્ષ્મણને રામની શોધમાં પરાણે મોકલ્યો. લક્ષ્મણે સીતાને સમજાવ્યાં કે રામને કોઈ કંઈ ઇજા કરી શકે એમ નથી અને આ શબ્દો રામના નથી પણ રાક્ષસી માયા છે. સીતાએ એટલું સખત મહેણું માર્યું કે લક્ષ્મણને ફરજિયાત જવું પડયું. લક્ષ્મણની ગેરહાજરીમાં રાવણ સાધુને વેશે આવી સીતાને હરી ગયો.

**तथा वृत्तं०**—'હવે આપીને રાવણ ઉપાડી જાય છે' એ સીધું કથન કડવું લાગે અને ખાસ કરીને આ પ્રસંગે કે જ્યારે આ યુગલ પૂર્વાનુભૂત પ્રીતિવિલાસના સંસ્મરણોમાં તરબોળ બન્યું છે ત્યારે તો એમ લાગે જ. क्षालितम्-ધોઈ નાખ્યું છે એટલે યોગ્ય બદલો લીધો છે તે છતાં રાવણને મારીને અથવા તો સીતાની અગ્નિ પરીક્ષા દ્વારા કલંક ધોઈ નાખીને યોગ્ય બદલો લીધો છે. विकल०-विकलानि करणानि येषु तथोक्तैः-અહીં विकलकरणैः પાઠફેર છે. પણ તે બરાબર નથી. વિકળ અને કરુણ. પણ विगता कला येभ्यः એ ચરિત સાથે બંધ બેસતું નથી. करुणकरणैः અત્યંત કરુણ પાઠ પણ સારો છે. शून्ये-જનસ્થાન ગન્ય હતું. ત્યાં લોકોની અવરજવર નહોતી. તેથી તે વખતે રામના વિલાપની સહાનુભૂતિ માટે ગડે એવું કોઈ મનુષ્ય ત્યાં હાજર નહોતું. પણ–

**अपि ग्रावा रोदित्यपि**–પશુ, પક્ષી, વૃક્ષો વગેરે બધા રામના દુઃખભાગી ત્યાં હાજર હતા. મહાકવિ કાલિદાસ પ્રકૃતિમાં માનવભાવોનો સાક્ષાત્કાર કરાવે છે. नृत्तं मयूरा कुसुमानि वृक्षा दर्भानुपात्तान् विजहुर्हरिण्यः। શાકુન્તલમાં પણ કવિ એવું જ કહે છે–उद्गलितदर्भकवला मृगाः, परित्यक्तनर्तन मयूराः...ઇ. પણ શ્રી રાય સરસ સમજાવે છે "વર્તમાન કાળ દ્વારા ભવભૂતિ કવિ કાલિદાસ કરતાં પણ એક કદમ આગળ જઈને કહે છે–હજી આજે

પણ જો એ પ્રદેશમાં રામના વિલાપ વિશે કહેવામાં આવે તો પથ્થર રડે અને વજ્ર પણ પીગળે તો પશુ પંખી અને વૃક્ષોનું તો શું કહેવું?" (વાંચો 'રાય'ની આવૃત્તિ પૃ. ૭૧)

લક્ષ્મણ કહેવા માગે છે કે સીતાહરણનો યોગ્ય બદલો લીધો છે અને તેના કલંકને યોગ્ય રીતે ધોઈ નાખ્યું છે છતાં હજી સીતાહરણ અને તે પછીનો રામનો વિલાપ એવી ને એવી રીતે આજે વ્યથિત કરે છે. અને તે પણ એકલા આપણને કે આપણા સંબંધીજનોને જ નહિ પણ શૂન્ય જનસ્થાનનો પથ્થરે પથ્થર આજે પણ એ દુઃખદ પ્રસંગના સ્મરણથી પીગળે છે. અરે વજ્રનાં હૈયાં હજી આજે પણ એવાં જ પીગળે છે કે જેવાં તે પહેલાં તે વખતે પીગળ્યાં હતાં. વીરરાઘવ પણ આ જ ભાવ બતાવે છે-अत्र ग्रावापि रोदितीत्यादिकं नायोगे योगकल्पनम् । किं तु वास्तवमेव अपि वृक्षाः परिम्लानाः इतिवदुपपत्तेः । एवं स्मृत्यापि रोदितीत्यवगम्यते ॥

"क्षालितमपि व्यथयति"માં અહીં વિરોધ છે. એ દુઃખદ બનાવનું સ્મરણ અહીં હજી પણ વ્યથા કરે છે એ રીતે સમજતાં વિરોધનો પરિહાર, થાય છે. તેથી અહીં વિરોધ છે. વળી છેલ્લી લીટીમાં પણ વિરોધ છે કે પથ્થર તે કેવી રીતે રડે અને વજ્રનાં હૃદય તે કેવી રીતે ઓગળે? વાસ્તવમાં એ શક્ય નથી પણ કાવ્યમય રીતે એ શક્ય છે. તેથી અહીં વિરોધ છે. વાંચો આ શ્લોકનું મ. ન. દ્વિવેદીએ આપેલું સમશ્લોકી—

"અહીંયાંથી, લાવી કપટરૂપ સૂવર્ણું મૃગ, ને,
નઠારા પાપીએ, છલવિધિ કર્યો રાક્ષસ જને;
કર્યું અંતે એનું, થઈ ગયું મટયું તોય પણ જે,
નડે સંભારંતાં સવળું અવળું સાલી મનને
જનસ્થાને, ત્યારે વિજન વગડે આર્ય રખડ્યા,
કર્યું એનું એનું વિકલ કરુણાપૂર્ણ બહુ, હા!
રડયા જેથી સર્વે દષદ પણ કાઠિન્ય તજીને
દળાયું ભેદાઈ હૃદય વસમું વજ્રતણું તે."

अपि ग्रावा०-૪. શબ્દો દ્વારા કવિ કેવળ રામના જ કરુણ રસનું નિરૂપણ કરે છે એવું નથી. પણ એ દ્વારા આ નાટકમાં નિરપેક્ષ કરુણ

રસનું પણ ભાનમૂતિ સૂચન કરે છે. પોતાના આ કરુણરસ પ્રધાન કાવ્યની સફળતા વિશે કવિ પોતે જ પોતાના મત આપે છે ગોવર્ધનાચાર્ય પણ તેથી જ કહે છે–

भवभूते सम्बन्धाद्भूधरभूरेव भारती भाति ।
एतत्कृतकारुण्ये किमन्यथा रोदिति ग्रावा ॥

"ભવભૂતિના સંબધથી સરસ્વતી પાર્વતી જ હોય એમ લાગે છે નહિ તો એના કરુણ રસને લીધે પથ્થરો શા રીતે રડવા માંડે?"

२८-३

राम निर्वर्ण्य-રામને ધારીને જોઈને તેનો આવેગ જોઈને साकूत-લાગણીથી

શ્લોક २९

**અન્વય**-धाराभिः विसर्पन् अयं ते बाष्पौघ जर्जरकणः (सन्) त्रुटित मुक्तामणिसर इव धरणीं लुठति । मराध्मातहृदयः आवेगं निरुद्धोऽपि स्फुरद धरनासापुटतया च परवामुन्नेयो भवति । (શિખરીણી)

આ શ્લોકમા રામનુ સ્થૈર્ય અને આવેગ એ બે નેતા તરીકેના ગુણો વ્યક્ત થાય છે અત્યાર સુધી રામે પોતાના પૂર્વ જીવનને લગતા એક પછી એક અનેક ચિત્રો જોયા પોતાના લગ્ન પછી સીતા નવી નવી પરણીને આવી ત્યારના એ સુખી દિવસોનુ ચિત્ર કેટલુ મોહક હતુ કે જ્યારે તેમને કશી ચિન્તા હતી નહિ એમની માતાઓ જ એમની ચિન્તા કરતી. ત્યાર પછીનુ મથરાનુ ચિત્ર, નિષાદપતિ સાથેનો તેમનો સમાગમ, તેમનો વન વાસ, ભગવતી ભાગીરથી, શ્યામ વડ અને ત્યા ગળેના આનંદના દિવસ, વિરાધ સાથેનો સંરોધ, વગેરે ચિત્રો એક પછી એક પસાર થતા રામનું હૃદય બહુ કોમળ ભાવથી ભરાઈ જાય છે પ્રસ્રવણ પર્વત ઉપર ગાળેલા એ આહ્લાદમય દિવસો અને ગોદાવરીને તીરે ગાળેની મધુર રજનીઓ રામના હૃદયને અત્યત કોમળ લાગણીઓથી ભરી દે છે શૂર્પણખાનો

પ્રસંગ અને ત્યાર પછીનું રામનું 'ખર' વગેરે રાક્ષસો સાથેનું યુદ્ધ વગેરે ચિત્રો જોઈને પછી જ્યારે સીતા હરણનું અને ત્યાર પછીના વિયોગથી રામના કરુણ વિલાપને આલેખતું ચિત્ર આવે છે ત્યારે તો अयि विप्रयोगत्रस्ते કહી સીતાને આશ્વાસન આપનાર રઘુકુલધુરંધર પોતે જ રડી ઊઠે છે. એમને પણ જાણે પોતે અત્યારે સીતાનો વિયોગ અનુભવતા ન હોય તેવું જ દુઃખ થાય છે. એ દુઃખને બહાર વ્યક્ત ન થવા દેવા એ બહુ સંયમ રાખે છે છતાં એમના હોઠ અને નાક કંપવા લાગે છે અને આંખોમાંથી અશ્રુધારાઓ જમીન ઉપર પડે છે. આમ કેવળ વિયોગના નામ માત્રથી આ યુગલ કેટલું ત્રાસે છે એનું અહીં સુંદર વર્ણન છે. વિયોગ વખતના એના આક્રંદનુ ચિત્ર જોતાં અને એનું વર્ણન શબ્દો દ્વારા સાંભળતાં રામની આંખોમાંથી દડદડ અશ્રુધારાઓ જ વહેવા લાગી. એને બતાવતાં લક્ષ્મણ अयं ते વગેરે શબ્દો બોલે છે.

मुक्ता०—मुक्ताः एव मणयः तेषां सरः—મોતીની સેર. जर्जर०—जर्जराः कणाः यस्य–કણ કણ થયને. स्फुरदधर०–स्फुरन्तः अधरः नासापुटौ च यस्य सः, स्फुर ..पुटः, तस्य भावः ०पुटता, तया–અધર અને નસકોરાં ફરકતાં હોવાથી. उन्नेयो–नी+उद् નું કર્મણિ વિધ્યર્થ કૃદંત. परेषां उन्नेयः વિધ્યર્થ કર્મણી કૃદંત તૃતીયા કે ષષ્ઠી સાથે વપરાય. 'कृत्यानां कर्तरि वा' पा. २. ३ ७१. (षष्ठी वा स्यात्) भराध्मात०–भरेण आध्मातं हृदयं येन–ભારથી હૃદયને ભરી દેનો અહીં चिरम् आध्मातहृदयः પાઠફેર છે. લાંબા વખત સુધી હૃદયને ભરી દેતો.

અહીં मुक्तामणिसर इव धाराभिः विसर्पन् એમ લેવા કરતાં શ્રી રાય લે છે એ રીત વધારે સારી છે. વાચો તેમની વ્યાખ્યા—धाराभिः प्रवाहैः विसर्पन् प्रसरन् अयं ते वाष्पौघः अश्रुराशिः भुवमागत्य जर्जरकणः सन् बिन्दुजालरूपेण परिणमन् इत्यर्थः, त्रुटितः छिन्नः मुक्तामणिसरः इव गलितमणिमुक्ताहार इव धरणीं लुठति, धरण्यामापतति ।

આમ લેવાનું કારણ એ કે જો આંસુ છૂટાં છૂટાં ટીપાં સ્વરૂપે હોય તો તો તેમને મોતીના પારા જોડે સરખાવાય પણ ઓઘ અને ધારા હોય તો તેમ ન થાય. તેથી 'રાય'ની સમજૂતી બરાબર છે. તેમના જ શબ્દોમાં સમજાવીએ તો 'જમીન ઉપર પહોંચતાં પહેલાં આંખો સતત

પ્રવાહ હતો અને મોતીની સેર જેવો લાગતો હતો. અથવા જમીન ઉપર પહોંચીને તે નાના કણમાં વહેંચાઈ ગયો અને તૂટેલી મોતીની સેર જેવો લાગવા માંડ્યો. હવે દરેક આંસુનું ટીપું તૂટેલી સેરના મોતી જેવું લાગવા માંડ્યું.' [વાંચો 'રાય' નું ઉ. ચ. પૃ. ૭૨] આમ જમીન ઉપર કણકણ થઈને વેરાઈ જતા આંસુના પ્રવાહને અહીં તૂટેલી મોતીની સેર સાથે સરખાવ્યો છે તેથી ઉપમા થઈ. કણ કણ થઈને જમીન ઉપર પડતાં આંસુને તૂટેલી મોતીની સેરના મોતીના મણકા સાથે સરખાવ્યાં છે.

શ્લોક ૩૦

અન્વય--प्रियजनविप्रयोगजन्मा दुःखाग्निः तीव्रः अपि प्रतिकृतिवाञ्छया तत्काल विसोढः । (किन्तु) मनसि पुनर्विपच्यमानः हृन्मर्मव्रण इव वेदनां करोति । (પ્રહર્ષિણી)

प्रियजन०—प्रियजनः (सीता) तस्य विप्रयोगः तस्मात् जन्म यस्य सः ०जन्मा. પ્રિયજનના વિરહને લીધે ઉદ્ભવેલો. प्रतिकृति-બદલો. विसोढः—वि+सह નું ક. ભૂ. કૃ. दुःखाग्निः दुःखमग्निरिव—અહીં 'રાય' બતાવે છે કે જો અગ્નિ જેવું જ દુઃખ હોય તો તો हृन्मर्मव्रण કરતાં દર્દ વધારે હોય. પણ એવું કંઈ ખાસ નથી. અહીં દુઃખ અને અગ્નિ વચ્ચે 'તીવ્રતા'માં સરખામણી નથી. પણ તેમનામાં રહેલી 'દાહકતા'માં સરખામણી છે. તે બંને પોતાના વિષયને બાળી મૂકે છે.

રામ કહેવા માગે છે કે પહેલાં જ્યારે સીતાના હરણથી વિયોગ થયો ત્યારે તેને લીધે ઉદ્ભવેલો દુઃખાગ્નિ એમણે એ દુઃખ આપનાર ઉપર બદલો લેવાની ઇચ્છાથી સહન કર્યો. પણ હવે ચિત્ર જોઈને રામને એ જ દુઃખાગ્નિ પોતે ફરીથી તાદૃશ અનુભવતા હોય તેમ લાગે છે. આ વખતે એ કેમે કર્યો સહ્યો જતો નથી કેમકે અત્યારે શત્રુ ઉપર વેર વાળવાની કોઈ વૃત્તિ નથી.

"પહેલાં દુઃખાગ્નિ विप्रयोगजन्मा: હતો."હવે विप्रयोगस्मृतिजन्मा છે." (રાય-પૃ. ૭૪) ચિત્ર જોઈને એ દુઃખાગ્નિ ફરીથી ભભૂકી ઊઠ્યો છે." જેમ હૃદયના અતિ ઊંડા અને તેથી જ ઘણા આળા ભાગમાં પડેલું વ્રણ

જેમ ળળ્યાં કરે ને ઉપાય સાધ્ય થાય નહિ તેમ આ વિયોગ ફરી ફરી ચચર્યાં કરે છે." (મ. ન. દ્વિવેદી) દુઃખાગ્નિને હૃદયના મર્મભાગમાં ચયેલા વ્રણ સાથે સરખાવ્યો છે તેથી ઉપમા છે. वेदनां करोति સાધારણ ધર્મ છે.

અહીં तत्कालप्रियजन०—(તે વખતે થયેલા પ્રિયજનના વિરહથી ઉદ્ભવેલો) પાઠફેર બરાબર નથી. કારણ તે ભૂતકાળના વિયોગ અને અત્યારના તેના સ્મરણ વચ્ચે તફાવત બતાવતો નથી. तत्काले પાઠ છે પણ એમાં तत्काल જો જ અર્થ થાય. करोति ને બદલે तनोति પાઠફેર છે પણ તે બે વચ્ચે ખાસ ફેર દેખાતો નથી.

૩૦-૨

अहमप्यतिभूमिं०—रणरणकः-શોક. દુઃખ. अतिभूमिं गतेन-પરાકાષ્ટાએ પહોંચેલા. સીતાને પણ પોતે એ જ વિરહદુઃખ તાદશ અનુભવતી હોય એમ લાગે છે. જ્યારે રામે કરેલા આક્રંદનું ચિત્ર નિહાળે છે ત્યારે બંને જણ અતિશય ત્રાસ પામે છે. વિયોગના સ્મરણથી પણ સીતાને આટલું દુઃખ થાય છે તો પછી જ્યારે ખરેખરો વિયોગ આવી પડવાનો છે ત્યારે તેનું શું થશે એની તો કલ્પના પણ થઈ શકતી નથી. જો રામને વિયોગનું સ્મરણ પણ આટલું આંસુના ઓઘ લાવનારું અસહ્ય થઈ પડે છે તેની પોતે હાથે કરીને વહોરેલા વિયોગમાં કેટલી કરુણ દશા થાય છે એનો હવે આપણને ખ્યાલ આવે છે. એ જ પંચવટી ! એ જ જનસ્થાન ! એ જ વનરાઇઓ ! અને એની વચ્ચે સીતા માટે ઝૂરતા રામ ! અને રામનું એ આક્રંદ જોતી સીતા ! ઉભયની આ ભાવી કરુણામય દશા તો શે કલ્પી જાય !

૩૦-૪

भवत्वन्यतः०—લક્ષ્મણ આ યુગલની દુઃખી દશા સમજે છે અને તેથી તે બન્નેનું બીજી તરફ ધ્યાન દોરે છે.

૩૦-૫

मन्वन्तर०--अन्वयः मनुः मन्वन्तरं. तस्मात् पुराणः, અથવા मन्वन्तरेण

પુરાણ, અથવા मन्वन्तरेषु पुराण । એક ટીકાકાર નીચે પ્રમાણે સમજાવે છે मनूनामन्तर अधिकारकालः मन्वन्तरम् । मन्वन्तरपुराणस्य मन्वन्तरप्रवृत्तिसमका, लसुत्पन्नस्येति यावत् । મનુના અધિકાર દરમ્યાનને કાળ તે મન્વન્તર. પુરાણોની ગણત્રી પ્રમાણે મનુષ્યનું એક વર્ષ=દેવોનો એક દિવસ એવા દેવોના બાર હજાર વર્ષમાં એટલે કે મનુષ્યોના ૪૩૨૦૦૦૦ વર્ષમાં ચાર યુગ થાય છે (ચાર) યુગોનાં ૧૦૦૦ ચક્ર પૂરાં થાય ત્યારે બ્રહ્માને એક દિવસ અને એક હજાર ચક્રની રાત થાય છે. ચાર યુગ=૧ મહાયુગ થાય છે. અને ૧૦૦૦ મહાયુગને એક કલ્પ અથવા બ્રહ્માનો એક દિવસ થાય છે. બ્રહ્માના એક દિવસમાં ૧૪ મનુઓ થાય છે. તેથી એક મન્વન્તર દરમ્યાન ૭૨ મહાયુગ થાય છે. પહેલા મનુ સ્વાયંભુવ મનુ હતા. અત્યારે સાતમા વૈવસ્વત મનુનો કાળ છે.

જટાયુ--તે દશરથનો મિત્ર હતો. દક્ષ પ્રજાપતિની ૬૦ છોકરીઓ માંથી આઠ કશ્યપને પરણાવી હતી. તેમાંની એક તામ્રા હતી. એણે પાંચ કન્યાઓને જન્મ આપ્યો. એમાંની એકનું નામ 'શુકી' હતું એની છોકરી 'નતા.' અને 'નતા'ની વિનતા. વિનતાને બે પુત્રો હતા-ગરુડ અને અરુણ જટાયુ અરુણનો પુત્ર હતો. તેના મોટાભાઈનું નામ સંપાતિ હતું. વાંચો રામાયણ—द्वौपुत्रौ विनतायास्तु गरुडोऽरुण एव च । तस्माज्जातो ऽहमरुणात् सपातिश्चममाग्रज ॥ આમ કશ્યપ વંશમા ઉત્પન્ન થયો હોવાથી તે કાશ્યપ કહેવાય છે એમનું શરીર પક્ષીનુ હતું. રાવણ સીતાને હરી જતો હતો ત્યારે એમણે સીતાનુ આક્રન્દ સાંભળી રાવણને પડકાર્યો હતો અને એનો રથ ભાંગી નાખ્યો પણ રાવણે એમના પગ અને પાંખો કાપી નાખી તેથી તે મરણોન્મુખ થઈને પડ્યો મારીચને મારી જ્યારે રામલક્ષ્મણ સીતાને શોધતા ત્યા આવ્યા ત્યારે રાવણ સીતાને હરી ગયો એ સમાચાર રામને જટાયુએ આપ્યા

चरित्र०—चरित च विक्रमश्च तयो उदाहरणम् ।

३०-६

निर्व्यूढ०--પરાકાષ્ટાએ પહોંચ્યો હતો. આ શબ્દ બતાવે છે કે તમે જે પ્રેમ બતાવ્યો એ સાધારણ માનવોની કક્ષાનો નહોતો અને તે

પણ અધિક પ્રમાણમાં હતો. वह+निर्+वि નું ક. ભૂ. કૃ. निर्व्यूढ. काश्य- ઉપરની હકીકત ઉપરથી સમજાશે કે જટાયુ કશ્યપના વંશજ હતા તેથી કાશ્યપ કહેવાયા. त्वादृशस्य-त्वमिव दृश्यमानः, त्वमिव आत्मानं दर्शयतीति तीर्थभूतस्य तीर्थ=ગુરુ, માનને યોગ્ય વ્યક્તિ. વાંચો અમરકોષ— निपानागमयोस्तीर्थमृषिजुष्टजले गुरौ । शकुन्त-પક્ષી.

૩૦-૯

जनस्थानस्य पश्चिमतः—જનસ્થાનની પશ્ચિમે. 'पञ्चम्यतसर्थप्रत्ययेन' पा. ૨. ૩. ૩૦ પ્રમાણે *पश्चिमतः* ષષ્ઠી વિભક્તિ લે છે. જટાયુની ઉત્તર ક્રિયા કરીને રામ જનસ્થાનની સહેજ પશ્ચિમ તરફ ગયા હતા અને પછી દક્ષિણ તરફ ગયા હતા. જનસ્થાનની ત્રણ કોશ દૂર જઈને રામ અને લક્ષ્મણ ક્રૌંચારણ્યમાં પ્રવેશ્યા હતા. એ પછી પૂર્વ તરફ જઈ તેઓ ક્રૌંચારણ્યમાંથી પસાર થઈ ગયા હતા. ત્યાં મતંગ ઋષિના આશ્રમ પાસે દનુ નામના રાક્ષસનો ભેટો થઈ ગયો હતો.

दनुकबन्ध—કહે છે કે તે દેવી 'શ્રી' નો પુત્ર હતો. એક બીજી વિગત પ્રમાણે તે કશ્યપની પત્ની અને દક્ષની પુત્રી 'દનુ' નો પૌત્ર હતો. મહાભારત પ્રમાણે તે વિશ્વાવસુ નામનો ગાંધર્વ હતો. પણ સ્થૂલશિરસ ઋષિના શાપથી તે રાક્ષસ થયો હતો. એ રાક્ષસરૂપમાંથી એને રામને હાથે મુક્તિ મળવાની હતી. ઇન્દ્ર સાથેના યુદ્ધમાં ઇન્દ્રે તેના ઉપર વજ્રનો પ્રહાર કર્યો હતો. એને લીધે એનું માથું એના શરીરમાં પેસી ગયું હતું. તેથી તે દનુકબન્ધ માથા વગરનો રાક્ષસ કહેવાયો. વાંચો म. च. ५-३४

જ્યારે તેણે રામ લક્ષ્મણને એમને ખાઈ જવાની ઇચ્છાથી પકડ્યા ત્યારે રામ લક્ષ્મણ એના હાથમાંથી છૂટી ગયા. તેમણે તેના હાથ કાપી નાખ્યા. દનુકબન્ધે પૂછ્યું કે તેઓ કોણ છે ત્યારે તેમણે તેમનાં નામ જણાવ્યાં. આથી દનુ ખુશ થઈ ગયો. તેણે રામને એનું શરીર બાળી મૂકવા અને આ શાપિત રૂપમાંથી મુક્ત કરવા કહ્યું. એમ કરવામાં આવ્યું ત્યારે દૈવી સ્વરૂપે તે અગ્નિમાંથી નીકળ્યો અને રામને સુગ્રીવ સાથે મૈત્રી સાધવા સલાહ આપી.

વિલ્સન બતાવે છે કે દનુ મોટા પર્વત જેવડો હતો. તેને પગ નહોતા

અને યોજન જેટલા લાંબા હાથ હતા. એના પેટમાં એનું મુખ હતું અને છાતીમાં મોટી એક આંખ હતી

**दनुकबन्ध**–વાંચો कबन्धोऽस्त्री क्रियायुक्तमपमूर्धकलेवरम् इत्यमरः । दनुश्चासौ कबन्धश्च तेन अधिष्ठितः । कबन्ध–માથા વગરનું ચેતનવાળું ધડ.

**ऋष्यमूक**–આ પર્વત ઉપર વાનરરાજ સુગ્રીવ રહેતો હતો. વાંચો અરણ્યકાંડ સર્ગ ૭૨–૧૧, ૧૨–श्रूयतां राम वक्ष्यामि सुग्रीवो नाम वानरः।... ऋष्यमूके गिरिवरे पम्पापर्यन्तशोभिते । निवसत्यात्मवान्वीरश्चतुर्भिः सह वानरैः । मतङ्गस्याश्रमपदम्–પમ્પા સરોવરની પશ્ચિમે હશે. વાંચો અરણ્યકાંડ ૭૩. ૨૮–૩૦–ततस्तद्राम पम्पायास्तीरमाश्रित्य पश्चिमम् । आश्रमस्थानमतुलं गुह्यं काकुत्स्थ पश्यसि । न तत्राक्रमितुं नागाः शक्नुवन्ति तदाश्रमे । ऋषेस्तस्य मतङ्गस्य विधानात्तत्र काननम् ॥ मतङ्गवनमित्येव विश्रुतं रघुनन्दन ॥ પ્રો. એચ. એચ. વિલ્સન બતાવે છે કે ઋષ્યમૂક પર્વત, પમ્પા સરોવર, અને બીજી જગ્યાઓ કે જેનો અહીં ઉલ્લેખ થયો છે તે એ જ નામે અત્યારે 'અનાગુન્ડી' નામના ગામની પાસે આવેલાં છે. 'અનાગુંડી' તુંગભદ્રાને તીરે આવેલું છે અને વાનરરાજનું પુરાણું પાટનગર છે. પર્વતના ઢાળ ઉપર મતંગનું વન અથવા 'મેઘપ્રભ' જંગલ આવેલું છે. ત્યાં વૃક્ષો કદી કરમાતાં નથી, અને ફૂલ પણ ચિમળાતાં નથી. ઋષિ અને તેના શિષ્યોને ગયે ઘણો સમય થયો પણ તેનો આશ્રમ હજી નિર્ભય રીતે ત્યાં ઊભો છે. તેમણે મૂકેલી ભોજન સામગ્રી એ જ રીતે રામના આગમનની પ્રતીક્ષા કરી રહી હતી.

**શ્રમણા**–ને મતંગના શિષ્યોની વફાદાર પરિચારિણી હતી. તે પુષ્કળ ભક્તિયુક્ત હતી. જ્યારે રામ અને લક્ષ્મણ તે આશ્રમે આવ્યા ત્યારે તેણે રામની પૂજા કરી. તેણે કહ્યું કે ઋષિઓએ એવું કહ્યું હતું કે રામનો અતિથિ તરીકે સત્કાર કરીને તે સ્વર્ગે જશે. રામની પૂજા કરી તે અગ્નિમાં પડી અને સ્વર્ગે સંચરી. તેને શ્રમણી પણ કહેવામાં આવે છે. વાંચો રામાયણ અરણ્યકાંડ ૭૨–૭૪ तेषां गतानामद्यापि दृश्यते परिचारिणी । श्रमणी शबरी नाम काकुत्स्थ चिरजीविनी ॥...तौ दृष्ट्वा तु तदा सिद्धा समुत्थाय कृताञ्जलिः । पादौ जग्राह रामस्य लक्ष्मणस्य च धीमत' ॥ 'શબર' ભીલ જેવી પર્વતમાં વસનારી જાતિ હતી. વાંચો અમરકોષ–भेदाः किरात शबरपुलिन्दा म्लेच्छजातय । શ્રમણા–ણી–સ્ત્રી સાધુ सिद्धा–अणिमा महिमा, लघिमा प्राप्ति प्राकाम्यमीशिता

वशिता । ईशस्य यत्र कामावसायितेत्यष्टधैश्वर्यम् । આ આઠ પ્રકારની સિદ્ધિ હોય તે સિદ્ધિ કહેવાય. અહીં સિદ્ધ પાઠ બરાબર નથી કારણ સિદ્ધા જે સિદ્ધિનો ભાવ બતાવે છે તે સમાસ દ્વારા સિદ્ધ નથી બતાવતું તેથી સિદ્ધ પાઠ સારો છે. સરખાવો મ. च. ५-२७-अह हि श्रमणा नाम सिद्धा शबर तापसी । मतङ्गाश्रमवास्तव्या रामान्वेषिण्युपागता ॥

પમ્પા-કાણે બતાવે છે તે પ્રમાણે દક્ષિણ હિંદમાં આવેલું 'બેલરી' પાસેનું અત્યારનું 'હમ્પી' છે. 'કાળે' બતાવે છે કે એ એક સરોવરનું નામ છે. ઋષ્યમૂક પર્વત પાસે આવેલી 'પેન્નૈર' (Pennair) નદી એ જ આ સરોવર એમ માનવામાં આવે છે. કહે છે કે એ નદી તળાવમાંથી નીકળે છે. ઉત્તરનો ભાગ ચંદ્રદુર્ગની વચમાં ખાસ કરીને પથ્થરનું તળાવ બનાવે છે. ઘણું કરીને આ મૂળ પંપા છે અને ચંદ્રદુર્ગ તે ૠષ્યમૂક પર્વત છે. પછીથી તળાવનું એ નામ એમાંથી નીકળતી નદીને આપવામાં આવ્યું पम्पा अभिधानं यस्य. पद्मयुक्तं सरः पद्मसरः

३०-१३

**विच्छिन्नामर्ष०**-विच्छिन्ने अमर्षः धीरत्वं च यस्मिन् कर्मणि यथा स्यात् तथा (અવ્યયીભાવ) રોષ અને ધૈર્ય તૂટી જતાં. विस्रष्टामर्ष० પાઠફેર છે. प्रमुक्त०-प्रमुक्तः कण्ठः यथा स्यात् तथा-છૂટે મુખે. अत्र किल કહે છે કે, અહીં. किल બતાવે છે કે સીતા પોતે એ વખતે લંકામાં કેદ હતી તેથી એ પોતે એ વિશે જાણતી નહોતી. પણ લોકો વાતો કરે એ પણ સાંભળેલી કે રામ પંપા સરોવર આગળ પુષ્કળ રડયા હતા. વાર્ચા. वार्तासंभाव्ययोः किल इत्यमरः સરખાવો રામાયણ-स तां दृष्ट्वा ततः पम्पां रामः सौमित्रिणा सह । विललाप च तेजस्वी रामो दशरथात्मजः ॥

३०-१४

**रमणीयमेतत् सरः**-રામાયણમાં 'પમ્પા'નું સુંદર વર્ણન છે. એનું પાણી ચોખ્ખું કહ્યું છે અને કમળ; કબૂતર અને હંસ વગેરેથી રમણીય હતું. આ ઉપરાંત બીજાં અનેક જાતનાં જળચર પક્ષીઓ ત્યાં વસતાં હતાં. જ્યારે તેના કિનારા ઉપર લીલાં ફળથી લચેલાં વૃક્ષો હતાં. એની સુગંધથી સમસ્ત વાતાવરણ મહેકી ઊઠતું હતું.

શ્લોક ૩૧

અન્વય-एतस्मिन् मदकल...पुण्डरीका भुवः विभागाः बाष्पाम्भ...न्तराले कुवलयिनः संदृष्टाः । (પ્રહર્ષિણી)

एतस्मिन्—એ પમ્પા સરોવરમાં. मद०-मदेन (મદથી) कलाः (ध्वनियुक्ताः) (કલરવ કરતાં) मल्लिकाक्षाः (हंसविशेषाः) (મલ્લિકાક્ષની) तेषां पक्षैः (પાંખોથી) व्याधूताः (चालिताः) (હાલેલાં) अत एव (અને તેથી) स्फुरन्तः (कम्पमानाः) (ફરફરતી) उरवः दण्डाः येषां तानि ०दण्डानि (લાંબી દાંડીનાં) पुण्डरीकाणि (सितकमलानि) येषु (શ્વેતકમળોવાળા). મલ્લિકાક્ષ પક્ષીઓ મદને લીધે કલરવ કરતાં હતાં. તેમના પગ અને ચાંચ શ્યામ હોય. વાંચો અમરકોષ-हंसास्तु श्वेतगरुतश्चक्राङ्गा मानसौकसः । राजहंसास्तु ते चञ्चुचरणैर्लोहितैः सिताः । मलिनैर्मल्लिकाक्षास्ते । पुण्डरीक-શ્વેતકમળ. વાંચો पुण्डरीकं सिताम्भोजम् इत्यमरः

बाष्पाम्भ०—बाष्पाम्भसां (अश्रुजलानां) परिपतनं उद्गमश्च, (પડે અને ફરી આવે) तयोः (તેની) अन्तराले (વચ્ચે). कुवलयिनः—कुवलयवन्त—નીલકમળથી ભરેલા.

અહીં બહુ જ સરસ વિચાર છે. ચિત્રમાં આલેખેલી પમ્પા સરોવરની રમણીયતા જોતાં રામને ભૂતકાળના અનેક પ્રસંગોની એક પછી એક યાદ આવે છે. કેવું રમણીય એ સરોવર ! પણ અફસોસ ! એ વખતે મારી પ્રિયા મારી પાસે નહોતી. તેથી તે વખતે પમ્પા સરોવરની રમણીયતા નિહાળતા નિહાળતાં પ્રિયાની યાદથી રામની આંખોમાંથી ટપટપ આંસુ પડવા માંડયાં હતાં. આથી તે સરોવરને અને એનાં શ્વેત કમળોને એકી ટસે જોઇ શકતા નહોતા. આંસુ સહેજ થંભે એની વચમાં વચમાં એ સુમધુર દૃશ્ય એ જોઇ લેતા. પમ્પા સરોવરમાં ઘણે સ્થળે શ્વેત કમળો ખીલ્યાં હતાં. અને તે ઉપર કાળી ચાંચ અને પગવાળાં મલ્લિકાક્ષ પક્ષી બેઠાં હતાં અને તેથી એ કમળો ફરફરતાં હતાં. રામ પોતે જાણતા તો હતા કે આ શ્વેતકમળો છે પણ તેમની આંખો રડી રડીને સુજી ગઇ હતી અને ઝીણી થઇ ગઇ હતી. આથી જે એક બે ક્ષણ આંસુ અટકતાં એ દરમ્યાન એ જોતા ત્યારે તેમની ઝીણી થઇ ગયેલી આંખો મલ્લિકાક્ષ પક્ષીની

શ્યામ ચાંચ અને પગ પકડી લેતી. તે શ્વેત કમળો જોવા સુધી નજર માંડી શકતી નહોતી કારણ એટલામાં તો આંસુ પાછાં વહેવા લાગતાં. આમ તેમને શ્વેતકમળોવાળી જગ્યા નીલકમળવાળી લાગવા માંડી. પોતાની આ દશાનું તેઓ અહીં સુંદર ચિત્ર આપે છે.

શ્રી મ. ન. દ્વિવેદી સુંદર ભાષામાં આ ચિત્રનું વર્ણન કરે છે. વાંચો એમની આ શ્લોક ઉપરની ટીકા પૃષ્ટ ૧૨૫—

"રામ કહે છે કે એ સરોવર બહુ રમણીય છે, કારણ કે ત્યાં મદકલ (મદથી કલ-મધુર સ્વર કરતાં) મલ્લિકાક્ષ (ભૂરા પગ અને ચાંચવાળાં ધોળાં પક્ષવિશેષ) ધોળાં કમળ ઉપર બેસીને પાંખો ફફડાવતાં તેથી કમળો ઝુકી રહેતાં. ને એ ભૂમિના ભાગ, મારી આંખમાં આંસુ ખરી જઈને ફરી ભરાય-તેવા તેવા વખતમાં, ભૂરાં કમળથી છવાયલા, મને દેખાતા. ધોળાં કમળવાળાં છતાં પણ ભૂરાં કમળથી છવાયલા જણાતા એમ કહેવાથી રામની આંખમાં આંસુનો પ્રવાહ જરા પણ ખંડિત નહિ થતો એમ સૂચવેલું છે, વળી આંસુ ખરી જઈને ફરી આવે તેવા તેવા વખતમાં જ એ પ્રદેશ દેખાતા, બાકી આંસુ ચાલે ત્યારે તો એટલાં વેહે કે કાંઈ દેખાય જ નહિ. તેમ એક ટીપું જાય ને બીજું આવે તે વચ્ચે જે વખત જાય તેમાં પણ આંખ કેવળ ખાલી ન રહેતી, નહિ તો ધોળાં કમળ તે વેળે તો ભૂરાં જણાવાને બદલે ધોળાં જ જણાય, એ વગેરે કહીને પણ રામની આંખમાંથી અત્યંત શોકને લીધે ઝરતો અખંડ અશ્રુપાત સૂચવ્યો છે. ધોળાં કમળવાળા પ્રદેશ, ઝળઝળિયાં ભરેલી આંખોથી, ભૂરા પગવાળાં ધોળાં પક્ષી તે કમલ ઉપર બેઠેલાં હોવાને લીધે, ભૂરાં કમલથી છવાયલા લાગે એ સાધારણ છે."

અહીં એક બાબત નોંધવી જરૂરી છે કે રામ જાણતા હતા કે આ ભાગ શ્વેત કમળોવાળો છે અને ઉપર નીલી ચાંચ અને નીલા પગવાળાં મલ્લિકાક્ષ પંખી બેઠાં છે પણ એમની બોઝલ આંખોને લીધે એ કેવળ પક્ષીના પગનો અને ચાંચનો નીલ રંગ જોઈ શક્યા. શ્વેત કમળ જોતાં સુધી તો એ આંખો વહેવા મંડતી. તેથી અહીં કોઈ ભ્રમ ઉત્પન્ન નથી થયો. આથી અહીં ભ્રાન્તિમાન અલંકાર નથી એ ખાસ નોંધવાનું છે.
[કાવ્ય-૧ ૩૧]

આ શ્લોકની ટીકાકારો જુદી જુદી સમજૂતી આપે છે. પહેલું તો શ્રી 'રાઘ' બતાવે છે તે જોઈએ. તે નીચે પ્રમાણે આવો અન્વય લે છે... एतस्मिन् मद० कुवलयिनो भुवः विभागाः मया सन्दृष्टाः અર્થાત્ આ સરોવર પણું રમણીય છે કેમકે તે કેટલેક ઠેકાણે શ્વેત કમળોથી અને કેટલેક ઠેકાણે નીલકમળોથી છવાયું છે. શ્વેત કમળો ઉપર મલ્લિકાક્ષ પક્ષી બેઠાં છે અને તેથી કમળ ડોલી રહ્યાં છે. પક્ષીઓ પણ મદને લીધે મધુર ગાય છે અહીં આ ભાવ છે. ક્યાંક ક્યાંક ઇન્દીવરથી નીલું અને પુણ્ડરીકથી શુભ્ર એવું આ સરોવર જુદા જુદા રંગથી રમણીય લાગે છે. પણ એ રમણીયતા મારા તો દુ:ખ માટે જ હતી. ત્યાં ફરતા કલહંસ પક્ષીઓનાં મધુર ગાન સાંભળીને અને તેમને જોઈને મને મારી પ્રિયતમાનો વિયોગ આંખ આગળ તરે છે. દુ:ખને લીધે આંખમાંથી અશ્રુધારા પડવા લાગી. એક ક્ષણ પમ્પા સરોવરનું દર્શન લુપ્ત થયું. વળી પાછાં આંસુ લૂછીને એક ક્ષણ પમ્પા સરોવર જોયું. ફરી પાછી દુ:ખને લીધે અશ્રુધારા વહેવા લાગી.

રાઘનો આ ભાવ પણ સરસ છે. પણ ફેર એટલો કે આ રીતે ચિત્ર જોતી વખતની રામની પરિસ્થિતિનું વર્ણન છે. જ્યારે પહેલી રીતમાં તે પ્રસંગ બન્યા ત્યારે રામની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન છે. પહેલી રીત વધારે ભાવમય હોવાથી લગભગ બધા સમીક્ષકો તે પસંદ કરે છે.

ટીકાકાર વીરરાઘવ બીજી ઘણી રીતે આ શ્લોક સમજાવે છે. તેમાંની કેટલીક તો સાવ કૃત્રિમ લાગે છે. વાંચો તેમની ટીકા–પૃષ્ઠ ૩૦–

( मद० ) कुवलयिनश्च विभागाः बाष्पाम्भः० मया संदृष्टाः निरन्तरं दृष्टा इत्यर्थः ।...केचित्तु मद० विभागा बाष्पाम्भ० कुवलयिनो...कुवलयवन्तो दृष्टा इत्यर्थमाहुः । परे तु मद० कुवलयिनश्च विभागाः परस्पर मनीर्णप्रदेशाः बाष्प० यस्य एकीकृत्य दृष्टाः .. अविभागेन दृष्टा इत्याहु । इतरे तु–' ननु रमणीयमेतत् पद्मसर ' इत्युक्त तया तन्कथमुच्यते विरहोद्दीपकत्वादूजितयुक्तह साधिष्ठि तपुण्डरीकयुक्तस्य सरसो दृष्टमात्रयानादिरतान् –मुनरिमन्मदकन्येति । मन् अस्येति पदच्छेदं मदिति मदन्देनवचनम् । पुनरादर मत्वन्तं वा । मन्निमित्तं

विरहव्यथातुरमद्देतोर्नेवियते कलं कूजितं येषां ते तेषां मल्लिकाक्षाणां हंसविशेषाणां पक्षैर्व्याधूतानि ।...अत एव स्फुरदुरुदण्डानि.. पुण्डरीकाणि येषु तथोक्ताः कुवलयिन ...वाष्पाम्भ० संदृष्टा सम्यग् दृष्टाः ।

પણ છેલ્લી રીત તદ્દન મારી મચરડીને અર્થ કાઢ્યા જેવી છે. આ શ્લોકની પહેલી ત્રણ લીટી 'માલતીમાધવ' નાટકમાં આવે છે.

૩૧-૧

**आर्यो हनूमान्**– તે મરુતના (વાયુના) પુત્ર હતા. એમની માતાનું નામ અંજના હતું. એક બીજી હકીકત પ્રમાણે એ શિવના અંશ હતા. એક વખતે ઇન્દ્રે એના વજ્ર વડે હનૂમાનની દાઢી ભાંગી નાખી. તેથી એમનું નામ હનૂમાન પડ્યું. વાંચો रामायण उ का मत्करोत्सृष्टवज्रेण हनुरस्य यथा हतः । नाम्नैव कपिशार्दूलो भवति हनुमानिति ॥

લક્ષ્મણ આર્ય હનૂમાન કહે છે કારણ તે દૈવી જન્મવાળા છે. 'देवयोनिसंभवात् महावीरत्वात् महोपकारकत्वाच हनूमत आर्य इति विशेषणम्'

**चिरनि०**–चिरात् निर्व्यूढं जीवलोकस्य प्रत्युद्धरणं एव गुरुकः उपकारः सः अस्य अस्ति इति० गुरुकोपकारी–લાંબા સમયને અંતે કરી શકાય તેવો જીવલોકના ઉદ્ધાર રૂપી મોટો ઉપકાર કરનાર. રાવણને મારવામાં હનૂમાને જે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો તેનો અહીં સીતા ઉલ્લેખ કરે છે સીતા કર્યાં હતાં તે હનૂમાને શોધી કાઢ્યું. ત્યાર પછી રામ ત્યાં ગયા અને રાવણને મારીને જગતને રાક્ષસના ત્રાસમાંથી મુક્ત કર્યું. પણ રાવણે દુનિયાને ઘણો વખત ત્રાસ આપ્યો ત્યાર પછી જ એનો નાશ થયો તેથી ચિર કહ્યું. महानु०–महान् अनुभावः यस्य स (बहु०)
શ્લોક ૩૨–(અનુષ્ટુભ્)

**दिष्टया**–સદ્ભાગ્યે. अञ्जना०–अञ्जनायाः आनन्दं वर्धयतीति वर्धनः અંજના હનૂમાનની માતા હતી कृतिन कृतमस्यास्तीति कृती સીતાએ આગળ કહ્યું કે હનૂમાનનાં પરાક્રમને લીધે જગત કૃતકૃત્ય છે. રામ કહે છે એકલું જગત નહિ પણ અમે પણ હનૂમાનના વીર્યથી કૃતકૃત્ય છીએ.

३२-३

कुसुमित०-कुसुमिता (પુષ્પોથી ભરેલી) कदम्बतरव तेषु (કદંબ વૃક્ષ ઉપર), ताण्डविता (નૃત્ય કરતા) बर्हिणा (મયૂરો) यस्मिन्, कुसुमानि स जातानि एषाम् इति कुसुमिता 'तदस्य स जातं तारकादिभ्य इतच्' (पा ५ २. ३६) પ્રમાણે 'इत' પ્રત્યય લાગે. ताण्डवित-ताण्डव सञ्जातमस्य इति ताण्डवित. 'તાંડવ' નૃત્યનો એક પ્રકાર છે વાચો-उद्धतस्रणाङ्गहारनिर्वर्त्यमारभटीवृत्तिप्रधान गीतवाद्यानुसारित्वादादौ तण्डुमुनिना प्रणीत ताण्डवम् ।-क्षीरस्वामी તેથી તાણ્ડવનો 'નૃત્ય, અર્થ' પણ થાય છે વાંચો અમરકોષ-ताण्डव नर्तनं नाट्य लास्यं नृत्य च नर्तने ।

३२-४

**किंनामधेयो**-किं नामधेय यस्य स किंनामधेय (बहु०) भाग, रूप અને नाम ને धेय પ્રત્યય લગાડવામા આવે છે છતા અર્થમાં ફેર પડતો નથી भागरूपनामभ्यो धेय. पा ५-४-२५ ઉપરનુ વાર્તિક.

अनुभाव०-अनुभावश्च (પ્રભાવ) सौभाग्यं (સૌંદર્ય) च अनुभावसौभाग्ये, ते एव अनुभावसौभाग्यमात्र (માત્ર કેવળ) अनुभावसौभाग्यमात्र परिशेष (બાકી રહ્યુ છે તેવા) यस्या सा अनुभाव परिशेषा सा चासौ धूसरा (ઝાંખી) श्री (કાન્તિ) यस्य स (बहु०) प्रतिदिवेन-મોરેથી રડતા.

શ્લોક ૩૩

અ-વય-अय स ककुभसुरभि माल्यवान् नाम शैल यस्मिन् नील: स्निग्ध: नूतनस्तोयवाह शिखर श्रयति । आयण अस्मिन विरम विरम । अत पर न क्षमोऽस्मि । स जानकीविप्र योग पुन प्रत्यावृत्त इव मे । (શિખરિણી)

ककुभसुरभि -ककुभ-એ નામના વૃક્ષો (કે પુષ્પો) વાંચો અમરકોષ-नदीसर्जो वीरतरुरिन्द्रद्रु ककुभोऽर्जुन ।

माल्यवान्-કિષ્કિન્ધાની બાજુમાં આવેલી આ નાની પર્વતની હાર

માળા છે. કાળે અતારે છે તેમ તે 'અનાગુંદી'ની પાસે હશે. સરખાવો–रघु०–१३–२६-२९ म. च –५–४२

વાંચો રામાયણ–કિષ્કિન્ધાકાંડ સર્ગ ૨૭–૧ अभिषिक्ते तु सुग्रीवे प्रविष्टे वानरे गुहाम् । आजगाम सह भ्रात्रा रामः प्रस्रवणं गिरिम् ॥ सर्ग २८ ९ स तदा वालिनं हत्वा सुग्रीवमभिषिच्य च । वसन् माल्यवतः पृष्ठे रामो लक्ष्मणमब्रवीत् । एष फुल्लार्जुनः शैलः केतकैरभिवासितः । આ પર્વત ઉપર રામે સીતા માટે ખૂબ વિલાપ કર્યો હતો. વાંચો કિષ્કિન્ધા કાં ૨૭, ૩૧, ૩૨, हृतां हि भार्यां स्मरतः प्राणेभ्योऽपि गरीयसीम् । उदयाभ्युदितं दृष्ट्वा शशाङ्कं च विशेषतः ॥ आविवेश न तं निद्रा निशासु शयनं गतम् । तत्समुत्थेन शोकेन बाष्पोपहतचेतनम् ॥

आर्येणास्मिन्

પાઠફેર वत्सैतस्मान्.

માલ્યવાન્ પર્વતનું સુંદર વર્ણન કરીને आर्येणास्मिन् શબ્દો દ્વારા લક્ષ્મણ તે પર્વત ઉપર બનેલો કોઈક સરસ પ્રસંગ કહેવા જતો હતો પણ રામે તેને અધવચ જ રોક્યો. સીતાનો વિયોગ તાદૃશ અનુભવતા હોય એમ એમને લાગ્યું. એમને એ પ્રસંગ સાંભર્યો કે જ્યારે સીતા પોતાની પાસે ન હતી. એ સુગંધી માલ્યવાન પર્વત અને તે ઉપર બેઠેલું નવું સુંદર વાદળું! નવલ મેઘ વર્ષાનું આગમન સૂચવે છે. અને વર્ષાનું આગમન વિરહીઓ માટે અસહ્ય હોય છે એ જોઈને એમણે કરેલું છાતીફાટ રુદન! બધું એમને સાંભર્યું. એટલું જ નહિ પણ અત્યારે સીતા પાસે હોવા છતાં એ પોતે જાણે એ વિયોગ અત્યારે અનુભવી રહ્યા હોય તેવું લાગ્યું, પોતાના જીવનના પરિચિત ભાગોના ચિત્રમાત્રથી જ જાણે જાનકીનો એ અસહ્ય વિયોગ ફરી આવ્યો હોય તેમ એમને લાગ્યું. આમ આ પર્વતનું વર્ણન જ આટલી વ્યથા કરનારું નીવડ્યું તો ત્યાં બનેલા પ્રસંગની યાદ તો કેમ કેમ સાંખી જાય? એમનું હૈયું ભરાઈ આવે છે. આથી જ आर्येणास्मिन् શબ્દો આગળ જ તે લક્ષ્મણને આગળ બોલતો

બંધ કરી દે છે કેમકે હવે એમની ધીરજની પરાકાષ્ઠા આવી ગઈ છે. વિરહનો વસમો સમય પોતે ત્યાં કેવી રીતે વીતવ્યો એ વિશે આગળ એક શબ્દ પણ સાંભળવો હવે તેમને માટે પ્રાણઘાતક નીવડે એમ છે. આમ આ પાઠ વધારે ભાવમય છે.

'કાળે' વગેરે વસ્તૈસ્સ્માત્ विरम विरमोतः परं પાઠ રાખે છે. માલ્યવાન પર્વત અને તે ઉપર આવતી મીઠી સુગંધ. ઉપરાંત મેઘું નવું વાદળું. આટલું જ રામ માટે વજ્રપાત સમું થઈ પડે છે. એ વસમો વિયોગ ફરી આવ્યો હોય એમ રામ અનુભવે છે. તેથી नूतनस्तोयवाह આગળ જ રામ લક્ષ્મણને બોલતો બંધ કરી દે છે. આ પર્વતનો ઉલ્લેખ જ દુઃખમય છે. કારણ એ પર્વત જોતાં જ રામને સીતાનો વિરહ અને પોતે કરેલું આક્રન્દ તાદશ થાય છે, તેથી તેઓ માને છે કે आर्येणास्मिन् શબ્દોની જરૂર નથી. અને विरम० પાઠ સારો છે પણ આગળ બનાવ્યું તેમ પહેલો પાઠ વધારે ભાવમય લાગે છે. એમાં શ્લોકનું ચરણ લક્ષ્મણ અને રામ બંને વચ્ચે વહેંચી દીધું હોવાથી તે વધારે અસરકારક અને કાવ્યમય લાગે છે. आर्येणास्मिन् પછી विरम विरम બે વખત આવે છે તે સ્વાભાવિક લાગે છે.

पुनरिव ને બદલે पुनरपि પાઠ પણ સારો છે. પણ સહુથી સરસ ભાવ તો 'सः' શબ્દમાં સમાઈ જાય છે. स वियोगः–તે (પ્રસિદ્ધ) વિયોગ. છેલ્લી લીટીમાં હવે પછી આવનારા પ્રસંગના કરુણ પડઘા છે. વિરહની સ્મૃતિ માત્ર આટલી દુઃખદ થઈ પડી છે તો ખરેખરા વિયોગમાં તો રામની સ્થિતિ કેટલી કરુણ હશે ! આમ અહીં નાટ્યાત્મક વક્રોક્તિ છે. प्रत्यावृत्तः–ઇ શબ્દો આગળ સાચા પડવાના છે છતાં અહીં એવે સમયે બોલાય છે કે સીતાને સહેજ પણ શંકા થતી નથી.

૩૩–૨

**कर्माश्चर्याणि**—कर्माणि च तानि आश्चर्याणि च અથવા कर्मसु आश्चर्याणि.

૩૩–૪

प्रत्युत्पन्न०—प्रत्युत्पन्नः दोहदः यस्याः

३३-८

पवित्र०-पवित्रः निर्मलः शिशिरश्च शरगाहः यस्याम् જેનું સ્નાન (જેની અંદર કરેલું સ્નાન) પવિત્ર નિર્મળ અને શિશિર છે.

આ અને સીતાની આગળની ઉક્તિમાં ચિત્ર દર્શનના પ્રસંગની અગત્ય સમજાય છે. સીતાને દોહદ ઉત્પન્ન થાય અને તે પણ વનગમનનું જ થાય એટલા માટે આ આખો પ્રસંગ યોજાયો છે. કારણ આગળ ઉપર રામ આ નિમિત્તે સીતાને વનમાં મોકલી એનો ત્યાગ કરે છે. એથી એ મોઢામોઢ કહેવાની મુશ્કેલ સ્થિતિમાં મૂકાતા નથી. સીતાને પણ જે એના ભાગ્યમાં લખાયું છે તે જ મળે છે.

३३-१२

अस्खलित०-अस्खलितः सुखः (सुखकरः) च सम्पातः (गमनं) यस्य तं એકધારી અને સુખમય ગતિવાળો उपस्थापय स्था+उप નું પ્રેરક.

સીતાની આ નાજુક સ્થિતિમાં એને જરાક પણ કષ્ટ ન થાય એવો રથ લાવવા રામ સૂચન કરે છે. આમ રામને સીતાની કેટલી ફિકર હતી તે અહીં સ્પષ્ટ થાય છે

३३-१४

कठिनहृदये०-कठिनं हृदयं यस्याः सा (बहु०) સીતા પ્રત્યે રામનો આ મીઠો ઠપકો છે. સીતાના મનમાં એક ક્ષણ શંકા પણ જાય છે કે કદાચ રામ તેને એકલીને મોકલી દેશે. પણ રામને તો એ કલ્પના સુદ્ધાં આવતી નથી; અને તે પણ આવી સ્થિતિમાં તો તે સીતાને એટલે લાંબે રસ્તે કદાપિ એકલી ન મોકલે. આથી રામ મીઠો ઠપકો આપે છે કે એ પણ શું તારે કહેવું પડશે? તું કેટલી કઠણ હૃદયની છે કે એવો વિચાર પણ કરી શકે છે. જ્યારે હું તો તે વિચારથી પણ પર છું. તને એવી શંકા કરવી ઘટતી નથી. તેં મોઢેથી ન કહ્યું હોત તો પણ ચાલત તારા કીધા સિવાય પણ હું આવ્યો જ હોત. રામ સત્ય બોલનારા ન રહે તેથી

'૩૫૯ શબ્દો રામના મુખમાં મૂકયા નથી કે તે ચોક્કસ જોડે આવશે જ, કારણ આગળ ઉપર રામ જોડે જતા નથી. વળી રામ સીતાને કઠિન કહે છે પણ કઠણ હૃદયનું કોણ છે એ તો આગળ ઉપર જોવાનું,

દશ્ય ૪

[ચિત્ર દર્શનથી સીતાને ખૂબ થાક લાગી જાય છે અને ઊંઘ આવે છે. તેથી રામ તેને લઈને બારી પાસે બેસે છે. એકમેકને સ્પર્શે આ યુગલ અવર્ણનીય આનંદ અનુભવે છે. સીતા ઓશિકા માટે કંઈક શોધે છે. રામ એમનો હાથ ઓશિકા તરીકે આપે છે. સીતા ધસધસાટ ઊંઘી જાય છે. રામ વિચારે ચડે છે. ત્યાં પ્રતીહારી આવીને દુર્મુખના આગમનના સમાચાર આપે છે.

સુખ સાગરમાં ડુબેલા રામને સીતા વિશેનો લોકાપવાદ કેવી રીતે જણાવવો તે વિચાર કરતો દુર્મુખ પ્રવેશ કરે છે. દુર્મુખ જણાવે છે કે લોકો રામનાં વખાણ કરે છે કે રામના ગુણોથી અમે મહારાજ દશરથને ભૂલી ગયા છીએ. પોતાનો કંઈ દોષ છે કે નહિ તે જાણવા રામ આતુર છે, દુર્મુખ સીતા વિશેની વાત કાનમાં કહે છે. રામને ઘડીભર મૂર્છા આવી જાય છે. મૂર્છા વળતાં જ રામ કઠણ હૃદય કરીને નિશ્ચય ઉપર આવે છે કે વસિષ્ઠની આજ્ઞા પ્રમાણે સીતાનો ત્યાગ કરવો અને લોકોને ખુશ રાખવા. આ નિર્ણયને દુર્મુખ પણ ધિક્કારે છે છતાં રાજા રામની આજ્ઞા તે માથે ચડાવે છે અને લક્ષ્મણને એ સંદેશો જણાવવા તે જાય છે.

રામ એકલા પડે છે પોતાની આ સ્વઉક્તિમાં રામની મનોવ્યથાનો ખ્યાલ આવે છે. છેલ્લી વખત સીતાનો ચરણ સ્પર્શ કરીને તે અસહાય રીતે રડે છે.

એટલામાં 'લવણ' રાક્ષસના ત્રાસના સમાચાર આવે છે એ માટે રામ શત્રુઘ્નને મોકલે છે. એને એકદમ વિચાર આવે છે કે રાક્ષસનો ત્રાસ દૂર કરવા અને ઋષિઓનું રક્ષણ કરવા તો તે શત્રુઘ્નને મોકલે છે પણ આ સ્થિતિમાં સીતાને કોણ સાચવશે ? એ પૃથ્વી માતાને સીતાની સોંપણી કરી ચાલ્યા જાય છે.

બીજી બાજુ સીતાને સ્વપ્નું આવે છે કે રામ તેને એકલી છોડીને ચાલ્યા ગયા છે. તે ઝબકીને જાગે છે તો સ્વપ્નું સાચું પડ્યું હોય છે,. રામ ત્યાં નહોતા. તે ચિડાય છે. પણ એટલામાં દુર્મુખ રથ આવ્યાના સમાચાર લાવે છે સીતા રથમાં બેસે છે અને જાય છે.]

૩૩-૧૭

**वातायनोपकण्ठे**—वातायनस्य उपकण्ठे બારીની પાસે 'वातायनं गवाक्षः' इत्यमर' ત્યાં તાજી હવાથી થાક જતો રહે તેથી તેઓ બારી પાસે જાય છે. वातायनावर्तके (બારીના પડદા પાસે) વાંચો (કાણે) आवर्तकं अपवारकं, यत्र स्थिता अन्यै (नान्यैः?) लक्ष्यन्ते तादृशं स्थानमित्यर्थः, वातायनस्य आवर्तके वातायनसन्निकृष्टे निभृते स्थाने' संविशौ भगवः–બેસીએ કે સૂઈએ. (આરામ કરીએ. પડીએ)

તેઓ બારી પાસે ગયા એવું કંઈ સૂચન શ્લોક ૩૪ પછી અથવા एवं भवतु શબ્દો આગળ હોવું જોઈએ.

૩૩-૨૦

'**निरन्तरम्**—निर्गतं अन्तरं यथा स्यात् तथा. 'अनुगमनाय' ને બદલે अत्र शयनाय પાઠફેર છે. अनुगमन એટલે મૃત પતિની ચિતા ઉપર પત્ની પ્રાણ આપે તે તેથી અહીં अत्र शयनाय પાઠ ઘણા આપે છે.

શ્લોક–૩૪

**અન્વય**—ससाध्वसश्रमस्वेदबिन्दुः ऐन्दवमयूखचुम्बितस्यन्दिचन्द्रमणि-हारविभ्रमः बाहुः जीवयन्निव अधिकण्ठम् अर्प्यताम् । (રથોદ્ધતા)

**ससाध्वस०**—साध्वसं श्रमश्च साध्वसश्रमौ, ताभ्यां (ભય અને થાકથી થતાં) स्वेदः, तस्य बिन्दवः तैः सहितः (સ્વેદબિન્દુવાળો) ससाध्वस० (बहु०) અથવા ससाध्वसो यः श्रमः...ઇ. 'भीतिर्भीः साध्वसं भयम्' इत्यमरः ।

**अधिकण्ठम्**—कण्ठं अधि इति (અવ્યયીભાવ). ગળાની આસપાસ.-

ऐन्दव०--ऐन्दवाश्च (ચંદ્રના) ते मयूखा (કિરણો વડે) तै चुम्बित (ચૂમાયેલો) (अत एव) स्यन्दी (અને તેથી) (ટપકતા) चन्द्रमणीना हारस्य (ચન્દ્રમણિના હાર) इव (જેવી) विभ्रम यस्य स (શોભાવાળો) (बहु०)

અહી બીજી લીટીમાં ઉપમા છે અહી સીતાના હાથને ચન્દ્રમણિના હાર સાથે સરખાવ્યો છે સરખામણી નીચે પ્રમાણે છે-(૧) બને સુદર છે (૨) બન્નેનુ સ્થાન ગળા ઉપર છે (૩) બને શીતળ છે (૪) બને ઉપર બિન્દુઓ છે. ચંદ્રકિરણોના સ્પર્શથી ચન્દ્રમણિ દ્રવતા હતા જ્યારે થાક અને ભયથી સીતાનો હાથ પણ પ્રસ્વેદબિન્દુઓવાળો હતો પરશુરામ, શર્પણખા વગેરેનાં ચિત્રો જોતા સીતાને ભય ઉત્પન્ન થયો હતો, આમ અહી ઉપમા છે

ઉપરાંત જીવયન્નિવ મા ઉત્પ્રેક્ષા પણ છે 'सगृढ साध्वसस्वेद--પાઠ સાથે આ શ્લોક મા મા માં આવે છે

સંસ્કૃત કવિઓ માને છે કે ચદ્રકિરણો પડતાં ચન્દ્રમણિ દ્રવે છે. વાંચો च च द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्त ॥

**શ્લોક ૩૫ ( શિખરિણી )**

प्रमोह—પ્રબળ મોહ प्रबोध પાઠફેર निद्रा ના વિરોધમા પહેલી નજરે સારો લાગે છે પરતુ છેલ્લી બને લીટીમાં આવતા परिमूढेन्द्रियगण અને भ्रमयति શબ્દો જોતાં प्रमोह પાઠ વધારે સારો લાગે છે

परिमूढे०—परिमूढ इन्द्रियगण यस्मिन બધી ઇન્દ્રિયો જેમાં મૂઢ થઈ છે તેવો समीलयति-ઢૂબાવી દે છે અહી समोहयति પાઠ ઠીક છે પણ समुन्मीलयति પાઠ બરાબર નથી કારણ તે સદર્ભ સાથે બંધ બેસતો નથી

સીતાના સ્પર્શની રામના શરીર અને આત્મા ઉપર કેવી અસર થાય છે તેનુ અહી સુદર આલેખન છે રો જી કે ભટ આ ભાવ સુદર રીતે બતાવે છે.* "લગ્ન વખતે અને લગ્ન પછી તરત એ સ્પર્શ

* વાંચો—શ્રી રો જી કે ભટ-ઉ ચ (બ આવૃત્તિ) પૃ ૨૭

-જેવો ઝણઝણાટી ફેલાવનાર હતો તેવો જ અત્યારે પણ છે. સમય જતાં પણ એમાં જરાક પણ ન્યૂનતા આવી નથી. આમ આ પ્રેમ સ્થિર છે. स च स्नेहस्तावान् એ આનું નામ. જ્યારે સાધારણ રીતે એમ જોવામાં આવે છે કે સમય જતાં અને એકમેકનો પરિચય વધતાં એ પ્રેમ પહેલાં જેવો રહેતો નથી. જ્યારે રામ અને સીતાની પ્રીતિ તો એવી ને એવી જ સ્થિર છે. તેથી લગ્ન થયે આટલાં વર્ષો થયાં છતાં સીતાનો સ્પર્શ રામમાં અવર્ણનીય વિરુદ્ધ ભાવ પેદા કરે છે."

એ સ્પર્શથી રામ કંઇક એવું અનુભવે છે કે એ શું છે એનો એ નિશ્ચય જ કરી શકતા નથી. એ સમજી શકતા નથી કે એ સુખ છે કે દુઃખ છે, પ્રમોદ છે કે નિદ્રા છે, વિષનો ફેલાવો છે કે મદ છે. "નિશ્ચય કેમ કરી શકતા નથી તે અહીં સમજાય છે. જ્યારે બંને બાજુ સરખાં લક્ષણો હોય ત્યારે નિશ્ચય ન કરી શકાય. પણ અહીં તો લક્ષણો જુદાં છે છતાં નિશ્ચય થઇ શકતો નથી. કારણ સીતાનો દરેક સ્પર્શ રામમાં કોઈક એવો વિકાર ઉત્પન્ન કરે છે કે જે ચૈતન્ય હરી લે છે અને આપે પણ છે. આ કારણથી રામ નિશ્ચય કરી શકતા નથી કે તે શું છે." (રાય)

અહીં વાંચો શ્રી મણીલાઈ ન. દ્વિવેદીની ટીકા– 'તારા અંગના એક એક સ્પર્શથી કરીને મારી બધી ઇન્દ્રિયો જડ–ભાન વિનાની–પોતાનું કાર્ય કરવાને અસમર્થ–થાય છે, અને મારા હૃદયમાં કોઈ એવો–ન સમજી શકાય એવો–વિકાર પસરી રહે છે, કે તે વિકારને લીધે મારું ચેતન–ચૈતન્ય આત્મા–ભમી જાય છે–બેભાન થઈ જાય છે, અને તેને તે જ વેળે પાછું પ્રફુલ્લ આનંદમાં જ ગરક–થઇ રહે છે. તારી પ્રીતિના રસનું જ ભાન થયાં જાય છે, તેથી મારાથી સમજાતું નથી કે હું ઊંઘું છું તેથી મારું ચેતન બેભાન થાય છે અથવા જાગું છું તેથી આનંદમાં લહેરાય છે, અથવા સુખમાં પડવાથી આનંદે છે કે દુઃખમાં ડૂબવાથી ભાન ભૂલે છે, અથવા એવી વિપરીત અવસ્થાઓ થયાં જાય છે ત્યારે શું હું કોઈ જાતના નશામાં છું કે એવું થાય છે અથવા શું મને વિષ ચઢી ગયું છે કે હું આસ્તે આસ્તે જેમ જેમ વિષ વિશેષ વ્યાપતું જાય તેમ તેમ ભાન ભુલતો ભુલતો ઠેક જ ભુલી બેભાન થઈ જેમ વિષમાં ફક્ત ઘમઘોર ઝણઝણાટ રહે છે તેમ પ્રેમાનંદમાં જ લીન બની જાઉં છું!"

અહીં પહેલી બે લીટીમા રામને સીતાનો સ્પર્શ શુ છે તે વિશે જુદા જુદા સદેહ થાય છે તે નિશ્ચય કરી શકતા નથી કે તે શુ છે. આમ અહીં સસદેહ અલકાર છે જ્યારે છેલ્લી લીટીમા વિરોધ છે સીતાના સ્પર્શે રામમાં કોઈ એવો વિકાર થાય છે કે જે એમનુ ચૈતન્ય હરી પણ લે છે અને સાથે સાથે ચૈતન્ય આપે પણ છે. વસ્તુત રામનુ ચૈતન્ય જતુ નથી કે નવુ આવતુ નથી પણ સ્થિર પ્રેમને લીધે રામને આ વિરુદ્ધ ભાવોનો અનુભવ થાય છે આમ અહી વિરોધ છે

સરખાવો મા મા. १-३३

૩૫-૧

**स्थिरप्रसादा०**–સ્થિર. प्रसादः येषाम् આ વાક્ય સીતાનો વિનય બતાવે છે તમારા મારા ઉપરના સ્થિર પ્રેમને લીધે જ તમે આવુ અનુભવો છો અને બોલો છો બાકી મારા પોતાનામા તો એવુ કશુ નથી કે જે તમને આવા ભાવનો અનુભવ કરાવે. લગ્ન વખતે જે પ્રેમભાવ હતો એ જ પ્રેમ આજે પણ તમને મારે માટે છે તેથી જ તમે આમ બોલો છો.

શ્રી રાય અહી સરસ રીતે સમજાવે છે. स्पर्शो स्पर्शो . ઈ કહેતા રામ કહે છે કે મે તો મારી જાત ઉપરનો કાબૂ ગુમાવ્યો છે તેથી હુ નક્કી નથી કરી શકતો કે તારા સ્પર્શે મને આના વિરુદ્ધ ભાવ કેમ પેદા થાય છે? તુ જ કહે કે તે શું છે? આમ તે સીતાને મહત્વ આપી અભિનદન આપે છે જ્યારે સીતા હસતા હસતા એ અભિનદન પાછાં દે છે અને કહે છે–"હુ જાણું છું કે એ શુ છે એ કેવળ તમારો મારા ઉપરનો સ્થિર પ્રેમ છે બીજુ કશું નહિ. બાકી મારા સ્પર્શમા એવુ કશુ નથી તમારો મારા પ્રત્યેનો સ્થિર પ્રેમ જ તમને આમ બોલાવડાવે છે અને આવો અનુભવ કરાવે છે" (વાચો 'રાય' પૃ. ૯૩)

શ્લોક ૩૬ (વસંતતિલકા)

ઉપર કહેલા સીતાના વચનો રામને કોઈ નવી જ ખુશી અને નવુ જ ચેતન આપનાર થઈ પડે છે. તે સુકાયેલા (મ્લાન) જીવન પુષ્પને (जीवकुसुम) વિકસાવનારા છે (विकासनानि), કારણ કે તે सकलेन्द्रियमोहनानि

(બધી ઇન્દ્રિયોને મોહ પમાડનાર) છે અને संतर्पणानि (આનંદ આપનાર) છે. અને કર્ણનું અમૃત તથા મનનું રસાયણ છે. રામ કહે છે કે ઉપરનાં તારાં વચનોથી હું જાણે નવો થઈ ગયો.

રસ=પારો. એમ મનાતું કે પારા ઉપર જો યોગ્ય રસાયણિક અને વૈદકીય પ્રયોગ કરવામાં આવે તો એ જીવનની વૃદ્ધિ કરનારું તથા રોગ અને ઘડપણ થકી રક્ષણ કરનાર થઈ પડે છે. रसस्यायनं रसायनम्

પ્રિયતમનાં વચનોની આવી માદક અને સંજીવન કરનારી અસર આથી વધારે સારા શબ્દોમાં બીજો કયો કવિ નિરૂપી શકશે? વાંચો શ્રી મ. ન. દ્વિવેદી પૃષ્ટ ૧૨૭-"રસાયણથી કરીને જેમ શરીરના સર્વ રોગની નિવૃતિ થાય છે તેમ આ વચન રૂપી રસાયણથી પ્રેમવૃત્તિથી ઉલટા તમામ ચિત્ત-વિકાર નિવૃત્તિ પામે છે, પ્રેમ માત્ર જ તેમાં છવાઇ રહે છે. અંતઃકરણ પ્રેમમય થવું એ જ તેની નીરોગી અવસ્થા છે" આ શ્લોકમાં પણ રામનો સ્થિર પ્રેમ દેખાય છે.

અહીં 'जीव एव कुसुमम्' માં રૂપક છે.
પહેલી બે લીટી मा. मा. માં આવે છે.

३६-१

प्रियंवद् पद्दि०–અહીં પરસ્પર પ્રશંસા કરે છે. સીતા કહે છે. તમે મારાં વચનોને આટલું બધું મહત્વ આપો છો પણ તમારા આ શબ્દો મને પણ म्लानस्य जीवकुसुमस्य विकासनानि જ થઈ પડયાં છે. આ વાકય સીતા અને રામનો અનન્ય અને સ્થિર પ્રેમ બતાવે છે.

३६-३

अयि किमन्वेष्टव्यम्–સીતા સૂવા માટે આજુબાજુ કંઇક શોધે છે. રામ કહે છે શું શોધે છે? તારે કંઈ સૂઈ રહેવા માટે હવે શોધવાનું હોય! હવે તે વળી ઓશિકું શોધવાનું હોય કે તે લાવવા કોઇને કહેવાનું પણ હોય કે? વિવાહ થયો ત્યારથી ઘરમાં, વનમાં, બાળપણમાં અને

યૌવનમાં જેના ઉપર તું સૂતી એ જ રામનો હાથ તારું ઓશિકું થશે. અર્થાત્ તારે ઓશિકું ખોળવાની જરૂર નથી તારું હંમેશનું ઓશિકું–રામનો બાહુ–તારી સામે જ છે. અહીં રામનો સ્થિર પ્રેમ સ્પષ્ટ સમજાય છે. અહીં अपि सन्देहव्यम् પાઠ છે પણ બહુ ભાવમય નથી.

શ્લોક ૩૭

અન્વય–आविवाहसमयात् गृहे वने शैशवे तदनुपुनः यौवने, ते स्वापहेतुः अन्यया अनुपाश्रितः एष रामबाहुः ते उपधानम् । (રથોદ્ધતા)

आविवाह०–વિવાહથી માંડીને 'पञ्चम्यपाङ् परिभिः' (पा. २. ३. १०) પ્રમાણે આ પંચમી લે છે. વાંચો सि. कौ.–'एतैः कर्मप्रवचनीयैर्योगे पञ्चमी स्यात् । अप हरेः परि हरेः संसारः । आ मुक्तेः संसारः ।' गृहे–ઘરમાં. તેઓ અયોધ્યા હતા ત્યારે तदनु–તે પછી (શૈશવ પછી) अनु कर्मप्रवचनीय છે અને દ્વિતીયા વિભક્તિનો શબ્દ લે છે. 'कर्मप्रवचनीययुक्ते द्वितीया' पा. २. ३. ३८

શ્રી 'રાય' અહીં જગ જુદો અન્વય આપે છે. शैशवे, गृहे, यौवने અને वने એમ ક્રમ હોવો જોઈએ એમ તેઓ માને છે અને તેઓ અન્વયમાં તે ક્રમ રાખે છે. કારણ સીતા નાનપણમાં પરણી હતી અને મોટી થયા પછી વનમાં ગઈ હતી. પણ गृहे અને शैशवे ના વિરોધમાં वने અને यौवने બરાબર છે.

रामबाहुः–રાય સરસ રીતે સમજાવે છે–"સીતા ઓશિકું શોધતી હતી. રામે પોતાનો હાથ ઓશિકા તરીકે આપ્યો. સાધારણ ઓશિકા કરતાં આ વધારે સારું ઓશિકું ગણાય. કેમકે બીજાં ઓશિકાં તો બીજી સ્ત્રીઓએ વાપર્યાં હોય પણ આ હાથ તો બીજા કોઈએ એ રીતે વાપર્યો નથી. વળી બાળપણમાં અને યૌવનમાં તને એ ઠીક ઠીક ફાવી ગયો છે તેથી બીજા કરતાં તે વધારે સારો છે. તો પછી બીજું ઓશિકું શા માટે શોધવું ?" [વાંચો રાય ઉ. ચ. પૃ. ૯૬]

૩૭–૩

प्रियवचना–प्रियं वचनं यस्याः सा. एव–આ શબ્દ સીતા થોડી જ વારમાં ઊંઘી ગઈ એ બાબતનું રામનું આશ્ચર્ય બતાવે છે.

શ્લોક ૩૮

અન્વય-इयं गेहे लक्ष्मीः, इयं नयनयोः अमृतवर्त्तिः, अस्याः असौ स्पर्शः, वपुषि बहलश्चन्दनरसः, अयं बाहुः कण्ठे शिशिरमसृणो मौक्तिकसरः, अस्याः किं न प्रेयः यदि तु असह्यः विरहः। (શિખરિણી)

अमृतवर्त्ति–અમૃત સળી અમૃત આંખ માટે ઠંડું ગણાતું. અંજનની સળી આંખ માટે ઠંડી અને સારી ગણાય છે. વાંચો–वर्तिर्भेषजनिर्माणे नयनाञ्जनलेखयोः। गात्रानुलेपनीदीपदशादीपेषु योषिति ॥ शिशिरमसृण–ઠંડો અને સુંવાળો.

यदि परमसह्यस्तु विरहः

પાઠફેર-(૧) न प्रेयः किमपरमसह्यस्तु विरहः–किं अपरं–બીજું શું? પણ (એનો) વિરહ અસહ્ય છે. અહીં किमपरं જુદું જ લેવું પડે છે તેથી આ પાઠ બરાબર નથી.

(૨) यदि पुनरसह्यो न विरहः—વીરરાઘવે આ સુધારેલો પાઠ આપ્યો છે. વાંચો વીરરાઘવની ટીકા–'किमस्या न प्रेयो यदि परमसह्यस्तु विरहः इति चतुर्ष्वेव पुस्तकेषु पाठो दृश्यते स तु न सङ्गच्छते इति मत्वा पाठान्तरं कल्पितम्।' આ પાઠ સહેલો છે પણ આધારભૂત ન હોવાથી લઈ શકાય નહિ. તેથી અમે પ્રસ્તુત પુસ્તકમાં આપેલો પાઠ ગણ્યો છે. પરંતુ એ પાઠ પણ અનેક રીતે સમજાવી શકાય છે–'કાળે' અહીં નીચેની ત્રણ રીત આપે છે—

(૧) यदि तु विरहः परमसह्यः स्यात् तर्हि अस्याः किं न प्रेयः? જો વિરહ અત્યંત સહ્ય થાય તો આનું શું પ્રિય નથી? પણ અહીં तु અને परम શબ્દો યોગ્ય લાગતા નથી.

(૨) अस्याः किं न प्रेयः, यदि तु विरहः स्यात् स (एव) परम् असह्य–આનું શું પ્રિય નથી પણ જો વિરહ થાય તો તે ખૂબ અસહ્ય થાય. અહીં પણ तु શબ્દ નકામો થઈ જાય છે.

(૩) अस्याः किं न प्रेयः यदि—। विरहस्तु परं असह्यः। રામ વિચારે

ચડે છે. સીતાનું શું શું સુખમય નથી ? સીતાનું બધું જ ગમે તેવું છે. છેલ્લી લીટીમાં રામ કહેવા જાય છે કે किमस्या न प्रेय यदि तु विरह न स्यात् 'જો તેનો વિરહ ન થાય તો આનું શું પ્રિય નથી ?' એમ એ કહેવા જાય છે. પણ 'વિરહ'ની કલ્પના જ એમને અસહ્ય છે અને તે પણ આવી સુખમય પળોમાં તો ન જ ગમે, તેથી તે સ્વાભાવિક રીતે જ यदि બોલી અટકી જાય છે એ વાક્ય તે અધૂરું મૂકે છે અને તરત विरहस्तु पर असह्य પણ વિરહ અત્યંત અસહ્ય છે, એ આખું વાક્ય બોલે છે આમ यदि આગળ વાક્ય અધૂરું રાખીને તે નવો જ વિચાર રજૂ કરે છે રામની તે વખતની મનોદશાને આ પાઠ અનુપ છે કારણ કે વિચારે ચડેલા મનનું અહીં સચોટ દર્શન છે. 'કાળે' અને 'કાણે' પણ આ જ રીત પસંદ કરે છે તેથી અમે પણ એ જ રીત લીધી છે.

'ગાય' અહીં નીચેની બે રીત સૂચવે છે—(૧) अस्या किं न प्रेय यदि तु पर विरह असह्य ।.. यद् तु पक्षान्तरे नूनम् पर केवलं विरह असह्य । . આનું શું પ્રિય નથી જો વિરહ કેવળ ખરેખર અસહ્ય હોય તો ! (૨) यदि तु विरह असह्य पर अस्या किं न प्रेयः ।—જો વિરહ ખરેખર અસહ્ય છે તો એનું બીજું (पर) શું પ્રિય નથી ? (વાંચો 'ગાય' પૃ. ૯૭) પણ અમે લીધેલો અર્થ વધારે સારો અને સુગમ છે.

અહીં સીતાને ઘરની લક્ષ્મી કહી છે. એને આંખની અમૃત સળી કહી છે એના સ્પર્શને ગાઢો ચંદનલેપ કહ્યો છે. એના હાથને મોતીની સેર કહ્યો છે આમ પહેલી ત્રણ લીટીમાં રૂપક છે.

સીતાનું બધું સારું છે, જ્યારે તેનાથી થતો વિરહ જ અસહ્ય છે. આમ અહીં કાર્ય અને કારણના ગુણની વિષમતા છે તેથી વિષમ અલંકાર પણ છે.

વાંચો મ ન દ્વિવેદીનું ટિપ્પણ પૃ ૧૨૭—"એનું સીતાનું શું શું વહાલું નથી ? બધું છે ઘરની એ લક્ષ્મી છે, આંખનું અમૃતાંજન છે, શરીરને એનો સ્પર્શ ચંદન છે, કંઠને એનો બાહુ મોતીની માળા જેવો છે, એમ એનાં સૌભાગ્ય, દર્શન, સ્પર્શ, બાહુ સર્વ વહાલું છે વહાલો નથી માત્ર એનો વિયોગ જો તે અસહ્ય—ન ખમાય એવો કારણ ન નિપજતો

देव उपस्थितः—પ્રતીહારીનું આ વાક્ય આમ તો બહુ જ સીધું સાદું છે. પ્રતીહારી કહેવા માગે છે કે જે કામ માટે દુર્મુખને મોકલ્યો હતો તે કામ પતાવીને દુર્મુખ આવ્યો છે. તે કહેતો નથી કે કોણ આવ્યું છે, પણ અહીં 'આવ્યો છે' 'उपस्थितः' શબ્દ એવી આકસ્મિક રીતે બોલાય છે કે સંદર્ભ જોતાં તે જુદો જ અર્થ સૂચવે છે. સીતા ઘસઘસાટ ઊંઘી ગઈ છે. રામ એના જ વિચાર કરતા હોય છે. તે બોલે છે કે આનો વિરહ અસહ્ય છે. પણ તે શ્લોકનો છેલ્લો શબ્દ विरह બોલે છે કે તરત જ પ્રતીહારી 'उपस्थितः' શબ્દ બોલે છે. આમ રામ 'विरह' અને उपस्थितः શબ્દો જોડે લઈ લે છે અને विरहः उपस्थितः એમ સમજે છે. એની મનોદશાને એ અનુકુળ છે. એને એ અપશુકનિયાળ લાગે છે તેથી મૂંઝવાઇ જાય છે. શબ્દો એવી રીતે એક બીજાના અનુસંધાનમાં સળંગ વાક્ય જ લાગે એ રીતે બોલાય એમ જ કવિએ ગોઠવણ કરી છે. કારણ આ દ્વારા કવિ હવે પછી આવનાર વિરહનું સૂચન કરવા માગે છે. અલબત્ત રામ મૂંઝવણને લીધે अयि कः પૂછે છે ત્યારે બધું સ્પષ્ટ થાય છે પણ પહેલી વખત તો દરેકને અશુભ બનાવનું જ સૂચન થાય.

હોત તો એના સંબંધની સર્વ જણુશ વહાલી છે એમ ગણાત, એટલી સીના પ્રિય છે."

૩૮-૨

**देव उपस्थितः**—પ્રતીહારીનું આ વાકય આમ તો બહુ જ સીધું સાદું છે. પ્રતીહારી કહેવા માગે છે કે જે કામ માટે દુર્મુખને મોકલ્યો હતો તે કામ પતાવીને દુર્મુખ આવ્યો છે. તે કહેતો નથી કે કોણુ આવ્યું છે. પણુ અહીં 'આવ્યો છે' 'उपस्थितः' શબ્દ એવી આકસ્મિક રીતે બોલાય છે કે સંદર્ભ જોતાં તે જુદો જ અર્થ સૂચવે છે. સીતા ઘસઘસાટ ઊંઘી ગઈ છે. રામ એના જ વિચાર કરતા હોય છે. તે બોલે છે કે આનો વિરહ અસહ્ય છે. પણુ તે શ્લોકનો છેલ્લો શબ્દ विरह બોલે છે કે તરત જ પ્રતીહારી 'उपस्थितः' શબ્દ બોલે છે. આમ રામ 'विरह' અને उपस्थितः શબ્દો જોડે લઈ લે છે અને विरहः उपस्थितः એમ સમજે છે. એની મનોદશાને એ અનુકુળ છે. એને એ અપશુકનિયાળ લાગે છે તેથી ગૂંચવાઇ જાય છે. શબ્દો એવી રીતે એક બીજાના અનુસંધાનમાં સળંગ વાકય જ લાગે એ રીતે બોલાય એમ જ કવિએ ગોઠવણુ કરી છે. કારણુ આ દ્વારા કવિ હવે પછી આવનાર વિરહનું સૂચન કરવા માગે છે. અલબત્ત રામ મૂંઝવણુને લીધે अयि कः પૂછે છે ત્યારે બધું સ્પષ્ટ થાય છે પણુ પહેલી વખત તો દરેકને અશુભ બનાવનું જ સૂચન થાય.

સંસ્કૃત કવિઓ આવી રચના ખાસ પ્રયોજે છે અને તે દ્વારા ભાવિ શુભ કે અશુભ પ્રસંગનું સૂચન કરે છે. એને पताकास्थानक કહે છે. એમાં કોઇ પણુ બે પાત્ર વચ્ચે એવી રીતે શબ્દો બોલાય કે જે બે રીતે સમજી શકાય. સ્ટેઈજ ઉપરના એક પાત્રના મન ઉપર એની ચમકાવી મૂકે તેવી અસર થાય. જ્યારે બીજા પાત્ર ઉપર એની કંઈ જ અસર ન થાય. સાથે સાથે એ શબ્દો દ્વારા ભાવિ શુભ કે અશુભ બનાવનું પણુ સૂચન થઇ જ જાય. અહીં उपस्थितः શબ્દ विरह અને दुर्मुख-એમ બંને સાથે લેવાય. કવિએ ખાસ આ શબ્દ વાપર્યો છે કારણુ એ દ્વારા તે સ્ટેઇજ ઉપર આશ્ચર્ય મુગ્ધ કરે એની અસર ઉપજાવવા માગે છે પહેલાં વખત તો સહુને એમ જ સમજાય છે કે विरहः उपस्थितः રામને તો આ ચમકાવી જ મૂકે છે. આથી એ એકદમ ગભરાટના માર્યા પૂછે છે अयि कः. પ્રતીહારી કહે છે

पौराः कथयन्ति शुभाशुभम् ।...कीदृशं हृदये तस्य सीतासम्भोगजं सुखम् । अङ्कमारोप्य तु पुरा रावणेन बलाद्धृताम् ॥...अस्माकमपि दारेषु सहनीयं भविष्यति । यथा हि कुरुते राजा प्रजास्तमनुवर्तते ॥

३८-६

**शुद्धान्तचारी** शुद्धान्ते-चरतीति ० चारी-अंतःपुरमां रहेनारो (शुद्धा रक्षका अन्ते समीपे यस्य) वांचो अमरकोष स्त्र्यगारं भूभुजामन्तःपुरं स्यादवरोधनम् । शुद्धान्तश्चावरोधश्च' । अपसर्पः-दूत 'यथार्हवर्णः प्रणिधिरपसर्पश्चरः स्पशः । चारश्च गूढपुरुषश्च इत्यमरः ।

३८-१२

**देवीमन्तरेण**-देवीना संबंधमां 'अन्तरान्तरेण युक्ते' पा. २. ३. ४-प्रमाणे. 'ना संबंधमां' ए अर्थमां अन्तरेण द्वितीया ले छे.

३८-१३-१४

**मन्दभाग**०-मन्दं भाग्यं यस्य सः तस्य उत्स्वप्नायते उत् स्वप्न उपरथी नामधातु.

३८-१६

**सैवेयं रणरणक**०-चित्रो जोईने सीताने विरहनो विचार आव्यो हतो अने एने लीधे एने कंईक चिन्ता, भय वगेरे भावो थया हता. शूर्पणखानुं चित्र जोईने तो सीताने खरेखर विरहनो भय लाग्यो हतो. आ भाव ए पछी ऊंघमां पण चालु रह्या हता. तेथी ज ते ऊंघमां स्वप्नमां बोले छे-'हा आर्यपुत्र कुत्रासि' तेथी ज एने स्वप्नमां पण उद्वेग थाय छे. स्वप्ने उद्वेग तम् ।

श्लोक ३९

अन्वय-यत् सुखदुःखयोः अद्वैतम्, सर्वासु अवस्थासु अनुगतं यत्र हृदयस्य विश्रामः, यस्मिन् जरसा रसः न हार्यः, कालेन आवरणात्ययात् परिणते स्नेहसारे स्थितम्, तत् एकम् भद्रं तस्य सुमानुषस्य कथमपि हि प्राप्यते । (शिखरिणी)

"જે અદ્વૈત સુખે દુખે ય, સરખુ સર્વે અવસ્થામહી,
વિસામો ઉરનો, થકે નવ હરી વૃદ્ધત્વ જેનો રસ,
ને સૌ આવરણો સર્યે કદી થતુ જે સ્નેહસારે સ્થિર,
સદ્ભાગી જનને કદમે થ વિરનુ કયાણુ તે વાધતુ"

[ઉમાશંકર જોષી]

**अद्वैतम्**–અદ્વૈત **अनुगत**–સાથે રહે છે અહી થી રાય अनुगुण પાઠ ગણે છે अनुगत गुण अनुगुणम् (प्रादितत्०) અનુકૂળ आवरणा०– आवरणस्य अत्ययात्–આવરણો ખરી પડતા

ભવભૂતિનો દામ્પત્ય પ્રેમનો આદર્શ આ શ્લોકમા આપ્યો છે સ્વાભાવિક રીતે એમા નાટકનો મધ્યવર્તી વિચાર પણ સમાઈ જાય છે આ પ્રેમ એક સરખો અને સ્થિર રહે છે વૃદ્ધત્વમા પણ તે જરાકે ઘટતો નથી બને પ્રેમીઓ વચ્ચે તે અદ્વૈતભાવ સ્થાપે છે નવા નવા પરણ્યા હોય ત્યારે તો પતિ પત્ની બન્ને કઈક જુદાઈ અનુભવે છે પણ સમય જતા આ બે વચ્ચે અદ્વૈતભાવ સધાય છે એકનુ સુખદુખ તે બીજાનુ સુખદુખ બની રહે છે એકનુ દુખ દર્દ બીજાના સ્નેહથી જતુ રહે છે આવો વિરલ દામ્પત્ય પ્રેમ કઈ બધાને નથી મળતો એ તો કોઈ સુભાગીને જ પ્રાપ્ત થાય છે

રામના શબ્દો સીતા સાથેના લાબા સહવાસ અને અનુભવને લીધે જ બોલાયા છે એ શબ્દો બિનઅનુભવીના નથી તેમના પ્રેમમા હતી આ સ્થિરતા અને આ અદ્વૈત ભાવને લીધે જ તેમનુ સુખોભર્યુ પુનર્મિલન થાય છે આ શ્લોક બોલે છે તે સમયે રામના મનમા સીતાના એના તરફના સ્નેહનો, અને વિરહની વાતની સીતા ઉપર કેવી અસર થાય છે તેનો, એમ બે જ વિચાર હોય છે

આ વેળાએ રામ પરમ સુખના શિખર ઉપર છે પણ— ન જાણ્યુ જાનકીનાથે સવારે શુ થવાનુ છે ' એમને ખબર નથી કે થોડાક જ સમયમા તે દુખના ગર્તમા જઈ પડવાના છે

આ શ્લોકનો જુદા જુદા સમીક્ષકો જુદો જુદો અર્થ કરે છે ડૉ જી કે ભટ આ શ્લોક સમજાવે છે તે નીચે મુજબ છે*

---

*વાંચો—ઉ ચ ના જી કે ભટ પૃ ૩૦-૩૧-૩૨ (અંગ્રેજી આવૃત્તિ)

(૧) ટીકાકાર ધનશ્યામ सुमानुषस्य=सौजन्यस्य લે છે. તે નીચે પ્રમાણે લે છે—'तस्य सुमानुषस्य कथमपि तद् एकं भद्रं प्रार्थ्यते हि'-'તે સૌજન્યનું ગમે તેમ કરી એ વિરલ કલ્યાણ પ્રાર્થીએ છીએ જ.' अद्वैतं सुखदुःखयो: વગેરે यत् ના સંબંધનાં પાંચ વાક્યો तस्य सुमानुषस्य નાં વિશેષણો છે.

(૨) ટીકાકાર 'વીરરાઘવ' વળી सुमानुषस्य=दाम्पत्यस्य લે છે.

આ બને ટીકાકારો सुमानुषस्य નો જે અર્થ આપે છે તે બરાબર નથી.

(૩) 'વિદ્યાસાગર'ની આવૃત્તિની ટીકા भद्रं तस्य ને બદલે भद्रं प्रेम એમ પાઠ સુધારીને આપે છે. એ પાઠ કોઈ પણ વાચનામાં મળતો નથી. વાંચો ટીકા—'भद्रं तस्य सुमानुषस्य इति सर्वेषु पुस्तकेषु पाठो दृश्यते, स च न सम्यगूलगति इति मत्वा तस्येत्यत्र प्रेम इति पदं परिवर्तितम्।' भद्रं प्रेम કોઈ આધારભૂત પાઠ નથી. અલબત્ત એ પાઠ સહેલો છે. સારા મનુષ્યનો તે વિરલ અને કલ્યાણકારક પ્રેમ ગમે તેમ કરીને પ્રાર્થીએ' અથવા प्राप्यते પાઠ લેતાં 'મેળવાય છે'-એમ અર્થ થાય. આગળ જોયા તે રામના વિયોગે સાથે આ પાઠ અનુરૂપ છે. આ પાઠ લેતાં भद्रं કેવળ વિશેષણ જ બની જાય છે. 'દશરૂપક'માં આ શ્લોક આવે છે. ત્યાં પણ भद्रं तस्य જ પાઠ છે. भद्रं प्रेम પાઠ નથી.

(૪) प्रार्थ्यते ને બદલે प्राप्यते પાઠ લેવાનો. अद्वैतं મુખ્ય શબ્દ લેવાનો. 'यत्' ના સંબંધનાં વાક્યો अद्वैतं સાથે લેવાનાં. અને एकं भद्रं अद्वैतं ના વિશેષણ તરીકે લેવાનું. तस्य सुमानुषस्य एकं भद्रं अद्वैतं कथमपि प्राप्यते-यद् अद्वैतं...ઈ.

(૫) 'કાળે' भद्रं तस्य सुमानुषस्य (भवतु) એમ અલગ વાક્ય લે છે. તે સારો માણસ ધન્ય છે કે જે તે વિરલ સુખદુઃખનું અદ્વૈત પ્રાપ્ત કરે છે, કે જે બધી અવસ્થાઓમાં.. ઇ. વાંચો—एकं तत् सुखदुःखयो: अद्वैतं कथमपि प्राप्यते यत् (अद्वैतं) सर्वासु अवस्थासु अनुगतम्...ઈ.

(૬) અથવા નીચે મુજબ પણ લેવાય—तत् एकं...अद्वैतं यत् सर्वासु अवस्थासु...स्थितं, तत् तस्य सुमानुषस्य भद्रम्, हि तत् कथमपि

प्राप्यते ।—'તે વિરલ...अद्वैत કે જે બધી અવસ્થાઓમાં...રહ્યુ છે તે તે સુભાગી જનનું કલ્યાણ છે કેમકે તે મહામહેનતે પ્રાપ્ત થાય છે.'

(૭) તે કરતાં 'કાળે' અને 'બેલવલકર' લે છે એ રચના વધારે સારી છે. अद्वैत શબ્દ ઉપર ભાર નથી પણ भद्र શબ્દ ઉપર ભાર છે. अद्वैतं વગેરે બધાં વાકયો भद्रं નાં વિશેષણો છે. નીચે પ્રમાણે અન્વય થાય-तत् एकं भद्रं तस्य सुमानुषस्य हि कथमपि प्राप्यते हि ઉપર મુજબ ભાર દર્શાવતા લેવાય અને अद्वैतं આગળ પણ 'કાળે' કહે છે તેમ यत् સમજી શકાય અથવા નીચે મુજબ લેવાં કરો પ્રશ્ન રહેતો નથી-"यत् सर्वासु अवस्थासु अनुगत सुखदु:खयो अद्वैत"

આમ છેલ્લી રીત સંતોષકારક છે.

૩૯-૫

अर्थवादः प्रपः—દુર્મુખ સમાચાર આપે છે કે લોકો રામનાં વખાણ કરે છે કે તેમના ગુણથી મહારાજ દશરથ પણ ભૂલાઇ ગયા છે. રામ કહે છે કે એ તો ખાલી વખાણ જ છે. અહીં ખાસ अर्थवाद શબ્દ સમજવાનો છે. विधि અને अर्थवाद એમ બે શબ્દો સાથે જ જાય છે. विधि વેદનો એ ભાગ છે કે જે અમુક વસ્તુ કરવી જ એમ ફરમાન કરે છે. એ બીજા કશામાંથી મળતું નથી. જેમકે स्वर्गकामो ज्योतिष्टोमेन यजेत એ विधि છે. अर्थवाद એવું વાકય છે કે જેને પોતાનો કોઈ હેતુ નથી. તે માત્ર એટલું જ બતાવે છે કે આ विधि પાળવાથી આ સારું પરિણામ આવશે અને અમુક विधि ન પાળવાની અમુક ખરાબ પરિણામ આવશે એ કંઈક ગૌણ બાબત બતાવે છે. આમ अर्थवाद એટલે બિલકુલ ગૌણ બાબત, ખાલી 'વખાણ'. આ શબ્દો 'બ્રાહ્મણ' અને પૂર્વમીમાંસામાં આવે છે. વાંચો અર્થસંગ્રહ–'अज्ञातार्थज्ञापको वेदभागो विधिः । प्राशस्त्यनिन्दान्यतरपरं वाक्यमर्थवादः । तस्य च लक्षणया प्रयोजनवदर्थपर्यवसानम् तथाहि अर्थवादवाक्यं हि स्वार्थप्रतिपादने प्रयोजनाभावात् विधेयनिषेध्ययोः प्राशस्त्यनिन्दितत्वे लक्षणया प्रतिपादयति ।'

प्रतिविधीयतै–धा + प्रति + वि નું કર્મણી વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વ.

३९-८

**एवमित्र**-જે સમયે રામ સીતાના પૂર્ણ પ્રેમમાં ગળી ગયા છે તે જ સમયે દુર્મુખ આવીને એથી ઊલટા જ સમાચાર આપે છે. રખે સીતા સાંભળે એ બીકે તે રામને કાનમાં જ વાત કરે છે.

શ્લોક ૪૦

**અન્વય**—हा हा धिक्, वैदेह्या यत् परगृहवासदूषणम् अद्भुतैः उपायैः प्रशमितम्, दैवदुर्विपाकात् तत् एतत् आलर्कं विषमिव सर्वतः प्रसृतम्। **(પ્રહર્ષિણી)**

परगृह०-परगृहे वासः, तेन दूषणम्-પરગૃહ વાસને લીધેનું કલંક अद्भुतैः उपायैः-સીતાની અગ્નિ કસોટીનો ઉલ્લેખ છે. दैवदुर्विपाकात्-દૈવના ખરાબ પરિણામથી. आलर्क०-अलर्कः-હડકાયો કૂતરો. अलर्कस्य इदम् आलर्कम् વાંચો-'शुनको भवकः श्वा स्यात् अलर्कस्तु स योगितः 'इत्यमरः (सश्वास॰जातगरप्रयोगो अभ्यते वार्यते दर्शनभयात् अलर्कः उन्मत्तः श्वा । (ક્ષીરસ્વામી)

હડકાયો કૂતરો કરડે કે તરત થોડા સમય સુધી ઝેર જણાતું નથી. પણ જ્યારે તે બધે પ્રસરી રહે છે ત્યારે તે તીવ્ર વેગથી બધા જ જોરમાં બહાર આવે છે. તેવી જ રીતે સીતા વિશેના કલંકની વાત થોડો સમય તો લોકોમાં દટાઈ રહી. પણ હવે તે એકદમ ફેલાઇ ગઈ છે. આમ સીતાના કલંકને અહીં आलर्कं विषं સાથે સરખાવ્યું છે તેથી ઉપમા થઇ.

આમ સીતા વિશે કોઇ એક બે માણસ બોલતા નથી પણ પ્રજામાં ઘેરઘેર એ વાત પ્રસરી ગઈ છે. સરખાવો रघु०-पौरेषु सोऽहं बहुलीभवन्तम् पां तरङ्गेष्विव तैलबिन्दुम्। सोढुं न तत्पूर्वमवर्ण......आलानिकं स्थाणुमिव द्विपेन्द्रः ॥

શ્લોક ૪૧ (અનુષ્ટુભ)

કઇ કઇ બાબતથી પ્રેરાઇને રામ સીતાત્યાગના નિર્ણય ઉપર આવે છે તે હવે સમજાય છે-(૧) કોઇ પણ કાર્યથી લોકનું આરાધન કરવું એ સંતોનું વ્રત છે અને રામ પોતે સંત હતા તેથી તેમણે લોકોને ખુશ કરવા જ પડે. (૨) "રઘુકુળની ચાલતી આવેલી રીતથી કે પ્રાણ જાય પણ

વચન ન જાય. એમના પોતાના પિતા દશરથનો હજી હમણુનો જ દાખલો છે. દશરથે કૈકેયીને બે વચન આપ્યાં હતાં. કૈકેયીએ બે વરદાન માગ્યાં હતાં કે રામને વનવાસ અને ભરતને ગાદી. વચન પાળવા માટે દશરથે રામને વનમાં જવા દીધા અને તેમના શોકમાં તેમણે પ્રાણ છોડયા પણ તેમણે તેમનું વચન ન તોડયું. અહીં શ્રી. 'રાય' ટીકા કરે છે કે દશરથે કંઇ પ્રજાને ખુશ રાખવા રામને વનવાસ નહોતા જવા દીધા. કૈકેયી માટે તેમણે તેમ કર્યું હતું. પણ અહીં તો વચન પાલન માટે તેમનો દાખલો આપ્યો છે. વચન પાલન માટે તેમણે આત્મભોગ આપ્યો.

૪૧-૨

संप्रत्येष च—રામ પોતે જે કારણોથી પ્રેરાઇને સીતા ત્યાગ કરે છે તેમાંનાં બે કારણો ઉપરના શ્લોકમાં આવી ગયાં હવે ત્રીજું કારણ આપે છે. તે છે વસિષ્ઠ તરફથી આવેલો સંદેશો 'युक्त' प्रजानामनुरञ्जने स्याः' એ વસિષ્ઠના શબ્દોનો અહીં ઉલ્લેખ છે વસિષ્ઠ જાણતા નહોતા કે તેમનો સંદેશો સીતાત્યાગમાં આમ કારણભૂત થશે.

શ્લોક ૪૨.

અન્વય—लोकश्रेष्ठैः सावित्रैः भूमिपालैः यत् साधु शुद्धं चरित्रम् दीपितं तस्मिन् मत्संबन्धात् कश्मला किंवदन्ती चेत् स्यात्, हन्त मामधन्यम् धिक् ।

(શાલિની)

'રાય' એક સરસ વસ્તુ નોંધે છે—શ્લોક ૪૦ પછી અને શ્લોક ૪૧ પહેલાં (विमृश्य सकरुणम्) એમ સૂચન છે. રામે સાંભળ્યું કે સીતા વિશેના કલંકની વાત આલ્કમ વિધ ની માફક ઠેરઠેર જોસથી પ્રસરી ગઇ છે. વિચાર કરતાં એમને તાત્કાલિક પગલાંની જરૂર જણાય છે. એમની પાસે હવે બે વિકલ્પો રહ્યા છે–લોકોને ખુશ રાખવા કાં તો સીતાનો ત્યાગ કરવો અથવા બધું ત્યાગી દેવું. તે સીતા ત્યાગનો નિર્ણય કરે છે. એ નિર્ણય એમનું હૃદય તોડી નાખે છે તેથી હવે પછી જે કહે છે તે सकरुणम् છે. આ નિર્ણયના સમર્થનમાં એ દશરથનો દાખલો આપે છે. ગુરુનો પણ એવો જ આદેશ છે. આગળના શ્લોકમાં સીતાત્યાગના લાભ બતાવ્યા. હવે આ શ્લોકમાં સીતાનો ત્યાગ ન કરવાથી શું ગેરફાયદા થાય તે ગણાવે છે.

આમ અહીં સીતાત્યાગના નિર્ણયનું ચોથું કારણ આપે છે. સીતાનો ત્યાગ ન કરવાથી રઘુકુળને કલંક લાગે એ મોટામાં મોટો ગેરફાયદો છે. તેથી સીતા ત્યાગ તો કરવો જ. જો સીતાને ન ત્યજવામાં આવે તો કુળને કલંક લાગે અને તે પણ જેવા તેવા કુળને નહિ પણ સૂર્યવંશને,—એ વંશને—કે જે વંશના રાજાઓએ સૂર્ય જેવાં પ્રતાપી કર્મ કર્યાં છે. त्यजेदेकं कुलस्यार्थे એ ન્યાયે સીતાને ત્યજી દેવી.

सावित्रैः—રઘુકુળના. दीपितं—दीप् ના પ્રેરકનું ક. ભૂ. કૃ. लोकश्रेष्ठैः—लोकेषु श्रेष्ठैः

સરખાવો રઘુ०—राजर्षिवंशस्य रविप्रसूतेरुपस्थितः पश्यत कीदृशोऽयम् । मत्तः सदाचारशुचेः कलङ्कः पयोदवातादिव दर्पणस्य ॥

વાંચો રામાયણ ઉત્તરકાણ્ડ-૪૫-૧૨-૧૫—अकीर्तिर्यस्य गीयेत लोके भूतस्य कस्यचित् । पतत्येवाधमांल्लोकान् यावच्छब्दः प्रकीर्त्यते । अकीर्तिर्निन्द्यते देवैः कीर्तिर्लोकेषु पूज्यते ॥ कीर्त्यर्थं तु समारम्भः सर्वेषां सुमहात्मनाम् । अप्यहं जीवितं जह्यां युष्मान् वा पुरुषर्षभाः । अपवादभयाद्भीतः किं पुनर्जनकात्मजाम् ॥

४२-१

स्वजन्मा०—स्वजन्म एव अनुग्रहः तेन पवित्रिता वसुन्धरा यया—પોતાના જન્મરૂપી અનુગ્રહથી જેણે પૃથ્વીને પવિત્ર કરી છે તેવી. એવી પુત્રી મળી એ ખરેખર પૃથ્વીનું અહોભાગ્ય ગણાય.

निमि०—'निमि' ઇક્ષ્વાકુનો પુત્ર અને જનકનો પૂર્વજ હતો. તેણે સત્ર શરૂ કર્યો અને વસિષ્ઠને તેના હોતા નીમ્યા. વસિષ્ઠે કહ્યું કે તેને એ વખતે વખત નથી તેથી ૫૦૦ વર્ષ થોભી જા. રાજા શાંત રહ્યો અને પછી ગૌતમ અને બીજાઓની મદદથી સત્રની સમાપ્તિ કરી. વસિષ્ઠે શાપ આપ્યો કે તું વિદેહ (શરીર વગરનો) થા. તેણે વસિષ્ઠને શાપ આપ્યો કે તે મૃત્યુ પામશે. વસિષ્ઠ ફરીથી મિત્ર અને વરુણના પુત્ર તરીકે જન્મ્યા. નિમિને જન્મ લેવા ગમ્યો નહિ તેથી દેવોએ નિમિને વરદાન આપ્યું તેથી તેણે બધાં પ્રાણીઓની આંખ ઉપર સ્થાન પ્રાપ્ત કર્યું. વાંચો—વિષ્ણુપુરાણ ૪-૫; રામાયણ ઉત્તરકાંડ ૫૭—नेत्रेषु सर्वभूतानां वायुभूतश्चरिष्यसि ॥

त्वत्कृते च निमिष्यन्ति चक्षूंषि पृथिवीपते । वायुभूतेन चरता विश्वमार्थं मुहुर्मुहुः ॥

४२-२

**पावक**०–पावकवसिष्ठारुन्धतीभिः प्रशस्तं शीलं तेन शालते इति ० शालिनी, तस्या सम्बुद्धिः । राममयजीविते ને બદલે रामैकजीविते 'જેનું આખું જીવન રામ જ હતા.' એ પાઠફેર વધારે સારો છે. महा०–महारण्ये वासः तस्मिन् ।

અહીં આ ત્રણે લીટી ઉપરની 'રાય'ની मित०–ટીકા વાંચો પૃ ૧૧૦ "અહીં આ બધાં વિશેષણો સૂચક છે. દેવ યજ્ઞમાંથી સંભવેલી–એટલે કે જે જન્મથી શુદ્ધ છે એમાં કલંક ! निमि०–જે રાજર્ષિ જનકની પુત્રી છે કે જેમાં દોષ તો સંભવે જ નહિ. જે રઘુવંશ (કે જે ચારિત્ર્ય માટે શ્રેષ્ઠ ગણાય છે તેમાં કલંક ! અગ્નિ અને વસિષ્ઠ અરુન્ધતી જેવાએ જેનું ચારિત્ર્ય વખાણ્યું છે તેવી સ્ત્રીને આવો દોષ ! જેના જીવન કર્મમાં રામ ભાવના જ છે, જેનું જીવન કેવળ રામમય છે, જે અરણ્યમાં મારી સહચરી બની તેવી ઉપર પણ સંદેહ ! इति खेदः । ईदृशः परिणामः–અહીં રામ ભાવિ બનાવોની આગાહી કરે છે. જો તેનો ત્યાગ કરવામાં આવે તો શું થાય ?

શ્લોક ૪૩ (અનુષ્ટુભ)

હવે રામે સીતાને ત્યજવાનો મક્કમ રીતે નિશ્ચય કરી દીધો છે. તેથી પછી શું થશે એ વિચારો હવે તે કરે છે. તેનો ચોક્કસ નાશ થશે એમ રામને હવે ખાતરી થઈ ગઈ છે.

**नाथयन्त**–'રાય' નીચે મુજબ સમજાવે છે. નાથ=રક્ષક. રાવણને મારીને જગતનું રક્ષણ કરવાનું કામ તો રામ પોતે જ કરી શકે. તેથી રામ પોતાને 'નાથ' કહે છે. વીરરાઘવ નીચે પ્રમાણે સમજાવે છે. अहं लोकानामधीशः, मम त्वं नाथा । तथा च यस्यैते तस्य तद्धनम् ' इति न्यायेन लोकानामपि त्वमेव नायिकेत्याशयः । यद्वा त्वं मयि आत्मतयावस्थिता, अहं च त्वयि तथावस्थितः । तथा च लौकिकैर्मयि प्रतिपद्यमाने नाथत्वं त्वदीयमित्यर्थः ।

**विपत्स्यसे** पद् + वि नुं ભવિષ્યકાળ. નાશ પામીશ.

સીતા 'પવિત્ર કરનારી' અર્થાત્ 'પવિત્ર' છે. જ્યારે તેના વિશેની

કિંવદન્તી 'અપવિત્ર' છે. આમ 'પવિત્ર સીતા' અને 'અપુણ્ય જનોક્તિ' એ બંને વિસદૃશ વસ્તુઓ સાથે આવી છે. તેથી અનનુરૂપ સંસર્ગ હોવાથી વિષમ અલંકાર છે. 'જગત સીતાને લીધે 'નાથ' (રક્ષક)વાળું છે જ્યારે સીતા નાથ વગર નાથ પામરી જે પોતે શરણુ છે તે અશરણા છે.

या पावनी सा अपवित्रीक्रियते, या शरणं सैव अशरणा.

જેને લીધે જગત 'નાથ'વાળું છે તેવી સીતા 'નાથ' વગર નાશ પામરી. એમ બે વિસદૃશ વસ્તુની સંઘટના થઇ છે તેથી વિષમ અલંકાર છે.

સીતા અને કલંક, તથા સીતા અને અનાથપણું વચ્ચે સંબંધ શક્ય જ નથી એ સૂચન અહીં છે.

४३-१

**एष ते नूतनो०**–અહીં રામ પોતાની સામે કટાક્ષ કરતા નથી. પણ એ નૂતન શબ્દ ખાસ બોલે છે કારણ તે દ્વારા તે પોતાની આજ્ઞા ઉલ્લંઘી નહિ શકાય એવો ભાર દર્શાવે છે ગાદીએ આવતાં શરુઆતમાં જ પોતાની સ્ત્રીનો ત્યાગ કરીને રામ પોતાની કીર્તિ જમાવવાના છે. તેથી હુકમ આપતાંની સાથે જ તે કહે છે કે આ કોઈ પહેલાંના રાજાની આજ્ઞા નથી પણ 'નવા' રાજાની આજ્ઞા છે તે બધાયે પાળવી જ પડશે.

આ આજ્ઞા તે લક્ષ્મણને આપે છે. કદાચ તે પોતાના આ નિર્ણય સામે દલીલ કરે એમ લાગવાથી રામ પહેલેથી જ કહી દે છે કે આ રાજ આજ્ઞા છે અને તે પણ 'નવા રાજા રામની' એ દરેકે અને તારે પાળવી જ પડશે કોઈ પણ જાતની દલીલ–પછી ભલે તે લક્ષ્મણની હોય તો પણ–તે સાંભળવા માગતા નથી. પોતાની આજ્ઞાનું કડક પાલન થાય અને કોઇ પણ તે સામે માથું ન ઊંચકે તેથી જ રામ नूतनो राजा શબ્દો વાપરે છે. દુર્મુખ જેવાને આ નિર્ણય નથી ગમતો તો લક્ષ્મણ તો એ બાબત દલીલ કરે જ. આથી કોઈ એ આજ્ઞાની વિરુદ્ધ ન જાય તે માટે જ રામ ખાસ नूतनो राजा શબ્દો વાપરે છે.

અહીં 'રાય' બતાવે છે કે રામનો આ પોતાના પ્રત્યેનો જ કટાક્ષ છે કે રાજા 'નવો' છે અને તેનું કામ પણ નવું છે. કોઈ સૂર્ય-

વંશી રાજાએ પોતાની આસન્નપ્રસવા, ધર્મદારાનો ત્યાગ કર્યો નથી. એ પણ નવું કર્મ છે અને નવો રાજા તે કરે છે. વધિ 'રાપ'-મિત્ત૦ પૃ. ૧૧૦–नूतनः इति साभिप्रायम् । राजा नूतनः, कर्मापि तस्य नूतनम् । न हि सूर्यवंशीयेन केनापि भूपालेन परित्यक्ता आसन्नप्रसवा धर्मपत्नी। तदपि नूतनं नूतनेन राज्ञा क्रियते इत्यभिप्रायः ॥

પણ એવો કટાક્ષમય ભાવ અહીં જણાતો નથી. આ શબ્દો ખાસ રામના મુખમાં મૂકવામાં આવ્યા છે. એ દ્વારા કવિ સીતાત્યાગ પાછળનું એક સબળ કારણ આપે છે. રામ નવા રાજા હતા. તેથી કીર્તિની ઝંખના તેમને હોય જ. વસિષ્ઠનો સંદેશો મળવાથી આ નવા રાજામાં નવો જ જુસ્સો આવે છે. તેથી નવા રાજા તરીકેના જુસ્સામાં એમણે સીતાત્યાગ કરીને પણ કીર્તિ ટકાવી રાખી. આમ આ રીતે આ વાક્ય સૂચક છે.

૪૩-૪

**हा कथमिदानीं**—દુર્મુખે પણ સીતા વિશેના કલંકના સમાચાર આપતાં એવું નહોતું ધાર્યું કે રામ સીતાનો ત્યાગ કરવાનો આટલો જલદી નિર્ણય કરશે. રામનું પગલું અયોગ્ય છે એમ બતાવવા તે ત્રણ કારણ આપે છે-એક તો સીતાની અગ્નિ પરીક્ષા થઈ ગઈ છે અને તેની વિશુદ્ધિ પુરવાર થઈ ગઈ છે. બીજું તેના ઉદરમાં પવિત્ર સંતાન છે. અને ત્રીજું કે વાતને કંઈ મહત્વ આપવા જેવું નથી કારણ એ તો દુર્જનવચન છે. આમ સીતાનો ત્યાગ કરવો ઉચિત નથી.

૪૩-૫

**गर्भस्थित०**—गर्भे स्थितं पवित्रं सन्तानं यस्याः। अध्यवसित-સૌ+અધિ અને અવ નું ક. ભૂ. કૃદંત इदं व्यवसितं देवेन (મહારાજે આ નક્કી કર્યું છે) એ પાઠફેર પણ સારો છે.

૪૩-૬

**कथं दुर्जना पौर०**—દુર્મુખ લોકોને દુર્જન કહે છે એ રામ સહી શકતા નથી. તે કહે છે કે અગ્નિશુદ્ધિ તો છેક લોકોથી દૂર લંકામાં થઈ હતી તેથી લોકોને શી રીતે વિશ્વાસ બેસે? લોકોને શંકા થાય એ

સ્વાભાવિક છે. એમાં એમને દુર્જન શા માટે કહેવા ? આપણે પણ એમની જગ્યાએ હોઈએ તો તેમ જ કરીએ. આથી કોઈ ખાસ હેતુપુરઃસર અથવા તો દુર્જનતાથી પ્રેરાઈને તેમણે આ કલંક ચડાવ્યું નથી.

અહીં પણ दुर्जन શબ્દ આવે છે. આગળ ઉપર બે વખત આ શબ્દપ્રયોગ થઈ ગયો. વાંચો—साधुत्वे दुर्जनो जनः । अङ्कुरमुत्पादयति ॥

શ્લોક—૪૪

અન્વય—इक्ष्वाकुवंशः प्रजानां अभिमतः । वचनीयबीजम् च दैवात् जातम् । विशुद्धिकाले यच्च अद्भुतं कर्म तद् यदि दूरवृत्तम् कः प्रत्येतु ?
(ઇન્દ્રવજ્રા)

**अभिमतः प्रजानाम्**—'त' અંતવાળાં ક. ભૂ. કૃદંતો જ્યારે ભૂતકાળના નહિ પણ વર્તમાનકાળના અર્થમાં વપરાય ત્યારે તૃતીયા ન લેતાં ષષ્ઠી લે છે. 'क्तस्य च वर्तमाने पा. २. ३. ६७. પ્રમાણે. વાંચો સિ. કૌ. वर्तमानार्थस्य क्तस्य योगे षष्ठी स्यात् । न लोकेति निषेधस्यापवादः । राज्ञां मतो बुद्धः पूजितो वा ।

प्रत्येतु-इ+प्रति નું આજ્ઞાર્થ (लोट्) त्री. पु. એ. व. અહીં પહેલી લીટીમાં इक्ष्वाकुवंशोद्भवतः (इक्ष्वाकुवंशात् उद्भवः यस्य सः •द्भवः-तस् પ્રત્યય શબ્દને પંચમીના અર્થમાં લગાડવામાં આવે છે.-ઈક્ષ્વાકુવંશમાં જેનો ઉદ્ભવ થયો છે તેને લીધે.) પાઠ છે. પણ તે प्रजानां સાથે બંધ બેસતો નથી.

આ શ્લોકમાં રામ સ્પષ્ટ કહે છે કે એમાં લોકોનો વાંક નથી, કારણ અગ્નિશુદ્ધિ તો લોકોથી દૂર લંકામાં થઈ હતી. એ દૂર બનેલી વાતમાં લોકો શી રીતે ભરોસો કરે?

४४-३

**अतिविभत्सकर्मा०**–अतिविभत्सं कर्म यस्य. બીભત્સ કામ કરનારો. સીતાને આવી દશામાં ત્યજવામાં હું ખરેખર નૃશંસ–એક ઘાતકી-હત્યારો બન્યો છું. અને એ હત્યા મેં બહુ બીભત્સ અને ઘાતકી રીતે કરી છે. કેવી નૃશંસ અને બીભત્સ રીતે એ શ્લોક ૪૫ માં બતાવ્યું છે.

શ્લોક ૪૫ (રથોદ્ધતા)

**અપૃથગાશ્રયા०**–अपृथक् आश्रयः यस्याः. छद्मना-छद्मन् નું તૃ. એ. વ. સીતાને દોહદ ઉત્પન્ન થવાથી રામે એને સાથે લઈ વનમાં જવા રથ મંગાવ્યો હતો પણ તેને ફરવા વગર એને જંગલ પાસે છોડી દેવા તેમણે હુકમ આપ્યો હતો. સીતા તો માત્ર પોતે ફરવા માટે જઈ રહી છે એટલું જ જાણતી હતી.

**सौनिकः**–પોતે પાળેલા પક્ષીને જેમ કોઈ કસાઈ મારી નાખે તેમ મેં બાળપણથી પોષેલી પ્રેમાળ સીતાને મૃત્યુના મુખમાં નાખી છે. આમ અહીં સીતાની गृहशकुन्तिका સાથે અને રામની सौनिक સાથે સરખામણી સ્પષ્ટ છે. તેથી ઉપમા છે.

'કાણે' प्रियाम् ને બદલે प्रियैः પાઠ રાખે છે–કેમકે પહેલાં સીતાને કેવી રીતે રાખતા હતા ને અત્યારે એની સાથે કેવું વર્તન કરવામાં આવ્યું છે–એ બાબત 'प्रियैः' પાઠ સારી રીતે બતાવે છે.

पोषितां અને अपृथगाश्रयाम् વિશેષણો गृहशकुन्तिका ને પણ લાગુ પડે છે. પાળેલા પક્ષીનું માલિક બરોબર જતન કરે. વળી સ્નેહને અને મૈત્રીને લીધે એને માલિક પોતાનાથી અળગું ન કરે. આમ अपृथगाश्रयां પાઠ સારો છે કારણ તે બંનેને (સીતાને અને गृहशकुन्तिका ને) લાગુ પડે છે. જ્યારે अपृथगाशयां પાઠ સીતાને જ લાગુ પડે છે. अपृथक् (अभिन्न.) आशयः यस्याः આ પાઠ બતાવે છે કે રામ અને સીતાનાં હૃદય એક હતાં. રામ જે કંઈ ઇચ્છતા તેમાં સીતા પણ સંમત થતી. સાથે સીતા જે કંઈ ઇચ્છતી તેમાં રામ પણ સંમત થતા આમ બંનેના આશય એક હતા. પણ अपृथगाश्रया પાઠ વધારે સારો છે કારણ તે બંનેને લાગુ પડે છે.

**सौहृद**—सौहार्द અને સૌહૃદ એમ બે રૂપ સાહિત્યમાંથી મળે છે. વાંચો-विक्रमो०-सखीजनस्ते किमुतार्दसौहृदः ।

सौनिकः ને બદલે सौनिके પાઠ છે. એ લેતાં નીચે પ્રમાણે અર્થ થાય—'જેમ કોઈ गृहशकुन्तिका કસાઈને આપે તેમ હું સીતા મૃત્યુને આપું છું.' પણ આ પાઠ બરાબર નથી. કારણ તેમાં રામના ક્રૂર કર્મનો જોઈએ તેવો ખ્યાલ આવતો નથી.

અહીં 'રાય' બહુ સરસ સમજાવે છે. વાંચો પૃ. ११४-११५ शैशवात्०—બાળપણથી જે મારી સાથે હતી એના ઉપર વધારે વહાલ કરવું જોઈએ એને બદલે હું એની હત્યા કરનારો થયો છું. આ નૃશંસ અને બીભત્સ કાર્ય નથી ? प्रियाम्—એ મારી પ્રિય છે. એ મારા આનંદનો વિષય છે છતાં હું એને મારું છું એ બીભત્સ છે. सौहृदाद०—આવાને હું મારીશ ? કેટલું બીભત્સ ! इमाम्—આ સીતા કે જે સંપૂર્ણ વિશ્વાસથી મારા વક્ષઃસ્થળ ઉપર સૂતી છે એને હું મારીશ ? હું ખરેખર બીભત્સ કામ કરનારો હત્યારો છું કારણ छद्मना०--હું એને કોઈ બહાના હેઠળ મારું છું. એને મેં એના ભાગ્ય વિશે કહ્યું નથ'. એને મોઢે એને આ કારણથી ત્યજી છે એમ કશું ન કહેતાં મેં એને કેવળ વનગમનને બહાને જ છોડી દીધી છે અને મારી છે. એ મારા સ્થિર પ્રસાદથી ખુશ છે અને હું આવો ? परिददामि०—એમાં જરા પણ શંકા નથી કે તે મરી જશે. જેમ કસાઈ ઘરના પાળેલા પક્ષીને કે જેને સંપૂર્ણ વિશ્વાસ છે તેને જ મારે તેમ હું પણ સીતાને કે જેને સંપૂર્ણ વિશ્વાસ છે. તેને જ છદ્મના મૃત્યુમુખમાં મોકલું છું. કેવો બીભત્સકર્મી હું છું !

બાળપણની સખીને, જે મને આનંદ આપનારી છે તેને, મૈત્રીને લીધે જે સંપૂર્ણ વિશ્વાસ ધરાવનાર છે તેને, આને કે જે અહીં સંપૂર્ણ વિશ્વાસથી સૂતી છે તેને છોડનારો હત્યારો બન્યો છું. તે મરી જશે એમાં સહેજ પણ શંકા નથી છતાં છોડું છું-તેથી હત્યારો જ છું. હું ખરેખર કસાઈ બન્યો છુ.

४५-१

**पातकी**-पातयति इति पातकम् । तदस्य अस्तीति पातकी હું અરપૃશ્ય

પાપી છું. સીતાને એ સ્પર્શથી દૂષિત ન કરવી જોઈએ સૈરમ્-ધીમેથી

શ્લોક ૪૮ (અનુષ્ટુભ)

अपूर्व०—कर्मणा चाण्डाल—કર્મથી ચાંડાલ, જન્મથી નહિ अपूर्वश्चासौ कर्मचाण्डाल અથવા अपूर्वकर्मणा चाण्डाल–પ્રસિદ્ધ ચાર પ્રકારના કર્મચાણ્ડાલ ગણાવે છે असूयकः पिशुनश्च कृतघ्नो दीर्घरोषकः । चत्वारः कर्मचाण्डाला जन्मतश्चापि पञ्चमः ॥ રામ પોતાને અપૂર્વ કર્મચાણ્ડાલ કહે છે કારણ કે તે આ ચાર પ્રકારમાંના નથી કોઈ પણ ચાણ્ડાલ એની પત્નીને ન ત્યજે અને તે પણ આવી કર્તવ્યપરાયણ પત્નીને જ્યારે તે આપન્નસત્ત્વા હોય અને आसन्नप्रसवा હોય ત્યારે તો ન જ ત્યજે. પોતે તો ચાંડાળોથી પણ ટપી જનારો નીકળ્યો એમ રામ કહે છે.

श्रितासि०—दुर्विपाक–दुष्ट विपाक (परिणाम) यस्मात्—દૂષિત ફળોવાળા.

રામ કહે છે તું મારે વિશ્વાસે સૂતી છે. તું ભોળી છે. પણ હું તો અપૂર્વકર્મચંડાલ છું. તું ધારે છે એવો હું નથી. હું તો તારી હત્યા કરનાર ચાંડાળ છું. મારો આશ્રય કરવો તે ચન્દનની ભ્રાન્તિથી દૂષિત ફળોવાળા વિષવૃક્ષનો આશ્રય કરવા બરાબર છે કોઈ મનુષ્યને લાગે કે આ ચન્દનવૃક્ષ છે અને અહીં આશ્રય કરવાથી શાંતિ મળશે પણ ફળ જોતાં સમજાય કે આ તો વિષવૃક્ષ છે, તેવી જ રીતે તું નિશ્ચિત રીતે મારો આશ્રય કરી રહી છે પણ જ્યારે તું તારો ત્યાગ કર્યો છે એમ જાણીશ ત્યારે તને ખાતરી થશે કે તું જેને ચન્દન માનીને છોડતી નથી એ તો દુર્વિપાક વિષવૃક્ષ છે. આમ રામનો આશ્રય કરવો અને વિષવૃક્ષનો આશ્રય કરવો એ બે વચ્ચે સબંધ શક્ય નથી છતાં સબંધ બનાવ્યો છે અને આ બંને સાથે લેતાં સાદૃશ્ય સૂચવાય છે તેથી અહીં નિદર્શના અલંકાર છે.

૪૯-૧, ૨, ૩

उत्थाप्य—અહીં 'રામ' એક બાબત સૂચવે છે–રામ સીતાના શરીરસ્પર્શથી દૂર રહેવા માગે છે. स्पर्शनीय વાક્ય...ો. તેથી તે

પોતાનો હાથ સીતાના માથા નીચેથી ખેંચી લે છે. (बाहुमाकर्षन्) પણ એથી કરીને સીતાનો સ્પર્શ જતો નથી રહ્યો. अयं बाहुः कण्ठे शिशिरमसृणो मौक्तिकसरः સીતાએ પોતાનો એક હાથ રામને ગળે વીંટાળ્યો છે. તેથી એકલું 'उत्थाय' એવું અભિનય સૂચન નહિ પણ सीतायाः बाहुं स्वैरं स्वकण्ठादवतार्य्य उत्थाय इति—એમ સુધારો કરવો જોઈએ.

हन्त सम्प्रति०—આજ સુધી રામના પરિણીત જીવનમાં કોઈ દુઃખ નહોતું. પણ કલંકની વાતથી આજે તે ઝેર બની ગયું છે. આજ સુધી રામને કેટલાંયે આશાઓ હતી અને આજ સુધી એમને સંપૂર્ણ સુખ હતું. પણ કલંકની વાત આવતાં હવે રામનું એ સુખ પરવારી ગયું છે. રામ નિરાશ થઈ ગયા છે. જગત પહેલાં ઉપવન જેવું લાગતું. હવે તે વેરાન વગડા જેવું લાગે છે. પહેલાં સંસાર કંઇ સારવાળો લાગતો હવે તે અસાર લાગે છે. પહેલાં રામને પોતાનું શરીર ભાર રૂપ નહોતું લાગતું. હવે આ દુઃખમાં તેમને પોતાનું શરીર ભારરૂપ લાગે છે. પહેલાં રામ પોતાને બધાનું શરણ માનતા. આજે પોતે અશરણ થઈ પડયા છે. એ જ વસ્તુઓ, પણ સંજોગોમાં કેટલો બધો ફેર ! સંજોગો પ્રતિકૂળ બને ત્યારે એ જ સુખ આપનારી વસ્તુઓ દુઃખ આપનારી બની રહે.- અસહાયની માફક રામ આજે આક્રંદ કરે છે. આજ સુધી સીતા હતી ત્યાં સુધી એમને જીવનનું કંઈક પ્રયોજન લાગતું. પણ હવે એ બધું પરવારી ગયું. સમસ્ત વિશ્વ એમને જાણે પોતાને માટે ફરી ગયેલું લાગે છે.

શ્લોક ૪૭ (અનુષ્ટુભ)

मर्मोपघातिभिः–मर्माणि उपघ्नन्ति इति ० घातिनः, तैः–મર્મછેદક. वज्रकीलायित वज्रकील ઉપરથી નામ ધાતુ वज्रकीलायते (वज्रकीलं इवाचरति)નું ક. ભૂ. કૃદંત-વજ્રના ખીલાની જેમ આચરણ કર્યું છે.

તેમના પ્રાણ ચાલ્યા જશે. પણ કમનસીબે રામ જીવે છે. વજ્રના ખીલા હૃદયમાં ખૂંપે અને જેવું દુઃખ થાય તેવું દુઃખ આ ટકી રહેલા પ્રાણથી થાય છે. જેમ એક ઠેકાણે ઠોકેલો વજ્રનો ખીલો, તેને કાઢવા પ્રયત્ન કરીએ છતાં ત્યાં જ ખૂંપી રહે છે તેવી રીતે વારંવાર દુઃખો આવવા છતાં મારા પ્રાણ મજબૂત રીતે ત્યાં જડાયા છે. અહીં हृदि ને બદલે स्थिरैः પાઠફેર છે તે પણ સારો છે અને અર્થ નીચે પ્રમાણે થાય–મારા પ્રાણ સ્થિર છે. જેમ એક ઠેકાણે ખૂંપેલો વજ્રનો ખીલો વારંવાર કાઢવા છતાં ત્યાં જ રહે અને નીકળે નહિ તેમ મારા સ્થિર પ્રાણ પણ વારંવાર કાઢવા છતાં ત્યાંથી નીકળતા નથી.

એમ કેમ? આટલા દુઃખમાં પણ કેમ રામના પ્રાણ ટકી રહ્યા હશે? એનું કારણ 'રામ' પોતે જ આપે છે– दुःखसंवेद०–કેવળ દુઃખ અનુભવવા જ રામમાં ચૈતન્ય મૂકાયું છે. વાંચો રાયની ટીકા પૃ. ૧૨૦–'અચેતનને દુઃખનો અનુભવ ન થઈ શકે તેથી એ દુઃખનો અનુભવ કરાવવા માટે જ કેવળ વિધાતાએ મારામાં ચૈતન્ય મૂક્યું છે. એમાં પણ ચેતન હોય છતાં જો મુહૂર્તમાત્ર જીવે તો એ દુઃખનું જ્ઞાન થાય કે ન થાય પણ પૂરેપૂરું તો ન જ થાય. તેથી તે દુઃખનું જ્ઞાન પૂરેપૂરું થાય માટે છેક મર્મ સ્થાને ઘા કરનાર પ્રાણ વજ્રના ખીલાની જેમ જડાઈ ગયા છે. તેથી હું અનન્ત દુઃખ અનુભવું છું. એ વિધાતાની જ ઈચ્છા છે. એમાં હું શું કરું?"

અહીં वज्रकीलायितै માં ઉપમા છે.

૪૭-૧

हा अम्ब०–અહીં પણ વાંચો 'રાય'ની ટીકા પૃ. ૧૨૨–"જેને જેને રામ સંબોધે છે તે બધાને સીતા પ્રિય હતી. એની ખોટ આ દરેકને વ્યક્તિગત ખોટ તરીકે સાલશે. વળી परिमुषाः શબ્દ સૂચવે છે કે આ બધાને કહ્યા સિવાય એમને આ ખોટ કરવામાં આવી. તેથી રામના હાથે તેમનું અપમાન થયું છે જે કોઈ લૂંટી લે છે (परिमुषिता) અને અપમાન કરે છે તે ખરેખર ક્રૂર છે, નીચ છે."

૪૭-૩

त्रिजटा–એ નામની રાક્ષસી હતી. સીતાને જ્યારે અશોકવાટિકામાં કેદ રાખવામાં આવ્યાં ત્યારે એમની દેખરેખ રાખવા રાવણે ત્રિજટાને

રાખી હતી. તેણે સીતા પ્રત્યે બહુ માયાળુ વર્તન બતાવ્યું હતું અને અન્ય રાક્ષસીઓને પણ તેમ કરવા આગ્રહથી સમજાવતી હતી. બીજી બધી રાક્ષસીઓ સીતાને ખાઈ જવાની ધમકી આપતી હતી. પણ ત્રિજટાને લીધે સીતા બચી ગયાં. એને લીધે જ એ વિરહમાં સીતા પ્રાણ ટકાવી શક્યાં. ત્રિજટાની સીતા પ્રત્યેની આવી સેવાઓને લીધે રામ તેને સખી સંબોધન કરે છે. વાંચો અરણ્યકાંડ સર્ગ २७—ततः सीतामुपागम्य राक्षस्यो भीमदर्शना । पुनः परुषमेकार्थमनर्थार्थमथाब्रुवन् ॥ अद्येदानीं तवानार्ये सीते पापविनिश्चये । राक्षस्यो भक्षयिष्यन्त मांसमेतद्यथासुखम् ॥ सीतां ताभिरनार्याभिर्दृष्ट्वा सन्तर्जितां तदा । राक्षसी त्रिजटा वृद्धा प्रबुद्धा वाक्यमब्रवीत् । आत्मानं खादतानार्या न सीतां भक्षयिष्यथ । जनकस्य सुतामिष्टां स्नुषां दशरथस्य च । स्वप्नो ह्यद्य मया दृष्टो दारुणो रोमहर्षणः । राक्षसानामभावाय भर्तुरस्या भवाय च ॥...भर्त्सितामपि याचध्वं राक्षस्यः किं विवक्षया । राघवाद्धि भयं घोरं राक्षसानामुपस्थितम् ॥

४७–४

रामहृतकेन—"રામ એટલે તો रमते अथवा रम्यते अनेन=જે રમણ કરે છે ને એવા માટે હત્યારા બનવું બહુ ધિક્કારને પાત્ર છે. તેથી रामहतक કહ્યું છે."—(રાય પૃ. १२१)

શ્લોક ४८ (અનુષ્ટુભ)

કયાં મહાત્મા અને કયાં દુરાત્મા! તેથી હું તેમને મારે અપુણ્ય છું. गृहीतनामानः–गृहीत नाम येषाम्. पाप्मना–पापेन વાંચો અમરકોશ 'अस्त्री पङ्कं पुमान पाप्मा पापं किल्बिषकल्मषम् ।' हन्तीति हन्ता

હજી હમણાં જ અસહાય રામે અરુંધતી, વસિષ્ઠ વગેરેનાં નામ લીધાં. તેથી રામ કહે છે–મારી જીભ તેમનાં નામ લે છે તેથી મને થાય છે કે જાણે મૂર્તિમંત પાપ એ લોકોના શરીરને સ્પર્શીને અપવિત્ર કરે છે. આમ અહીં ઉત્પ્રેક્ષા છે.

શ્લોક ४९

તેથી નક્કી એનું મોઢું હવે ફરીથી જોવા મળવાનું નથી. કારણ કલંક કદી ધોવાશે નહિ અને સીતાને પણ જંગલી પશુઓ ફાડી ખાશે. આથી તે છેલ્લા છેલ્લા સીતાના ચરણ કમળને સ્પર્શ કરી લે છે.

૪૯-૫

**अब्रह्मण्यम्** – 'ब्रह्मणि वेदे साधु इति ब्रह्मण्यम्—જે વેદમાં કહ્યું છે તે न ब्रह्मण्यं अब्रह्मण्यं-વેદમાં જે નથી કહ્યું તે એટલે કે પ્રાણિહિંસા. વેદ કહે છે-मा हिंस्यात् सर्वभूतानि । अब्रह्मण्यं-આ આશ્ચર્યકારક ઉદ્‌ગાર સૂચવે છે કે કોઈક હિંસા થકી બીજા કોઈક પાસે રક્ષણ માગી રહ્યું છે प्राणिहत्या भवति, त्रायतां भोः" ('રાય' પૃ ૧૨૪)

અથવા अब्रह्मण्यं એટલે જે બ્રાહ્મણ માટે સારું નથી તે. પહેલાં ભારતમાં બ્રાહ્મણ ખાસ માનને લાયક ગણાતો. તેથી अब्रह्मण्यम् નો કોઈ 'પાપી કામ' એ અર્થ થને 'બચાવો બચાવો' એ આશ્ચર્યજનક ઉદ્‌ગાર તરીકે તે વપરાય છે.

રામ જ્યારે પૂરા લાગણીના આવેશમાં તણાઈ ગયા હતા ત્યારે આ શબ્દો અને આ પ્રસંગ દ્વારા એમને એમની ફરજનું ભાન કરાવવામાં આવે છે. "શાકુન્તલ"માં પણ આવો જ પ્રસંગ છે દુષ્યન્ત જ્યારે શોકમગ્ન થઈ ગયો હોય છે ત્યારે ઇન્દ્રનો સંદેશો આવતા તે કાર્યમગ્ન બને છે. આમ વીરરસ લાવીને આખો પ્રસંગ બદલી નાખે છે.

સીતાને વનમાં જવા વખતે રામને ભવભૂતિ ખાસ ખસેડી લે છે કારણ નહિ તો સીતા વનમાં જાત તે વખતે રામની લાગણીઓ તેને તેના નિશ્ચયમાંથી ડગાવી દેત અથવા એમ ન થાત તો રામને જૂઠું જવું પડત. તે સીતાને મોઢામોઢ ત્યાગની વાત કહી શકત નહિ અને સીતાને ત્યજવા કંઇ બીજુ બહાનું શોધવું પડત અથવા તો રામને મોઢામોઢ સીતાને એના ત્યાગની વાત કહેવી પડત. અને જો એમ થાત તો સીતાના ત્યાગ પાછળ આટલી કરુણતા ન રહેત. કદાચ ભવભૂતિ ઇચ્છે છે તેવો કરુણ રસ જામત નહિ. કારણ સીતાએ પોતે જ કહ્યું હતું કે રાજ્ય માટે અને પ્રજા માટે જો રામ એને ત્યજનાર થાય તો એ એને ખોટું લાગત નહિ

કારણ એમાં એને એના પતિનું ગૌરવ દેખાય છે. એને જે ક્રૂરતાથી ત્યજી એટલું જ એને ગમતું નથી. આમ ભવભૂતિ રામને હેતુપુરઃસર સીતાથી દૂર ખસેડે છે.

શ્લોક ૫૦ (અનુષ્ટુભ)

**उग्रतपसां**—उग्रं तपः येषां-ઉગ્ર તપવાળા लवण०-लवणेन त्रासिताः લવણ એક રાક્ષસ હતો. તે મધુ અને રાવણની બહેન તથા વિશ્રવસની પુત્રી કુંભીનસીનો પુત્ર હતો તે 'મધુરા'નો અધિષ્ઠિત રાજા હતો. પહેલાં તે એના પિતાના નામ પાછળ 'મધુવન' કહેવાતું. તેના પિતાની પાસેથી શંકર પાસેથી મળેલું એક અજેય ત્રિશૂળ એને મળ્યું હતું. स्तोम-સમૂહ-મંડળ.

૫૦-૧

**वा· कथमद्यापि०**-શું હજી પણ રાક્ષસોનો ત્રાસ! રાવણને બીજા રાક્ષસો સાથે માર્યો એટલે મેં માન્યું હતું કે હવે રાક્ષસોનો ત્રાસ નહિ રહે છતાં હજી પણ રાક્ષસોનો ત્રાસ! હજી પણ રાક્ષસો બ્રાહ્મણોને વિઘ્ન કરે છે? यावत्-यावत् અને पुरा જ્યારે વર્તમાન કાળના ક્રિયાપદ સાથે વપરાય ત્યારે ભવિષ્યની અમુક ખાતરી બતાવે છે ['यावत्पुरा निपातयोर्लट्' पा. ३-३-४]

**माथुरस्य**-મધુરાના રાજાનું. मथुरा निवासः अस्य माथुरः-'सोऽस्य निवासः' पा. ४-३-८९. લવણની રાજધાની મધુરા હતું. લવણને મારીને શત્રુઘ્ને ત્યાં 'જમના' ઉપર રાજ્ય સ્થાપ્યું. વાંચો उत्तरकांड ६१-७०-इयं मधुपुरी रम्या मधुरा देवनिर्मिता । निवेशं प्राप्नुयाच्छीघ्रमेष मेऽस्तु वरः परः ॥ तं देवाः प्रीतमनसः बाढमित्येव राघवम् । भविष्यति पुरी रम्या शूरसेना न संशयः. ૯ શત્રુઘ્ન અત્યારે જાય છે તે છેક સાતમા અંકમાં બાર વર્ષે પાછો આવે છે. રામાયણમાં શત્રુઘ્ન લવણને મારવા જાય છે એ પહેલા થોડો વખત પહેલાં સીતાત્યાગનો પ્રસંગ બને છે. ભવભૂતિ અહીં શત્રુઘ્ન ગયા પછી સીતાત્યાગનો પ્રસંગ આપે છે. રામાયણમાં પણ એક દિવસ માટે વન જોવાની ઇચ્છા સીતા પ્રગટ કરે છે.

૫૦-૩

**हा देवी कथमेवं०**—રામ સખ્ત હૃદય કરીને શત્રુઘ્નને મોકલવા થોડાંક ડગલાં જાય છે. પણ તે વળી સીતા પાસે પાછા ફરે છે. સીતાને ત્યજવાનો તે નિશ્ચય તો કરી બેસા પણ હવે એનું શું ! આવી દશામાં, ખાસ કરીને કઠોરગર્ભા દશામાં તેનું શું થશે એ વિચારે જ એ પાછા વળે છે. આવી નાજુક અવસ્થામાં એની સંભાળ કોણ લેશે ?

**भगवति वसुंधरे०**—રામની મનોદશા 'રાય' સરસ રીતે સમજાવે છે—(વાંચો 'રાય'નું ઉ. ચ. પૃ. ૧૨૬-૧૨૭) "દુઃખી બ્રાહ્મણો માટે તો હું રક્ષણ કરનાર શત્રુઘ્નને મોકલું છું. પણ વિપત્તિમાં આવી પડેલી પોતાની પત્ની યાદ આવવાથી તે કહે છે કે આવી, હિંસક પશુઓને બલિ તરીકે ફેંકેલી એવી અશરણ તારું શું થશે ? તું તારી જાતને રક્ષીને કેવી રીતે જીવીશ ? હું તો તારું રક્ષણ કરવા અસમર્થ છું." પણ રામને પોતાની કરુણ દશા ખૂબ સાલે છે કે પોતે જ્યારે બ્રાહ્મણો અને ઋષિઓના રક્ષણ માટે પ્રબંધ કરે છે ત્યારે સીતાનું રક્ષણ કરવા તે કોઈને મોકલી શકતા નથી. પણ કોઈને પણ એની સોંપણ તો કરવી જ ને ? એને સીતાની જનેતા માતા વસુંધરા યાદ આવે છે, તેથી તે સીતાની સોંપણ એને કરે છે અને કહે છે તું જ હવે તો સીતાની ખબરઅંતર સંભાળ લેજે. [ એટલું જ નહિ પણ ભગવતી પૃથ્વીએ સીતાની સંભાળ લેવી જ પડશે એ માટે તે કેટલાંક કારણો આપે છે.

પહેલું તો સીતા એક નહિ પણ બે કુળનો આધાર છે. જનકોના અને રઘુઓના કુળનું જે કંઈ મંગળ છે તે બધુ સીતામાં જ સમાઈ જાય છે. જો સીતા નાશ પામે તો બંને વંશ નાશ પામે. માટે સીતાનું રક્ષણ કરવું ઘણું જ આવશ્યક છે.

બીજું તે પુણ્યશીલા છે. એનું ચારિત્ર્ય વિશુદ્ધ છે એમ મને ખાતરી છે. મેં એનો ત્યાગ કર્યો છે તે કેવળ પ્રજાને ખુશ કરવા જ, બાકી એના ચારિત્ર્યમાં મને વિશ્વાસ છે.

ત્રીજું કારણ તો તારું અંજન કારણ છે. સીતા તારી પુત્રી છે અને તે સુગ્લાપ્યા છે. પવિત્ર દેવયજ્ઞ વખતે તેં જ એને જન્મ આપ્યો

હતો. તે તારું જ સંતાન છે. (આમ શ્લોક ૫૧ માં પૃથ્વીએ સીતાનું કેમ રક્ષણ કરવું જોઈએ તે માટે કારણો આપે છે.)

આટલાં કારણોને લીધે હે માતા ધરિત્રી હવે તો મા વગર પુત્રીનો, કોઈ આશરો નથી તેથી તું જ તેની નિર્જન વનવગડામાં સંભાળ લેજે. જંગલી પશુઓ થકી તું જ એનું હવે રક્ષણ કરજે. પુત્રીની સંભાળ તો માતાએ જ લેવી જોઈએ.

સાતમા અંકમાં આ વાક્ય કામ આવે છે. રામના આદેશ મુજબ મા પૃથ્વી એની વહાલી પુત્રીની સંભાળ લે છે. આમ સાતમા અંકમાં જે પ્રસંગ બને છે તેનું મૂળ ઠેઠ અહીં પહેલા અંકમા છે.

શ્લોક ૫૧ (અનુષ્ટુભ)

पुण्यशीलाम्— पुण्य शीलं यस्याः આ શ્લોકની સમજૂતી ઉપર આવી ગઈ છે.

૫૧-૧

कदन्निष्क्रान्तः—આખરે 'રાજા' રામનો જય થાય છે. પ્રમાણે પતિ કેવળ મા પૃથ્વીને સીતાની સોંપણી કરી સીતાનો ત્યાગ કરી ચાલ્યો જાય છે. એનાં આંસુ રૂપે એનો સ્નેહ વહી રહે છે પણ કપરો રાજધર્મ એ પાળે છે.

૫૧-૬

हा धिक् हा धिक्०—આર્યપુત્રનો વિરહ બતાવતા અમંગળ સ્વપ્ન વડે હું છેતરાઈ છું. એના મનમાં કે ખરેખર સ્વપ્નને લીધે જ એને એવું લાગ્યું કે રામ ત્યાં નથી. પણ આ તો સાચે જ રામ ત્યાં નહોતા. આથી હવે તે બીજી વખત કહે છે हा धिक् हा धिक्—અરેરે! મેં તો માન્યું હતું કે એ સ્વપ્નું હશે. રામ કાંઈ સાચેસાચ ગયા નહિ હોય. પણ આ તો સ્વપ્નું સાચું પડયું. આથી તે ઘડીભર તો એના 'નાથ' ઉપર ગુસ્સે થાય છે. કોપ કરવાનાં બળવે કારણો એની પાસે મોજુદ છે. એક તો એને આવી અવસ્થામાં એકલી છોડીને ગયા અને

બીજું જાણતા હતા કે સીતાને ચિત્રો જોવાથી થાક અને ભય લાગ્યાં છે છતાં એકલીને ઊંઘતી જ છોડીને જતા રહ્યા.

५१-८

भवतु तस्मै०-વારુ. એમણે મને એકલીને છોડીને નહોતું જવું જોઈતું. છતાં ગયા. એટલું જ નહિ પણ ઊંઘતી છોડીને ગયા. હું એમના ઉપર મળશે ત્યારે કોપીશ. હું એમને ધમકાવીશ. એમને જોતાં જો आत्मनःप्रभविष्यामि-(જો મારી જાત ઉપર કાબૂ રહેશે) તો જરૂર હું તેમના ઉપર ગુસ્સો કરીશ. પણ વાંધો જ ત્યાં છે ને ? રામને જોતાં હું કોપ'ને જ ભૂલી જાઉં છું. કોપ કરવાનાં ઘણાં કારણ હોય, મેં ઘણો નિશ્ચય કર્યો હોય કે હું તેમના ઉપર ગુસ્સો કરીશ, છતાં રામના દર્શનથી એ બધા વિચારો ચાલ્યા જાય છે. નિશ્ચય રહેતો જ નથી અને 'કોપ' બહાર આવવાને બદલે હૃદયમાંથી અને આંખોમાંથી પ્રેમ જ નીતરે છે! "રામની સમક્ષ પ્રેમ વિના બીજા ભાવનું જો ભાન રહેશે તો ખીજીશ, અર્થાત્ બીજું ભાન રહેનાર જ નથી." (મ. ન. દ્વિવેદી ટિપ્પણ પૃષ્ઠ ૧૨૯) સીતાને રામ માટે કેટલી ગાઢ પ્રીતિ હતી એનો અહીં ખ્યાલ આવે છે. स च स्नेहस्तावान्-એવો હતો એ સ્નેહ!

५१-१६

नमो रघुकुल०-જતી વખતે સીતાને યાદ નથી આવતું કે રામે પણ એની સાથે જ વનમાં જવાનું વચન આપ્યું હતું. अयि कठिनहृदये० છતાં એ કેમ નથી આવ્યા એવો કોઈ પ્રશ્ન તે કરતી નથી. એ નવાઈ લાગે છે. કદાચ આસન્નપ્રસવકાળના થાકને લીધે તે એ બાબત ભૂલી ગઈ હશે.

---

# અંક ૨

## વિષ્કમ્ભક

[આત્રેયી નામની તાપસી પ્રવેશ કરે છે. વનદેવતા તેનું સ્વાગત કરે છે અને તે ક્યાં જાય છે વગેરે પૂછે છે. આત્રેયી કહે છે કે તે વાલ્મીકિ પાસેથી આવી છે અને અહીં આ દંડકારણ્યમાં અગસ્ત્ય વગેરે રહે છે તેમની પાસેથી તે વેદાન્ત ભણવા આવી છે. વનદેવતા કારણ પૂછે છે કે જ્યારે બધા વાલ્મીકિ પાસે વેદાન્ત ભણવા જાય ત્યારે એ કેમ અહીં આવી છે? આત્રેયી સમજાવે છે કે ત્યાં અધ્યયનમાં મોટું વિઘ્ન આવી પડ્યું છે. કોઈ એક દેવતાએ બે જોડિયા છોકરાઓ ઋષિને આપ્યા છે. તેમનાં કુશ લવ એવાં નામ આપ્યાં છે. તેમને જાંભકાસ્ત્રો જન્મ સિદ્ધ છે. વાલ્મીકિએ તેમનું પાલન પોષણ કર્યું, વાધાર્યા અને એમને યજ્ઞોપવીત આપ્યું. ત્રયી વિદ્યા પણ તેમને શિખવાડી. એ હુંશિયાર છોકરાઓ સાથે ભણવાનું મારા જેવાનું ગજું નહિ. તેથી ત્યાં ભણવામાં આ એક મોટો અંતરાય છે. ઉપરાંત બીજું પણ કારણ છે. ભગવાન વાલ્મીકિને સ્વયં કાવ્યવાણી સ્ફુરવાથી બ્રહ્માએ તેમને રામચરિત રચવા કહ્યું. તેથી વાલ્મીકિ રામાયણ રચવામાં રોકાયેલા રહેવાથી પણ અભ્યાસમાં એક મોટો અંતરાય ઊભો થયો છે.

આ પછી આત્રેયી અગસ્ત્યના આશ્રમનો માર્ગ પૂછે છે ત્યારે વન-દેવતા કહે છે કે અહીંથી પંચવટીમાં થઈને ગોદાવરી તીરે જજો. હવે આત્રેયી વાસન્તીને ઓળખે છે.

આ પછી વાતચીતમાં સીતાની વાત નીકળતાં આત્રેયી સીતાના કલંકની વાતના અને સીતાના ત્યાગના સમાચાર આપે છે વાસન્તીને આ સાંભળી બહુ દુઃખ થાય છે. તે કહે છે કે આર્યા અરુન્ધતી, વસિષ્ઠ વગેરે વડીલો હતા છતાં આ અનર્થ થયો! આત્રેયી કહે છે કે તેઓ બધા તો ઋષ્યશૃંગને આશ્રમે બાર વર્ષના યજ્ઞમાં ગયા હતા. એ યજ્ઞ હવે પૂરો થયો છે. પણ આર્યા અરુન્ધતીએ સીતા વગરની અયોધ્યામાં આવવાની ના પાડી

તેથી બધાંએ વાલ્મીકિના તપોવનમાં જઈ રહેવાનો વિચાર કર્યો છે. એક બીજા પણ સમાચાર તે આપે છે કે રામે અશ્વમેધ યજ્ઞ શરૂ કર્યો છે અને એમાં પત્નીને સ્થાને સીતાની સુવર્ણ પ્રતિમા રાખી છે. અશ્વમેધના ઘોડાને છૂટો મૂક્યો છે અને લક્ષ્મણના પુત્ર ચંદ્રકેતુને તેના રક્ષક તરીકે નીમ્યો છે. લક્ષ્મણને પણ પુત્ર છે જાણી વાસન્તીને આનંદ થાય છે.

ઉપરાંત એક બીજો બનાવ પણ આત્રેયી કહે છે કોઈ એક બ્રાહ્મણે પોતાના મૃત પુત્રના શબને રાજદ્વારમાં નાખી ખૂબ આક્રન્દ કર્યું. પ્રજામાં અકાળ મૃત્યુ થાય એમાં રાજાનો જ કંઈ દોષ હોય એમ રામને લાગ્યું. એ પોતાની ભૂલ જોવા મથ્યા. ત્યાં એમને અદૃશ્ય વાણી થઈ કે "કોઈ શમ્બૂક નામનો શૂદ્ર તપ કરે છે. એને મારીને આ બ્રાહ્મણપુત્રને જીવાડ" રામ એ શમ્બૂકની શોધમાં ફરે છે એમ છેલ્લે આત્રેયી કહે છે. વાસન્તી કહે છે કે કોઈ શમ્બૂક નામનો શૂદ્ર જનસ્થાનમાં તપ કરે છે તેને આનંદ થાય છે કે રામ ફરીથી આ વનમાં આવશે. દિવસ ખૂબ ચડી ગયો હોવાથી બંને છૂટાં પડે છે]

અહીં તાપસીના આગમનનું પડદા પાછળથી સૂચન થાય છે. એને ચૂલિકા કહેવાય છે. વાંચો સાહિત્યદર્પણ ६–'अन्तर्जवनिकासंस्थैः सूचनार्थस्य चूलिका.'

३

**अध्वगवेषा**—अध्वगस्य इव वेषः यस्याः सा પથિકને વેષે अध्वानं गच्छति इति अध्वगः, अध्वनीनोऽध्वगोऽध्वन्यः पान्थः पथिक इत्यपि इत्यमरः

४

**फल०**—फलानि कुसुमानि च अर्घ्यं यस्य ફળ અને ફૂલવાળા અર્ઘ્ય- પરદેશી અતિથિ વિશેષોને ખાસ માન અપાતું. તેમને અર્ઘ્ય અપાતો. અતિથિ આવે કે તરત તેને અર્ઘ્ય અપાતો. અર્ઘ્યમાં ખાસ કરીને તો પાણી જ અપાતું. તપસ્વીઓને ફળ ફૂલ વગેરે પણ તેમાં અપાતું. फल 'पल्लवकुसुमादर्घ्यं तपस्विभ्यो नाहरेत्।' अर्घ्यमर्घार्थे पाद्यं पादाय वारिणि' इत्यमरः अर्घ+य = अर्घ्य (पादार्घाभ्यां च पा. ५-४-२५ प्रमाणे) અહીં ફલકુસુમ- પલ્લવાર્ઘ્ય બહુવ્રીહિ છે फलानि च कुसुमानि च पल्लवाश्च ०त्या, कैर्युक्त

अर्ध्य फल० अर्थमा प्रास हेर नथी. 'भेतवलकर' आ पद राखे छे अतिथि पूजा माटे वापरे मनु०-सम्प्राप्ताय त्वतिथये प्रदद्यादासनोदके । अन्नं चैव यथाशक्ति सत्कृत्य विधिपूर्वकम् ॥, सुन्दरकाण्ड-अतिथि किल पूजार्हो प्राकृतोऽपि विजानता । धर्मं जिज्ञासमानेन किं पुनर्यादृशो भवान ॥

६

विकीर्य—कनवि नु स पू है वेगीने विकीर्य (आपीने) पाठ्हेर छे.

श्लोक १

अन्वय-इदं वनं यथेच्छं भोग्यं च । अयं मे सुदिवसः । पुण्येन हि कथमपि सतां सद्भिः सङ्गः भवति । इह च तरुच्छाया, तोयं यदपि तपस्वी योग्यमशनं, फलं वा मूलं वा तदपि न पराधीनम् । (शिखरिणी)

*अहीं भेलवलकर यथेच्छाभोग्य पाठ्हेर राखे छे यथेच्छम्-इच्छा मनतिक्रम्य (अव्ययी) सता०—सतोनो. सतो ज्योडे समागम मुश्केलीथी अने पुण्यथी थाय छे सरखावो—शिशु० १-१४-गृहानुपैतुं प्रणयादभीप्सवो भवन्ति नापुण्यकृतां मनीषिणः न पराधीनमिह च-भवदधीन कहेवानी विनयपूर्वकनी रीत.

अहीं यथेच्छं भोग्य... ई ए विशेष उक्तिना समर्थनमा सतां सद्भिः सङ्ग... ई ए सामान्य उक्ति प्रयोजी छे तेथी अर्थान्तरन्यास अलंकार छे.

श्लोक २

अन्वय—वृत्तिः प्रियप्राया । वाचि विनयमधुरो नियमः । मतिः प्रकृत्या कल्याणी । परिचयः अनवगीतः । इदं तत् पुरो वा पश्चाद्वा अविपर्यासितरसं साधुना अनुपधि विशुद्धं रहस्यं विजयते । (शिखरिणी)

वाचि नियम—वाणी उपर संयम शब्दोनी संख्या उपर नहि पण वाणीना प्रकार उपर संयम साधुओनी वाणीमा एवा कोई खराब शब्दो आवता नथी अवि०-अविपर्यासित रस (राग) यस्मिन् अनुपधि-

अविद्यमानः उपधिः ( कपटं ) यस्मिन् तत् अनुपधि-કપટ રહિત. 'कपटोऽस्त्री व्याजदम्भोपधयश्छद्मकैतवे' इत्यमरः विजयते—जि પરસ્મૈપદ છે પણ वि અને परा સાથે આત્મનેપદ લે છે. 'विपराभ्यां जेः' पा. १-३-१९

२-४

किंप्रयोजनः—किं प्रयोजनं यस्य सः किंप्रयोजनः.

શ્લોક ૩

અન્વય-अस्मिन् प्रदेशे अगत्स्यप्रमुखाः भूयांस उद्गीथविदः वसन्ति । तेभ्यः निगमान्तविद्यां अधिगन्तुं वाल्मीकिपार्श्वात् इह पर्यटामि (ઇન્દ્રવજ્રા)

अगत्स्य० अगत्स्य प्रमुख· येषाम्–અગત્સ્ય એક મોટા ઋષિ હતા. તેમનો આશ્રમ દક્ષિણમાં છે. તે મિત્ર અને વરુણના પુત્ર હતા. કુમ્ભમાંથી તે વસિષ્ઠની સાથે જન્મ્યા હતા. उद्गीथ०-उद्गीथ નો इति उद्गीथ साम· વેદનો બીજો ભાગ કે જે ઉદ્‌ગાતૃ ગાય છે. અહીં उद्गीथनो ॐ અથવા प्रणव અર્થ થાય છે. ॐकार બ્રહ્મનું પ્રતીક છે. તેથી તેનું ધ્યાન ધરવાથી બ્રહ્મનું જ્ઞાન થાય છે. વાંચો मुण्डको०-२-२-४-'प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते । अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ।' कठोपनिषद्-सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति । यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं सङ्ग्रहेण ब्रवीम्योमित्येतद् ॥ एतद्ध्येवाक्षरं ब्रह्म एतदेवाक्षरं परम् । एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ।" छान्दोग्योपनिषद्-ओमित्येतदक्षरमुद्गीथमुपासीत ।

तेभ्यः अधिगन्तुम्—જેની પાસેથી શીખવાનું આવે તે પંચમીમાં આવે (आख्यातोपयोगे पा. १-४-२९ પ્રમાણે) निगमान्तविद्या-वेदान्त विद्या निगम= વેદ 'श्रुतिर्वेदः पुरं वेदो निगमाः' इत्यमरः वेद વ્યાસ કરીને મંત્રો અને 'બ્રાહ્મણ'નો બનેલો છે. છેલ્લો ભાગ 'આરણ્યક'નો છે. 'આરણ્યક'માં ઉપનિષદ આવે છે. ઉપનિષદમાં બ્રહ્મજ્ઞાન હોય છે. ઉપનિષદના જ્ઞાનને वेदान्त विद्या કહે છે વાંચો-मुण्डकोपनिषद्-'वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः । श्वेताश्वतरोपनिषद्- वेदान्ते परमं गुह्यं पुराकल्पे प्रचोदितम् । नाप्रशान्ताय दातव्यं नापुत्रायाशिष्याय वा पुनः ॥

૩-૧

**पुराण०**--पुराणश्चासौ ब्रह्मवादी च तम् ब्रह्म वदतीति ब्रह्मवादिन्. વાંચો—શ્વેતાશ્વતરોપનિષદ્-ब्रह्मवादिनो वदन्ति । किं कारणं ब्रह्म कुतः स्म जाताः । जीवाम केन क्व च सम्प्रतिष्ठाः प्राचेतसम्-वाल्मीकिम्-તે પ્રચેતસનો દસમો પુત્ર હતો. વાંચો उत्तरकाण्ड-'प्रचेतसोऽहं दशमः पुत्रो राघवनन्दन।' ब्रह्म०-पारस्य अयनम् पारायणं ब्रह्मणः पारायणम्—બ્રહ્મવિદ્યાના સંપૂર્ણ અભ્યાસ માટે.

૩-૫

**सर्वप्रका०**—सर्वप्रकारैः अद्भुतम्—બધા પ્રકારે અદ્ભુત. स्तन्य०—स्तन्य, तस्य त्यागः, स मात्रा यस्मिन्०, त्यागमात्रकम् (बहु०)

૩-૭

**उपस्नेहयति**—स्नेह् ઉપરથી નામધાતુ.

૩-૧૩

**धात्रीकर्मतः**--ધાત્રીકર્મથી માંડીને. છોકરાઓ એટલા બધા નાની ઉંમરના હતા કે વાલ્મીકિને એમને માટે ધાત્રીની ફરજે પણ બજાવવી પડતી. અહીં धात्रीकर्मवस्तुतः એવો પાઠ છે. धात्रीकर्मैव वस्तु, तत्र પણ અહીં वस्तु શબ્દને અગત્ય નથી. 'કાળે' धात्रीवर्गं वस्तुतः (ખરેખરું ધાત્રીકર્મ સ્વીકારીને) પાઠ લે છે, આ પાઠ સ્પષ્ટ અને સુગમ છે.

૩-૧૪

**निवृत्तचौलकर्म**--निवृत्तं चौलकर्म येषां तयोः—જેનું 'ચૂડાકર્મ' થઈ ગયું છે તેવા. चौलकर्म—ચૂડાકરણ સંસ્કાર. બાળકના પહેલવહેલા વાળ ઉતારવા તે. પહેલે, ત્રીજે કે પાંચમે વર્ષે વાળ ઉતારવામાં આવે છે. વાંચો मनु०—चूडाकर्म द्विजातीनां सर्वेषामेव धर्मतः । प्रथमेऽब्दे तृतीये वा कर्तव्यं श्रुतिचोदनात् ॥ 'गृह्यसूत्र'માં आश्वलायन-तृतीये वर्षे चौलं यथाकुलधर्मं वा અહીં वृत्तचूडौ પાઠ છે. वृत्ता चूडा ययो પણ અર્થ એક જ છે.

**त्रय्यो०**-त्रयी એટલે ત્રણ વેદ—ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ. ક્યાં

वर्जविद्या=त्रयीवर्जम् इतरास्तिस्रो वद्याः–ઉપનયન સંસ્કાર ન થયા હોય ત્યાં સુધી બ્રાહ્મણને વેદ ભણવાનો અધિકાર હોતો નથી. તેથી વેદ સિવાયની બીજી બધી વિદ્યા ઉપનયન પહેલાં શિખવાડવામાં આવતી. રાજનીતિશાસ્ત્રમાં રાજાઓએ ચાર વિદ્યા ભણવી જોઈએ એમ કહ્યું છે. દાખલો 'કામન્દકીય નીતિસાર'–आन्वीक्षिकी त्रयी वार्ता दण्डनीतिश्च शाश्वता विद्याश्चतस्र एवैता योगक्षेमाय देहिनाम् ॥ एकैव दण्डनीतिस्तु विद्येत्यौशनसी स्थितिः ॥... विद्याश्चतस्र एवैता इति नो गुरुदर्शनम् ॥ આમ ઉપનયન પહેલાં ત્રયી શિખવાની ન હોવાથી આ છોકરાઓને પણ બીજી ત્રણ વિદ્યા શિખવાડવામાં આવી આન્વીક્ષિકી–આત્મવિદ્યા વાર્તા–કૃષિશાસ્ત્ર (ખેતીવાડીને લગતું શાસ્ત્ર) दण्डनीति–રાજ્યશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર 'કામન્દક' ત્રયીમાં એકલા વેદ નહિ પણ વેદાંગ અને પુરાણોનો પણ સમાવેશ કરે છે. अङ्गानि वेदाश्चत्वारो मीमांसा न्यायविस्तरः । धर्मशास्त्रं पुराणं च त्रयीदं सर्वमुच्यते ॥ કેટલેક ઠેકાણે तिस्रः ને બદલે इतराः પાઠ છે. તેમ હોય ત્યારે ચૌદ વિદ્યા લેવાની. पुराणन्याय मीमांसाधर्मशास्त्राङ्गमिश्रिताः । वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥ (૪ વેદ, ૬ વેદાંગ, તથા પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર) सावधानेन परिनिष्ठापिताः–अवधानेन सह सावधानेन–ધ્યાનથી, કાળજીથી, परिनिष्ठापिताः– निष्ठा ઉપરથી નામધાતુ निष्ठापयति નું ક. ભૂ. કૃ. અથવા स्था + परि અને नि નુ પ્રેરક ક. ભૂ. કૃ. परिनिष्ठापितौ શબ્દ ન લેવો પડે માટે परिपाठितौ પાઠ સુધારો કરેલો છે

૩-૬૫

गर्भैकादशे–અભિયાન્મે વર્ષે ક્ષત્રિયનું જનોઈ કરવાનું કહ્યું છે. ૧ લો મનુ૦-गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनयनम् गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे वैश्य ॥ લવ અને કુશ ક્ષત્રિય વંશના હતા તેથી તેમને અગિયારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યા. कल्पेन–વિધિથી. 'कल्पे विधिक्रमौ' इत्यम મનુસ્મૃતિ પ્રમાણે ક્ષત્રિય બ્રહ્મચારીને મૌંજીમેખલા, શણસૂત્ર, વસ્ત્રો ને ખદિરનો દંડ. गुरुणा–ઉપનયન સંસ્કાર કરીને જે વેદ ભણાવે તે ગુરુ કહેવાય. વાંચો યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ—उपनीय गुरुः शिष्यं महाव्याहृतिपूर्वकम् । वेदमध्यापयेदेन शौचाचारांश्च शिक्षयन् ।

૩-૧૬

**अति प्रदीप्त०**—अतिप्रदीप्ते प्रज्ञा मेधा च ययो–અત્યંત તેજસ્વી પ્રજ્ઞા અને મેધાવાળા. अस्मदादिः–अहं आदिः यस्य–મારા જેવા.

શ્લોક ૪

અન્વય—यथैव प्राज्ञे तथा जडे गुरुः विद्यां वितरति । तयोः ग्रहणे शक्तिं न तु करोति वा अपहन्ति । फलं प्रति च पुनः भूयान् भेदः भवति, तद् यथा—बिम्बग्राहे शुचिः मणिः प्रभवति, मृदां चयः न । (ध्रुवणी)

मृदादयः પાઠફેર કરતાં मृदां चयः પાઠ વધારે સારો છે. बिम्बग्राहे અને बिम्बोद्ग्राहे માં ફેર નથી.

આત્રેયી કહે છે કે ગુરુ તો કંઈ પક્ષાપક્ષી કરતા નથી. તે તો હુંશિયારને અને જડ વિદ્યાર્થીને, બન્નેને સરખું જ શિખવાડે છે. ગુરુ એવું પણ નથી કરતા કે હુંશિયાર વિદ્યાર્થીને વધારે શક્તિ આપે છે અને જડ વિદ્યાર્થીની શક્તિ લઈ લે છે. પણ ફળમાં બહુ મોટો ફેર પડી જાય છે. હુંશિયાર વિદ્યાર્થી ગુરુએ આપેલી વિદ્યા સમજીને આગળ આવે છે જ્યારે જડ એમને એમ રહે છે.

અહીં એક દૃષ્ટાન્ત આપે છે. પ્રતિબિમ્બ તો મણિ અને માટીનું ઢેફું એ બન્ને ઉપર એક સરખું જ પડે છે. વળી એમ પણ નથી કે મણિમાં તે ગ્રહણ કરવાની શક્તિ વધારે આપે છે. જ્યારે માટીના ઢેફામાંથી તે લઈ લે છે. પણ ફળમાં કેટલો ફેર! પ્રતિબિમ્બ ગ્રહણ કરવા માટે મણિ જ શક્તિમાન થાય છે, માટીનું ઢેફું નહિ. તેવી જ રીતે. વિદ્યાર્થીઓની બાબતમાં સમજવાનું. આમ અહીં વિશેષ ઉક્તિનું વિશેષ ઉક્તિ દ્વારા સમર્થન થયું હોવાથી દૃષ્ટાન્ત અલંકાર છે.

સરખાવો— माल०-पात्रविशेषे न्यस्तं गुणान्तरं व्रजति शिल्पमाधातुः । पय इव समुद्रशुक्तौ मुक्ताफलतां पयोदस्य ॥; रघु०-३-२९-क्रिया हि वस्तूपहिता प्रसीदति ॥. मुद्रा०-चीयते बालिशस्यापि सत्क्षेत्रपतिता कृषिः । न शालेः स्तम्बकरिता वप्तुर्गुणमपेक्षते ॥

४-४

माध्यंदिन०-બપોરના સ્નાન માટે. પહેલાં દિવસમાં ત્રણ વખત સ્નાન કરવામાં આવતું प्रातःसवन, माध्यंदिनसवन અને तृतीयसवन. જુઓ છાંદોગ્યોપનિષદ-ब्रह्मवादिनो वदन्ति यद्वसूनां प्रातःसवनं रुद्राणां माध्यन्दिनं सवनं

मादित्यानां च विश्वेषां देवानां तृतीयसवनम् ॥; બાલકાંડ ૧૪ अभिपूज्य तदा हृष्टाः सर्वे चक्रुर्यथाविधि । प्रातःसवनपूर्वाणि कर्माणि मुनिपुङ्गवाः ॥ ऐन्द्रश्च विधिवद्दत्तो राजा चाभिषुतोऽनघः । मध्यंदिनं च सवनं प्रावर्तत यथाक्रमम् ॥ तृतीयसवनं चैव राज्ञोऽस्य सुमहात्मनः ।

૪–૫

**युग्मचारिणोः**—युग्मेन चरतः ક્રૌન્ચ પક્ષિનું યુગલ હંમેશ સાથે જ ફરે છે. आकस्मिक०–आकस्मिकः प्रत्यवभासः यस्याः એકાએક આવિર્ભાવ પામતી.

૪–૬

**अव्यतिकीर्णाम्**–શુદ્ધ, દોષરહિત. અહીં अव्यतिकीर्णवर्णाम् પાઠફેર છે. अव्यतिकीर्णाः वर्णाः यस्याः–દોષ રહિત (શુદ્ધ) અક્ષરોવાળી. परिणताम् ને બદલે परिच्छिन्नाम् પાઠફેર છે. परिच्छिन्नाम्–અમુક ચોક્કસ છંદમાં મૂકેલી. अभ्युदैरयत्–આવિર્ભાવ પામી. ईर् (દસમો ગણ) + अभि + उद् નું હ્ય. ભૂ. કા (लङ्) ત્રી. પુ. એ. વ.

શ્લોક ૫

અ-વય-(हे) निषाद त्वं शाश्वतीः समाः प्रतिष्ठां मा अगमः यत् क्रौञ्चमिथुनात् एकं काममोहितं अवधीः । (અનુષ્ટુભ)

**प्रतिष्ठां**-પ્રતિષ્ઠા. કીર્તિ. शाश्वतीः समाः–શાશ્વત કાળ સુધી. અનંત વર્ષો સુધી. સમય બતાવે એ માટે દ્વિતીયા વિભક્તિ છે. 'कालाध्वनोरत्यन्तसंयोगे' (पा. २-३-५) પ્રમાણે દ્વિતીયા વિભક્તિ થઈ. मा अगमः-अगमः-गम् નું અદ્યતન ભૂત કા. (लुङ्) બી. પુ. એ. વ. જ્યારે 'मा' એની આગળ હોય ત્યારે अगमः ના अ નો લોપ થાય. અહીં પાણિનિનો એ નિયમ સચવાયો નથી. આમ अ રાખવામાં આવ્યો છે તે आर्ष છે. આ

આ શ્લોક રામને લાગુ પડે તેવી રીતે પણ સમજાવ્યો છે. मानिषाद=રામ [मा–લક્ષ્મી–સીતા (લક્ષ્મીનો અવતાર), निषीदति अस्मिन्–લક્ષ્મી જેમાં છે તે–રામ) (રામને વિષ્ણુનો અવતાર કહ્યા છે) ] क्रौञ्चमिथुन–વાલી અને તારા અથવા રાવણ અને મંદોદરી સીતા માટે રાવણ કામમોહિત થયો હતો. વાંચો–'मा लक्ष्मीर्निषीदति अस्मिन् इति मानिषाद यत् यस्मात् क्रौञ्चमिथुनाद् मन्दोदरीरावणरूपादेकं रावणं काममोहितं अवधीः हतवानसि; तस्मात् त्वं शाश्वतीः समाः अनेकान्संवत्सरान् अद्वितीयां प्रतिष्ठामखण्डैश्वर्यानन्दावाप्तिम् अगमः प्राप्नुहि।' કેટલાક मानिषाद=રાવણ લે છે. વાંચો–नितरां सादयति पीडयति इति रावण, तस्य सम्बुद्धिर्हे निषाद रावण। यत् यस्मात् क्रौञ्चमिथुनाद्। अरूपी भायार्यमुख्ये पचाद्यच्। कुञ्चम्। ततः स्वार्थिकोऽण्। क्रौञ्चम्। राज्यक्षयवनवासादिदु सादत्वकृशीभूतं. यन्मिथुनं सीतारामरूपं तस्मादेकं सीतारूपं यस्मात्त्वधीः यथाभ्यधिकपीडां प्रापितवानसि, तस्मात्त्वं प्रतिष्ठां . अतः स्थिरं मा गमः (વાંચો કાણે પૃ ૫૬) "પત્ની વિયોગનો ભૃગુએ આપેલો શાપ ચરિતાર્થ કરવા અને નારદ પાસેથી પોતાના ગુણ વાલ્મીકિએ સાંભળેલા તો પછી પોતાના ચરિત્રમાં કરુણ રસ પ્રધાન કાર્ય અર્પિતું કરુણ ચિત્તવૃત્તિ ગુણરાની ઇચ્છાથી રામ પોતે જ પારધી થઈને ક્રૌન્ચ રૂપી રાક્ષસનો વધ કરે છે અને સીતા વિયોગનો શાપ પામે છે."

अवधीः—वध् નું અદ્યતન ભૂતકાળ ( लुङ् ) બી. પુ. એ. વ. આ શ્લોક રામાયણ બાલકાંડમાં આવે છે. રામાયણ પોતે કહે છે કે ક્રૌન્ચ પક્ષીના મૃત્યુથી ઉદ્ભવેલો વાલ્મીકિનો શોક શ્લોકમાં પરિણમીને બહાર આવ્યો. શોક શ્લોક રૂપે કાવ્યવાણી દ્વારા જ બહાર આવ્યો. વાંચો બાલકાંડ पादबद्धोऽक्षरसमस्तन्त्रीलयसमन्वितः। शोकार्तस्य प्रवृत्तो मे श्लोको भवतु नान्यथा ॥...समाक्षरैश्चतुर्भिर्यः पादैर्गीतो महर्षिणा। सोऽनुव्याहरणाद्भूयः शोकः श्लोकत्वमागतः। तस्य बुद्धिरियं जाता महर्षेर्भावितात्मनः। कृत्स्नं रामायणं काव्यमीदृशैः करवाण्यहम् ॥

ધ્વન્યાલોકમાં પણ આ વિશે નીચેની કારિકા અને વૃત્તિ છે. વાંચો काव्यस्यात्मा स एवार्थस्तथा चादिकवेः पुरा। क्रौञ्चद्वन्द्ववियोगोत्थः शोकः श्लोकत्वमागतः ॥ विविधवाच्यवाचकरचनाप्रपञ्चचारुणः काव्यस्य स एवार्थः सारभूतः तथा ह्यादिकवेर्वाल्मीकेः सन्निहितसहचरीविरहकातरक्रौञ्चाक्रन्दजनितः शोक एव श्लोकतया परिणतः 'मा निषाद'...ઇ.

५-१

**आम्नायादन्यो०**-आम्नाय-વેદ 'श्रुतिः स्त्री वेद आम्नायस्त्रयी धर्मस्तु तद्विधिः' વેદમાં ગાયત્રી, ત્રિષ્ટુભ, જગતી વગેરે છંદો હોય છે. વેદમાં પણ અનુષ્ટુભ દેખાય છે ખરો પણ તે ભાગ્યે જ વપરાય છે અને તેમાં પણ એના નિયમો બરોબર સચવાયા નથી. વેદમાં પણ અનુષ્ટુભના એક ચરણમાં આઠ અક્ષરો હોય છે. છતાં તેમાં સંસ્કૃત સાહિત્યમાં દેખાતા અનુષ્ટુભના લઘુ-ગુરુના નિયમો સચવાયા નથી. श्लोके षष्ठं गुरु ज्ञेयं सर्वत्र लघु पञ्चमम् । द्विचतुःपादयोर्ह्रस्वं सप्तमं दीर्घमन्ययोः ॥ આમ સંસ્કૃત સાહિત્યમાં અનુષ્ટુભમાં હંમેશ છઠ્ઠો ગુરુ, અને પાંચમો લઘુ હોય છે. બીજા અને ચોથા પાદમાં સાતમો લઘુ અને પહેલા તથા ત્રીજામાં ગુરુ હોય છે. 'श्लोके षष्ठं गुरु ज्ञेयं सर्वत्र लघुपञ्चमम् । द्विचतुःपादयोर्ह्रस्वं सप्तमं दीर्घमन्ययो' વેદમાં આટલા નિયમ પણ સચવાયા નથી. જ્યારે વાલ્મીકિએ ઉચ્ચારેલા શ્લોકમાં અને રામાયણમાં બધા નિયમો સચવાયા છે. તેથી જ વાલ્મીકિના એ અનુષ્ટુભ શ્લોકને नूतनश्छन्दसां अवतारः કહ્યો છે. વાલ્મીકિએ પ્રયોજેલો એ અનુષ્ટુભ છંદ વેદ કરતાં કંઇ જુદો અને નવો જ હતો. (વાંચો કાણે પૃ ૫૭)

५-२

**आविर्भूत०**-आविर्भूतं शब्दब्रह्मणः प्रकाशः यस्मिन्-(૧) જેમનામાં શબ્દ રૂપી બ્રહ્મનો પ્રકાશ આવિર્ભૂત થયો હતો અથવા (૨) જેમના દ્વારા શબ્દ રૂપી બ્રહ્મનો પ્રકાશ આવિર્ભૂત થયો હતો.

શબ્દ દ્વારા જ શાશ્વત બ્રહ્મ સમજી શકાય છે. શબ્દ પોતે જ અદૃશ્ય બ્રહ્મનું દૃશ્યમાન સ્વરૂપ છે. ઉપનિષદમાં કહ્યું છે કે વેદ વગેરે બ્રહ્મના નિશ્વાસરૂપ છે "अस्य महतो भूतस्य निश्वसितमेतदृग्वेदो...ई." વળી વાક્યપદીયનો પહેલો જ શ્લોક—'अनादिनिधनं ब्रह्म शब्दतत्त्वं यदक्षरम् । विवर्ततेऽर्थभावेन प्रक्रिया जगतो यतः ।' બ્રહ્મને પરમ જ્યોતિ પણ કહ્યું છે. વળી કઠોપનિષદ-'तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति'

५–३

भूतभावन.—भूतानि भावयतीति-પ્રાણીઓને સર્જનાર पद्मयोनि पद्म योनि यस्य स-બ્રહ્મા કહે છે કે વિષ્ણુની નાભિમાં રહેલા કમલમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા. वागात्मनि-वाक् आत्मा यस्य વાણી જેનો આત્મા છે તે.

५–४

अव्याहतज्योति—अव्याहत ज्योति यस्य—ન રોકી શકાય તેવા. आर्ष-ऋषेः इद आर्ष-આર્ષ-ઋષિઓનું વેદમંત્રના ઋષિઓને જેવી દિવ્ય દૃષ્ટિ હતી તેવી દિવ્ય દૃષ્ટિ ધરાવતું. प्रतिमा०-प्रतिमा एव चक्षु-પ્રતિભા ચક્ષુ

પ્રતિભા—प्रतिमा नवनवोन्मेषशालिनी प्रज्ञा । આ પ્રતિભાથી કવિ પોતાના કાવ્યના વિષયોને કોઈ જુદા જ સૌંદર્યમાં જુએ છે અને પોતે જેયેલી રમણીયતાનું સુંદર ભાષામાં વાચકો આગળ સુંદર ચિત્ર ખડું કરે છે આ શક્તિથી કવિ વાચકોના હૃદયમાં રહેલા સુષુપ્ત સંસ્કારો જાગ્રત કરે છે આ શક્તિથી તે વાચક આગળ હંમેશાં નવા રમ્ય અને મનહર સબંધમાં જ વસ્તુઓને એવી રીતે રજૂ કરે છે કે જે સાધારણ માણસોએ કદી વિચાર્યું કે અનુભવ્યું હોતું નથી આ પ્રતિભાથી કવિ હંમેશ કંઈ અસાધારણ તત્ત્વ જુએ છે અને ભાષા દ્વારા એનો બીજાને પણ અનુભવ કરાવે છે પ્રતિભા શક્તિને લીધે કવિ અપૂર્વ વસ્તુ સરજી શકે છે આ પ્રતિભા કાવ્યનું મુખ્ય કારણ છે વાચો—ભટ્ટ તૌત-प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता।, લોચન-"प्रतिभा अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा, રુદ્રટ-कवित्वबीज प्रतिभानम् પ્રતિભા મનુષ્યને જન્મથી જ પૂર્વજન્મના સંસ્કાર રૂપે વરી હોય છે વાગ્ભટ-प्रतिभैव कवीना काव्यकारणम् ।, વામન कवित्वबीज प्रतिभानम् ।, હેમચન્દ્ર-प्रतिभा अस्य हेतुः ।

प्रातिभम् चक्षु પાઠ છે પણ અર્થમાં ફેર નથી चक्षु प्रतिमातु [આંખો ભલે પ્રકાશે અથવા (તેવી) દેખાય] પાઠ સારો નથી

आद्य कवि -વાલ્મીકિને આદિ કવિ કહ્યા છે અને રામાયણને આદિકાવ્ય કહ્યું છે નાનાયણમાં પણ કહ્યું છે—आदिकाव्यमिद चार्ष पुरा वाल्मीकिना कृतम् । ( उत्तरकाण्ड ) આ આખા પ્રસંગમાં ભવભૂતિ રામાયણને

અનુસરે છે. સરખાવો, આનંદરામાયણ—रामस्य चरितं कृत्स्नं कुरु त्वमृषिसत्तम । ...वैदेह्याश्च यद्वृत्तं प्रकाशं यदि वा रहः ॥ तच्चाप्यविदितं सर्वं विदितं ते भविष्यति ॥ न ते वागनृता काव्ये काचिदत्र भविष्यति ॥ - इत्युक्त्वा भगवान् ब्रह्मा तत्रैवान्तरधीयत ॥

૫-૬

વિવર્ત—આ શબ્દ કવિ ત્રીજા અને છઠ્ઠા અંકમાં પણ વાપરે છે. વસ્તુની મૂળ અવસ્થાનો ત્યાગ થયા વિના અન્ય અવસ્થાની પ્રતીતિ થવી તેને વેદાન્તમા વિવર્ત કહે છે. દા. ત. અંધારામાં દોરડાને જોઈને સર્પનો વિચાર આવે તે અહીં સર્પ તે રજ્જુનો વિવર્ત કહેવાય રજ્જુ હેતું તે રહે છે જ્યારે સાચું જ્ઞાન થતાં સર્પની ભ્રાન્તિ દૂર થાય છે. ટૂંકમાં વિવર્ત એટલે મિથ્યા વસ્તુની પ્રતીતિ, ભ્રાન્તિજ્ઞાન, માયા, આભાસ. દર્શન શાસ્ત્રમાં ત્રણ મત પ્રચલિત છે. (૧) આરંભવાદ (૨) પરિણામવાદ (૩) વિવર્તવાદ.

(૧) વૈશેષિકો આરંભવાદમાં માને છે તેઓ જગતની ઉત્પત્તિ પરમાણુમાંથી માને છે. તંતુમાંથી જેમ પટ ઉત્પન્ન થાય છે તેમ આ જગત પણ પરમાણુમાંથી ઉત્પન્ન થયું છે. એમને મતે પરમાણુ જગતનું ઉપાદાન કારણ છે અને તે નિત્ય છે (૨) સાંખ્યમતવાળા પરિણામવાદમાં માને છે. પરિણામ એટલે કારણનુ કાર્યમાં રૂપાતર જેમકે દધિ (દહીં) તે દૂધનું પરિણામ કહેવાય, અહીં મિથ્યાજ્ઞાન નથી પણ દૂધનું દહીંમાં સંપૂર્ણ રૂપાંતર થાય છે. તેમને મતે જગત પ્રકૃતિનું પરિણામ છે. (૩) વિવર્તવાદ પ્રમાણે જગત બ્રહ્મનું વિવર્ત છે, આ મત વેદાન્તીઓનો છે. અદ્વૈતવાદી વેદાન્તી પ્રમાણે બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે ब्रह्म सत्यं जगन्मिथ्या.

આમ વિવર્તવાદ અને પરિણામવાદ એક બીજાથી વિરુદ્ધ છે વળી— "परिणामो नाम वस्तुनो यथार्थतः स्वरूपं परित्यज्य रूपान्तरापत्तिर्यथा दुग्धस्य स्वरूपं परित्यज्य दध्याकारेण परिणमते । विवर्तमानस्तु वस्तुनः स्वरूपापरित्यागेन रूपान्तरेण मिथ्याप्रतीतिर्यथा रज्जुः स्वस्वरूपापरित्यागेन सर्पाकारेण मिथ्या प्रतिभासते ॥ "अवस्थान्तरतापत्तिरेकस्य परिणामिता । स्यात्क्षीरं दधि मृत्कुम्भः सुवर्णं कुण्डलं यथा ॥ अवस्थान्तरभानं तु विवर्तो रज्जुसर्पवत् ।

निरंशेऽप्ययस्यसौ व्योम्नि तलमालिन्यवत्कल्पनात् ततो निरंश आनन्दे विवर्तो जगदिष्यताम् ॥"

વાગ્મી શ્રી મ. ન. દ્વિવેદી (ઉ. ચ. પૃષ્ઠ ૧૩૦)–"વેદાન્તસાર નામના ગ્રંથમાં વિવર્તનું એવું લક્ષણ કહ્યું છે કે वस्तुनः स्वरूपापरित्यागेनस्वरूपांतरेणमिथ्याप्रतीतिः ॥ મૂલ વસ્તુ બ્રહ્મ તે પોતાનું રૂપ તજ્યા વિના ખોટી રીતે અન્ય રૂપે ભાસે તેનું નામ વિવર્તભાવ. જેમ દોરડું પોતાનું રૂપ તજ્યા વિના ખોટી જ રીતે કોઈને સર્પ જેવું ભાસે, તેમ પરમાત્માને વિષે આ વિવર્તભાવ વડે કરીને જગતની મિથ્યા પ્રતીતિ થાય છે. અહીંયાં શબ્દને બ્રહ્મ માન્યો છે, તો શબ્દ બ્રહ્મ તે એક જ તેનામાં વિવર્તભાવે કરીને પુરાણ, ભાગવત, કાવ્ય વગેરે ભાસ માત્ર થાય; તેવા વિવર્ત ભાસમાં અદ્યાપિ લગી રામાયણ એવો ભાસ થયેલો નહિ, તેથી શબ્દ બ્રહ્મના પ્રથમ જ વિવર્તરૂપ રામાયણ એમ લખ્યું છે."

અહીં ભવભૂતિ વિવર્તનો આ મૂળ તાત્વિક અર્થમાં ઉપયોગ કરતા નથી. કવિએ અહીં બ્રહ્મ શબ્દ વાપર્યો છે અને પોતે પોતાનું વેદાન્તનું જ્ઞાન બતાવવા માગે છે તેથી આ શબ્દ ખાસ વાપર્યો છે. અહીં વિવર્ત એટલે કેવળ શબ્દોનું રામાયણ રૂપે રૂપાંતર. કવિ કંઈ અહીં એમ સૂચવવા નથી માગતા કે જેમ સર્પ રજ્જૂની ભ્રાન્તિ છે તેમ રામાયણ પણ શબ્દની મિથ્યા ભ્રાન્તિ છે. એ રીતે જોતાં તો રામાયણ અસત્ય ઠરે.

**इतिहासं**–'इतिहासः पुरावृत्तम्' इत्यमरः [इति ह आसीदत्रेतीतिहासः इतिरेवमर्थे हः किलार्थे' इति क्षीरस्वामी, 'इति ह इति पारम्पर्योपदेशोऽव्ययम्। तदास्ते अस्मिन्निति घञ्'–

વ્યાખ્યાસુધા

અહીં ટૂંકમાં કવિ કહેવા માગે છે કે રામાયણ પહેલું સંસ્કૃત કાવ્ય છે અને કવિના હૃદયમાંથી સીધું આવ્યું છે તેથી વાલ્મીકિ આદિકવિ છે.

૫-૭

**हन्त...मण्डितः संसारः**–'हन्त-हर्षेऽनुकम्पायां वाक्यारम्भविषादयोः' इत्यमरः વનદેવતા કહે છે–તો તો સંસાર શોભાયમાન થયો. અર્થાત્ એ

પુસ્તક જગતનું આભૂષણ બની રહેશે. ગુણગરિમાથી રામાયણ જગતનો અલંકાર છે.

પાઠફેર—व्युत्पन्नः संसारः—રામાયણના પાઠથી બધા પંડિતો થઈ જશે, એ ભાવ છે. અથવા સાહિત્યના ખજાનામાં રામાયણ ઉમેરાવાથી જગતમાં વધારે જ્ઞાન અને ડહાપણ આવશે. પણ આ પાઠ ઉચિત લાગતો નથી.

૫-૮

तत्र हि महानध्ययनप्रत्यूहः इति–વાલ્મીકિએ રામાયણ કાવ્ય સર્જ્યું એને અહીં આત્રેયી અભ્યાસનું બીજું વિઘ્ન ગણાવે છે. કદાચ શ્રી ઉમાશંકરભાઈ સમજાવે છે તે પ્રમાણે એમ પણ હોય કે 'કાવ્ય રચ્યા પછી તેને બીજાઓ આગળ રજૂ કરવા માટે લવવાદી રૂપે કંઠે કરાવવું બાકી રહે છે. કદાચ આદ્યકવિ તેમાં પડયા હોય અથવા તો આગળ ચોથા અંકમાં ભવભૂતિ પોતે જ કહે છે કે રામ કથાનો એક ભાગ વાલ્મીકિએ નાટક રૂપે યોજીને ભરત મુનિને તે ભજવવા માટે મોકલ્યો છે. ઋષિ એ નાટય રચનમાં રોકાયા હોય તો વિદ્યાર્થીઓને બહુ ઓછો સમય આપી શકે.'

૫-૧૫

वत्से–આત્રેયી સીતાને 'બેટા' કહે છે તેથી તે સીતા કરતાં વધારે મોટી હશે. આટલી મોટી ઉંમરે પણ બ્રહ્મ વિદ્યાના અભ્યાસ માટે આત્રેયી હિમાલય પાસેથી તે છેક ગોદાવરી સુધી પ્રવાસ ખેડે છે. સ્ત્રી કેળવણી વિશે ભવભૂતિના પોતાના ખ્યાલો આ ઉપરથી જણાઈ આવે છે

શ્લોક ૬

અન્વય...प्रासङ्गिकीनां कथानां विषयः एष ते स बन्धुवर्गः दृश्यमानः त्वां नामशेषामपि नः प्रत्यक्षदृष्टामिव करोति । (ઉપજાતિ)

वल्लभबन्धु०—પ્રિય બન્ધુવર્ગ. અહીં वल्लभशाखिवर्गः પાઠફેર છે. वल्लभाः તે શાખિનઃ, તેનાં વર્ગ-પ્રિય વૃક્ષોનો સમૂહ. 'કાલે' આ પાઠ રાખે છે. પણ પંચવટી, જનસ્થાન, ગોદાવરી, પ્રસ્રવણ વગેરેનો ઉલ્લેખ હોવાથી અહીં એકલાં વૃક્ષોને જ સીતાના બંધુઓ તરીકે લેવાં ઠીક નથી. ગોદાવરી, પંચવટી, વગેરે બધાં સ્થળો સીતાનાં બંધુઓ છે. તેથી वल्लभबन्धुवर्गः પાઠ

લાગે છે પ્રાસંગિકી-પ્રાસંગિક નામશેષાં-નામઃ શેષઃ યસ્યાઃ-નામશેષ થયેલી. આત્રેયી વાલ્મીકિના આશ્રમેથી આવતી હતી. તેણે સીતાના ત્યાગ વિશેની વાત સાંભળી હશે. તેણે એટલું સાંભળ્યું હશે કે સીતાને જંગલને સીમાડે ત્યજી દેવામાં આવ્યાં હતાં. તે પછી સીતાનું શું થયું તે વિશે એને કશા સમાચાર મળ્યા નહિ હોય. તેથી તે ધારે છે કે સીતા ચોક્કસ મૃત્યુ પામી હશે. તેથી તે નામશેષા કહે છે. જનસ્થાન, પંચવટી, ગોદાવરી, પ્રસ્રવણ, વાસન્તી વગેરે સીતાના પ્રિય બન્ધુ વર્ગને જોઈને આત્રેયીને લાગે છે કે જાણે સીતા પ્રત્યક્ષ રીતે એની સામે ઊભી છે અહીં नामशेषामपि અને प्रत्यक्षदर्शामिव करोति માં વિરોધ છે. જે નામશેષ હોય તે પ્રત્યક્ષ કેવી રીતે દેખાય? પણ વસ્તુતઃ તેમ નથી. સીતાના બંધુવર્ગને જોતાં આત્રેયીને એમ જ લાગે છે કે સીતા જ એની સમક્ષ ઊભી છે. ખરું જોતાં સીતા નથી. આમ વિરોધ છે.

६-१

**વાસન્તી**–અત્યાર સુધી કવિ વનદેવતા શબ્દ વાપરતા હતા. પણ આગળની વાતચીત ઉપરથી હવે બધાને ખબર પડી ગઈ છે કે આ વનદેવતાનું નામ વાસન્તી છે. તેથી અહીંથી કવિ વાસન્તી શબ્દ વાપરે છે. વાસન્તીને તો એટલી જ ખબર હતી કે રાવણને મારીને રામ સીતા સાથે અયોધ્યા પાછા ફર્યાં. સીતાના કલંકની વાતની તથા સીતા ત્યાગની વાસન્તીને ખબર નહોતી. તેથી આત્રેયીએ વાપરેલા નામશેષા શબ્દથી વાસન્તી ચમકે છે.

६-२

**अत्याहितम्**–ભારે આફત. 'अत्याहितं महाभीतिः कर्मजीवानपेक्षि च' -इत्यमरः अत्यन्तमाधीयते तन्निवृत्त्यर्थं मनो दीयते अस्मिन्निति।

६-४

**इति मूर्छति**–સીતા લાંબા સમય સુધી જનસ્થાનમાં રહી હતી તેથી તે સ્થળની વનદેવતા વાસન્તી સીતાની ખાસ સખી હતી. તે સીતાની

ખાસ પ્રશંસક હતી. તેથી તેના વિશેના કલંકની અને તેના ત્યાગની વાત સાંભળી તે મૂર્છા પામે એ સ્વાભાવિક છે.

६-६, ७-

**महाभागा**—महान् भाग: यस्याः निर्माण०-निर्माणस्य અથવા निर्माणे भागः. अलं०-તે કહેવા માગે છે કે તેને સીતાને આમ દુઃખ દેનાર રામ સાથે હવે કંઇ નથી. आर्ये आत्रेयि०-રામના હુકમથી લક્ષ્મણ સીતા સાથે ગયો હતો. ગંગા ઓળંગ્યા પછી આંખમાં આંસુ સાથે લક્ષ્મણે સીતાને કહ્યું કે તેમના કલંકની વાતને લીધે રામે તેમને ત્યજી દીધાં છે અને તેમને વાલ્મીકિના આશ્રમ પાસે છોડી દેવાનું તેમણે કહ્યું છે. ત્યાં સુધી સીતાને તો એમ જ હતું કે દોહદ પૂરવા માટે તેને એકાદ દિવસ ફરવા મોકલી છે આ પછી લક્ષ્મણ સીતાને ત્યાં જ છોડી દઇને પાછો આવે છે.

६-१०

**आर्यारुन्धती०**—आर्यारुन्धतीवसिष्ठाभ्यां अधिष्ठितेषु. રામનો આ નિર્ણય યોગ્ય નથી જ એમ વાસન્તીને લાગે છે. તેથી તે પહેલો પ્રશ્ન એ કરે છે કે એ વખતે વસિષ્ઠ વગેરે વડીલો કયાં હતા ? તેમણે આ નિર્ણય લેવા જ કેમ દીધો ? એ બધા ત્યાં હોય ને આ અનર્થ થાય એ સંભવિત જ નથી. વસિષ્ઠ અને અરુન્ધતી જેવા માર્ગદર્શક હતા છતાં તેમણે કેમ કંઇ ન કહ્યું ? અને જો તેમણે રામને ન રોકયા તો રામની વૃદ્ધ માતાઓ તો હતી જ. તેમણે તો રામને જરૂર રોકવા જોઇતા હતા. વાસંતીને ખાતરી હોય છે કે આ બધા વડીલો હોત તો રામ આ નિર્ણય લઈ જ ન શકત.

પહેલા અંકમાં ભવભૂતિ ખાસ આ બધાને ઋષ્યશૃંગને આશ્રમે યજ્ઞમાં મોકલવાનું વિધાન કરે છે. તેનો અહીં અગત્ય સમજાય છે. આ અનુભવી વૃદ્ધો રામને આવું ક્રૂર પગલું ન ભરવા દેત. લોકોને સંતોષવા તેઓ કંઈ જુદું વિધાન કરત. અહીં ભવભૂતિ સ્પષ્ટ સૂચવે છે કે રામનું આ પગલું અનુભવ વગરનું અને ઉતાવળિયું હતું. કારણ કોઇ વડીલ આવું ન થવા દેત.

આ પછી પણ ભવભૂતિ આને જ સમર્થન આપે છે. સમાચાર સાંભળતાં અરુન્ધતીને નિર્ણય ગમ્યો નથી. તે તો સીતા વગરની અયોધ્યામાં

પશ મૂકવાની પણ ના પાડે છે બીજા વડીલો પણ તેને જ અનુસરે છે. આમ રામના નિર્ણય સાથે કોઈ સંમત નથી કવિ પોતે પણ એથી વિરુદ્ધ છે.

६-१६

वयं स राज्ञा०—પોતાની વહાલી સખી ઉપર આટલા ક્રૂર બનનાર રામનું નામ પણ લેવું વાસન્તીને ગમતુ નથી તેને મન તે હવે ફક્ત રાજા જ રહ્યો છે કારણ તે પોતાની પત્ની પ્રત્યેની ફરજ ભૂલી ગયો છે રઘુવંશમાં સીતાને છોડી દઈને લક્ષ્મણ જવા તૈયાર થાય છે ત્યારે સીતા જે સંદેશો રામને કહાવે છે તેમા પણ તે राजा શબ્દ વાપરે છે—वाच्यस्त्वया मद्वचनात् स राजा । किमा०—कः आचारः यस्य स किमाचारः ।

६-१७

क्रतु —ક્રતુમા પ્રાણીનો વધ ખાસ આવશ્યક છે જ્યારે યજ્ઞમા પ્રાણીનો વધ થાય કે ન પણ થાય. अश्वमेध०-પોતાનું સાર્વભૌમપણું સ્થાપવા આ યજ્ઞ થતો અશ્વ मेध्यते हिंस्यतेऽत्र—લશ્કરથી સુરક્ષિત અશ્વને એક વર્ષ માટે છૂટો મૂકવામાં આવતો પરરાજ્યમા આ ઘોડો પ્રવેશે ત્યારે તે રાજાએ કા તો તાબે થઈ જવુ પડે અથવા લશ્કર જોડે લડવું પડે કોઈ આ ઘોડાને બાંધે તો તેણે પણ લશ્કર જોડે લડવું પડતું અથવા તાબે થઈ જવુ પડતુ જ્યારે વર્ષને અંતે અશ્વ પાછો ફરે ત્યારે બાકીની ક્રિયા થતી અને યજ્ઞ સમાપ્ત થતો

६-१८

द्वा धिक् परिणीतम् अपि—અશ્વમેધ યજ્ઞ પોતાની પત્ની સાથે જ થાય. સીતાને તો ત્યજી દીધા હતા છતાં રામે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો હતો. તેથી વાસન્તી માને છે કે નક્કી રામ ફરીથી કોઈ બીજી સ્રીને પરણ્યા હશે નહિ તો અશ્વમેધ શી રીતે થાય ? સરખાવો રામાયણ બાલકાંડ-૧૪મા૨ ગતા सर्गे यथाशास्त्रं यथाविधि । श्रीमांश्च सह पत्नीभिः राजा दीक्षामुपाविशत् ॥

६-२१

**हिरण्मयी सीताप्रतिकृतिः**–રામે અશ્વમેધ યજ્ઞ શરૂ કર્યો છે છતાં આત્રેયી કહે છે કે તે પરણ્યા નથી. આથી વાસન્તીને પ્રશ્ન થાય છે કે ત્યારે યજ્ઞમાં તેમની સહધર્મચારિણી કોણ ? આત્રેયી કહે છે, "સીતાની સુવર્ણપ્રતિમા" આ વાક્ય રામનો સીતા પ્રત્યેનો ઊંડો અને સ્થિર સ્નેહ બતાવે છે. રામે સીતાને ત્યજ્યાં પણ શા માટે ? એમને શું સીતા માટે સ્નેહ નહોતો ? કે એમને પણ શું લોકોની જેમ સીતા માટે કંઈ શંકા હતી ? એવું કશું જ નહોતું. કેવળ પોતાની પ્રજાને ખુશ રાખવી એને રામ પોતાની પહેલી ફરજ માનતા કેવળ એ ફરજ અદા કરવા જ રામે સીતાને ત્યજ્યાં હતાં. સીતાને છોડે આજે બાર બાર વર્ષ થયાં. પણ હજી પણ રામને સીતા માટે એવો જ સ્નેહ છે કે જેની આપણને ચિત્રદર્શન પ્રસંગ વખતે ઝાંખી થઇ ગઇ હતી. આજે અશ્વમેધ વખતે એ સ્નેહ બધાયે સ્પષ્ટ જોયો તેમણે બીજી કોઈ સ્ત્રીને પરણીને પોતાની સહધર્મચારિણી તરીકે સ્થાન ન આપ્યું તેમને તો એક જ સહધર્મચારિણી હતી. તે ભલે આજે પ્રત્યક્ષ હાજર ન હોય. પણ સીતાની સુવર્ણ પ્રતિમા જ આજે તો રામની સહધર્મચારિણીનું પદ શોભાવે છે. એમનો સીતા પ્રત્યેનો સ્નેહ સહેજ પણ ઓછો થયો નથી. બાર બાર વર્ષે પણ તે જેને નામશેષ માને છે તેની જ સુવર્ણ પ્રતિમા ઘડાવીને પોતાની પાસે પત્ની તરીકે બેસાડે છે.

શ્લોક ૭ (અનુષ્ટુભ)

રામે લોકો ખાતર સીતાને ત્યજ્યાં એમ સાંભળીને સીતાની પ્રિય સખી વાસન્તીને રામ ઉપર તિરસ્કાર ઉપજે છે. તે 'રામ' કે 'રામભદ્ર' શબ્દ નથી વાપરતી પણ કેવળ अथ स **राजा**...એ શબ્દો જ વાપરે છે. આમ તે **राजा** શબ્દ બોલતાં તો બોલી ગઈ પણ જ્યારે તેણે સાંભળ્યું કે રામે ફરી લગ્ન ન કરતાં સીતાની સુવર્ણ પ્રતિમાને જ પોતાની સાથે યજ્ઞમાં સ્થાન આપ્યું છે ત્યારે તેને ખરેખર પસ્તાવો થાય છે. રામ માટેનું તેનું માન ફરીથી તેનામાં ઉદ્‌ભવે છે. હવે તેને નવાઇ લાગે છે કે આવા રામ જેવા પુરુષોને કેવા કહેવા ! એક બાજુ સીતાનો ત્યાગ કરવા જેવી ક્રૂરતા બતાવે છે તેથી તે ખરેખર વજ્ર કરતાં પણ કઠોર છે જ્યારે બીજી તરફ યજ્ઞ વખતે ફરીથી લગ્ન ન કરતાં કેવળ સીતાની સુવર્ણ પ્રતિમાને

જ પત્નીને સ્થાને રાખે છે. આમ આ રીતે એમનું હૃદય ક્રૂરથી પણ કોમળ છે અને કરુણાભર્યું છે. કેમકે એમના હૃદયમાં આજે પણ સીતા માટેનો તેવોને તેવો જ સ્નેહ છે. લોકોત્તર મનુષ્યોનાં હૃદય કોણ પારખી શક્યું છે? પ્રજા પ્રત્યેની રાજા તરીકેની ફરજ અદા કરતી વખતે તેમને સીતાત્યાગ કરવાની જરૂર પડી. એ વખતે તેમણે વજ્ર કરતાં પણ કઠણ હૈયું કરીને સીતાને ત્યજ્યાં પણ બીજી બાજુ સીતા માટેનો સ્નેહ પણ એવોને એવો જ હતો; તેથી જ એમનું હૃદય ફૂલ જેવું કોમળ પણ હતું.

આમ વાસન્તીને થાય છે કે પોતે રામ વિશે કંઈક મત બાંધવામાં ઉતાવળ કરી છે. તે પોતે પણ રામને સમજી શકતી નથી.

लोकोत्तराणां–लोकेषु उत्तराः लोकोत्तराः—લોકોત્તર.

અહીં લોકોત્તરનું ચિત્ત ઉપમેય છે અને તેને વજ્ર અને કુસુમ કે જે ઉપમાન છે તેના કરતાં પણ કઠોર અને કોમળ કહ્યું છે તેથી અહીં **વ્યતિરેક અલંકાર** છે કારણ ઉપમાન કરતાં ઉપમેયનો ઉત્કર્ષ બતાવ્યો છે.

સરખાવો—भर्तृ०-संपत्सु महतां चित्तं भवत्युत्पलकोमलम् । आपत्सु च महाशैलशिलासंघातकर्कशम् ॥ રામાયણમાં પણ સીતાની સુવર્ણપ્રતિમાનો ઉલ્લેખ છે—'काञ्चनीं मम पत्नीं च दीक्षायां ज्ञाश्च कर्मणि ।'

૭-૧

**वामदेव**—રામાયણમાં વસિષ્ઠ સાથે વામદેવનો પણ ઉલ્લેખ આવે છે. વામદેવ પણ ઋષિ હતા અને વસિષ્ઠના ગેરહાજરીમાં યજ્ઞમા વસિષ્ઠનું સ્થાન સંભાળતા હતા. અત્યારે વસિષ્ઠ ઋષ્યશૃંગને આશ્રમે ગયા હતા તેથી વામદેવ જ વસિષ્ઠની જગ્યા સંભાળતા હતા. ઋગ્વેદના ચોથા મંડળમાં લગભગ દરેક મંત્રના વામદેવ ઋષિ છે. वामदेवा०-वामदेवेन अभिमन्त्रितः—વામદેવથી અભિમંત્રિત કરાયેલો. यथाशास्त्रम्-शास्त्रमनतिक्रम्य (अव्यनी)

૭-૨

अवाप्त०—अवाप्तः दिव्यानाम् अस्त्राणां संप्रदायः येन सः (बहु०) દિવ્ય અસ્ત્રોનું પરંપરાગત જ્ઞાન પામેલા. चतु०—चत्वारि अङ्गानि यस्य

तत् चतुरङ्गं, चतुरङ्गं च तत् साधनं च, तेन अन्वितः–ચતુરંગ સેનાથી યુક્ત ચતુરંગ સેના સાથેના. હસ્તિ, અશ્વ, રથ અને પાયદળ એ ચાર પ્રકારનાં લશ્કર હોય છે. साधन–સૈન્ય. વાંચો–साधनं मृतसंस्कारे सैन्ये सिद्धौपधे गतौ इति मेदीनी.

૭-૪

**हन्त मातर्जीवामि**—હજી હમણાં જ વાસંતીએ સાંભળ્યું કે રામે એવી આસન્નપ્રસવા સીતાનો ત્યાગ કર્યો. સહુ ધારે છે કે એને કોઈ હિંસક પ્રાણીએ ફાડી ખાધી હશે. ઉપરાંત રામ ફરી પરણ્યા નથી. એટલે હવે રામસીતાનો વંશ નહિ રહે એમ વાસન્તીને ઘડીભર લાગ્યું હતું. તેથી તે લગભગ મરી જ ગઈ હતી. પણ ફરીથી જ્યારે તેણે સાંભળ્યું કે લક્ષ્મણનો પુત્ર ચન્દ્રકેતુ છે ત્યારે તેનો જીવ હેઠો બેઠો કે હાશ ચાલો રામને સંતાનની ભલે શક્યતા ન હોય પણ લક્ષ્મણને તો સંતાન છે ને! આમ તે અહીં ખુશી થાય છે. અથવા તો બીજી રીતે પણ સમજાવાય કે લક્ષ્મણ જ એને મન એના છોકરા જેવો છે. અને એનો છોકરો મોટો સેનાપતિ થયો! એટલો બધો સમય તે જીવી! આ બધું જોવા સુધી તે જીવી! તેથી તેને આનંદ થાય છે. અથવા ત્રીજી રીતે પણ સમજાવાય કે સીતા વિશેના ખરાબ સમાચાર સાંભળીને તે લગભગ મરી જ ગઈ હતી. પણ જ્યારે લક્ષ્મણનો પુત્ર સેનાપતિ છે એવા સારા સમાચાર તેણે સાંભળ્યા ત્યારે તે જ કહે છે, "હાશ માડી! હું જીવી" આમ આ રુઢિપ્રયોગ પણ હોય. વાંચો શ્રી ઉમાશંકર જોશી. 'जीवामि–મારો જીવ હેઠો બેઠો. દુઃખની વાત સાંભળતાં 'મોઇ હું' એમ બોલી જવાય તેમ સુખની વાત સાંભળતાં 'જીવી ગઇ હું' એવો આ जीवामि ઉદ્‌ગાર હોય. રાય જરા જુદું જ સમજાવે છે. વાસન્તી સીતામાતાને કહે છે કે પહેલાં ઘણી વખત તમે મને કહ્યું હતું કે પુત્રી! ઘણું જીવ; આજે મને જીવવાનું ફળ મળ્યું કે કુમાર લક્ષ્મણની પણ પુત્રપ્રાપ્તિ વિશે સાંભળું છું. હું જીવું છું તેથી મને મોટો આનંદ થયો પણ જો મરી ગઈ હોત તો આવો આનંદ ન થાત. (વાંચો રાય–પૃ. ૩૦–૩૧)

૭-૫

सोरस्ताडम्—उरसः ताडः उरस्ताडः, उरस्ताडेन सह यथा स्यात् तथा (અત્યંત [illegible] કૂટતાં.

७-६

राज्ञापचार०-राज्ञ अपचार-રાજાનો દોષ अन्तरेण દ્વિતીયા લે છે અહીં ભવભૂતિ રામાયણથી જુદા પડે છે અહીં આ અકાળ મૃત્યુ માટે રામ પોતે જ પોતાનો દોષ જુએ છે, જ્યારે રામાયણમાં બ્રાહ્મણ જ આ દોષ રામ ઉપર ઢોળે છે. રામાયણમા રામ પોતે પણ કહે છે કે બ્રાહ્મણના શબ્દો સાચા છે [વધુ માટે જુઓ આ પુસ્તકની પ્રસ્તાવના]

૬-૮

अशरीरिणी वाग् અહીં પણ ભવભૂતિ રામાયણથી જુદા પડે છે અહીં અદૃશ્ય વાણી દ્વારા બ્રાહ્મણના છોકરાના મૃત્યુનું કારણ સમજાય છે, જ્યારે રામાયણમા નારદ આ બ્રાહ્મણના છોકરાના મૃત્યુનુ કારણ કહે છે જુઓ उत्तरकाण्ड ૭૪ રઘુવંશમાં गुढरूपा सरस्वती દ્વારા રામ જાણે છે વાંચો रघु० १४-४६

શ્લોક ૮ (અનુષ્ટુભ)

वृषल-શૂદ્ર વાંચો शूद्राश्चावरवर्णाश्च वृषलाश्च जघन्यजाः इत्यमर शीर्ष च्छेद्य शीर्षच्छेद अर्हतीति (शीर्षच्छेदाद्यच पा ५-१-६५ પ્રમાણે) ધર્મશાસ્ત્રકારો પ્રમાણે કોઈ પણ શૂદ્રને તપશ્ચર્યા કરવાનો કે વેદ ભણવાનો અધિકાર નહોતો શૂદ્રોને તો ફક્ત ત્રણ વર્ણની સેવા કરવાનો જ અધિકાર હતો જો આ નિયમનો ભંગ કરે તો તે અધર્મ લેખાતો શંબુક જેવા શૂદ્ર તપસ્વીનો વધ કરવો એ પણ એક પુણ્ય મનાતુ રઘુવંશમાં પણ શંબૂકને શીર્ષચ્છેદ કર્યો છે. વાંચો रघु० १५-५१ વાંચો मनु०-विप्रसेवैव शूद्रस्य विशिष्ट कर्म कीर्त्यते । यदतोऽन्यद्धि कुरुते तद्भवत्यस्य निष्फलम् ॥

૮-૧

आकृष्ट०-आकृष्ट कृपाण पाणौ यस्य-જેના હાથમાં ખેંચેલી તરવાર હતી તેવા । दश-दिशाओ विदिश-ચાર ખૂણા-ઈશાન અગ્નિ વાયવ્ય અને નૈઋત્ય पुष्पक-આ પુષ્પક વિમાન મૂળ કુબેરનું હતુ પણ રાવણ તેમની પાસેથી તે પડાવી લઈ ગયો હતો રાવણનો વિનાશ કર્યા પછી રામે તેને

કુબેર પાસે પાછું મોકલ્યું હતું અને કહ્યું હતું કે જ્યારે તેને યાદ કરવામાં આવે ત્યારે સેવામાં ઉપસ્થિત થવું.

૮-૩

धूमप–ધૂમાડો પીનાર, અર્થાત્ તપ માટે ધૂમાડો શ્વાસમાં લેતો હશે. આ માટે તે ઊંધે માથે નીચે લટકતો હશે. વાંચો રામાયણ ઉત્તરકાંડ–૭૫–૧૧–तस्मिन् सरसि तप्यन्तं तापसं सुमहत्तपः । ददर्श राघवः श्रीमांल्लम्बमानमधोमुखम् ॥

अपि नाम–સીતાની સુવર્ણ પ્રતિમાની વાત સાંભળી હવે વાસન્તી રામ પ્રત્યે કંઈક નરમ થતી જાય છે. કોઈ શમ્બૂક નામનો શૂદ્ર તપસ્વી આ જ વનમાં તપ કરે છે. તેથી વાસન્તીને થાય છે કે રામ કદાચ આ વનમાં ફરી એક વખત આવશે. હવે તે એનું વહાલું નામ 'રામભદ્ર' વાપરે છે કારણ તેને રામના સીતા પ્રત્યેના સ્થિર અને સાચા પ્રેમની પ્રતીતિ થઈ ગઈ છે. એ રાજા તરીકેની ફરજ બજાવવા ભલે આવે પણ વાસન્તી તો એના 'રામભદ્ર'નો જ વિચાર કરે છે. તેને સ્વાભાવિક રીતે થાય જ કે સીતા ત્યાગ પછી પણ બાર બાર વરસ થયાં છતાં હજી સુધી સીતા માટે એવો જ સ્નેહ ધારતા રામભદ્ર હવે આટલે વખતે કેવા થઈ ગયા હશે!

अपि नाम બે બાબત બતાવે છે. એક તો બોલનાર ઇચ્છે કે પોતાની અમુક ઇચ્છીત બાબત બને. બીજું એ બતાવે છે કે એ ઇચ્છીત વસ્તુ જરૂર બનવાની જ. વ ચો-अपि नाम कुलपतेरियमुत्तरगर्भसंभवा स्यात् ।

શ્લોક ૯

અન્વય–छाया० कूजन्० कूले कुलायद्रुमाः धर्मस्रंसितवन्धनैः कण्डूलद्विप० सम्पातिभिः स्वकुसुमैः गोदावरीं अर्चन्ति । (શાર્દૂલવિક્રીડિતમ્)

कूले कुलायद्रुमाः गोदावरीं अर्चन्ति–આ મુખ્ય વાક્ય છે. छाया० અને कूजत्० એ બે कुलायद्रुमाः ના વિશેષણો છે. જ્યારે બાકીનાં ફૂલનાં વિશેષણો છે.

कण्डूल०–આ ફૂલનું વિશેષણ છે. कण्डूलानां (હાથીનાં સમણાં) कषणात् (ઘસાવાથી) आकम्पेन (હાલી જવાને લીધે) संपातिभिः–પડી ગયેલાં. હાથીઓ

વૃક્ષો ઉપર તેમનાં લમણાં ઘસતા. તેથી વૃક્ષો હાલી જતાં અને તેથી ફૂલ પડી જતાં. उत्कम्पेन પાઠફેર છે.

घर्म०—આ પણ ફૂલનું વિશેષણ છે. घर्मेण (निदाघेन) (તાપને લીધે) शथितं बन्धनं येषाम् (મૂળમાંથી છૂટી પડેલાં)

छाया०—छायायां (છાયામાં) अपस्किरमाणाः (જમીન ખોદતાં) विच्छिराः (પંખીઓએ) तेषां (તેમની) मुखैः (ચાંચ વડે) व्याकृष्टाः कीटाः याभ्यः ताः (જેમાંથી કીડા-કીટા ખેંચી કાઢ્યા છે વ્યાકૃષ્ટા તેવી) त्वचः येषाम् (છાલવાળાં) (बहु०) આ વૃક્ષોનું વિશેષણ છે. अपस्किरमाण-कृ (છઠ્ઠો ગણ)+ अप નું વર્તમાન કૃદંત.

कूजत्०–कूजन्ति (કૂજે છે) क्लान्तानि (થાકેલા) कपोतानां (કબૂતરનાં) कुक्कुटानां च (અને કૂકડાઓનાં) कुलानि (ટોળાં) येषु (बहु०) જેમાં થાકેલાં કબૂતરનાં અને કૂકડાઓનાં ટોળાં કૂજે છે તેવાં. આ પણ વૃક્ષોનું વિશેષણ છે

कुलाय०—कुलाययुक्ताः द्रुमाः (મધ્યમપદલોપી સમાસ). માળાવાળાં વૃક્ષો. कुलाय—માળો. વાંચો कुलायो नीडमस्त्रियाम् इत्यमरः

અહીં પ્રચંડ ગરમીની અસર બતાવી છે. પંખીઓ જમીન ખોદે છે પણ તે છાયડામાં. તાપને લીધે કબૂતરો અને કૂકડાઓ પણ વૃક્ષ ઉપર આવી ગયા છે. હાથીઓ બપોરનો ચારો ચરીને છાંયડામાં આવી ગણ્ડસ્થલ ખંજવાળે છે. તાપને લીધે પણ કેટલાંક ફૂલો મૂળમાંથી ઊખડી ઊખડીને નીચે પડે છે. "આમ વાસન્તી સૂચવે છે કે જ્યારે પશુ, પંખી અને વનસ્પતિ ઉપર તાપની આવી પ્રચંડ અસર થઈ છે ત્યારે આટલા તાપમાં આત્રેયીનું શું ગજું? અર્થાત્ તેણે બહુ સંભાળીને જવું એમ અહીં સૂચન છે." (વાંચો રાય-પૃ ૩૭)

અહીં પહેલી અને છેલ્લી લીટીનો અનુપ્રાસ નોંધો. ઉપરાંત આ શ્લોકમાં જમીન ખોદતા અને છાલમાંથી કીડા ખેંચી કાઢતાં પંખીઓનું સુંદર હૃબહૂ વર્ણન છે. તેથી સ્વભાવોક્તિ અલંકાર છે.

९-२

शुद्ध विष्कम्भक—જુઓ આ પુસ્તકનું પરિશિષ્ટ.
દશ્ય ૧—મુખ્યદશ્ય

[પુષ્પકમાં બેઠેલા રામ પ્રવેશ કરે છે. તે તપ કરતા શૂદ્ર મુનિ શમ્બૂક પાસે આવી પહોંચે છે. તેના ઉપર તલવાર ચલાવતાં તે થડીક ખચકાય છે. પણ તે પોતાને જ ઉદ્દેશીને કહે છે કે રામ એટલે મૂર્તિમંત ક્રૂરતા કેમકે એમણે સીતાને ત્યજી. એવા ક્રૂર રામનું અંગ એવો જમણો હાથ આ મુનિને મારવામાં કેમ ખચકાઈ શકે ? આમ તે શમ્બૂકને મારે છે. શમ્બૂક મૃત્યુ પામે છે. પણ તેને રામ પુણ્યલોકમાં મોકલે છે. શંબૂક પ્રણામ કરતાં પોતાની જાતને ધન્ય માને છે કે જે પ્રભુને શોધવા મનુષ્યો ભક્તિ કરે છે તે મને શોધતા અહીં છેક અયોધ્યાથી દંડકાવનમાં આવ્યા.

આમ રામને દંડકારણ્યની યાદ આવે છે. દંડકા અને જનસ્થાનની યાદ આવતાં રામના મનમાં સીતાની યાદ આવે છે. એ જ આ સ્થળો કે જ્યાં સીતા સાથે તેમણે વનવાસનો કપરો સમય ઘણા આનંદથી ગાળ્યો હતો. આ ઘોર વનમાં તે મારી સાથે રહી ! આ પછી શંબૂક અધ્યવન બતાવે છે. શમ્બૂક અગસ્ત્ય મુનિને પ્રણામ કરવા જાય છે. પણ—

રામ નથી જઈ શકતા. આ વનની સાથે કેટકેટલી મીઠી યાદ સંકળાયેલી છે! આ તે જ વન કે જ્યાં અમે આરણ્યક અને ગૃહસ્થજીવન સાથે ગાળ્યું હતું. આ તે જ ગિરિ પ્રસ્રવણ. તે જ ગોદાવરી નદી. અને એ જ પેલી પંચવટી. આ સ્થળો જોતાં ત્યાં ગાળેલા સુખી દિવસો રામને યાદ આવે છે. સાથે જ સીતાની મૂર્તિ એની સામે ઝિલમિલાતી આવે છે. આ સ્થળો જોતાં એનો શોક અતિશય વધી પડે છે. પણ રામને એમાં કંઈક સુખ મળે છે તેથી તે એ સ્થળો જોયા સિવાય જઈ શકતા નથી પંચવટીને તે રામ શી રીતે જોઈ શકે ? અથવા તેને પ્રણામ કર્યા વગર તે જઈ પણ કેવી રીતે શકે ?

એટલામાં શમ્બૂક દ્વારા અગસ્ત્યનો સંદેશો આવે છે કે રામે એમનું આતિથ્ય સ્વીકારીને પછી જવું. આથી પંચવટીને દૂરથી જ પ્રણામ કરીને રામ અગસ્ત્યના આશ્રમે જાય છે ]

૯-૩

**सद्यो०**—सद्यं उत्खात: खड्गः येन

**શ્લોક ૧૦**

**અન્વય**—रे दक्षिण हस्त ! मृतस्य द्विजस्य शिशोः जीवातवे शूद्रमुनौ कृपाणम् विसृज । निर्भरगर्भखिन्नसीताविवासनपटोः रामस्य गात्रमसि । ते करुणा कुतः ? ( વસંતતિલકા )

**दक्षिण**—આના બે અર્થ થાય-(૧) જમણો હાથ (૨) दक्षिण= વિનયી અહીં રામ ખાસ આ શબ્દપ્રયોગ કરે છે. જે જમણો હાથ દયાળુ હોવો જોઈએ તે આજે दक्षिण મટીને અદક્ષિણ બન્યો છે. તે શૂદ્ર મુનિ તરફ ક્રૂર બન્યો છે. બેલ્વલકર हे हस्त પાઠ રાખે છે.

**जीवातवे**-મૂળ जीवातवे પૈદનું રૂપ છે. અહીં जीवातु ની ચતુર્થી વિભક્તિ છે. जीवातु-જીવનનું ઔષધ जीवातुर्जीवनौषधम् (जीवनायौषधम्-जीवनरक्षोपायः' इति क्षीरस्वामी.

**रामस्य गात्रम्**-'રામ'નું ગાત્ર છે. અહીં શબ્દશક્તિમૂલ ધ્વનિ છે. જે રામે સીતાને ત્યજવાનું ક્રૂરમાં ક્રૂર કાર્ય કર્યું છે તેનું તું ગાત્ર છે તેથી તારે આ અજાણ્યા શૂદ્ર મુનિને મારવામાં સંકોચાવું ન જોઈએ

**निर्भरगर्भ**-निर्भरेण (પૂર્ણ) गर्भेण (ગર્ભથી) खिन्ना (થાકી ગયેલી) सीता तस्याः (સીતાને) विवासने (ત્યજવામાં) पटुः (પટુ) तस्य અહીં दुर्वहगर्भ० (મુશ્કેલીથી ઉપાડાય તેવો...૭) પાઠફેર પણ સારો છે.

રામ શંબૂકને શોધતા તેની પાસે આવે છે. તેને મારવા તે ખડગ ઉગામે છે. પણ જે હાથે અનેક સારાં કામ કર્યાં છે, જે હાથે સીતાનું પાણિગ્રહણ કર્યું છે તે હાથ આ કામ કરતાં અટકી જાય છે. એ હાથથી આટલું બધું નિન્દ્ય કામ કરવાનું ! એક નિર્દોષ તપસ્વીની હત્યા કરવાની ! જે હાથ દક્ષિણ છે તે અદક્ષિણ કેમ બન્યો ! જે હાથ વિનયી અને દયાળુ છે તે નિન્દ્ય માનવતારહિત કામ કરનારો અને આટલો ક્રૂર કેમ બન્યો ! આ વિચારે આ હાથ અટકી જાય છે પણ રામ પોતાને જ ઉદ્દેશીને કહે

છે કે તારે વળી કરુણા કેવી ! આસન્નપ્રસવા અવસ્થામાં સીતાને ત્યજવામાં તું પડ્યુ છે. ક્રૂરમાં ક્રૂર કાર્ય રામે કર્યું છે જે પોતાની પત્નીને એવી અવસ્થામાં ત્યજતાં ન ખચકાયો એ રામને વળી કરુણા કેવી ? એ ઘોર કર્મ આગળ આ તો કંઈ ક્રૂરતા નથી. આ મુનિને મારવાનો છે પણ તે એક મૃત બ્રાહ્મણ પુત્રને જીવાડવાના સારા કામ માટે. તો એમાં ખચકાવું કેવું ? પોતાની નિર્દોષ પત્નીને ત્યજી તો આ તો એક અજાણ્યો માણસ છે.

અહીં રામને બીજી રાજકીય ફરજ બજાવતા જોઈએ છીએ રામે કપરો રાજધર્મ સ્વીકાર્યો છે. રાજગાદીએ આવતાં જ એની કસોટી થઈ ગઈ. પોતાની નિર્દોષ પત્નીને જ ત્યજવાની જરૂર એમને જણાઈ. એ પણ તેમણે કર્યું અને રાજધર્મ બજાવ્યો. આજે બીજી વખત એ જ રાજધર્મ એક નિર્દોષ મુનિની હત્યા માગે છે. ક્રૂરમાં ક્રૂર કર્મ કરી યન્ત્રવત્ થઈ ગયેલા રાજા રામને વળી કરુણા કેવી ! એ કામ કરવા પણ તે તૈયાર થઈ જાય છે પણ–

રાજા રામની સાથે જ પ્રેમાળ રામભદ્ર પણ અહીં મૂર્ત થાય છે. સીતાને ત્યજવાનું ક્રૂર કામ કરી રામનું હૃદય આળું બની ગયું છે. રાજ્યધર્મનું કંઈ કામ આવે ત્યારે તો કેવળ પૂતળાની જેમ જ તેમને એ કાર્ય કરવાનું. નિર્દોષ પત્નીને એવી ક્રૂર રીતે ત્યજી એ વાત રામને આજે બાર બાર વર્ષ થયાં છતાં એવી ને એવી સાલે છે રામ પોતાની જાતને ધિક્કારે છે. બાર બાર વર્ષે પણ એમનો સીતા પ્રત્યે એવો જ સ્થિર પ્રેમ છે.

આજે બાર બાર વર્ષ પછી રામને જોઈએ છીએ. એમના પહેલા જ શબ્દો આપણા મન ઉપર ઊંડી અસર કરે છે. એ કેવળ યન્ત્રની જેમ પોતાની રાજકીય ફરજ બજાવ્યે જાય છે. સીતાને ત્યજવાથી એમને જે કારી ઘા લાગ્યો છે તે હજી બાર બાર વર્ષ થવા છતાં રુઝાયો નથી. જોતાંની સાથે જ રાજા તરીકે અને પ્રેમાળ રામભદ્ર તરીકે રામ આપણા મન ઉપર કંઈ જુદી જ છાપ પાડે છે. રાજા તરીકે અને પ્રેમી તરીકે રામનું કરુણામય પાત્ર આપણને યાદ રહી જાય છે. रे हस्त दक्षिण।, रामस्य गात्रमसि અને सीताविवासनपटोः–આમ શબ્દો તો માત્ર થોડા જ છે. પણ એની પાછળ કેટલું દર્દ છે ! રામની કરુણામય મનોદશા બતાવવા તે પૂરતા છે. રામે સીતા ત્યાગ કર્યો પણ તે પોતાની ઇચ્છા વિરુદ્ધ જ. રામના મન ઉપર એની ગંભીર અસર થઈ છે.

૧૦-૧

**कृत रामसदृशं०** રામને યોગ્ય જ કામ કર્યું છે પહેલાં નિર્દોષ પત્નીને મારી અને હવે નિર્દોષ મુનિને આમ બન્ને કામ સરખા જ ક્રૂર છે કેટલીક વખતે રામને પોતાની મરજી વિરુદ્ધ કાર્ય કરીને પણ રાજકીય ફરજો બજાવવી પડતી સીતાનો પણ તેમની મરજી વિરુદ્ધ ત્યાગ કરવો પડ્યો આ નિર્દોષ મુનિની પણ પોતાની મરજી વિરુદ્ધ જ હત્યા કરવી પડી આમ આગળ કહ્યુ તેમ કેવળ યંત્રની જેમ જ તે રાજકાર્ય કરતા હતા સીતાત્યાગની એમના મન ઉપર આવી સજ્જડ ચોટ લાગી ગઈ હતી.

ટીકાકાર વીરરાઘવ જુદી રીતે સમજાવે છે યથો-रामसदृश कर्म न तु दशरथसदृश कर्म । दशरथो ह्यबुद्धिपूर्वकं शूरतापसवध कृतवान् । तथा च पितु शतगुण पुत्र इत न्यायेन दोषविषय एव न तु गुणविषय इति स्वोपालम्भ इह व्यज्यते ।

**अपि जीवेत् स०**-અદૃષ્ટવાણીએ રામને ખાતરી આપી હતી કે આ મુનિને મારવાથી બ્રાહ્મણ પુત્ર જરૂર જીવશે છતાં રામને શંકા રહે છે કે આ મુનિને માર્યા તો ખરા પણ પેલો બ્રાહ્મણનો પુત્ર જીવતો તો થશે ને? સીતાની બાબતમાં પણ પહેલા અગ્નિએ ક્યા ખાતરી નહોતી આપી? અગ્નિસંયોગથી સીતાનુ નિર્દોષત્વ નિશ્ચિત થઈ ચૂક્યુ હતુ છતાં ધાર્યું આવ્યુ નહિ તેવી રીતે પોતાના ખરાબ નસીબથી કદાચ અહીં પણ એવુ બને કે પેલો બ્રાહ્મણનો છોકરો જીવે નહિ

શ્લોક ૧૧

અન્વય-एष शम्बूक शिरसा ते चरणौ नत । यमादपि दत्ताभय त्वयि दण्डधारे (सति) असौ शिशु सञ्जीवित मम च इयम् ऋद्धि । सत्सङ्गजानि निधनानि अपि तारयन्ति । (વસન્તતિલકા)

**दत्ताभये**-दत्त अभय येन त्वाय दण्डधारे-તમે દંડ ધારણ કર્યો ત્યારે ऋद्धि રિદ્ધિ સરખાવો રામાયણ-यस्मिन्मुहूर्ते काकुत्स्थ शूद्रोऽय विनिपातित । तस्मिन्मुहूर्ते बालोऽसौ जीवेन समयुज्यत ॥ ' सत्सङ्गजानि-सता सङ्ग तस्माज्जायते इति सत्सङ्गजानि

શમ્બૂક પોતે દેવ બનવા માટે તપ કરતો હતો. વાંચો રામાયણ ઉત્તરકાણ્ડ-शूद्रयोन्यां प्रजातोऽस्मि तप उग्रं समास्थितः । देवत्वं प्रार्थये राम सशरीरो महायशः ॥ રામને હાથે મૃત્યુ પામીને તે દિવ્ય પુરુષ થયો એમ આપણે અહીં જ જોઈએ છીએ.

मम चेयमृद्धिः એ વિશેષ ઉક્તિના સમર્થનમાં અહીં છેલ્લી લીટીમાં સામાન્ય ઉક્તિ પ્રયોજી છે તેથી અહીં અર્થાન્તર-ન્યાસ અલંકાર છે.

એક તરફ રામે બ્રાહ્મણના બાળકને જીવાડયો અને યમથી પણ તેનું રક્ષણ કર્યું. જ્યારે બીજી તરફ શૂદ્ર મુનિને મારીને તેને પણ તારે છે. આમ રામ બે વિરુદ્ધ કાર્ય કરે છે-એક તો તે મારી પણ શકે છે અને બીજું તે બ્રાહ્મણ પુત્રને જેમ જીવાડયો તેમ જીવાડી પણ શકે છે.

સરખાવો--किरात १-८-समुन्नयन्भूतिमनार्यसंगमाद्वरं विरोधोऽपि समं महात्मभि. ।

૧૧-૧

द्वयमपि०--બ્રાહ્મણને જીવાડયો તે અને શમ્બૂકને મુક્તિ મળી તે.
શ્લોક ૧૨-(અનુષ્ટુભ)

आनन्द અને मोद માં ટીકાકાર વીરરાઘવ નીચે પ્રમાણે તફાવત સમજાવે છે--आनन्दाः आत्मानुभवजन्या हर्षाः, मोदाश्च दिव्य विषयानुभवजन्या हर्षाः-આનન્દ-એટલે આત્માનો અંદરનો આનંદ. मोद એટલે બાહ્ય વિષયોને લઈ થતો આનંદ સરખાવો ઋગ્વેદ-यत्रानन्दाश्च मोदाश्च मुदः प्रमुद आसते । ઉપનિષદમાં બ્રહ્મને આનંદ કહ્યો છે. पुण्याः सिद्धयः-પવિત્ર સંપત્તિ-જેમકે 'અણિમા' વગેરે અષ્ટ સિદ્ધિઓ. અહીં पुण्याभिर्गंगाः-(પુણ્યમાંથી સંભવેલા)-પાઠફેર છે.

પહેલા ત્રણ કૃતક એટલે-ઉત્પન્ન થતા અને નાશ પામતા-છે. ચોથો (મહઃ) કૃતકાકૃતક છે. જ્યારે છેલ્લા ત્રણ અકૃતક છે. સત્ય લોકમાં ગયેલા ફરીથી જન્મતા નથી. કલ્પને અંતે બ્રહ્મા ઊંઘી જાય છે ત્યારે પહેલા ચાર નાશ પામે છે અને છેલ્લા ત્રણ રહે છે. છેલ્લા સાત લોક નીચે પ્રમાણે છે—અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ, પાતાલ. (વાંચો વિષ્ણુપુરાણ). અથવા તો વાયુપુરાણ પ્રમાણે પહેલા દેવ વૈરાજ અથવા તે નામનો પિતૃઓ જ્યાં રહે છે તે દૈવી પ્રદેશને પણ વૈરાજ કહે છે. વાંચો—लोकाः सांतानिका नाम यत्र तिष्ठन्ति भास्वराः । वे वैराजा इति ख्याता देवानां देवि देवताः । शिवा ને બદલે ध्रुवाः (શાશ્વત) પાઠફેર છે.

१२-१

युष्मत्प्रसादो०—युष्मत्प्रसादः उपादानं (कारणं) यस्य—તમારી કૃપા જેનું કારણ છે તેવો. युष्मत्प्रसादादेव પાઠ સરળ છે. युष्मत्पादप्रसादोपाय (युष्मत्पादप्रसादः उपायः यस्य) પાઠ પણ સહેલો છે. સરખાવો म. च. ४ प्रकृष्टपुण्यपरिपाकोपादान एष महिमा.

किमनु०—શમ્બૂક કહે છે કે અહીં તપથી શું થયું છે ? તેને જે દિવ્ય પદ પ્રાપ્ત થયું છે તે રામની કૃપાને લીધે, તપને લીધે નહિ. જો ગમે તેને આ સજા ન કરી હોત તો એ હજી સુધી શૂદ્રતરીકે જ તપ કર્યે જાત. તે દિવ્ય લોક પ્રાપ્ત કરી શકત નહિ. તેથી જ આ બધાનું મૂળ કારણ તમે છો મારું તપ નહિ. મનુસ્મૃતિમાં કહ્યું છે કે ગુન્હેગારોને રાજા સજા કરે છે ત્યારે જો પુણ્યશાળી હોય તો તેઓ સ્વર્ગે જાય છે. વાંચો મનુ૦— राजभिः कृतदण्डास्तु कृत्वा पापानि मानवाः निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा ।

શ્લોક १३

અન્વય-भुवने अन्वेष्टव्यः भूतनाथः शरण्यः (त्वं) मां वृषलकं अन्विष्यन् योजनानां शतानि क्रान्त्वा यद् इह प्राप्तः असि इह सः तपसां संप्रसादः अन्यथा चेत् अयोध्यायाः दण्डकायां वने वः पुनरुपगमः क ! (મન્દાક્રાન્તા)

अन्वेष्टव्यः—શોધવાને લાયક. પરમાત્માને આ જગતમાં શ્રવણ, મનન,

નિદિધ્યાસન વગેરેથી શોધવાના હોય છે એમ ઉપનિષદમાં કહ્યું છે. વાંચો બૃહદારણ્યકોપનિષદ य आत्मा अपहतपाप्मा सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः વાંચો રઘુ० १०-२३-अभ्यासनिगृहीतेन मनसा हृदयाश्रयम् । ज्योतिर्मयं विचिन्वन्ति योगिनस्त्वां विमुक्तये ॥

**भूतनाथः**-અહીં રામને પરમાત્મા કહ્યા છે. ભૂતનાથ એટલે 'રાજા' અર્થ પણ થાય. રામ સામાન્ય માનવી અને રાજા નહિ પણ વિષ્ણુનો અવતાર મનાય છે 'કાણે'આનો સખત વિરોધ કરે છે કે ભવભૂતિ પોતાના વિચારો રામના સમયના લોકોને મુખે મૂકે છે. કદાચ રામને પોતાને પણ એ વાતનો ખ્યાલ નહિ હોય કે પોતે વિષ્ણુનો અવતાર છે. વાંચો રામાયણ યુદ્ધકાંડ-आत्मानं मानुषं मन्ये रामं दशरथात्मजम्.

अन्वेष्टव्यः શબ્દની અગત્ય 'રાય' સરસ રીતે સમજાવે છે. વાંચો તેમનું ઉ.ચ. પૃ. ૪૩ (અંક ૨)-"આ શબ્દ બતાવે છે કે રામને પરમાત્માને સ્વરૂપે હજી જગતમાં લોકોએ શોધવાના છે. હજી જગતે તેમને એ સ્વરૂપે શોધ્યા નથી. કે જગત એ સ્વરૂપે તેમને શોધતું પણ નથી. પણ હજી એ સ્વરૂપે શોધવાના છે. કારણ જગત જાણતું નથી કે રામ ઈશ્વરનો અવતાર છે. તમે માનવ રૂપે રહ્યા છો એટલે કોઈ જાણતું નથી કે તમે ભૂતનાથ અને શરણ્ય છો. શમ્બૂક કહે છે હું એકલો જ તે જાણું છું કારણ હું હવે દેવત્વ પામ્યો છું." આમ भूतनाथः અને शरण्यः अन्वेष्टव्यः નું કારણ છે તેથી (કાવ્યલિંગ અલંકાર) થયો.

ગમે તેમ હોય પણ "આ શ્લોક દ્વારા ભવભૂતિ એક નાટ્યાત્મક યુક્તિ દ્વારા શમ્બૂકના પ્રસંગની અગત્ય સમજાવે છે. શમ્બૂકનો પ્રસંગ આ નાટકમાં ખૂબ અગત્યનો છે કારણ એ નિમિત્તે જ રામ ફરીથી દંડકારણ્યની મુલાકાત લે છે. અને તેથી જ અંક બીજાના હવે પછીના અને અંક ત્રીજાના પ્રસંગો સંભવી શક્યા છે. જો શંબૂકનું કારણ ઉપસ્થિત ન થયું હોત તો રામ દંડકામાં ફરીથી ક્યાંથી આવત? ત્રીજા અંકમાં અને બીજા અંકમાં રામની જે મનોદશા અને તેમનો સીતા પ્રત્યેનો જે સ્થિર પ્રેમ જોઈએ છીએ તે કશું રામ દંડકામાં ફરી ન આવ્યા હોત તો સંભવી શકત નહિ. અને રામનું દંડકામાં આવવાનું કેવળ

શમ્બૂકને જ આભારી છે આમ રામનું આ રીતે વર્ણન કરી નાટ્યાત્મક યુક્તિ પ્રયોજીને ભવભૂતિ શમ્બૂકના પ્રસંગની અગત્ય બતાવી દે છે" +

શ્લોક ૧૪

અન્વય-क्वचित् स्निग्धश्यामाः अपरत भीषणाभोगरुक्षा, स्थाने स्थाने निर्झराणां झाङ्कृतैः मुखरककुभ तीर्थाश्रमगिरिसरिद्गर्तकान्तारमिश्रा एते परिचित भुव दण्डकारण्यभागा । (મન્દાક્રાન્તા)

**स्निग्धश्यामा**–स्निग्धाश्च ते श्यामाश्च–સ્નિગ્ધ અને શ્યામ भीषणा०–भीषण (વિશાળ) आभोग, तेन (પટને લીધે) रुक्षा (મિદ્ધામણા–જેવા ગમે નહિ તેવા) मुखर० मुखरा ककुभ येषाम्–મુખરિત દિશાઓવાળા 'दिशस्तु ककुभ काष्ठा इत्यमर तीर्था०–तीर्थानि आश्रमा गिरय सरित गर्ता कान्ताराणि च तीर्थाश्रम .कान्ताराणि तै मिश्रा भागा –અહીં દંડકારણ્યના ભાગનું વર્ણન છે તેથી દંડકારણ્યમાં જંગલો છે એમ કહેવું નકામું છે તેથી कान्तार એટલે 'દુર્ગમ રસ્તા'–મુશ્કેલીભર્યો માર્ગ'–અર્થ કર્યો છે વાંચો 'महारण्ये दुर्गपथे कान्तार पुनपुंसकम् इत्यमर । गर्भकान्तारमिश्रा પાઠફેર છે. तीर्थानि आश्रमा गिरय सरितश्च गर्भे येषा ते॰गर्भा॰ कान्तारा', तै मिश्रा'–; જેની અંદર તીર્થ, આશ્રમ, પર્વતો અને નદીઓ છે તેવા જંગલોવાળા.

परिचित०–परिचिता भुव येषाम्–પરિચિત ભૂમિવાળા અહીં परिचि-तभुव એ રીતે લેવાય एते परिचितभुव दण्डकारण्यभागा सन् दृश्यन्ते અથવા एते दण्डकारण्यभागा परिचितभुव सन्दृश्यन्ते પહેલી રીત પ્રમાણે અર્થ નીચે મુજબ થાય—' જેની ભૂમિ (પહેલા) (મને) પરિચિત હતી તેવા દંડકારણ્યના આ ભાગ દેખાય છે ' બીજી રીત પ્રમાણે નીચે મુજબ અર્થ થાય–આ દંડ-કારણ્યના ભાગો (મને) પરિચિત ભૂમિવાળા દેખાય છે

શ્લોક ૧૫ (અનુષ્ટુભ)

દૂષણ, ખર અને ત્રિમૂર્ધન્—આ ત્રણ રાક્ષસોને રામે માર્યા હતા જ્યારે શૂર્પણખાનાં નાક કાન કાપી લીધા ત્યારે તે પોતાના ભાઈ 'ખર' પાસે ગઈ અને તેને રામ લક્ષ્મણ ઉપર બદલો લેવા કહ્યું. જનસ્થાનમાંના રાક્ષસોનો તે વડો હતો તેણે પહેલા ૧૪ રાક્ષસોને રામ સામે મોકલ્યા

---

+ વાંચો ડૉ. જી કે ભટનું ઉ ૨ ની આવૃત્તિ પૃ ૪૪

રામે એમને મારી નાખ્યા. પછીથી ૧૪૦૦૦ રાક્ષસો સાથે એના સેનાપતિ દૂષણને મોકલ્યો. એ બધાને પણ રામલક્ષ્મણે મારી નાખ્યા. ત્રિમૂર્ધન અને ખરને પણ છેવટે રામે મારી નાખ્યા. આમ चतुर्दश च राक्षसाः પાઠ રામાયણની હકીકતને મળતો આવે છે चतुर्दश ને બદલે रक्षसां भीमकर्मणां પાઠફેર છે. પણ चतुर्दश०–રામાયણને મળતો પાઠ હોવાથી સારો છે. વાંચો રામાયણ અરણ્યકાંડ-इति तस्यां ब्रुवाणायां चतुर्दश महाबलान् । व्यादिदेश खरः क्रुद्धो राक्षसानन्तकोपमान् ।...अब्रवीद्दूषणं नाम खरः सेनापतिं तदा । चतुर्दश सहस्राणि मम चित्तानुवर्तिनाम् ।... सर्वोद्योगमुदीर्णानां रक्षसां सौम्य कारय ॥

चतुर्दश सहस्राणि પાઠ પણ કદાચ રામાયણના નીચેના શ્લોક ઉપરથી લેવામાં આવ્યો હોય—'चतुर्दश सहस्राणि रक्षसां भीमकर्मणाम् । हतान्येकेन रामेण मानुषेण पदातिना ॥' બેલવેલકર रक्षसां भीमकर्मणाम् પાઠ રાખે છે.

આ શ્લોક म. च. માં પણ આવે છે. જુઓ महा०–५–१२

१५-१

सिद्धक्षेत्रे०—सिद्धाना क्षेत्रं. સિદ્ધોની પવિત્ર ભૂમિ. सिद्धि क्षेत्रे પાઠફેર છે. એ લેતાં અર્થ નીચે પ્રમાણે થાય–પવિત્ર જગ્યા કે જ્યાં સિદ્ધિ મેળવી શકાય છે. अकुतोभया-नास्ति कुतो भयं यस्य ( मयूरव्यंसकादि समास ) ક્યાંયથી (પણ) ભય વગરનો.

१५-४

सर्वभूत०—सर्वभूताना लोमानि हर्षयन्तीति–બધાં પ્રાણીઓને રોમાંચ ઊભાં કરાવે એવાં उन्मत्त०-उन्मत्तैः ( ઉન્મત્ત ) चण्डैश्च ( અને ભયંકર ) श्वापदकुलै (પશુઓનાં ટોળાંથી) सङ्कुलानि (વ્યાપ્ત થયેલી) गिरिगह्वराणि येषां (बहु०) (ગિરિ ગુહાઓવાળાં)

१५-५

जनस्थान०—जनस्थानस्य (જનસ્થાનના) पर्यन्ते-સીમાડા ઉપરનાં-दीर्घारण्यानि-મોટાં જંગલો.

શ્લોક ૧૬

**અન્વય**--क्वचित् निष्कूजस्तिमिताः, क्वचिदपि प्रोच्चण्डसत्त्वस्वनाः स्वेच्छा०, प्रदरोदरेषु निरलस्वच्छाम्भसः (ताः) सीमानः यासु तृष्यद्भिः प्रतिसूर्यकैः अयं अजगरस्वेदद्रवः पीयते । (શાર્દૂલવિક્રીડિત)

**निष्कूज०**—निर्गतः कूजः याभ्यः ताः, निष्कूजाश्च (કૂજન વગેરેના) ताः स्तिमिताश्च (અને શાંત). प्रोच्चण्ड०-प्रोच्चण्डः सत्त्वानां स्वनः यासु-પશુઓની ભયંકર (प्रोच्चण्ड) ગર્જનાવાળાં.

**स्वेच्छा०**—स्वेच्छया (સ્વેચ્છાથી) सुप्ताः (સૂતેલા) गभीरभोगाः (गभीराः भोगाः येषां) (મોટી ફેણોવાળા) भुजगाः तेषां (નાગના) श्वासैः-(શ્વાસથી) प्रदीप्ताः अग्नयः यासु (જેમાં અગ્નિ પ્રદીપ્ત થયો છે તેવા) भोग ને બદલે घोर અને घोष પાઠફેર છે. गभीरघोर લેતાં સમાસનો, વિગ્રહ નીચે પ્રમાણે થાય-स्वेच्छासुप्ताः गभीराः घोराश्च भुजगाः-સ્વેચ્છાથી સૂતેલા મોટા (ગભીર) અને ઘોર (ભયંકર) गभीरघोष લેતાં નીચે મુજબ વિગ્રહ થાય-गभीरः घोषः येषाम्-ભયંકર અવાજવાળા.

श्वासप्रदीप्ताग्नयः-भुजगानां श्वासेन प्रदीप्तः अग्नि यासु-રાય સૂચવે છે તે રીતે પણ લેવાય. भुजगश्वासः एव प्रदीप्तः अग्निः यासु-નાગના શ્વાસ રૂપી પ્રદીપ્ત અગ્નિવાળા. પહેલી રીત પ્રમાણે એમ અર્થ થાય કે શ્વાસથી અગ્નિ પ્રગટતો હતો. જ્યારે બીજી રીત પ્રમાણે એમ અર્થ થાય કે શ્વાસ પોતે બળતો અગ્નિ હતો. 'રાય' બતાવે છે કે પહેલી રીતે લેતાં એ જંગલનો દવાગ્નિ ગણાય. એથી તો અજગર ઉલટો ભાગી જાય અને પશુ પંખીઓમાં પણ ગરબડ મચે. પણ 'રાય' તો સ્વેચ્છાથી સૂતેલા આ નાગ જ અજગર છે એમ માને છે અને भोग ને બદલે घोष પાઠ લે છે તેથી તે બરાબર સમજાવી શકે છે કે સૂતેલા મહાકાય અજગરના શરીરમાંથી પુષ્કળ પ્રસ્વેદ છૂટે અને તે લગભગ વહેવા માંડે. તરસ્યા કાચંડાઓ જરૂર એને પાણી માને. ગુફામાંનું પાણી થોડું હોવાથી તે છોડીને તેઓ પ્રવાહમાં વહેતું આ પ્રસ્વેદનું પાણી પીવા લલચાય એ સ્વાભાવિક છે. (વાંચો 'રાય' ઉ. ચ. અં. આવૃત્તિ ૪૮-૪૯)

ખરી રીતે એવું નથી. અહીં કંઈ એક જગ્યાનું વર્ણન નથી. આ સીમાડાના પ્રદેશોના જુદા જુદા ભાગનું અહીં વર્ણન છે તેથી કોઈક ઠેકાણે સુતેલા નાગના શ્વાસથી અગ્નિ પ્રજ્વળી ઊઠ્યો હોય એ સ્વાભાવિક છે. જ્યારે એ પ્રદેશમાં વળી બીજે કોઈક ઠેકાણે કાચંડાઓ અજગરોનું સ્વેદજળ પીતા લલચાયા હોય.

प्रदरोदरेषु—બખોલોની અંદર.

विरल०—विरलं स्वच्छं च अम्भः यासु—થોડા અને સ્વચ્છ પાણીવાળા प्रतिसूर्यकः—કાચંડો. अजगरः—અજગર. अजं गिरति भक्षयति इति

પ્રકૃતિમાં જેમ સૌમ્ય તત્ત્વો છે તેમ ભયાનક તત્ત્વો પણ છે. કવિ અહીં પ્રકૃતિનાં ભયાનક તત્ત્વોનું હુબહુ વર્ણન કરે છે. અહીં બિભત્સ અને ભયાનક રસ કવિ જમાવે છે.

શ્લોક ૧૭ (અનુષ્ટુભ)

બે च બતાવે છે કે જોવાની અને પ્રત્યક્ષ અનુભવવાની એમ બે ક્રિયાઓ સાથે બને છે. भूतपूर्व०—पूर्वं भूतः भूतपूर्वः (सुपसुप સમાસ) भूतपूर्वः खरस्य आलयः यस्मिन् तत् ०लयम्

૧૭-૧

प्रियारामा—(प्रियः आरामः यस्याः सा बहु०) आरामः=ઉપવન અયોધ્યામાં હતી ત્યારે સીતાને ઉપવન બહુ ગમતાં.

પાઠફેર प्रियराम-प्रियः रामः यस्या—પણ આ પાઠ કંઈ ખાસ વિશેષ વસ્તુ બતાવતો નથી. તેથી સારો નથી.

૧૭-૨

किमतः परं भयानकं આ તે જ જનસ્થાન. આ તે જ ઘોર જંગલો. અહીં તે પહેલાં ઘણો સમય રહ્યા હતા. પણ ક્યાં તે સમય અને ક્યાં અત્યારનો સમય! એ વેળે સીતા સાથે હતી. આજે સીતા ક્યાં? આમ જનસ્થાનને જોતાં રામની આંખ આગળ સીતા સાથે ગાળેલી પેલી આનંદ

રાત્રીઓ ખડી થાય છે. સીતાની પ્રતિમા એની નજર સમક્ષ ઝિલમિલાતી આવે છે. ઝિલમિલાતી આવે છે. જનસ્થાનને જોતાં શૂર્પણખાનો પ્રસંગ, ખર વગેરેને માર્યા હતા તે, સીતાહરણ વગેરે પ્રસંગો રામને યાદ આવે છે. સીતા વગર આજે આ બધું હું જોઉં છું ! રે રે ! આથી વધારે ભયાનક તે બીજું શું હોય ?

પાઠફેર–किमतः परं भयानकस्य–ભયાનકનો આથી વધારે પ્રબળ દાખલો બીજો કયો હોય ? સીતા વગર આ વનરાઈઓ જોવી એ સહુથી વધારે ભયાનક છે.

શ્લોક–૧૮– (અનુષ્ટુભ)

मधुगन्धिषु-मधुनः गन्धः अस्यास्तीति मधुगन्धिन्, तेषु એવો હતો એ સ્નેહ. સીતા રાજકુમારી હતી અને આવાં ઘોર જંગલમાં આવી રીતે ફરવાવારો આવ્યો નહોતો. છતાં 'વસીશ તુજ સંગે મધુગન્ધિ વનોમહીં' એ શબ્દો સાથે તે હંમેશ એમાં આનંદ લેતી. કેવળ રામનો સાથ હતો તેથી એ વન પણ એને મીઠાં લાગતાં.

इतीहारमतेवासौ

इति इह अरमत एव असौ–આ જંગલો ઘોર અને ભયાનક હતાં. છતાં રામના સાથમાં તેણે અહીં આનંદ જ જોયો.

इतिह–ભૂતકાળનો બનાવ બતાવતો અવ્યય છે. અથવા હા 'અરેરે !' જુદું લેવાય. અહીં ઘણા પાઠ છે. 'કાણે'એ નોંધેલા કેટલાક પાઠ નીચે આપ્યા છે–

પાઠફેર–(૧) નિર્ણયસાગર નીચેનો પાઠ રાખે છે.–इति इव आरमते हासौ આટલા માટે જાણે તે અહીં આનંદ મેળવતી હતી. અહીં ह નકામો છે. आरमते વર્તમાન કાળ છે જ્યારે અહીં આપણે ભૂતકાળ ધારી શકીએ કારણ રામને મન સીતા મૃત્યુ પામી છે. વળી वि आ અને परि સાથે रम् પરસ્મૈપદ લે છે તેથી આ 'પાણિનિ'ની પણ વિરુદ્ધ છે.

(૨) ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરની આવૃત્તિ નીચેનો પાઠ રાખે છે–इति च अरमत इव असौ–અહીં च નકામો છે. इव પણ નકામો છે. રામના સાથમાં સીતા આ વનમાં ખરેખર આનંદ મેળવતી હતી. અહીં इव ને અવકાશઃ નથી.

(૩) 'धाटे'નો આ પાઠ છે-इति इव आरमति इव असौ-એ इव નો અર્થ નથી. ઉપરાંત અહીં વર્તમાનકાળ છે. જ્યારે આપણે ભૂતકાળની આશા રાખીએ છીએ.

(૪) इति हा रमते सीता આ પાઠ સારો છે. સીતાની એ સતત ટેવ બતાવવા વર્તમાન કાળ વપરાયો છે. અથવા અત્યારે સીતા જાણે હાજર હોય એમ રામને લાગ્યું હતું.

(૫) इति हारमतैशसौ-इति हा अरमत एवासौ

(૬) इति वारमतीवासौ
(૭) इति चारमतीवासौ } અહીં વ્યાકરણનું રૂપ બરાબર નથી.

આમ પ્રસ્તુત પુસ્તકમા લીધેલો પાઠ જ સારો છે.

રામાયણમાં કૈકેયીને આપેલું પિતાનું વચન પાળવા રામ વનવાસ જાય છે ત્યારે તે સીતા પાસે આવે છે. તે વખતે પોતાને પણ વનમાં સાથે આવવાની રજા માગતાં સીતા કહે છે-सुखं वने निवत्स्यामि यथैव भवने पितुः । अचिन्तयन्ती त्रींल्लोकांश्चिन्तयन्ती पतिव्रतम् ॥ शुश्रूषमाणा ते नित्यं नियता ब्रह्मचारिणी । सह रंस्ये त्वया वीर वनेषु मधुगन्धिषु ॥-અયોધ્યાકાંડ २७-१२-१३

**શ્લોક-૧૯ (અનુષ્ટુભ)**

अपोहति-ऊह्+अपનું વર્ત. કાળ (लट्) ત્રી. પુ. એ. વ. પ્રિયજનની હાજરી પોતે જ પરમ સુખ છે. તે ભલે કંઈ ન કરે છતાં તેની હાજરી માત્ર જ સઘળાં દુઃખ દૂર કરવા સમર્થ છે. રામ કહેવા માગે છે કે સીતાને સુખ આપવા એમણે પોતે કંઈ ખાસ કર્યું નથી છતાં કેવળ રામની હાજરીથી જ સીતા સુખી અને પ્રસન્ન પ્રસન્ન રહેતી હતી. આમ પોતાનું પ્રિયજન એ મનુષ્યનું અવર્ણનીય ધન છે. સીતાએ એમની સાથે વનમાં રહેવાનું કેમ પસંદ કર્યું અને ત્યાં તેણે આનંદ કેવી રીતે મેળવ્યો તે અહીં રામ સમજાવે છે. કેવળ રામની હાજરીને લીધે જ એણે વનની મુશ્કેલીઓને પણ આનંદથી વધાવી લીધી. सौख्यैः संनिधिमात्रसौख्यैः-કેવળ તેની હાજરીમાત્રના સુખથી.

સીતાનો રામ ઉપર અનહદ પ્રેમ હતો. રામ જ સીતાનું અવર્ણનીય ધન હતા. તેથી જ તેના સાથમાં અને હાજરીમાં જ તે સુખી રહેતી.

આથી જ તેને ઉપવનમાં ફરવાનો શોખ હોવા છતાં તેણે આ મુસીબતો ભરેલો વનવાસ પસંદ કર્યો.

પ્રિયજન ઇતરવિલક્ષણ (અનિર્વચનીય) કેમ છે એ સમજાવતાં રાય લખે છે-इतरविलक्षणतां दर्शयति-अकिञ्चित् न किंचित् अपि कुर्वाणः आचरन् सौख्यैः सुखसन्तानैः दुःखानि अपोहति । दूरीकरोति । सामान्यतो हि लोके कश्चित् प्रीतिकरं किञ्चित् कुर्वन् सुखयति, अयन्तु अकिञ्चिदपि कुर्वाणः इति इतरविलक्षणता । प्रियोऽद्गमासं सीतायाः अतः किञ्चित्करणानपेक्षया अपि 'मया सह' इत्येव सा अप्रीयत इति श्लोकयोराशयः । (વાંચો તેમની ઉ. ચ. ઉપરની મિત. પૃ. ૫૨)

"સામાન્ય રીતે જગતમાં કંઇક ગમતું કામ કરીને કોઇ કોઇને સુખ આપે. પરંતુ પ્રિયજનની બાબતમાં એવું નથી. એ તો કંઇ પણ ન કરીને કેવળ એની હાજરી માત્રથી જ સુખ આપે છે. એ ઇતરવિલક્ષણતા અહીં બતાવી છે. હું સીતાને પ્રિય હતો. તેથી કંઇ પણ કર્યા સિવાય કેવળ 'મારી સાથે જ' 'મારી હાજરીથી જ' તેને સુખ મળી રહેતું."

વાંચો શ્રી મ. ન. દ્વિવેદીનું ઉ. ચ. ઉપરનું ટિપ્પણ પૃષ્ટ ૧૩૧

"આ શ્લોક તથા આગળના શ્લોકથી રામ સીતાના અન્યોન્ય પ્રેમનું અગાધપણું સૂચવ્યું છે. કાંઇપણ-બાહ્યોપચાર-ઉપકાર-ન કરે તોયે માત્ર દષ્ટોદષ્ટ મળ્યાથી જ પ્રેમે બાંધેલાં જનો સુખ માને છે, ને તેથી જ સીતા, તમારી સાથે હું વનમાં આવીશ ને રહીશ, એટલું માનીને જ રાજી થતી. જે જેના મનમાં વસે છે તે તેના મનમાં કાંઇ-હજારો પ્રેમ વિનોદ વિલાસ વિચારથી વીંટળાયલું કાંઇક, કહી ન શકાય-પણ અનુભવથી જ સમજાય એવું છે."

અહીં પ્રથમાર્ધના વિશેષ વાક્યનું દ્વિતીયાર્ધના સામાન્ય વાક્યથી સમર્થન થયું છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે.

૧૯-૬

तद्दलनैमिदुंन्तहैः—જનસ્થાનને સીમાડે આવેલાં એ જંગલો સાથે તો રામ અને સીતાના સુખી દિવસોની કેટલીયે મધુર યાદ સંકળાયેલી છે.

तेथी हवे ते रामथी जोयां जाय एम नथी. कारण के बधुं जोतां रामने ए सुखी दिवसो याद आवे छे अने तेथी दुःख वधी पडे छे. दुःखैः साथे खेदैः लेवानो कई अर्थ नथी.

पाठफेर-दुरासदैः—"अंदर जई शकाय नहि तेवां"–पण ए पाठ प्रसंगने अनुरूप नथी.

**मदकल०**—मदेन (मदथी) कलः (गाता) मयूरः, तस्य (मोरना) कण्ठः तद्वत् (कंठ जेवी) कोमला कोमळ (सुंदर) छविः येषाम् (शोभावाळां) (बहु०)

**१९-२, ३,**

**अविरल०**—अविरलं (गाढां) निविष्टः (जामेलां) नीलबहुलच्छायाः (नीला बहुला च छाया येषां ते० च्छायाः) श्याम अने विशाळ छायावाळां च ते तरुणतरवः तेषां (बाल तरुओना) षण्ड तेन (समूहथी) मण्डितानि (अलंकृत)

**असंभ्रान्ता०**—असंभ्रान्तानि (निर्भय) विविधमृगयूथानि (पशुओनां टोळां) यस्मिन् महारण्यानि करतां मध्यमारण्यकानि पाठ सारो छे. पहेलां शम्बुके दीर्घारण्यानि उपर रामनुं ध्यान दोर्युं हतुं. हवे ते एथी आगळ जरा मध्यमारण्यकानि उपर रामनुं ध्यान दोरे छे. महारण्यानि पाठ आ बे जंगलोनो भेद नथी बतावतो.

श्लोक २०

अन्वय – इह समदशकुन्ता०, फलभरपरिणाम०, निर्झरिण्यः वहन्ति (मालिनी)

समद०–समदाः (मदेन सह–बहु०) (मदमत्त) शकुन्ताः, तैः (पक्षीओथी) आक्रान्ताः (आक्रमण पामेलां) वानीरवीरुधः (नेतरोनी लताओनां) तासां प्रसवाः तैः (पुष्पोथी) सुरभि (सुवासित) शीतं (ठंडां) स्वच्छं (अने स्वच्छ) च तोयं यासाम् (पाणीवाळा)

फल०–फलभरस्य (फळभार) परिणामः तेन (पाकवाथी) श्यामः (श्याम) जम्बूनिकुञ्जः तस्मिन् (जांबुनी कुंजमां) स्खलनं, तेन (अफळातां होवाथी), मुखराणि (अवाज करतां) भूरीणि (मोटा) स्रोतांसि यासाम् (प्रवाहवाळी)

આ શ્લોક મહા૦-૫-૪૦ માં આવે છે.

અહીં આ જાબુની ઘટાઓમાં થાકેલા મુસાફરો પાકાં ફળ ખાઈને ઠંડુ પાણી પીએ છે અને સ્વસ્થ થાય છે અહીં 'રાય' જરા જુદું સૂચન જુએ છે. તેમને મતે શમ્બૂક રામને કહે છે કે જ્યારે આ પર્વતનાં દૃશ્યો જોતા તમે થાકો ત્યારે આ જાંબુની ઘટામાં જરા આરામ કરજો. ભૂખ લાગી હોય તો મીઠાં ફળ ખાજો અને ઠંડુ પાણી પીજો. અહીં ગ્રીષ્મ ઋતુને અનુકુળ પાણી છે.

પણ શમ્બૂક એ ઉદ્દેશથી બોલે છે એવું કંઈ લાગતું નથી.

શ્લોક-૨૧

અન્વય-अत्र कुहरभाजां भल्लूकयूना अनुरसितगुरुणि अम्बुकृतानि स्त्यानं दधति । सल्लकीनां शिशिरकटुकषायः इभदलितविशीर्णग्रन्थिनिष्यन्दगन्धः स्त्यायते (માલિની)

दधति-धा નું વર્ત કા. (लट्) ત્રી. પુ બ. વ. कुहर०-कुहराणि भजन्ते सेवन्ते इति कुहरभाज, तेषाम्-ગુફામાં વસનાર भल्लूक०-भल्लूकेषु युवान तेषाम् (યુવાન રીંછોની) अनुरसित--अनुरसितेन गुरुणि (પડઘાને લીધે વધેલી) स्त्यानं-વધારો. अम्बूकृतानि-રાડો.

शिशिर०-शिशिर -ઠંડી कटु -તીખી कषाय -કસાણી स्त्यायते स्त्यै-નું વર્ત. કા (लट्) નાં પુ એ. વ. ફેલાય છે.

इभ०-इभै (હાથીથી) दलिताः (પીસાયેલી) विशीर्णा च (અને વેર-વિખેર કરેલી) ग्रन्थय, तेषा (ગાંઠોના) निष्यन्द तस्य (ઝરતો) गन्ध. (ગન્ધ)

આ શ્લોક મ ચ (૫-૪૧)મા અને મા મા મા આવે છે

૨૧-૧

सबाष्प०-પહેલા રામ साश्रम् બોલ્યા હતા પણ દિવ્ય પુરુષને વિદાય આપવાની હોવાથી રામ આંસુ થભાવી દે છે અને શમ્બૂકને વિદાય આપે છે.

भद्र शिवास्ते पन्थानः । देवयानं प्रतिपद्यस्व पुण्येभ्यः लोकेभ्यः

હવે રામનો આવેગ વધી ગયો છે. તેથી તે પ્રણાલિકા પ્રમાણે શમ્બૂકને વિદાય આપે છે કારણ એકલા પડીને તે પોતાનું દિલ ઠાલવવા માગે છે.

**देवयान**–ઉપનિષદ્માં બે માર્ગ કહ્યા છે. દેવયાન અને પિતૃયાન. પોતાના કર્મ પ્રમાણે આત્મા આ બેમાંથી ગમે તે એક માર્ગ પસંદ કરે છે. જ્ઞાની અને ભક્તો દેવયાનને માર્ગે જાય છે અને જુદી જુદી ભૂમિકાઓમાંથી પસાર થઈ બ્રહ્મમાં પહોંચે છે. ત્યાંથી તે કદી પાછો આવતો નથી. પિતૃયાન માર્ગ કર્મકાંડીઓ માટે છે. તે કર્મકાણ્ડીઓને ચન્દ્રલોક સુધી પહોંચાડે છે. ત્યાં પુણ્યનાં ફળ ભોગવી જીવાત્મા પાછો પૃથ્વી ઉપર જન્મ લે છે. વાંચો છાન્દોગ્ય ઉપનિષદ્–तद्य इत्थं विदुर्ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते तेऽर्चिषमभिसम्भवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षड्दङ्ङेति मासांस्तान् । मासेभ्यः संवत्सरं, संवत्सरादादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान् ब्रह्म गमयत्येष देवयानः पन्था इति ।...अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसंभवन्ति, धूमाद्रात्रिं रात्रेरपरपक्षमपरपक्षाद्यान्षड् दक्षिणैतिमासांस्तान्नैते संवत्सरमभिप्राप्नुवन्ति ।...मासेभ्यः पितृलोकं पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसमेष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति । तस्मिन् यावत्संपातमुषित्वाथैतमेवाध्वानं निवर्तन्ते ।।

આ માર્ગને શુક્લગતિ અને કૃષ્ણ ગતિ પણ કહેવામાં આવે છે. અથવા अर्चिरादिमार्ग અને धूमादिमार्ग પણ કહેવામાં આવે છે. ગીતામાં આઠમા અધ્યાયમાં આ માર્ગનું વર્ણન છે. વાંચો ૮–૨૩–૨૬—शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते । एकया यात्यनावृत्तिमन्यया वर्तते पुनः ।।–अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् । तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ।। धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् । तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ।।

દેવયાન એટલે 'સ્વર્ગનું વિમાન' અર્થ પણ થાય. 'વિમાનને રસ્તે તું પુણ્યલોકમાં પહોંચ એમ પણ અર્થ લેવાય. પણ અહીં આ અર્થ નથી.

પાઠફેર—शिवास्ते पन्थानः देवयानाः । प्रतीयस्व पुण्येभ्यः लोकेभ्यः । તારો દેવયાન માર્ગ કલ્યાણમય થાઓ. તું પુણ્યલોકમાં જા. પણ આના કરતાં આ પુસ્તકમાં લીધેલો પાઠ વધારે સુગમ અને સારો છે. ડૉ. બેલ્વલકર પણ તે જ પાઠ રાખે છે.

૨૧-૩

यावत् पुरा०—અગસ્ત્ય ઋષિનો આશ્રમ પાસે હતો છતાં રામ ત્યાં ઋષિને પ્રણામ કરવા જતા નથી. ભવભૂતિ રામને આવા અવિનયી કેમ બતાવે છે એ સમજાતું નથી. શાકુન્તલમાં કણ્વ ઋષિનો આશ્રમ પાસે હોવાનું જાણીને દુષ્યન્ત વિનીતવેશે ત્યાં પ્રણામ કરવા જાય છે. अनतिक्रमणीयानि श्रेयांसि જ્યારે અહીં રામ વિવેક ચૂકે છે. તેમનો આવેગ અને લાગણી એટલી બધી વધી ગઈ છે કે તે કેવળ આ વાતાવરણમાં એકલા રહી મનનો ભાર ઓછો કરવા માગે છે. ભવભૂતિ પણ રામની કોમળ લાગણી અને કોમળ ભાવને જાગૃત કરી તેમને ત્રીજા અંક માટે તૈયાર કરવા માગે છે. તેથી તે જેમ બને તેમ રામને આ વાતાવરણમાં એકલા છોડવા માગે છે, તેથી જ અગસ્ત્ય પ્રત્યે રામે બતાવવા જોઈતા વિનયમાં ચૂક થાય છે.

शाश्वतं पदम्०—રામ્ભૂક શાશ્વત પદ કહે છે કારણ દેવયાન માર્ગે જનારાઓ મુક્ત થઈ જાય છે અને ફરી પાછા ફરતા નથી. સરખાવો—છાન્દોગ્યોપનિષદ્—स एतान् ब्रह्म गमयति एष देवपथो ब्रह्मपथ एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्तं नावर्तन्ते । भ. गी.—ततः पदं तत् परिमार्गितव्यं यस्मिन् गता न निवर्तन्ति भूयः ॥

શ્લોક ૨૨. (વસંતતિલકા)

रताः स्वधर्मे—સ્વધર્મરત એ રીતે વાનપ્રસ્થ-એટલે કે વનમાં રહે રહે પણ અમે ઋષિઓના યજ્ઞનું રક્ષણ કરતા, તથા દેવો અને પિતૃઓની પૂજા કરતા. અહીં પહેલી લીટીમાં નીચે પ્રમાણે પાઠફેર છે-एतत्तदेव हि पुनर्वनमद्य-ડૉ. બેલવલકર આ પાઠ રાખે છે. પણ આ વનમાં ફરી આવવાનો પ્રસંગ કેવી રીતે સાંપડયો એ જ રામને આશ્ચર્યની વાત લાગે છે. આ વનમાં ફરીથી આવવાનું થશે એમ રામે ધાર્યું નહોતું. છતાં શંબૂકને લીધે તે અહીં આવ્યા. તેથી પોતે આશ્ચર્ય પામે છે કે જેનો સ્વપ્ને પણ ખ્યાલ નહિ ત્યાં પોતે કેવી રીતે આવી ચડયા. આમ આ પાઠ વધારે ભાવમય છે.

શ્લોક ૨૩

**અન્વય**—एते ते एव विरुवन्मयूराः गिरयः। (इमानि) तानि एव मत्तहरिणानि वनस्थलानि। अमूनि च तानि एव आमञ्जुवञ्जुललतानि नीरन्ध्रनीरनिचुलानि सरित्तटानि। (વસંતતિલકા)

ते एव—એ જ. પેલા પહેલાંનાં ચિરપરિચિત. विरुवन्०-विरुवन्तः मयूराः येषु-જેના ઉપર મોર ટહૂકે છે તેવા. मत्त०-मत्ताः हरिणाः येषु-મત્ત હરણોવાળા

आमञ्जु०—आमञ्जवः (અધિક મનોહર) वञ्जुललताः येषु (વંજુલ લતાઓવાળા)

પાઠફેર--(૧) आमञ्जुवञ्जुलरुतानि आमञ्जु वञ्जुलेषु रुतं येषु-જેમાં વંજુલલતાઓ ઉપર (પક્ષીઓનું) મધુર કૂજન હતું.

(૨) आमन्द्रमञ्जुलरुतानि—સહેજ ગભીર અને મધુર કૂજનવાળા. नीरन्ध्रनीर०—नीरन्ध्राः (निर्गतं रन्ध्रं येभ्यः) (ગાઢ) नीरे निचुला येषु. निचुल પાણીમાં ઊગે છે. વાંચો પૂ. મેઘ૦-૧૪-स्थानादस्मात् सरसनिचुलादुत्पतोदङ्मुखं खम्।

પાઠફેર—(૧) नीरन्ध्रनील०—લગભગ બધા જ સમીક્ષકો 'नील (કાળાં)' પાઠ રાખે છે. ડૉ. બેલવલકર પણ એ જ પાઠ રાખે છે. नीरन्ध्राः नीलाः निचुलाः येषु तानि। વિદ્યાસાગર, રાય અને કાળે પણ આ પાઠ રાખે છે.

'काणे' नीर पाठ राखे छे अने नीचे प्रमाणे अनुवाद करे छे–'ज्यां पाणीमां गाढ (ऊगेलां) निचुल छे तेवा.'

(२) नीरन्ध्रनीप०—नीप=कदंब. 'ज्यां गाढ (ऊगेलां) कदंब अने निचुल वृक्षो हतां.

श्लोक २४—(अनुष्टुभ)

\ आरादपि—दूर होवा छतां. पासेरे–आरादिव जाणे पासे होय तेवो. पर्वत घणो दूर हतो पण ते एटलो ऊंचो हतो के ते पासे होय एम भास थतो. आरात् एटले 'पासे' अने 'दूर' एम बंने अर्थ थाय. पर्वत दूर होय त्यारे भूरो–मेघमाळा जेवो देखाय. बहु ऊंचो होवाथी आ पर्वत दूरथी पण ओळखातो हतो.

अहीं 'राघ' आरादपि पाठ ले छे पण आरात् एटले समीप अर्थ करे छे. पासेथी पण जे मेघमाळा जेवो लागे छे. दूरथी तो दरेक पर्वत भूरो वादळ जेवो लागे तेथी अपि नो कंई अर्थ नथी. तेथी आरात् एटले नजीक लेवुं वधारे सारुं छे. बीजा पर्वतो तो दूरथी मेघमाळा जेवा लागता पण आ पर्वत तो पासेथी पण तेवो लागतो हतो. डॉ. बेलवेलकर आरादपि पाठ राखे छे पण 'दूर' अर्थ ज करे छे. रामनो मनोभाव जोतां प्रस्तुत पुस्तकमां लीधेलो डॉ. बेलवेलकरनो पाठ अने अर्थ योग्य लागे छे.

अहीं मेघमालेव मां उपमा छे.

श्लोक २५

अन्वय—अस्यैव महति शिखरे गृध्रराजस्य वासः आसीत्। तस्य अधस्तात् वयमपि तेषु पर्णोटजेषु रताः, यत्र गोदावर्याः पयसि विततश्यामलानोकहश्रीः अन्तःकूजन्मुखरशकुनः वनान्तः रम्यः। (मन्दाक्रान्ता)

गृध्रराजस्य–जटायुषस्य. विततo–वितत (પ્રતિબિંબિત થતી) श्यामलानां (શ્યામ) अनोकहानां (વૃક્ષોની) श्रीः (શોભાવાળા) कूजन्मुखरo–कूजन्तः (કૂજતા) अत एव मुखराः (અવાજ કરતાં) शकुनाः यत्र (પંખીઓવાળો) वनान्तः–वनस्य अन्तः–વનનો છેડાનો ભાગ.

અહીં 'રાય' સુંદર ટીકા કરે છે. વાંચો પૃષ્ઠ ૬૩–"वनान्त બહુ રમ્ય હતો કેમકે સુંદર પ્રતિબિંબો વડે તે દૃષ્ટિને ખુશ કરતો. અન્તઃ કૂજન વડે તે કાનને ખુશ કરતો. વળી તાત જટાયુ અમારો સંભાળ લેતા એ અમને મોટી હૂંફ હતી. તેથી અમે ત્યાં ખરેખરું જીવન માણ્યું."

દંડકારણ્યના સીમાડાના પ્રદેશમાંથી તેના મધ્યભાગનાં અરણ્યોમાં અને ત્યાંથી પ્રસ્રવણ અને ગોદાવરી પાસે થઇને ધીમે ધીમે ભવભૂતિ રામને પંચવટી તરફ લાવે છે ધીમે ધીમે રામના કોમળ ભાવ કવિ જાગ્રત કરે છે અને ત્રીજા અંક માટે સુંદર પાર્શ્વભૂ રચે છે.

૨૫–૧

विविधo—विविधाः (વિવિધ પ્રકારના) विस्रम्भात् (સ્વચ્છન્દવિહારની) अतिप्रसङ्गा तेषां (અતિશયતાના) साक्षिणः–साक्षी.

શ્લોક ૨૬

અન્વય—चिराद्वेगारम्भं प्रसृतं तीव्रं विषरसः इव, कुतश्चित् संवेगात् चलितं शल्यस्य शकलः इव, हृन्मर्मणि रूढग्रन्थिः पुनः स्फुटितः व्रणः इव, घनीभूतं शोकं मा नूतनं इव विकलयति । (શિખરિણી)

એ જ દંડકા એ જ વૃક્ષો. એ જ પર્વતો અને એ જ નદીના કિનારા. એ જ પેલો પ્રસ્રવણ ગિરિ. અને એ જ ગોદાવરી નદી. એ જ પેલી પંચવટી કે જ્યાં રામે સીતા સાથે અનેક આનંદ વિહાર કર્યા હતા. બાર બાર વર્ષ પછી રામ એ આનંદ વિહારોના સાક્ષીભૂત સ્થળોની મુલાકાત લે છે. કેટલા દુઃખની વાત કે એ સ્થળો આજે પણ ઊભાં છે.

જ્યારે રામ સીતાવિહોણા થયા છે. એ બધું જોઈને રામને શું શું દુઃખ નહિ થતું હોય ! બાર બાર વર્ષ થયાં તે સીતા પાછળ શોક કરે છે. તેથી એ શોક નક્કર થયો છે અને એક ઘન પદાર્થ બની ગયો છે. પંચવટી વગેરે પૂર્વ પરિચિત સ્થળો જોતાં આજે એ શોકની પરાકાષ્ટા આવી ગઈ છે. પંચવટીના દર્શનથી આજે જાણે એ ભેગો થયેલો નક્કર શોક નવો હોય તેમ રામને પીડે છે. રામને લાગે છે કે જાણે પોતે આજે જ સીતાથી વિખુટા પડ્યા.

नूतन इव ને સ્થાને मूर्छयति च પાઠફેર છે પણ नूतन इव પાઠ વધારે ભાવમય છે घनीभूत -अपन घन रापन्न घनीभूत ને બદલે पुराभूत પાઠ ફેર છે પણ તે બરાબર નથી

પહેલી ત્રણ લીટીમાં ઘનીભૂત થયેલા આ શોકની ત્રણ ઉપમા છે. તે નીચે પ્રમાણે—

(૧) प्रसृत तीव्र विषरस इव—કેટલાંક ઝેર ધીમાં પણ કાતિલ હોય ને બધે પ્રસરી જાય અને લાંબે ગાળે બમણા જોરથી અસર કરે. રામનો શોક પણ બાર બાર વર્ષથી એકઠો થયો હતો. તે લાંબે ગાળે તીવ્ર વિષની માફક વેગથી શરૂ થયો હતો. આમ वेगारम्भ વિષ સાથે અને રામના શોક સાથે એમ બન્ને સાથે લેવાય.

પાઠફેર—चिरोद्वेगारम्भी-' જે લાંબે ગાળે ઉદ્વેગ ઉત્પન્ન કરે છે તે.' પણ તે વિષરસ સાથે લઈ ન શકાય.

(૨) प्रचल शल्यस्य शकलः इव—કર્યાકથી ભારે આઘાતથી હાલી ઊઠેલા શલ્યના ટુકડાની માફક ઘનીભુત થયેલો શોક રામને આજે પીડે છે આજે એ પરિચિત સ્થળો જોતા રામને ભારે આઘાત લાગે છે એ જ સ્થળ પણ સંજોગોમાં કેટલો બધો ફેર ! હૃદયમા એક વખત ખોસેલા શલ્યની અણી જેમ સમય જતાં અંદર દૃઢ બને તેમ રામના હૃદયમાં બાર બાર વર્ષથી શોક ભેગો થતો હતો. શલ્ય પણ એક વખત ખોસ્યું હોય તો ઊંડે ઊંડે જઈ વધારે મજબૂત બને તેમ રામનો શોક પણ આજે સમય જવાથી એક નક્કર ઘન થઇ ગયો હતો કર્યાકથી વેગથી હાલી ઊઠે તો તે શલ્ય જેમ નવું ખૂંપ્યુ હોય તેમ અતિશય પીડા કરે

તેમ પંચવટી જોતાં રામનો શોક આજે એકદમ ક્યાંકથી હાલી ઊઠયો છે અને નવો હોય તેમ એ ઘનીભૂત શોક આજે તેમને પીડે છે.

(૩) हृन्मर्मणिरूढग्रन्थि: स्फुटित: व्रणः इव–જેમ હૃદયના મર્મ ભાગમાં ગંઠાઈ ગયેલો વ્રણ ફરી ફૂટે તો અનહદ પીડા કરે તેમ આ ભેગો થયેલો શોક આજે એકદમ ભારેલા અગ્નિની જેમ ભભૂકી ઊઠ્યો છે અને રામને જાણે નવો હોય તેમ પીડે છે. વ્રણ પણ रूढग्रन्थि છે અને રામનો શોક પણ તેવી જ રીતે જામ થઈ ગયો છે. એ ગંઠાઈ ગયેલો વ્રણ ફૂટે છે. તેમ રામનો ઘનીભૂત શોક પણ એકદમ ભભૂકી ઉઠયો છે.

આમ અહીં घनीभूतः शोकः માટે ત્રણ ત્રણ ઉપમાન છે તેથી **માલોપમા અલંકાર છે.** नूतन इव માં ઉત્પ્રેક્ષા છે.

અહીં વાંચો શ્રી મ. ન દ્વિવેદીનું આ શ્લોક ઉપરનું ટિપ્પણ પૃષ્ટ ૧૩૨–"મારો શોક નવો જ હોય–હવણાં જ થયો હોય એવો વધીને મને પ્રમથી–બહુ મથી નાંખે છે. તે શોક હૃદયમાં કેવો સંતાઈ રહ્યો હતો કે કાંઈ વિષવિકાર અંગમાં પેઠો હોય પણ જોર ન કરતો હોય તેવો, અથવા એક કાંટો વગર હલાવે લાગી રહ્યો હોય તેવો, વ્રણ–ચાંદી ગંઠાઈ ગઈ હોય તેથી પીડા ન કરતી હોય તેવો. એ ગુપ્ત શોક, જેમ વિષનું જોર થવાથી વિષ ચરી ળે છે, અથવા હલાવ્યાથી કાંટો ખટકે છે, અથવા ઘણું રક્તાદિક ભેગું થવાથી ગાંઠ ફૂટે છે ને પીડા કરે છે તેમ હાલ આ પૂર્વના પરિચિત પ્રદેશો જોરાથી ચઢી વાગ્યો છે અને દમે છે."

૨૬–૧

**तथापि तान्पूर्वसुहृदः०**–એ પૂર્વપરિચિત સ્થળો એટલાં બધાં પરિચિત છે કે રામ અને સીતાની 'ખાનગી' ના અને સ્વૈર–વિહારના તે સાક્ષી છે. એ સ્થળો રામના જીવન સાથે એટલાં ઓતપ્રોત થઈ ગયાં છે કે રામ તેમને છોડીને જઈ શકતા નથી, અથવા એમ જ કહોને કે તે સ્થળો કેવળ જડ સ્થળો નહોતાં રહ્યાં પણ તે રામના મિત્રો સમોવડાં બની ગયાં હતાં. મિત્ર ગમે તેટલું દુઃખ કરે છતાં જો તે સાચો મિત્ર હોય તો કોઈ એને અળગો કરી શકે કે? નહિ જ. તેવી રીતે આ સ્થળોને જોઈને

આજે રામનો શોક અત્યંત વધી પડ્યો હતો છતાં મિત્રસમોવડાં એ સ્થળોને છોડીને રામ કેવી રીતે જઈ શકે?

શ્લોક ૨૭

અ-ન્વ-पुरा सरितां यत्र स्रोतः, अधुना तत्र पुलिनम्। क्षितिरुहां घनविरलभावः विपर्यासं यातः। चिरोर्दृष्टम् इदं वनम् अपरम् इव मन्ये। शैलानां निवेशः इदं तत् इति बुद्धिं दृढयति। (શિખરિણી)

કાળ કાળનું કામ કર્યે જાય છે બાર વર્ષે રામ જ્યારે એ જ જગ્યાઓ જુએ છે ત્યારે તેમને એમાં ઘણો ફેરફાર થઈ ગયેલો લાગે છે પહેલાં જ્યાં નદીનો પ્રવાહ હતો ત્યાં રેતાળ પટ છે અર્થાત્ નદીઓએ વહેણ બદલ્યું છે વૃક્ષોમાં અવનવો ફેરફાર થયો છે ઘાટાં વૃક્ષો પાતળાં લાગે છે અને પાતળાંને સ્થાને છટાદાર વૃક્ષો ઊભાં છે એક સમયે રામને લાગે છે કે આ તે પ્રદેશ નથી પણ નાના પર્વતો તો જેમના તેમ એ જ સ્થિતિમાં અવિચળ ઊભા છે આથી રામ નિશ્ચય ઉપર આવે છે કે ફેરફાર બને થયા પણ જગ્યા તો એને એ જ છે

ડૉ બેલવલકર તેમની પ્રસ્તાવનામાં એક સુંદર બાબત ઉપર આપણું ધ્યાન દોરે છે કે આ બાર વર્ષમાં પ્રકૃતિમાં ઘણો ફેર પડ્યો છે છતાં અમુક ફેર પડ્યો નથી અને એમાંની સ્થિર રહેલી એક વસ્તુ તે રામનો સીતા પ્રત્યેનો પ્રેમ

૨૭-૧

हन्त परिह्रियन्तमपि०-પંચવટીને જોતાં તો—

'આવી ઊભા સ્મૃતિપટ પરે પૂર્વના એ પ્રસંગો"
ત્યાં રાજેના એ સુખી દિવસો રામને સાંભરે છે એ પંચવટી સાથે તો કેટકેટલાં સ્નેહસ્મરણો સંકળાયેલાં છે કે જેને વિશેની વાતચીતથી તે બંને

ધરાતાં નહોતાં. આજે પ્રસંગોપાત એ જ પંચવટીનાં દર્શન કરવાનો રામને પ્રસંગ સાંપડે છે. એ જ છે એ પંચવટી. એવી ને એવી. પણ સંજોગોમાં કેટલો બધો ફેર! એને જોતાં સીતાનાં સ્નેહ સ્મરણો તાજાં થાય છે અને તે રામને સખત આઘાત પહોંચાડે છે અને તેથી તે એ પંચવટીનાં દર્શન ટાળવા પ્રયત્ન કરે છે. પણ એમ તે શે જવાય? પંચવટી સાથે એને ખાસ સ્નેહ થઇ ગયો છે કારણ તે રામ અને સીતાનું સ્નેહસ્મરણ બની ગઇ છે. તેથી રામ બળપૂર્વક એ તરફ આકર્ષાય છે.

पञ्चवटीस्नेहः ને બદલે पञ्चवटी स्नेहात् પાઠફેર છે. પણ અર્થમાં ખાસ ફેર નથી.

શ્લોક ૨૮

અન્વય-यथा स्वे गृहे यस्या ते दिवसाः तया सह मया नीताः, दीर्घाभिः यत् सम्बन्धि कथाभिरेव सततमास्थीयत, ता पञ्चवटीं सम्प्रति नाशितप्रियतमः पापः रामः कथमद्य एक विलोकयतु वा असंभाव्य गच्छतु वा ।
(શાર્દૂલ વિક્રીડિત)

કયો સ્નેહ રામને પંચવટી તરફ આકર્ષે છે તે અહીં બતાવે છે. અહીં છે તો કેવળ ઘોર વન. અહીં નથી અયોધ્યાનો મહેલ કે નથી ત્યાંનાં ઉપવનો કે નથી એ સુખ સગવડો. છતાં મે અહીં સીતાની સાથે જાણે મારા મહેલમાં ગાળતો હોઉં તેવી રીતે દિવસો ગાળ્યા. એ દિવસો એટલા બધા આનંદમાં વીત્યા હતા કે અયોધ્યા આવ્યા પછી પણ કેટલીયે વાર એની વાત નીકળતી. એ વાત કરતાં તો અમે થાકતાં જ નહોતાં અને લાંબો સમય એ વાતો કર્યે જતાં.

અહીં यथा ને બદલે पुनः પાઠફેર છે. બેલવલકર વગેરે ઘણા એ પાઠ રાખે છે પણ यथा પાઠ વધારે ભાવમય છે. पुनः પાઠ લેતાં नीता આગળ વાક્ય પૂરું થાય અને पुनःથી નવું વાક્ય શરૂ થાય. એમ લેતાં અર્થ નીચે પ્રમાણે થાય-"અને પછી પોતાને ઘેર (અયોધ્યામાં) ગાળ્યા." પહેલાં પંચવટીમાં ગાળ્યા અને પછી અયોધ્યામાં ગાળ્યા. અને ત્યાં પંચવટીના સુખી દિવસોની વાતો કરતાં અમે ધરાતાં નહોતાં પણ यथा પાઠ સારો છે.

नाशित०–नाशिता प्रियतमा येन सः नाशितप्रियतमः तामद्य ને બદલે तामेव પાઠ પણ સારો છે.

રામની સ્થિતિ કફોડી થઈ છે. જે પંચવટીની સાથે એના સુખી દિવસોની યાદ સંકળાયેલી છે, જ્યાં એમણે સીતા સાથે અનેક સુખ ભોગવ્યાં છે અને આનંદ માણ્યો છે એ જ પંચવટીને આજે તે બાર વર્ષે જુએ છે. પંચવટી તરફનો સ્નેહ એને એ તરફ આકર્ષે છે પણ એ પંચવટીનાં દર્શન ટાળવા પ્રયત્ન કરે છે. કારણ આજે તે પંચવટીને શું મોઢું બતાવે? એ વેળા તો સીતા સાથે હતી જ્યારે આજે પોતે એકલા આવ્યા છે. "પહેલાં तया सह બધું હતું; હવે एकः" (રાય પૃ. ૬૭) કેટલો બધો ફેર! એટલું જ નહિ પણ એણે પોતે હાથે કરીને વિના કારણ નિર્દોષ પ્રિયતમા સીતાને ત્યજી અને મારી. આથી એ હવે પંચવટીને શું મોઢું બતાવે? "एकः એટલું જ કરુણામય છે. એમાં ઉમેરો કે એ પરિસ્થિતિનું કારણ હું પોતે જ છું. તેથી પરિસ્થિતિ અસહ્ય બને છે" (રાય) એ પાપી રામ આજે પંચવટીનાં શી રીતે દર્શન કરી શકે? પંચવટીનું દર્શન જ એનો શોક તાજો કરે છે. પણ સાથે સાથે સ્નેહાકર્ષણ પણ એટલું પ્રબળ હતું કે રામ એનાં દર્શન કર્યા સિવાય જઈ જ ન શકે. પંચવટીને જોતાં એમને અનેક સુખસ્મરણો તાજાં થાય છે. આ સ્થળ એમને ફરી એક વખત જોવા મળ્યું છે તો ઘડીક આંખને ઠાર્યા સિવાય રામ કેવી રીતે જઈ શકે?

વાંચો શ્રી મ. ન. દ્વિવેદી–"જે પંચવટી સંબંધીની વાત ઘરમાં–અયોધ્યામાં–વનમાંથી પાછા આવ્યા પછીથી અમે જ્યારે ત્યારે ફરી ફરી કરી કરીને વખત ગાળતાં, એટલા અમને એ પંચવટીના વિહાર યાદ આવ્યાં કરતા ને તેમના સ્મરણથી જ સુખ મળતું, એમ વનવાસના દુઃખને પ્રસંગે પણ જે પંચવટી અમને કેવળ સુખકર થઈ હતી, તેને કેમ જોઈ શકશે?–નહિ જ જોઈ શકે, કેમકે સીતા, જેને લીધે પંચવટી સુખકર નીવડેલી તે સાથે નથી. અર્થાત્ પંચવટીનું કેવળ દુઃખ કરવાપણું જ હાલ તો રહેલું છે. અથવા જેમાં એટલું એટલું સુખ લીધેલું એવી પંચવટીને છોડી પણ કેમ જવાય? ન જ જવાય."

૨૮-૧

**श्रुतभवत्०**—श्रुतं भवतः संनिधानं येन—જેણે તમારું સંનિધાન સાંભળ્યું છે તેવા.

૨૮-૨

**परिकल्पित०**—परिकल्पितं विमानात् अवतरणे (कर्तव्यं) मङ्गलं यया (તમે) વિમાનમાંથી ઊતરો ત્યારે કરવાના મંગળની જેણે તૈયારી કરી છે તેવી.

अवतरणमङ्गल—"આ શબ્દ કાદમ્બરીમાં ઘણી વખત આવે છે. માણસ આવે ત્યારે તેના ઉપરથી નાળિયેર, દહીંભાત વગેરે ફેરવીને ઉતારી લેવામાં આવતાં અને તે ચકલે મૂકી દેવાતાં. આ વિધિને 'અવતરણ' કહેવાય છે." (કાણે) પાણીના લોટાની સાથે ફેરવી આરતા [illegible] તે પદાર્થ નાખી દેવામાં આવતું.

लोपामुद्रा—અગસ્ત્યની પત્ની.

૨૮-૩

**सर्वे च महर्षयः**—પાઠફેર-चागस्त्ययज्ञा-અગસ્ત્યના અનુયાયીઓ.

રામાયણમાં પણ શંબૂકને મારીને રામ અગસ્ત્યના આશ્રમે જાય છે અને ત્યાં ઋષિ તેમને દિવ્યાભરણ આપે છે. અહીં રામ કેમ આશ્રમે ન આવ્યા તેને અગસ્ત્ય બહુ મહત્વ આપતા નથી. કદાચ યજ્ઞ માટે મોડું થતું હશે તેથી તે નહિ આવ્યા હોય એમ ધારી અગસ્ત્ય પાસ प्रजविना શબ્દ વાપરે છે. દુર્વાસા હોય તો શાપ આપે. પણ અગસ્ત્ય રામને સામેથી બોલાવે છે અથવા તે પણ રામની મનોદશા કેમ સમજતા ન હોય !

૨૮-૭

**भगवति पञ्चवटि०**—રામના મનમાં પહેલું સ્થાન પંચવટીનું હતું. આથી જ તેમને પોતાની મેળે અગસ્ત્ય પાસે જવાનું સૂઝતું નથી. અત્યારે રામ એ પંચવટી પાસે જ જઈ રહ્યા હતા પણ અગસ્ત્યનો સંદેશો આવતાં રામને એ આજ્ઞા પહેલી માનવી પડે છે. આથી પંચવટીમાં જવાનું મુલતવી રાખવું પડ્યું છે. રામનો ભાવાવેગ એટલો બધો વધી

'રાય' બીજી એક બાબત ઉપર પણ ધ્યાન દોરે છે કે "ભવભૂતિને સાધારણ કરતાં અસાધારણ શબ્દો વાપરવાનો ખાસ શોખ છે. એને कौशिक ગમે पेचक નહિ मौकुलि શબ્દ ગમે, वायस નહિ. એને प्रचलाकिन् ગમે मयूर નહિ. रोहिणी ગમે चन्दन નહિ. कुम्भीनस ગમે-સાપ નહિ." (વાંચો રાય પૃ. ૭૧) અહીં આખા શ્લોકમાં અનુપ્રાસ છે.

શ્લોક ૩૦

અન્વય-एते ते कुहरेषु गद्गदनदद् गोदावरीवारयः मेघालम्बितमौलिनील शिखराः दक्षिणाः क्षोणीभृतः । इमे च ते गभीरपयसः अन्योन्य० उत्तालाः पुण्याः सरित् सङ्गमाः (શાર્દૂલ વિક્રીડિત)

गद्गद०-गद्गदं (ગદ્‌ગદ) नदन्ति (અવાજ કરતાં) गोदावरी वारीणि येषु (ગોદાવરીનાં પાણીવાળા)

मेघा०-मेघैः (વાદળ) आलम्बिताः (શોભતાં હોવાથી) मौलयः (ટોચ) येषां तानि मेघालम्बितमौलीनि, (વાદળ ટોચ ઉપર શોભતાં હોવાથી) अत एव नीलानि (નીલા) शिखराणि येषां ते (શિખરોવાળા) (बहु०)

अन्योन्य०-अन्योन्यप्रतिघातेन (પરસ્પર અથડાવાથી) संकुला (ભેગી), चलन्तः (ડોળતાં) चञ्चला, तेषां (મોજાંના) कोलाहलैः (કલકલ અવાજથી)

उत्तालाः-उद्गत तालात्-ગાઢ રહેલા.

गभीर०-गभीर पयः येषां-ઊંડા પાણીવાળાં.

सरित०-सरितां सङ्गमाः-નદી સંગમો.

પ્રકૃતિના આ ભયાનક દૃશ્યના વર્ણન સાથે આ અંક સમાપ્ત થાય છે.

# અંક ૩

દૃશ્ય ૧ શુદ્ધવિષ્કમ્ભક

[બે નદીમાતાઓ મળે છે મુરલા લોપામુદ્રાનો ગોદાવરી ઉપરનો સંદેશો લઈ જતી હોય છે કે પંચવટીને જોઈને જો શોકાતુર રામ મૂર્છિત થાય તો તેણે ઠંડી સુગંધી લહરીઓથી રામભદ્રને શાંતિ આપવી તમસા સમાચાર આપે છે કે ત્યકતા સીતાએ ત્યાં જોડકા પુત્રોને જન્મ આપ્યો છે અને તેની માતા પૃથ્વી તથા ભાગીરથીએ તે બંને છોકરાઓને વાલ્મીકિને સોંપ્યા છે રામ પંચવટીમાં જરૂર આવશે એમ ધારીને દેવી ગંગા સીતાને પણ સાથે લઈ આવ્યાં છે ગંગાના અનુગ્રહથી સીતાને કોઈપણ માનવ વા દેવતા પણ ન જોઈ શકે તેવી અદૃશ્ય બનાવવામાં આવી છે આમ જરૂર પડયે સીતા પોતાના સ્પર્શથી રામને ભાનમાં લાવી શકે એવી જોગવાઈ થઈ ગઈ છે પછી મુરલા ગોદાવરીને સંદેશો પહોંચાડવા જાય છે અને તમસા સીતા સાથે જાય છે ]

**भगवति तमसे**—મુરલા કંઈક નીચી કોટિની હશે અને તેથી જ તે તમસાને ભગવતી કહે છે અને લોપામુદ્રાએ પણ તેથી જ તેને કેવળ સંદેશો લઈને મોકલી હશે એમ 'રાય' ધારે છે

શ્લોક ૧—(અનુષ્ટુભ)

**अनिर्भिन्नगभीरत्वात्**—પાઠફેર છે 'બહાર ન આવતો અને ઊંડો હોવાથી' એમ અર્થ થાય પણ તે બરાબર નથી अन्तर्गूढ-अन्तर्गूढा घना व्यथा यस्य—જેની ગાઢ વ્યથા અંતરમાં ગૂઢ રહેલી છે

पुटपाक—આયુર્વેદમાં કેટલાક ઓસડ તૈયાર કરવાની ખાસ રીત હોય છે એક વાસણમાં ઓસડ ભરી તેનું મોઢું છાંદી દેવામાં આવે છે પછી તેને જમીનની અંદર ભઠ્ઠીમાં મૂકવામાં આવે છે આને પુટપાક કહેવામાં આવે છે આમાં ગરમીથી દવા પુષ્કળ તપે છે ઓસડ ઊકળે છે અને

ઊભરા પણ આવે છે. પણ મોઢું બંધ હોવાથી એ ઊભરા અંદરને અંદર શમે છે અને ખદખદ્યા કરે છે. આ ઊભરા કે શોકાળા લોકોને દેખાતા નથી. રામની શોકની લાગણી પણ આવી પુટપાક પામેલી ઔષધિ જેવી છે. ધીર ગંભીર હોવાથી રામની શોકની લાગણી સહેજ પણ બહાર દેખાતી નથી. પોતાની લાગણી રામ બીજા કોઈને જણાવા દેતા નહોતા. તે અંદરને અંદર શમવાથી અંદરને અંદર રામને શોકે છે. આ ઊંડા શોકે રામના હૃદયમાં કેટલો ઉલ્કાપાત મચાવ્યો છે એ રામ બીજાને કળવા દેતા નથી. તે વ્યથા બહાર નથી દેખાતી પણ તે કેટલી ભયંકર છે એનો અહીં ખ્યાલ આવે છે.

રામની ભયંકર મનોદશાનો પહેલા જ શ્લોકમાં ખ્યાલ આવે છે. प्रतीकाश=ના જેવો. 'साधारणः समानश्च स्युरुत्तरपदे त्वमी । तीभसंकाशनीकाशप्रतीकाशोपमादयः' इत्यमरः ।

અહીં ઉપમા છે રામના કરુણરસને 'પુટપાક' સાથે સરખાવ્યો છે. રામના કરુણરસની ( રામની શોકની લાગણીની ) અહીં पुटपाक સાથે સરખામણી થઇ છે. બંધ વાસણમા ઉકળવાથી જેમ દવાની ગરમીનું પ્રમાણ અત્યત વધી પડે છે છતા તે ગરમી બહાર આવતી નથી તેમ હૃદય ભેદીને બહાર ન આવ્યો હોવાથી અંદર જ સમાયેલા રામના શોકનું પ્રમાણ અંદર ને અંદર વધી પડે છે. વાસણનું મુખ બંધ હોય. રામનું મુખ પણ બંધ છે. તેથી જ રામની શોકની લાગણી અત્યંત વધી પડે છે છતા બહાર દેખાતી નથી. વાસણ ઊંડુ હોય કે જેથી દવાનો ઊભરો આવે છતા બહાર ન આવે. જો એ વાસણ જોઇએ તેટુ ઊંડું ન હોય તો ગરમાથી કદાચ ફાટી પણ જાય અને અનિર્ભિન્ન ન રહે. તેવી રીતે રામ પણ ગંભીર હતા અને તેથી જ શોક બહાર ન દેખાતાં અંદર જ શમ્યો હતો અને વધી ગયો હતો. આમ અહીં ઉપમા છે.

પણ શ્રી રાય સમજાવે છે કે આ ઉપમા બરાબર નથી. તાપ પકવવાની વસ્તુને લાગે તેથી જે ચીજ પકાવાતી હોય તેને વ્યથા થાય. એ દવાનો રંગ બદલાય અને તાપની બીજી અનેકવિધ અસર થાય. અહીં રામ दुःखमुक्तं પાત્ર છે. જે પકાવવાની વસ્તુ છે તેની સરખામણી કરુણ રસ સાથે થઇ છે. તેથી વ્યથા પણ તેને જ લાગુ પડવી જોઇએ. પણ કરુણ

રસને તે કેવી જાતની વ્યથા હોઈ શકે ? આમ ઉપમા બરોબર નથી એમ 'રાય' બતાવે છે-વચિો-अत्र रामो दुद्मयुक पात्र, करुणो रस अन्तः स्थित पच्यमान वस्तु । पर पच्यमानस्यैव वेदना न्याय्या इष्यते तु पुटपुलयस्य रामस्य, इत्युपमा क्लेश ॥

પણ જેમ પાકની ગરમી વ વધી પડે છે તેમ રામની શોકની લાગણી એટલે કે રામની વેદના અત્યત વધી પડે છે. આમ લેતા ઉપમામા ખાસ દોષ નથી લાગતો. આમ આ ઉપમા કાલિદાસ જેવી સપરિપુર્ણ નથી હોતી

૧-૧

**तथाविधे०**-तथाविध (તેવા) इष्टजने (ઇષ્ટજન ઉપર) कष्टस्य (કષ્ટ) विनिपात, तस्मात् (આવી પડવાથી) जन्म यस्य तेन ઉદ્ભવેલી) प्रकर्ष गतेन અને प्रकृष्ट । गतेन પાઠમાં ખાસ ફેર નથી

दीर्घशोकसन्तानेन-લાબી શોકપરપરાથી सतापेन પાઠ सतानेन જેવો નથી

૧-૨

**परिक्षीण रामभद्र**-પુટપાક જેવી દારુણ મનોવ્યથાને લીધે રામ અત્યત દુર્બળ અને ક્ષીણ થઇ ગયા છે. બારે વર્ષે દેખાતા રામ સાવ બદલાઈ ગયા છે सनन्धन મૂળ સાથે જ कुसुमसमबन्धनम्-ફૂલ જેવા બંધનવાળુ પણ પહેલો પાઠ વધારે ભાવમય છે રામની દશા જોતા જ ગોદાવરીનુ હૃદય છેક તેના ગહનતમ પડ સુધી હાલી ઊઠયુ એ ભાવ છે. તેથી सनन्धन પાઠ સારો છે.

૧-૩

'અગસ્ત્ય મુનિના આમંત્રણ રામ જ્યારે એમના દર્શને ગયા ત્યારે લોપામુદ્રાએ રામની શારીરિક તથા માનસિક અવસ્થા જોઈ ત્યાથી પાછા ફરતા રામ પચવટીમા થઈને અયોધ્યા જવાના હતા અહી પૂર્વપરિચિત સ્થળો જોતા રામને સીતાનુ સ્મરણ થશે જ. અને અહી રાજ્યનુ પણ

કંઈ કામ ન હોવાથી રામનો શોક અત્યંત વધી જશે અને તેમનું જીવન જોખમમાં મૂકાશે એવી ચિન્તા લોપામુદ્રાને થઈ. તેથી તે ગોદાવરીને રામની સંભાળ લેવાનું મુરલા સાથે કહેવડાવે છે.

१-४

एवंविधायामवस्थायाम्–'રાય' સમજાવે છે તેમ સ્થળ અને સમય બંને બતાવે છે. સમય એની વિરુદ્ધ હતો કેમકે પહેલું તો એ કે તે શરીરે બહુ જ નબળા પડી ગયા હતા તેથી કોઈ પણ આઘાત સહી શકે તેમ નહોતા. વળી અહીં રાજકાર્ય પણ નથી કે જેથી એમનો શોક કાબૂમાં રહે. શમ્બૂકનો વધ કરવાનું એક રાજકાર્ય હતું તે તો પતી ગયું હતું. તેથી રામને બીજું કોઈ કામ ન હોવાથી વિચારે ચડે એ સંભવિત હતું. સ્થળ પણ પહેલાંનાં સંસ્મરણોની જગ્યા હોવાથી એની વિરુદ્ધ હતું. તેથી महान्ति प्रमादस्थानानि-ભયની તકો હતી (વાંચો 'રાય' પૃ. ૬–અંક ૩)

१-५

अतिगम्भीराभोग०–अतिगम्भीरः आभोगः यस्य सः (જેનું પ્રસરણ અતિ ગંભીર છે તેવા) अति गम्भीराभोगः, शोकः, तेन (શોકના) यः क्षोभः तस्य (ક્ષોભના) संवेगात् (ભારે આવેગને લીધે)

શ્લોક ૨

અન્વય–शीकरक्षोदशीतैः पद्मकिञ्जल्कगन्धान् आकर्षद्भिः स्वैरंस्वैरं प्रेरितैः वातैः रामभद्रस्य जीवं मोहे मोहे तर्पय इति । (શાલિની)

આગળ કહ્યું તે તે કારણથી જ્યારે જ્યારે રામ આ પરિચિત સ્થળો જોતાં મૂર્છિત થાય ત્યારે ત્યારે ઠંડા સુગંધી વાયુથી ગોદાવરી અને રામને જીવાડવા એવો નર્ણય લોપામુદ્રાએ કર્યો.

शीकर०–शीकरस्य (ફીણના) क्षोदाः, तैः (કણોથી) शीताः, तैः (ઠંડા) किञ्जल्क-ગંધ, 'किञ्जल्कः केसरोऽस्त्रियम्' स्वैरं स्वैरं–ધીમા ધીમા દૂર

એમ આ શબ્દ બતાવે છે કે લોપામુદ્રાએ ગોદાવરી ઉપર મોકલેલો સંદેશો અહીં સમાપ્ત થાય છે.

સાધારણ રીતે વિરહી જ્યારે ભાનમાં હોય ત્યારે ઠંડો શીળો વાયુ એને અસહ્ય થઈ પડે છે પણ મૂર્છિત અવસ્થામાં તે સંજીવની રૂપ થઈ પડે છે. વાંચો વીરરાઘવ-अत्र स्वैरमिति उक्त्या सुरभिशीतलमृदुवाता अपि विरही-णामनर्थकारिण इति न शङ्क्यम् । विरहीणां चैतन्यदशायामेव दुःसहा इमे मूर्छितानां तु प्राणप्रतिष्ठापनकरा एव । नातस्त्वयातिथ्यशङ्का कर्तव्येति व्यज्यते ।

३-१

उचितमेव०-લોપામુદ્રાને રામ તરફ આટલો ભાવ છે તેથી તે એમની આટલી કાળજી લે એ યોગ્ય જ છે. જ્યાં સ્નેહ હોય ત્યાં કાળજી લેવાવી જ જોઈએ.

सञ्जीवनोपायस्तु मौलिक०-मौलिक-ખરેખરો. मूलादागतः तत आगतः (पा ४-३-७४) પ્રમાણે.

३-५, ७

प्राप्त०-प्राप्ता प्रनववेदना येम. रसातलं-નીચેના સાત પ્રદેશ કહ્યા છે-अतल वितल सुतल रसातल तल तल महातल અને पातल

શ્લોક ૩ ( અનુષ્ટુભ )

विपाकः-દશા પલટો इक्ष्वाकूनां-એમાંઓનો. સીતા જેવાંનો. સીતા જેવાં મનુષ્યોનો ભાગ્ય પલટો પણ અદ્ભુત હોય છે. કારણ એવી કમનસીબીમાં પણ આવા (વાલ્મીકિ, ગંગા, અને પૃથ્વી જેવાં) પણ ઉપયોગિતાનું સાધન બને છે. एवंविध जनः એટલે ગંગા પૃથ્વી અને વાલ્મીકિ જેવા મહાન લોકો સીતા પોતે મહાન હતાં. દુઃખ ન સહન થવાથી સીતાએ મરવાનું પડતું મૂક્યું હતું. એમનો અંત પણ એવો અદ્ભુત જ આવ્યો ગંગા, પૃથ્વી અને વાલ્મીકિ જેવા મહાન લોકો સીતાની સેવામાં હાજર થવા જેના એમાં જ આશ્ચર્ય છે.

૩-૧

**सम्भावित०**—सम्भावितं जनस्थाने आगमनं यस्य-જેમનું જનસ્થાનમાં આવવાનું સંભવિત છે તેવા. જે ચિન્તા ગોદાવરીને થાય છે તે જ ચિન્તા ગંગાને પણ થાય છે. ગંગા સીતાનાં શ્વશુરકુળનાં દેવતા છે. પણ ભાગી રથી ખરો ઉપાય અજમાવે છે. સીતાના વિરહને લીધે થતી વેદના સીતાના સંયોગ વિના બીજા કોઇપણ ઉપાયથી શાન્ત નહિ જ પડે એવી ગંગાને ખાતરી હતી તેથી તે સીતાને લઇને ગોદાવરીને મળવા આવ્યાં. તમસાને સીતાની સાથે રહેવાનું કહી તે બંનેને વનમાં મોકલ્યાં. લોપામુદ્રા અને સીતા બંનેને ખાસ કરીને રામની જ ચિન્તા છે. છતાં તે સીતાને અદૃષ્ટ રાખે છે. સીતા રામને પ્રત્યક્ષ મળી શકતી નથી. આમ આખા અંકમાં સીતા છાયા રૂપે અદૃષ્ટ રીતે જ દેખાય છે. એને વનદેવતા પણ જોઇ ન શકે તો માનવો તો ક્યાંથી જોઈ શકે ? ત્યાં પ્રત્યક્ષ રીતે રામ અને સીતાને મેળવી શકત. પણ એવું મિલન પરિપૂર્ણ ન હોત. સીતાને રામના વર્તનથી હાડોહાડ અપમાન લાગી ગયું છે. એ શલ્ય નિર્મૂળ થાય અને સીતાને રામના એના એ સ્થિર પ્રેમની ખાતરી થાય તો જ પુરેપુરૈં મનમેળ થાય અને મિલન સફળ નીવડે. એવું કશું હજી થયું નથી તેથી સીતાને અદષ્ટ રાખી છે. લોકોની શંકા જાય એવું કશું હજી થયું નથી તેથી રામ પણ કદાચ પ્રત્યક્ષ રીતે સીતાને ન મળત અને મળત તો સ્વીકારી શકત નહિ. આમ આ બધી પરિસ્થિતિમાંથી છૂટવા સીતાને અદષ્ટ રાખી છે.

૩-૨

**सरयूमुखात्**—સરયૂને મુખેથી. અયોધ્યા સરયૂકાઠે આવેલું હોવાથી. રામ શંબૂકના વધ માટે એને શોધવા નીકળ્યા છે એ સમાચાર ગંગાની શાખા સરયૂ ગંગાને આપે છે. શંબૂક જનસ્થાનમાં હોવાથી રામ ચોક્કસ ત્યાં જશે જ એવી ખાતરી નદીઓને હોય છે. સ્નેહના સાક્ષીભૂત એવાં ચિરપરિચિત સ્થળો જોતાં રામને અસહ્ય દુઃખ થશે અને એ ઘા રામ ઝીલી નહિ શકે એમ ગંગાને લાગે છે. રામનું જીવન પણ કદાચ જોખમમાં મૂકાશે એમ ગંગાને લાગે છે. એ વખતે સીતાના સ્પર્શ સિવાય

કોઈ સફળ ઉપાય ન હોવાથી જ ગંગા સીતાને લઈ આવ્યાં છે એ યોગ્ય જ છે એમ મુરલા કહે છે.

अभ्युदयिकैः-અભ્યુદય કરનારાં. અભ્યુદય જેનું પ્રયોજન છે તેવાં-अभ्युदयः प्रयोजनम् एषाम् इति.

૩-૭

शोकमात्रद्वितीयस्य-शोक एव शोकमात्रं, तत् द्वितीयं यस्य શોક માત્ર જ જેનો સાથી છે તેવા.

શ્રી રાય કહે છે કે સીતા તો પાણીમાં ગોદાવરી પાસે છે. અને રામ પંચવટીમાં છે તો એ રામને કેવી રીતે આશ્વાસન આપી શકે! પણ સીતા તો ગોદાવરીમાંથી સૂર્યદેવતાને પ્રણામ કરવા બહાર આવે છે. ત્યાં જ એ વાસન્તીના શબ્દો સાંભળી સીતા પણ એ બાજુ જાય છે (વાંચો ૬-૧-कतिचित्पदानि गत्वा) સીતા પણ પંચવટીને જોતાં વ્યથા અનુભવે છે. (૬-૫) રામ પણ 'विमानराज'માં ત્યાં જ આવી પહોંચે છે. (विमानराज अत्रैव स्थीयताम्) આથી રાય'ની ટીકા અસ્થાને છે.

૩-૧૦

संख्यामङ्गल०-દરેક વર્ષગાંઠે જન્મથી જેટલાં વર્ષ થયાં હોય તેટલી ગાંઠોવાળો એક દોરો કદાચ બાંધવાનો પહેલાં રિવાજ હશે કેટલાક કહે છે કે દોરો ગળામાં નાખવામાં આવતો. ગાંઠ ઉપર અશુભ નિવારવા માટે કંઈ નિમ્બ, दूर्वा गोरोचना જેવી શુભ વસ્તુઓ પણ મૂકવામાં આવતી. વાંચો प्रेमचन्द्रतर्कवागीशभट्टाचार्य ની આ નાટક ઉપરની ટીકા:—वर्षक्रमसंख्यकग्रन्थिमद्गुणगुणनिम्बश्वेतसर्षपदूर्वागोरोचनादिमङ्गलवस्तुसहितसूत्रधारणविधिरित्यर्थः। वीरराघव-संख्यायुर्नियहेतुमङ्गलग्रन्थिः वत्सरे वत्सरे शिशूनां जन्मर्क्षे शान्त्युत्सवं कृत्वा मङ्गलार्थं करे पट्टसूत्रादिना त्रिशो ग्रन्थिं कुर्वन्ति तु करे बन्धरूपेण तिष्ठतीत्युपदेशः, ई. विद्यासागर-संख्याबोधको मङ्गलार्थो ग्रन्थिः, अतीतवर्षसमसंख्यकग्रन्थिमत् सूत्रमिति यावत्। जन्मतिथौ हस्ते दृश-मभिबध्यते तच्च सूत्रं जन्मग्रन्थिरुच्यते यथा तिथितत्त्वे जन्मदिनविकरणे गुरुदुर्गादित्यादाद् जन्मग्रन्थेश्च बन्धनम्, घनश्याम-बालजन्मवर्षदिने सूत्रे एवं ग्रन्थिवर्षगणनाय बध्यत इत्याचारः। बालहस्ते बध्यते इति व्याख्यानं भ्रमयुक्तं

३-११

**पुराणश्वशुरम्**—રઘુવંશની ઉત્પત્તિ સૂર્યમાંથી થઇ છે તેથી સૂર્યને પુરાણશ્વશુર કહ્યા.

मानव—मनोरथम् બાલકાંડ સર્ગ ૭૦ અને અયોધ્યાકાંડ સર્ગ ૧૧૦ મા રામની વંશાવળી આપી છે. ત્યાં બ્રહ્મામાંથી જ ઉત્પત્તિ બતાવી છે બ્રહ્માનો પુત્ર મરીચિ મરીચિનો કશ્યપ, અને કશ્યપનો વિવસ્વત્ (સૂર્ય) પુત્ર હતો. મનુ વિવસ્વતનો પુત્ર હતો તેથી વૈવસ્વત્ કહેવાયો રામને વિવસ્વતથી સાડત્રીસમો વંશજ ગણ્યો છે તેથી एतावत શબ્દ વાપર્યો છે વિવસ્વત્ અને રામની વચ્ચે થઈ ગયેલા કેટલા બધા રાજાઓ હતા તે બતાવવા ખાસ एतावत શબ્દ વાપર્યો છે 'મનુ' પહેલો રાજા હતો. વાંચો रघु १-११-वैवस्वतो मनुर्नाम माननीयो मनीषिणाम् । आसीन्महीक्षितामाद्य प्रणवश्छन्दसामिव ॥

३-१४

**अपहृतपाप्मान**-अपहृत पाप्मा येन-પાપ નાશ કરનાર. स्वहस्ता०-स्वहस्ताभ्यां अवचितै-પોતાને હાથે ભેગાં કરેલા

३-१६

**प्रहृष्टप्रेमा**-प्रहृष्ट प्रेम यस्या सा प्रहृष्टप्रेमा प्रत्यनन्तरी० પાસે હે-अप्रत्यनन्तर प्रत्यनन्तर भवति અથવા सपद्यते इति प्रत्यनन्तरीभव त (निरप)

શ્લોક ४

अन्वय-परिपाण्डुदुर्बलकपोलसुन्दर विगलत्कबरीकम् आनन दधती करुणस्य मूर्ति अथवा शरीरिणी विरहव्यथा इव जानकी वनम् एति । (મંજુભાષિણી)

परिपाण्डु०—परिपाण्डू (અત્યંત ફિક્કા) दुर्बलौ (અને દૂબળા) च कपोलौ, ताभ्या (ગાલને લીધે) सुन्दरम् (સુન્દર) વિરહને લીધે સીતાના ગાલ અત્યંત ફિક્કા અને દુર્બળ થઈ ગયા હતા છતાં એનું નૈસર્ગિક સૌંદર્ય લુપ્ત થયું નહોતું એ દુર્બળતામાં પણ એના ગાલ સુંદર લાગતા હતા અહી 'રાય'ની ટીકા બહુ સુંદર છે વાંચો-તેમની ટીકા પૃ ૧૫-૧૬-"ખરી રીતે

તો સીતા કંઈ करुणस्य मूर्ति નથી. સૌંદર્ય તો સીતાને કુદરતી વરેલું છે. પણ જોનારને લાગે કે ફિક્કાશ અને દુર્બળતા પ્રાસંગિક છે અને એ ફિક્કાશ અને દુર્બળતાએ કરેલા અનર્થે આ સુંદર ચહેરા ઉપર જાણે મૂર્તિ ધરી છે. આ करुणस्य मूर्ति છે." આમ परिपाण्डु० એ વિશેષણ करुणस्य मूर्तिः સૂચવે છે.

विलोल०—विलोला कबरी यस्मिन्-ગમે તેમ હાલતા કેશપાશવાળું-વિરહને લીધે સીતાએ ચોટલો ગૂંથ્યો નહોતો તેથી વાળની લટો ગમે તેમ મુખ ઉપર લટકતી હતી. આથી તે જાણે દેહધારિણી વિરહવ્યથા ન હોય તેવું લાગતું હતું. આ વિશેષણ શરીરિણી વિરહ૦વ્યથા સૂચવે છે.

સીતા વનમાં આવે છે. આજ બાર વર્ષ પછી હવે સીતાને જોઈએ છીએ. એના ગાલ બેસી ગયા છે અને ફિક્કા પડી ગયા છે. જાણે करुण-स्य मूर्ति ન હોય ! એના વાળની લટો હોળ્યા વગરની હોવાથી આમતેમ લટકે છે. જાણે શરીરધારિણી વિરહવ્યથા તો ન હોય ! આમ અહીં ઉત્પ્રેક્ષા છે. ઉત્પ્રેક્ષા જ વધારે સરસ લાગે છે. કેટલાક અહીં विरहव्यथैव પાઠ લઈ રૂપક અલંકાર બતાવે છે. रूपक માં બંને અસ્તિત્વ ધરાવતી વસ્તુ વચ્ચે અભેદ હોય છે જ્યારે અહીં विरहव्यथा પોતે અસ્તિત્વ ધરાવતી નહિ પણ કાલ્પનિક વસ્તુ છે. તેથી व्यथेव પાઠ સારો છે.

ઉપરાંત अथवा ને બદલે इव वा પાઠ છે પણ તો પછી व्यथेव પછી પણ वा જોઈએ. તેથી તે પાઠ પણ સારો નથી.

ભવભૂતિ અહીં करुण શબ્દ ખાસ વાપરે છે. એ દ્વારા નાટકના પ્રધાન રસનું આમ સૂચન કરી દે છે. આ અંક પણ આખો કરુણ છે. એ પણ ભવભૂતિ અહીં જણાવી દે છે. સહુથી પહેલાં રામની કરુણ દશા જણાવી કે એનો શોક પુટપાક જેવો છે. એ પણ આ બાર વર્ષમાં સાવ જ દુર્બળ થઈ ગયા છે. કેવળ સીતા પ્રત્યેનો એમનો સ્થિર પ્રેમ જ જાણે એમનું જીવન ટકાવી રાખે છે. આ શ્લોકમાં કારમા વિચ્છેદે સીતાની કેવી દશા કરી છે તે જોઈએ છીએ. સીતાના અણુએ અણુમાં શોક મૂર્તિમંત થયો છે. એની અને શોકની વચ્ચે કોઈ જુદાઈ જ જાણે નથી રહી. એ પોતે મૂર્તિમંત શોક હોય એવું આજે જોનાર પહેલી જ નજરે કહી શકે. જાનકી બાર વર્ષે વનમાં આવે છે. જાણે દેહધારિણી સ્વયં વિરહવ્યથા જ

ન આવતી હોય સામે ! આમ સીતા તો જાણે શોક અને કારુણ્યની જીવત મૂર્તિ જ બની ગઈ છે

પહેલા અંકમાં દેખાયેલી સીતામાં અને આજની સીતામાં કેટલો બધો ફેર છે ! તથાપિ એની સહજ લાવણ્યમયી છાયા એને છોડતી નથી અને શોકની જીવતી જાગતી મૂર્તિ થઈ ગયેલી સીતાને પણ આપણે એના લાવણ્યથી આજે ઓળખી શકીએ છીએ

શ્લોક ૫

**અન્વય**–हृदयकुसुमशोषी दारुणः दीर्घशोकः अस्याः परिपाण्डु, क्षामम्, वृन्तनाद्विप्रलून किसलयमिव मुग्धं शरीरं, शरदिजः घर्मः केतकीगर्भपत्रम् इव ग्लपयति । (માલિની)

સીતા આજે બારે વર્ષે પણ મુગ્ધ અને સુંદર તો છે જ છતાં નખથી ન ચૂંટેલા કિસલય જેવી સુંદર અને તાજી તો નથી જ તેનું શરીર મૂળમાંથી તૂટી પડેલા કિસલય જેવું છે કે જે મનોહર છે છતાં ચિમળાયેલું હોય છે એ કરમાઈ ગઈ છે છતાં એનું નૈસર્ગિક સૌંદર્ય ઓછું થયું નથી દારુણ દીર્ઘશોકે એના હૃદયકુસુમને સૂકવી નાખ્યું છે હવે એ શોક શરીર ઉપર અસર કરી રહ્યો છે એ શરીર સાવ ફિક્કું અને દૂબળું પડી ગયું છે સીતા કેતકીની અંદરની પાંખડી જેવી નાજુક અને કોમળ છે પણ શરદ ઋતુની પ્રચંડ ગરમી જેમ કેતકીની અંદરની પાંખડીને પણ સૂકવી નાખે તેમ દારુણ શોકે સીતાના નાજુક શરીરને કરમાવી નાખ્યું છે આમ અહીં પહેલી અને છેલ્લી લીટીમાં ઉપમા છે સરખામણી નીચે પ્રમાણે છે

(૧) સીતાનું હૃદય ફૂલ જેવું નાજુક છે (૨) એનું અંગ તાજા ડાળી ઉપરથી તોડેલા કિસલય જેવું છે મૂળમાંથી તોડેલું કિસલય જેમ ચિમળાઈ જાય છતાં મનોહર હોય તેમ શોકથી સીતાનું શરીર પણ સાવ ફિક્કું અને દૂબળું પડી ગયું છે (૩) દારુણ દીર્ઘશોક શરદના તાપ જેવો છે જેમ શરદનો તાપ કેતકીની અંદરની પાંદડીને પણ સૂકવી નાખે તેમ આ શોક સીતાના ફિક્કા દુબળા શરીરને હજી આજે પણ પીડી રહ્યો છે

विप्रलून–लू + वि અને प्र તુ ક ભૂ કૃ　हृदय॰–हृदयमेव कुसुम,

तत् सोपयति इति हृदयकुसुमशोषी. म्लपयति-म्लै नुं प्रेरक व. का. (लट्) त्री. पु. એ. व. म्लापयति રૂપ પણ વિકલ્પે થાય. શ્રી 'રાય' એક શંકા કરે છે કે તમસા કદાચ સીતાને જોઈ શકે પણ મુરલા કેવી રીતે સીતાને જોઈ શકે? એને તો વનદેવતા પણ ન જોઈ શકે એવી એ અદશ્ય છે. મુરલા પણ દેવી તો હશે જ. તેથી જ તે સીતાને જોઈ શકતી હશે.

૫ ૨

शुद्ध विष्कम्भकः-વિષ્કમ્ભક શુદ્ધ છે કારણ તમસા અને મુરલા મધ્યમ પાત્ર છે.

દશ્ય ૨ (મુખ્ય દશ્ય)

[સીતા ફૂલ ચૂંટતી હોય છે. સાથે સાથે એ વાસન્તીનો આર્તસ્વર પણ સાંભળે છે. સીતાએ વનવાસ દરમિયાન એક હાથીના બચ્ચાને પ્રેમથી પાળીને મોટું કર્યું હતું. તે આજે એની પત્ની સાથે જળ વિહાર કરે છે આ વેળે કોઈ બીજો મદમસ્ત મતંગ એના ઉપર હલ્લો કરે છે. એને બચાવવા વાસંતી બૂમો પાડે છે. સીતા પણ એ સાંભળે છે. પહેલાંની ટેવ મુજબ સીતા રામને એને બચાવવા બૂમ પાડે છે. પણ રામ તો એની પાસે નથી. એવામાં વિમાનને થોભાવતો રામનો સ્વર સંભળાય છે. સીતા એ સ્વર તરત ઓળખી લે છે. તમસા કહે છે કે શમ્બૂકના વધ માટે રામ ત્યાં આવ્યા હશે. રામ રાજધર્મ ચૂકયા નથી એ સીતાને મન આનંદની વાત છે. ચિરપરિચિત સ્થળો જોતા રામનો શોક વધી પડયો છે. એ સીતાના નામની બૂમો પાડે છે અને મૂર્છા પામે છે. સીતા ગભરાય છે પણ તમસાના કહેવાથી તે શમ પામે જાય છે.]

૫-૨

पुष्पावचय॰—પુષ્પોમાં અવચયે વ્યગ્ર-પુષ્પો ભેગાં કરવામાં પરોવાયેલી. સીતાને ગંગાએ એને હરવાના કામ વિશે કશું કહ્યું નથી પણ તમસાને કહ્યું છે. ગોદાવરીમાંથી બહાર નીકળી તે સૂર્યને અર્ધ્ય આપવા ફૂલ ચૂંટતી હોય છે. ત્યાં જ એને એની પ્રિય સખી વનદેવતા વાસન્તીની બૂમો સંભળાય છે આજે આટલે વર્ષે પણ એ સ્વર એ તરત ઓળખે છે.

શ્લોક ૬ (મન્દાક્રાન્તા)

દશ્યની શરૂઆત જ નાટકની દષ્ટિએ બહુ અસરકારક રીતે થાય છે.

વાસન્તીનો સ્વર જ નાટકનો કરુણભાવ જગાવવા પૂરતો છે અહીં જે નાનકડો પ્રસંગ રજૂ થયો છે એ રામ અને સીતા બન્ને ઉપર ધારી અસર કરે છે અને તેમનો શોકનો આવેગ વધારી મૂકે છે સીતાએ ઉછેરેના ગજબાળનો ઉલ્લેખ બન્ને માટે એક સરખા રસનો વિષય છે રામ પણ એ સાભળી ત્યાં જ દોડી આવે છે અને ત્યા જ વિમાન થોભાવે છે આમ ત્રણે પાત્રો બહુ સુદર પ્રસંગ વખતે સ્ટેજ ઉપર આવે છે

ત્રણે પાત્રોના પ્રવેશ માટે આમ અનુકુળ વાતાવરણ સરજાય છે ખાસ કરીને સીતાના મન ઉપર આ પ્રસંગની ગભીર અસર થાય છે બીજા અંકને અંતે જોયુ હતુ કે રામ પણ પચવટી આગળ જ આવવાના હતા તેથી તે અગસ્ત્યના દર્શન પછી અહીં જ આવે છે પચવટીનુ દર્શન રામને કારી ઘા કરે એ સ્વાભાવિક છે અને તેથી તેમને બચાવવા કવિ સીતાને જ અહીં લઈ આવનાના છે વાસન્તીની બૂમથી સીતા પણ ત્યાં જ આવે છે અને રામની દશા નજરોનજર નિહાળે છે આમ બહુ જ અસરકારક રીતે પાત્રોનો પ્રવેશ થાય છે

ખાસ કરીને આ પ્રસંગથી સીતા ઘણી જ દુખી થાય છે પચવટીના સુખી દિવસો યાદ આવતા એ ભારે આઘાત અનુભવે છે ઉપરાંત પોતે ઉછેરેલો ગજબાળ આવો મોટો થઈ ગયો છે એ હકીકત એને એના પુત્રોની યાદ પણ તાજી કરે છે કે આ ગજબાળ આવડુ મોટુ થઇ ગયુ છે ત્યારે પોતાના પુત્રો કેવડા થઈ ગયા હશે ! આમ સીતા ઘણી રીતે દુખી થાય છે (આ માટે વાચો આ પુસ્તકની પ્રસ્તાવના)

स्वकर०—स्वकरेण (પોતાને હાથે) कर्त्तितं (તોડેલી) सल्लकी० (સલ્લકીના પલ્લવાગ્રે) (સલ્લકી વૃક્ષની , પર્ણોના આગળના ભાગથી) લોલ –નો ૧૫– આતુર "સીતાના હાથમા રહેલી ડૂમકી કૂપળો ખાવા જ નહિ પણ એની મસ્તીમાં સીતા પ્રત્યેના એના બાલસહજ લાડને લીધે પણ એ સીતા આગળ નાચતુ કુદતુ અને ગેલ કરતુ હતુ (પાય) આગળ ઉપર પદરમા શ્લોકમાં આ ગજબાળની લોલુપતા એના બાળપણને લીધે છે એમ રામ કહે છે વાંચો—यनोद्गच्छद्बिसकिसलयस्निग्धदन्ताङ्कुरेण व्याकृष्टस्ते सुतनु लवलीपल्लवः कर्णमूलात् ॥

द्विरद०—द्वौ रदौ दन्तौ यस्य सः द्विरदः, तेषां पतिः, तेन वर्धितोऽभूत् -ने બદલે 'ઐરાવતકર' પોષિતોऽभूत् પાઠ રાખે છે.

६–३

**आर्यपुत्र परित्रायस्व**—પોતાના બાળક જેવા ગજબાળને ભયમાં જોતાં સીતાને સંજોગોનો ખ્યાલ નથી રહેતો. એ ભૂલી જાય છે કે રામ અત્યારે તેની પાસે નથી. પહેલાં જ્યારે તે બંને પંચવટીમાં વસતાં હતાં ત્યારે પણ આવા પ્રસંગ ઉપસ્થિત થતા. એ વેળા સીતા તરત રામને બૂમ પાડતી કે આ ગજબાળને છોડાવો. આજે પણ આ જ્યારે ભયમાં મૂકાય છે ત્યારે પણ તેના મુખમાંથી એ પહેલાંના શબ્દો જ નીકળી પડે છે કે જે તે પંચવટી વાસ દરમિયાન બોલતી. સીતાના મનમાં સતત રામનું જ રટણ ચાલુ રહેતું તેથી આજે પણ તેના મુખમાંથી 'આર્યપુત્ર' સંબોધન જ નીકળી પડે છે કારણ તે રામને 'આર્યપુત્ર' કહી જ સંબોધતી. પણ તે ભૂલી જાય છે કે એ હવે ત્યક્તા છે.

**स्मृतिमभिनीय सवैक्लव्यम्**-પરિસ્થિતિનું ભાન થતાં સીતા દુઃખ અનુભવે છે. विक्लवस्य भावः वैक्लव्यम् वैक्लव्येन सह यथा स्यात् तथा

६–५

**तान्येव०**-પ્રિય સખી વાસન્તીનો અવાજ, પંચવટીનું દર્શન ! અને પેલો લાડકો પુત્ર જેમ ઉછેરેલો ગજબાળ ભયમાં હોવાની બૂમ ! આ વાતાવરણ વચ્ચે સીતાને પોતની પરિસ્થિતિનો ખ્યાલ નથી રહેતો. એના મનમાંથી સ્વાભાવિક રીતે જ પહેલાંના ઉદ્ગારો નીકળી જાય છે. પણ પરિસ્થિતિનું ભાન થતાં આ બધું એને અસહ્ય લાગે છે. એને એની કમનસીબીનો ખ્યાલ આવે છે. પહેલાંના દિવસો અને આજની પરિસ્થિતિ એના હૃદયને હલમલાવી મૂકે છે. સીતા મૂર્છિત થઈ જાય છે.

६–१३

जलभर०-जलस्य (પાણીના) भरेण (ભારથી) भरितः (ભરેલા) मेघः तस्य (મેઘના) मन्थरं (ધીમા) स्तनितं तद्वत् (ગર્જના જેવો) गम्भीरः (ગંભીર) मांसलः (અને ભર્યો ભર્યો) च આવી નિર્બળ દશામાં પણ રામનો અવાજ ધીમા મેઘ ગર્જન જેવો ગંભીર હતો.

६-१४

**भारती**-શબ્દ નિર્ઘોષ ધ્વનિ म्रियमाण०-म्रियमाणे कर्णविवरे (કર્ણવિવર) यस्याः सा, ताम् (જેનાં કર્ણવિવર ભરાઈ ગયાં છે તેવી उत्सुकयति-उत्सुक ઉપરથી નામ ધાતુ. उच्छ्वासयति (ફરી ભાનમાં લાવે છે)-પાઠફેર છે.

શ્લોક ૭ (અનુષ્ટુભ)

अपरिस्फुटनिक्वणे-અસ્પષ્ટ અવાજ. निस्वान ને બદલે निक्वाण પાઠફેર છે પણ અર્થમાં ફેર નથી.

બીજા પાઠભેદ (૧) किमभ्यक्तेऽपि निनदे
(२) किमव्यक्तेऽपि निनदे

આ પાઠનો અર્થ સ્પષ્ટ છે. પણ તે ખાસ સુધારેલા લાગે છે. મૂળ પાઠ अपरिस्फुट લાગે છે કારણ સીતાની પછીની ઉક્તિમાં આવતો अपरिस्फुट શબ્દ બતાવે છે કે આ શ્લોકમાં अपरिस्फुट શબ્દ જ વપરાયો હશે.

कुतस्त्ये—ક્યાંકથી. કોઈક અજાણ્યાં સ્થળેથી આવતા. રામ ૬ ૭ પડદા પાછળ જ છે. તેથી અહીં વાતાવરણ ઘારી અસર ઉપજાવે છે. स्तनयित्नु-વાદળ. चकितो०-चकितम् तत् उत्कण्ठितम्च (कर्म) तत् यथा तथा.

પચવટીના દર્શનથી સીતાને એના સુખી દિવસો યાદ આવે છે. એટલું જ નહિ પણ એના મુખમાંથી પહેલાં નીકળતી તે જ વાણી સરી પડે છે. 'આર્યપુત્ર' કહેતાં કહેતા તો સીતા મૂર્છિત થઈ જાય છે. એ મૂર્છા અવસ્થામાં પણ રામનો ધીર ગંભીર અને ભર્યો ભર્યો અવાજ એ ઓળખી કાઢે છે. એ અવાજ અસ્પષ્ટ છે છતાં એ ઓળખે છે. એ અવાજ ક્યાંક કોઈક અજાણ્યે સ્થળેથી આવે છે છતાં તે ઓળખે છે. એ અવાજ સાંભળીને જ એ ચકિત અને ઉત્કંઠિત થઈને ઊભી રહે છે.

તમસા આવી રીતે ઊભેલી સીતાને 'મયૂરી' જોડે સરખાવે છે. વાદળનો અસ્પષ્ટ અને ક્યાંકથી પણ આવતો અવાજ સાંભળીને જેમ મયૂરી ચકિત અને ઉત્કંઠિત થઈને ઊભી રહે તેમ સીતા પણ રામનો અસ્પષ્ટ અને ક્યાંકથી આવતો અવાજ સાંભળી ચકિત થઈને ઊભી રહે છે. આમ અહીં ઉપમા છે.

૭-૨, ૩

**भगवति किमपरि०**—અવાજ કાને અથડાતાં જ સીતા એ સ્વર ઓળખી જાય છે. પોને સાંભળ્યો એ અવાજ અસ્પષ્ટ હોય જ કેમ ! એ જ એ ચિરપરિચિત સ્વર છે કે જે એ ગમે ત્યાંથી આવતો હોય તો પણ તે ઓળખી કાઢે. પાઠફેર–मया पुनः स्वरसंयोगेन प्रत्यभिज्ञातं आर्यपुत्र एव व्याहरति. 'બેલ્વલ્કર' આ પાઠ રાખે છે. પણ અર્થમાં ખાસ ફેર નથી

૭-૪

**तपस्यतः**—तपस् ઉપરથી નામધાતુ 'तपस्यति'ના વર્ત. કૃદંતનું ષષ્ઠી એ વ. ऐक्ष्वाको०–ઇક્ષ્વાકુ વંશનો રાજા. રામે સીતાનો ત્યાગ કર્યો એ તમસાને બિલકુલ ગમ્યું નથી તેથી તે राजा શબ્દ ખાસ કટાક્ષપૂર્વક બોલે છે. એ સૂચવે છે કે રામ કેવળ રાજા જ છે, કંઈ સ્નેહાળ પતિ નથી એ કેવળ સખત સજા જ કરી શકે છે. એ એની પત્ની પ્રત્યે પણ ઉદાર નથી થઈ શકતો. એવાનું નામ લેવું પણ તમસાને ગમતું નથી તેથી તે કેવળ 'રાજા' શબ્દ જ વાપરે છે. "ઉપરાંત તે 'ઇક્ષ્વાકુ વંશનો રાજા' એમ ખાસ ભારપૂર્વક કહી સૂચવે છે કે ઇક્ષ્વાકુ વંશના રાજા થઈને પણ તેમણે આવું કર્યું, આજ સુધી કોઈ ઇક્ષ્વાકુ વંશના રાજાએ એની ધર્મપત્ની પ્રત્યે આવું વર્તન બતાવ્યું નથી." (વાંચો. 'રાય'–ઉ. ચ. પૃ ૨૭)

૭-૬

**दिष्ट्या अपरिहीनधर्म०**—તમસાનો કટાક્ષ સીતા સમજી જાય છે. પણ એ એના સ્વામીને હલકા પડવા દેતી નથી. એ રામની પ્રશંસા કરે છે કે આવા ભારે વિરહદુઃખમાં પણ એ રાજા પોતાનો ધર્મ નથી ચૂકયા અને એ પોતાના ફરજ બજાવે છે એ તો બહુ ખુશીની વાત છે. સીતા 'રાજા' શબ્દ બોલે છે પણ તે કોઈ કટાક્ષમાં અત્યારે બોલતી હોય તેવું મને નથી લાગતું. રામ આદર્શ રાજા નીવડે એ તો એની ખાસ ઇચ્છા છે. એ માટે જો પોતાનો ત્યાગ કરવો પડે તો તે પણ એ આવકારે. એવા રાઘવકુલધુરંધર માટે તો સીતા અભિમાન ધરાવે છે [ अत एव राघवकुलधुरंधरः आर्यपुत्रः ।] રામે જે રીતે એનો ત્યાગ કર્યો એ માટે ભલે એને દારુણ ઘા લાગી ગયો છતાં રામ પોતાનો રાજધર્મ ન ચૂકે એ

સીતાની હાર્દિક ઇચ્છા છે રાજા રામની રજા સિવાય એ 'રાજા' પાસે જતા સંકોચાય છે છતા ફિક્કા દુબળા અને કેવળ આકાર અને અવાજ તથા અવાજ ઉપરથી જ ઓળખી શકાતા રામને જોતા જ એ મૂર્છિત થઈ તમસા ઉપર ઢળી પડે છે એવો હતો એ સ્નેહ।

"એની રાજા તરીકેની ફરજ અક્ષત છે એ સીતાને માટે આનંદની વાત છે કેમકે એ ફરજ અદા કરતા રામ પોતાના જ પતિ છે 'સીતાના વિરહથી રામ રાજધર્મ ચૂક્યા' એ મહેણામાંથી રામ બચી ગયા છે હાશ ! કેટના આનંદની વાત ! આ દૃષ્ટિબિંદુથી તે પોતાના ત્યાગ બદલ પણ રામને ક્ષમા આપે છે" (રાય)

શ્લોક ૮

**અન્વય**-यानि प्रियासहचर (सन्) चिरम् अध्यवात्सम्, यत्र द्रुमा अपि, मृगा अपि मे बन्धव, तानि एतानि बहुनिर्झरकन्दराणि, गोदावरीपरिसरस्य गिरे तटानि। **(વસંતતિલકા)**

प्रियासहचर - प्रिया सहचर यस्य-પત્ની જેનો સાથી હતી તેવો अध्यवात्सम्-રહ્યો હતો वस्+अधि+ü અદ્યતન ભૂતકાળ ( ) પ પુ એ વ 'उपान्वध्याङ् वस' (पा १-४-४८) પ્રમાણે वस् સકર્મક લે પણ જ્યારે वस् આગળ उप अनु अधि અને आ હોય ત્યારે તે દ્વિતીયા લે છે

વર્ષો પછી રામ ગોદાવરીની પાસેના પર્વતોના પ્રદેશમાં ફરી આવે છે. ઘણા ઝરણા અને ગુફાઓવાળુ આ તે જ રમણીય સ્થળ છે અહી એ લાંબો સમય સીતા સાથે રહ્યા હતા એમના વનવાસી મિત્રો વૃક્ષો અને પશુઓ આજે પણ છે પણ ક્યાં એ રમણીય દિવસો અને ક્યાં આજનો સમય ! એ વેળે સીતા સાથે હતી આજે સીતા ક્યાં ? પરિચિત સ્થળો જોતા રામનો શોક વધે છે.

૮-૩

**प्रभातचन्द्र०**-प्रभाते यत् (પ્રભાતનો) चन्द्रमण्डलं, तद्इव (ચંદ્રમંડળ જેવી) आपाण्डुर (સહેજ ફિક્કી) परिक्षाम (દૂબળી) दुर्बल च (નિર્બળ) आकार, तेन (આકૃતિને લીધે)

**निजसौम्य०**-निजः (પોતાના) सौम्यः (સૌમ્ય) गंभीरः च (ગંભીર) अनुभावः (પ્રભાવ) एव, तेन (માત્રથી) प्रत्यभिज्ञातव्य (ઓળખી શકાતા)

સીતાના ત્યાગની રામ ઉપર કેવી ભયંકર અસર થઈ છે ! શરીર સાવ સુકાઈ ગયું છે. ફિક્કું થઈ ગયું છે. રામ ઓળખાતા યે નથી. ફક્ત તેમના પ્રભાવ અને આકાર ઉપરથી જ ઓળખી શકાય છે કે આ રામ છે. સીતાથી એ દુર્બળ શરીર સામે જોવાતું પણ નથી. એ તત્ક્ષણ તમસા ઉપર ઢળી પડે છે. આમ સીતાનો પોતાનો રામ ઉપરનો સ્થિર પ્રેમ જ અહીં એની આ મૂર્છાનું કારણ છે.

શ્લોક ૯ (અનુષ્ટુભ)

दुःखमेव अग्निः दुःखाग्निः ज्वलिष्यतः—ज्वल् ના ભવિષ્ય કૃદંતનું ૫. એ. વ.

આપણે ઈંધણ સળગાવીએ ત્યારે પહેલાં તો ધૂમાડાના ગોટેગોટા નીકળે છે અને આપણને ઘેરી વળે છે. પછી અંદર રહેલો ભડકો બહાર આવે છે. તેવી જ રીતે બાર બાર વર્ષથી રામે પોતાનું દુઃખ પોતાના મનની અંદર ને અંદર સમાવી રાખ્યું છે અને કોઈને વ્યક્ત કર્યું નથી. પણ આજે પંચવટીનાં દર્શનથી એ શોક એકદમ બહાર આવ્યો છે. જેમ ધૂંધવાયેલો અગ્નિ ભભૂકી ઊઠે તે પહેલાં ધૂમાડાના ગોટેગોટા બહાર આવે તેમ રામનો શોક બહાર આવતાં પહેલાં રામને મૂર્છા આવે છે. આમ અહીં ઉપમા છે. दुःखाग्नि માં રૂપક છે.

પંચવટી જોતાં લાગેલો આઘાત એટલો સખત છે કે રામ શોક વ્યક્ત કરે તે પહેલાં તો એ મૂર્છા પામે છે. પછી એ મૂર્છા વળે છે ત્યારે એનો શોક બહાર આવે છે.

વાંચો. શ્રી મ. ન. દ્વિવેદીનું આ શ્લોક ઉપરનું ટિપ્પણ-પૃ ૧૩૪ "આ હૃદયમાં છુપાઈ રહેલો દુઃખાગ્નિ આજ આ પ્રિયા સાથે રહી પરિચિત થયેલો સ્થલ જોવાથી ઘણો ઉમ થઈ સળગી ઉઠનારો છે, તેનું પ્રથમ ચિન્હ એ થાય છે કે જેમ ધૂંધવાઈ રહેલા અગ્નિમાંથી ભડકા થતાં પહેલાં ધૂમ્રના ગોટેગોટા ઉડવા માંડે છે, તેમ આ દુઃખાગ્નિની ધૂમ્રે રૂપ મોહ મને વીંટી વળવા માંડ્યો છે."

ભવભૂતિની કલા વિશે એક નોંધવા જેવી બાબત એ છે કે આ શ્લોક સીતાની મૂર્છાવસ્થા દરમિયાન બોલાય છે. પછીનું हा प्रिये जानकि એ વાક્ય સીતા સાંભળે છે. એ વખતે મૂર્છા વળી ગઈ હોય છે પણ શ્લોક સીતા સાંભળતી નથી કારણ રામના સ્થિર પ્રેમની પ્રતીતિ સીતાને ધીમે ધીમે થાય એ જ સીતા માટે પણ સારું છે અને એમ થાય તો જ ભવભૂતિ પોતાની કલાસિદ્ધિ બતાવી શકે અને પોતાને જે કરુણ રસ આપવો છે તે અસરકારક રીતે નિરૂપી શકે.

૯-૧

**इदं तदाशङ्कितं गुरुजनेन**-લોપામુદ્રા અને ભાગીરથી જેવા વડીલોએ આમ જ થશે એમ ભય રાખ્યો હતો. તેમણે ધાર્યું જ હતું કે પંચવટીનું દર્શન રામને એવો સખત આઘાત પહોંચાડશે કે રામ એ સહન નહિ કરી શકે અને કદાચ તેને મૂર્છા પણ આવી જાય.

૯-૨

**हा कथमेतत्**-એમ કેમ બને! રામે તો સીતાના કલંકની વાત સ્વીકારી લીધી હતી અને એમણે તો એનો ત્યાગ કર્યો હતો ત્યાર પછી તો વર્ષો વહી ગયાં. સીતાએ ધાર્યું હતું કે હવે એ રામની પ્રિયા રહી નહિ હોય. પણ પોતે તો કંઈ જુદું જ સાંભળ્યું. રામને મુખે એ જ પરિચિત 'પ્રિય જાનકી' શબ્દો નીકળ્યા. શું હજી પણ જાનકી રામને પ્રિય છે કે? સીતાના આશ્ચર્યનું કારણ રામના મુખમાંથી નીકળેલા આ શબ્દો જ છે. પોતાના ત્યાગ પછી અને આટલા લાંબા સમય પછી સીતાએ પોતાને માટે આવા સંબોધનની આશા રાખી નહોતી. તેથી આશ્ચર્ય થાય છે.

૯-૮

**आमीलन्**०-आ ईषत् मीलन् नेत्रमेव नीलोत्पलं यस्य-નેત્રનાં નીલકમળ બીડી દઈને.

-९-९

निरुद्ध०-निरुद्धः निःश्वासः तेन (શ્વાસ રૂંધાવાથી) निःसहं यथा स्यात् तथा (અવ્યયી.) (સહન ન થાય તે રીતે)

શ્લોક ૧૦ (અનુષ્ટુભ)

પોતાનો પતિ મૂર્છિત થઈ ગયો એટલે સીતા પોતે પણ મૂર્છા જ પામવાની અણી ઉપર હોવાથી સીતા परित्रायस्व‌ની બૂમ પાડે છે.

त्वमेव-એવ શબ્દ તમસા ખાસ વાપરે છે. આ દ્વારા તમસા સૂચવે છે કે તારો સ્પર્શ જ રામને જીવાડી શકશે. અહીં બીજો કોઈ ઉપાય કામ નહિ લાગે. તેથી હું તને અનુજ્ઞા આપું છું કે તારા સ્પર્શથી તારા સ્વામીને જીવાડ.

कल्याणि-તમસા સીતાને કલ્યાણી કહે છે કારણ ત્રૈલોક્યને જીવાડવાનું કલ્યાણમય કાર્ય સીતા જ કરી શકે તેમ છે. એ કામ બીજા કોઈથી પણ થઈ શકે એમ નથી.

जगत्पतिम्-આ શબ્દ દ્વારા તમસા સૂચવે છે કે રામ તારી એકલીના જ સ્વામી નથી. તારા પોતાના સ્વામીને તો તારે જીવાડવો જ જોઈએ એ તો તું કરે જ. અથવા તારા પોતાના સ્વામી માટે જો તું અત્યારના સંબંધો જોઈને કંઈ ન કરે તો પણ હું કંઈ બોલું નહિ. પણ રામ તારી એકલીનો નાથ નથી. એ તો જગતનો નાથ છે. રામ મૂર્છિત થયા છે તેથી આખું જગત અત્યારે ભયમાં મૂકાયું છે. જો મૂર્છા લાંબો સમય ચાલશે તો જરૂર સમસ્ત વિશ્વ નાથ વગરનું થશે. માટે તારે એકદમ રામને બચાવવા ઉતાવળ કરવી જ પડશે

૧૦-૫

जाने पुनः प्रत्यागतमिव०—સીતાને રામ ઉપર અપાર પ્રીતિ છે. પણ રામે જે રીતે એનો ત્યાગ કર્યો છે એથી એને કાળજે એવો ડંખ લાગ્યો છે કે જે હજી પણ નીકળતો નથી. પોતાની એકલીને માટે ઊઠવાનું હોત તો સીતા જરૂર વિચાર કરત અને અત્યારના સંજોગો જોત. પરંતુ સમસ્ત વિશ્વનું અને ત્રિલોકનું જીવન પોતાના હાથમાં છે એ વાત તમે સાએ જ્યારે સમજાવી ત્યારે એ સીતાને ગળે ઊતરી. તેથી જ એ એકદમ ઊઠી અને પોતાના પાણિસ્પર્શથી રામને બચાવ્યા. પ્રિયજનનો કરસ્પર્શ થતાં જ રામ ભાનમાં આવે છે. સીતા પણ ત્રૈલોક્યના કલ્યાણ માટે જ ઊઠી છે. રામ ભાનમાં આવે છે ત્યારે તેના મુખમાંથી પહેલો એ જ ઉદ્‌ગાર નીકળે છે કે હાશ ! રામ ભાનમાં આવતાં જાણે ત્રૈલોક્યનું જીવન પાછું આવ્યું. આમ સીતા પોતાના કરતાં ત્રૈલોક્યના કલ્યાણનો જ વધારે વિચાર કરે છે. ત્રિલોકના કલ્યાણ આગળ તે પોતાના માન-અપમાનનો વિચાર કરતી નથી.

આમ આ વાક્ય બતાવે છે કે સીતાને પોતાને રામ ઉપર અપરંપાર પ્રીતિ છે છતાં કેવળ 'પ્રિય જાનકી' શબ્દોથી હજી એનો કાળજાનો ઘા રૂઝાયો નથી. તેથી જ તે એવો પ્રેમ હોવા છતાં એકદમ ઊઠી શકતી નથી. ત્રૈલોક્યના કલ્યાણ માટે જ તે એકદમ ઊઠે છે અને પોતાના કરસ્પર્શથી રામને બચાવે છે એથી ફરીને કંઈ એને રામ પ્રત્યે લાગણી ઓછી છે એવું ફલિત થતું નથી પણ હજી એ પેલું અપમાન ભૂલી શકી નથી એ તો ચોક્કસ

આ વાક્ય બીજી રીતે પણ સમજાવી શકાય. વાંચો.—ડૉ. જી. કે. ભટ. કૃત ઉ. ચ પૃ. ૫૭—"સીતાને મન રામ જ સર્વસ્વ હતા; સમસ્ત વિશ્વ હતા. રામ વગરનું ત્રૈલોક્ય તેને મન ખાલી હતું આમ સીતા કેવળ પોતાના અનહદ પ્રેમને લીધે જ રામ અને ત્રૈલોક્યની એકતા જુએ છે. આ વાક્ય કેવળ એની અપરંપાર પ્રીતિ જ બતાવે છે. પતિની મૂર્છા વળતાં પ્રેમાળ પત્નીને થયેલો આનંદ અહીં વ્યક્ત થયો છે. સીતાને મન તો રામ જ સકળ વિશ્વ હતા. રામ નિશ્ચેતન થતાં એને મન ત્રૈલોક્ય ખાલી થઈ ગયું. રામ ભાનમાં આવતાં ત્રૈલોક્ય જાણે સજીવન થઈ ગયું."

પાઠફેર—आतप्तजीवितत‌रोः परितर्पणोऽयं-દગ્ધ જીવનરૂપી વૃક્ષને ઉપ્ત કરનારો (ખુશ કરનારો) પણ પહેલો પાઠ વધારે ભાવમય છે.

ચંદનરસ અત્યંત શીતળતા આપે છે, ચંદ્રકિરણોરૂપી અંકુરનો નીચોડ અનહદ આનંદ આપે છે અને સંજીવની ઔષધનો રસ મુક્તિ આપે છે તેથી આશ્ચર્ય મુગ્ધ કરનારો એ સ્પર્શ આ ત્રણમાંથી એક વસ્તુનો હશે જ એમ રામને સંદેહ થાય છે. આમ અહીં **સસંદેહ અલંકાર છે.**

શ્લોક ૧૨ (વસંતતિલકા)

પેલો આશ્ચર્યકારક સ્પર્શ શેનો હશે એ વિશે રામ ત્રણ ત્રણ વસ્તુની ધારણા કરે છે પણ—

सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः

રામનું અંતઃકરણ એમને એ બધી ધારણાઓ કરવા થકી રોકે છે. એ સ્પર્શ એમણે ધારેલી એકેય વસ્તુનો નથી. એનો સ્થિર અને ઊંડો સ્નેહ એને ખાતરી આપે છે કે આ તો સીતાનો જ કરસ્પર્શ છે. ઉપરના શ્લોકમાં ગણાવેલી ત્રણ વસ્તુઓની પોતપોતાની જુદી ખાસિયત છે. ચંદનમાં શીતળતા ચંદ્રકિરણોમાં આહલાદકતા અને સંજીવન ઔષધિરસમાં દર્દમાંથી મુક્તિ—આમ આ ત્રણ ગુણો આ ત્રણ વસ્તુમાં જુદા જુદા મળે. જો એ સ્પર્શ ચંદનરસનો હોય તો એકલી શીતળતા જ મળે. જો એ સ્પર્શ કેવળ ચંદ્રકિરણોનો હોય તો એકલો આહલાદ મળે અને જો એ સ્પર્શ એકલા સંજીવન ઔષધિરસનો હોય તો એકલી દર્દમુક્તિ મળે "પણ આ સ્પર્શમાં તો શીતળતા આહલાદ અને દર્દમુક્તિ-એમ ત્રણે ગુણો એકી સાથે વરતાય છે તેથી નક્કી આ સ્પર્શ સીતાનો જ છે. કારણ સીતાના સ્પર્શ સિવાય એ ત્રણે ગુણો એકી સાથે બીજે ક્યાંય મળે નહિ.' * તેથી નક્કી આ એ જ ચિરપરિચિત સ્પર્શ છે કે જે સજીવન કરનારો (सञ्जीवनश्च) અને મનને સંતોષ આપનારો (मनसः

* જુઓ ડૉ. જી. કે. ભટ કૃત ઉ. ચ. અં. આવૃત્તિ પૃ. ૫૮

परितोषणः) છે. परितोषणः ને બદલે परिमोहनश्च (મૂર્છા લાવનારો) પાઠફેર છે પણ પછીની બે લીટીમાં એવા જ વિચાર હોવાથી એ પાઠ તજ્યો છે.

પહેલાં અત્યંત શોકને લીધે રામ મૂર્છિત થઈ ગયા હતા. સીતાના કરસ્પર્શથી તે ભાનમાં આવ્યા. જેમ અતિશોક મૂર્છાનું કારણ હોય છે તેમ અતિશય આનંદ પણ જડતા લાવનારો થાય છે. વર્ષો પછી સીતાના કર સ્પર્શના અનુભવથી રામ આનંદના ઘેનમાં આવે છે અને એ અતિ આનંદથી જાણે પોતે બીજી વાર મૂર્છિત થતા હોય તેમ રામને લાગે છે.

છેલ્લી બે લીટીમાં **વિરોધ અલંકાર** છે. જે સ્પર્શ મૂર્છા હરે તે મૂર્છા કેવી રીતે લાવી શકે? પણ બંને મૂર્છામાં ફેર છે. પહેલી શોકની મૂર્છા હતી તે સ્પર્શથી દૂર થાય છે. પણ સાથે જ વર્ષો પછી એ સ્પર્શ થવાથી રામને અત્યંત આનંદ થાય છે. એ અતિ આનંદ પણ રામને એકદમ મૂર્છા લાવનારો થઈ પડે છે. બીજી આનંદની મૂર્છા છે. આમ વિરોધનો પરિહાર થાય છે.

१२-१

**पदात्पदेन०**—સીતાને પણ રામના સ્પર્શનો અનુભવ થયો છે. એક ક્ષણ જેમનો વિયોગ અસહ્ય બનતો તેમનાથી આજે દૂર જવાનું ! છતાં તે ખસી જવા માગે છે. તે જાણે છે કે પોતે ત્યક્તા છે. રામ ભાનમાં આવતાં એ થોડામાં સંતોષ માને છે. રામે એનો ત્યાગ કર્યો ત્યારથી નથી તો એ રામને જોવા પામી કે નથી એને કંઈ ઉપયોગમાં આવી આજે આટલે વર્ષે એને એ બંને તક સાંપડી એણે રામને જોયા પણ ખરા, એમના સ્પર્શનો પણ અનુભવ કર્યો અને તેમને ભાનમાં લાવવામાં પણ પોતાનો સ્પર્શ ઉપયોગી નીવડ્યો. આજે આ સ્થિતિમાં આટલું એને મન ઘણું છે. એટલેથી જ એ સંતોષ માને છે. 'राम' નીચે પ્રમાણે સમજાવે છે—રામ જીવે છે તો ત્રૈલોક્ય જીવે છે. એ મારે મન ઘણું છે. એની આગળ રામથી દૂર જવાનું દુઃખ મને લાગતું નથી. વિયોગમાં આટલું મારે મન ઘણું છે. પણ આ ભાવ તો આગળ આવી ગયો છે. અહીં તો વિયોગમાં

પણ રામનું મુખ જોવા મળ્યું અને તેમનો સ્પર્શ થયો એટલું એને ઘણું છે' એ જ ભાવ છે. રામને સીતાના સ્પર્શથી જે ભાવ થયા તે જ ભાવ સીતાને પણ રામના સ્પર્શથી થયા હશે અહીં તો વિયોગિની સીતાના જ મનોભાવનું નિરૂપણ થયું છે. કેટલાક એમ પણ સમજાવે છે કે રામ હજી પણ એનો સ્પર્શ સંભારે છે એ એને મન અત્યારે ઘણું છે.' પણ બીજી રીત વધારે સારી છે.

१२-८

**मां प्रेक्ष्यानस्य०**–રામ ભાનમાં આવતાં એકદમ બેઠા થઇ જાય છે. તે પોતાના મનને જ પ્રશ્ન કરે છે કે સાચેસાચ સીતાદેવી તો આવીને એને નહિ સ્પર્શી હોય? રામ ભાનમાં આવતાં સીતા જરા ખસી તો જાય છે પણ તે બેઠા થઇ જાય છે ત્યારે સીતાને ખરેખર ભય લાગે છે કે રખે રામ એને જોઇ જાય. ગમે તેટલી પ્રેમની પરાકાષ્ટાએ રામ પહોંચ્યા હોય છતાં રાજા તરીકેના કર્તવ્ય આગળ એ ગમે તેવી ભાવનાનો પણ ત્યાગ કરી શકે છે. આનો સીતાને સારી પેઠે અનુભવ થઇ ગયો છે. પોતાને વગર રજાએ એમની પાસે જોતાં 'રાજા' રામ વધારે ગુસ્સે થશે. સીતા ખાસ રાજા શબ્દ વાપરે છે. તે કહે છે કે તેને પ્રત્યક્ષ જોતાં કદાચ રામમાં રહેલો રાજભાવ વધારે પ્રબળ બને. રાજા રામ આગળ સ્વામી રામનું કંઈ ચાલે નહિ અને રાજા રામ સીતાને સત્કારવાને બદલે કદાચ ઠપકો પણ આપે કે લોકો જાણે છે કે રામે સીતાનો ત્યાગ કર્યો અને એ સમાગમ અહીં તેં સાધ્યો! રાજા રામના તાકીદના હુકમથી જ પોતાનો ત્યાગ કરવામાં આવ્યો હતો તેથી એમની અનુજ્ઞા વગર જો સીતા એમની પાસે જાય તો રામ જરૂર ગુસ્સે થાય.

"સાધારણ રીતે પણ એવો નિયમ હોય છે કે રાજાની આગળ એની રજા સિવાય જવાય નહિ. રામ મૂર્છામાં હતા અને તેમને એ દશામાંથી બચાવવાના હતા ત્યારે તો શિસ્ત ન પળાય તો ચાલે પણ રામ ભાનમાં આવ્યા પછી તો એક રાજા તરીકે પણ એણે એમની રજા લેવી જ જોઈએ કારણ એનો ત્યાગ થયો હોવાથી એ પણ સામાન્ય પ્રજાજન જ ગણાય. અને તેથી શિસ્તના નિયમો તેને પણ એટલા જ લાગુ પડે."* પણ પહેલી રીત વધારે ભાવમય છે.

*રો. જી. કે. ભટ પૃ. ૫૨

१२-१७-१८

**असदृश खल्वेतदस्य०**-'પ્રિય જાનકી' એ શબ્દો સીતા રામને મુખે બીજી વખત સાંભળે છે ત્યારે પણ તેને પહેલી વખત એ શબ્દો સાંભળીને જે ભાવ થયા હતા તે જ ભાવ થાય છે બાર બાર વર્ષ પછી પણ એ જ સ્નેહમય શબ્દો રામને મુખે સાંભળીને સીતાને નવાઈ લાગે છે એવી રીતે પોતાનો ત્યાગ કર્યા પછી આજે વર્ષો પછી પણ જો રામને સીતા એટલી વહાલી છે તો એ વેળે એનો ત્યાગ શા માટે કર્યો હતો? જો રામને સાથેસાથ એ આટલી વહાલી હતી તો તેમણે એનો ત્યાગ નહોતો કરવો જોઈતો એ કારમી ક્ષણો હજી એ ભૂલી નથી ક્યાં એ ક્રૂર વર્તન! અને ક્યાં આજના એ વહાલસોયા શબ્દો! [1]આટલે વખતે એ ક્રૂર વર્તન છોડી બગડી બાજી સુધારવાની શી જરૂર એ ક્ષણોના યાદથી સીતા કંઈક રોષે ભરાય છે બાર બાર વર્ષના વિયોગના દુઃખ પછી આ શબ્દો સાંભળી એનુ હૈયુ સહેજ ભરાઈ આવે છે એનો પરિત્યાગ કરવો અને પછી આ સ્નેહમય શબ્દો બોલવા એ પરસ્પર વિરુદ્ધ છે

**अथवा किमिति०**—પણ પછી તરત જ સીતા પોતાની ભૂલ સુધારી લે છે રામ પ્રત્યેનો એનો રોષ એ બે કારણે ઓછો કરે છે

(૧) એક તો એ કે આ જન્મે કે જન્માંતરે પણ એણે રામને મળવાની આશા રાખી જ નહોતી સદ્ અસદ્નાં કર્મ પ્રમાણે મૃત્યુ પછી મનુષ્યોની જુદી જુદી ગતિ થાય છે તેથી જન્માંતરે પણ પોતે રામને મળવાની આશા રાખી નહોતી આ જન્મમા તો એને આશા જ નહોતી કે રામને ફરીથી મળવાનુ થશે કારણ એવી રીતે ત્યાગ કરનાર રામ પોતાને ક્યારે ય બોલાવે એવી આશા સીતાને નહોતી આથી એમનુ વર્તન પરસ્પર વિરુદ્ધ ભાવ દર્શાવતુ હોય તો પણ એથી સીતાને શુ? એણે તો રામને મળવાની આશા રાખી જ નહોતી આથી જ્યારે આ જન્મે રામને ફરીથી જોવાની તક સાંપડી જ છે તો પછી એણે પોતે શા માટે ક્રૂર બનવુ અને એ તક જવા દેવી?

(૨) બીજુ, રામના પ્રતાપ અને એની મૂર્છાવસ્થા, તથા એનુ શરીર જોતા સીતાને ખાતરી થઈ છે કે રામનુ વર્તન ગમે તેવુ હોય

પણ તેમને સીતા માટે સ્થિર પ્રેમ હતો એ તો ચોક્કસ. સીતાએ જ્યારે આ પ્રત્યક્ષ જોયું ત્યારે એને ખાતરી થઇ છે કે રામ જે સ્નેહમય ઉદ્ગાર બોલ્યા છે તે એમની પૂરી વફાદારી અને સાચો સ્નેહ બતાવે છે. એ વત્સલ છે એ તો ચોક્કસ. જે કંઇ બની ગયું એમાં એ પોતાના ભાગ્યનો જ દોષ જુએ છે. આમ આ બે કારણોને લીધે એ રામ પ્રત્યે ક્રૂર નથી થઇ શકતી ઊલટુ, એ પોતાની જાતને વજ્રમયી ગણે છે કારણ આવા વત્સલ રામનો સાચો ભાવ સમજ્યા વગર એ એમને માટે રોષભર્યા શબ્દો બોલી.

૧૨-૧૯

**अद्वैतस्य०**—'દુઃખે છૂટે જે થયો પ્રેમ ગાઢો! हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम्' પરસ્પર હૃદય એક થયાં હોય પછી વર્તન સામે કેવી રીતે જોવાય? એવું બની ગયું છે છતાં સીતા રામ પ્રત્યે ક્રૂર નથી થઇ શકતી એનું મોટું કારણ તો એમના હૃદયની એકતા છે. જેમ રામ સીતાનું હૃદય જાણે છે તેમ સીતા પણ રામનું હૃદય જાણે છે સીતા નાશ પામી હશે એમ ખાતરી હોવા છતાં જેમ રામ સીતાનો સ્પર્શ તરત ઓળખી કાઢે છે તેમ સીતા પણ રામના વિરુદ્ધ વર્તનને ગણતી નથી અને તેમના સાચા ભાવને જ પકડે છે. તેને ખાતરી થાય છે કે રામને પોતાને એને માટે જરા પણ શકા નથી જેમ એ જાણે છે કે સીતા એમના તરફ વત્સલ છે એમ સીતાને પણ ખાતરી જ છે કે રામ પણ તેના પ્રત્યે એટલા જ વત્સલ છે. જ્યાં બે હૃદય એક છે ત્યાં ક્રૂરતાને અવકાશ કેવો?

'अस्या देव्या मनस्तस्मिंस्तस्य चास्यां प्रतिष्ठितम्।
तेनेयं स च धर्मात्मा मुहूर्तमपि जीवति ॥'

(રામાયણ-સુંદરકાંડ)

સીતા આગળ ઉપર પણ બોલી હતી કે—तस्मै कोपिष्यामि यदि तं प्रेक्षमाणा आत्मनः प्रभविष्यामि। સાચે જ રામને જોતાં સીતા ગુસ્સે થઇ શકતી નથી.

१२-२०

(सर्वतोऽवलोक्य सनिर्वेदम्) हा न किंचिदत्र--गमे કરેલા ત્યાગથી સીતાને લાગેલો ઘા એટલો આકરો છે કે એને હજી પણ રામના સાચા સ્નેહની ઉત્તરોત્તર પ્રતીતિની જરૂર છે. એના સ્થિર પ્રેમની તો એને ખાતરી છે પણ પોતાનો અકારણ ત્યાગ કર્યો એ વાત હજી સીતાથી ભૂલી ભૂલાતી નથી. રામના સાચા ભાવની આ વાક્યમાં અને આ અભિનય સૂચનમાં પણ પ્રતીતિ થાય છે. રામને ખાતરી થઈ ચૂકી છે કે નક્કી સીતા જ એને સ્પર્શી હતી. એમને એટલી બધી ખાતરી છે કે પોતાની 'પ્રિય જાનકી' એ બૂમ સાંભળીને સીતા હમણાં પોતાની પાસે દોડી આવશે પણ પોતાની બૂમનો કોઇ જવાબ ન સાંભળીને રામને ખાતરી થાય છે કે અહીં કોઈ નથી. આથી તે નિસાસો મૂકે છે કે અહીં તો કોઈ નથી.

१२-२३

तथा निष्कारण०-એક વખત કારણ વગર પોતાનો ત્યાગ કર્યો અને આજે એમની આવી દશા થઇ ગઇ છે સીતાને રામના સ્નેહની ખાતરી છે છતાં પરસ્પર વિરુદ્ધ વર્તનને લીધે સીતાનું હૃદય પણ પરસ્પર વિરુદ્ધ ભાવ વચ્ચે અથડાય છે પોતાના હૃદયની એવી અવસ્થા તે પોતે સમજી શકતી નથી. તેથી તે તમસાને પુછે છે કે તું મારા હૃદયની સ્થિતિ સમજી શકે છે ?

પાઠફેર-कीदृश इव मे हृदयानुबन्ध इति न जानामि- મારા હૃદયની કેવી દશા છે તે હું જાણતી નથી.' પહેલા પાઠ પ્રમાણે સીતા કેવળ મૂંઝવણ જ વ્યક્ત કરે છે કે મારા હૃદયની શી ય દશા થઈ છે! પછીના શ્લોકમાં તમસા સમજાવે છે કે તારા હૃદયની દશા તું ભલે ન સમજી શકે પણ હું તો તે સમજી શકું છું. શ્લોક ૧૩મા મા તે સીતાના હૃદયની દશા સમજાવે છે. 'ડૉ. બેલ્વલકર' 'શરદરંજન રાય' વિદ્યાસાગર વગેરે આ પાઠ રાખે છે.

શ્લોક ૧૩

અન્વય—तत्र हृदयं नैराश्यात् तटस्थम्, अपि च विप्रियवशात् कलुषम् दीर्घे अस्मिन् वियोगे झटितिघटनास्तम्भितमिव सौजन्यात् प्रसन्नं, दयितकरुणैः गाढकरुणं, प्रेम्णा अस्मिन् क्षणे द्रवीभूतम् इव । (શિખરિણી)

'રાય' અહીં સરસ સમજાવે છે. વાંચો 'તેમનું' ઉ. ચ. પૃ. ૪૩. સીતાનું હૃદય જુદી જુદી કેવી સ્થિતિમાંથી પસાર થયું તે બતાવે છે. તટસ્થતા, કલુષતા, જડતા, પ્રસન્નતા, ગાઢ કરુણતા, અને દ્રવીભૂતતા—આ બધી સીતાની હૃદયાવસ્થાઓ તમસા અહીં સ્પષ્ટ કરે છે.

(૧) नैराश्यात् तटस्थम्—હવે આ જન્મમાં કે બીજા કોઈ જન્મમાં પણ રામને નહિ જ મળાય અને જીવનભર રામ વગર ઝૂરવાનું જ છે તેથી સીતા નિરાશ થઈ ગઈ છે. નિરાશાથી સીતાનું હૃદય હવે તટસ્થ થઈ ગયું છે. जाने पुनरपि...त्रिलोकनाथस्य અને एतावदेव इदानीं मे बहुतरम्—આ વાક્યોમા નિરાશાને લીધે થયેલી ઉદાસીનતા વરતાય છે. પોતાની પહેલાંની સ્થિતિ ફરી નહિ સાંપડે એમ એ માટે એ નિરાશ થઈ ગઈ હતી. તેથી રામ પ્રત્યે એ તટસ્થ હતી.

(૨) विप्रियवशात् कलुषम्—રામે તેનો કારણ વગર પરિત્યાગ કર્યો હતો તેથી એ રામ તરફ રોષે ભરાઈ હતી आर्यपुत्र असदृशं खलु एतदस्य वृत्तान्तस्य આ વાક્યમાં રામના વર્તન માટે સીતાને થઈ આવેલો ક્રોધ દેખાય છે.

(૩) अस्मिन् दीर्घवियोगे झटिति घटनास्तम्भितमिव—પહેલાં તેનું હરણ થયું ત્યારે જે વિયોગ હતો તે તો વર્ષ કરતાં પણ થોડો હતો. જ્યારે આ વિયોગ તો બાર વર્ષ કરતાં પણ વધી ગયો છે. આવા લાંબા વિયોગમાં આમ એકદમ (झटिति) અણધાર્યો મેળાપ (घटना) થવાથી સીતા સ્તબ્ધ બની ગઈ છે અને તેનું હૃદય જડ જેવું થઈ ગયું છે. हा कथं.. आर्यपुत्र एव । तत् मा धारय ..આ ઉક્તિમાં ઓચિંતા મિલનથી પ્રસરેલી જડતા સ્ફુટ થઈ છે. घटनोत्तम्भितमिव પાઠફેર છે. તેના બે અર્થ થાય—(૧) મિલનથી જડ થઈ ગયેલું. (૨) મિલનથી આધાર પામેલું. આશ્વાસન પામેલું. 'બેલવલકર' 'રાય' 'કાળે' વગેરે આ પાઠ રાખે છે.

(४) सौजन्यात् प्रसन्नम्-પ્રિયતમના એના પ્રત્યેના સારા ભાવથી સીતાનું ચિત્ત પ્રસન્નતા પણ અનુભવતું હતું. 'अथवा किमिति वज्रमयी...છ. રામનો પોતાના તરફનો એકનિષ્ઠ પ્રેમ જોતાં સીતાને આનંદ થાય છે

(५) दयितकरुणैः गाढकरुणं-પ્રિયતમના કરુણ વિલાપથી (दयितकरुणैः) સીતાનું હૃદય અત્યંત (ગાઢ) કરુણ (શોકવાળું) બની ગયું છે. गाढः करुणः यस्मिन् गाढकरुणम्। हा धिक्...जीवय आर्यपुत्रं...આ વાક્યમાં સીતાનો ગાઢ શોક દેખાય છે. अहमेवास्य.. मम...एषःમાં પણ સીતાનો ગાઢ શોક દેખાય. છે. પતિને શોકાર્દ્ર જોતાં સીતાને પણ અત્યંત દુઃખ થાય છે.

(६) अस्मिन् क्षणे प्रेम्णा द्रवीभूतं इव-આ ક્ષણે જાણે પ્રેમથી સીતાનું હૃદય ગળી ગયું છે. આ ભાવ સીતાનાં હવે પછીનાં વાક્યોમાં સ્ફુટ થાય છે.

એક જોનાર વ્યક્તિ જ્યારે એક વસ્તુનો અનેક રીતે ઉલ્લેખ કરે ત્યારે તે ઉલ્લેખ અલંકાર થાય છે. અહીં જોનાર વ્યક્તિ તમસા એકલી છે. જે વસ્તુ વર્ણવી છે તે, સીતાનું હૃદય, એક છે પણ એનો જુદી જુદી રીતે ઉલ્લેખ થયો છે. નિરાશાથી એ તટસ્થ છે. નિષ્કારણ પરિત્યાગ કર્યો હોવાથી તે ક્રુદ્ધ (ગુસ્સે ભરાયેલું છે; ઓચિંતા સમાગમથી એ જડ જેવું થઈ ગયું છે; પ્રિયતમના સદ્ભાવથી એ પ્રસન્ન છે. પ્રિયજનના કરુણ વિલાપથી એ અત્યંત શોકે ભરાયું છે; પ્રેમથી એ ગળી ગયું છે. આમ અહીં ઉલ્લેખ અલંકાર છે.

શ્લોક ૧૪ (અનુષ્ટુભ)

स्नेहार्द्र०—स्नेहार्द्र આસી शीतलश्च-સ્નેહને લીધે આર્દ્ર અને શીતલ. नन्दिनी-અહીં નંદિની એટલે પુત્રી નહિ પણ 'આનન્દ આપનારી સ્ત્રી' એવો અર્થ થાય છે. આમ નંદિની સંબોધન કરતાં नन्दिनी त्वं આનંદ આપનારી તું-એમ વિશેષણ તરીકે લેવાથી વધારે ભાવમય લાગે છે. त्वं ઉપર અહીં ખાસ ભાર છે. કારણ એ જ સ્પર્શનું સ્થાન છે. તેથી નંદિની વિશેષણ તરીકે લેવું વધારે સારું છે.

अद्याप्यानन्दयति ને બદલે अद्याप्येवार्द्रयति પાઠફેર છે.

१४-३

अगाधमानस०—अगाधस्य ( અગાધ ) मानसस्य ( મનનો ) दर्शितः (દર્શાવનારા) स्नेहसंभारः (સ્નેહભાર) यैः ते (उल्लापाः) 'કાળે' ટીકા કરે છે કે આ સમાસનો વિગ્રહ સદ્દેલાઈથી ન થઈ શકે. 'કાળે' આ પાઠ ન લેતાં अगाधदर्शित०–अगाधं यथा तथा दर्शितः स्नेहस्य संभारः यैः ते, એ પાઠ રાખે છે.

आनन्द०—आनन्दं निष्यन्दते इति––આનંદ વરસાવનારાં.

१४-४

निष्कारण०—निष्कारणेन ( નિષ્કારણ ) परित्यागेन ( પરિત્યાગથી ) शल्यं, तदस्य सञ्जातमिति ( શલ્ય લાગ્યું છે તેનું ) કારણ વગર કરેલા ત્યાગનું શલ્ય હજી રામના પ્રેમમય ઉદ્‌ગારોથી પણ સીતાના હૃદયમાંથી સમૂળું નીકળી નથી ગયું. સીતા કહે છે–મારા પતિએ કારણ વગર મારો ત્યાગ કર્યો એ વાત મને મનમાં ભારે દુઃખ કરે છે. એથી મારું જીવન જો કે સાવ અરણ્ય થઈ ગયું છે છતાં હું મારું જીવ્યું સાર્થક થયું માનું છું. હું મારું જીવન ધન્ય માનું છું કારણ કે મારા સ્વામીના આ સ્નેહમય ઉદ્‌ગારો સાંભળી મને ખાતરી થઈ ગઈ છે કે મારા સ્વામીને મારે માટે જેવો ને તેવો જ ઊંડો સ્નેહ છે. આ પ્રેમમય ઉદ્‌ગારો સાંભળતાં હું ભાગ્યશાળી થઈ તેથી મારું જીવન હું ધન્ય માનું છું.

એવા પ્રેમીના ઉદ્‌ગારોથી કયું હૈયું નથી પીગળતું ? એ પ્રેમમય શબ્દો આગળ ભૂતકાળનું ગમે તેવું અપમાન પણ ભૂલી જવાય છે.

१४-६

संकल्पाभ्यास०—सङ्कल्पस्य अभ्यासः तदिन्तन ( નિરંતર ચિન્તન કરવાની ) पटुत्वं (નિપુણતા) उपादानं (કારણ) यस्य (જેનું કારણ છે તેવો).

પાઠફેર––सङ्कल्पाभ्यासमानन्दतोपादानः-सङ्कल्पेन यः आनन्द . सङ्कल्प०:

'पाटचोत्पाट० पाटचात्, उत्पादः उत्पत्तिः यस्य राममद्रस्य–રામ ખાસ રામભદ્ર શબ્દ વાપરે છે ભદ્ર શબ્દ બતાવે છે કે રામ ધન્ય નથી પણ હતભાગી છે. રામે જે સત્ય માન્યું હતું તે સત્ય નથી સીતા સાથે ફરી સમાગમ થશે, સીતા આ આવે, આ સીતાનો સ્પર્શ છે એમ રોજ સીતાના વિચાર કરવાથી રામને કેવળ તેના સ્પર્શનો ભ્રમ જ થયો છે. તેથી રામ અધન્ય છે. કલ્પનામાં આવતી સીતાને જ રામે વાસ્તવિક માની. ખરી રીતે સીતા ત્યાં ન હતી. વાંચો 'રાય'–પૃષ્ટ ૪૬–"હું સીતા વિશે કેટલાયે વિચારો કરું છું. 'સીતા મને સ્પર્શી' એવા એક ચિત્રને મેં સત્ય માન્યું. જો ખરેખર સીતા અહીં હોય તો તે જવાબ આપ્યા વગર ન રહે."

દૃશ્ય–૪

[ બે હાથીઓની લડાઈમાં સીતાનો પાળેલો લાડકો હાથી જીતે છે. બધા ખુશ થાય છે. અવસર મળતાં વાસન્તી રામને એમના પહેલાંના પંચવટીમાં ગાળેલા જીવન સાથે સંકળાયેલી કેટલીક વસ્તુઓ બતાવે છે. દેખીતી રીતે રામને એ બધું તે સ્વાભાવિક લાગે તે રીતે બતાવે છે પણ વસ્તુતઃ તો રામે દાખવેલા સીતા પ્રત્યેના વર્તન બદલ તેમને ઠપકો આપવા જ વાસન્તી આ બધું બતાવે છે. માર્મિક રીતે વાસન્તી કટાક્ષ કરે છે કે રામનું વર્તન અયોગ્ય અને ક્રૂર છે. રામ વાસન્તી સમક્ષ તેમનું દિલ ખુલ્લું કરે છે. રામે વેઠેલું દુઃખ અને તેમણે કરેલું આક્રન્દ તથા તેમના હૃદયની ઉદાત્તતા જોઈને વાસન્તીને બહુ દુઃખ થાય છે.

આ બધું સીતા અદૃશ્ય રહે રહે જુએ છે અને સાંભળે છે. આમ અત્યાર સુધી સીતાના હૃદયમાં જે નિષ્કારણ પરિત્યાગનું શલ્ય હતું તે અહીં દૂર થાય છે. સીતા જ્યારે આ દૃશ્યમાં છેલ્લે જાય છે ત્યારે તેના હૃદયમાં ક્યાંય પણ રામના વર્તન માટે નારાજી નથી. आर्यपुत्र इदानीमसि त्वम् । એના હૃદયનું શલ્ય સમૂળું નાશ પામે છે.

મોડું થતું હોવાથી રામ અશ્વમેધ યજ્ઞમાં ભાગ લેવા માટે અયોધ્યા જાય છે. સીતા વગેરે પણ જાય છે ]

૧૪-૧૭

પણ તે સૂચવે છે કે હવે રામને રઘુનન્દન કહેવાય એવું રહ્યું નથી. એમણે સીતાનો ત્યાગ કર્યો છે અને એ વર્તન બદલ તેમના પૂર્વજો પણ રામ પ્રત્યે નાખુશ છે

૧૪-૨૧

**जटायुशिखरस्य**—जटायु કે जटायुस् શબ્દ છે. सीतातीर्थ સીતાઘાટ. વાસન્તી ખાસ સીતા શબ્દ વાપરે છે અને તે ખાસ 'જટાયુ'નો ઉલ્લેખ કરે છે કારણ જટાયુએ સીતા માટે પોતાના જીવનનો ભોગ આપ્યો હતો.

૧૪-૨૫

**अहह हृदयमर्मच्छिद्राः**-સીતાનું પાળેલું ગજબાળ, સીતાની પ્રિય સખી વાસન્તી, જટાયુ શિખર, સીતાઘાટ, અને ગોદાવરી નદી. આ બધાના ઉલ્લેખ માત્રથી રામનું હૃદય પારાવાર દુઃખ અનુભવે છે. એ બધું સાંભળતાં અને જોતાં રામની નજર આગળ સીતાની તે તે સ્થળોની અનેક પ્રતિમાઓ ખડી થાય છે આ બધાનો ઉલ્લેખ રામના હૃદય મર્મને ભેદી નાખે છે.

૧૪-૩૫

**हा देवि दिष्ट्या वर्धसे**-दिष्ट्या वृध् એટલે 'અભિનંદન આપવાં' રામની નજર સમક્ષ તરતી સીતાની પ્રતિમાને ઉદ્દેશીને રામ તેને સંબોધીને કહે છે કે એનું ઉછેરેલું ગજબાળ આવુ મોટું થઈ ગયું તે બદલ તને અભિનંદન.

શ્લોક ૧૫

**અન્વય** उद्गच्छद्बिसकिसलयस्निग्धदन्तांकुरेण येन हे सुतनु ते कर्णमूलात् लवलीपल्लवः व्याकृष्टः, अयं सः मदमुचां वारणानां विजेता तव पुत्रः तरुणे वयसि यत् कल्याणं, तस्य भाजनं जातः । (મન્દાક્રાન્તા)

उद्गच्छद्बिस०-उद्गच्छन् (ફૂટતા) बिसस्य (કમળ તંતુની) किसलयम् (કૂંપળ) इव (જેવી) दन्ताङ्कुरः यस्य तेन (કોમળ દંતુડી વડે) दन्ताङ्कुर ફૂટતા દાંત, દંતાંકુર-દંતુડી

**कर्णमूलात्**—कर्णपूरान् પાઠ છે પણ વનવાસ દરમિયાન સીતા ઘરેણાં ન પહેરે. આ પાઠ લેતાં એમ અર્થ થાય કે સીતાએ પોતાના કાનના ઘરેણા ઉપર લવલી પલ્લવ મૂક્યું હશે. પણ એ બરાબર નથી તેથી कर्णमूलात् પાઠ સારો છે. સીતાએ કાનમાં લવલી પલ્લવ ઘરેણા તરીકે પહેર્યું હશે તે નીચે લટકતું હશે. લાડકો ગજબાળ એને પોતાનું ખાવાનું ધારીને લઈ ગયો. એની કોમળ દંતુડીથી એણે એવું ધીમે રહીને ખેંચ્યું કે સીતાને સહેજ પણ દુઃખ ન થયું. આ વિશેષણ બતાવે છે કે ગજબાળ સાવ નાનું હાથી સમજનું હતું અને જેમ બાળક માતા પાસે કરે તેમ તે સીતા સાથે ગેલ અને મસ્તી કરતું હતું. હાથીઓને કમળદંડ ખાવાનો ખૂબ શોખ હોય છે એ પણ અહીં સ્પષ્ટ થાય છે. સીતાએ પણ એ ગજબાળને પુત્રની જેમ ઉછેર્યું હતું.

तरुणे वयसि वर्तमान—યૌવનનું કલ્યાણ એટલે રૂપ, શક્તિ, પ્રભાવ, પરાક્રમ, પત્નીનો સાથ વગેરે. જે હાથી સમજનો બાળક હતો તે આજે દેખાવડો, પ્રભાવશાળી, પરાક્રમી, મોટા વારણોનો વિજેતા અને પત્ની સાથે આનંદ માણનારો યુવાન હાથી થઈ ગયો છે.

અહીં बिसकिसलयवत् स्निग्धः दन्ताङ्कुरः માં ઉપમા છે.

१५-२

अवियुक्त 'इदानीमयं'—વિયોગ શું છે એનો કપરો અનુભવ સીતાને એક વખત થઈ ગયો છે. એના મનમાં વિયોગના જ વિચાર મોખરે હોય છે. પોતાના લાડકાને પ્રિયા સાથે ખેલતો જોઈને સીતા પહેલો જ આશીર્વાદ એ આપે છે કે એ એની પ્રિયાથી વિખુટો ન પડશો. એ જીવન ભલે ભોગવે. મારી માફક એનું જીવન-વિયોગથી બરબાદ ન થશો એ જ શુભેચ્છા સીતા દર્શાવે છે.

१५-३

**कान्तानु०**—कान्तायाः (પ્રિયતમાને) अनुवृत्तिः, तस्मिन् (ખુશ કરવાનું) चातुर्यम् (ચાતુર્ય)

અન્વય—यत् स्नेहात् लीलोत्खातमृणालकाण्डकवलच्छेदेषु पुष्यत्पुष्करवासितस्य पयसः गण्डूषसंक्रान्तयः सम्पादिताः, शीकरेणा करेण सेकः विहितः, विरामे पुनः अनरालनालनलिनीपत्रातपत्रं धृतम् । (શાર્દૂલવિક્રીડિત)

પ્રિયાને ખુશ કરવાનું ચાતુર્ય કેવું તે આ શ્લોકમાં બતાવે છે. लीलो॰—लीलया (રમતમાત્રથી) उत्खातानि (ઉખેડેલા) मृणालकाण्डानि तेषां (કમળના ડાંડલાના) कवलाः तेषां (કોળિયાની) छेदेषु (વચ્ચે-વચ્ચે) પ્રિયતમા કંઇક ખાવાની ઇચ્છા કરે છે ત્યારે આ પોતાના મોટા મોટા દાંતથી કમળના દાંડલા ઉખેડે છે. એમાંથી થોડાક પોતાને માટે રાખે છે અને બાકીના પોતાની જાતે એને ખવડાવે છે. થોડાક કોળિયા ખાઇને સાધારણ રીતે તરસ લાગે જ. તેથી પ્રિયતમાની તરસ છિપાવવા તે વચ્ચે વચ્ચે પોતાની સૂંઢમાંથી પાણી એના મુખમાં મૂકે છે. એ પાણી પણ સુગંધી છે.

पुष्यत्॰—पुष्यत् (ખીલેલા) पुष्करं तेन, (કમળથી) वासितस्य (સુગંધી) અથવા पुष्यत् (જાડી) पुष्करं तस्मिन् (સૂંઢમાં) (હોવાથી) वासितम् (સુગંધી) હાથી પોતે પણ પાણી પીએ છે અને પ્રિયાને પણ પાય છે. स्वयं पीत्वा जलदानं ध्वनितम् એ સમય ગરમીના દિવસો હતા. તેથી ખાઇને વધારે તાપ લાગે જ. તેથી પોતાની સૂંઢના પાણીથી એણે પ્રિયતમાને ખૂબ નવડાવી.

अनराल॰—अनरालं नालं यस्य तत् (સીધા ડાંડાવાળા) नलिनीपत्रमेव (કમળપત્ર રૂપી) आतपत्रं (છત્રી). विरामे-છેલ્લે. છેલ્લે નાહી રહ્યા પછી સૂર્યનો તાપ નિવારવા તેણે કમળનું પત્ર છત્ર તરીકે પ્રિયા ઉપર ધર્યું.

१६-१७

उच्छ्वसित०—उच्छ्वसितौ प्रस्नुतौ स्तनौ यस्याः

१६-१८

क्षणमात्रं संसारिण्यस्मि संवृत्ता

પુત્રોના સ્મરણથી સીતામાં માતૃભાવ જાગ્રત થાય છે. એ ભાવ સ્પષ્ટ રીતે બહાર દેખાઈ આવે છે. સીતા કહે છે, "આ ક્ષણે હું કમનસીબ પુત્રોના વિયોગ વેઠનારી અને પતિનો વિરહ વેઠતી ત્યકતા નથી પણ આ ક્ષણે તો હું પતિ અને પુત્રોવાળી સંસાર ધર્મ આચરતી સંસારિણી છું." પણ હાય ! વિધિની કેવી ઘટના ! સીતા ત્યકતા છે તેથી તે સંસારિણી ન થઈ શકે. સંસારિણી સ્ત્રી કુટુંબવાળી હોય છે. એનો પતિ અને એનાં સંતાનો એની પાસે જ રહેતાં હોય છે. સીતા ત્યકતા હોવાથી એની પાસે કોઈ હતું નહિ. સીતા પોતાની આ કરુણ દશા સમજે છે છતાં તે કહે છે કે આ ઘડીએ એના પુત્રોની યાદ એટલી પ્રબળ બની કે એને એમ નથી લાગતું કે એના પુત્રો એની પાસે નથી. વળી એના સ્વામી પણ આજે એની સન્મુખ જ છે તેથી સીતા કહે છે કે ભલે ત્યકતા છું અને સંસારિણી નથી છતાં આ પળે એક ક્ષણ માટે તો મને એમ જ થાય છે કે હું સંસારિણી છું અને મારા સ્વામી તથા પુત્રો સાથેના ભર્યા ભર્યા કુટુંબમાં રહું છું. પતિ અને પુત્રોના વિચારમાં એ એટલી તલ્લીન થઈ જાય છે કે ઘડીભર તો એ વિયોગાવસ્થા પણ વિસરી જાય છે. એ પોતે સંયોગસુખ અનુભવતી હોય, પતિ-પુત્રોથી વીંટળાયેલી હોય તેવું સુખ અનુભવે છે પણ તે ઘડીભર જ.

સીતાની કરુણ દશા તેણે બોલેલા 'એક ક્ષણ' શબ્દોમાં સમાય જાય છે. તે પોતે કેટલી દુઃખી અને દુર્નિવાર્ય અથવા જે તે બધું એ શબ્દોમાં જ સ્ફુટ થાય છે.

१६-१९

किमशोच्यते—અહીં હું વિચારે છે તે બાબતમાં, અને તેને મા

ભાવ થઈ આવે છે તે બાબતમાં વધારે શું કહેવાનું ? તને તું કહે તેવા ભાવ થઈ જ આવે એ સ્વાભાવિક છે

प्रसव खलु—સંતાન એ સ્નેહની પરાકાષ્ઠા છે પોતાના બાળક ત્યેના પ્રેમ કરતા વધારે પ્રેમ કોઈને કોઈ માટે જગતમાં હોતો નથી कर्मपर्यन्त—પ્રકર્ષની પરાકાષ્ઠા प्रकर्ष ને બદલે प्रकृष्ट પાઠફેર છે સંતાન પ્રેમ એ પ્રેમની અવધિ છે पर पित्रो-માતાપિતાને અન્યોન્ય જોડનારું તે પરમ સાધન છે. પોતાના બાળક ઉપર બન્નેને એક સરખો પ્રેમ હોય થી તેમનો અન્યોન્ય સ્નેહ પણ એવોને એવો એકસરખો રહે

શ્લોક १७

અન્વય—स्नेहसंश्रयात् दम्पत्यो अन्तःकरणतत्त्वस्य अपत्यमिति एकं आनन्दग्रन्थि बध्यते । (અનુષ્ટુભ)

अन्तःकरण०—अन्तःकरणरूपस्य तत्त्वस्य-અન્તઃકરણરૂપી પદાર્થનો दम्पत्यो-जाया च पतिश्च जायापती जम्पती दम्पती स्नेह०-स्नेहस्य संश्रयात्-પ્રીતિનો (અન્યોન્ય) આશ્રય હોવાથી आनन्द०-आनन्दमय ग्रन्थि આનંદ ગ્રન્થિ एक-એક અનિર્વચનીય ग्रन्थि-ગાંઠ

પતિ અને પત્ની ઉભય બાળક ઉપર સરખું હેત રાખે છે બન્નેના સ્નેહનું મધ્યબિન્દુ બાળક છે એ એક એવી ગાંઠ છે કે જ્યાં પતિપત્નીના હૃદયની-જેમ બે દોરીની ગાંઠ બંધાય તેમ ગાંઠ બંધાય છે "પણ બધી ગાંઠ દેખાય છે જ્યારે આ ગાંઠ દેખાતી નથી અને અદૃશ્ય રીતે જ બંધાય છે સામાન્ય ગાંઠ કયારેક દુઃખરૂપ થઈ પડે છે અને પીડા કરે છે જ્યારે આ ગાંઠ તો આનન્દદાયિની છે તેથી ઇતરવિલક્ષણ છે" (વાચો 'રાય' પૃ ૫૭)

પાઠ—શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી કૃત ઉ ચ પૃષ્ઠ १३१— "બને સ્ત્રી-પુરુષ અન્યોઅન્ય સાથે અસાધારણ સ્નેહ રાખે તેથી કરીને અન્તઃકરણના તત્ત્વની-અન્તઃકરણના ઊંડામાં ઊંડા મર્મની, ઉમરા રૂપી આનંદની એક જ ગાંઠ કદાપિ ન છૂટે તેવી બંધાય છે અર્થાત્ દંપતીના

અન્યોઅન્ય પ્રેમનું મધ્યબિન્દુ અપત્ય જ છે, તે થવાથી જ અન્ને પ્રેમ સફલ થઈ વિશેષ દૃઢ અને આનન્દકારક થાય છે."

આ શ્લોક ભવભૂતિના ઉત્તમ શ્લોકોમાંનો એક છે. અહીં રૂપક

શ્લોક ૧૮

**અન્વય**—अचिरनिर्गतमुग्धलोलबर्हम् यम् ते प्रिया अनुदिवसं अवर्ध स एष मणिमुकुट इव उच्छिखः शिखण्डी, कदम्बे नदति (पुष्पिताग्रा)

अनुदिवस– दिवसे दिवसे इति (અવ્યયીભાવ) રોજ રોજ

अचिरनिर्गत०—જેને હમણાં જ (अचिरं) સુંદર હાલતાં પીછાં આવ્યાં છે તેવો। अचिरं निर्गतमधुरं लोल बर्हं यस्य। बर्ह–पिच्छबर्हे नपुंसके इत्य

પાઠફેર—अतरुणमदताण्डवोत्सवान्तेष्वयमचिरोद्गतमुग्धलोलबर्हं -न तरुण. यस्मात् स. अतरुणः, अतरुणः मदः तेन ताण्डवं, तस्य उत्सव, अन्त', तेषु-અતિશય (अतरुण) મદને લીધે થતા તાંડવના ઉત્સવને અ (હજી) હમણા જ આવેલા (अचिरोद्गत), સુંદર હાલતાં પીંછાંવાળો (મોર). 'રાય' આ પાઠ રાખતાં લખે છે કે બહુવચનનો પ્રયોગ એમ બતાવે છે કે દિવસમાં અનેક વખત મોર આ પ્રમાણે કદમ્બ ઉપર નાચતો અને નૃત્યને અંતે મોટેથી ટહૂકતો હશે 'બેલવલકર' આ પાઠ રાખે પણ આ પાઠ કરતા બીજા પાઠમાં સીતાનો અને મોરનો સંબંધ રૂ રીતે સ્ફુટ થાય છે. વાસન્તી એવી વસ્તુઓ બતાવવા માગે છે કે જે સાથે સીતા ખાસ સંકળાયેલી હતી. તેથી જ પહેલો પાઠ સારો મણિમુકુટ इव–મોરનું શરીર તો સાધારણ મોટું હોય પણ તેની ડોક લાંબી અને પાતળી હોય. એનાં પીંછામાં જાતજાતના રંગ હોય. તેથી એ જ્યારે પીંછાં પ્રસારે ત્યારે મણિ જડેલા મુગટ જેવો લાગે. મુગટ નીચેથી પહોળો હોય અને ઉપર સાંકડો હોય. 'રાય' જુદી રીતે સમજાવે છે. मुकुट નપુંસક લિંગ છે તેથી તેઓ मणिमुकुटे इव એમ લે છે. એમ લેતાં એ કદમ્બનું વિશેષણ થાય. (मणिमुकुटे कदम्बे) સારું ખીલેલું કદમ્બનું વૃક્ષ પણ નીચેથી પહોળું અને ઉપરથી સાંકડું હોવાથી દૂરથી મુકુટ જેવું લાગે છે.

उच्छ्रितः—उद्गता शिखा यस्य सः-જેનો કલાપ પ્રસારેલો છે તેવો. वधूसखः-वध्वा सखः-પત્ની સાથેનો. મોરનો એની પત્ની સાથેનો ઉલ્લેખ છે. જ્યારે રામ અને સીતા એકમેકથી દૂર છે. આમ મોરનો રામ અને સીતા સાથે ભાગે વિરોધ જાગે છે. ખાસ રામ પ્રત્યે કટાક્ષ કરવા જ વાસન્તી પત્ની સાથે નૃત્ય કરતા મોરનો ઉલ્લેખ કરે છે. હાથીના બચ્ચાનો પણ તેની પત્ની સાથેનો જ ઉલ્લેખ છે.

मणिमुकुट इव માં ઉપમા છે.

१८-२

**मोदस्व०**-રામને પણ વિયોગનો એટલો કડવો અનુભવ થઈ ગયો છે કે મોર એની પત્ની સાથે ભલે સુખી થાય એમ ઇચ્છે છે. પોતે ભલે સીતાથી વિયુક્ત થયો પણ મોરને એવો વિયોગ ન આવી પડશે એમ તે ઇચ્છે છે.

१८-३

**एवं भवतु**—સીતા પણ એમ જ ઇચ્છે છે કે એ ભલે દુઃખી હોય પણ એનો મોર સુખી થાય.

શ્લોક १९

कृतपुटान्त०–વિદ્યાસાગરની આવૃત્તિમાં कृतपुटान्तर्मण्डलावृत्ति, चक्षुः અને प्रचलित० એમ છૂટો છૂટો પાઠ છે. એ સુગમ અને સારો છે. મોર સીતાની આજુબાજુ ગોળ ઘૂમતો હતો. આંખો પણ એની પાછળ પાછળ નેત્રકોશમાં ઘૂમતી. સ્વાભાવિક રીતે ભમ્મરો પણ એ જ રીતે ઘૂમતી. આ ભ્રમર નર્તનથી એની આંખ અજબ રીતે શોભી ઊઠતી.

પાઠફેર—कृतपुटान्तर्मण्डलावृत्तिचक्षुः...मण्डयन्त्या એમ 'ઘનશ્યામ' એક આખો જ સમાસ લે છે. આ રચના અટપટી છે. भ्रमिषु (भ्रमणेषु) कृताः पुटस्य अन्ते याः मण्डलानां आवृत्तय याभ्याम् ते चक्षुषी, प्रचलिते ये भ्रुवौ, तयोः ताण्डवानि च, तैः [ ०वृत्तिचक्षुषी च ०ताण्डवानि च तैः ] મોર ગોળ ગોળ નાચતો ઘૂમતો હતો. સીતાની આંખો પણ બરાબર તેને જ અનુસરતી હતી. આમ સીતાની આંખની કીકી પણ નેત્રકોશની અંદર મોરની પાછળ પાછળ ગોળ ગોળ ઘૂમતી હતી. આને લીધે એની ભમ્મરો પણ ઊંચીનીચી થતી હતી. ગોળ ગોળ ફરતી આંખથી અને ભ્રમર નર્તનથી સીતા મોરને શોભાવતી હતી એ મુખ્ય ભાવ અહીં છે. જ્યારે પહેલા પાઠમાં સીતાની સુંદર આંખ એનાં ભ્રમર નર્તનથી વધારે શોભતી હતી એવો ભાવ છે.

वृत्तचक्षुः પાઠ 'ધાટે'ની આવૃત્તિમાં મળે છે. ०वृत्ति चक्षु જેવો એનો અર્થ થાય कृतं पुटस्यान्तः मण्डलावृत्तम् (मण्डला वृत्तिः) येन અહીં પણ चक्षुः જ 'मण्डयन्त्या'નો વિષય છે.

करकिसलयतालैः–करौ किसलये इव, तयोः तालाः, तैः કુંપળ જેવા હાથના તાલથી. नर्त्यमानं-नृत् નું પ્રેરક કર્મણિ વર્તમાન કૃદંત नर्त्यमान.

અહીં પહેલી ત્રણ લીટીમાં તાળીઓ લઈ લઈને મોરને નચાવતી સીતાનું અને તેની આજુબાજુ ફરતા મોરનું, અને એને અનુસરીને ઘૂમતી સીતાની આંખનું અને ભમ્મર નર્તનનું સ્વાભાવિક વર્ણન છે. તેથી અહીં સ્વભાવોક્તિ અલંકાર છે. सुतमिव त्वां માં ઉપમા છે.

૧૯–૧

हन्त तिर्यञ्चोऽपि०–નીચી કક્ષાનાં પશુ પંખીઓ પણ પહેલાંના પરિચયને માન આપે છે. સાધારણ પશુપંખીઓને વિવેક બુદ્ધિ હોતી

નથી છતાં તે બધાં એક વાર તેઓ જેમના સમાગમમાં આવ્યાં હોય તેમને છોડતાં નથી જ્યારે તેણે પોતે એક વિવેક બુદ્ધિ યુક્ત માનવ હોવા છતાં, સીતા પ્રત્યેનો પોતાનો પ્રેમ અવગણીને પણ એનો ત્યાગ કર્યો આમ રામ પોતાની જાતને ધિક્કારે છે

શ્લોક ૨૦

અન્વય—कतिपयकुसुमोद्गमः अयं कदम्बः प्रियतमया परिवर्धितः आसीत्। एष गिरिमयूरः देव्या स्मरति यतः स्वजन इव अत्र प्रमोदं एति। (પુષ્પિતાગ્રા)

આગળ રામે કહ્યુ કે પશુ પંખીઓ પણ પહેલાનો પરિચય જાળવી રાખે છે તેનો દાખલો અહી આ શ્લોકમાં આપે છે આ કદમ્બ અને મોર બન્નેને સીતાએ ઉછેર્યાં હતા તેથી કદમ્બ અને મોર પણ સ્નેહની ગાઠે બંધાયા હતા સીતા એમની બન્નેની સ્નેહસાંકળરૂપ હતી આજે બાર બાર વર્ષ વહી ગયા આ મોરને હજી પણ એ ભૂતકાળના દિવસો યાદ છે કે જ્યારે કદમ્બ અને મોર બને સીતાદેવીના 'ખાસ' હતાં તે હજી પણ સીતાદેવીને યાદ કરે છે અને તેથી જ તે આ કદમ્બ છોડતો નથી અને તેના ઉપર નૃત્ય કરે છે, કારણ બન્ને વચ્ચે સ્વજન જેવો સબધ બધાઇ ગયો છે રામનો કહેવાનો આશય એ છે કે આ મોર તો હજી સીતાને અને કદમ્બને યાદ કરે છે જ્યારે પોતે તો મોર કરતા પણ ઉતરતી કક્ષામા હોય તેમ સીતાનો પ્રેમ પણ ભૂલી ગયા અને તેને છોડી પણ દીધી !

વાંચો 'રાય'નુ ઉ ચ પૃષ્ઠ–૬૨–(સંસ્કૃત ટીકા)

"આ કદમ્બ છે કે જેને સીતા માતાએ રોપ્યુ છે એને ફૂલ તો થોડાં છે છતાં પણ બીજા વૃક્ષોને છોડીને આ ગિરિમયૂર એ થોડા ફૂલોવાળા કદમ્બ ઉપર જ આનંદ મેળવે છે આ ગિરિમયૂરને સીતાદેવી યાદ આવે છે અને તેથી જ પોતાના ભાઈ જેવા આ કદમ્બ ઉપર આવે છે કેમકે બન્નેનુ પોષણ એક માતા સીતાએ કર્યું છે તેથી આ મારો ભાઇ છે એમ કરી સીતાનો સંપર્ક યાદ કરીને અહી જ આનંદ પામે છે"

कतिपयकुसुमोद्गमः–कतिपयानां कुसुमानां उद्गमः यस्मिन्–જેને થોડાંક ફૂલ આવ્યાં છે તેવું. गिरिमयूरः–गिरिप्रियः मयूरः (મધ્યમપદલોપી સમાસ) देव्याः स्मरति–'अधिगर्थदयेशां कर्मणि' (पा. २. ३. ५२)–પ્રમાણે–'યાદ કરવું' 'દયા લાવવી' વગેરે અર્થનાં ક્રિયાપદો તેમના કર્મની છઠ્ઠી વિભક્તિ લે છે. તેથી અહીં પણ स्मरती देवी ની ષષ્ઠી વિભક્તિ લે છે. વાંચો મેઘ० कच्चिद्भर्तुः स्मरसि रसिके...ઇ. परिवर्धितोऽयं ને બદલે परिवर्धितो य आसीत् પાઠફેર 'બેલવેલકર' રાખે છે. પણ અહીં લીધેલો પાઠ સુગમ અને સારો છે.

અહીં ત્રીજી લીટીમાં કહ્યું છે કે આ મોર સીતાને હજી યાદ કરે છે. આનું કાવ્યમય કારણ ચોથી લીટીમાં આપ્યું છે. મોરને વૃક્ષ ઉપર સ્વજન જેવો આનંદ મળે છે કારણ તે વૃક્ષ ઉપર ખાસ પ્રેમ ધરાવે છે. પણ મોર સીતાને યાદ કરે છે એનું કારણ એક જ કે તે સીતાએ ઉછેરેલા કદમ્બ ઉપર જ પ્રેમ ધરાવે છે, સીતા વૃક્ષ સાથે સંકળાયેલી હતી તેથી જ મોરને વૃક્ષ પ્રત્યે પ્રેમ હતો, અને તેથી જ એમ ફલિત થાય કે મોર સીતાને સ્મરે છે. આમ ત્રીજી લીટીનું કારણ કાવ્યમય રીતે ચોથી લીટીમા આપવામા આવ્યું છે તેથી અહીં કાવ્યલિંગ અલંકાર છે.

શ્લોક २१

અન્વય—कदलीवनमध्यवर्ति एतत्तदेव कान्तासखस्य ते शिलातलं शयनीयं यद् अत्र स्थिता (सीता) एभ्यः बहुशः तृणं अदात् ततो सीता हरिणकैः न विमुच्यते स्म ॥ (વસન્તતિલકા)

एतत्तदेव०—આ પાઠ સુગમ અને ભાવમય છે. વાસન્તી જે ભાવ બતાવવા માગે છે તે આ જ પાઠમાં સારી રીતે વ્યક્ત થાય છે. આ પાઠ લેવાથી પહેલી બે લીટી એક સ્વતંત્ર વાક્ય બનાવે છે. બીજું વાક્ય તેની સાથે સબંધ ધરાવે છે.

પાઠફેર—नीरन्ध्रबालकदलीवन-मध्य (ઝગેલી) નાની કદલીઓના વનની વચ્ચે રહેલી. नीरन्ध्राः (निर्गतं रन्ध्रं याभ्यः) बालकदलयः तासां वनं, तस्य मध्ये वर्तते इति આ પાઠ કરતાં ઉપરનો પાઠ વધારે ભાવમય છે.

यदेभ्यः ने બદલે वनगोचरेभ्यः પાઠફેર છે. અહીં પણ પહેલો પાઠ વધારે સારો છે.

તેર તેર વર્ષથી હરણાં અહીં સીતાના સાથમાં રહ્યાં હતાં. હવે તે નાનાં નથી. આજે વર્ષો થયાં તેમણે સીતાનો સાથ ગુમાવ્યો છે છતાં અહીં આ જ જગ્યાએ તેમણે સીતા માતાના હાથનું દીધેલું તૃણ ધરાઈ ધરાઈને ખાધું હતું. તેથી હજી આજે પણ તેઓ આ શિલા છોડતાં નથી અને સીતામાતાને સંભારી તેઓ અહીં બેસે છે. શ્રી 'રાય' સમજાવે છે કે અહીં स्म ભૂતકાળ નથી બતાવતું પણ પાદપૂર્તિ અર્થે વપરાયું છે કારણ જો ભૂતકાળ બતાવે છે એમ લઈએ તો તો એમ અર્થ થાય કે પહેલાં હરણો અહીં આવતાં હતાં પણ હવે નથી આવતાં. પણ एम्यः શબ્દ બતાવે છે કે હજી હરણાંએ અહીં આવવાનું બંધ નથી કર્યું. એ બોલતી વખતે પણ હરણો ત્યાં જ બેઠાં હતાં તેથી વાતાવરણ વધારે કરુણ બને છે. તેથી વિદ્યાસાગર स्म ને पादपूरणे લે છે તે બરાબર છે. (વાંચો 'રાય' પૃ ૬૪)

અહીં વાસન્તી રામની (हन्त तिर्यञ्चोऽपि परिचयमनुरुध्यते –એ ઉક્તિને સમર્થન આપે છે. तिर्यञ्च એટલે પશુ પંખી. રામ એવા એક પંખીનો– મોરનો–દાખલો આપે છે કે જે હજી સીતા દેવીને યાદ કરી રહ્યો છે. અહીં વાસન્તી એવા પશુઓનો–હરણોનો દાખલો આપે છે કે જે હજી સીતા માતાને યાદ કરી એ જ્યાં એમને તૃણ ખવડાવતાં એ જ જગ્યાએ આવીને બેસે છે.

२१-२

इदं तावदशक्यमेव०–વાસન્તી જ્યારે રામ અને સીતાની એ જ પહેલાંની શિલાની પથારી બતાવે છે ત્યારે રામનું હૈયું હાથ રહેતું નથી. બાર બાર વર્ષથી એમણે શોક અંદરને અંદર સંઘરી રાખ્યો છે. એક આંસુનું ટીપું પણ તેમણે બહાર પડવા દીધું નથી. આ બધું આજે એમ નાથી જોયું જતું નથી. એ શોકનાં વાદળ આજે અનેક અશ્રુધારાઓમાં વરસે છે.

२१-९

**जातनिर्विशेषाः**-निर्गत विशेषः येषाम् અથવા येभ्यः-जातेभ्यः निर्विशेषाः. જેમની અને પોતાનાં સંતાનો વચ્ચે કોઇ ભેદભાવ નથી.

२१-११

**मम पुनर्मन्दभाग्यायाः०**-સીતાની કરુણ દશાનું અહીં સુંદર નિરૂપણ થયું છે. એ જ પ્રિય પતિ રામ, એ જ પંચવટી, એ જ વહાલી સખી વાસન્તી, એ જ વનના વિહાર પ્રદેશો, અને એ જ સંતાન સમાં પશુ પક્ષીઓ અને વૃક્ષો ! પણ સમય કેટલો બદલાઇ ગયો છે ! એ દિવસે સીતા પ્રિયા હતી. આજે એ ત્યક્તા છે. એ દિવસે એ બધાંની વચ્ચે રહી તે બધાંનું પ્રીતિપાત્ર બની હતી. પ્રીતિપાત્ર તો એ આજે પણ છે પણ આજે એને વનદેવતાથી પણ અદૃશ્ય રહીને સઘળું મૂગે મોઢે જોવું પડે છે. અને સહેવું પડે છે. એક ક્ષણ પણ તે કોઇને મળી શકતી નથી અને પ્રત્યક્ષ આનંદ લઇ શકતી નથી. એને તો સઘળું જોવાનું જ અને દુઃખી થવાનું. તે એના પતિ પાસે કે દુનિયા પાસે જઇ શકતી નથી તેથી આખી દુનિયા જાણે સીતાને મન પલટાઇ ગઇ છે પહેલાં આ બધી વસ્તુ એને કેવળ આનંદ જ આપતી, જ્યારે આજે આ બધી વસ્તુ એને અત્યંત દુઃખ કરે છે. આમ આ બધી વસ્તુઓના સંબંધમાં આજે આટલો ફેર પડી ગયો છે. આમ સીતા માટે આ સંસાર પલટાઇ ગયો છે.

परिवर्त ને બદલે परिणाम પાઠ છે પણ તે संवृत्त સાથે બંધ બેસતો નથી.

२१-१२

**सखि सीते कथं न०**-'રાય' બતાવે છે કે વાસન્તી આ બધું રામની સહાનુભૂતિ માટે બોલે છે કે જો સીતા રામની આ કરુણ દશા જુએ તો જરૂર સ્વર્ગમાંથી પણ તે રામ પાસે દોડી આવે. પણ અહીં તેમ નથી લાગતું. હજી રામે સીતા પ્રત્યે જે વર્તન બતવ્યું છે તે માટે વાસન્તી એમને માફ નથી કરી શકી રામે સીતાને ત્યજ્યાં એ એક હકીકત છે. એ બતાવે છે કે એ ક્રૂર બન્યા છે. એ ઉપરથી એમ ફલિત થાય કે રામને

સીતા માટે પહેલાંનો સ્નેહ નહિ રહ્યો હોય. પણ રામ ફિક્કા પડી ગયા છે અને ખડલાઈ ગયા છે એ બીજી હકીકત છે. તો આવું કેમ? એ બતાવે છે કે રામે વેઠ્યું છે ઘણું. તો આવા વજ્રથી પણ કઠોર અને ફૂલથી પણ કોમળ એવા લોકોત્તર મનમાં ખરેખર શું છે તે જાણવા વાસન્તી પ્રયત્ન કરે છે. રામના મનની સાચી વાત કઢાવવા અને સીતા પ્રત્યેની એમની સાચી લાગણી જાણવા જ તે આવી કઠોર વાણી બોલે છે.

શ્લોક ૨૨

અન્વય—कुवलयदलस्निग्धैः अङ्गैः यः नयनोत्सवं ददत् यः नः सततं स्वेच्छादृश्यः अपि, नवः नवः एव, अयं सः शुचा विकलकरण, पाण्डुः, परिदुर्बलः, स इति कथमपि उन्नेतव्यः, तथापि दृशोः प्रियः ।

રામભદ્રની અહીં કેવી અવસ્થા થઈ છે તેનું અહીં વાસન્તી સુંદર વર્ણન કરે છે. પહેલાં રામ કેવા હતા? પહેલાં એમનાં અંગ તાજા નીલકમળની પાંદડી જેવાં સુંવાળાં હતાં અને એ અંગોથી તે નયનોને આનંદ આપતા. આપણે ઇચ્છીએ ત્યારે એ હંમેશ દેખાતા છતાં એ હંમેશ નવા ને નવા જ લાગતા! આવા તારા પ્રિય પતિની આજે કેવી દશા છે? શોકથી એમનાં અંગ જડ થઈ ગયાં છે. એ ફિક્કા થઈ ગયા છે. સાવ દૂબળા પડી ગયા છે. પહેલાંના રામભદ્ર છે એમ માંડ માંડ ઓળખાય એવા રહ્યા છે. આવી અવસ્થા થઈ હોવા છતાં પણ તે નેત્રોને આનંદ આપનારા તો હજી પણ છે.

नवकुवलय०—नवकुवलयवत् (તાજા નીલકમળ જેવાં) स्निग्धैः (સુંવાળાં) પાઠફેર–कुवलयदलस्निग्धैः—નીલકમળની પાંદડી જેવાં સુંવાળાં. બંને પાઠ સારા છે. નવું કમળ જરા વધારે સુંવાળું હોય છે.

ददत्—दा નું વર્ત. કૃદંત પુ., પ્રથમા એ. વ. અહીં 'બેલ્વેલકર' 'રાય' વગેરે ददौ પાઠ રાખે છે. એ પાઠ સુગમ છે પણ 'કાણે' એને સુધારેલો ગણે છે.

सततमपि नः—नः ને બદલે तु પાઠફેર છે. પણ રામ એકલી સીતાને જ નહિ પણ તેમને જોનાર બધાનાં નેત્રોને એક સરખો આનંદ આપતા.

એકલી સીતા જ નહિ પણ બધા તેમને ઇચ્છા થાય ત્યારે રામને મળી શકતા. અને દરેક વખતે તે બધાને નવા ને નવા જ લાગતા. સીતા તો એમને પ્રચ્છે ત્યારે મળી જ શકતી. પણ વાસન્તી કહે છે કે બધાને તે ઇચ્છા થાય ત્યારે દેખાતા. सर्वः कान्तमात्मीयं पश्यति–એ ન્યાયે સીતાને તો રામ નવા લાગે જ પણ આ તો સહુને દરેક મુલાકાતે રામ એક સરખા જ લાગતા એટલા દેખાવડા તે હતા. क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः તેથી તે કરતાં નः પાઠ વધારે સારો છે. नवो नवः ને બદલે नवं नवं પાઠફેર છે. તે नयनोत्सवं જોડે લેવાય પણ એમ કરતાં દુરાન્વય થઈ જવાનો ભય 'કાણે' બતાવે છે. सततमपि स्वेच्छादृश्यः ના વિરોધમાં नवोनवः પાઠ વધારે સારો લાગે છે.

विकलकरणः–विकलानि करणानि यस्य सः–જેમનાં અંગ જડ થઈ ગયાં છે તેવા. पाण्डुच्छायः કરતાં. पाण्डुः सोऽयं પાઠ વધારે ભાવમય છે. અને આ સામે ઊભા છે તે વળી यः ના સંબંધમાં પણ सः પાઠ બંધ બેસે છે. शुचा–આ એકલા परिदुर्बलः સાથે નહિ પણ विकल०–पाण्डु० અને परिदुर्बलः એમ ત્રણે ય સાથે લેવાનું. તે દૂબળા છે, અને ફિક્કા છે છતાં તે પહેલાં હતા તેવા જ સોહામણા અને દેખાવડા છે. તેથી તે હજી પણ આંખને આનંદ આપે છે दृशां प्रियः પાઠફેર છે પણ અર્થમાં ખાસ ફેર પડતો નથી.

આમ આ શ્લોક વાસન્તી એવી રીતે બોલે છે કે જેથી રામને વધારે દુઃખ થાય. કંઈક કરતાં પણ તે રામ પાસેથી કંઈક વાત કઢાવવા માગે છે અને સીતાત્યાગ વિશે રામને મુખે જ સ્પષ્ટીકરણ ઇચ્છે છે તેથી તે આ શ્લોક સીતાને ઉદ્દેશીને જ બોલે છે કે જેથી રામ ઉપર તરત ભારી અસર થાય તે માને છે કે સીતા નક્કી મૃત્યુ જ પામી હશે. તેથી પરલોકમાં રહેલી સીતાને સંબોધીને જ વાસન્તી આ બોલે છે. રામ આ શ્લોકથી દુઃખી થાય છે ખરા પણ તે સીતાની વાત કરતા નથી. રામ કરતાં આ શ્લોકની સીતા ઉપર વધારે અસર થાય છે રામની આવી દશાનું કારણ સીતા પોતે જ છે, અને અત્યારે તે હાજર છે છતાં

અહીં નવકુવલય માં ઉપમા છે.

૨૨-૬

**પત્ર મયા વિના०-ત્ર ચ** સ્નેહસ્તાયાન્ એવો હતો એ સ્નેહ. રામ વગરની સીતા અને સીતા વગરના રામ રહી શકે એમ સ્વપ્ને પણ કોઈ ધારી શકે? રામને પણ આ જ રીતે વિરહ વેદનામાં દિવસ કાઢવાના છે. પહેલાં બન્ને અહીં આનંદ કરતાં હતાં ત્યારે ખ્યાલ પણ હતો કે ભવિષ્યમાં વિખૂટા પડવાનું છે?

૨૨-૭

**तन्मुहूर्त्तमात्रं**०-મને ત્યજી દીધે આજે બાર બાર વર્ષ થઈ ગયાં. આજ સુધી મને મારા આવા વત્સલ સ્વામીને જોવાની તક સાંપડી નથી. રસાતળમાં રહે રહે પણ હું એમ જ ધારતી હતી કે હવે રામનો મેળાપ કદી નહિ થાય. અહીં આવી તો પણ મને ખ્યાલ નહોતો કે રામ કોઈ દિવસ પણ મળશે છતાં આજે આ ઓચિંતો મેળાપ થયો તો આર્યપુત્રને જોવાની તક શા માટે જવા દઉં? બાર બાર વર્ષ પછી આજે પહેલી વખત તેમને જોઉં છું. ફરી મળાય કે ન પણ મળાય. તેથી ભલે તેમની સામે જઈને વાત ન થાય પણ તેમને ધરાઈને જોઈ તો લઉં!

બાર બાર વર્ષ વીતી ગયાં એટલે આ જન્મમાં તો એમનો મેળાપ સીતાએ અશક્ય જ માન્યો હતો. તેથી આ મેળાપ થયો તે જાણે જન્માંતરમાંથી થયો એમ સીતાને લાગે છે. સીતા કહે છે, "નક્કી હું માનું છું કે આજે મારો બીજો જન્મ થયો છે અને તેમાં જ હું રામને જોઉં છું કારણ આ જન્મમાં તો એ દર્શન અસંભવિત છે."

બાર વર્ષનો ગાળો કંઈ નાનો સૂનો નથી. તેને લાગે છે કે જાણે એ બાર વર્ષમાં તે કેટલીયે વખત મૃત્યુ પામી.

लब्धदर्शनं-लब्ध दर्शनं यस्य અથવા अनुलब्धदर्शना अनुलब्धं दर्शनं यया

चाप्यवल्लिलान्तरेषु-આજે મળવાનું તે પણ કેવું? દૂર રહે રહે જ જોવાના અને તે પણ એકી નજરે નહિ, આંસુની વચમાં વચમાં જ જોઈ લેવાના!

શ્લોક ૨૩

અન્વય-अतिपुरैः विद्गलितम्. आनन्दशीतलनं राम ...जत दत्तनी,

पक्ष्मलोत्तानदीर्घा, धवलमधुरमुग्धा स्नेहनिष्यन्दिनी ते दृष्टिः दुग्धकुल्येव हृदयेशं स्नपयति । (માલિની)

विलुलितम्-ધસમસતાં (શબ્દશઃ-ધ્રૂજતાં)

आनन्दशोक०-आनन्दश्च शोकश्च, ताभ्यां प्रभवः यस्य-આનન્દ અને શોકથી ઉદ્ભવેલાં अवसृजन्ती-વરસાવતી.

पक्ष्मलो०-पक्ष्मला [ (સુંદર) પાંપણોવાળી ], च उत्ताना (મોટી) च दीर्घा (અને લાંબી)

પાઠફેર-तृष्णयोत्तानदीर्घा-તૃષ્ણાને લીધે પહોળી કરેલી અને લાંબી. રામને જોવાની આતુરતાને લીધે તેની આંખ વધારે મોટી અને લાંબી થઇ હતી. આ પાઠ સારો છે. કહે છે કે જોવાની આતુરતાને લીધે આંખ વધારે પહોળી અને મોટી થાય.

स्नेह०-स्नेहनिष्यन्दः अस्ति अस्याः इति-સ્નેહ વરસાવતી.

धवलमधुर० ને બદલે धवलबहल પાઠફેર છે. ધવલબહલ--ખાસ કરીને ધોળી. સીતાની આંખ મોટી તો હતી. અને તૃષ્ણાથી વધારે મોટી થઇ. તેથી આંખની કીકી કરતાં ધોળો ભાગ વધારે દેખાતો હતો. दुग्धकुल्या-દૂધની નીક અહીં સરસ વિચાર છે. આટલે વર્ષે એ એના સ્વામીને અકસ્માત જુએ છે. હવે સ્વામીના દર્શન થોડો વખત જ થશે એ વિચારે તે આંખનું મટકું પણ મારતી નથી એ અનિમેષ નયને એના સ્વામીને જોઈ રહે છે. એની આંખમાથી કેવળ સ્નેહ જ વરસે છે. જાણે એ સ્નેહથી પતિને નવડાવતી ન હોય ! પોતે વિરહિણી વ્રત પાળતી હોવાથી આજ બાર બાર વર્ષથી આંખમાં આંજણ આંજ્યું નથી. તેથી એ દૃષ્ટિ સફેદ છે. તેથી એને દૂધની નીક જેવી કહી. દૂધની નીક જેવી સફેદ દૃષ્ટિથી જાણે એ પોતાના સ્વામીને નવડાવે છે.

આ સાથે એક બીજી ક્રિયા પણ થાય છે. આટલે વખતે રામને મળવાથી સીતાને અત્યંત આનંદ થયો છે. તે સાથે તેમની આ દુઃખી દશા જોઇને તેને શોક પણ થાય છે અથવા પોતાને કારણ વગર એવી રીતે તજી એ વિચારે પણ તેને દુઃખ થતું હોય. ગમે તેમ આ આનંદ-દના

ધર્ષણને લીધે સીતાની આંખમાંથી ચોધાર આંસુ વહે છે. આંસુ વહેતાં હોવા છતાં તે એક મટકું પણ મારતી નથી. તેથી આંસુનાં ટીપાં નહિ પણ આંસુનાં મોટાં મોટાં પૂર એની આંખમાંથી ધસમસે છે. આ આંસુ એના વક્ષઃસ્થલ ઉપર પડે છે. પણ ત્યાં તો કેવળ રામનું જ સામ્રાજ્ય છે અને કેવળ રામ જ ત્યાં વિરાજે છે. આથી કવિ કલ્પના કરે છે કે એ આંસુથી જાણે એ એના હૃદયસ્થ રામને નવડાવે છે.

दुग्धकुल्येव માં ઉપમા છે.

શ્લોક ૨૪

**અન્વય**—मधुश्च्युतः तरवः पुष्पैः फलैः च अर्घ्यं ददतु; स्फुटितकमलामोदप्रायाः वनानिलाः प्रयान्तु, रज्यत्कण्ठाः शकुन्तयः अविरलं वचः क्वणन्तु, अयं देवो रामः स्वयं इदं वनं पुनः आगतः ॥ (હરિણી)

मधुश्च्युतः--मधु श्च्योतन्ति इति-મધ ટપકાવતાં. स्फुटितकमला०—स्फुटितकमलानाम् आमोदः स्फुटितकमलामोदः, स्फुटितकमलामोदस्य प्रायः (बाहुल्यम्) एषु-ખીલેલાં કમળની સુગંધથી ભરપૂર (प्रायः)

रज्यत०--रज्यन्तः (रागयुक्ताः) कण्ठाः येषाम् અ.સકત કંઠવાળાં. પાઠફેર-रत्युत्कण्ठाः-રામ પ્રત્યેના પ્રેમથી જેમણે ડોકી ઊંચી કરી છે તેવાં. रत्या रामविषयक प्रेम्णा उत्कण्ठाः उन्नतकण्ठाः

શ્રી ઉમાશંકરભાઈ કહે છે તેમ હાથીને બચાવવાના રઘવાટમાં તેને રામનું યોગ્ય સ્વાગત કરતાં આટલી વાર થઈ. અથવા શ્રી. ડૉ. છ કે. ભટ કહે છે તેમ સીતા પ્રત્યેનું રામનું વર્તન વાસન્તીને ન ગમ્યું હોય અને તેથી તે રામ પ્રત્યે જરા કડું વર્તન બતાવે છે નહિ તો મૈત્રેયીનું પણ સ્વાગત કરનાર વાસન્તી રામનું સ્વાગત કેમ ભૂલે ? પણ પાછળથી રામનું કલ્પાન્ત અને તેમનું દૂબળું ફિક્કું શરીર જોતાં વાસન્તી જરા એમના પ્રત્યે નરમ બને છે અને રામનું સ્વાગત કરવાનું તે વનને કહે છે.

તે સમસ્ત વનને સંબોધીને રામનું ભાવભીનું સ્વાગત કરવા કહે છે. "પહેલાં રામ આ વનમાં આવ્યા હતા અને ઘણો વખત રહ્યા હતા. પણ તે પિતાની આજ્ઞાથી; જ્યારે આજે રામ આ જ વનમાં ફરીથી પોતે

જાતે જ પોતાની મેળે પધાર્યાં છે અને તે પણ તમારા પ્રત્યેના ખાસ પ્રેમથી આકર્ષાઈને. તેથી જ તમે સહુ ખુશ થાઓ અને તેમનું મધમધતાં ફળફૂલથી સ્વાગત કરો. અહીં કડવા અવાજવાળા કાગડાઓ ન બોલે પણ મીઠા અવાજવાળાં પંખીઓ જ ભલે ગાય." (વાંચો 'રાય' પૃ. ૭૧) रघु०-२-८-१३ ઉપરથી આ વિચાર કવિને સ્ફુર્યો હોય.

૨૪-૨

**महाराज अपि कुशलं०**–રામ પાસે સીતાની વાત કઢાવવા વાસંતીએ પરોક્ષ રીતે અનેક પ્રહાર કર્યાં અને પ્રયત્ન કર્યાં પણ રામે એ બાબત એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. તેથી હવે જ્યારે રામ સ્વસ્થ થઈને બેસે છે અને પોતાને પણ બેસવાનું કહે છે ત્યારે વાસન્તી સીધો જ કટાક્ષમય પ્રશ્ન કરે છે. તે 'રામ'ને ફક્ત 'મહારાજ' કહીને જ સંબોધે છે. તે એમની ખુશખબર પૂછતી નથી. સીતાને તો તે મૃત્યુ પામેલી જ માને છે એટલે એની તો તે વાત જ કરતી નથી. રામ સીતા અને લક્ષ્મણ પંચવટીમાં રહેતા. તેથી તે કેવળ લક્ષ્મણની જ કુશળતા પૂછે છે. આમ સીતા વિશે સ્પષ્ટ પ્રશ્ન ન પૂછીને જ વાસન્તી એ બાબત પૂછી નાખે છે. આ પ્રશ્ન પૂછવાની એની રીત જ એવી છે કે જેથી રામને તરત સમજાઈ જાય કે એ સીતા વિષયક જ કંઈક પૂછી રહી છે.

૨૪-૩

**अश्रुति०**–વાસન્તીને સીતા બાબત કંઇ પણ પ્રશ્ન પૂછવાની તક જ ન મળે એમ રામ ઇચ્છતા હતા. રામે ઉપરનો પ્રશ્ન સાંભળવા છતાં તેમણે ન સાંભળવાનો જ દેખાવ કર્યો કે જેથી વાસન્તી વધુ કંઇ પૂછે જ નહિ. અથવા તો રામ પોતાના શોકમાં જ ગરકાવ થયા હોય અને આ પ્રશ્ન ન સાંભળતા હોય એવું અભિનય સૂચન પણ અહીં હોઈ શકે. એ જ વધારે યોગ્ય લાગે છે. કારણ વાસન્તી જ્યારે તરુઓને અર્ઘ્ય આપવા કહે છે ત્યારે રામને તો એ જ વિચાર આવતા હોય છે કે આ વૃક્ષોને તો સીતાએ જ ઉછેર્યાં હતાં. એ પશુપંખીઓ જોતાં પણ રામને એ જ વિચાર આવે છે. એ બધું તે શે જોયું જાય ! એ શે સહ્યું જાય ! રામ બેસે છે તો પણ એમના મનમાં તો આ જ વિચાર આવ્યા કરે છે. તેથી પણ રામે વાસન્તીનો પ્રશ્ન ન સાંભળ્યો હોય. પછીના શ્લોકમાં પણ આ

વપરાય છે. 'योग्यः प्रवीणयोगार्हो'पायिशक्तेषु वाच्यवत्' इति मेदिनी હશે
દ્રવ કહીને પાછો પથ્થરનો દ્રવ કહેવો એમાં ખાસ વૈચિત્ર્ય પણ થશે
નથી. प्रस्तवोद्‌भेदयोग्य પાઠ પણ સંતોષકારક અર્થ આપતો નથી.

પહેલી બે લીટીમાં अम्बु, नीवार અને शष्प અનુક્રમે तरु, शकुनि ને
कुरङ्ग સાથે જાય છે. તેથી અહીં યથાસંખ્ય અલંકાર છે. છેલ્લી
લીટીમાં વિકાર જાણે હૃદયનો દ્રવ છે એવી સંભાવના થઈ છે તે
ઉત્પ્રેક્ષા છે.

૨૫, ૨, ૩, ૪

अये महाराजेति०—વાસન્તી રામને હવે છોડતી નથી. તે બીજી વાર
રામને એનો એ પ્રશ્ન એ જ રીતે પણ જરા વધુ કરડાકીથી પૂછે
આ વખત રામ સાંભળે છે. પ્રશ્ન સાંભળી રામ સજાગ થઈ જાય
વાસન્તી એવી રીતે એ પ્રશ્ન પૂછે છે કે જેથી રામ સ્તબ્ધ થઈ
છે. ઘડીભર તો શું જવાબ આપવો એનો એમને વિચાર કરવો પડે
વાસન્તી સીતાની પ્રિય સખી હતી. તેથી રામ સાથે પણ તેને મૈત્રી
હોય જ. આથી રામને વાસંતી રામભદ્ર કહેતી. રામે ધાર્યું હતું કે વા
એને રામભદ્ર કહીને જ બોલાવશે પણ આજે એ ચિરપરિચિત સ્નેહ
સંબોધન છોડીને વાસંતી પોતાને કેવળ 'મહારાજ' જ કેમ કહી રહી
'મહારાજ' એ તો કેવળ લુખ્ખું સંબોધન છે. રામને લાગે છે કે વાસ
જાણે સૂચવી રહી છે કે રામ 'રાજા' તરીકેની ફરજોને વધારે અગત્ય
છે, જ્યારે પતિ તરીકેની ફરજોને તે એટલી અગત્ય આપતા નથી.
રામને થાય છે કે નક્કી વાસન્તી સીતાની વાત જાણતી લાગે છે.

એમ માનવાનું બીજું કારણ એ છે કે વાસન્તી કેવળ લક્ષ્
માટે જ કુશળ પ્રશ્ન પૂછે છે. વાસન્તી સ્વાભાવિક રીતે સીતાની જ
ખબર પૂછે છે પણ આજે એ એમ કરતી નથી. ઉપરાંત રામની
કુશળતા પૂછતી નથી. એટલું જ નહિ પણ કેવળ લુખ્ખું 'મહારાજ'
જ સંબોધન કરે છે. આ બીજા કારણથી રામને વિશેષ ખાતરી થાય
કે વાસન્તીને સીતાની વાતની ખબર હશે. ત્રીજું આ પ્રશ્ન વાસંતી આ
ગદ્‌ગદ્ અવાજે પૂછે છે તેથી નક્કી સીતાના વૃત્તાન્તની વાસન્તીને
હશે. આ ત્રણ કારણથી રામને ખાતરી થાય છે કે વાસંતીને બધી ખ

પર હશે. છતાં રામ એને સ્પષ્ટ જવાબ આપતા નથી. સીતા બાબત અક્ષર પણ ઉચ્ચારતા નથી. 'હા કુમાર કુશળ છે' એમ ટૂંકમાં જ તે ાવે છે.

निष्प्रणयम्-निर्गतः प्रणय यस्मात्. बाष्प०-बाष्पेण स्खलितानि अक्षराणि न्त् । विदित०-विदितः सीतायाः वृत्तान्त यस्याः सा

-५

किं परं दारुणः खल्वसि-હવે વાસંતી સાંધે સીધો જ પ્રશ્ન કરે કારણ તેને ખાતરી થઈ ગઈ કે સીધેસીધું પૂછયા વગર હવે રામ જવાબ આપે અને વાત કાઢશે જ નહિ.

-૭

किं त्वमेवंवादिनी०-કવિ અહીં કુશળતાથી રામને બચાવી લે છે. કંઈ પણ પ્રત્યુત્તર આપે તે પહેલાં તો સીતા સ્વગત આ બોલે છે. પછી વાસન્તી સખત કટાક્ષ કરે છે પણ તે એટલી દુ:ખી હોય છે કહેતાં કહેતાં તો એ મૂર્છિત થઇ જાય છે. આમ રામને તરત જવાબ પવામાંથી ભવભૂતિ બચાવી લે છે.

સીતાને વાસન્તીની બોલવાની આ રીત ગમતી નથી તેથી તે કહે કે રામને એવું કહેનારી તું કોણ છે ? આર્યપુત્ર તો બધાના પ્રીતિપાત્ર તેમાં યે ખાસ કરીને મારી પ્રિય સખીએ તો એવું કહેવું જ ન ઇએ. સીતા કહે છે કે તું રામને ક્રૂર કહે છે પણ તું પણ ક્યાં ઓછી રે છે કે દુ:ખી રામને પણ છોડતી નથી અને આવી દુ:ખ થાય તેવી ણી બોલે છે !

प्रिय अर्हति इति प्रियार्हः

લોક ૨૬ (વસંતતિલકા)

અત્યાર સુધી સંઘરી રાખેલો ડુમો અને રોષ વાસન્તી હવે ઠાલવે રામ તેના મિત્ર જેવા જ હતા તેથી જ તે આવી કડક ભાષામાં ક્રર તે તેમના ઉપર વાક્પ્રહાર કરે છે વાસન્તી સીતાની પ્રિય સખી હતી.

તેથી રામ અને સીતાની કેટલીક 'ખાનગી' વાતો પણ તે જાણતી જ હશે. રામે સીતાને પંચવટીનિવાસ દરમિયાન ઘણાં ઘણાં પ્રિય વચનો કહ્યાં હશે કે તું મારું જીવન છે, તું બીજું હૃદય છે, તું નેત્રની કૌમુદી છે અને અંગ ઉપર તું અમૃત છે. વાસન્તી એ વચનોની યાદ દેવડાવતાં કહે છે કે એ ભોળીને (મુગ્ધાં) એવાં મીઠાં વચનોથી લોભાવીને હવે તેને જ કપટથી ત્યજી દીધી! તે સૂચવે છે કે સીતા ખરેખર મૂર્ખ હતી કે જે આવાં મીઠાં વચનોથી ખુશ થઈ અને તમારા ઉપર અતિશય વિશ્વાસ કર્યો. પણ તે 'ત્યજી દીધી' શબ્દો બોલી શકતી નથી. 'શાન્તમથવા' કહી તે અટકી જાય છે. 'અથવા અહીં બાકીનું કરેવાથી શું ફાયદો?' વાસન્તી રામ અને સીતાનો ગાઢ પ્રેમ જાણતી હતી. તેથી તેને ખ્યાલ પણ નહોતો કે રામ સીતા સાથે આવી છેતરપિંડી કરશે. એવી ભોળીને તેમણે શા માટે દગો દેવો જોઈએ. એ આ સહન કરી શકતી નથી. એ આ બધું કહેવા માગે છે છતા તે પોતે એટલી લાગણી પ્રધાન છે કે કશું જ બોલી શકતી નથી. તે વાકય અધવચ અટકાવી દે છે. છતાં તે એવી રીતે બોલવાનું બંધ કરે છે કે જેથી તેના કહેવાની બાબત સ્પષ્ટ રીતે સૂચવાઈ તો જાય છે જ.

જ્યારે કંઇ ખાસ બાબત કહેવાના આશયથી કોઈ કંઈક કહેવાની 'ના' પાડે ત્યારે 'આક્ષેપ' અલંકાર થાય. અહીં વાસન્તી ઉપર કહ્યું તે બધું કહેવાના આશયથી જ આગળ બોલવાની ના પાડે છે. તે સૂચવે છે 'તમે પ્રતારણા કરી' એવો ઉલ્લેખ કરવાથી અહીં શું ફાયદો છે! એવા 'બેવફા' મનુષ્યોમાં આવી જ રીતે વિશ્વાસ પ્રગટે છે. એ બદલ ઠપકો આપવાથી પણ હવે શું? આમ અહીં **આક્ષેપ અલંકાર** છે.

ખાસ કરીને તો અહીં કવિની ચતુરાઇ જોવાની છે. સીતાત્યાગ વિશે સીતાના મુખમાં કંઇ પણ શબ્દો કે કટાક્ષ મૂકવાને બદલે તે વાસન્તીને મુખે જ મૂકે છે. વાસન્તી જેટલી કઠોર થઇને રામને ચાબખા મારે છે તે સીતાના મુખમાં ન આવી શકત વાસન્તીનું પાત્ર ખાસ એટલા માટે જ સર્જાયું છે.

२६-१

**स्थाने वाक्यनिवृत्तिः**--સીતા પ્રત્યેનું રામનું આવું કઠોર વર્તન વાસન્તીને ખૂબ દુ:ખ ઉપજાવે છે. તે ભોળીને મીઠાં વચનોથી ભરમાવીને

હવે એવી ક્રૂર રીતે છોડી દીધી ! નક્કી તે બિચારી મરી જ ગઈ હશે, હવે રામને ઠપકો આપવાથી શું ફાયદો ? વગેરે વિચારોથી વાસન્તી વાક્ય અધૂરું જ રાખે છે અને તે એટલી લાગણીવાળી છે કે ત્યાંને ત્યાં જ મૂર્છિત થઇને પડે છે.

બીજી તરફ તમસા પણ સીતાની સખી હતી. તે સીતાનું દુઃખ સહી શકતી નહોતી. રામનું વર્તન તેને પણ ગમ્યું નથી. પણ રામને ચાબખા મારનાર આજ સુધી કોઈ નહોતું. આજે વાસન્તી રામનો કાન આમળનારી નીકળી ખરી. આ વિચારે તે વાસન્તીનાં વખાણ કરે છે. વાસન્તી હવે સીધા ચાબખા જ મારે છે એ યોગ્ય છે. એવી ભોળી સખીને રામે છેતરી એ વાસન્તી તો ન જ સહી શકે. રામે એવી રીતે સીતાને શા માટે છેતરવી જોઇએ ? વાસન્તીને એ વાતે એટલું બધું દુઃખ થઈ થઈ જાય છે કે તે આગળ બોલવાને બદલે અધવચ વાક્ય કાપી નાખે છે કારણ તે જાણે છે કે આગળ સ્પષ્ટ ચાબખા મારવાથી કંઈ વળવાનું નથી કારણ એમ કરે પણ સીતા થોડી પાછી આવવાની છે ? એ પોતે એટલા કુમળા કાળજાની છે કે તે ત્યાંને ત્યાં જ મૂર્છિત થઈ જાય છે.

વાસન્તીની મનોદશા જોતાં આ વાક્યનિવૃત્તિ અને મૂર્છા યોગ્ય સ્થાને નથી એમ કોણ કહી શકે ? અત્યારનો એનો આવેગ એટલો પ્રબળ છે કે એણે આગળ બોલતાં અટકવું જ જોઇએ અને મૂર્છિત થવું જ જોઇએ. સીતા અને વાસન્તીનો એટલો પ્રેમ હતો કે સ્વાભાવિક રીતે વાસન્તી આગળ બોલતાં અટકી જાય અને મૂર્છિત થાય.

કેટલાક આ વાક્ય રામના મુખમાં મૂકે છે તે બરાબર નથી

૨૬-૫

सखि वासन्ति, विरम विरम—સીતાનું મન તેને ખ્યાલમાં પણ ન આવે તેમ અજ્ઞાત રીતે રામ તરફ વળે છે. જો કે હજી એના હૃદયનું શલ્ય સમૂળું ઉખડયું નથી છતાં રામની દશા જોઇને એ અજ્ઞાત રીતે એના તરફ વળે છે.

૨૬-૮

स एव जानाति किमपि—રામ વાસન્તીના પ્રશ્નનો જવાબ આપે

છે કે લોકો સહન ન કરે તેથી તેમણે સીતાને ત્યજી દીધી. વાસન્તી હજી પણ સ્પષ્ટ પૂછે છે કે શા માટે લોકો સહન ન કરે ? રામ પોતે આને સ્પષ્ટ જવાબ આપી શકતા નથી. તે સહન ન થાય એવી લોકોની કિંવદન્તીને ઉલ્લેખ પણ કરી શકતા નથી. કારણ તે પોતે એમાં માનતા ન હતા. આથી તે એ વાત ઉચ્ચારી શકતા નથી. તે કેવળ 'किमपि' શબ્દથી જ પતાવે છે. 'એ કંઈપણ અવર્ણનીય વસ્તુ લોકો જ જાણે છે. પોતે જાણતા નથી.' અર્થાત્ એ સૂચવે છે કે પોતે લોકોની માન્યતામાં સંમત નથી જ.

ઉપરાંત આમાં લોકો પ્રત્યે રામને કટાક્ષ પણ હોઈ શકે કારણ આગળ ઉપર પણ તેઓ કહે છે કે 'લોકો ભલે જુએ' અર્થાત્ પોતે તો સીતાની પવિત્રતામાં માને છે જ પણ લોકોને જ સંદેહ છે અને તે માટે જ તેમણે સીતાને ત્યજી.

૨૬-૯

चिरादुपालम्भः—તમસા સમજે છે કે રામ લોકો પ્રત્યે કટાક્ષ કરે છે. પણ તે કહે છે રામને મન લોકોને વાંક વસ્યો અને તેમણે લોકો પ્રત્યે કટાક્ષ કર્યો એ બહુ આનંદની વાત છે પણ અફસોસની વાત છે કે કટાક્ષ બહુ મોડો આવ્યો. હવે બાજી રામના હાથમાં રહી નથી. સીતાનો ત્યાગ કર્યે આજે બાર બાર વર્ષ વહી ગયાં. આ કટાક્ષ બાર વર્ષ પહેલાં આવ્યો હોત તો આ અનર્થ ન બનત.

'કાળે' ડો. બેલવલકર વગેરે ચિરાદુપાલમ્ભઃ વાક્ય ૨૭મા શ્લોક પછી મૂકે છે. ઉપાલંભ એટલે તેઓ વાસન્તીને રામ પ્રત્યેનો ઉપાલમ્ભ લે છે અને એ ઉપાલમ્ભ ૨૭મા શ્લોકમાં છે એમ સૂચવે છે. એ પણ બરાબર છે કારણ રામને લોકો પ્રત્યેનો કંઈપણ ઉપાલમ્ભ જેવો તે એમના પાત્રને અન્યાય કરવા બરાબર છે. પ્રસ્તુત પુસ્તકમાં લીધેલા પાઠમાં પણ તમસા ભલે એને રામ તરફનો લોકો પ્રત્યેનો કટાક્ષ ગણે પણ આપણે તો એમ નહિ જ ગણીએ.

કારણ જે રામ લોકોથી દૂર સીતા માટે વિલાપ કરવામાં પણ તેમનો કંઈક ગુન્હો થયો ગણે છે અને તે બદલ માફી માગે છે તે રામ

લોકો પ્રત્યે આવો ખુલ્લો કટાક્ષ કરે જ નહિ અને કરે તો એ 'રામ' કહેવાય જ નહિ. માટે અહીં કોઈ 'કાકુ' નથી. રામ તો સાધારણ ભાવે જ કહે છે કે લોકો ભલે એ વાત માને, પણ પોતે 'એ કંઈ' જાણતા પણ નથી અને માનતા પણ નથી. તમસા જે उपालम्भ કહે છે તે વાસન્તીનો રામ પ્રત્યેનો ઉપાલમ્ભ હશે. વાસન્તીના तत्किमिदमकार्यमनुष्ठितं देवेन, कष्टयहेलोः અને त्वजीवित...વગેરે શબ્દોને એનો રામ પ્રત્યેનો ઉપાલમ્ભ લેખતાં તમસા કહે છે કે જો કોઈ બાર વર્ષ પહેલાં રામને આવો કાન આમળનાર મળ્યું હોત તો ઠીક થાત પણ આજે તો એ બહુ મોડો ઉપાલમ્ભ છે.

उचित उपालम्भ. પાઠ પણ સારો છે કે ભલે આ ઉપાલમ્ભ છેક આજે મોડો મળ્યો. પણ મોડો મોડો યે સારો છે. પત્નીને નિષ્કારણ સજા દીધી છે તેથી ઉપાલમ્ભ યોગ્ય જ છે કારણ તેથી જ રામને ખરેખરું ભાન થશે કે લોકોને ખુશ કરવા પોતે સીતાને કેટલો દગો દીધો છે ! તે તો જાણતી હતી કે સીતા જીવે છે અને બંનેનો મેળાપ થવાનો છે પણ તે પહેલાં રામને પોતાના કાર્યની અનુચિતતાનું કોઈ ભાન કરાવનાર મળ્યું એ બહુ સારું થયું કારણ તેથી તેમને કંઈ નહિ તો વધારે પસ્તાવો થાય. એ બધું સાંભળીને સીતાના હૃદયમાં લાગેલો ડંખ જરૂર નીકળી જાય, અને પૂરેપૂરો સુમેળ સધાય એ વિચારે એ કહે છે કે આ ઉપાલંભ મોડો મોડો તો યે યોગ્ય છે. આમ આ પાઠ પણ સારો છે.

### શ્લોક ૨૭ (દ્રુતવિલમ્બિત)

અહીં 'अयि कठोर यशः किल ते प्रियं'માં 'કાકુ' છે એમ 'ગધ' બતાવે છે. विरु-અરુચિ વગેરે બતાવે છે. 'કાકુ' આ રીતે છે.–'તમે કહો છો કે તમને કીર્તિ વહાલી છે? પણ હું માનતી નથી यशः किल ते प्रियम्? તમને યશ પ્રિય છે ? એમ એ પ્રશ્નમાં કાકુ છે મતલબ કે સાચું કહીએ તો તમને યશ પ્રિય નથી એમ જ ફલિત થાય છે. કારણ જો તમને યશ પ્રિય હોય તો તમે નિર્દોષ પત્નીને ઘોર વનમાં કેવી રીતે ત્યજો ? પત્નીને ત્યજવાથી વધારે મોટો અપયશ બીજો કયો હોઈ શકે ? કિંવદન્તી ન માનવાથી અને પત્નીને ન ત્યજવાથી જે અપયશ મળત તે પત્નીને આવી રીતે ત્યજવાથી જે અપયશ મળ્યો છે તેના કરતાં વધારે મોટો

હોત કે ? વાંચો આ શ્લોક ઉપરની શ્રી મ. ન. દ્વિવેદીની ટીકા—લોકોમાં અપયશ ન કેહેવાય માટે સીતાને કાઢી મૂકી એવી રામની મતલબ સમજીને વાસન્તી કહે છે કે હે નિર્દય ! જો તને યશ વહાલો હોય, તો સીતાને વનવાસ કાઢી-પોતાની જીવરૂપ અર્ધાંગનાને અકારણ દુઃખી કરી-એથી બીજો ઘોર અપયશ કેવો હોય ?

સીતા વનમાં મરણ પામી હશે એ મારાથી તો બોલી શકાતું કે વિચારી પણ શકાતું નથી, પણ તમે કઠોર, નિર્દય છો તેથી કહી શકશો, માટે કહો,"

૨૭-૪

**प्रणय एवं व्याहरति शोकश्च**–તમસા કહે છે કે વાસન્તી પ્રેમ અને શોકને લીધે જ આવું બોલે છે. વાસન્તીને સીતા માટે એટલો પ્રેમ હતો કે તે રામ પ્રત્યે કઠોર શબ્દો વાપરવા પ્રેરાય છે. ઉપરાંત સીતાનો કરુણ રીતે અંત આવ્યો હશે એ વિચારે શોકને લીધે પણ તે આવું કઠોર વાક્ય સ્પષ્ટ રીતે બોલી શકે છે. આમ ભાવને વશ થઈને વાસન્તી રામને આવું કઠોર બોલે છે.

શ્લોક ૨૮

**અન્વય**–०दृष्टे, ०लसायाः तस्याः ज्योत्स्नामयीव, मृदुबालमृणालकल्पा अङ्गलतिका क्रव्याद्भिः नियतं विलुप्ता । (વસંતતિલકા)

त्रस्तै०-त्रस्त (બીનેલા) एकहायनः (एकः हायनः संवत्सरः यस्य) (એક વર્ષના) कुरङ्गः तस्य (હરણ) इव (જેવી) विलोला (ચંચળ) दृष्टिः यस्याः सा (આંખોવાળી) परिस्फुरित०-परिस्फुरितः (ફરકતા) गर्भः, तस्य (ગર્ભના) भरेण (ભારથી) अलसायाः (મંદગતિવાળી)

ज्योत्स्नामयीव-ચાંદનીમાંથી બનાવી હોય તેવી એટલે કે (નાજુક અને સુંદર)

मृदुबाल०-'થી સહેજ ઓછું' એ અર્થમાં कल्प પ્રત્યય લાગે છે-[ईषदसमाप्तौ कल्पब्देश्यदेशीयरः पा. ५-३-६७] લગભગ (कल्प) કુમળા નાના કમળદંડ જેવી.

शङ्ग०-अङ्ग लतिका इव

આ સ્ત્રી કંઇ સાધારણ સ્ત્રી નહોતી. પણ અતિનાજુક અને સુંવાળી રાજ રાણી હતી ચાદની જેવા સુવાળાં એના અંગો હતાં. કમળ નાળ જેવી એ નાજુક હતી. એક વર્ષના કુમળા હરણ બાળ જેવી એની આંખો પણ ચંચળ હતી. એ લતા જેવી નમણી અને કોમળ હતી. આવી કોમ ળાંગિની સ્ત્રી આવા ઘોર વનમાં ભયાનક પશુઓ વચ્ચે શી રીતે ઊભી રહી શકે ? વળી સીતા આસન્નપ્રસવા હતી એવી સ્થિતિમા એ દોડી પણ શી રીતે શકે ? તેથી નક્કી રાની પશુઓએ એને ફાડી જ ખાધી હશે એમ રામ માને છે.

અહી ग्रस्तै०, मृदु० અને अङ्गलतिका મા ઉપમા છે

૨૮-૧

आर्यपुत्र प्रियेव०-સીતાની કેટલી કરુણ દશા ! સીતા પોતે જીવે છે, તે રામને આશ્વાસન આપી શકે છે, છતાં અત્યારે એની આવી દશા હોવાથી તે રામને કંઈ પણ આશ્વાસન આપી શકતી નથી અદૃશ્ય રહે રહે જ એને બધું જોવાનું કે રામ સીતાને મૃત્યુ પામેલી માનીને શોક કરે છે. એને અક્ષર પણ બોલવાનો નહિ અને બધું મૂગે મોઢે વેઠવાનું ! પોતાનો જ પ્રિય પતિ પોતે જીવતી હોવા છતા એને મૃત્યુ પામેલી માનીને શોક કરે છે ! કેવી દશા !

૨૮-૪

अन्य इव-બીજા સાધારણ મનુષ્યની જેમ આટલુ બધુ દુઃખ એકલા એકલા મૂગે મોઢે સહેનાર અને રાજ્ય માટે આવી કપરી ફરજ અદા કરનાર રામ સીતાને મન સામાન્ય નહોતા એ રામને એક સાધારણ મનુષ્યની જેમ છૂટે મુખે રડતા જોઇને સીતાને ખૂબ લાગી આવે છે

प्रमुक्त०-प्रमुक्त कण्ठ यथा स्यात् तथा

૨૮-૫

सांप्रतिकम्-યોગ્ય. રામને છૂટે મુખે રડતા જોઈને સીતા દુઃખી

થાય છે. પણ તમસા તેને આશ્વાસન આપે છે કે દુ:ખી મનુષ્યોને દુઃખ માંથી રાહત મળવી જ જોઇએ દુઃખ અત્યંત વધી પડે ત્યારે આ રીતે મોકળે મને રડવાથી હૈયાનો ભાર ઓછો થઈ જાય છે અને દુઃખમાં પણ કંઈક રાહત જણાય છે. મનમાંને મનમાં દુઃખ શમવવાથી એ વધી પડે છે અને અસહ્ય બને છે.

શ્લોક ૨૯ (અનુષ્ટુભ)

पूरोत्पीडे-પૂરસ્ય उत्पीडे-પૂર પુષ્કળ આવ્યું હોય ત્યારે तटाकः-તળાવ. तडाग, तटाक, तडाक વગેરે અનેક રીતે આ શબ્દ લખાય છે. તળાવમાં પાણી પુષ્કળ ભરાઈ જાય ત્યારે જો તેનો યોગ્ય નિકાલ કરવામાં ન આવે તો એ ફાટે છે અને પાણી કિનારા તોડીને બહાર ધસી આવે છે. આથી ગરનાળાથી કે ગમે તે રીતે તેનો યોગ્ય નિકાલ કરવો એ જ માત્ર એક ઉપાય છે. पुटपाकप्रतीकाशः એવો રામનો કરુણ રસ આજે બહાર આવે છે. સીતા નક્કી મૃત્યુ પામી હશે એ ઉચ્ચારતાં ઉચ્ચારતાં તો રામ મોકળે મને રડી પડે છે. આમ તમસા કહે છે કે રામ રડે છે એમાં તારે દુઃખી થવું ઘટતું નથી. તે જો આજે ખુલ્લે દિલે રડશે નહિ તો એ જીવશે પણ નહિ. રડવાથી જ એમને આરામ મળશે.

જેમ તળાવમા પુષ્કળ પાણી આવે ત્યારે ગરનાળાથી કે ગમે તે રીતે એ વધારાના પાણીનો નિકાલ કરવો એ જ માત્ર એક ઉપાય છે, નહિ તો પાણીના જોરથી કિનારો તૂટી જાય તેવી રીતે શોક આટલો બધો વધી પડે ત્યારે આવા પ્રલાપથી આવા મોકળા મનના રુદનથી જ હૃદય ટકી રહે છે, નહિ તો શોકના ભારથી હૃદય તૂટી પડે. આથી અત્યારે તો રામ રડશે તો જ તે જીવશે નહિ તો તે ચોક્કસ મૃત્યુ પામશે. માટે રડવું એમને માટે અત્યારે હિતાવહ છે.

પરીવાહને લીધે થોડું પાણી જતું રહે છે અને તળાવ પાછું હતું તેવું સ્થિર થઈ જાય છે. તેવી રીતે આ પ્રલાપથી થોડું દુઃખ જતું રહે છે અને હૃદય પાછું સ્થિર થઇ જાય છે. આમ પ્રલાપ 'દુઃખનિર્વાપણ' છે અને એક કર્તવ્ય બની જાય છે.

परीवाहः—परिवाह्यते अनेन इति परिवाहः અથવા परीवाहः जलोच्छ्वासाः

परीवाहः इत्यमरः વાંચો એના ઉપરની ક્ષીરસ્વામીની ટીકા-जलं प्रवृद्धमुच्छ्वसिति परिवहति यैर्निर्गममार्गैस्ते परीवाहाः उपार्जितानामर्थानां त्याग एव हि रक्षणम् । तटाकोदरसंस्थानां परीवाह इवाम्भसाम् ॥

અહીં प्रतिक्रिया અને धार्यते એમ એક સામાન્ય બે વાક્યમાં બે શબ્દોમાં કહ્યું છે તેથી **પ્રતિવસ્તૂપમા** અલંકાર છે.

૨૯-૧

**विशेषतो रामभद्रस्य**०-રામને વાસન્તી તરફથી ઠીક ઠીક ઠપકો મળી ગયો છે તેથી હવે તમસા તેની સાચી દુઃખમય સ્થિતિ બતાવે છે. આ જગતમાં રામને એક રીતે નહિ, અનેક રીતે કષ્ટ છે. बहुप्रकार०-बहुभिः प्रकारैः कष्टः અથવા बहुप्रकाराणि कष्टानि यस्मिन् બહુ પ્રકારના કષ્ટવાળો. રામને સંસાર બહુ પ્રકારના કષ્ટવાળો છે. કેવાં કેવાં પ્રકારનાં કષ્ટો તે નીચેના શ્લોકમાં બતાવે છે.

શ્લોક ૩૦

**અન્વય**-अभियुक्तेन मनसा इदं विश्वं विधिवत् पालयं, जीवं कुसुममिव प्रियाशोकः घर्मः ग्लपयति, स्वयं त्यागं कृत्वा, विलपनविनोदः अपि असुलभः; अद्यापि उच्छ्वासः भवति, तत् दुदितम् ननु लाभः हि (શિખરિણી)

હવે કયાં કયાં અને કેવાં કેવાં કષ્ટ છે તે ગણાવે છે-વાંચો 'રાઘ'ની ટીકા પૃ ૮૨

(૧) રામ ક્ષત્રિય છે અને મહાન રાજવી છે તેથી આ વિશ્વને એકાગ્ર મનથી વિધિથી પાળવાનું છે. રક્ષણ કરવાની વસ્તુ ખૂબ મોટી છે અને તેમાં પણ વિશ્વનું વિધિથી રક્ષણ કરવાનું છે, તેથી એકાગ્ર મનની જરૂર. (अभियुक्तेन मनसा) આ કષ્ટ નંબર ૧

(૨) ઉપરના કામમાં આડે આવે એવું આ બીજું દુઃખ છે. પ્રિયાનો શોક એમના દિલમાં હંમેશ જાગ્રો રહ્યો છે. જેમ તડકો ફૂલને સૂકવી નાખે તેમ પ્રિયાનો શોક એમના જીવને સૂકવી નાખે છે. આથી જગત પાલનમાં

જે એકાગ્રતા જોઈએ તે ન રહે. સરખાવો–ઉ. ચ. ૩ ૫ म्लपयति परिपाण्डुः क्षाममस्याः शरीरं, शरदिज इव घर्मः केतकीगर्भपत्रम् ॥

(૩) જો વિધિબળે પ્રિયાનો શોક અને વિરહ આવી પડયા હોય તો તે વિલાપ કરી કરીને પણ એમના હૈયાને આશ્વાસન મળે પણ રામ માટે તો આ વસ્તુ દુર્લભ જ છે. રામને માટે 'વિલાપ કરવો' સુલભ નથી. રામે પોતે પોતાની મેળે જ સીતાનો ત્યાગ કર્યો છે તેથી એમને માટે વિલાપ શક્ય નથી. જો તે પ્રલાપ કરે તો લોકો કહેશે તમે પોતે જ આફત વહોરી છે પછી તમારે શા માટે રડવું જોઇએ ? જેને સ્વેચ્છાથી ત્યજી એ તેને માટે વિલાપ ન હોવો જોઈએ.

તમસા કહે છે–આ ત્રણ કારણથી રામ માટે મંસાર અનેક કષ્ટવાળો છે. આ દુઃખ પરંપરાને લીધે રામને માટે જીવવું જ અશક્ય બની ગયું હતું. તું ભગવાનનો પાડ માન કે રામ આજે આટલે મોકળે મને રડયા, નહિ તો તેમના શોકને બહાર આવવા વેગ ન મળત અને જો એમ થાત તો રામનું શું થાત એ કહેવું અશક્ય છે. આજે તે આટલાં આંસુ સારે છે તેથી જ તેમનો શોક ઓછો થયો છે. હૈયાનો ભાર ઓછો થયો છે તેથી જ આજે તે જીવી શકયા છે અને આરામનો શ્વાસ લે છે. જો આજે પણ તે ન રડયા હોત તો આજે તેમનું ચોક્કસ મૃત્યુ થાત. આજે તે જીવે છે એનું કારણ જ એમનાં આજનાં આંસુ છે. તેથી રુદન ખરેખર લાભ જ છે તેથી રામ રડે છે તેથી તું શોક કરીશ નહિ. એ એમના લાભ માટે જ છે.

'રાધ' उच्छ्वासः भवति એટલે शोकोच्छ्वासः भवति એવા અર્થમાં લે છે. આજે બાર બાર વર્ષે–પણ શોકનો ઉભરો બહાર આવે છે એ સારું છે તેથી રામનો વિલાપ લાભ માટે જ છે. આજે આ વિલાપને લીધે જ તેમનું હૃદય ટકી રહ્યું છે, તેથી તું શોક કરીશ નહિ. આ પ્રલાપથી જ એમનું હૈયું હળવું થશે.

વાંચો શ્રી મ. ન. દ્વિવેદીનું આ શ્લોક ઉપરનું ટિપ્પણ (પૃષ્ઠ ૧૭૭) "જગતની યથાધર્મ પ્રતિપાલના કરવાની ચિન્તા તો રામને . છે જ, ને તેમાં વળી કુસુમને–ફુલને–જેમ ધમકતો તાપ સુકવી–કરમાવી નાંખે છે, તેમ

સીતાના વિયોગના શોકરૂપી અગ્નિની ઝાળથી જીવ પણ કરમાયાં જાય છે, એટલા એટલા દુ ખતુ નિવારણ કદાપિ વિલાપ કર્યેથી થાત, પણ પોતે હાથે જ તજીને સીતાને વનવાસ મોકલી છે એટલે વિલાપ પણ ઘનમના આયો કરી શકતા નથી તે અ તરની આગને ઊડી ઊડી દાબી રાખી અ દરથી મુઝાઈ મુઝાઇને બળવુ પડે છે. આવી તરહની અ દરની ગુપ્ત આધિથી તેમ જ બહારની વ્યાધિઓથી પીડાઇ રહેલુ -એમનુ શરીર પડત, પણ માત્ર રડવાથી જ એમનુ હૃદય હળકુ થાય છે, ને એમના જીવવા રૂપી લાભ નીપજે છે"

અહી પ્રથમાર્ધમા ઉપમા છે સરખામણી નીચે પ્રમાણે છે-प्रियाशोकની ઘર્મ સાથે અને જીવ ની कुसुम સાથે સરખામણી થઈ છે ग्लपयति સા ધર્મ છે. તેથી ઉપમા થઇ

દ્વિતીયાર્ધમા रुदितम् એ ખરાબ મનાય છે છતા અહી તેને લાભ (સારી વસ્તુ) તરીકે વર્ણવ્યુ છે તેથી અહી લેશ અલકાર થયો

શ્લોક ૩૧ (હરિણી)

અહી ચાર વિરોધાભાસ છે

(૧) दलति . भिद्यते-ગાઢ ઉદ્વેગવાળુ (गाढोद्वग) હૃદય તૂટે છે (दलति) પણ તેના બે ટુકડા નથી થતા गाढो०-गाढः उद्वेग यस्य જે હૃદય તૂટે છે કહીએ તો સાધારણ રીતે કોઈ એમ માને કે તેના બે કટકા થતા હશે પણ અહી તો હૃદય તૂટે છે છતાં તેના બે કટકા થતા નથી આમ અહી दलति અને द्विधा न भिद्यते વચ્ચે વિરોધ છે પણ दलति શબ્દશ ન લેતાં રૂપકાત્મક રીતે લઇએ તો આ વિરોધનો પરિહાર થાય છે

(૨) वहति . मुञ्चति चेतनाम्-મૂર્છા આવે છે પણ ચૈતના લુપ્ત થતી નથી. અહીં मोहं वहति અને चेतनां न मुञ्चति માં વિરોધ છે જો મૂર્છા આવે તો ચેતન જવુ જ જોઈએ પણ અહીં તેમ નથી થતુ તેથી વિરોધ અહીં પણ मोह वहति શબ્દશ ન લઈએ તો વિરોધનો પરિહાર થાય છે.

(૩) अन्तर्दाह तनू ज्वलयति भस्मसात् न करोति-અંતર્દાહ શરીરને બાળી મૂકે છે છતા ભસ્મીભૂત કરતો નથી. કોઇ પણ ચીજ બળી જાય

એટલે તે ભસ્મ જ થઇ જાય. પણ અહીં તેમ નથી થતું તેથી ज्वलयति અને भस्मसात् न करोति માં વિરોધ છે. અહીં પણ ज्वलयति શબ્દશઃ ન લેતાં રૂપકાત્મક રીતે લઇએ તો વિરોધનો પરિહાર થાય છે.

(૪) प्रहरति...जीवितम्–વિધિ મર્માન્તિક ઘા કરે છે પણ પ્રાણ હરી લેતું નથી. મર્મચ્છેદક ઘા થાય ત્યારે પ્રાણ પણ ચાલ્યા જ જાય પણ અહીં તેમ થતું નથી. તેથી વિરોધ. અહીં પણ मर्मच्छेदी...प्रहरति શબ્દશઃ ન લઇએ તો વિરોધનો પરિહાર થાય છે.

આમ અહીં વિરોધ અલંકાર થયો. વાંચો શ્રી 'રાય'ની આ શ્લોક ઉપરની સં. ટીકા–રામના કહેવાનો ભાવ આ છે–''कष्टं भोः कष्टम् હૃદય તૂટે છે પણ બે કટકા થતા નથી. જો તેમ થાય તો તો હું નક્કી મૃત્યુ પામું અને તો તો દુઃખનો અનુભવ જ ન થાય. પણ દુઃખ એટલું જ છે કે હૃદયના બે કટકા નથી થતા. મૂર્છા આવે છે પણ ચેતન લુપ્ત થતું નથી. જો ચેતન જતું રહે તો તો હું લાંબો વખત સુધી અચેતન રહું અને તેથી મને દુઃખનો અનુભવ જ ન થાય. અન્તર્દાહ શરીરને બાળે છે પણ ભસ્મસાત્ કરતો નથી જો ભસ્મસાત્ કરે તો તો હું મૃત્યુ પામું અને પછી આ દુઃખ ન રહે. પણ અફસોસ ! એમાંનું કશું થતું નથી. માનું છું વિધિ જ મને પ્રતિકૂળ છે. 'મને ખૂબ ખૂબ દુઃખ થાય' એટલા જ માટે ખાસ હેતુપુરઃસર વિધિ મર્માન્તિક ઘા કરે છે પણ પ્રાણ નથી હરતો જો પ્રાણ હરે તો તો હું મૃત્યુ પામું અને દુઃખનો અંત આવે પણ कष्टं भोः कष्टं વિધિ એમ જ ઇચ્છે છે કે મારે આ દુઃખનો અનુભવ કરવો. સાચે જ–

दुःखसंवेदनायैव रामे चैतन्यमाहितम् ।
मर्मोपघातिभिः प्राणैर्वज्रकीलायितं स्थिरैः ॥''

આ શ્લોક મા મા.માં આવે છે. વાંચો એ ઉપરની 'કાણે'એ નોંધેલી 'त्रिपुरारि'ની ટીકા–

''अन्तरेव हि दलने यादृशी व्यथा स्यात् तादृशी व्यथा हृदि वर्तते ।... यदि मोहः कथमेवं जानासीत्यत्रोत्तरम् । चेतनां तु न मुञ्चत्येवेत्याशयः । तथान्तर्दाहः स्मरपवनसंधुक्षितशोकानलरूपस्तनुं दहति । तर्हि 'दह भस्मीकरणे'

इति धात्वर्थात् किमिति भस्मरूपता न दृश्यते इत्यत्र भस्मसान्न करोतीत्युत्तरम् ।

३१-१

**एवं नु इदम्**-સીતા રામની વાતને ટેકો આપે છે અને કહે છે કે ખરેખર રામ કહે છે એવું જ છે. તેને પણ એવું અસહ્ય રામ જેવું જ દુઃખ થાય છે.

શ્લોક ૩૨ (હરિણી)

वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को नु विज्ञातुमर्हति ॥

લોકોત્તર મનુષ્યોના હૃદયનું માપ કેવી રીતે કાઢી શકાય ? સીતાને રામ કેટલું ચાહતા હતા તે પહેલા અંકમાં જોયું. છતાં લોકોને ખુશ રાખવા જરૂર પડયે તેમની વહાલી જાનકીને પણ તૃણની માફક ત્યજી દીધી. [ તૃણ શબ્દ બનાવે છે કે રામ લોકોને કેટલું મહત્વ આપે છે ] ત્યજી દીધી તો ત્યજી દીધી પણ પોતે અયોધ્યામાં રહ્યા ત્યાં સુધી એ શોક વજ્રનું હૈયું કરીને અંદરને અંદર એમણે સહ્યો છે. લોકોને ખરાબ લાગે માટે તેમણે એક આંસુનું ટીપું પણ પાડયું નથી. પણ આજે પ્રિયાએ ઉછેરેલું આ કદમ્બ જોતાં, અને પ્રિયાએ નચાવેલો પેલો મોર જોતા તથા વ્હાલીએ ફરવેલા પેલા ગજ શિશુને જોતા હૈયું હાથ રહેતું નથી. અહીં સહવિહારનાં સ્થળો જોતાં હૈયું ચીરાઈ જાય છે. આજે પંચવટીમાં રામથી રડી દેવાયું તેથી જાણે કે પુરવાસીઓનો અને જનપદવાસીઓનો પોતે મોટો દ્રોહ કર્યો હોય તેમ રામ માને છે અને તેથી તે એમને ક્ષમા કરવા પ્રાર્થના કરે છે. રામ કહે છે, "સીતા માટે રડવું એનો અર્થ એ થયો કે હું અંદરખાનેથી લોકોને ધિક્કારું છું. વિલાપ કરવો તે તમારો ગુન્હો કરવા જેવું છે. પણ હે મહાનુભાવ પ્રજાજનો ! આ બોલવામાં હું નિરુપાય છું. અસહાય છું. તેથી મને માફ કરો."

લોકો પ્રત્યે રામને કોઈ કટાક્ષ નહોતો એને અહીં સમર્થન મળે છે. અહીં પણ તેમનો લોકો પ્રત્યેનો કટાક્ષ અભિપ્રેત નથી તે તો કેવળ ઉદાર

હૃદયે તેમની સહાનુભૂતિ જ માગે છે. એવો સ્નેહ હોવા છતાં તેમણે જાનકીને ત્યજી કારણ લોકોને એનું રાજમહેલમાં રહેવું ઉચિત લાગતું નહોતું. એમણે એને તૃણની માફક ત્યજી અને લોકોને ખરાબ ન લાગે માટે શોક ન કર્યો. છતાં પરિચિત સ્થળો જોતાં તે અસહાય બન્યા અને રોયા. ખૂબ રોયા. અને એ રડવામાં જાણે પોતે લોકોનો દ્રોહ કર્યો હોય તેમ તેમની માફી માગે છે. આ છે લોકોત્તર મનુષ્યનું મન-કે જે પરસ્પર વિરુદ્ધ આશ્ચર્યકારક કાર્ય કરે છે. એવા લોકોત્તર હૃદયને સામાન્ય જન શી રીતે સમજી શકે?

રામના મનોમંથનના આ દર્શનમાં કારુણ્યની પરાકાષ્ટા આવે છે.

૩૨-१

**अतिगम्भीरमवगूरण शोकसागरस्य**-શોક સાગરનું અતિ ઊંડું વમળ છે. अवगूरणं શબ્દ ભાગ્યે જ વપરાય છે. તેનો અર્થ 'વમળ' અથવા 'ભરતી' થાય છે. વાંચો આ શબ્દ ઉપરની શ્રી 'રાય'ની ટીકા "-'गूर्' ધાતુ ગતિ બતાવે છે. अव એટલે निम्न. अवगूर्यते (दिवादि आत्मनेपदी) अधो गच्छति अस्मिन् इति अव+गूर्+ल्युट् अधिकरणे अवगूरणम् એ જગ્યા કે જ્યાં નિમ્ન ગતિ હોય છે. પણ દરેક વમળમાં નીચેની તાણ સખત હોય છે. તેથી अवगूरण એટલે आवर्त-વમળ."

પાઠફેર-आपूर्णं मन्युसंभारस्य-અતિશય શોકની (मन्युसंभारस्य) ઊંડી ભરતી છે. 'કાણે' 'કાળે' વગેરે રાખે છે આ પાઠ પણ પહેલા પાઠને વધારે સારો ગણે છે. ' ડૉ. બેલવલકર પણ પહેલો જ પાઠ રાખે છે. 'રાય' 'વિદ્યા સાગર' વગેરે બધા પહેલો જ પાઠ રાખે છે તેથી પ્રસ્તુત આવૃત્તિમાં પણ એ જ પાઠ રાખ્યો છે.

હવે વાસન્તીને રામના હૃદયનો સાચો ખ્યાલ આવે છે. આથી ઊલટું તેને જ આશ્વાસન આપવું પડે છે.

શ્લોક ૩૩ (અનુષ્ટુભ)

વાસન્તી રામને, ધૈર્ય રાખવા કહે છે ત્યારે રામ કહે છે-હવે ધૈર્ય કેવું? જગત દેવી વગરનું થયે બાર બાર વર્ષ થયાં. જાણે તેનું નામ પણ

ગતમાંથી ભુંસાઇ ગયું છે અને હજી રામ જીવે છે ! હજી રામ નથી જીવતા
એમ નથી. ન ચ ન આ બે 'ન'કાર 'હ'કાર બતાવે છે.

શ્લોક ૩૪ (અનુષ્ટુભ)

આ સ્નેહાર્દ અને શોકથી દારુણ વાણી તને ઘણી પ્રિય (ગમે એવી) નથી. આ તને ગમે તેવી વાણી નથી. પણ વિષ ભરેલી મધની ધારાઓ તારા ઉપર પડી રહી છે. વાંચો મ. ન. દ્વિવેદી–"સ્નેહ રસ વડે શીતલ અને શોકથી દારુણ આ વાણી પ્રેમ માત્રથી જ ભરેલી છે એમ નથી. પણ એ તો વિષથી મિશ્ર મધુની ધારા જેવી પ્રેમ શોકની ધારા તારા ઉપર પડે છે, અર્થાત્ એ વચનોથી તને પ્રેમ માત્રનો હર્ષ જ થતો હશે એમ નહિ પણ રામનો આટલો મોટો શોક જોઈને તારા દુઃખનો પણ પાર નહિ રહેતો હોય." અહીં शोक=विष અને स्नेह=मधु લેવાનું. ભલેને મધની મીઠી ધારાઓ પોતાના ઉપર વરસતી હોય પણ જો તે વિષ ભરેલી હોય તો કોઈને તે ન ગમે તેવી જ રીતે રામની આ વાણી ભલે સ્નેહ ભરપૂર હોય પણ એ વાણી એમના હૃદયનો ઊંડો શોક બતાવે છે તેથી સીતા માટે પણ તે ભારે દુઃખકર નીવડે અને તેથી તેને તે ન ગમે. રામનાં વચન સ્નેહાર્દ હોવાથી મધુ તુલ્ય છે, જ્યારે શોકથી દારુણ હોવાથી તે વિષ તુલ્ય છે.

આમ અહીં રામની સ્નેહાર્દ અને શોકથી દારુણ વાણીને વિષથી ભરેલી મધની ધારાઓ સાથે સરખાવી છે–મધ=સ્નેહ અને શોકથી દારુણ= વિષથી ભરેલી. પણ આ સરખામણી સીધી રીતે ન કહેતાં ઉપમેયનો (વાચ..) નિષેધ કરીને અને ઉપમાન (मधुनो धारा ને) સ્થાપિત કર્યું છે તેથી અહીં અપહ્નુતિ અલંકાર થયો.

શ્લોક ૩૫

અન્વય–यथा अन्तः प्रसुप्तं तिरश्चीनम्, अलातशल्यं, सविषः दंदशूकः, येन मर्माणि कृन्तन्नपि तीव्र शोकशङ्कुः हृदि मया खलु सोढः न कम् !
(ઉપજાતિ)

तीरश्चीनम्–प.ભા.

જેમ રોકી ન શકાય તેવા વેગવાળો પાણીનો પ્રવાહ રેતીના પુલને જોરથી તોડીને વહે, તેમ શોકના આવેગને રોકવાના મારા દરેક પ્રયત્નને અંદરથી બળપૂર્વક તોડીને કોઈ અવર્ણનીય ચેતોવિકાર મારી અંદર પ્રસરે છે. આમ અહીં ન રોકી શકાય તેવા વેગવાળા પાણીના પ્રવાહને અવર્ણનીય ચેતોવિકાર સાથે, અને શોકના આવેગને રોકવાના રામના પ્રયત્નને રેતીના પુલ સાથે સરખાવ્યા છે તેથી ઉપમા છે

३६-२-३

दुर्वार०-दुर्वारः (ન વારી શકાય તેવા) दारुणः च (અને ભયંકર) आरम्भः यस्य (बहु०) (આરંભવાળા) परिमुषित०-परिमुषितं निजदुःखं यस्य જેનું પોતાનું દુઃખ ભૂંસાઈ ગયું છે તેવું. રામ એટલી કરુણ રીતે આક્રંદ કરે છે કે એથી સીતાના હૃદય ઉપર ભારે ચોટ લાગી ગઈ છે. રામનું દુઃખ કેટલું પારાવાર છે અને તેનું શું પરિણામ આવશે તે વિચારે સીતાનું હૃદય જાણે પોતાનું દુઃખ ભૂલી ગયું અને મૂઢ થઈ ગયું

પાઠફેર-प्रस्फुरितनिजदुःखमिव आकम्पितं मे हृदयं-પોતાનું દુઃખ આવિર્ભૂત થતું હોય તેમ મારું હૃદય કંપે છે. 'રાય' આ પાઠ રાખે છે અને નીચે પ્રમાણે સમજાવે છે-" આર્યપુત્રના અનિષ્ટની શંકાથી મારું હૃદય એવું કંપે છે કે જાણે હૃદયનું જ કોઈ અવર્ણનીય ભારે દુઃખ આજે આવી પડયું હોય તેવું લાગે છે રામનું આ દુઃખ અનિવાર્ય છે તેથી જ આ અનિષ્ટની આશંકા થાય છે."

३६-७, ८

**संदीपन०**-રામનું દુઃખ હળવું થાય તેથી વાસન્તી જનસ્થાનનાં કેટલાંક પરિચિત સ્થળો બતાવે છે. પણ સીતાને લાગે છે કે એનું પરિણામ વિપરીત જ આવશે. સીતાને ખાતરી છે કે એ ચિરપરિચિત સ્થળો જોતાં રામનું દુઃખ ઘટવાને બદલે ઊલટું વધી જશે.

પાઠફેર-सन्दीपनानि...प्रियसखी विनोदनोपाय इति मन्यते-જે રામનું દુઃખ વધારનારાં છે તેવાં સ્થળોને વાસન્તી દુઃખ નિવારવા માટેના ઉપાય તરીકે વર્ણવે છે. આ પાઠ પણ સારો છે.

વાસન્તી અત્યારે કશુ કટાક્ષમા બોલતી નથી અત્યારે તેનો હેતુ રામને દુખ કરવાનો નથી તે બહુ જ સ્વાભાવિક રીતે બોલે છે તેના દષ્ટિબિન્દુ પ્રમાણે એને એમ લાગે છે કે પરસ્પર પ્રેમના પ્રતીક સમા જનસ્થાનનાં સ્થળો જોનાથી રામને જરૂર શાતિ મળશે એના મનથી એ રામનુ ધ્યાન બીજે કેન્દ્રિત કરવા માગે છે પણ એની ધારણા સાચી પડતી નથી અને રામનું દુઃખ સીતા કહે છે તેમ ઘટવાને બદલે વધી પડે છે

શ્લોક ૩૭

અન્વય--अस्मिन्नेव लतागृहे त्वं तन्मार्गदत्तेक्षण अभव । सा हंसै कृतकौतुका (सती) गोदावरीसैकते चिरं अभूत् । आयान्त्या तया त्वां दुर्मना यितमिव वीक्ष्य कातर्यात् अरविन्दकुड्मलनिभ मुग्ध प्रणामाञ्जलि बद्ध । (શાર્દૂલવિક્રીડિત)

तन्माग०-तस्या मार्ग, तन्मार्ग, तस्मिन् (તેના માર્ગમાં( दत्त इक्षण येन स (बहु०) (જેણે નજર માંડી છે તેવા)

कृत०-कृत कौतुक यस्या --જેનામા કૌતુક પ્રગટ્યુ છે તેવી

परि०-ઊચે મન થયેલા दुर्मनायते (નામધાતુ) + परि न ् भू इ
રામ અને સીતા વચ્ચે પચવટીમા બનેલા એક ખાનગી પ્રસગનુ અહી વર્ણન છે સીતા ગોદાવરી ઉપર જતી ત્યારે રેતીમા રમતા હસો જોઈને તેને કૌતુક થવાથી તે પણ ત્યા થોભી જતી કદાચ તે હસો સાથે રમવા પણ લાગી જતી હોય રોજના પરિચયને લીધે એ હસો પણ સીતાના ખાસ મિત્રો જેવા થઈ ગયા હશે પણ એને વાર લાગતી એટલે રામ આ જ લતાગૃહમાં એના આવવાના મ ર્ગમા નજર માડીને ઊભા રહેતા રામ તો કેવળ તેમની અધીરાઈ અને આતુરતામા જ એમ કરતા પણ એમને એવી રીતે ઊભેલા જોતા સામેથી આવતી સીતાને લાગતુ કે નક્કી પોતાને આવતા વાર લાગી તેથી રામનુ મન જરા ઊચુ થયુ છે સીતાના પ્રેમને લીધે રામ આકુળ વ્યાકુળ થયા હતા એમના એ મનોભાવ સીતા તરત આખ ઉપરથી, પારખી ગઈ સીતા શરમિદી થઈ ગઈ અને રામ વઢશે એ બીકે તેણે પ્રણામની અજલિ રચી અને જાણે તેમની કૃપા

પ્રચ્છની હોય તેવો ભાવ વ્યક્ત કર્યો. વાસન્તી સીતાની કેટલી પ્રિય સખી હતી તે અહીં સમજાય છે. સીતાને ગોદાવરી ઉપરથી આવતાં વાર થઈ તેથી રામ આકુળ વ્યાકુળ થઈ તે તરફ જોવા લાગ્યા. પાસે બેઠેલી વાસન્તીને એમના આ મનોભાવ ન કળાય તે માટે તેમણે ઘણી કાળજી રાખી છતાં વાસન્તી એ પારખી ગઈ. અહીં વાસન્તી એ જ કહે છે કે તમે છુપાવવા ધારેલી વાત પણ હું જ્યાં કળી ગઈ હતી તે જ આ લતાગૃહ अरविन्द कुड्मलनिभः માં ઉપમા છે.

૩૭-૨

दारुणासि०—સીતાની ધારણા તદ્દન સાચી પડી. વાસન્તીએ એવા ખાનગી પ્રસંગનો ઉલ્લેખ કર્યો કે જેથી રામનું અને સીતાનું-બન્નેનું દુઃખ વધી ગયું. સીતાને વાસન્તી ખરેખર દારુણ અને ક્રૂર લાગે છે. તો શું વાસન્તી એવી ક્રૂર હશે ? સીતાની દૃષ્ટિએ વાસન્તી ક્રૂર લાગતી હશે. પણ ખરી રીતે વાસન્તી એવી ક્રૂર નથી. તેને સીતા પ્રત્યે અપાર સ્નેહ છે. તેથી જ તે એવા પ્રસંગોનો ઉલ્લેખ કરે છે કે જેથી એનો સીતા પ્રત્યેનો પ્રેમ વ્યક્ત થાય. રામને જે કટાક્ષ કરવાના હતા તે તેણે કરી લીધા છે. એ દ્વારા એમનું હૃદય પારખી લીધા પછી ફરી ફરીને રામને દુઃખ થાય તેવા પ્રસંગોનો ઉલ્લેખ કરવાનો વાસન્તીનો આશય નથી જ પણ એનો સીતા પ્રત્યેનો સ્નેહ જ તેને વારંવાર આવા પ્રસંગોનો ઉલ્લેખ કરવા પ્રેરે છે. રામ અને સીતાની ખાનગી વાત અને ખાનગી પ્રસંગો પણ વાસન્તી જાણે છે. એટલી બધી એ સીતાની નિકટની પ્રિય સખી છે. તેથી સ્વાભાવિક રીતે જ એ આવા પ્રસંગોનો ઉલ્લેખ કરવા પ્રેરાય કારણ એથી એનું હૈયું તો હળવું થાય જ.

૩૭-૩

हृदयमर्म०—हृदयमर्मणि (હૃન્મર્મમાં રહેલા) गूढं (ગૂઢ) शल्यं तस्य (શલ્યને) संघट्टनैः (હલાવવાથી) હૃદયમાં ઊંડું ખૂંપેલું શલ્ય દુઃખ તો આપે જ પણ તેને હલાવવાથી વધારે દુઃખ થાય. તેવી જ રીતે રામના હૃદયમર્મમાં સીતાવિયોગનું દુઃખ શલ્યની જેમ ખૂંપ્યું હતું. પણ આ બધી વાતો પ્રગટ કરવાથી તે દુઃખ ખરેખર વધી પડયું છે. આવી વાતો

સંભળાવવી અને આવા પ્રસંગનો ઉલ્લેખ કરવો તે ખરેખર હૃદયમાં રહેલા શલ્યને હલાવવા બરાબર છે. રામનું દુઃખ એમને પીડતું તો હતું જ પણ વાસન્તીની વાતોથી એ સંવેદન વધુ તીવ્ર બને છે. સીતા કહેવા માગે છે કે મયૂર, શિલાની પથારી મંડપ વગેરેનો ઉલ્લેખ કરીને વાસંતી રામને અને સીતાને બન્નેને દુઃખી કરી રહી છે. એવા પ્રકારનું શલ્ય હલાવવાથી જે પ્રકારનું દુઃખ થાય એવું તે દુઃખ હતું.

**अयि चण्डि जानकी०**—વાસન્તીની વાતથી સીતા અને રામ બંનેનું દુઃખ વધી પડે છે છતાં સીતાને તો વાસન્તીને ઠપકો દેવાના પણ હોશકોશ છે જ્યારે રામને તો એ પણ નથી. વાસન્તીનાં વચનોથી રામને તો ચારે તરફ સીતાની પ્રતિમા જ નજરે ચઢે છે. આજુ બાજુ બધે સીતા જ સીતા ! તો ક્રૂર તે કોણ ? વાસન્તી કે સીતા ! રામને તો સીતા જ ક્રૂર લાગે છે. "તું કેટલી ક્રૂર છે ! મારી આજુબાજુ જ્યાં નજર માંડું છું ત્યાં તું જ તું જાણે દેખાય છે ! પણ તું કેટલી કઠિન છે કે મારી આવી દયા જોવા છતાં તું મારી પાસે આવતી નથી ! તું જાનકી છે પરમ દયાળુ જનકરાજની પુત્રી છે છતાં આવી નિર્દયતા શાને ?" વાંચો वीर०—"जानकीत्युक्त्या परमदयालुजनकराजपुत्र्यास्तवेदं निर्दयत्वं नोचितमिति व्यज्यते "

શ્લોક ૩૮ (મન્દાક્રાન્તા)

રામના દુઃખની પરાકાષ્ઠાનું અહીં વર્ણન છે. અથવા अविरतं ज्वाला यस्मिन् कर्मणि यथा तथा अविरत० -अविरता ज्वाला यस्मिन् तत् यथा तथा–અવિરત જ્વાળાથી. પાઠફેર—अविरल०–अविरला ज्वालाः यथा स्युः तथा ( અન્વયી० )—ઘાડી જ્વાળાથી, બંને પાઠ સારા છે. પણ શ્રી 'રાય' વિદ્યાસાગર વગેરે अविरत પાઠ રાખે છે. તેથી અહીં પણ તે પાઠ રાખ્યો છે.

સીદત્-सद् નું વર્ત. કૃ. પુ. પ્ર એ. વ विष्वक्-ચારે તરફથી. અથવા विष्वक्—'બધે પ્રસરતો' એમ (મોહનો) વિશેષણ તરીકે પણ લેવાય. પણ પહેલી રીત વધારે સારી છે. स्थगयति-स्थग् નું પ્રેરક વર્ત. કા. ત્રી. પુ. એ. વ.—આવરી લે છે.

આ શ્લોક ભવભૂતિના ઉત્તમ શ્લોકોમાંનો એક છે. માલતીમાધવમાં પણ આ શ્લોક આવે છે. એના ઉપરની ટીકામાં 'જગદ્ધર' કરુણરસના વ્યભિચારીભાવ અને સ્થાયીભાવ નીચે પ્રમાણે સમજાવે છે — "द्विधा भवति हृदयमेति पीडा, अवयवसन्धिः शिथिला भवतीत्यस्वस्थता । विश्वं शून्यं मन्ये इति बाह्यसंवेदना निर्वेदः । अविरलज्वालं यथा तथान्तर्ज्वलामीति चिन्ताजनितो दाहः । अन्तरात्मा निरालम्बः सीदन्नवसादं गच्छन् गाढान्धकारे मज्जतीवेति ग्लानिः । विष्वक् सर्वतो मोहरुजादयतीति मोहः । मन्दभाग्योऽहं किं करोमीति दैन्यम् । "

३८-७-८

सकलजीवलोक०-સકળ લોકના મંગળાધાર સમા. પાઠફેર-लोकमङ्गलजन्मलाभस्य-જેનો જન્મ સકળ લોકને મંગળકારક છે.

संशयित०-संशयितं जीवितं यस्मिन् सः संशयितजीवितः, (જીવનને મુશ્કેલીમાં મૂકી દે તેવું હોવાથી દારુણ) अत एव दारुणः दशापरिणामः (દશાપરિવર્તન)

શ્લોક ૩૯

अन्वय—अन्तर्वा बहिरपि वा शरीरधातून् अमृतमयैःप्रलेपैः आलिम्पन्निव अकस्मात् पुनरपि जीवयन् संस्पर्शः आनन्दात् अपरविधं मोहं तनोति । (प्रहर्षिणी

शरीरधातून्-ધાતુઓ બધી મળી સાત છે. રસ, રક્ત (असृक), માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર. પહેલો મોહ શોકને લીધે હતો. આ મોહ આનન્દને લીધે છે. તેથી એને अपरविध કહ્યો.

પહેલા અને છેલ્લા ચરણમાં ઉત્પ્રેક્ષા છે.

સરખાવો-ઉ. ચ. ૩-૧૨-सन्तापजां सपदि च परिहृत्य मूर्च्छामानन्देन जडतां पुनरातनोति ॥ उ. च. -१-३५

३९-१

आनन्द०-आनन्देन निमीलिते अक्षिणी यस्य

૩૮-૬

अयि देव किमिति०-ભાગીરથીના વરદાનને લીધે સીતા અદશ્ય છે તેથી વાસન્તી એને જોઇ શકતી નથી, જ્યારે રામ અદશ્ય સીતાનો સ્પર્શ પણ ઓળખે છે તેથી તે કહે છે કે જાનકી ફરીથી મળી રામ એમની રીતે સાચા છે છતાં વાસન્તી સીતાને જોઈ નથી શકતી તેથી તેને આ બધો રામનો બકવાટ લાગે છે ' વિરહીઓની દસ અવસ્થા કહી છે તેમાં उन्माद मूर्च्छा અને मरण એ છેલ્લી ત્રણ અવસ્થા છે. રામની વાત સાંભળીને વાસન્તીને થાય છે કે નક્કી રામને ઉન્માદ થયો છે અત્યાર સુધી તેણે જોયુ કે ઉન્માદ અને મૂર્છા એ બે સ્થિતિ તો રામ વટાવી ગયા છે તેને ભય લાગે છે કે હવે વિરહીની છેલ્લી અવસ્થા મરણ રામ માટે નક્કી છે તેથી તેને ભય લાગે છે આથી તે રામને કહે છે કે એક આઘાત તો સીતાએ કર્યો જ છે અને હવે આવુ બોલીને તમે મને બીજો આઘાત પહોંચાડો છો " (વાચો 'રાય' પૃ ૧૦૩)

૩૯-૧૧

चिरसद्भाव०-લાંબા સદ્ભાવને લીધે સૌમ્ય અને શીતળ પાઠફેર- चिरप्रणयस्वभाव-चिर प्रणय यस्मिन् स चिरप्रणय, ०प्रणय स्वभाव, तेन सौम्य -(ખૂબ સ્નેહાળ સ્વભાવ હોવાથી સૌમ્ય પણ આ પાઠનો અર્થ બરાબર બેસતો નથી

શ્લોક ૪૦

અન્વય—पूर्वं परिणयविधौ य कङ्कणधर हस्त गृहीत अमृतशिशिरैं स्वेच्छास्पर्शैं, य चिर परिचित,

परिणयविधौ લગ્નનીવિધિમા स्वेच्छा ને બદલે सुधासूते પાઠ પાઠફેર છે सुधाशु मूर्ति यस्मात् स सुधासूति चन्द्र આ પાઠ પ્રમાણે નીચે પ્રમાણે અર્થ થાય-ચન્દ્રનાં અમૃત જેવાં ઠંડાં કિરણોથી જે પરિચિત છે આ પાઠ કરતા પ્રસ્તુત આવૃત્તિમા લીધેલો પાઠ વધારે સુગમ છે

૪૦-૫-૧

स एव . त्वम्—આપણા લગ્ન વખત જેવા તમે હતા તેવા જ તમે છો અત્યારે સીતા રામને સ્પર્શે છે લગ્ન વખતે રામના સ્પર્શથી

સીતાને જે ભાવ થયા હતા તે જ ભાવ તેને અત્યારના સ્પર્શથી પણ થાય છે. અથવા તો આ પ્રશ્નાર્થ તરીકે પણ લેવાય-'આર્યપુત્ર, અત્યારે તમે એના એ જ છો કે? 'મારા લગ્ન વખતે જેવા તમે સ્નેહાળ હતા તેવા જ સ્નેહાળ અત્યારે છો કે?' 'કાણે' પણ આ બંને રીતે સમજાવે છે છતાં રામની એવી કરુણ દશા જોયા પછી સીતા હવે એમને માટે આવું તો ન જ બોલે. ઊલટું તે એમ બતાવવા માગે છે કે આટલાં વર્ષો વીત્યાં છતાં રામનો સ્નેહ એવો ને એવો જ છે

શ્લોક ૪૦-ક-૩

**અન્વય**-स एव अयं तस्याः तुहिननिकरौपम्यसुभग. ललितलवलीकन्दलनिभः पाणिः मया लब्धः (**શિખરિણી**)

तुहिन०-तुहिनस्य (હિમના) निकरः, तस्य (સમૂહના) औपम्यं (સાદશ્યથી), तेन सुभगः (મનોહર)

પાઠફેર-तदितरकरौपम्य०-तस्याः इतरः गृहीतादन्यः यः करः तस्य औपम्येन सुभगः-તેના બીજા હાથ જોડે મળતો હોવાથી સુંદર પણ આ સંદર્ભને બંધ બેસતું નથી.

ललित०-लवल्या (લવલીના) ललितं (સુંદર) कन्दलं (નવાંકુર), तन्निभः (જેવો)

शिशिर, सुभग અને ललित શબ્દો સીતાના હાથની શીતળતા, સુંદરતા અને કોમળતા સૂચવે છે

છેલ્લી બે લીટીમાં હાથને હિમસમૂહ અને લવલીના અંકુર સાથે સરખાવ્યો છે તેથી **ઉપમા છે.**

૪૦-१ २

**हा धिक् हा धिक्**०-રામની આજ્ઞા વગર તે એમની પાસે ગઈ હતી તેથી સીતાને રામ ગુસ્સે થશે એમ ભય હતો. છતાં અત્યારે રામના સ્પર્શથી તે આનન્દઘેલી થઇ ગઈ હતી તેથી એનો હાથ ખેંચી લેતી નહોતી. થોડીવારે તેને ભાન આવે છે કે તેણે રામનો ગુન્હો કર્યો છે કારણ તે એમની આજ્ઞા વગર એમની પાસે ગઈ એટલું જ નહિ પણ તેમને ઘણા

વખત સુધી સ્પર્શ કર્યો આ વિચારે તે ભય પામે છે અને કહે છે કે પોતે રામના સ્પર્શના આનન્દમા એક મોટી ભૂલ કરી છે

૪૦-૩

आनन्द०–आनन्देन निमीलितानि इन्द्रियाणि यस्य-આનન્દને લીધે જેની ઇન્દ્રિયો કામ કરતી અટકી ગઈ છે તેવો

૪૦-૪

कण्ठमुत्माद यद०–ગગાના વરદાનથી સીતા બધાને અદૃષ્ટ હતી. તેથી વાસન્તી એને જોઈ શકતી નહોતી રામ પણ તેને જોઈ શકતા નહોતા છતાં સ્પર્શને લીધે રામે એનો હાથ પકડયો હતો તેથી રામ એક રીતે આ સત્ય બોલતા હતા છતા વાસન્તી એને ઉન્માદ જ ગણે છે

શ્લોક ૪૧

અન્વય-तस्या सः जड प्रकम्पी स्विद्यन् करपल्लव । जडात् परिकम्पिन-स्विद्यत मम करात् सहसैव परिभ्रष्ट । (આર્યા)

કરસ્પર્શને લીધે સીતા અને રામ, બન્ને-જડતા, કમ્પ અને સ્વેદ એ પ્રેમના સાત્વિક ભાવો અનુભવી રહ્યા હતા "યૌવનમા શરૂઆતમાં તો બહુ આ ભાવ અનુભવે પણ આજે બાર બાર વર્ષ પછી પણ રામ અને સીતા આ ભાવ તેવી જ રીતે અનુભવે છે એ એમનો સ્થિર પ્રેમ બતાવે છે." +

૪૧-૨

अद्याप्यनवस्थित०–સીતા અહીં નોંધે છે કે રામ હજી સ્વસ્થ થયા નથી તેમની આંખો હજી અસ્થિર છે તે ઘડીમાં ચકળ વકળ થાય છે અનવસ્થિતે (ચચળ) स्तिमिते (થંભી ગયેલા) मुद्रे (મૂઢ થઈ ગયેલા) घूर्णमाने (ચકળ વકળ થતા) नयने यस्य स (નયનોવાળા)

+ડા. જી. કે. ભટ (ઉ ચ) (બ. આવૃત્તિ) પૃ ૭૩

પાઠફેર-अनुबद्धबहुघूर्णमानवेदनं न संस्थापयाम्यात्मानम्-अनुबद्धाः बह्व्यः घूर्णमानाश्च वेदनाः यस्य-'भारी वेदना सतत, અતિશય અને ઘોળાતી હોવાથી હું મારી જાતને સ્થિર કરી શકતી નથી.' વીરરાઘવે લીધેલો આ પાઠ સારો છે. આગળના શ્લોકમાં રામની આંખો ચકળ વકળ થતી હોવાનો ઉલ્લેખ નથી. રામ દુઃખી હતા છતાં ભાનમાં હતા. રામની મૂર્છા દૂર થાય ત્યાં સુધી જ તેમને સ્પર્શ કરવાની સીતાને જરૂર હતી. રામ ભાનમાં આવી ગયા છતાં સીતા એનો હાથ ખસેડતી નથી તેથી તે પોતાની જાતને દોષિત ગણે છે. [ आर्यपुत्रस्पर्शमोहिताया...मे संवृत्तः ] તેથી પોતાની જાતને સ્થિર ન કરવા બદલ તે પોતાને ધિક્કારે છે. બેતાળીસમા શ્લોકમાં પણ તમસા સીતાની તેવી દશા વર્ણવે છે. આમ આ પાઠ સારો લાગે છે કારણ એમાં સીતાની દશાનું વર્ણન છે જ્યારે પ્રસ્તુત આવૃત્તિમાં લીધેલ પાઠમાં રામની દશાનું વર્ણન છે.

શ્લોક ૪૨

**અન્વય**—मरुन्नवाम्भः प्रविधूतसिक्ता स्फुटकोरका कदम्बयष्टिः इव वत्सा प्रियस्पर्शसुखेन सस्वेदरोमाञ्चितकम्पिताङ्गी जाता । (ઉપજાતિ)

सस्वेद०—सस्वेदं (स्वेदेन सह, बहु०) (સ્વેદયુક્ત) रोमाञ्चितं (રોમાંચિત) कम्पितं च (અને કંપ યુક્ત) अङ्गं यस्याः सा (बहु०) (અંગોવાળી) रोमाञ्चित-रोमाञ्चः सञ्जातः अस्य इति रोमाञ्चितम्-[तदस्य सञ्जातं तारकादिभ्य इतच् (पा. ५-२-३६) प्रमाणे ]

मरुन्नवाम्भः०-मरुच्च नवाम्भश्च मरुन्नवाम्भसी, ताभ्यां (क्रमेण) પવન અને પાણીથી (ક્રમથી) प्रविधूता सिक्ता च (હલાવાયેલી અને સીંચાયેલી)

स्फुटकोरका—स्फुटाः कोरकाः यस्याः—ફૂટતી કળીઓવાળી. અહીં સીતાના શરીરને કદમ્બની ડાળી સાથે સરખાવી છે. સીતાના ગભરાટને પવન સાથે અને સીતાના કંપને કદમ્બયષ્ટિના પવનથી થતા કંપ સાથે સરખાવ્યો છે. સીતાના પ્રસ્વેદને નવા મેઘના પાણી સાથે અને એના રોમાંચને કદમ્બની કળીઓ સાથે સરખાવ્યો છે. આમ અહીં ઉપમા (પૂર્ણોપમા) છે. સ્ત્રીઓનાં અંગોને વૃક્ષની ડાળી સાથે ઘણુંખરું સરખાવવામાં આવે છે—संचारिणी पल्लविनी लतेव; इमां तटाशोकलतां च तन्वीम् ।

સીતાને અંગે—પ્રિય રામના સ્પર્શના સુખને લીધે ઉદ્‌ભવેલા આશ્વાસને લીધે સ્વેદ, હર્ષને લીધે રોમાંચ અને પ્રેમાહ્લાદને લીધે કંપ, થઈ આવેલ છે. આમ અહીં સ્વેદ, કમ્પ અને રોમાંચ એ ત્રણ સાત્ત્વિક ભાવોનું વર્ણન છે.

૪૨-૩

अवशेनैतेनात्मना०—વર્ષો પછી રામને જોઈને અને ખાસ કરીને તેમનો સ્થિર પ્રેમ જોઈને સીતા પોતાના હૃદયના ભાવ છુપાવી ન શકી. સીતાનો પ્રેમભાવ એની મેળે પ્રગટ થઇ ગયો. જ્યારે તમસાએ એ વિશે ટકોર કરી ત્યારે જ એને ખબર પડી. તેથી જ તમસાના શબ્દોથી એ લજવાઇ ગઈ.

लज्जापिता-लज्जा ઉપરથી નામધાતુનું પ્રેરક કે ભૂ. કૃ. નું સ્ત્રી પ્ર. એ. વ.

किमिति०–સીતાના રામ પ્રત્યેના ભાવ તમસા આગળ વ્યક્ત થઈ ગયા તેથી તમસા એને માટે શું ધારતી હશે એનો અહીં સીતા પોતાની આ સ્વગત ઉક્તિમાં ખ્યાલ આપે છે. સીતાને એમ લાગે છે કે તમસાએ એમ ધાર્યું હશે કે રામે ક્રૂરતાથી સીતાનો ત્યાગ કર્યો હોવાથી સીતા રામ પ્રત્યે પહેલા જેવી આસક્તિ નહિ બતાવે. પણ સીતાના સાચા હૃદ્‌ગત ભાવ તમસા આગળ પ્રગટ થઈ ગયા હોવાથી સીતા ધારે છે કે તમસાને નવાઈ લાગશે. સીતા કહે છે કે તમસા શું ધારશે? તે મનમાં એમ તો નહિ ધારેને કે આહા! રામે કેવી ક્રૂરતાથી સીતાનો ત્યાગ કર્યો હતો! અને છતાં સીતા એના પ્રત્યે તિરસ્કાર બતાવવાને બદલે એવીને એવી જ પ્રીતિ ધરાવે છે! આવું અસદશ વર્તન જોઈને ભગવતી તમસા સીતાને માન વગરની જ ધારશે એ કારણે સીતા લજવાઈ ગઈ છે.

સીતાએ ધારેલો વિચાર તમસાના મનમાં ઉદ્‌ભવ્યો હશે કે કેમ એ માટે ચોક્કસ ગામ છે. તમસાની ચેતાળીસમા શ્લોકની ઉક્તિ ઉપરથી તો એને એ વિચાર આવ્યો હોય એમ કહી ન શકાય. સીતાથી પ્રગટ થઈ ગયેલા ભાવ એણે સહજ રીતે પણ વર્ણવ્યા હોય. કદાચ સીતાના પોતાના મનની જ આ ધારણા હશે. કારણ શ્રી 'રાય' પણ કહે છે કે જો ચેતાળીસમા શ્લોક ઉપરથી જ સીતાએ આ ધાર્યું હોય તો मंस्यते ભવિષ્ય કાળ નહિ પણ એની જગ્યાએ સમસ્ત ભૂ કાળ હોવો જોઇએ. તમસાની આગળની

ઉક્તિઓમાં પણ સીતા ધારે છે એ ધ્વનિ નથી. ઊલટું એ તો હંમેશ સીતાનો સ્નેહ જ વ્યક્ત કરે છે. (શ્લોક ૩-૨૩ અને તે પછીની ઉક્તિઓ) સીતા કેવળ પોતાના મનથી જ વિચારે છે કે કદાચ તમસા આવું ધારશે. વસ્તુતઃ તમસાને એવો વિચાર આવતો નથી.

૪૨-૫

नन्वकरुणे०—સીતાના સ્પર્શને લીધે રામને એમ લાગે છે કે સીતા અહીં જ છે પણ ગંગાના વરદાનને લીધે એ રામને દેખાતી નથી. તેથી રામને દુઃખ થાય છે. તેથી જ તે કહે છે કે તું ખરેખર અકરુણ છે કારણ મારી પાસે હોવા છતાં તું અદશ્ય રહે છે અને મારી સામે આવતી નથી. સીતાના સ્પર્શથી રામને તો પ્રતીતિ થઈ જ ચૂકી છે કે સીતા એની પાસે હાજર છે, છતા દેખાતી નથી એ એના આશ્ચર્યની વાત છે. રામને આટલા દુઃખી જોવા છતાં અને પાસે હોવા છતાં તે સામે આવતો નથી એ સીતાની ક્રૂરતા નહિ તો બીજું શું ? " નનુ અનુનય અથવા આક્ષેપ (તિરસ્કાર) એમ બે રીતે લેવાય. 'અનુનય' અર્થમાં લેતાં એમ અર્થ થાય કે ઓ વૈદેહી ! તું સાચે જ અકરુણ છે. તું કયાં છે? હું તને વિનંતી કરું છું કે તું મારી સામે આવ. અથવા આક્ષેપ અર્થ લેતાં એમ અર્થ થાય કે ઓ વૈદેહી તું કેટલી ક્રૂર છે ? તું માગથી અદષ્ટ રહે એ કેટલું ક્રૂર છે ?" (વાંચો 'રાય' પૃ ૧૧૧-૧૧૨)

૪૨-૯

अयि आर्यपुत्र विप्रतीपमिवैतत्०-તે કહેવા માગે છે કે તમે તો ઊલટું કહો છો. ખરી રીતે કોણે કોનો ત્યાગ કર્યો છે તે વિચારો. તમે મારો કર્યો છે. મેં તમારો કર્યો નથા. છતા તમે કહો છો કે તેં મારો ત્યાગ કર્યો છે. તેથી જ તમે કહો છો તે સત્ય હકીકતથી વિરુદ્ધ છે.

૪૨-૧૦

स्वेनैव लोकोत्तरेण०-વાસન્તી રામને સાચી વસ્તુ સ્થિતિનું ભાન કરાવે છે કે તમે જે સીતા તમારી પાસે છે એમ માનો છો તે સત્ય નથી. અહીં મારી વ્હાલી સખી કયાંથી હોય ? તમે દુઃખની પરાકાષ્ટાએ પહોંચી ગયા છો તેથી આ તમારો ભ્રમ છે. તમારા લોકોત્તર ધૈર્ય વડે તમારે પોતે જ તમારા ઉપર કાબૂ મેળવવાનો રહે છે

પાઠફેર —अतिभूमिगतविप्रलम्भम् ( आत्मानम् )-अतिभूमिं गतः विप्रलम्भः यस्य-જેનો શોક પરાકાષ્ઠાએ પહોંચ્યો છે તેવા.

૪૨-૧૨, ૧૩, ૧૪

**व्यक्तं नास्त्येव०**-હવે રામને ખાતરી થઈ છે કે સીતા અહીં નથી. નહિ તો એમ કેમ બને કે વાસન્તી પણ તેને ન જુએ! એમ માનો કે સીતાને રામના વર્તનથી માઠું લાગ્યું હોય તેથી કદાચ તે રામથી દૂર રહે પણ વાસન્તી તો એને જોઈ જ શકે. પણ આ તો વાસન્તી પણ તેને જોઈ શકતી નથી તેથી તેને હવે ખાતરી થાય છે કે નક્કી સીતા અહીં નથી.

**अपि खलु स्वप्न०**-પરંતુ હજી હમણાં જ અનુભવેલા સીતાના સ્પર્શને રામ મિથ્યા કઈ રીતે માને? એણે સીતાનો સ્પર્શ અનુભવ્યો હતો એ ચોક્કસ. તો શું એ સ્વપ્ન હશે? પણ હું ઊંઘ્યો નથી એ એટલું જ સત્ય છે. રામને વળી નિદ્રા કેવી? અતિશય દુઃખને લીધે રામને નિદ્રા આવતી જ નથી. અને સ્વપ્ન તો ઊંઘમાં જ આવે તેથી મેં જોયું તે સ્વપ્ન તો નહોતું જ.

**सर्वथा स एवैष०**—સીતાનો સ્પર્શ અનુભવ્યો એ ચોક્કસ છતાં સીતા નથી એ પણ એટલું જ સત્ય છે. એ સ્વપ્ન નહોતું એ પણ એક હકીકત છે કારણ દુઃખી રામને નિદ્રા કેવી? છતાં સીતાનો સાક્ષાત સ્પર્શ એણે અનુભવ્યો. તો પછી એ શું હશે? હવે રામને ખાતરી થાય છે કે નક્કી એ રામનો ભ્રમ છે તે કહે છેઃ-સીતાના વિયોગદુઃખથી વારંવાર મને સીતાના વિચાર આવતા હશે. વારવાર હું કાલ્પનિક રીતે સીતાનો સમાગમ વિચારતો હોઈશ. તેથી જ મને 'જાનકી ફરીથી પ્રાપ્ત થઈ' એ ભ્રમ થયો હશે. મનથી કલ્પેલી આ વચનાથી જ હું છેતરાયો છું. એ વંચના જ વારવાર સીતાને નીમે છે. અને તેનો સમાગમ સાધીને મને છેતરે છે બાકી વાસ્તવમાં સીતા અહીં હાજર નથી એ ચોક્કસ

વાંચો "વિપ્રલંભ એટલે છેતરવું, તે-છેતરપીંડી; સીતાના વિયોગથી દુઃખ થાય છે, ને સીતા આવી ન આવી એવો ભ્રમ થાય છે ને હું છેતરાઉં છું." [ મ. ન. દ્વિવેદી-કૃત ઉ. ચ. ટિપ્પણ પૃ. ૧૪૦ ]

વાચ્યો વીર૦–મમ वासन्त्याश्चानुपलम्भात् निद्राया अभावेन स्वप्नानुपपत्तेश्च सर्वप्रकारेणापि सीतास्पर्शनं भ्रमरूपमिति भावः ।

अनेकशार०–अनेकशारं परिकल्पना, तया निर्मितः-અનેકવાર વિચાર કરવાને લીધે ઉદ્ભવેલો. भगवान् કાં તો કટાક્ષ યુક્ત રીતે લેવાય અથવા તો 'મહા પ્રભાવવાળો' એમ અર્થ પણ થાય. વાચ્યો ક્ષીરસ્વામી-ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः । वैराग्यस्याथ मोक्षस्य षण्णां भग इतीरणा ।, वीर०–भगवानित्यनतिलङ्घनीयत्वप्रयुक्तपूज्यताख्यापनार्थम् ॥

सर्वथा શબ્દની અગત્ય બતાવતાં 'રાય' લખે છે કે હવે રામને ખાતરી થાય છે કે પોતે સીતાને સદાને માટે ગુમાવી છે.

૪૨-૧૫

मयैव दारुणया०–સીતા બધો દોષ પોતાના ઉપર જ ઓઢી લે છે. રામને સ્પર્શીને એણે પોતે જ રામને એવો ભ્રમ ઉત્પન્ન કર્યો હતો કે સીતા એમની પાસે છે અને પછી તેણે હાથ ખેંચી લીધો. આથી સીતા માને છે કે દારુણ એવી એણે પોતે જ રામને છેતર્યાં હતા, નહિ કે રામના મનઃકલ્પિત ભ્રમે

શ્લોક ૪૩

અન્વય—अयं जटायुषा विघटितः पौलस्त्यस्य कार्ष्णायसः रथः । एते च ते पुरतः कङ्कालशेषाः पिशाचवदनाः खराः । इतः खड्गच्छिन्नजटायुपक्षतिः अरिः ज्वलन्तीं सीता वहन् अन्तर्वाकुल विद्युत् अम्बुद इव द्याम् अभिउदस्थात् ॥ (શાર્દૂલવિક્રીડિત)

पौलस्त्यस्य—બ્રહ્માનો પુત્ર પુલસ્ત્ય હતો અને તે સપ્તર્ષિઓમાંનો એક હતો. એનો પુત્ર વિશ્રવસ હતો. તેને રાવણ, કુમ્ભકર્ણ અને વિભીષણ એમ ત્રણ પુત્રો હતા. पुलस्त्यस्य गोत्रापत्यं पुमान् इति.

जटायुषा-અહીં जटायुम् શબ્દ છે. ત્રીજી લીટીમાં जटायु શબ્દ છે.

कार्ष्णायस.—कृष्णं अयः, तस्मात् निर्मितः आयः—લોઢું. एते चैते ने

જટાયુની હકીકત માટે જુઓ અંક ૧ નું ટિપ્પણ. જટાયુ અ રાવણના યુદ્ધ માટે વાંચો અરણ્યકાંડ ૫૦-૫૧. અહીં ભવભૂતિ રામાયણ અનુસરે છે. ( જુઓ આ પુસ્તકની પ્રસ્તાવના )

૪૩-૨

**आर्यपुत्र तातो व्यापाद्यते०**-જટાયુ અને રાવણનો પ્રસંગ જ્યાં બન્યો ત્યારે એવો ભીષણ હતો કે એના ઉલ્લેખ માત્રથી સીતા તદ્દ ભાન ભૂલી જાય છે કે પોતે કયાં છે અને ઘડીભર તો એને એમ લા છે કે એ વખતે જાણે એ જ બનાવ બની રહ્યો છે. એક ક્ષણ તો એ એમ જ થઈ જાય છે કે જાણે તાત જટાયુને મારી નાખીને રાવણ એ હરી જાય છે. ભૂતકાળના પ્રસંગો જાણે એ જ વખતે બનતા હોય એ સીતાને લાગે છે.

૪૩-૩

**आः पाप०**-વાસન્તીના શબ્દોથી રામને પણ ઘડીભર એમ જ છે કે એ પ્રસંગ જાણે અત્યારે જ પોતાની સમક્ષ બની રહ્યો છે. વાસન્તીને લાગે છે કે રામના શોકની પરાકાષ્ટા આવી ગઈ છે. એને છે કે જો હવે એ રામનું ધ્યાન બીજે કેન્દ્રિત નહિ કરે તો એના ગયેલા દુઃખથી રામના જીવનને જરૂર કંઈક નુકસાન થશે અને તે માટે પોતે જવાબદાર ગણાશે. આથી સીતા અને રામના વનવાસ દરમિયાન પ્રસંગો અને સ્થળોનો ઉલ્લેખ કરવો તે છોડી દે છે અને હવે તે ગા અને જટાયુના યુદ્ધ પ્રસંગનો ઉલ્લેખ કરી રામને શોકસાગરમાંથી બહ લાવવા માગે છે. આ રીતે વિષય બદલાવાથી સીતા પણ કંઈક ર અનુભવે છે.

કોઈ પણ પાત્રને આ રીતે વીરરસના આલંબનથી કરુણમાંથી બ લાવવામાં આવે છે. પહેલા અંકને અંતે પણ 'લવણ' રાક્ષસના ઉલ્લેખ રામને કરુણમાંથી બહાર લાવવામાં આવે છે. શાકુન્તલમાં પણ 'માઢ ની 'બચાવો' 'બચાવો' એ બૂમો દુષ્યન્તને શોકસાગરમાંથી બહાર લાવે અને તેને લડાઈ માટે તૈયાર કરે છે.

'રાય' વગેરે પ્રલાપ એટલે વિલાપ અર્થ લે છે. રામ કહેવા માગે છે કે પોતે જે વિલાપ કરી રહ્યા છે તે યોગ્ય છે અને તે કેમ યથાર્થ છે તેનાં કારણો તેની નીચેના શ્લોકમાં આપે છે. પહેલાંના વિયોગમાં અને અત્યારના વિયોગમાં ફેર છે. તેથી અત્યારનો વિલાપ યોગ્ય છે.

'વિદ્યાસાગર' 'રાય' શ્રી 'બેલવલકર' વગેરે આ પાઠ રાખે છે. 'ગા' સારી રીતે સમજાવે છે છતાં વાસન્તીની આગલી ઉક્તિના અનુસંધાને પહેલો પાઠ સારો લાગે છે. તેથી અમે તે રાખ્યો છે. શ્રી 'કાણે' પણ માને છે કે આ મૂળ આજ્ઞ તેનો પાઠ નહિ હોય. 'કાળે' પણ આ પાઠ રાખતા નથી

## શ્લોક ४४

અન્વય—उपायानां भावात् अविरलविनोदव्यतिकरैः वीराणां विन जगति जनिताद्भुतरसः मुग्धाक्ष्याः स वियोगः रिपुघातावधिः अभूत् खलु। तु निरवधिः अप्रतिविधः (वियोगः) कथं तूष्णीं सह्यः । (શિખરિણી)

भावात्–અસ્તિત્વથી.

अविरल०-अविरताः (અવિચ્છિન્ન) विनोदव्यतिकराः (વિનોદના પ્રસંગો) येषु (જેમાં છે તેવાં) અથવા व्यतिकर એટલે 'સંબંધ' અર્થ પણ લેવાય. अविरतविनोदव्यतिकरः પાઠફેર છે. એ રીતે લેતાં તે વિયોગનું વિશેષણ થાય

जनिता०-जनित: अत्यद्भुतरसः यस्मिन् અથવા येन જેણે (જગતમાં) અત્યંત અદ્ભુત રસ ઉત્પન્ન કર્યો છે તેવાં.

रिपुघाता॰धिः-रिपुघातः (શત્રુઓનો વધ) अवधिः यस्य (જેનો અંત છે તેવો)

अप्रतिविधः ને બદલે प्रविलयः (પ્રલય) પાઠફેર છે પણ એ પાઠ સારો નથી કારણ એ રીતે લેતાં છેલ્લી લીટીમાં વિરોધ બતાવવા 'વિયોગ' શબ્દ આવે નહિ. निरवधिरिदानीं तु विरहः-પાઠ પણ છે.

રામ નીચે પ્રમાણે બે વિયોગનો ફેર બતાવે છે-

| પહેલાંનો વિયોગ | અત્યારનો વિયોગ |
| --- | --- |
| (૧) એ વિયોગ નિવારવાના ઉપાયો હતા. | (૧) સીતાનું અસ્તિત્વ જ નથી તેથી કોઈ પણ ઉપાય કામ લાગે નહિ. |
| (૨) એ વિયોગ સહ્ય હતો. કારણ એમાં સીતાને પાછી મેળવવા માટે થતાં વીરોનાં પરાક્રમને લીધે એક પ્રકારનો વિનોદ રહેતો. | (૨) કોઈ વિનોદને સ્થાન નથી કેવળ ધીરજ થી એને સહન કરવા સિવાય બીજો કોઈ ઉપાય નથી. |
| (૩) કોઈ પણ દિવસે શત્રુ મરશે અને આ વિયોગનો અંત આવશે એવી આશા હતી. | (૩) આ વિયોગનો અંત આવશે એવી કોઈ આશા નથી કારણ સીતાને બધા મૃત્યુ પામેલી માને છે. |

આમ અહીં બન્ને વિયોગની સરખામણી કરી પહેલા વિયોગને બીજા વિયોગ કરતાં ચઢિયાતો બતાવ્યો છે તેથી **વ્યતિરેક અલંકાર** છે.

૪૪-૧

**निरवधिरिति द्वा हतास्मि०**—રામ કહેવા માગે છે કે સીતા મૃત્યુ પામી હોવાથી આ વિયોગનો પોતે પ્રચ્છે તો પણ અંત આવે એમ નથી જ્યારે સીતા માને છે કે રામે એને કદી ફરીથી ન સ્વીકારવાનો નિશ્ચય કર્યો છે અને તેથી તે નિરવધિ શબ્દ વાપરે છે. સીતાને ઊંડે ઊંડે આશા હતી કે રામ કોઈક વખત તો એનો ફરીથી સ્વીકાર કરશે જ. પણ રામના આ શબ્દોથી એને ભારે ઘા લાગ્યો છે કારણ એની રહી સહી આશા પણ તૂટી પડી છે.

શ્લોક ૪૫

**અન્વય**—मे प्रिये, सौमित्रेरपि पत्रिणाम् विषये क्व तत्र अस्ति यत्र मे कपीन्द्रसख्यमपि व्यर्थं, हरीणां वीर्यं, जाम्बवतः प्रज्ञा अपि दशा, वायोः पुत्रस्य अपि यत्र न गतिः, यत्र विश्वकर्मतनयः नलः अपि मार्गं कर्तुं न क्षमः।
**(શાર્દૂલવિક્રીડિત)**

**કપીન્દ્ર**—સુગ્રીવ. તે રામનો મિત્ર હતો. તેણે આપી વાનરોની સેના

એકઠી કરી હતી. તેમની મૈત્રી માટે વાંચો કિષ્કિન્ધાકાંડ ततोऽग्निं दीप्यमानं तौ चक्रतुश्च प्रदक्षिणम् ॥ सुग्रीवो राघवश्चैव वयस्यत्वमुपागतौ ॥

जाम्बवत्–કહે છે કે તે રીંછોનો વડો હતો. પણ રામાયણ કહે છે તે પ્રમાણે તે વાનર હતો. વાંચો કિષ્કિન્ધાકાણ્ડ–जाम्बवान् वानरश्रेष्ठः सह सर्वैः प्लवङ्गमैः । भूतलात् सहसोत्थाय गृध्रराजानमब्रवीत् ॥ તેણે રામને ઘણી મદદ કરી હતી. સમુદ્ર ઓળંગવા માટે તેણે જ હનૂમાનને તૈયાર કર્યો હતો. ઇન્દ્રજિતની શક્તિથી જ્યારે રામ, લક્ષ્મણ અને સમગ્ર સૈન્ય મૂર્છિત થઈ ગયું હતું ત્યારે તેણે જ હનૂમાનને હિમાલય ઉપરથી ઘા રૂઝવનારી ઔષધિ લઇ આવવા સૂચના આપી હતી જાંબુવાન્ ખૂબ જ બુદ્ધિશાળી હતો. સીતાની શોધ માટે સમુદ્ર ઓળંગી લંકા જવામાં હનૂમાનને ઉત્સાહિત કરનાર એ જ હતો.

વાયુપુત્ર–હનૂમાન વાયુ સદ્દશમાં સૂક્ષ્મ સ્થળે પણ ગતિ કરી શકે છે. સીતા અત્યારે એવે સ્થળે ગઇ છે કે જ્યાં વાયુપુત્રની પણ ગતિ નથી. હનૂમાનની મહત્તા માટે વાંચો યુદ્ધકાંડ–अस्मिञ्जीवति वीरे तु हतमप्यहतं बलम् । हनूमत्युज्झितप्राणे जीवन्तोऽपि मृता वयम् ॥ धरते मारुतिस्तात मारुतप्रतिमो यदि । वैश्वानरसमो वीर्ये जीविताशा ततो भवेत् ॥

नल:–તે વાનરશ્રેષ્ઠ હતો. તેણે જ સેતુ બાંધ્યો હતો અને તે ઉપર થઈને વાનર સૈન્ય લંકા પહોંચ્યું હતું. વાંચો યુદ્ધકાણ્ડ સર્ગ ૨૨–अयं सौम्य नलो नाम तनयो विश्वकर्मण । पित्रा दत्तवरः श्रीमान् प्रीतिमान् विश्वकर्मणः ॥ एष सेतुं महोत्साहः करोतुमयि वानरः । तमहं धारयिष्यामि यथा ह्येष पिता तथा ॥

सौमित्रि—લક્ષ્મણ. તે રામનો ભાઈ હતો તેથી એનો સહજ મિત્ર હતો. એનાં બાહુને પ્રતાપે જ રામને રાવણના પુત્ર ઇન્દ્રજિત ઉપર વિજય મળ્યો હતો.

અહીં વાંચો 'રાઘ'ની ટીકા–"આમ સહજમિત્ર (લક્ષ્મણ), કૃત્રિમમિત્ર (સુગ્રીવ), વિશાળ સૈન્ય, સારો સેનાપતિ (સુગ્રીવ) સારા સલાહકારો (જાંબુવાન, વિભીષણ વગેરે) અને બીજા અસંખ્ય વીર સૈનિકો (હનૂમાન, અંગદ વગેરે) ની મદદથી (उपायानां भावात्) રામ પહેલાં વિયોગ ઉપર વિજય મેળવી શક્યા."

જેની મૈત્રીથી પહેલાં સીતાને પાછી લાવી શકયા હતા તે સુગ્રીવની સહાય પણ હાલ સીતાને પાછી લાવવામાં કામયાબ નીવડી શકે તેમ નથી. જે વાનર સૈન્યે રાક્ષસોનો સંહાર કર્યો હતો તે પણ સીતાને આજે પાછી લાવી શકે એમ નથી જેની પ્રેરણાથી લંકા જીતીને સીતાને લઇ આવ્યા તે જામ્બવાનની બુદ્ધિ પણ આજે કંઈ કરી શકે તેમ નથી. વાયુપુત્ર હનૂમાનની પણ જ્યાં ગતિ નથી, જ્યાં વિશ્વકર્માનો પુત્ર નલ પણ રસ્તો કરી શકે તેમ નથી અને જ્યાં સૌમિત્રિનાં શર પણ પહોંચવા અસમર્થ છે એવા તે કેવા સ્થળે તું વસી છે ? તું એવી તે કયાં છે કે જ્યાં મારા ભાઈ મિત્ર, અને સહાયકો આટલા શૂરવીર અને પરાક્રમી હોવા છતાં પહોંચી શકતા નથી, અને તને પાછી લાવવામાં સહાય કરી શકતા નથી.

આમ બંને નજીક છે છતાં એકબીજાને મળી શકતાં નથી એ જ આ પ્રસંગની કરુણાત્મકતા છે. રામના મનના ઊંડા ઊંડા ભાવ અહીં વરતાય છે. રામ જાણે છે કે સીતા જીવતી નહિ જ હોય અને અત્યારે સીતાને પાછી લાવવાનો આમાંનો એક પણ ઉપાય કામયાબ નીવડવાનો નથી. છતાં એને ઊંડે ઊંડે જાણે એવી આશા છે કે કદાપિ સીતા જીવતી હોય તો ! કદાચ તેને મેળવવા માટે કોઈ ઉપાય કામ લાગે તો ! સીતા કયાંક મળે કયારેક મળે અને આ નિરવધિ વિયોગનો અંત આવે તો કેવું સારું !

૪૫-૧

**बहुमानितास्मि**—રામે બતાવેલાં કારણોથી (उपायाना भावात्) હવે સીતાને પણ માનવું પડે છે કે પહેલાંનો વિયોગ વધારે સારો હતો એટલું જ નહિ પણ સીતા પોતે પણ હવે બંને વિયોગ સરખાવીને એટલું તો કહી જ શકે છે કે પ્રથમનો વિયોગ વધારે સારો હતો કારણ એ વખતે તો તેને ઊંડી ઊંડી આશા હતી કે રામ કોઈક દિવસ પણ આવશે અને શત્રુને મારીને એને છોડાવી જશે. પણ આજે તો રામને મુખે જ તેણે સાંભળ્યું કે આ બીજો વિયોગ તો અવધિ વગરનો છે. રામને મુખેથી જ એ સાંભળે છે કે આ વિયોગનો કદી અંત આવશે નહિ કારણ રામે તેનો સદાને માટે ત્યાગ કર્યો છે આમ રામના શબ્દોથી સીતાને માનવું પડયું છે કે પહેલાંનો વિરહ વધારે સારો હતો.

विरहम् ને બદલે विरहे પાઠ્ફેર લેતાં નીચે મુજબ અર્થ થાય કે 'પહેલાંના વિરહમાં રામ મને વધારે માન આપતા' પ્રથમ વિરહ વખતે સીતાને પાછી મેળવવા રામે ઘણા પ્રયત્ન કર્યાં હતા. એ વખતે ઘણી શૂરવીર અને બુદ્ધિશાળી વ્યક્તિઓની રામને મદદ મળી હતી તેથી સીતાને તે વખતે બહુ માન મળ્યું હતું. જ્યારે અત્યારે એને કલંકને કારણે ત્યજી હોવાથી એને મેળવવાનો કોઈ પણ યત્ન થયો નથી. અરે, એને માટે પાછું વાળીને જોવામાં પણ નથી આવ્યું. પણ એ ઉપરના શ્લોકના ભાવથી વિરુદ્ધ જાય છે

४५-२

किमचिरं०—આખા અંકની કરુણાત્મકતાનો અહીં ખ્યાલ આવે છે. રામ અને વાસન્તીની આખી મુલાકાત દરમિયાન વાસન્તીએ રડયા જ કર્યું છે. સીતા વગરના રામને મળતાં વાસન્તીને કેટલું દુઃખ થયું હશે તેનો અહીં ખ્યાલ આવે છે.

४५-६,७

वर्षवर्धन०—वर्षस्य वर्धनं, तस्य मङ्गलानि-દરેક વર્ષાંતે આયુષ્યની વૃદ્ધિ માટે કરવામાં આવતી વિધિ પૂર્વકની ક્રિયા. વાંચો. वीर०-द्वादशवर्षपूर्तिमङ्गलानि देवतापूजादीनि शुभानि ।

४५-१०

अस्ति चेदानीमश्व०—પોતે અહીં કેમ આવ્યા છે તેનું કારણ અહીં આપે છે કે એમણે અશ્વમેધ યજ્ઞ શરૂ કર્યો છે અને એની અશ્વરક્ષા જ એમને શમ્બૂકનો વધ કરવા આવવું પડયું છે.

પરંતુ આ બાબત તો કવિ સીધી રીતે સ્પષ્ટ શબ્દોમાં કહી શક્યા હોત અહીં सहधर्मचारिणी શબ્દનો ખાસ પ્રયોગ થયો છે. આ અંકનો ખાસ ઉદ્દેશ એ છે કે સીતાના મનમાંથી પરિત્યાગનું શલ્ય સમૂળું દૂર થાય અને એને રામના એવાને એવા સ્થિર પ્રેમની પ્રતીતિ થાય. સીતાને વારંવાર આ અંકમાં રામના સ્થિર પ્રેમની પ્રતીતિ કરાવવામાં આવી છે છતાં હજી હમણાં જ બોલાયેલા निरपत्रप શબ્દ ઉપરથી સીતાને લાગે છે

કે રામ એને કદી સ્વીકારવાના નથી. સીતાને થયેલો ઘા જેવો તેવો નથી તેથી હવે પછી એક એવી હકીકત આપી છે કે જેથી સીતાનું શલ્ય જડમૂળથી ઉખડી જાય. રામે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો છે એમ સાંભળતાં તો સીતાના હોશકોશ જ ઊડી ગયા છે. અશ્વમેધ યજ્ઞ પત્ની વગર થઈ શકે નહિ. પોતાનો તો રામે ત્યાગ કર્યો છે તેથી નક્કી રામે બીજું લગ્ન કર્યું હશે એમ સીતાને ખાતરી થાય છે. રામને અશ્વમેધમાં સહધર્મચારિણી છે એમ સાંભળતાં તરત જ સીતા અધવચ બોલી ઊઠે છે કે એ કોણ છે? એ સહધર્મચારિણી બીજી કોઈ નથી પણ સીતાની જ સુવર્ણ પ્રતિમા છે એ કથન સીતાને રામના સ્થિર પ્રેમની પ્રતીતિ કરાવવા જ કવિ ખાસ પ્રયોજે છે.

૪૫-૧૪-૧૫

**आर्यपुत्र इदानीमसि त्वम्। अहो उत्खातमिदानीं मे परित्याग०**—અશ્વમેધ યજ્ઞમાં સીતાની સહધર્મચારિણી છે એ શબ્દો રામને મુખે સાંભળતાં સીતા ઉપર વજ્ર તૂટી પડે છે. એ માની લે છે કે નક્કી રામે બીજાં લગ્ન કર્યાં હશે. પોતે રામનો પ્રેમ ગુમાવ્યો છે એની એને ખાતરી થાય છે. એને સખત આઘાત લાગે છે. પણ જ્યારે તે સાંભળે છે કે એ સહધર્મચારિણી બીજી કોઈ નહિ પણ સીતાની જ સુવર્ણ પ્રતિમા છે ત્યારે રામના સ્થિર પ્રેમની સીતાને ખાતરી થાય છે. હવે એને એના પરિત્યાગનું દુઃખ રહેતું નથી. તત્ક્ષણ તે કહે છે. "હવે તમે આર્યપુત્ર સાચા અર્થાત્ હવે તમે સાચા 'પતિ' (આર્યપુત્ર) છો."

પરિત્યાગ ભલે સકારણ હોય કે નિષ્કારણ છતાં એનાથી સીતાને ઘણો જ આઘાત લાગ્યો હતો. એટલું જ નહિ પણ એનાથી એને ભારે અપમાન પણ લાગ્યું હતું કારણ કે એના ચારિત્ર્ય ઉપર શંકા કરીને એ ત્યાગ થયો હતો. આથી એને લાજી મરવા વારો આવ્યો હતો. આમ સીતાને બેવડો ઘા સહેવાનો હતો—એક તો વિયોગનો અને બીજો એના ચારિત્ર્ય ઉપરની શંકાનો. આજ સુધી એને મનમાં ઊંડે ઊંડે એમ થતું હશે કે રામે કેવળ લોકોના સંતોષ ખાતર જ એનો ત્યાગ કર્યો હશે. એમનો સ્થિર પ્રેમ પણ તેણે ગુમાવ્યો હશે એ સીતાની કલ્પનામાં પણ નહિ હોય પણ સહધર્મચારિણીની વાત સાંભળી સીતાને ખાતરી થાય છે કે રામે લોકોની વાત સાચી જ માની હશે અને તેમને પોતાને પણ સીતાના ચારિત્ર્ય વિશે શંકા હશે પરંતુ—

રામના (हिरण्मयी सीताप्रतिकृति) એ શબ્દોથી સીતાના હૃદયનું આ શલ્ય સમૂળું ઊખડી જાય છે. કારણ એથી સીતાને ખાતરી થાય છે કે ભલે એક રાજા તરીકે તેમણે લોકોની વાત માની એનો ત્યાગ કર્યો પણ પતિ તરીકે એને એના ઉપર સહેજ પણ શંકા નથી, પરિત્યાગ સકારણ હોય કે અકારણ હોય એ પ્રશ્ન હવે અસ્થાને છે. રામને સીતા ઉપર એવોને એવો જ સ્થિર પ્રેમ છે. રામને હજી પણ મારા ઉપર એટલો જ સ્નેહ છે કે તે બીજી પત્ની ન પરણતાં અશ્વમેધ યજ્ઞમાં પણ મારી જ સુવર્ણ પ્રતિમા રાખે છે. એમના સ્થિર પ્રેમની આથી વધારે પ્રતીતિ બીજી કઈ હોઈ શકે ?

આમ હવે સીતા માનસિક રીતે સંપૂર્ણ સુમેળ સાધે છે. એના મનમાંથી પરિત્યાગના અપમાનનું શલ્ય હવે સમૂળું ઊખડી ગયું છે. પરિત્યાગને લીધે એને માથે જે આળ ચડ્યું હતુ તેનાથી સીતાને પોતાને શરમાવાનો વારો આવ્યો હતો. આજે એ લજ્જા રૂપી શલ્ય સમૂળું નષ્ટ થયું છે કારણ પોતાના પતિનો વિશ્વાસ અને પ્રેમ એણે ગુમાવ્યા નથી. અને આની એના સ્વામીના શબ્દોએ જ પ્રતીતિ કરાવી છે. પોતાને અકારણ દુઃખી કરવા બદલ રામે ઠીક ઠીક તપ કર્યું છે. તેથી સીતાને સંતોષ છે. આમ પોતાની વિશુદ્ધિની આ પ્રતીતિ પોતાની સખી તમસા અને વાસન્તીની સમક્ષ થઈ છે એ સીતાને મોટો સંતોષ છે સીતાને ઊંડે ઊંડે જે કારી ઘા લાગ્યો હતો તે આજે સાવ રૂઝાઇ ગયો છે. આમ આ અંકને અંતે સીતાનું માનસિક પરિવર્તન થાય છે અને એને પક્ષે તો સંપૂર્ણ સુમેળ સધાઈ જાય છે જ.

૪૫-૧૬

तत्रापि तावद्बाष्प०- અકારણ પરિત્યાગનું જે દુઃખ સીતાના હૃદયમાંથી જતું ન હોતું તે દૂર કરવાનો ત્રીજા અંકનો ઉદ્દેશ છે. આ હેતુ અહીં સધાઈ જાય છે. રામ કહે છે-'અહીં ચિરપરિચિત સ્થળો જોતાં મને શાંતિ મળે છે ખરી પરંતુ એ મીઠી યાદે મારી આંખોમાંથી આંસુ વહેવા માંડે છે. એ જોઇ તું પણ રડયા કરે એ મારાથી જોયું જતું નથી તેથી હવે તો મારી રાજધાનીમાં જવાની મને રજા આપ. ત્યાં સંતાની સુવર્ણ પ્રતિમા જોઇને હું મળશે એટલી શાંતિ મેળવીશ. આ દુઃખ હવે મને જ સહન કરવા દે' (રાય).

શ્લોક ૪૬

અન્વય-(यस्यास्तव) मर्मच्छेदपरैर्यत्नैः तृष्णादीर्घस्य दयिते प्रत्युप्तस्येव चक्षुषः आकर्षः न समाप्यते । (અનુષ્ટુભ)

मर्मच्छेद०-मर्मच्छेदकारिणः (मर्मच्छेदे प्रवृत्तैः) મર્મછેદમાં પ્રવૃત્ત तृष्णा०-तृष्णया दीर्घस्य प्रत्युप्त-જડાયેલાં

તમસાના કહેતાંની સાથે જ સીતા એની સાથે તરત જઇ શકતી નથી કારણ સીતાનાં નેત્રો રામ ઉપર મંડાયાં હતાં. એ નેત્રો રામ ઉપર કેવળ મંડાયાં નહોતાં પણ એનાં નયનો રામ ઉપર જડાઇ જ ગયાં હતાં. એ એટલે ઊંડે ખૂંપી ગયા હતાં કે સાધારણ પ્રયત્નોથી એ દૃષ્ટિ પાછી ખેંચી લેવાનું બને એમ નહોતું. છતાં તમસાએ જવાનું કહ્યું ત્યારે સીતાએ એ આંખો રામ ઉપરથી પાછી ખેંચી લેવા ઘણા પ્રયત્નો કર્યા. અને એ પ્રયત્નો જેવા તેવા નહોતા મર્મચ્છેદ કરે એવા ભારે અને ભયંકર એ યત્નો હતા. છતાં એના મોટા પ્રયત્નથી પણ એના પ્રિયતમ ઉપર જડાયેલાં 'નેત્રો'ને એ પાછાં ન ખેંચી શકી. તમસા કહે છે કે આવા હૃદયને ભેદી નાખે એવા પ્રયત્નથી પણ તું જયારે તારા સ્વામી ઉપર ગાંડેલી દૃષ્ટિ પાછી ખેંચી નથી લઈ શકતી ત્યાર આપણું જવાનું બની જ કેમ શકે? અર્થાત્ "તારી આંખો તો તારા સ્વામીના શરીરમાં ઊંડી ખૂંપી ગઈ છે. પહેલાં એ દૃષ્ટિ પાછી ખેંચી લે ત્યાર પછી જ આપણે જઇ શકીશું. તું એ આંખો પાછી ખેંચી લેવા મર્મછેદક પ્રયત્ન કરે છે તો ખરી પણ એ નિષ્ફળ જ નીવડે છે. તું જઇ શકવાની જ નથી કારણ તારાં નેત્રો દ્વારા તું તારા સ્વામી સાથે બંધાઈ ગઈ છે. વિયોગનો વિચાર જ તને સતાવે છે તો તું શી રીતે જઈ શકીશ?" (વાંચો 'રાય' પૃ ૧૨૭) વાંચો અ. ન. દ્વિવેદીની ટીકા-(ઉ. ચ. પૃ. ૧૪૨)

"પતિ રામને-જોવાની અતિશય તૃષ્ણાથીવિસ્તાર પામી દીર્ઘ થયેલાં તારાં ચક્ષુ તે જાણે તારા નાથમાં રોપાઈ જ ગયાં છે-ચોટી જ ગયાં છે; જે હજુએ એ જનારા થયા, ને આપણે પણ જનારાં થયાં તોયે-તું તારા હૃદયના હીરને કાપી નાંખે એવાં પાછાં તાણી લેવાના યત્ન કરે છે તથાપિ પણ ઉખડતાં નથી. એવા તારા નાથને જોવામાં ગરક થઇ ગયેલી તું 'ચાલો' એમ કહે છે, પણ શી રીતે આવનારી છે!"

पाठहेर-गर्भच्छेदोपमैर्यत्नै सन्निकर्षो निरुध्यते-'મર્મછેદ જેવા યત્નોથી (જેની આંખોનો) સંનિકર્ષ રોકવામાં આવે છે.' આ પાઠ પ્રમાણે તમસાનો આશય આ છે-'તે તારી આંખો રામમાં કેન્દ્રિત કરી છે. એ તૃષ્ણા દીર્ઘ નેત્ર ખસેડી લેવા તો એવા સખત પ્રયત્ન જોઈએ કે જે ગર્ભછેદક પીડા કરે અર્થાત્ એવા સખત પ્રયત્નથી જ તારી દૃષ્ટિ ખસી શકે.'

પહેલો પાઠ વધારે ભાવમય છે અને લગભગ બધી જૂની નવી આવૃત્તિઓ એ પાઠ જ રાખે છે.

૪૬-૨

अपूर्व०-अपूर्वपुण्येन (અપૂર્વ પુણ્યથી) जनित दर्शन ययो (જેનું દર્શન થયું છે તેવા) सुकृतपुण्यजनदर्शनीयाभ्याम् પાઠ પણ છે. વાંચો वीर०-सुकृतपुण्याश्च ते जनाश्चेति विग्रहे कर्मधारय । तथाविधै दर्शनीयाभ्यां सेवितुं शक्याभ्याम् । न तु मादृशापापजनदर्शनार्हाभ्यामित्यर्थ ।

૪૬-૪

**क्वचिचिरं वा०**-પૂર્ણિમાને દિવસે વાદળાંથી ઘેરાયેલા ચન્દ્રમાને તે કેટલી વાર જોઇ શકાય? તે કહેવા માગે છે કે જ્યારે આકાશમાં વાદળા હોય ત્યારે ચન્દ્રમા થોડી થોડી વારે જ દેખાય અને તે પણ થોડા સમય માટે જ. અર્થાત્ તે કહેવા માગે છે કે ભલે રામનું દર્શન થોડા સમય માટે થયું તો પણ તે એ બદલ પોતાની જાતને ભાગ્યશાળી માને છે. સારા ભાગ્યને લીધે જ સીતાને એના સ્વામીનું થોડા વખત માટે પણ દર્શન થયું છે એનાથી એને સંતોષ માનવાનો જ છે.

૪૬-૬

**अहो संविधानकम्**—અહો ! કેવી રચના ! 'એક જ ઉદ્દેશ તરફ લઈ જતી પ્રસંગોની વિવિધ રચના' એ અર્થમાં પણ વપરાય.

આ ત્રણ રીતે લેવાય. (૧) રામ અને સીતાના જીવનમાં કેવી આશ્ચર્ય ઉપજાવે તેવી પ્રસંગોની રચના થઈ છે ! તેમનાં લગ્ન, રાવણને લીધે થયેલો વિયોગ એ વિયોગનો અંત, સીતાનો ત્યાગ, એનું દુઃખ, રામનું દંડકામાં પુનરાગમન અને એ વખતનો એમનો વિલાપ ! કેવી ઘટના ! અહો ! રામ અને સીતાના જીવનમાં કેવો પ્રસંગ બન્યો છે કે જેથી એ બન્ને પાસે છે છતાં એકમેકને મળી શકતાં નથી ! કેવી રચના ! પ્રસંગની કેવી કરુણાત્મકતા ! રામ અને સીતા ક્યારેક કરુણ શૃંગાર કે અદ્ભુત રસ ઉપજાવે તેવા ભાવ બતાવે છે અને તેવાં કાર્યો કરે છે છતાં પણ બધા એક કરુણ રસને જ પોષે છે એમ તમસા કહેવા માગે છે. (૨) બીજું આ નાટકના વસ્તુને ઉદ્દેશીને પણ કવિએ અહીં કહ્યું છે કે પોતાના આ નાટકમાં પ્રસંગોની કેવી રચના છે ! અહીં ભવભૂતિ પણ આડકતરી રીતે પોતાની જાતનાં જ વખાણ કરે છે. (૩) અહીં ત્રીજા અંકની પોતાની પ્રસંગરચનાને ઉદ્દેશીને પણ કવિ બોલતા હોય !

નાટ્ય પ્રસંગોની રચનામાં પોતાની સર્વશ્રેષ્ઠ કુશળતાનું જ કવિ અહીં સૂચન કરે છે.

શ્લોક ૪૭

અન્વય—एक एव करुणो रसः निमित्तभेदात् भिन्नः (सन्) पृथक् पृथक् इव विवर्तान् आश्रयते, यथा अम्भः आवर्तबुद्बुदतरङ्गमयान् विकारान् (आश्रयते) । तत् समस्तम् हि सलिलमेव । (વસંતતિલકા)

રસ—કોઈ પણ કાવ્ય વાચતાં એમાં તદ્રૂપ થઈ જવાય ત્યારે જે એક પ્રકારની સુખની લાગણી થાય છે એને રસ કહે છે. રસ-'આનંદની લાગણીનો અનુભવ'--આ અનુભૂતિ કેવળ સહૃદયી જનોને જ થાય છે.

સંસ્કૃતમાં રસ આઠ પ્રકારના છે : શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર ભયાનક, બીભત્સ અને અદ્ભુત. કેટલાકના મત પ્રમાણે 'શાંત' નવમો રસ છે. આ આઠ પ્રકારના રસના આઠ સ્થાયીભાવ છે રતિ હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા અને વિસ્મય. શાંતરસનો સ્થાયીભાવ શમ છે.

'વિશ્વનાથ' રસની નીચે પ્રમાણે વ્યાખ્યા આપે છે—

विभावेनानुभावेन व्यक्तः सञ्चारिणा तथा ।
रसतामेति रत्यादिः स्थायिभावः सचेतसाम् ॥

"કોઇ પણ કૃતિમાં રહેલા 'રતિ' આદિ સ્થાયિ ભાવો 'વિભાવ', 'અનુભાવ' અને 'સંચારીભાવ' દ્વારા અભિવ્યક્ત થઇને, કોઈ પણ સહૃદયી જનમાં રસની સ્થિતિ પ્રાપ્ત કરે છે."

વિભાવ સ્થાયિભાવના કારણરૂપ હોય છે. એ વિભાવને લીધે જ સ્થાયિભાવ વ્યક્ત થાય છે અને પોષાય છે. વિભાવ બે પ્રકારના હોય છે. આલંબન વિભાવ અને ઉદ્દીપન વિભાવ. પુરુષોની બાબતમાં સ્ત્રીઓ અને સ્ત્રીઓની બાબતમાં પુરુષો આલમ્બન વિભાવ ગણાય છે કેમકે એ જ સ્થાયિભાવ 'રતિ' ઉત્પન્ન કરે છે. દંપતિના હાવભાવ ચંદ્રનો ઉદય કે વસંત ઋતુનું આગમન એ ઉદ્દીપન વિભાવ છે કારણ તે રતિનું ઉદ્દીપન કરે છે.

અનુભાવ–રતિ ઇત્યાદિ સ્થાયિભાવની જે બાહ્ય સ્થૂલ અસર જણાય તે અનુભાવ કહેવાય

अनुभावो विकारस्तु भावसंसूचनात्मकः    [ दशरूपक-४-३ ]

સ્તમ્ભ, સ્વેદ, રોમાંચ, સ્વરભંગ (અવાજ થોથવાય), ધ્રુજારી, શરીરનો રંગ બદલાય, આંખમાં આંસુ આવે, અને મૂર્છા આવે–આ આઠ સાત્વિક ભાવો પણ અનુભાવમાં આવે.

स्तम्भः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथ वेपथुः ।
वैवर्ण्यमश्रुप्रलय इत्यष्टौ सात्त्विका मताः ॥

વ્યભિચારિ (સંચારી ભાવ) સ્થાયિભાવને કે તેની અસરને મદદરૂપ બને છે. એ સ્થાયિ ન હોવાથી વ્યભિચારિ કહેવાય છે. સમુદ્રનાં મોજાંની માફક એ દેખાય છે અને નથી પણ દેખાતા નિર્વેદ, ગ્લાનિ, શંકા વગેરે વ્યભિચારિ ભાવ ગણાય છે. એના ૩૩ ભેદ છે.

विवर्त—ફેરફાર. સ્વરૂપ. આ શબ્દની નોંધ માટે જુઓ અંક ૨ ટિપ્પણ ૫–૬ અહીં પણ બીજા અંકની માફક કવિ આ શબ્દ તેના 'ખોટો આભાસ' એવા ખાસ અર્થમાં ન વાપરતાં સાધારણ અર્થમાં જ વાપરે છે. પણ એ

શાસ્ત્રીય અર્થની કવિને ખબર તો છે જ એમ ત્રીજા અંકમાં તેમણે કરેલા આ શબ્દના પ્રયોગ ઉપરથી લાગે છે.

आवर्त०—आवर्त-ભમરી बुद्बुद-બુદ્બુદ અને, तरंग મોજાં. तरंग, विकार-એકની એક વસ્તુનું બદલાયા સિવાય જુદા જુદા સ્વરૂપમાં રૂપાંતર થાય એ અર્થમાં આ શબ્દ વપરાયો છે.

हि तत् समस्तम् ને બદલે तु तत् समग्रम् પાઠફેર છે.

અહીં તમસા કહેવા માગે છે કે રામ અને સીતાના જીવન પ્રસંગોમાં કેવળ કરુણ રસ જ મુખ્ય છે. બાહ્ય સંજોગોમાં તેનો આવિર્ભાવ થતો હોવાથી તે કવચિત જુદે જુદે સ્વરૂપે ભાસે છે. કેટલીક વખત તે શૃંગાર ઉપર આધારિત હોય, તો કેટલીક વખત તે વીર રસ ઉપર પણ આધારિત હોય અર્થાત્ એ શૃંગાર, કે વીર રસ અંતે તો કરુણ રસને જ પોષતો હોય.

અહીં સુંદર ઉપમા છે. કરુણ રસને કવિ પાણી સાથે સરખાવે છે. જેમ પાણીના વમળ, પરપોટા અને તરંગ એવા વિકાર ભાસે છે, છતાં તે સર્વે છે તો પાણીનું પાણી, પાણી વગર તે સંભવી જ ન શકે તેમ રામ અને સીતાના જીવનમાં પણ કરુણ રસ જ મુખ્ય છે. બાહ્ય સંજોગોને લીધે તે પ્રસંગો કદાપિ અન્ય રૂપે ભાસ્યા હશે પણ તે ભાસ માત્ર જ. ખરી રીતે તો એ કરુણ રસ જ છે. સીધી રીતે કહીએ તો રામ અને સીતાના જીવનમાં વિવિધ પ્રસંગે શૃંગાર, વીર વગેરે રસો વ્યુત્પન્ન થતા લાગે છે પણ વસ્તુતઃ એ ભિન્ન ભિન્ન રસોનો આંતરિક પ્રવાહ તો કરુણ જ છે. આવા વિચિત્ર વૃત્તાન્ત માટે તમસા કહે છે કે અહો સંવિધાન! [ અહો રચના ! શો વૃત્તાન્ત બન્યો ! ]

શ્રી 'કાણે' ધારે છે કે અહીં વિકાર શબ્દ ઉપરથી વિવર્તનો અર્થ નક્કી કરવો યોગ્ય નથી. અંદર વસ્તુતઃ એક જ વસ્તુ રહેલી છે એ માટે પણ ઉપમા વાપરવામાં આવી હોય. તેઓ કહેવા માગે છે કે 'મિથ્યા આભાસ' એ અર્થમાં પણ વિવર્ત શબ્દ કવિએ વાપર્યો હોય. તે દ્વારા તે બતાવે છે કે દરેક જગ્યાએ મુખ્ય રસ કરુણ જ છે છતાં સામાન્ય કક્ષાના વાંચકો અને પ્રેક્ષકોને લાગે કે ક્યાંક શૃંગાર છે તો ક્યાંક વીર છે. કેમ

ભવભૂતિ પોતાનો આ સિદ્ધાંત જ વ્યક્ત કરે છે [પણ ભવભૂતિને આ અર્થ અભિપ્રેત હશે કે નહિ એ ચર્ચા માટે વાંચો આ પુસ્તકની પ્રસ્તાવના]

[આ શ્લોક ઉપરની વધુ ચર્ચા માટે વાંચો આ પુસ્તકની પ્રસ્તાવના]

શંકરાચાર્યના વેદાન્ત સૂત્રભાષ્યમાં પાણી, પરપોટા વગેરેનું દૃષ્ટાન્ત આવે છે. વાંચો ब्रह्मसूत्र २-१-१३-तथा हि समुद्रादुदकात्मनोऽनन्यत्वेऽपि तद्विकाराणा फेनवीचितरङ्गबुद्बुदादीनामितरेतरविभाग इतरेतर संश्लेषादिलक्षणश्च व्यवहार उपलभ्यते ।, ब्रह्मसूत्र २-१-१४ (ઉપરનું ભાષ્ય) यदा च समुद्रात्मनैकत्वं फेनतरङ्गाद्यात्मना नानात्वम् ॥

४७-३

**तमसावासन्त्यौ**—તમસા આ શ્લોક સીતાને ઉદ્દેશીને બોલે છે અને વાસન્તી આ શ્લોક રામને ઉદ્દેશીને બોલે છે. અહીં એ ધ્યાનમાં રાખવું

જરૂરી છે કે તમસા અને સીતા રામને અને વાસન્તીને જોઈ શકે છે જ્યારે રામ કે વાસન્તી તમસા કે સીતાને જોઈ શકતાં નથી.

શ્લોક ૪૮

**અન્વય**—अवनिः अस्मद्विधाभिः सार्धम् अमरसिन्धुः, यः छन्दसां आद्यः प्रणेता सः कुलपतिश्च, अनुयातारुन्धतीकः स मुनिः वसिष्ठश्च भूयसे मङ्गलाय त्वयि भद्रं वितरतु । (માલિની)

अवनिः, अमरसिन्धुः, कुलपतिः वसिष्ठः-આ દરેક નામ સાથે वितरतु ક્રિયાપદ લેવાનું છે

कुलपतिः-એવા મઠનો અધિપતિ કે જ્યાં ૧૦૦૦૦ મુનિઓને ખવરાવવામાં આવે છે અને ભણાવવામાં આવે છે. વાંચો. मुनीनां दशसाहस्रं योऽन्नदानादिपोषणात् । अध्यापयति विप्रर्षिरसौ कुलपतिः स्मृतः ॥

अनुयाता०-अनुयाता अरुन्धती यम् सः-અરુન્ધતી જેની આગળ છે તેવા.

આ શ્લોકમાં ગણાવેલી બધી વ્યક્તિઓ રામ અને સીતાના પુનર્મિલનની ઝાંખી આપે છે.

# અંક ૪

૧ ૧

અવિષ્કમ્ભક

[ બે તાપસો પ્રવેશ કરે છે. તે બંને વાલ્મીકિના આશ્રમના વિદ્યાર્થીઓ
ય છે. એમાંનો એક આશ્રમના વાતાવરણનાં વખાણ કરે છે. માનનીય
તિથિઓના સ્વાગત માટે કેટલીક ખાસ તૈયારીઓ થતી હોવાથી આજે
વધારે રમણીય લાગે છે. બીજો વિદ્યાર્થી નાનો છે. અતિથિઓના
ાગમનથી ભણવામાંથી છુટ્ટી મળશે એ વિચારે આ નાનકડા છોકરાને
ૂબ આનંદ થાય છે.

વાતચીત દરમિયાન ખબર પડે છે કે આ મહેમાનો બીજા કોઇ નહિ
ણ અરુન્ધતી, વશિષ્ઠ અને રાજમાતાઓ છે. (પહેલા અંકમાં આપણે
ેયું કે) અરુન્ધતી, વશિષ્ઠ, અને રાજમાતાઓ ઋષ્યશૃંગના આશ્રમે
ામાં ગયા હતા. સીતાત્યાગની ખબર પડતાં તેઓ સીતા વગરની અયો-
ધ્યામાં જવાને બદલે વાલ્મીકિના આશ્રમમાં જવાનું પસંદ કરે છે. એ
 દિવસે બીજા પણ એક અતિથિ આવ્યા હતા અને તે સીતાના પિતા
નક. એમની વાતચીત દરમિયાન જાણવા મળે છે કે સીતાની આવી
મનસીબીની વાત સાંભળીને એ પોતે તરત જ વાનપ્રસ્થ થઇ ગયા. ત્યાર
છી ચન્દ્રદ્વીપ તપોવનમાં તપ તપતા હતા. એ આજે વાલ્મીકિને એક
ત્ર તરીકે મળવા આવ્યા હતા. બધાં ઘરડાં ભેગા મળ્યાં છે ત્યારે આ
ગળો પણ છુટ્ટીનો મહોત્સવ માણવા દોડી જાય છે. ]

भूयिष्ठ०-भूयिष्ठं सन्निधापितः अतिथिजनः यस्मिन् જેમાં ઘણા (ભૂયિષ્ઠં)
તિથિજનો આવ્યા છે (सन्निधापितः) તેવું समधिका०-समधिकैः (મોટી)
ारम्भैः (તૈયારીઓ થતી હોવાથી) रमणीयता (રમણીયતા)

શ્લોક ૧

અન્વય-सद्यप्रसूतप्रियापीतादभ्यधिकं तप्यमयुरं नावारीदनमन्दम् पर्याप्तं

आचामति । सर्पिष्मतः भक्तस्य स्फुरता गन्धेन मनाग् अनुसृतः कर्कन्धूफलमिश्रशाकपचनामोदः परिस्तीर्यते ।(શાર્દૂલવિક્રીડિત)

**नीवारौदन०**-વગડઉ ચોખા. સામો मण्डम्-રાબડી. घनीभूतद्रवविशेषः उष्ण०-उष्णं च तत् मधुरं च-ઊનું અને મીઠું. વાંચો वीर०-उष्णत्वं हि प्रसवविह्वलशरीरतोदपरिहारकम् । प्रियात्वं च मधुरत्वे हेतुः। अत एव मधुरत्वोक्तिः प्रयोजनवती ।

सद्य प्रसूत०-सद्यप्रसूतया (હમણાં જ પ્રસૂતિ પામેલી) प्रियया (પ્રિયાથી) पीतात् (પીતાં) अ-अधिकं-વધેલું. स्फुरता પ્રસરતી. कर्कन्धू०-कर्कन्धूफलैः (बदरैः) (કર્કન્ધૂ ફળથી) मिश्रः (મિશ્રિત) शाकः तस्य (શાકના) पचनं तस्य (શિકગવાની) आमोदः (સુગંધ) વાંચો-विमर्दोत्थे परिमलो गन्धे जनमनोहरे। आमोदः सोऽतिनिर्हारी' इत्यमर ।

परिस्तीर्यते-परि+स्तृनुं કર્મણી વ. કા. ત્રી. પુ. એ. વ. ચોગેર ફેલાય છે.

૧-૨

**जीर्ण०**-जीर्ण कूर्चं येषाम्-લાંબી દાઢીવાળાઓ. અતિથિ વિશેષના આગમન નિમિત્તે પહેલાં ભારતમાં વિદ્યાર્થીઓને છુટ્ટી આપવામાં આવતી. વાંચો યાજ્ઞવલ્કય સ્મૃતિ-ધાવત पूतिगन्धे च शिष्टे च गृहमागते । આજે આ અતિથિવિશેષોના આગમન નિમિત્તે છુટ્ટી મળી છે તેથી જ આ છોકરાને આ ઘરડાઓ ગમે છે.

૧-૩

**अपूर्वः कोऽपि तेo**-બીજો છોકરો જરા મોટો ને હુંશિયાર છે તેથી તે એના મિત્ર સૌધાતકિના છુટ્ટીની મજા માણવાના હરખને હસી કાઢે છે.

૧-૧૫

**येन परापतितेनैव०**-कपिला-ભદામી वराकी-બિચારી कल्याणी-(એ બે વર્ણની) વાછરડી. વાંચો वीर०-वत्सतरी द्विहायनीत्यर्थः. मडमडायित-મડમડારી ગયો. मडमडनुंક. ભૂ. કૃ.

१-१६, १७,

**समासो मधुपर्कः**-मधुना पृच्यते इति मधुपर्कः स्मृतिकारो कया कया अतिथि विशेषने मधुपर्क आपवो अेनी यादी आपे छे यथा मनुस्मृति राजर्त्विक्स्नातकगुरून् प्रियश्वशुरमातुलान् । अर्हयेन्मधुपर्केण परिसंवत्सरात्पुनः ॥

वसिष्ठस्मृति पितृदेवातिथिपूजायामेव पशुं हिंस्यादिति मानवम् ॥ मधुपर्के च यज्ञे च पितृदैवतकर्मणि । अत्रैव च पशुं हिंस्यान्नान्यथेत्यब्रवीन्मनुः ॥ नाकृत्वा प्राणिनां हिंसा मांसमुत्पद्यते क्वचित् । न च प्राणिवधः स्वर्ग्यस्तस्माद्यागे वधोऽवधः ॥ अथापि ब्राह्मणाय वा राजन्याय वाभ्यागताय महोक्षाणं वा महाजं वा पचेदेवमस्मा आतिथ्यं कुर्वन्तीति ॥

साधारण मधुपर्कमा दही, घी, पाणी मध अने खाड वापरवामा आवतां दधिसर्पिर्जलं क्षौद्रं सिता चैतैश्च पञ्चभिः । प्रोच्यते मधुपर्कः । परंतु राजा, ऋत्विज् वगेरे उपर गणावेला खास अतिथिओने मांसयुक्त मधुपर्क अपातो यज्ञमां, मधुपर्कमां के पितृ अने देवकार्यमां जो मांस लेवा माटे पशुने मारवामां आवे तो अेनुं पाप गणातुं नहि

आम्नाय-वेद श्रोत्रिय-जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारैर्द्विज उच्यते । विद्यया याति विप्रत्वं त्रिभिः श्रोत्रिय उच्यते ॥ जे जन्मे पण ब्राह्मण होय, जेने संस्कार पण करवामां आव्या होय तथा जे विद्या भण्यो होय- आ त्रणे जेनामां होय ते श्रोत्रिय ब्राह्मण कहेवाय आवानो समास मधुपर्कथी सत्कार करवो

वत्सतरी बे वर्षनुं वाछरडुं महोक्ष-महांश्चासौ उक्षा च महोक्ष मोटो बळद (आखलो) अहीं पाणिनिना सूत्र अचतुर० ४ (पा ५-४-७७) प्रमाणे समासान्त नुं रूप थाय छे यथा महामहोक्षः स्यात् इत्यमर । महाज मोटो बकरो गृहमेधिन-गृहैः दारैः मेधन्ते सङ्गच्छन्ते इति । धर्मनिष्ठ गृहस्थो

धर्मसूत्रकारा-सूत्र गद्यमां लखेलुं होय अने टूंकु थोडा अक्षरवाळुं होय छतां गहन अर्थवाळुं होय

स्वल्पाक्षरमसंदिग्धं सारवद्विश्वतोमुखम् ।
अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ।

મોટા મોટા ગ્રન્થો કંઠસ્થ રાખવામાં સુગમતા પડે તેથી આવાં સૂત્રો રચવામાં આવતાં. એમાં જુદા જુદા વિષયોની મોટી મોટી ચર્ચાના વિભાગનો સાર આપવામાં આવતો.

ત્રણ પ્રકારનાં સૂત્રો છે—શ્રૌત અથવા कल्पसूत्र, गृह्यसूत्र અને ધર્મ-सूत्र 'દર્શ' અને पौर्णमास જેવા યજ્ઞોની વિગતો કલ્પસૂત્રમાં આવે છે. ગૃહ્યસૂત્રોમાં ઘેર કરવાના યજ્ઞો, રોજ કરવાના પાંચ યજ્ઞો, ઉપનયન, લગ્ન વગેરે સંસ્કારને લગતી વિગતો છે. ધર્મસૂત્રમાં જુદી જુદી જ્ઞાતિ અને આશ્રમોને લગતાં સૂત્રો છે.

ગૌતમ, આપસ્તમ્બ, વસિષ્ઠ વગેરેનાં ધર્મસૂત્રો અત્યારે મળે છે

समामनन्ति-सम्+आ+म्ना નું વર્ત. (लट्) ત્રી. પુ. બ. વ.

૧-૧૯

**મોઃ निगृहीतोऽसि**-निगृहीत.—આ ન્યાયનો ખાસ શબ્દ છે. કોઈ પણ દલીલમાં કોઈને પકડવો એને ન્યાય ફિલસૂફીમાં निगृहीत् કહે છે. સૌધાતકિની નીચેની ઉક્તિ બતાવે છે કે તેણે દાણ્ડાયનને કેવી રીતે દલીલમાં પકડયો હતો ન્યાય ફિલસૂફીમાં નિગ્રહસ્થાનને છેલ્લી પરાજયની સ્થિતિ કહી છે. વાંચો ન્યાયદર્શન-प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वाभासच्छलजातिनिग्रहस्थानानां तत्त्वज्ञानान्निःश्रेयसाधिगमः ।

ઉપર દાંડાયને એવો નિયમ વ્યક્ત કર્યો કે શ્રોત્રિય બ્રાહ્મણ અને અતિથિ વિશેષોને સમાંસ મધુપર્ક આપવો. અહીં સૌધાતકી પુરવાર કરે છે કે દરેક રીતે દાંડાયન એની દલીલમાં ખોટો છે કેમ કે તે હમણાં જ જોઈને આવ્યો કે વાલ્મીકિએ વસિષ્ઠ વગેરેને સમાંસ મધુપર્ક આપ્યો, જ્યારે જનકને માંસ વગરનો જ મધુપર્ક આપ્યો. સૌધાતકિના આ મુદ્દા શ્રી ડૉ. બેલવેલકરના મરાઠી અનુવાદમાંથી ડૉ. શ્રી ભટ ટાંકે છે.

(૧) વસિષ્ઠ અને જનક બન્ને આજે જ આવ્યા તેથી નિયમમાં કોઈ તફાવત ન હોય.

* વાંચો ડૉ. જી. કે. ભટ-ઉ. ચ. પૃ. ૮૦ *

(२) જનક વસિષ્ઠના આવ્યા પછી આવ્યા. તેથી એમ પણ ન કહેવાય કે મધુપર્કનો નિયમ ભૂલાઈ ગયો.

(૩) જનક રાજર્ષિ છે તેથી મધુપર્કને યોગ્ય જ છે.

(૪) વાલ્મીકિ ભગવાન્ છે. તેથી ગૃહસ્થે પાળવના નિયમો ને બરોબર જાણે છે.

(૫) ગાયને ખાસ ગણી જ નહોતી તેથી એમ પણ ન કહેવાય કે ગાય એ વખને મળી નહિ તેથી એનો સંકલ્પ કર્યો હતો. કેવળ દધિ અને મધ આપ્યાં તેથી ઉપરની શંકા ઉપસ્થિત થાય

આ રીતે સૌધાતકિ દાંડાયનની દલીલને પરાસ્ત કરે છે. દાંડાયન તેને કેવી રીતે સમજાવે છે તે જોઇશું

१-२४

**विशसिता**—वि+शस् નું ક. ભૂ. કૃ.

१-२६

**अनिवृत्तमांसानाम्**—मांसात् अनिवृत्ताः-માંસ જેમણે ત્યજ્યું નથી તેવા. આ એક જ દલીલથી દાંડાયન સૌધાતકિની દલીલ ખોટી ઠરાવે છે. વસિષ્ઠ વગેરેએ માંસ ત્યજ્યું નહોતું તેથી તેમને માંસયુક્ત મધુપર્ક આપવામાં આવ્યો, જ્યારે સીતાના ત્યાગની વાત સાંભળ્યા પછી જનકે માંસ ત્યજી દીધું હતું તેથી તેમને સાદો મધુપર્ક આપવામાં આવ્યો આમ એક વિશિષ્ટ અતિથિ તરીકે પણ જનકને સમાંસ મધુપર્ક આપવામાં આવ્યો નથી, કારણ તે વાનપ્રસ્થાશ્રમી છે.

१-२९

**वैखानसः**—આ શબ્દ ઉપરની નોંધ માટે વાંચો ટિપ્પણ–૧-૨૫. વાનપ્રસ્થોએ માંસનો ત્યાગ કરવાનો હોય છે. વાંચો મનુ--स्थलजौदकशाकानि पुष्पमूलफलानि च । मेध्यवृक्षोद्भवान्यद्यात्स्नेहांश्च फलसम्भवान् । वर्जयेन्मधुमांसं च भौमानि कवकानि च ॥

१-५१

पुराण०-पुराणश्चासौ राजर्षिश्च

શ્લોક ૨ (અનુષ્ટુભ)

**नित्यानुषक्तेन**-नित्यं अनुषक्तः, तेन-હંમેશ હૃદયમાં રહેલા. अन्त-प्रसृत-अन्तः (અંદર) प्रसृतः (પ્રસરતો) दहनः (અગ્નિ) जरन् ને બદલે ज्वलन् પાઠફેર છે પણ સરખામણીની દૃષ્ટિએ जरन् વધારે સારું છે. 'ડૉ. બેલવેલકર' પણ આ જ પાઠ રાખે છે. હૃદયમાં સીતા શોકે બળતા વૃદ્ધ જનકને થડની અંદર બળતા અગ્નિવાળા વૃક્ષ સાથે સરખાવી શકાય અહીં જનકને એવા જૂના વૃક્ષ સાથે સરખાવ્યા છે કે જેના થડના પોલાણની અંદર અગ્નિ હોય. જેમ જૂના વૃક્ષના પોલાણમાં આગ લાગી હોય અને અંદરથી બળી એનું સત્વ ચૂસાઇ ગયું હોય તેવી રીતે જનકના અંતરમાં પણ પુત્રી વિયોગનો શોકાગ્નિ પ્રજવળતો હતો તેથી તે પણ એક રસ વગરના જૂના વૃક્ષ સમાન બની ગયા હતા. જેમ વનસ્પતિ અંદર રહેલા ગુપ્ત અગ્નિથી બળ્યે જાય છે તેમ તેમના હૃદયમાં નિરંતર સળગી રહેલા સીતાના દુઃખના શોકાગ્નિની ગુપ્ત લાહે જનક પણ અંદર તપ્યે જાય છે, બળ્યે જાય છે.. આમ અહીં ઉપમા છે.

२-२

**मिश्रविष्कम्भकः**-વિષ્કમ્ભક ઉપરની નોંધ માટે જુઓ આ પુસ્તકનું પરિશિષ્ટ. આ વિષ્કમ્ભક મિશ્ર છે કારણ તેમાં એક પાત્ર નીચ છે અને તે પ્રાકૃત બોલે છે.

દૃશ્ય ૨

[ વૃક્ષ નીચે બેઠેલા દુઃખી જનક પ્રવેશે છે. તે સીતા માટે પુષ્કળ શોક કરે છે. પણ અરુન્ધતી અને કૌસલ્યાનું આગમન એ વિલાપમાં અંતરાયરૂપ બને છે વસિષ્ઠના સૂચન અનુસાર કંચુકી તેમને જનકને મળવા લઈ આવે છે કૌસલ્યા વગેરેને જોતાં જનકને વધારે દુઃખ થાય છે. પહેલાં જેમનું દર્શન જનકને મન એક મહોત્સવ સમું હતું તેમનું જ દર્શન આજે ઘામાં મીઠાની માફક તેમને દુઃખ રૂપ બની ગયું છે. બીજી

તરફ કૌસલ્યાને પણ આવે સમયે જનકને મળતાં અતિશય સંકોચ થાય છે. સીતાનું આવું થયું છે ત્યારે એ રાજર્ષિને શું મોઢું બતાવીશું એ વિચારે કૌસલ્યા મૂંઝાય છે છતાં અરુન્ધતી અને કંચુકી તેમને હિંમત આપીને જનક પાસે લઈ જાય છે. જનક અરુન્ધતીને પ્રણામ કરે છે. પણ 'પેલા પ્રજાપાલક રામની માતા' કૌસલ્યાનું તો કેવળ કંચુકી દ્વારા જ કુશળ પૂછે છે. આટલા શબ્દોમાં તો કંચુકી વગેરેને હાડોહાડ લાગી જાય એવો કટાક્ષ જનક કરે છે.

કંચુકી જનકને સમજાવે છે પણ જનકનો રોષ વધારે ભભૂકી ઊઠે છે. કૌસલ્યા મૂર્છા પામે છે. અરુન્ધતી જ્યારે એની દયનીય સ્થિતિનું વર્ણન કરે છે ત્યારે જનકને સાચો ખ્યાલ આવે છે. પોતાના મિત્ર દશરથની વિધવા ઉપર તેને દયા આવે છે. કૌસલ્યા ભાનમાં આવે છે અને સીતા માટે શોક કરે છે.

એટલામાં છુટ્ટીની મજા માણતા છોકરાઓનો અવાજ સંભળાય છે ઘરડાઓ બધાં છોકરાને જોઈ રહે છે. તેમાંનો એક રામને અને સીતાને મળતો આવતો બાળક બધાનું ધ્યાન ખેંચે છે. જનક અરુન્ધતીને એ બાળક વિશે પૂછે છે. ભાગીરથી દ્વારા અરુન્ધતી સાચી વાત જાણતી હોય છે છતાં તે કહેતી નથી જનક એ બાળક વિશે માહિતી મેળવવા કંચુકીને વાલ્મીકિ પાસે મોકલે છે અને પેલા છોકરાને ઘરડાઓ પાસે બોલાવી મંગાવે છે.

'લવ' આવે છે અને પ્રણામ કરે છે. લવને જોતાં હવે બધાને બરાબર ખાતરી થાય છે કે એની આકૃતિ રામ અને સીતાને આબેહૂબ મળતી છે. એનાં માબાપ વિશે પૂછતાં 'લવ' કહે છે કે એના માબાપ નથી. એ કેવળ પોતે વાલ્મીકિનો પુત્ર હોવાનું જણાવે છે.

પડદા પાછળ ચન્દ્રકેતુના હુકમની ઘોષણા સંભળાય છે કે આશ્રમને કંઈ નુકસાન ન કરવું'. લક્ષ્મણના પુત્ર ચન્દ્રકેતુને જોઈને બધાને આનંદ થાય છે. 'લવ' જ્યારે ચન્દ્રકેતુ વિશે પૂછે છે ત્યારે બધા તેને સમજાવે છે કે ચન્દ્રકેતુ લક્ષ્મણનો જ પુત્ર છે

લવને વાલ્મીકિનું રામાયણ મોઢે હતું તેથી તે ચન્દ્રકેતુને બરોબર

ઓળખી લે છે. જનક લવને વાલ્મીકિના રામાયણમાંથી રામ વગેરેના ઉત્તરચરિત બાબત કંઈ પ્રશ્ન કરે છે ત્યારે લવ જણાવે છે કે એ ભાગ વાલ્મીકિએ લખ્યો છે પણ તેને ભજવવા માટે તેમણે તે ભાગ પોતાના મોટા ભાઈ કુશ સાથે ભરતમુનિને મોકલી આપ્યો છે. વાતચીત દરમિયાન સહુને ખબર પડે છે કે એ બે જોડકા ભાઈ છે. તે જણાવે છે કે જે ભાગ પ્રસિદ્ધ થયો છે તેની કથા સીતાત્યાગ આગળ સમાપ્ત થાય છે.

સીતાના ત્યાગની વાત આવતાં સહુનું દુઃખ તાજું થાય છે. હવે લવ આ બધા વડીલોને ઓળખે છે. આ વખતે જ કેટલાક છોકરાઓ પ્રવેશે છે અને કોઈ આશ્ચર્યકારક પ્રાણીને (અશ્વને) જોવા લવને ઘસડી જાય છે. બધા વૃદ્ધો પણ આ છોકરા વિશે વધારે માહિતી મેળવવા વાલ્મીકિ પાસે જાય છે. ]

શ્લોક ૩

**અન્વય**--अपत्ये यत् तादृक् दुरितम् अभवत् महता तीव्रेण प्रणितद्वदयेन व्यथयता तेन विपक्तः पट्वः, चिरेणापि हि नव इव, क्रकच इव मर्माणि निकृन्तन् मे मन्युः न विरमति । (શિખરિણી)

दुरितम्--અનિષ્ટ तादृक् दुरितम्--આ શબ્દો દ્વારા જનક સીતાના કલંકનો અને તેના ત્યાગનો ઉલ્લેખ કરે છે. તૃતીયામાં છે તે બધાં मन्यु નાં વિશેષણ છે. એ બધાં કરવતને પણ લાગુ પાડી શકાય. पट्वः-દૃઢ. धारावाही-धारया वहति इति-ધારામાં વહેતો. निकृन्तन्-नि+कृत् નું વ. કૃદંત પુ. પ્ર. એ. વ. क्रकच-કરવત विरमति-रम् આત્મનેપદી છે પણ પાણિનિના સૂત્ર 'व्याङ्परिभ्योरमः' (પા. ૧-૩-૮૨) પ્રમાણે वि આ અને परि ઉપસર્ગ સાથે તે પરસ્મૈપદી પ્રત્યય લે છે.

અહીં સરસ ઉપમા છે. સીતા ઉપર ગુજરેલા અનિષ્ટથી થઈ આવેલા ક્રોધને અહીં કકચ (કરવત) સાથે સરખાવ્યો છે. કરવત જેવી રીતે દૃઢ હોય, અને બીજાથી ખસેડી ન શકાય તેવો હોય તેવી રીતે ક્રોધ પણ દૃઢ છે અને કોઈ પણ ઉપાયથી કે વિચારથી ખસી શકતો નથી. કરવત જેમ ધારાની માફક વહ્યું જાય અને કાપતાં અટકે નહિ તેમ આ ક્રોધ પણ વગર અટકયે હૃદયને કાપ્યે જાય છે. જ્યારે વહેરો ત્યારે કરવત નવું

ને નવું જ લાગે તેમ આ ક્રોધ જગાડે નગમ પડયો નથી અને જાણે આજે જ ઉદ્ભવ્યો હોય તેમ નવો ને નવો જ છે. જેમ હૃદયમાં ફરતો કરવત મર્મને છેદી નાખે તેમ આ ક્રોધ રામ ઉપર નીકળી ન શકવાથી મારા હૃદયના જ મર્મને રોજ છેદે છે. આમ અહીં સરસ ઉપમા છે.

૩-૧

**जरया, दुःखेन .. ..तपोभिः**—શરીરના રસ અને ધાતુ સુકાઈ જવાના આ ત્રણ કારણો છે

**पराक**—એક જાતનુ પ્રાયશ્ચિત વ્રત અથવા તપ છે. મન અને ઈન્દ્રિયોને સંયમમાં રાખીને બાર દિવસ સુધી આમા ઉપવાસ કરવાના હોય છે વાચો याज्ञ०–द्वादशाहोपवासेन पराक परिकीर्तितः । ; मनु०– यतात्मनोऽप्रमत्तस्य द्वादशाहमभोजनम । पराको नाम कृच्छ्रोऽय सर्वपापापनोदन. ॥

**सान्तपन**—આ પણ ઘણું જ આકરું વ્રત છે. ગોમૂત્ર, છાણ, દૂધ, દહીં અને ઘી એ પંચગવ્યમાંથી રોજ એક એક ગવ્ય લઈ તેનું પાન કરવું. બાકી આખો દિવસ ઉપવાસ કરવો છઠ્ઠે દિવસે કુશ નામનું ઘાસ ચોખ્ખા પાણીમાં પલાળી રાખવું અને તેનું પાન કરવું આ વ્રત પ્રાયશ્ચિત તરીકે કરવામાં આવે છે

વાંચો મનુ० गोमूत्र गोमय क्षीर दधि सर्पि कुशोदकम् । एकरात्रोपवासश्च कृच्छ्र सान्तपन स्मृतम् ॥ याज्ञ०–गोमूत्र गोमय क्षीर दधिः सर्पि कुशोदकम् । जग्ध्वा परेह्न्युपवसेत कृच्छ्रं सान्तपन परम् ॥

प्रभृति–આ શબ્દ દ્વારા ચાન્દ્રાયણ વગેરે બીજા કઠણ વ્રતોનો ઉલ્લેખ કર્યો છે.

૩-૨

आत्त०–आत्तरसधातु यस्य–જેના રસ અને ધાતુ સુકાઈ ગયા છે તેનું आत्त–दा + आ तुं क ભૂ કૃ अनवष्टम्भ –अविद्यमान अवष्टम्भ यस्य–આધાર વગરનો.

પાઠફેર–तपोभिः शोषितान्त शरीरधातोरवष्टम्भ एव महानयापि.. ना पतति ।

તપથી સુકાઈ ગયેલા રસ અને ધાતુઓનો મહાન આધાર હોવા છતાં મારો દગ્ધદેહ પડતો નથી.

પણ આ પાઠ કરતાં પ્રસ્તુત પુસ્તકનો પાઠ વધારે સુગમ છે.

૩-૩

अन्धतामिस्रः-" એક જાતનું નરક. અમરસિંહ નીચેના પ્રકારનાં નરક ગણાવે છે-तद्भेदास्तपनावीचिमहारौरवरौरवाः । संहारः कालसूत्रं चेत्याद्याः। એના ઉપર ટીકા કરતાં ક્ષીરસ્વામી બતાવે છે કે आद्याः શબ્દ દ્વારા तामिस्र अन्धतामिस्र વગેરે પ્રકારનાં નરક ગણાવ્યાં છે-વાંચો-आद्यशब्दात् तामिस्रान्धतामिस्रादयः' (કાણે). આમ 'કાણે'- પ્રમાણે આ એક જાતનું નરક છે, અથવા તો अन्धतामिस्र ને लोकाः ના વિશેષણ તરીકે પણ લેવાય-દૃષ્ટિ વિનાશક અંધકારવાળા. अन्धं तामिस्रं तिमिरं येषु પરંતુ આ પ્રમાણે લેતાં अन्धतामिस्र અને असूर्यमां એકને એક ભાવનું પુનરાવર્તન થાય છે [ असूर्याः-अविद्यमानः सूर्यः येषु-જ્યાં સૂર્ય નથી તેવા.] આથી अन्धतामिस्रने વિશેષણ તરીકે લેનારાઓ असुर्याः પાઠ રાખે છે (असुर्याः-અસુરોને યોગ્ય) તેઓના મત પ્રમાણે ભવભૂતિ કદાચ ઈશાવાસ્યોપનિષદના નીચેના ભાગને અનુસર્યા હોય વાંચો-ઈશાવાસ્યોપનિષદ-असुर्या नाम ते लोका अन्धेन तमसा वृत्ताः। तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महतो जनाः ।"

પરંતુ શ્રી ડૉ. 'બેલવેલકર' असूर्यने એક 'લોક' તરીકે ગણાવે છે -અને अन्धतामिस्रने તેના વિશેષણ તરીકે લે છે. સહેજ પુનરાવર્તન થાય છે પણ अन्धतामिस्र વિશેષણ असूर्य લોક કેવા હોય તેનું વધારે ભારદર્શક વર્ણન કરે છે. (વાંચો ડૉ. જી. કે. ભટ ઉ. ચ. ટિપ્પણ પૃ. ૮૨)

શ્રી 'રાય' પણ असूर्यने એક જુદા 'લોક' તરીકે ગણાવે છે. આ -અસૂર્ય નામના લોકમાં ગાઢ અંધકારમય રાત્રો હોય છે तामिस्रा એટલે તેઓ રાત્રિ અર્થ બતાવે છે. अन्धा तामिस्रा येषु ते

અથવા તો असूर्यने પણ 'લોક'ના વિશેષણ તરીકે લેવાય-असूर्याः- -સૂર્ય વગરના सूर्यसञ्चाररहिताः પણ 'असुर्य'ને એક 'લોક'ના ખાસ વિશેષ નામ તરીકે લેવું વધારે સારું છે. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની એક જૂની

આવૃત્તિની સંસ્કૃત ટીકામાં असुर्य નામનો એક વિશેષ 'લોક' ગણાવ્યો છે અને તેના સમર્થનમાં વાજસનેયસંહિતોપનિષદનો નીચેનો શ્લોક ટાંક્યો છે વાંચો. अत्र वाजसनेयसंहितोपनिषत्–

असुर्या नाम ते लोका अन्धेन तमसावृता ।
तास्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महतो जनाः ॥ ३ ॥

ભવભૂતિ કદાચ આને પણ અનુસર્યા હોય. અહીં જનક કહેવા માગે છે કે આટલાં સખત તપ કરીને પોતે પોતાની કાયા ઘસી નાખી છે પણ આત્મઘાત કર્યો નથી કારણ આપઘાત કરનારાઓ અસૂર્ય નામના દૃષ્ટિ વિનાશક અંધકારવાળા નરકમાં પડે છે.

प्रतिविधीयन्ते–प्रति+वि+धा નું કર્મણી વ કાળ (लट्) ત્રી પુ બ. વ.

ऋषय–વેદમંત્રો જોનારા ઋષિઓ.

૩–૪

**प्रतिक्षण०**–प्रतिक्षणं (ક્ષણે ક્ષણે) या परिभावना तया (થતા ચિન્તનથી स्पष्ट (સ્પષ્ટ) निर्भास: यस्य (આવિર્ભાવવાળો)

૩–૬

**ईदृशस्ते निर्माणभागः०**—જનક કહે છે: સીતાનું કંઈ સાધારણ મૃત્યુ થયું નથી એ જો કોઈ કલંક વગર ગઈ હોત તો તો એ છૂટે મુખે રડી શકત. પરંતુ એ તો કલંક લઈને ગઈ છે. એને માથે મોટું આળ ચડયું છે. એ આળ માટે એના સ્વામીએ એનો ત્યાગ કર્યો છે. તેથી આજ એને માટે છૂટે મોંયે રડતાં પણ જનકને શરમ થાય છે.

આમ સીતા દેવયજ્ઞમાંથી ઉદ્ભવી છે. એ જગજ્જનની છે છતાં એ આવા મોતે મરી છે તેથી જનક એને માટે ખુલ્લી રીતે રોઈ પણ શકતા નથી.

શ્લોક ૪

**અન્વય—**शिशोः ते अनियतरुदितस्मितं विराजत् कतिपयकोमलदन्तकुड्मलाग्रम्, स्खलदसमञ्जसमञ्जुजल्पितं वदनकमलकं स्मरामि ॥ (પુષ્પિતાગ્રા)

शिशोः ते वदनकमलकं स्मरामि—આ મુખ્ય વાક્ય છે. નીચેનાં ત્રણ वदनकमलक નાં વિશેષણો છે.–

(૧) अनियतरुदितस्मितम्–अनियते (નિયમ રહીત) रुदितस्मिते (रुदितं स्मितंच) यस्मिन्–રુદન અને સ્મિતવાળું) બાળકના રડવાનું અને હસવાનું કારણ સમજાતું નથી. તેથી તેના રુદન અને સ્મિતને નિયમરહિત કહયું છે.

विराजत् कतिपय कोमल०-विराजन्ति कतिपयानि कोमलानि दन्तकुड्मलाग्राणि (दन्ता एव कुड्मला तेषां अग्राणि) यस्मिन् જેમાં થોડીક (कतिपयानि) કોમળ (कोमलानि) દંતકળીઓની (दन्तकुड्मल) અણિયો अग्राणि) શોભે છે. (विराजन्ति) तेवुं.

(૩) स्खलदसमञ्ज०—स्खलत् (તૂટયું ફૂટયુ) असमञ्जसं (મેળવગરનુ) मञ्जु (કાલુ કાલુ) जल्पितं यस्मिन् (લવતું) પાઠફેર- स्खलदसमञ्जसमुग्धजल्पितं मुग्ध–મુગ્ધ मञ्जु પાઠનો. શબ્દરણકો વધારે સારો છે.

અહીં બાળકના મુખનું સુભગ વર્ણન છે, તેથી **સ્વભાવોક્તિ અલંકાર છે.**

સરખાવો-શાકુ૦–૭ आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासैरव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् । अङ्काश्रयप्रणयिनस्तनयान् वहन्तो धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥

૪-૧

**भगवति वसुन्धरे**०—જનક અહીં સીતાની માતા પૃથ્વીને મીઠો ઠપકો આપે છે કે ઓ રે વસુન્ધરા ! તું સાચે જ અતિ કઠણ છે તું બધાનો આધાર છે, તું વસુન્ધરા છે તેથી જ તો તું અતિશય કઠણ છે જો સ્વાભાવિક રીતે જ તું કઠણ ન હોત તો બધાને ધારણ શી રીતે કરી શકે ? તેથી જ પુત્રીનો નાશ તારે મન કંઇ હિસાબમાં નથી. તું સાચે જ કઠણ (કઠણ કાળજાની) છે નહિ તો પુત્રીનું મૃત્યુ તું સહી જ શી રીતે શકે ! यांनो वीर०–अत्र यो वा बिभर्ति काठिन्यं तस्मै भूम्यात्मने नमः इति वचनं द्रष्टव्यम् । तत्र वसुन्धरात्वप्रयुक्तधैर्येण पुत्रीनाशोऽप्यकिंचित्कर एवेत्युपालम्भो व्यज्यते ॥

શ્લોક ૫

**અન્વય**—त्वं, वह्निः, मुनयः, वसिष्ठगृहिणी, गङ्गा, यदि वा रघोः कुलगुरुः देवः स्वयं भास्करः च यस्याः माहात्म्यं विदुः विद्यां वागिव याम् भवती असूत तद्वत् नु या दैवतं तस्या त्वद्दुहितु तथा विशसनं हे दारुणे किं मृष्यथा (શાર્દૂલવિક્રીડિત)

અહીં પણ જનક કરુણ રીતે મા ધરિત્રીને સંબોધીને કહે છે કે તું ખરેખર દારુણ છે. તું, અગ્નિ, મુનિઓ, અરુન્ધતી, ગંગા અને સ્વયં ભગવાન ભાસ્કર પણ જેની પવિત્રતા જાણે છે એવી પુત્રીને કલંક લાગે જ શી રીતે ? છતાં એ તું સાંખી શકી ! જેમ સરસ્વતીએ વાણીને જન્મ આપ્યો તેમ તમે એને જન્મ આપ્યો છે. અર્થાત્ એ શુદ્ધ છે, પવિત્ર છે, અને મંગલકારક છે. એ વાણીની માફક અથવા તમારી જેમ, અગ્નિની જેમ, ઋષિઓની જેમ, કે અરુન્ધતી અને ગંગાની જેમ, અથવા ભગવાન ભાસ્કરની માફક જે પવિત્ર છે એવી પુત્રીનું એવું કલંકમય મૃત્યુ તું વેઠી જ કેમ શકી ! છતાં તું એ સાંખી શકી ત્યારે મારે કહેવું જોઈએ કે તું કઠણ કાળજાની છે.

આમ જનક રાજર્ષિ છે છતાં અહીં ભવભૂતિ તેમને એક માનવ પિતા તરીકે જ રજૂ કરે છે.

અહીં ટીકાકાર વીરરાઘવ विदुः ને સહેજ ફેરફાર સાથે દરેક નામ સાથે લે છે. વાંચો વીર૦—यस्याः सीतायाः माहात्म्यमसानुपतं त्वं वेत्थ । विदुरित्यस्य विभक्तिवचनयोर्विपरिणामेन योजना । वह्निर्वेद मुनयो विदुः वसिष्ठगृहिणी अरुन्धती वेद, गङ्गा च वेद । यदि वा किं च रघोः कुलगुरुः रघुवंशजनकस्तदाचार्यो वसिष्ठो वा । देवः दीप्तशील भास्करः स्वयं वेद......ई

कुलगुरुः—કેટલાક આમાં વસિષ્ઠનો ઉલ્લેખ જુએ છે. यदि रघोः कुलगुरुः वशिष्ठ स्वयं देवो भास्करो वा सविता च । પણ कुलगुरु भास्करः સાથે વધારે બંધ બેસે છે. मुनयः માં વસિષ્ઠનો ઉલ્લેખ આવી જાય. विद्यां वागिव માં ઉપમા છે.

तद्वत् तत्—એટલે વિદ્યા (સરસ્વતી) ની માફક અથવા અગ્નિ, ગંગા વગેરે ઉપર ગણાવેલા દેવતાઓની માફક એમ બંને રીતે લેવાય.

પાઠફેર-शुद्धि गतायाः पुनः-જનકનો ભાવ અને આવેગ જોતાં આ પાઠ બરાબર લાગતો નથી. यस्याः माहात्म्यं विदुः એ ઉક્તિની વિરુદ્ધનો આ પાઠ છે. ઉપરાંત સીતાની શુદ્ધિ સંભવી જ ન શકે એમ તે માને છે અને કહે છે-कोऽयमग्निर्नामास्मत्प्रसूतिपरिशोधने ।

५-३

गृष्टि—કંચુકીનું નામ હશે.

५-४

धर्मदाराः—धर्मार्था, धर्मप्रयोजना दाराः (शाकपार्थिवादिः)

५-५

क एतत्प्रत्येति०—બંનેને જોતાં જનક અરુન્ધતીને ઓળખી શક્યા પણ કૌસલ્યાને ન ઓળખી શક્યા. બરાબર જોતાં તે કૌસલ્યાને ઓળખી શક્યા પણ આ કૌસલ્યા અને પહેલાંની કૌસલ્યામાં કેટલો ફેર ! આજે દેખાય છે એ કૌસલ્યા દુઃખિણી વિધવા છે જ્યારે પહેલાં તે સાક્ષાત લક્ષ્મી હતી આ વાત તે નીચેના શ્લોકમાં સમજાવે છે,

શ્લોક ૬

અન્વય—दशरथस्य गृहे यथा श्रीः इयम् आसीत् । श्रीः एव वा उपमान पदेन किम् ? कष्टं बत ! सा एषा दैववशेन दुःखात्मकं किमपि अन्यदिव भूतं जाता । अहो विपाकः । (વસંતતિલકા)

दुःखात्मकं—दुःखं आत्मा ( स्वरूपं ) यस्य-विपाकः-પરિવર્ત, ફેરફાર. દશાવિપર્યાસ. પહેલી લીટીમાં કૌસલ્યા દશરથના ઘરમાં લક્ષ્મી જેવી હતી તેમ જનક કહે છે. પણ સરખામણીમાં તો અમુક જ બાબત આવે. એમને લાગે છે કે ઉપમા દ્વારા એ કૌસલ્યા પ્રત્યેનો પૂજ્યભાવ જોઇએ તેવો વ્યક્ત કરી શકતા નથી. આથી બીજી લીટીમાં તે સુધારે છે કે એ લક્ષ્મી જેવી નહિ, પણ સાક્ષાત્ લક્ષ્મી જ હતી આ રીતે તે રૂપક લે છે. પરંતુ-

આવી લક્ષ્મી જેવી અથવા જે સ્વયં લક્ષ્મી જ હતી તે હવે દશરથના ગયા પછી અને સીતાના દુઃખથી દુઃખિણી બની ગઇ છે. અરે ! કેવળ એક દુઃખમય પ્રાણી બની ગઇ છે, અને તેની સ્થિતિ અવર્ણનીય (કિમપિ) છે.

આમ અહીં પહેલી લીટીમાં ઉપમા અને બીજીમાં રૂપક છે. विपाकः ને બદલે विकारः પાઠ બરાબર નથી.

શ્લોક ૭-(અનુષ્ટુભ)

જે કૌસલ્યા પહેલાં મારે મન મૂર્તિમન્ત મહોત્સવ જેવાં હતાં, જેમને જોવાથી મને મહાન આનંદ થતો તેમનું જ દર્શન, જેમ ઘા ઉપર મીઠું અસહ્ય પીડાકારક થાય તેમ આજે મને અત્યન્ત ખેદકારક થઈ પડયું ! તેમને જોઇને આનંદ થવાને બદલે આજે મને ખેદ થાય છે.

આમ અહીં વિરોધ છે. પણ ભાગ્યપલટાને લીધે જ એકની એક વ્યક્તિનું દર્શન દુઃખકર થઈ પડયું છે એમ સમજવાથી વિરોધનો પરિહાર થાય છે. જે કૌસલ્યા દશરથના જીવતાં સદ્ભાગ્યવતી હોવાથી સાક્ષાત લક્ષ્મી સમી લાગતી અને જેનું દર્શન સીતા હતી ત્યારે જનકને મૂર્તિમન્ત મહોત્સવ જેવું લાગતું એ જ કૌસલ્યાનું દર્શન ભાગ્યપલટો થવાથી જનકને દુઃખકર થઇ પડયું છે. એક તો આજે એના મિત્રની પત્ની એક દુઃખિણી વિધવા તરીકે એની સામે ઊભી છે અને બીજું આજે બંને વચ્ચેની સ્નેહની સાંકળ સીતા હયાત નથી. એથી પણ એ ઘણી દુઃખી છે. આથી જ જનકને સીતાના દુઃખે અતિશય દુઃખી થઈ ગયેલી કૌસલ્યાનું દર્શન અત્યંત દુઃખકર થઈ પડે છે. પહેલા દશરથ અને સીતા બંને હતાં આજે બંને નથી એ પરિવર્તન થવાથી એનાં એ જ કૌસલ્યાનું દર્શન જનકને વધારે દુઃખકર થઈ પડયું છે. આમ વિરોધનો પરિહાર થાય છે. તેથી અહીં વિરોધ છે.

-૭-૩

**अनध्यवसायः**—સંશય પાઠફેર-महानध्यवसायः-મોટો પ્રયત્ન. આ પાઠ લેતાં નીચે પ્રમાણે અર્થ થાય-જ્યારે વસિષ્ઠનો આદેશ જ છે ત્યારે જનકને ગળવાનો નિશ્ચય કરવામાં આટલો મોટો પ્રયત્ન શાનો ? પણ પદે પદે શબ્દ બતાવે છે કે अनध्यवसाय પાઠ વધારે સારો છે.

૭-૭

**सर्वाणि दुःखानि०**—બધાં દુઃખો જેવાં કે દશરથનું મૃત્યુ, રામનો વનવાસ અને સીતાનો ત્યાગ વગેરે.

૭-૮

**उद्वर्तमानमूल०**—उद्वर्तमानं (उद्गच्छत्) मूलबन्धनं यस्य મૂળ બંધનમાંથી ઉખડી પડતા. उद्घट्टमानं પાઠ પણ છે.

શ્લોક ૮

**અન્વય**—सम्बन्धिवियोगजानि मानुषाणां दुःखानि संतानवाहीनि अपि प्रेयसि जने दृष्टे दुःसहानि, स्रोतःसहस्रैः इव संप्लवन्ते ॥ ( ઈન્દ્રવજ્રા )

**सन्तानवाहीनि०**—सन्तानेन ( સતત ) वहन्ति इति ( વહ્યા કરે છે તેવાં )

सम्बन्धि०—સબંધીના વિયોગથી ઉદ્ભવેલાં. सद्बन्धु પાઠફેર છે. પણ સદ્બન્ધુની મર્યાદા મૂકે છે તેથી બરાબર નથી. પોતાનું સ્વજન સારું ન હોય છતાં માણસને એટલું જ દુઃખ થાય છે જ્યારે દુઃખ સતત વર્ષો સુધી ચાલ્યા જ કરે ત્યારે એ એટલું બધું ન સહેવાય તેવું રહેતું નથી. પરંતુ સ્વજનને જોતાં એ દુઃખ જેવું ને તેવું જ તાજું થાય છે. અને એ પહેલા આવી પડ્યું હતું ત્યારે જેવું અસહ્ય હતું તેવું જ અસહ્ય બને છે.

દશરથના વિયોગનું અને સીતાના વિયોગનું કારમું દુઃખ અત્ર જ સુધી તો કૌસલ્યા સહી શકી પણ આજે એના સંબંધી જનકને જોતા એ દુઃખ એવું ને એવું તાજું થયું છે અને કૌસલ્યા માટે તે પહેલાના જેવું જ અસહ્ય બન્યું છે

સરખાવો કુમાર૦-૪-૨૬-तमवेक्ष्य रुरोद सा भृशं स्तनसंबाधमुरो जघान च । स्वजनस्य हि दुःखमग्रतो विवृतद्वारमिवोपजायते ॥

શ્લોક ૯ (અનુષ્ટુભ)

**याज्ञवल्क्यः**-પ્રાચીન સમયના એક મોટા તત્ત્વજ્ઞાની ઋષિ હતા. બૃહદારણ્યકોપનિષદમાં યાજ્ઞવલ્ક્યને બ્રહ્મના જ્ઞાતા કહ્યા છે. જનકે તેમની પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી હતી. બૃહદારણ્યકોપનિષદમાં બન્ને વચ્ચેનો બ્રહ્મજ્ઞાન સંબંધી સંવાદ આપ્યો છે. વાંચો बृहदारण्यकोपनिषद् અધ્યાય

३-४–'जनको ह वैदेह कूर्चादुपावसर्पन्नुवाच नमस्तेऽस्तु याज्ञवल्क्यानु मा शाधीति स होवाच...आढ्य सन्नधीतवेद उक्तोपनिषत्क इतो विमुच्यमानः क गमिष्यसीति नाहं तद्भगवन्वेद यत्र गमिष्यामीत्यथ वै तेऽहं तद्वक्ष्यामि यत्र गमिष्यसि' તેમણે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પણ લખી છે

ब्रह्मपारायण ના ટિપ્પણ માટે જુઓ અંક ૨-૩-૨

जगौ ગૈ નું પરોક્ષ ભૂ કા (લિટ્) ત્રી. પુ એ વ

૯-૩

हृदयनिर्विशेषो–જનક દશરથને એટલા બધા ચાહતા કે તે એમને એમનું પોતાનું હૃદય જ માનતા सीरध्वज - જનકના ધ્વજ ઉપર હળનું પ્રતીક હતુ તેથી તે સીરધ્વજ કહેવાતા

૯-૪

अनिर्वेदरमणीयान्—अनिर्वेदेन रमणीयान् દશરથના છતા કૌસલ્યાના સુખમા કંઈ કમીના નહોતી એ વખતે કોઈ પણ જાતનુ દુખ નહોતુ તેથી કૌસલ્યા પરમ સુખમાં હતી. દશરથના પરમ મિત્ર જનકને જોતા એ સુખના દિવસો તાજા થાય છે પરંતુ ક્યાં એ સુખી દિવસો અને ક્યા આ દુખી દિવસો ! આમ જનકને જોતા તેનુ દુખ સહસ્રધા વધી પડે છે એનાથી નિશ્વાસ નખાઈ જાય છે કે એમાનુ અત્યારે કશુ નથી.

પાદટીપ—सम्भावितास्म्यनुपस्थितमहोत्सवे दिवसे—अनुपस्थितः महोत्सवः यस्मिन् કૌસલ્યા કહેવા માગે છે કે પહેલા જનક કંઈ ખુશાલીને પ્રસગે કે ઉત્સવને પ્રસગે જ મળતા પણ આજે જ્યારે એમને મળવાનુ થયુ છે ત્યારે કોઈ ખુશાલીનો પ્રસગ નથી. ઉલટાનુ આજે તો કેવળ દુઃખના પ્રસગે જ એમને મળવાનુ થયુ છે

[1] પણ हा दैव सर्वं तन्नास्ति એ શબ્દો જોતાં ઉપરનો પાઠ બરાબર લાગતો નથી

શ્લોક ૧૦

અન્વય—पूर्वेषां गुरूणां अपि खलु गुरुतमः ते पतिः पवित्रस्य महसः निधिः अपि यया पूतंमन्यः, त्रिलोकीमङ्गल्यां, देवीं उषसम् इव जगद्वन्द्यां भगवतीं अवनितललीनेन शिरसा वन्दे ॥ (શિખરિણી)

पूतंमन्यः – पूत आत्मानं मन्यते इति पूतंमन्यः—વૈદિક તેજ હોવા છતાં વસિષ્ઠ અરુન્ધતીથી પોતાની જાતને પવિત્ર માનતા હતા.

त्रिलोकी०— त्रयाणां लोकानां समाहारः (દ્વિગુ૦) मङ्गले साधु मङ्गल्या- माङ्गल्या પાઠ પણ છે.

उषस्—ઋગ્વેદની એક દેવતા. તેની કેટલીક ઋચાઓ સુંદર છે. સૂર્યને તેનો પ્રેમી કહ્યો છે. જેમ કોઈ મનુષ્ય તેના પ્રિયપાત્રને અનુસરે તેમ સૂર્ય પણ ઉષસને અનુસરે છે. વાંચો ऋग्वेद-१-११५-सूर्यो देवी-मुषसं रोचमाना मर्यो न योषामभ्येति पश्चात् ।

અહીં ઉપમા છે. અરુન્ધતીને અહીં ઉષસ્ સાથે સરખાવી છે. उषस् સાથે महस निधिः સૂર્ય છે. વિશેષણો બંનેને લાગુ પડે છે.

૧૦-૨

अक्षरं ते०—અરુન્ધતી જનકને આશીર્વાદ આપે છે કે જનકને પરમ બ્રહ્મ પ્રકાશ પ્રાપ્ત થાઓ અથવા તેમને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાઓ. અરુન્ધતીનું કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે જનક બ્રહ્મજ્ઞાની છે અને તેમનું એ જ્ઞાન દૃઢ થાઓ કે જેથી એ એમનો પુત્રીવિયોગનો શોક ભૂલી જાય અને તેમને શાન્તિ મળે.

સરખાવો मुण्डकोपनिषद्— द्वे विद्ये वेदितव्ये......परा चैवापरा च । ...अथ परा यया तदक्षरमधिगम्यते । हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् तच्छुभ्रं ज्योतिषां ज्योतिः स्तद्यदात्मविदो विदुः ।

स त्वां पुनातु०—रजस्-રજો ગુણ. સાંખ્ય મત પ્રમાણે ત્રણ ગુણ છે સત્ત્વ રજસ અને તમસ. सत्त्वं लघु प्रकाशकमिष्टमुपष्टम्भकं चलं च रजः ।

સૂર્ય સાત્વિક હોવાથી એને રજોગુણથી પર કહ્યો છે. અથવા રજસ્ એટલે 'પાપ' અર્થ પણ થાય. 'જે પાપથી પર છે.'

અરુન્ધતી કહેવા માગે છે કે સૂર્ય બધાં પાપોથી અથવા રજસથી પર છે. ભગવાન સૂર્ય તમને પાવન કરે અર્થાત તમને શાંતિ પ્રાપ્ત થાઓ એમ આશય છે.

परोरजाः (रजसः परः) પાઠફેર છે.

૧૦-૩

**अप्यनामयमस्याः प्रजापालकस्य मातुः**-अनामयं-अनामयं स्यादारोग्यम् इत्यमरः—( आमयस्य रोगस्य अभावः अनामयम्—क्षत्रियनुं કુશળ પૂછતી વખતે અનામય શબ્દ વાપરવો. વાંચો મનુ०-ब्राह्मणं कुशलं पृच्छेत् क्षत्रबन्धुमनामयम् ।

દશરથ રાજા જનકના પરમ મિત્ર હતા તેથી કૌસલ્યા સાથે પણ તેમને સારો સંબંધ હતો. કૌસલ્યાને જોતાં જ એમને દશરથ યાદ આવે છે અને તે હતા ત્યારનાં કૌસલ્યાનાં સુખો એમને સાંભરે છે. પહેલાંની અને અત્યારની કૌસલ્યાની સરખામણી કરતાં એમને લાગણી પણ થાય છે. પણ સીતાની યાદ આવતાં તે કૌસલ્યા શબ્દ ન વાપરતાં 'પ્રજાપાલકની માતા' કહીને જ કૌસલ્યાનું કુશળ ગૃષ્ટિને પૂછે છે. તે રામ શબ્દ ન વાપરતાં प्रजापालक શબ્દ ખાસ વાપરે છે. એ શબ્દપ્રયોગમાં જનકનો કટાક્ષ છે કે રામ પ્રજાપાલક હતા પણ પ્રિયાપાલક નહોતા. રામને એની પ્રજા માટે વધારે લાગણી હતી જ્યારે એની પોતાની જ પત્નીની એણે બીલકુલ દરકાર ન કરી.

૧૦-૬

**अनेनैव मन्युना०**—આપણે આગળ જોયું હતું કે કૌસલ્યા ઋષ્યશૃંગને આશ્રમે સત્રમાં ગઈ હતી. દરમિયાન રામે સીતાનો ત્યાગ કર્યો હતો. તેથી એ ગુસ્સામાં યજ્ઞ સમાપ્ત થતાં વસિષ્ઠ સાથે વાલ્મીકિના આશ્રમે ગઈ હતી. આથી બાર વર્ષ સુધી એણે પણ રામનું મુખ જોયું ન હતું કંચુકી કહે છે કે આમ કૌસલ્યાને પતિ વિયોગનું દુઃખ અને સીતા વિયો-

ગનું દુઃખ તો છે જ. ઉપરાંત તેને રામના વિયોગનું પણ દુઃખ છે. આથી આ દુઃખિનીને કટાક્ષોથી દુઃખી કરવી જનકને ઘટતું નથી.

चिरपरित्यक्त॰—चिरं परित्यक्तं रामभद्रमुखचन्द्रस्य दर्शनं यया.

१०–७

**प्रवृत्तबीभत्स॰**—प्रवृत्ता बीभत्सा किंवदन्ती येषु-જેમનામાં બીભત્સ કિંવદન્તી વહેતી મૂકવામાં આવી છે તેવા.

अनल्पकाः—अविद्यमानः अल्पकः येभ्यः—અત્યંત હલકા, પામર. અથવા (સંખ્યામાં) ઘણા.

१०–८

**आः कोऽयमग्निर्नाम॰**—એક વત્સલ પિતાના મનોભાવ રજુ કરતું આ વાક્ય ભવભૂતિની પાત્રાલેખનકલાનો સંપૂર્ણ ખ્યાલ આપે છે. એક સાધારણ ગૃહસ્થ પિતાને પણ પોતાની પુત્રીનું અને કુળનું અભિમાન હોય તો યાજ્ઞવલ્કયના શિષ્ય બ્રહ્મવાદી રાજર્ષિ જનકને કેમ ન હોય ! સીતા પોતાની પુત્રી છે એ માટે એ અભિમાન ધરાવે છે એ તો જન્મથી જ પવિત્ર છે. મા ધરિત્રીની એ પુત્રી છે અને પવિત્ર યજ્ઞભૂમિમાંથી એની ઉત્પત્તિ થઈ છે. આવી देवयजनसंभवा અને उत्पत्तिपरिपूता સીતા માટે કલંક વહેતું કરવું એ પામરતા નહિ તો બીજું શું ! એ પોતે જ જ્યાં પતીતપાવની છે ત્યાં એને માટે બીજી પાવન કરનારી વસ્તુ કલ્પવી એ જ મૂર્ખતા છે. તીર્થોદક અને વહ્નિ પોતે જ પવિત્ર છે. એને વળી બીજા પવિત્ર કરનાર કોણ !

उत्पत्तिपरिपूतायाः किमन्यैः पावनान्तरैः ।
तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः ॥

એ પોતે જ અગ્નિ જેવી પાવન કરનારી છે ત્યારે એને પવિત્ર કરવાની કલ્પના જ શેં થાય !

આવી પવિત્ર પુત્રી માટે આવું કલંક ! અને એટલું જ નહિ પણ એને માટે વળી અગ્નિ કસોટી કરવામાં આવી ! અગ્નિને વળી એને પવિત્ર

કરનારો કહ્યો ! આ કંઈ એકલી સીતાનો તિરસ્કાર નથી. અમારા આખા કુળને પણ આમાં તો કલંક લગાડવામાં આવ્યું છે. એનાં માતાપિતા કોણ છે એ તો જુઓ ! પછી એને અપવિત્ર માનવાની અને શુદ્ધ કરવાની વાતો કરો. હું જનક છું જનક. બ્રહ્મવાદી છું અને રાજર્ષિ છું. હું યાજ્ઞવલ્કયનો શિષ્ય, એ બાળકીનો પિતા છું. એની માતા જુઓ કોણ છે તે ! સ્વયં માતા વસુન્ધરા ! આવાં તીર્થ સમાં દંપતિ, કે જે મૂર્તિમંત પવિત્રતા છે તેમની સંતતિની પવિત્રતા વિશે શંકા કરાય જ કેમ ? અમારી સંતતિને વળી પાછો પવિત્ર કરનારો અગ્નિ તે કોણ છે ? એનામાં મારા કે પૃથ્વીના કે સીતાના કોઈ એક પણ પાવનકારી લક્ષણો છે કે ? નથી એ રાજર્ષિ, નથી એ ઉત્પત્તિપરિપૂત કે નથી એ બ્રહ્મવાદી. તો પછી અમારી તોલે આવનાર અને અમારી સંતતિને પવિત્ર કરનાર અગ્નિ તે વળી કોણ ? એ પવિત્ર ભલે રહ્યો. બીજાની પવિત્રતાનું માપદંડ પણ ભલે રહ્યો. પણ એની પાવનકારિણી શક્તિ અમારી સંતતિ સુધી પહોંચી શકવા સમર્થ નથી. અમારી સંતતિને પવિત્ર કરનાર તો પાછો રહ્યો. અને તે પણ અગ્નિ ! અમારી સંતતિ કરતાં એ તો ક્યાંય ઉતરતો છે.

પિતાનું અભિમાન કેટલી સચોટ રીતે અહીં વ્યક્ત થાય છે ! ખોટેખોટા આળથી અને વળી એની પુત્રી માટે કહેવાતી અગ્નિ કસોટીથી પિતા જનકનો રોષ એકદમ વધી પડે છે. પોતાની નિર્દોષ વ્હાલી ગંગા જેવી પવિત્ર પુત્રીને પડેલા દુઃખે અત્યંત દુઃખી થયેલા જનકનો રોષ એની જ પુત્રી સીતાને માટે કરવામાં આવેલી અગ્નિકસોટી વિશે સાંભળીને શતસહસ્ર ઘણો ભભૂકી ઊઠે છે. તીખા તમતમતા કટાક્ષભર્યા આ અંગારા જેવા શબ્દો જનકના હૃદયના પારાવાર દુઃખનું જ પરિણામ છે.

कष्टमेवंवादिना०— એક તો રામે વગર કારણે લોકોની વાત સાંભળી ખોટેખોટું આળ ચડાવીને સીતાને વનવાસ કાઢી અને એમ કરવામાં મને, તેના સસરા તરીકે ભલે ન ગણ્યો પણ એના પિતાના મિત્રવર્ય તરીકે પણ મારી દરકાર ન કરી ! રામે અકારણ મારા કુળને લાંછન લગાડ્યું એ એક તિરસ્કાર. અગ્નિને સીતાનો શુદ્ધ કરનારો કહેનાર આ કંચુકી પણ રામના વિચારને જ પુષ્ટિ આપે છે અને જેનામાં અશુદ્ધતા અને કલંક સંભવી જ શકતાં નથી તેનામાં એની સંભાવના કરે છે ! આમ આવા

માણુસથી અમે વધારે તિરસ્કાર પામીએ છીએ. એ હડહડતું અપમાન અમારા દુઃખ અને રોષનું કારણ છે.

૧૦-૯

**अग्निरित्ति वत्सां प्रति०**— અરુન્ધતી પણ જનકના વિચારને અનુમોદન આપે છે કે-एवमेतत् સીતાને અગ્નિ શુદ્ધિની જરૂર નથી. સીતા આગળ અગ્નિ તો બહુ તુચ્છ શબ્દ છે. પાવન કરવાની બાબતમાં અગ્નિ સીતાની સાથે મુકાબલો કરી શકે તેમ નથી. સીતા પોતે જ પવિત્રતાનું પ્રતીક છે. એ જગદ્વન્દ્યા છે. અગ્નિ, અરુન્ધતી, ગંગા, સૂર્ય અને વિદ્યા જેવી એ દેવતા છે. સીતાના સંબંધમાં અગ્નિનું નામ લેવું એ એને હલકી પાડવા જેવું છે. 'સીતા' એટલું જ પૂરતું છે.

नैसर्गिकी सुरभिणः कुसुमस्य सिद्धा
मूर्ध्नि स्थितिर्न चरणैरवताडनानि ॥

શ્લોક ૧૧. (શિખરિણી)

जनयति— जन ઉપરથી નામધાતુ जनयति કરતાં આ પાઠ વધારે ભાવમય છે.

સીતા માટે અરુન્ધતીને જે માન પ્રગટે છે તે એ આ શ્લોકમાં વ્યક્ત કરે છે. અરુન્ધતી પોતે જ સીતાનાં પૂજ્ય છે. એ જેવી તેવી સ્ત્રી નથી. રઘુકુળના ગુરુ વસિષ્ઠની એ પત્ની છે. એ પોતે બ્રાહ્મણ છે. હમણાં જ જનકે તેને પ્રણામ કરતા કહ્યું કે વસિષ્ઠ એમના વડે જ પોતાને પવિત્ર માને છે. એ જગદ્વન્દ્યા ભગવતી ઉષા જેવી છે. સીતા કરતાં એ વયમાં મોટી છે. સીતા બાળક છે. સીતા ક્ષત્રિય છે જ્યારે અરુન્ધતી બ્રાહ્મણ છે. આમ વય અને જાતિની દૃષ્ટિએ જોતાં અરુન્ધતી પોતે જ સીતા માટે પૂજનીય છે. ઉપરાંત સીતા અરુન્ધતીની શિષ્યા છે તેથી પણ એ પૂજનીય છે. એ સીતાના કુળની ગુરુપત્ની છે તેથી પણ એ વંદનીય છે. ઉપરાંત સીતા સ્ત્રી છે. આમ દરેક રીતે અરુન્ધતી જ સીતા માટે પૂજનીય છે. છતાં સીતાની પવિત્રતા માટે અરુન્ધતીને માન છે. એ એની પવિત્રતાથી જગદ્વન્દ્યા છે. તેથી જ અરુન્ધતી એને પૂજનીય ગણે છે. ગુણ જ માન:

અને પૂજા પામે છે. એમાં વય કે જાતિ જોવાતાં નથી. આમ સીતાનાં પૂજ્ય અરુન્ધતી પણ સીતાને પૂજનીય ગણે છે ત્યારે અગ્નિ એને શુદ્ધ કરે એ બોલ સીતા પ્રતિ હલકો જ છે.

સીતા પ્રત્યેના એના શબ્દોને અહીં અરુન્ધતી સામાન્ય વાક્યથી સમર્થન આપે છે. અહીં વિશેષનું સામાન્ય વડે સમર્થન થયું હોવાથી **અર્થાન્તરન્યાસ અલંકાર** છે.

આ ભાવ માટે સરખાવો—कुमार० ६-१२-तामगौरवभेदेन मुनींश्चापश्यदीश्वरः । स्त्री पुमानित्यनास्थैषा वृत्तं हि महितं सताम् ॥; रघु ३-६२-तथापि शस्त्रव्यवहारनिष्ठुरे विपक्षभावे चिरमस्य तस्थुषः । तुतोष वीर्यातिशयेन वृत्रहा पदं हि सर्वत्र गुणैर्निधीयते ॥; किरात० ६-२४-धृतहेतिरप्यधृतजिह्ममतिश्चरितैर्मुनीनधरयञ्छुचिभिः । दानयांचकार विरजाः स मृगान्कमिवेशते रमयितुं न गुणाः ॥

११-१

**अहो उन्मीलन्तीव वेदनाः**—દશરથના પ્રિય મિત્રને જોતાં કૌસલ્યાને દશરથ સાંભરી આવ્યા. એ વેળાની એમની જનક જોડેની મૈત્રી અને સુખ એમને સાંભરી આવ્યું. એ વેળા બાળકી સીતા હતી એ પણ એમને સાંભરી આવ્યું. આજે એ બધું ક્યાં ! આજે દશરથ ક્યાં ? એનું સૌભાગ્ય ક્યાં ? એની લાડકી સીતા ક્યાં ? ક્યાં એ દિવસો ! ક્યાં આ દિવસો ! આમ કૌસલ્યાની વેદનાઓ વધી પડે છે.

શ્લોક ૧૨ (શિખરિણી)

शिशुजनः-રામ લક્ષ્મણ વગેરે પુત્રો. पुरन्ध्रीणाम्-પુરન્ધ્રી હોય એવી સ્ત્રી पुरं गृहं धारयति इति स्यात्तु कुटुम्बिनी । पुरंध्री इत्यमरः

અરુન્ધતી કહે છે : કૌસલ્યાને મૂર્છા કેમ ન આવે ? તમે પોતે દશરથ રાજાના એટલે કે કૌસલ્યાના સ્વામીના પરમ મિત્ર છો. તમને જોઈને

એમના મનમાં દશરથ રાજા, અને એ વેળાનું સુખ સાંભરી આવ્યું. એ તમારી પણ સખી જ હતી. એમણે .તમારી પાસેથી સહાનુભૂતિભર્યું વર્તન ઇચ્છયું હશે એને બદલે તમે એમના પ્રત્યે મિત્રભાવ બતાવવાને બદલે એમનો તિરસ્કાર અને ક્રોધથી અનાદર કરવા માંડયો. આવી દુર્દશા જોઈને તમારાં પ્રિય સખીને ઓછું આવ્યું કે હાય! મારું બધું હતું ન હતું થઈ ગયું. કયાં ગયા મારા સ્વામી! કયાં ગયું એ સુખ? કયાં છે મારી સીતા! કયા ગઈ એ મૈત્રી! કયાં ગયું તે બધું! આવો ભાગ્ય પલટો -થવાથી મારા મિત્ર જનક પણ શું મારો તિરસ્કાર કરે છે! આ વિચારે જ કૌસલ્યા મૂર્છા પામ્યાં.

આના સમર્થનમાં અરુન્ધતી સામાન્ય ઉક્તિ પ્રયોજે છે કે હે રાજર્ષિ! કુટુમ્બવતી સ્ત્રીઓનાં હૃદય ફૂલ જેવાં કોમળ હોય છે. સહેજ પણ ચોળાચોળ કે તાપ એ વેઠી શકતાં નથી. તેથી જ તમારી સખી તમારું આવુ વર્તન જોઇ મૂર્છા પામ્યાં.

આમ અહીં વિશેષ ઉક્તિના સમર્થનમાં સામાન્ય ઉક્તિ પ્રયોજી છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે.

સરખાવો-મેઘ૦—आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां सद्यःपाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि ॥

શ્લોક ૧૩ (શિખરિણી)

હવે જનકને સાંભરે છે. મહારાજ દશરથ મારા સંબંધી હતા. મિત્ર હતા. એટલું જ નહિ, પણ એ મારું હૃદય હતા. અમારાં ખોળિયાં જ જુદાં હતાં, હૃદય તો એક જ હતું. હૃદયની અંદરનો આનંદ પણ તે જ હતા. અરે, સર્વ જીવિતનું ફળ, દેહ ધારણ કરવાથી જે ફળ-પુણ્ય વગેરે-પ્રાપ્ત થાય તે પણ એ જ હતા. મારો દેહ તેમને આધીન હોવાથી એ દેહ પણ એ જ હતા. અમારા પ્રાણ પણ એક જ હતા. એથી પણ અધિક જે કંઇ પ્રિય હોઇ શકે તે એ જ હતા. મહારાજ દશરથ મારે મન શું શું ન હતા!

અહી જનક પ્રથમ બે પ કિતમા મહારાજ દશરથ વિશે ઉત્તરોત્તર વધારે ને વધારે ઉત્કૃ ષ્ટ ભાવ બતાવે છે તેથી સાર અલકાર છે

શ્લોક ૧૪ (શિખરિણી)

दूषितम्-દોષ પ્રણયનો અપરાધ परम-“નાની નાની બાબતમાં તો તેઓ મને ખાસ ફરિયાદ કરતા જ નહિ પણ કઈ મોટી બાબતમાં વિખવાદ પડે ત્યારે જ તેઓ મારી પાસે ફરિયાદે આવતાં” (રાય)

જનક કહે છે કે દશરથ અને કૌસલ્યા સાથે એમને કેવળ વેવાઈનો જ સબધ હતો એમ નહિ, પણ એમની સાથે એમને અગત મૈત્રીનો પણ સબધ હતો અને એમાં પણ તે એકલા દશરથના જ નહિ પણ કૌસલ્યાના પણ એ એક અગત મિત્ર હતા એ બનેને એમના ઉપર કેટનો વિશ્વાસ હતો એની ખાતરી કરાવવા જનક કેવળ એક જ દાખલો આપતાં કહે છે

જ્યારે જ્યારે એ દપતિને એકાતમાં કઈ મોટી બાબતમા પ્રેમકલહ થાય ત્યારે એ બન્ને જુદે જુદે વખતે આવીને મારા ઉપર અવળો આક્ષેપ મૂકતા અને ઠપકો આપતા કૌસલ્યા કહેતાં કે જુઓ તમારા મિત્રે (દશરથે) આમ કર્યું અને દશરથ કહેતા કે જુઓ તમારી સખીએ (કૌસલ્યાએ) આમ કર્યુ એટલુ જ નહિ પણ એમને બન્નેને મારા ઉપર એવી અગાધ અવિચ્છિન્ન અને સમાન પ્રીતિ હતી કે આટલુ કહ્યા પછી પણ એમની વચ્ચે મેળ કરાવવો કે કલહ વધારવો એ મારા હાથમા રહેતુ અમ હુ એમના હૃદયનુ વિશ્વાસસ્થાન હતો અરેરે! એ જ કૌસલ્યા! અથવા બસ બસ એ બધુ તો ન સભારું જ સારુ કારણ સભારવાથી તો કાળજુ બાળી નાખે છે

૧૪-૧

अतिचिर०—अतिचिर (લાબા વખત સુધી) निरुद्ध (રુધાયેલા) निःश्वासेन (શ્વાસને લીધે) निष्पन्द (થભી ગયેલુ)

પાઠફેર—०निःश्वासनिष्ठुर—अतिचिर दीर्घकाल निरुद्धेन (स्तम्भितेन), निःश्वासेन (निश्वासरोधनत्वर्थ) निष्ठुर (निश्चलम्, ]

• निःश्वासनिष्पन्द—अतिचिर निरुद्ध निःश्वासनिष्पन्द यस्य—જેનો નિઃશ્વાસનો પ્રવાહ લાબા વખત સુધી રુધવામા આવ્યો છે તેવો શ્રી 'કાણે' આ પાઠ રાખે છે

શ્લોક ૧૫

અન્વય—सुखप्रदः सुहृद् इव प्रथमं एकरसाम् अनुकूलताम् प्रकट्य अहो पुनः अकाण्डविवर्तनदारुणः विधिः मनोरुजम् विशिनष्टि। (દ્રુતવિલંબિત)

सुखप्रदः-सुखं प्रददाति इति. પાઠફેર—सुखप्रदम्-એ अनुकूलताम् સાથે જાય પણ दारुण સાથેના વિરોધમાં सुखप्रदः પાઠ સારો લાગે છે. मा मा. માં પણ આ શ્લોક આવે છે. ત્યાં પણ આ બંને પાઠ છે.

एकरसाम्—एक. रसः यस्याम्—એક સરખી.

अकाण्ड०—नास्ति काण्डः उचितावसरो यस्य तदकाण्डं अकाण्डे (અથવા अकाण्डात्) (એકદમ) विवर्तनं तेन (ફેરફારથી) दारुणः (દારુણ)

विशिनष्टि—शिष्+वि वर्त. (लट्) ત્રી. પુ. એ. વ વધારે છે.

मनोरुजम्—मनसः रुक् ताम् દુઃખ.

છેલ્લી લીટીમાં નીચેનો પાઠફેર છે—परिंशनष्टि विधिर्मनसः रुजम्—

કંચુકી કહેવા માગે છે કે પહેલાં જ્યારે રામ અને સીતાનાં લગ્ન થયાં ત્યારે દશરથ અને જનકનાં કુટુંબ કેટલાં સુખી હતાં ! એટલું જ નહિ વર્ષો સુધી આ સુખ એક સરખું ચાલુ રહયું. આમ વિધિ એમના ઉપર એક સરખી રીતે અનુકૂળ રહયું. આ સમયમાં વિધિએ એક સુખ. પ્રદ મિત્રની ગરજ સારી છે અને જેમ તેવો મિત્ર એકધારો અનુકૂળ થઇને રહે તેમ વિધિ પણ આ બંને કુટુંબો સાથે એકધારું અનુકૂળ રહયું છે. "અર્થાત્ વિધિ જ્યારે અનુકૂળ હતું ત્યારે કૌસલ્યાનો પતિ ચક્રવર્તી રાજા હતો, એને રામ જેવો પુરુષસિંહ પુત્ર હતો અને સ્ત્રીઓમાં રત્ન એવી સીતા જેવી પુત્રવધૂ હતી. આમ દરેક રીતે તે સુખી હતી." (વાંચો 'રાય' પૃ. ૮૩-અંક ૪) પરંતુ એકાએક ભાગ્યપલટો થઈ ગયો. સીતાનો ત્યાગ થતાંની સાથે આ બન્ને કુટુંબોને વિધિએ ભારે દુઃખમાં મૂકી દીધાં છે અને આમ તે દારુણ બન્યું છે.

આમ વિધિની મિત્ર સાથે સરખામણી થઇ હોવાથી ઉપમા અલંકાર છે.

१५-५-१

नवविवाह०—नवः (નવા) विवाह, तस्य વિવાહની लक्ष्मी, तस्या (શોભા) परिग्रह (ધારણ કરવી એ જ) (મુખ્ય કેવલ વા) मण्डन यस्य જેનું એકમાત્ર (અનોખું) ભૂષણ છે તેવું ]

प्रस्फुरच्छुद्ध०—प्रस्फुरत् शुद्धं विहसित यस्मिन् ( જેમાં શુદ્ધ હાસ્ય ઝળકાઈ રહ્યું છે તેવું )

आस्फुरच्चन्द्र०—आस्फुरन्ती (પ્રકાશતા) चन्द्रस्य ( ચન્દ્રની ) चन्द्रिका (ચન્દ્રિકા) तद्वत् (જેવા) सुन्दरं (સુન્દર).

१५-८

रघुकुल०-રઘુકુળના મહારથી (महत्तर) ઓની કૌસલ્યા કહેવા માગે છે કે દશરથના પૂર્વજો અને વડવાઓની એ પુત્રવધૂ છે પણ જનકની પુત્રી એ મારી તો પુત્રી જ છે (અર્થાત્ એ મારી પુત્રવધૂ છે છતાં મારે મન તો એ દીકરી જ છે.) જનક દશરથનો ખાસ મિત્ર હોવાથી એની પુત્રી એ મારી પુત્રી જ છે)

શ્લોક १९ (ઉપજાતિ)

पश्च०-पञ्च प्रसूतय यस्य-પાંચ સંતાનોવાળો દશરથને પાંચ સંતાનો હતા-રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન અને શાન્તા सुबाहुशत्रु -રામ વિશ્વામિત્ર યજ્ઞ કરતા હતા ત્યારે તેમની વેદી ઉપર લોહી અને માંસ નાખીને સુબાહુ અને મારીચ એમ બે અસુરો તેમને હેરાન કરતા હતા. વિશ્વામિત્ર દશરથ પાસે આવ્યા અને રામ અને લક્ષ્મણની મદદ લઈને સુબાહુને માર્યો

तथैव ને બદલે यथैव પાઠફેર છે પણ એ રચના બરાબર નથી

१६-१

सर्वप्रकार०--सर्वप्रकारैं हृदयगम

શ્લોક १७

અન્વય-कन्याया पितर जामातृ आप्त जन पूजयन्ति किल । सम्बन्धे

तद् विपरीतं एव अभूत् । ते मयि आराधनं (अभूत्) तथाविधः त्वं कालेन अपहृतः असि। तद् सम्बन्धबीजं च (अपहृतम्)। अस्मिन् घोरे जीवलोकनरके पापस्य मम जीवितं धिक् । (શાર્દૂલવિક્રીડિત)

सम्बन्धबीजं-સંબંધનું બીજ એટલે કે સીતા. जीवलोक०-जीवलोक एव नरकः-જીવલોક રૂપી નરકમાં.

જનક કહે છેઃ એવા તમે કે જે મારા ઉપર અસાધારણ પ્રેમ રાખતા તે પણ ગયા. ઉપરાંત સીતા કે જે આપણા સંબંધનું બીજ હતી તે પણ ગઇ. તેથી મારા જીવનને ધિક્કાર છે.

१७-२

**दृढवज्रलेप०**-दृढः (દૃઢ) वज्रलेपः तेन (વજ્રલેપથી) प्रतिबद्धं (अत एव) (બાંધેલું હોવાથી) निश्चलं (નિશ્ચળ) પાઠફેર-०लेपघटितबन्धनिश्चलम्-०लेपेन घटितः बन्धः यस्य तत्, अत एव निश्चलं च.

१७-५, ६

युष्माकं कुलगुरुः-વસિષ્ઠ. અરુન્ધતી પતિનું નામ લેતી નથી

कल्याणोदर्के-कल्याणं उदर्के (अन्ते) यस्य અથવા कल्याणः उदर्कः (अन्तः) यस्य

અરુન્ધતી કહેવા માગે છે કે વિધિએ જ એવું નિર્માણ કર્યું હતું કે સીતાનો ત્યાગ થશે અને થયું પણ તેમ જ છતાં અંતે સારું થશે.

પાઠફેર कुलगुरुस्तदुपजातमेव-આ પાઠમાં भवितव्य तथा અને इति કાઢી નાખવામાં આવ્યા છે પણ તે પાઠ બરાબર નથી કેમકે એ રીતે લેતાં વસિષ્ઠના પોતાના શું શબ્દો હતા તે આપણે જાણી શકતા નથી.

१७-७

अतिक्रान्त०-अतिक्रान्तः मनोरथः यस्याः કૌસલ્યા કહેવા માગે છે કે સીતાનો ત્યાગ થયે બાર વર્ષ વીતી ગયાં. છતાં હજી સુધી એના કંઇ સમાચાર નથી. તેથી સારા અંતની એને કોઇ આશા નથી.

પાઠફેર भगवती अतिमान्तो मनोरथ -મારો મનોરથ જતો રહ્યો છે અર્થાત્ હવે કોઈ પણ રીતે મારા મનોરથ ફળે તેવી આશા નથી.

૧૭-૯

मृषोद्यं-ખોટા (ખોટા બોલાયેલા) मृषा उद्यते इति પાણિનિના સૂત્ર राजसूय-सूर्य-मृषोद्यरुच्यकुप्यकृष्टपच्य-अव्यथ्या (पा. ३-१-११४)-પ્રમાણે मृषा અને वद् ઉપરથી વાચ્યો 'ક્યપ્' [ एते सप्त क्यबन्ता निपात्यन्ते। मृषोपपदात् वदेः कर्मणि नित्यं क्यप्। मृषोद्यम्। सि. कौ ]

શ્લોક ૧૮

અન્વય— आविर्भूतज्योतिषां ब्राह्मणानां ये व्याहाराः तेषु संशयः मा अभूत्, एषा हि वाचि भद्रा लक्ष्मीर्निषक्ता। एते विप्लुतार्थां वाचं न वदन्ति। (શાલિની)

आविर्भूत०— आविर्भूतं ज्योतिः येषां-(જેમના) જ્ઞાનનો પ્રકાશ પામેલા व्याहाराः-શબ્દો विप्लुतार्थां—विप्लुतः अर्थः यस्याः-નિષ્ફળ અર્થવાળી (ખોટી)

પાઠફેર— विप्लुता व्याहरन्ति વાચ્યો निरुक्त મા આપેલો નીચેનો વેદનો શ્લોક-ઋગ્વેદ-૧૦-૭૧-૨-सक्तुमिव तितउना पुनन्तो यत्र धीरा मनसा वाचमक्रत। अत्रा सखायः सख्यानि जानते भद्रैषां लक्ष्मीर्निहिताधि वाचि ॥

૧૮—૧

नेपथ्ये कलकलः — "અરુન્ધતી જેવા ઉપરના શબ્દો तत्कि मन्यसे .. ... ...विप्लुतार्थां वदन्ति-બોલે છે કે તરત જ નેપથ્યમાં લગ્ન વગેરે ખાણ્ડેકોનો કોલાહલ સંભળાય છે. આ ખાસ કવિપ્રયોજિત છે "* કારણ એ દ્વારા વાચકો અને પ્રેક્ષકોને તો ખાતરી થાય જ છે કે વસિષ્ઠની વાણી સાચી પડશે જ.

૧૮—૨

शिष्टानध्ययनः —शिष्टेभ्यः अनध्ययनं यस्मिन्-શિષ્ટોના માનમાં અન-

*વાચો ડૉ. શ્રી કે. લા. ઉ. ય. (બ. આવૃત્તિ) પૃ ૮૭

ન્યાય. अस्खलित अविद्यमान स्खलितं यथा स्यात् तथा-મુક્તપણે. પાઠફેર-उद्धतं ( ઉદ્ધત રીતે )

१८—५

सुलभ०—सुलभं सौख्यं यस्मिन्—જેમાં આનંદ સુલભ છે તેવું.

१८—६, ७

सावष्टम्भैः— अवष्टम्भेन सह (બહુ૦)—સૌષ્ઠવયુક્ત. मुग्ध०-मुग्धैः ललितैः-સુંદર અને સુકુમાર.

१८—८

अपवार्य—આ ખોટું અભિનયસૂચન છે. અહીં आत्मगतम् જોઈએ. જ્યારે સ્ટેજ ઉપરનું કોઈ એક પાત્ર બીજા પાત્રને ઉદ્દેશીને કેવળ એ જ એક પાત્ર સાંભળે તેવી રીતે બોલે ત્યારે अपवार्य વપરાય.

भागीरथी०—भागीरथ्या (ભાગીરથીએ) निवेदितं (નિવેદન કરેલું) रहस्यं (રહસ્ય) कर्णामृतं-कर्णयोः अमृतम्

પાઠફે૦—निवेदितं रहस्यकर्णामृतम्.

ભાગીરથીએ અરુન્ધતીને કહ્યું હશે કે સીતાએ બે પુત્રોને જન્મ આપ્યો છે અને તે વાલ્મીકિના આશ્રમમાં છે. આ રહસ્ય કેવળ એને જ કહેવામાં આવ્યું હતું. તેથી જ એ કેવળ અરુન્ધતીને જ વિદિત હતું, કૌસલ્યા કે જનકને નહિ. તેથી જ રહસ્ય શબ્દ વાપર્યો છે. જ્યારે કૌસલ્યા કહે છે કે એક છોકરો બરાબર રામભદ્ર જેવો છે ત્યારે અરુન્ધતી સમજી જાય છે કે નક્કી એ ભાગીરથીએ કહેલો સીતાનો પુત્ર હોવો જોઈએ. તેથી તે આનંદ પામે છે

શ્લોક १९

• અન્વય—कुवलयदलस्निग्धश्यामः, शिखण्डकमण्डनः, पुण्यश्रीकः बटुपरिषदं श्रियेव सभाजयन्, अयं कः दृष्टः झटिति दृशो अमृताञ्जनं कुरुते? स मे वत्सः रघुनन्दनः पुनरेव शिशुर्भूत । (દુર્ગરણી)

कुवलय०—कुवलयदलवत् ( નીલ કમળની પાંદડીની જેમ ) स्निग्धः (કોમળ) श्यामश्च (અને શ્યામ)

शिखण्डक०—शिखण्डकः मण्डनं यस्य—શિખંડ (માથા ઉપરના વાળના ગુચ્છ) જેનું મંડન છે તેવો. पुण्यश्रीकः पुण्या श्रीः यस्य. श्रीयैव પાઠ બરોબર નથી. समाजयन्–समाज् १० મો ગણુ અથવા समाजय् ઉપરથી નામધાતુ.

कुवलग० માં ઉપમા पुनरिव માં ઉત્પ્રેક્ષા, અને अमृताञ्जनम् માં રૂપક છે.

શ્લોક ૨૦

અન્વય—अभितः पृष्ठत. चूडाचुम्बितकङ्कपत्रं तूणीद्वय (अस्ति) उरः भस्मस्तोकपवित्रलाञ्छनं रौरवीं त्वचं धत्ते; मौर्व्या मेखलया माञ्जिष्ठकं अधोवासश्च नियन्त्रितम्; कार्मुकं अक्षसूत्रवलयं पाणौ, अपरः पैप्पल दण्ड । (શાર્દૂલવિક્રીડિત)

चूडाचुम्बित०—चूडया (શિખાને) (ચોટલીને) चुम्बितानि (ચૂમતાં) कङ्कपत्राणि यस्मिन् કંકના (પીંછાંવાળાં). બાણુને છેડે કંકનાં પીંછાં ખોસેલાં હોય તે. બાણુ વધારે સારી રીતે જાય તેથી એને છેડે 'કંક'ના પીંછા ખોસવામાં આવે છે.

भस्मस्तोक०–स्तोक (થોડીક) च तत् भस्म च भस्मस्तोकं ( कर्म० ) तदेव पवित्रं लाञ्छनं ( चिह्नं ) यस्मिन् पोटायुवतिस्तोककतिपय०......સિ. પા. ૨ ૧. ૬૫ પ્રમાણે भस्म પછી स्तोक શબ્દ મૂકવામાં આવે છે.

रौरवीम्—रुरोः इयम् 'રુરુ' એક પ્રકારનું હરણુ છે.

मौर्वी—मूर्वायाः इयं मौर्वी. माञ्जिष्ठं–मञ्जिष्ठया रक्तं मा[illegible] तेन रक्तं रागात् પા ૪–૨–૧ પ્રમાણે [ [illegible] ] [illegible] सि. कौ. ] माञ्जिष्ठमेव माञ्जिष्ठकम् ।

अपरे—બીજા હાથમાં. પાઠફેર-अपर.-એ બે (ધનુષ્ય અને રુદ્રાક્ષમાળા) ઉપરાંત અથવા ( ધનુષ્યદંડથી જુદો ).

અહીં ક્ષત્રિય બ્રહ્મચારીનું આબેહૂબ વર્ણન છે તેથી **સ્વભાવોક્તિ અલંકાર** છે.

જો तूणीद्वयं, उरः, त्वचं, अधोवास' વગેરે સાથે धत्ते લઈએ અને दण्डं તથા पैप्पलं પાઠ રાખીએ તો क्रियादीपक અલંકાર થાય. પણ એ બરાબર નથી કારણ તે રીતે લેતાં બીજી લીટીમાં धत्ते નું उर: કર્તા થાય જ્યારે બીજી ત્રણ લીટીમાં (અધ્યાહાર) 'તે બાળક' કર્તા થાય. વાંચો. मनुस्मृति ( ૨-૪૦-૪૫ )—कार्ष्णरौरव-वास्तानि चर्माणि ब्रह्मचारिणः वसीर-न्नानुपूर्व्येण शाणक्षौमाविकानि च ॥..... क्षत्रियस्य तु मौर्वी ज्या वैश्यस्य शणतान्तवी । ब्राह्मणो बैल्वपालाशौ क्षत्रियो वाटखादिरौ । पैलवोऽदुम्बरौ वैश्यौ दण्डानर्हन्ति धर्मतः ॥

આ શ્લોક મહાવીરચરિતમાં આવે છે.

૨૦-૨

**अद्यैवागता वयम्**—ગંગાએ કહેલું રહસ્ય અરુન્ધતી કહેવા માગતી ન હતી તેથી તે કહે છે કે એ બધાં આજે જ આવ્યાં છે. અર્થાત્ એ કહેવા માગે છે કે એ પોતે અને કૌસલ્યા વગેરે કંઈ જનક કરતાં વધુ રે વહેલા આવ્યા નથી. તેથી આ બાળકો વિશે કોઈ પણ જાતની માહિતી મેળવવાનો એમને સમય જ મળ્યો નથી. આમ અરુન્ધતી આ શબ્દો દ્વારા જનકને સમજાવે છે કે જે દિવસે જનક આવ્યા તે જ દિવસે કૌસલ્યા અને અમે આવ્યાં. તેથી આશ્રમ વિશે જનક કરતાં વધારે કોઈ માહિતી એમની પાસે નથી. જનક આ વાત સહેલાઈથી માની જાય છે.

૨૦-૪

**प्रवयसः**—प्रकृष्टं वयः येषां ते. दिदृक्षु-દશ્ ઈચ્છાદર્શક રૂપમાં सनाशंसभिक्ष उः पा. ३ २. १६८ પ્રમાણે उ પ્રત્યય ઉમેરવાથી दिदृक्षु વિશેષણ થાય.

२०-८

**भिद्येत वा सद्वृत्तमीदृशस्य॰** निर्माण—આકૃતિ, આકાર નિર્मीयते इति निर्माण સંસ્કૃત કવિઓ માને છે કે પ્રભાવશાળી અને ઉમદા આકૃતિ સચ્ચારિત્ર્યની વિરુદ્ધ જતી નથી અર્થાત્ જ્યાં એવી ભવ્ય આકૃતિ હોય ત્યાં સચ્ચારિત્ર્ય હોય જ. રૂપાળા અને પ્રભાવશાળી માણસો ઘણું કરીને સારા આચરણવાળા હોય છે.

જનક કહે છે કે આ બાળકનો દેખાવ અને પ્રભાવ જ કહી આપે છે કે એ જરૂર બોલાવ્યો આવશે કારણ સારી આકૃતિ અને સચ્ચારિત્ર્ય વિરુદ્ધ જતા નથી

भिद्यते પાઠફેર છે

સરખાવો —मुद्रा॰—कमलाना मनोहराणामपि रूपाद्विसंवदति शील सच्छ॰—नह्याकृति सुसदृशं विजहाति वृत्तम् ॥ शाकु॰—न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति ॥, किरात॰ ६-१ ઉપરની મલ્લિનાથની ટીકા—यत्राकृतिस्तत्र गुणा वसन्ति ॥, दश॰-सेयमाकृतिर्न व्यभिचरति शीलम् ॥; महा—भिद्यते न सद्वृत्तमिक्ष्वाकुगृहेषु.

२०-१०

**सविनय॰**—सविनय (સવિનય) निशामित (સાંભળ્યુ છે) गुरुवचनं येन (बहु॰)

विसर्जित॰—विसर्जिताः ऋषिदारका येन જનકને મળવા જવાનું હોવાથી હવે બધા છોકરાઓને વિદાય કર્યા હતા

२०-१२

किमपि—અવર્ણનીય.

શ્લોક २१

**અન્વય—**एतस्मिन् विनयशिशुना मौग्ध्यमसृण (अतएव) विदग्धे न पुनरविदग्धे निर्माण महिम्नाम् अतिशय । यद्वत् परिप्लुः अयस्कान्तशकल अयोधातु (हरति तद्वत्) एष बलवान् समोह स्थिरमपि मे मनो हरति । (શિખરિણી).

**विनय०**— विनयेन ( विनय ) शिशुतया ( शैशव ) मौग्ध्येन च (मुग्ध सरळતાથી) (અથવા સૌંદર્યથી) मसृणः (કોમળ) विदग्धः (જાણકાર).

પાઠફેર विनयशिशिर मौग्ध्यमसृणः. વાંચો वीर०— अत्र विनयशिशिरो मौग्ध्यमसृण इत्यनेन सलिलहिमोपष्टम्भेन उन्नेत्नीभवतां सूर्यतेजसां सादृश्यं व्यज्यते ।

**संमोहस्थिरम्**-संमोहेन स्थिरम् સંમોહને લીધે સ્થિર અથવા संमोहे स्थिरम्-સંમોહમા સ્થિર. 'ઘનશ્યામ' संमोह ઉપર નીચે પ્રમાણે નોંધ આપે છે प्रेमविशेषो च संमोहः જનક એક યોગી હતા અને તેમના મન ઉપર તેમને પૂરો સંયમ હતો. છતાં તેમને પણ આ બાળક પ્રત્યે આકર્ષણ થયું.

પાઠફેર-(૧) समोहः स्थिरमपि-આ પાઠ લેતાં संमोहः हरति નો કર્તા થાય જ્યારે ખરું જોતાં બાળક हरति નો કર્તા છે. બાળક અને તેના ગુણો મનને આકર્ષે છે, समोह નહિ. ઉપરાંત एष बलवान् શબ્દો संमोह કરતાં અતિશય: સાથે વધારે બંધ બેસે છે.

(૨) संमोदः—વિદ્યાસાગરની આવૃત્તિમાં આ પાઠ મળે છે. संमोदः—આનંદ. संमोदः हरति પણ આ પાઠ લેવાથી શ્લોકના બંને ભાગ સુસંકલિત રહેતા નથી અને ચોથી લીટીની ઉપમા પણ બરાબર ઉપડતી નથી.

આમ समोहस्थिर પાઠ વધારે સારો છે. આવું समोह ને લીધે અથવા संमोहમાં સ્થિર થયેલું મન લોખંડના જથા સાથે સરખાવાય. અને જેનામાં અતિશય પ્રભાવ દેખાય છે તેવા લવને અયસ્કાન્તના નાના કટકા સાથે સરખાવી શકાય. આમ ઉપમા રમણીય બને છે જ્યારે संमोह ને અયસ્કાન્ત સાથે ભાગ્યે જ સરખાવી શકાય આ રીતે છેલ્લી લીટીમાં ઉપમા છે.

२१-१

**अज्ञातनाम०**-अज्ञातानि नामानि क्रमः अभिजनः च येषां. अभिजन-કુળ 'कुलान्यभिजनान्वयौ' इत्यमरः 'મનુ'એ કહ્યું છે કે નાના વિદ્યાર્થીએ વૃદ્ધોને પ્રણામ કરવા. વાંચો मनु०-शय्यासनेऽध्याचरिते श्रेयसा न समाविशेत् शय्यासनस्थश्चैवैनं प्रत्युत्थायाभिवादयेत् બધા વૃદ્ધ હતા અને તેથી પૂજ્ય હતા એ લવ જાણતો હતો પરંતુ આમાંના કોણ બ્રાહ્મણ છે અને કોણ ક્ષત્રિય

-છે એ લવ જાણતો ન હતો. દરેકને પ્રણામ કરવાની રીતમાં ફેર હોવાથી કોને કઈ રીતે પ્રણામ કરવા એની લવને સમજણ પડતી નહોતી

૨૧-૨-૩

**अविरुद्धः प्रकार —प्रणामपर्यायः** આવું હોય ત્યારે 'ગૌતમ' કહે છે તે પ્રમાણે સભામાં દરેકને જુદા જુદા પ્રણામ કરવાની જરૂર નહિ પણ एष.. प्रणामपर्यायः એ શબ્દો દ્વારા દરેકને એક સાથે પ્રણામ કરી લેવાય, જેથી ક્ષત્રિય કે બ્રાહ્મણ કોઈને અનુચિત રીતે પ્રણામ થાય નહિ

સરખાવો-महा०-एष वो रामशिरसा प्रणामपर्यायः ।

૨૧-૭

**चिरान्मनोरथोऽपि०**-સીતાને આપન્નસત્ત્વા જાણીને એના બાળકને પોતાના ખોળામાં બેસાડવાના અરુન્ધતીના મનોરથ હતા પણ સીતાનો ત્યાગ થયા પછી આજે બાર બાર વર્ષે એ એના પુત્ર લવને પોતાના ખોળામાં બેસાડે છે તેથી એ કહે છે કે એના મનોરથ બહુ લાંબે વખતે ફળ્યા.

૨૧-૧૪, ૧૫

**दरविकसत्०**-दरविकसत् (સહેજ ખીલેલા) यत् नीलोत्पल (નીલકમળ) तद्वत् (જેવા) श्यामल (શ્યામ) उज्ज्वलश्च (અને ઉજ્જ્વળ) दर-સહેજ 'दराल्पक मनागर्थे' मेदिनी

**कवलिता०**-कवलिताः (ખવાયેલા अरविन्दकेसरा, तैः कषाय (મધુર) कण्ठ यस्य सः ०कवलित...कण्ठः; कवलित.. कण्ठ कलहंसः, तस्य (ખવાયેલા કમળના કેસરથી જેનો કંઠ મધુર થયો છે તેવા કલહંસના) नाद इव (અવાજ જેવો) दीर्घदीर्घ, तेन (ભારે, ભર્યો ભર્યો)

૨૧-૧૬

**कठोरकमल०**-कठोरं (ખીલેલા) यत् कमल तस्य (કમળના) गर्भ. तद्वत् (અંદરના ભાગ જેવા) पक्ष्मल' (સુંવાળા)

શ્લોક ૨૨

-અન્વય—वत्सायाः रघूद्वहस्य च निखिला संपूर्णप्रतिबिम्बिता अस्मिन् शिशौ अभिव्यज्यते । सैवाकृतिः सा द्युतिः सा वाणी, स एव विनयः, असौ सहज- पुण्यानुभावः अपि स एव), हा हा देव । उत्पथैः मम मनः पारिप्लवं किं धावति । (શાર્દૂલવિક્રીડિત)

रघूद्वहः—રઘુનો વંશજ રઘુકુળધુરંધર (રામ). संपूर्ण०—संपूर्णः प्रतिबिम्ब-, यस्मिन् सः, तस्य भावः संपूर्णप्रतिबिम्बता—સંપૂર્ણ પ્રતિબિંબનો ભાવ (સંપૂર્ણ પ્રતિમા).

આ બંને લીટીઓને ટીકાકારો જુદી જુદી રીતે સમજાવે છે. એમાં નીચેની પહેલી રીત સહુથી સુગમ અને સરસ છે—

(૧) 'संपूर्णप्रतिबिम्बता ને નામ તરીકે લેવાનું. એ રીતે તે अभिव्यज्यते નો કર્તા થાય અને નીચે પ્રમાણે અર્થ થાય—મને લાગે છે, (इव) આખી (संपूर्ण) પ્રતિમા સઘળી રીતે (દરેક બાબતમાં) (निखिला) આ બાળકમાં દેખાય છે.

આ રીતે સમજવાથી इव ઉત્પ્રેક્ષાવાચક બને અને अभिव्यज्यते સાથે મન્યે ના અર્થમાં જાય પ્રતિબિમ્બતા મૂળ અરીસા કે એવી ચકચકિત વસ્તુમાં સંભવે અને એમાં મૂળ વસ્તુ હાજર જોઈએ જ. આથી અહીં જનક જે કહે છે તે રીતે પ્રતિબિમ્બતા ફક્ત લાક્ષણિક અર્થમાં જ લેવાય. પ્રતિબિમ્બત્વની બધી વિગતો મળે છે છતાં હજી કોઈને ખાતરી નથી કે આ સીતાનો પુત્ર છે. કૌસલ્યાએ હજી હમણાં જ કહ્યું કે આવી સરખા- મણી પોતે જોઈએ કેવળ એવું ગાંડપણ જ છે. જનક પણ આ શ્લોકની છેલ્લી લીટીમાં એવું જ કંઈ કહે છે. આથી इव ઉત્પ્રેક્ષાદ્યોતક રીતે લેવું વધારે સારું છે. આમ આ રીત સહુથી સરસ છે."*

(૨) બીજી એક સારી રીત વિદ્યાસાગરની આવૃત્તિમાં આપેલી સંસ્કૃત ટીકામાંથી મળે છે. એમાં પણ प्रति० ને નામ અને अभिव्यज्यते ના કર્તા

* વાંચો ડૉ. જી. કે ભટ નું ઉ. ચ. (અં. આવૃત્તિ) પૃ. ૯૧-૯૨

તરીકે રાખ્યુ છે પણ તે નિખિલા ને આકૃતિ સાથે લઈ બધા સ અને સા વાળા ભાગ છૂટા લે છે અને એ રીતનું સાદૃશ્ય છે એમ બતાવે છે

વાંચો—अस्मिन् शिशौ वत्साया सीताया रघूद्वहस्य रघुकुलधुरन्धरस्य रामस्य च सम्पूर्णं प्रतिबिम्बं, दर्पणादाविव छायापातं यस्मिन् सः तस्य भावः संपूर्णप्रतिबिम्बता, सा इव अभिव्यज्यते लक्ष्यते शिशावस्मिन् वत्सया एतावस्य सौसादृश्यं गदय तयोः प्रतिबिम्ब इव प्रतिभाति। सौसादृश्यमेव दर्शयति निखिला समग्रा चैव आकृतिः, सा द्युतिः, कान्तिः, सा वाणी स एव विनयः सहजः स्वाभाविक असौ पुण्यः पवित्रः अनुभावः प्रभावः अपि एतत् सर्वं प्रतिबिम्बादन्यत्र न सम्भवतीति भावः ।

(૩) શ્રી 'ભાણે' નીચે પ્રમાણે સમજાવે છે-આકૃતિ અને દ્યુતિ अभिव्यज्यते ના કર્તા તરીકે લેવાનાં અને सम्पूर्णप्रतिबिम्बता इव અને નિખિલા ને એનાં ( આકૃતિ અને દ્યુતિ ના ) વિશેષણ તરીકે લેવાનાં પણ એમ લેતા વાક્યરચના બરાબર રહેતી નથી सा, स અને असौ થી શરૂ થતાં વાક્યો જુદાં છે અને જુદી વિગત બતાવે છે, એમ લેતા प्रतिबिम्बता इव છૂટુ પડી જાય છે અને अभिव्यज्यते સાથે બરોબર બેસતુ નથી

તેથી 'કાણે' નિખિલા આગળ અટકે છે અને सम्पूर्ण . .. તેને આકૃતિ ના વિશેષણ તરીકે લે છે-" મારી બાળકી સીતાની અને રઘુશ્રેષ્ઠ રામની સંપૂર્ણ આકૃતિ જાણે સમગ્ર રીતે પ્રતિબિંબિત થતી હોય તેમ લાગે છે "

(૪) અથવા નીચે પ્રમાણે ( આકૃતિ, દ્યુતિ ) વગેરે દરેક સાથે પણ अभिव्यज्यते લેવાય-

अस्मिन् शिशौ, वत्साया रघूद्वहस्य च सा एव आकृति, निखिला सम्पूर्ण प्रतिबिम्बितेव अभिव्यज्यते, सा द्युति निखिला सम्पूर्णप्रतिबिम्बता इव अभिव्यज्यते, सा वाणी निखिला सम्पूर्णप्रतिबिम्बता इव अभिव्यज्यते, सः विनय सम्पूर्णं प्रतिबिम्बित इव अभिव्यज्यते ।

सम्पूर्णप्रतिबिम्बिता इव-જાણે સંપૂર્ણ રીતે પ્રતિબિંબિત થતી હોય તેવી*

* જુઓ ડૉ. જી કે ભટ્ટ ઉ ચ ( ૨ આવૃત્તિ ) પૃ ૯૧

(४) निर्णयसागरनी आवृत्ति संवृत्तिः प्रतिबिम्बिता पाठ राखे छे. संवृत्तिः अभिव्यज्यते नो कर्ता थाय अने सा वगेरेथी शरु थतां वाक्यो एमनां एम छूटां रहे. पण संवृत्ति नो अर्थ बरोबर नक्की थयो नथी. वीर० संवृत्ति एटले सम्पर्क के सम्बन्ध अर्थ बतावे छे–संपर्कः सम्बन्धः इति अर्थः। अर्थ नीचे प्रमाणे थाय–' संपूर्ण संबंध प्रतिबिंबित थाय छे. ई.'

आम रचना सहेली थाय छे. पण संवृत्ति नो अर्थ स्पष्ट न होवाथी आ पाठ बराबर नथी.

(५) " 'धाटे' नी आवृत्तिमां संपूर्णप्रतिबिम्बिता एव पाठ छे. (संपूर्णं प्रतिबिम्बं तस्य भावः तत्ता.) आम संपूर्ण० नाम तरीके अने अभिव्यज्यते नो कर्ता तरीके आवे".* अर्थ नीचे प्रमाणे थाय—"आखुं" प्रतिबिम्ब आ बाळकमां पडे छे ज (एव). पण आ पाठ कदाच मूळ आवृत्तिमां करेलो सुधारो पण होय.

पुण्यानुभाव— पुण्यश्चासौ अनुभावश्च–पवित्र प्रभाव अनुभावः प्रभावे च सतां च मतिनिश्चये' इत्यमरः। दैव ने बदले देवि (सीताने उद्देशीने) पाठ छे.

उत्पथै.—अवळे रस्ते पारिप्लवं–चंचळ चञ्चलं तरलं चैव पारिप्लव–परिप्लवे' इत्यमरः

२२–८, ९

**चन्द्रकेतुः**–लक्ष्मण अने ऊर्मिलानो पुत्र. बीजा अंकमां आपणने जणाववामां आव्युं हतुं के अश्वमेधना अश्वना रक्षण माटे चन्द्रकेतुनो नीम्यो हतो

अभ्यर्ण–पाचो 'काणे'–'अर्द+अभि तुं' क. भू कृ. 'बहु दूर नहि' एवा अर्थमां–'अमेश्चाविदूर्ये' पा. ७–२–२६ प्रमाणे [ अभ्यर्णं नातिदूरं नासन्नं वा। अभ्यर्दितमन्यत्। सि. कौ.]

२२–१०

मेध्य–मेधे साधु

---

* जुओ डो. ए. के भट उ. च. (अं आवृत्ति) पृ. ९१.

૨૨-૨૬

मैथिलहर.. दोहित्र–લવને ખબર નથી કે પોતે કોને ઉદ્દેશીને બોલી રહ્યો છે એ બોલે છે જનક માટે એને ખબર નથી કે પોતે જેને ઉદ્દેશીને બોલે છે એ જનક પોતે છે પોતે પણ સામે ઊભેલા જનકનો જ દોહિત્ર છે એની લવને ખબર નથી જ્યારે પ્રેક્ષકોને એ ખબર છે. આમ અહીં નાટ્યાત્મક વક્રોક્તિનો પ્રસંગ ઊભો થાય છે.

૨૨-૨૮, ૨૯, ૩૦

सन्दर्भान्तरेण–अन्यः सन्दर्भः सन्दर्भान्तर, तेन 'सन्दर्भो रचना' धीरस्वामी

अभिनेयार्थ–अभिनेय अर्थं यस्य–રહેલ જે ઉપર ભજવાય તેવો

✓तौर्यत्रिक०–तूर्य ઢોલ. तूर्ये भवं तौर्यं त्रय अंशा अस्य इति त्रिकम् । तौर्योपलक्षितं त्रिकम् तौर्यत्रिकम् 'ઢોલ ઉપર આધારિત એવી ત્રણ વસ્તુઓનો 'યોગ' એમ શબ્દશઃ અર્થ થાય. ઢોલ (तूर्य) સાથે ચાલતી ત્રણ વસ્તુઓ– 'નૃત્ય, ગીત અને વાદ્ય' એને तौर्यत्रिक કહે છે અર્થાત્ નૃત્ય ગીત અને વાદ્ય એ ત્રણનું શાસ્ત્ર તે तौर्यत्रिक–એટલે કે નાટ્યશાસ્ત્ર. तौर्यत्रिकसूत्रकार નાટ્યશાસ્ત્રના સૂત્રો રચનાર–'ભરત'ને નાટ્યશાસ્ત્રના સૂત્રોના રચયિતા કહ્યા છે આમ तौर्यत्रिकसूत्रकार એટલે (નાટ્યશાસ્ત્રના કર્તા) 'ભરત' મુનિ. એમનાં લખેલા સૂત્રોના સંગ્રહને નાટ્યશાસ્ત્ર કહેવામાં આવે છે હાલ મળતા નાટ્યશાસ્ત્રમાં ૩૭ પ્રકરણો છે અને તેમાં લગભગ ૫૦૦૦ જેટલા શ્લોકો છે. મુખ્યત્વે એ શ્લોકો અનુષ્ટુભ્ છંદમાં લખાયા છે વચ્ચે વચ્ચે એમાં ગદ્ય ફકરાઓ આવે છે કાલિદાસ પણ ભરતનો નાટ્યાચાર્ય તરીકે ઉલ્લેખ કરે છે

वाच्यो विक्रमो०–मुनिना भरतेन य प्रयोगो भवतीष्वष्टरसाश्रयो नियुक्तः । ललिताभिनय तमद्य भर्ता मरुतां द्रष्टुमना सलोकपाल ।

૨૨-૩૨

अप्सरोभि–નાટ્યશાસ્ત્રમાં પણ કહ્યું છે કે અપ્સરાઓની મદદથી

ભરત મુનિએ દેવો આગળ ભજવ્યું. વાંચો નાટ્યશાસ્ત્ર ૩૭-૧૯, ૨૦- अप्सरोभिरिदं सार्धं क्रीडनीयैकहेतुकम् । अधिष्ठितं मया स्वर्गे स्वातिना नारदेन च ।

૨૨-૩૩

आकृतकरम्-आकूत-આશ્ચર્ય. આશ્ચર્યકારક.
પાઠફેર-आकूततरम्-વધારે આશ્ચર્યકારક

૨૨-૩૪

**अन्तेवासिन्**-શિષ્ય. अन्ते वसतीति જે ગુરુની પાસે રહે છે તે. 'शयवासवासिष्वकालात्' पा ६-३-१८ પ્રમાણે (લે શય ખશયઃ । ग्रामे वासः । ग्रामवास । ग्रामे वासी ग्रामवासी । सि कौ.)

૨૨-૩૫

**अनुयात्रिकः**–અનુચર. अनुयात्रा अस्ति अस्य इति आनुयात्रिक વધારે સારું છે. अनुयात्रा प्रयोजनं अस्य इति ठक् (इक પ્રત્યય) આ અર્થમાં લગાડવામાં આવે છે)

૨૨-૩૬

**अस्मद्भ्राता**-પોતાની કૃતિની વાલ્મીકિને ઘણી અગત્ય હતી તેથી તેના રક્ષણ માટે તેમણે ખાસ શસ્ત્રધારી માણસને મોકલ્યો હતો. અને આ જવાબદારીભર્યા કામ માટે તેમણે પોતાના ભાઈ કુશને નીમ્યો હતો એનું લવને અભિમાન છે.

લવ આ બધું બાળસહજ ભાવથી બોલે છે પણ આ દ્વારા ચતુર કવિ હુંશિયારીથી જોડકા ભાઈઓની વાત લાવે છે. રામ અને સીતાનું પુનર્મિલન સાધવાનું આ અને હવે પછીના અંકોનું લક્ષ્ય છે એ માટે જરૂરી એવો સીતાનો વહેમ તો ત્રીજા અંકમાં જ કાઢી નાખવામા આવ્યો અને આ રીતે માનસિક રીતે સીતાનો રામ સાથેનો મનમેળ સધાઈ રહે છે. પણ એ પુનર્મિલન માટે લવ અને કુશની ઓળખ ખાસ જરૂરી છે. આ અંકમા લવનો પ્રવેશ ખાસ એટલા માટે જ થયો છે. આ અને હવે પછીનાં વાક્યોમાં આની તૈયારીઓ થાય છે અને સિફતતાથી કવિ સીતા અને રામને મળતા આવતા બે જોડિયા ભાઈઓની વાત રજૂ કરે છે.

२२-३७

जात भ्रातापि तेऽस्ति—લવને ભાઈ છે તે જાણીને કૌસલ્યાને જે આશા બંધાઈ હોય છે તે તૂટી જાય છે. તેમા પણ પછીના વાક્યમાં એ એનો મોટા ભાઈ છે એમ જ્યારે તેને ખબર પડે છે ત્યારે તો એ સાવ હતાશ થઈ જાય છે કારણ સીતા બે પુત્રોની માતા હોઈ શકે નહિ.

२२-४१

किं यमजाo—એ બે બાળકો જોડિયા છે એ સાભળીને એ સીતાના બાળક હશે એવી આશા જનકને બંધાય છે. આ રીતે લવ અને કુશની ઓળખની તૈયારીઓ થાય છે.

२२-४३

अथ कथयo—લવ જરા બોલકો હોવાથી એની પાસેથી કંઈક વિશેષ જાણવાનું સ્ઝારી એ આશાએ જનક આગળ પુછે છે કે એ કયાનો અંત કેવો છે ?

આમ કંઈક વધારે વિગત જાણવાની આતુરતાથી જનક આ પ્રશ્ન કરે છે અને લવ પણ એનો બહુ જ સહજભાવે જવાબ આપે છે. પરંતુ આની પાછળ ભવભૂતિનું એક મોટું પ્રયોજન છે ગયા અંકમાં કવિએ બતાવ્યું કે રામને પોતાને સીતા માટે કશો જ વહેમ નથી અને એની દેવતા સમક્ષ રામને જ મુખે સીતાને પ્રતીતિ કરાવવામાં આવી છે. આ પ્રકરણ માટે વડીલોનો શો અભિપ્રાય છે તે આ અંકમાં કવિએ જણાવ્યું. સાધ્વી અરુન્ધતી તો સીતાવિહોણી અયોધ્યામાં પગ મૂકવા પણ તૈયાર નથી જ્યારે જનક અને કૌસલ્યાને તો સહેજ પણ શંકા નથી. ઊલટું તેઓ તો એના દુઃખે દુઃખી છે. આ પ્રશ્નના જવાબથી ભવભૂતિ કૌસલ્યા અને જનકનો દુઃખાગ્નિ પ્રદીપ્ત કરવા માગે છે અને તે દ્વારા સીતા ત્યાગ માટે એમનો વ્યક્તિગત સાચો શું અભિપ્રાય છે તે બતાવે છે. લવનો પ્રવેશ ખાસ એટલા માટે પણ છે. આમ સીતા અને રામનુ પુનર્મિલન સાધવાની પૂર્વતૈયારીઓ અહીં થાય છે. વડીલોને અને રઘુઓના

કુળગુરૂ તથા ગુરૂપત્નીને પણ સીતા માટે સહેજ પણ શંકા નથી એમ બતાવી એ પક્ષે પણ આ પુનર્મિલનમાં કંઈ વિઘ્ન આવે નહિ માટે અહીં સઘળી ગોઠવણ કવિ કરી દે છે.

૨૨-૪૪

**अलीक पौरापवादो०**—अलीकः पौरापवादः, तेन उद्विग्नः, तेन. आसन्न०- आसन्ना प्रसववेदना यस्याः ।

સીતા ત્યાગ માટે હવે વાલ્મીકિનું અને ભવભૂતિનું પોતાનું શું મંતવ્ય છે તે અહીં સ્પષ્ટ થાય છે. ભવભૂતિના આલેખેલા વાલ્મીકિ પોતે સીતા માટે કોઈ જ શંકા ધરાવતા ન હતા. ભવભૂતિ પણ પોતાનો મત સ્પષ્ટ રીતે રજુ કરે છે કે રામે સર્વથા અયોગ્ય કર્યું છે અને લવની આ ઉક્તિમાં એ માટે કારણો પણ આપે છે. રામે સીતા ત્યાગ કર્યો છે એ દરેક રીતે અયોગ્ય છે કારણ—

(૧) કેવળ લોકોના ખોટા આક્ષેપથી જ પ્રેરાઈને રામે સીતાને ત્યજ્યાં છે. રામે સત્ય વસ્તુસ્થિતિ જોવા છતાં લોકોએ ચડાવેલા ખોટા આળ ઉપર વિશ્વાસ કર્યો તેમને પોતાને સીતા માટે લેશ પણ શંકા ન હતી છતાં લોકોની વાત માની એમને ત્યજી દીધાં અને ન્યાયનો વિચાર કર્યો નહિ.

(૨) સીતા સાક્ષાત દેવી હતી, સતી હતી અને પોતાની ધર્મપત્ની તથા પટરાણી હતી એ કશાનો વિચાર કર્યા વગર જ એમણે એને ત્યજી દીધો.

(૩) સીતા જન્મથી જ પવિત્ર હતી અને યજ્ઞભૂમિમાંથી એના પિતાને પ્રાપ્ત થઈ હતી આમ જન્મથી જ તે દેવતા હતી અને તેથી તે પવિત્ર જ હોય છતાં એ પણ વિચાર્યા વગર રામે એને ત્યજી દીધી.

(૪) રામે બીજા કોઈને નહિ પણ એ સીતાને ત્યજી દીધી કે જે એમને પ્રાણથી પણ અધિક પ્રિય હતી .

(૫) સંતાનના પૂરા દહાડા જતા હતા. છતાં એને એકલીને એવે સમયે ત્યજી દીધા કે જ્યારે એને પૂરા રક્ષણની જરૂર હતી, આ વેદના જેવી તેવી ન હોતી પણ પ્રસૂતિની વેદના હતી.

(६) રામે પોતે સીતાને મોઢે એનો ત્યાગ કર્યાનું નહોતું કહ્યું એ જાતે એને જંગલમાં ત્યજી દેવા નહોતા ગયા પણ લક્ષ્મણને એમણે એ કાર્ય સોંપ્યુ. સીતાને મોઢામોઢ એ કશું જ જણાવી ન શક્યા કારણ એ જાણતા હતા કે પોતાનું આ કાર્ય અયોગ્ય છે અને તેથી જ તે જાતે સીતાને મોઢામોઢ એનો ત્યાગ કર્યો હોવાનું જણાવી ન શક્યા

આ બધા કારણો આપી ભવભૂતિ અહીં સાબિત કરે છે કે રામનું કાર્ય સર્વથા અયોગ્ય જ હતું. અરે લવ જેવો કુમળો બાળક પણ તરત કહી શકે કે રામે યોગ્ય કર્યું નથી

આ બાબત અહીં રજૂ કરવામાં કવિનો ખાસ આશય છે એ દ્વારા તેઓ કૌસલ્યા અને જનકનું દુઃખ વધારી મૂકે છે સીતા ત્યાગથી તેમને જે દુઃખ થયું તે લવનું આ વાક્ય સાંભળી શતસહસ્ર ઘણું વધી જાય છે. એ દ્વારા કવિ બતાવે છે કે સીતા માટે કૌસલ્યાને કે જનકને કે કોઈ પણ વડીલને શંકા નહોતી આમ હવે પછી થનારા પુનર્મિલનમાં કોઈ પણ વડીલ વાંધો ન લે એ બાબત કવિ દરેક રીતે ચોકસાઈ રાખે છે

શ્લોક ૨૩ (વસન્તતિલકા)

જનક પોતાનું દુઃખ વ્યક્ત કરે છે તારું ભયંકર રીતે અપમાન થયું હતુ. આસપાસ ચોમેર ઘોર વન પડ્યુ હતુ. તુ પોતે પ્રસવ વેદનાથી પીડાતી હોઈશ શની હિંસક પશુઓ તારી આજુબાજુ વીંટળાઈ વળ્યાં હશે. એવે વખતે ઓ બેટી તું ખૂબ બી ગઈ હોઈશ. એ કપરે સમયે તારા રક્ષક એવા મને તેં ઘણી વાર યાદ કર્યો હશે. પણ હું ત્યા હાજર નહોતો. કેવી કરુણ ઘટના !

પાઠફેર—(૧) नव च घोरम्-નવ અને ઘોર બને પરિમિત સાથે જાય.

(૨) परिमितं वचनं च घोरम्—કયા ઘોર વચનનો ઉલ્લેખ છે તે સમજી શકાતું નથી અથવા 'वचन' એટલે 'કલંક' પણ લઈ શકાય

૨૩-૪

अहो निर्दयता०—અહી દુષ્ટ પ્રજાજનોનો ઉદ્ગાર અને અયોગ્ય વર્તન દાખવનાર રામ તરફ જનકનો રોષ ભભૂકી ઊઠે છે જનક અને તેમની

દ્વારા ભવભૂતિ અહીં સ્પષ્ટ રીતે કહે છે કે રામે બિલકુલ ઉતાવળિયું કામ કર્યું હતું.

निर्दयताने બદલે दुर्मर्यादता—અવિવેક.

શ્લોક ૨૪ (પ્રથમાર્ધ).

અન્વય—एतद् वैशसवज्रघोरपतनं शश्वत् उत्तरयः मम क्रोधस्य चापेन शापेन वा झटिति ज्वलितुं अवसरः ।

वैशस०—वैशसमेव (આફત રૂપી) वज्रस्य (વજ્રનું) घोरं पतनं (ઘોર પતન.

चापेन—જનક રાજા હતા તેથી તેમનું ખરાબ કરનારને તેઓ ધનુષ્યથી સજા કરી શકતા.

शापेन—ઉપરાંત તેઓ રાજર્ષિ પણ હતા. તેથી જ તેમનું ખરાબ કરનારને તેઓ શાપ પણ આપી શકતા.

આમ રામ અને તેમની પ્રજા પ્રત્યે જનકનો રોષ અહીં ભભૂકી ઊઠેલો દેખાય છે.

झटिति ને બદલે घगिति (घग् અવાજથી) પાઠ પણ છે. घगिति માં શબ્દ ગણ્યો સરસ છે.

શ્લોક ૨૪ (અનુષ્ટુભ)

અન્વય—परिभूतानां मनस्विनाम् प्रायः एतद् हि चित्तम् । राजन् रानः ते अपत्यं, कृपणाः, जनाः च पाल्याः ।

અથવા પ્રથમાર્ધનો નીચે પ્રમાણે પણ અન્વય થાય—परिभूतानां मनस्विनां प्रायश्चित्तं (कोपप्रतीकार) एतत् । મનસ્વીઓનું જ્યારે અપમાન થાય ત્યારે આ જ (ક્રોધજ્વલન એ જ) (એનો) સાચો પ્રતિકાર છે. અર્થાત્ અપમાનિત થયેલા મનસ્વીઓએ આ રીતે જ ક્રોધથી—કાં તો ધનુષ્યથી કે કાં તો શાપથી—પોતાના અપમાનનો બદલો લેવો જોઈએ.

શ્રી 'કાણે' 'કાળે' વગેરે આ શ્લોકની પહેલી લીટી લવના મુખમાં મૂકે છે. તેમની દલીલ નીચે મુજબ છે—

(૧) આ શબ્દો લવ જેવા પ્રતાપી બાળકને મુખે શોભે છે.

(૨) જનકને શાંત કરવાની કૌસલ્યાએ અરુન્ધતીને વિનંતી કરી છે. તેથી આ શબ્દો બોલી અરુન્ધતી જનકનો ક્રોધ વધારે તો નહિ જ. જ્યારે લવ જો અજાણતાં આ શબ્દો બોલે તો જનકનો રામ પ્રત્યેનો ક્રોધ વધે અને એ રીતે નાટકની કરુણ ઘટનામાં વધારો થાય.

પરંતુ આ શબ્દો બોલવા માટે લવ હજી વધારે નાનો લાગે છે. જનકના આ ક્ષત્રિય સ્વભાવને અરુન્ધતી સહજ માનતી હોય અને તેથી તે એક ક્ષણ એના વિચાર દર્શાવી શકે. આ લીટીમાં એ કેવળ જનકની મનોદશા જ બતાવે છે કે આવો કોપ જનકને સ્વાભાવિક છે. આમાં જનકને વધારે ગુસ્સે કરવાનો એનો આશય નથી. અને જનક એટલા બધા ગુસ્સામાં છે કે એમને આ શબ્દો સમજાયા પણ નહિ હોય. કૌસલ્યાના કહેવાથી બીજી લીટીમાં જ્યારે અરુન્ધતી ખાસ જનકને સંબોધીને બોલે છે ત્યારે જ જનકનું ધ્યાન એ તરફ દોરાય છે.

'બેલવલકર' 'રાય' 'વિદ્યાસાગર' વગેરે બધા વિદ્વાનો પણ આ શ્લોક અરુન્ધતીના મુખમાં જ મૂકે છે.

આથી આ શ્લોકની બંને લીટી અરુન્ધતી બોલે એ જ સ્વાભાવિક લાગે છે.

શ્લોક ૨૫ (દ્વિતીયાર્ધ) (શાર્દૂલવિક્રીડિત)

पुत्रः एव भाण्डं पुत्रभाण्डम्, भूयिष्ठ॰—भूयिष्ठानि द्विज .....क्षैणानि (द्विजा बालाः वृद्धाः विकलाः स्त्रैण च) यस्मिन्।

અરુન્ધતીના શબ્દો જનક ઉપર ધારી અસર કરે છે. અરુન્ધતી જનકને કહે છે કે 'રામ' તો તમારો દીકરો છે. ત્યારે જ જનકને ભાન આવે છે કે એ કોની સામે ચાપ અને શાપ વાપરવા તૈયાર થયા છે. રામને એમણે દીકરો જ માન્યો છે તેથી તેના તરફ તો ચાપ કે શાપ વાપરવાં ઘટે નહિ.

શંક પ્રજા પ્રત્યે પણ ક્રોધ શમાવવા અરુન્ધતી વિનંતી કરે છે એ માટે પણ જનક વિચારે છે કે પોતાના પુરજનોમાં મોટો ભાગ બ્રાહ્મણોનો બાળકોનો, વૃદ્ધોનો અને અપંગોનો છે. તેથી એમના પ્રત્યે પણ ચાપ અને શાપ વાપરવાં ઘટે નહિ

૨૫-૪

पशुसमाम्नाय—सम्यक् आम्नायते अस्मिन् इति समाम्नायः पशूनां समाम्नायः પશુવેદ. પશુઓને લગતો ગ્રન્થ. ટીકાકાર वीर० પ્રમાણે અશ્વમેધ યજ્ઞને લગતો વેદનો ભાગ.

साङ्ग्रामिके—संग्रामं अर्हति इति युद्धप्रतिपादकग्रन्थे—યુદ્ધને લગતા ગ્રન્થમાં. પશુવેદમાં 'યજ્ઞમાં હોમવાનું પશુ' એ રીતે 'અશ્વ' શબ્દ સાંભળ્યો છે અને 'યુદ્ધનો અશ્વ' એવું યુદ્ધ શાસ્ત્રમાં સાંભળ્યું છે.

શ્લોક ૨૬ (મન્દાક્રાન્તા)

आम्रमात्रान्-आम्रं मात्रा (परिमाणं) येषाम् કેરી જેવડી आख्यात-आ +ख्या નું ક. ભૂ. કૃ. (નામ તરીકે)

અહીં અશ્વનું સુંદર હૂબહૂ વર્ણન છે તેથી **સ્વભાવોક્તિ અલંકાર** છે.

૨૬-૨

सकौतुका०—અશ્વ છોકરાઓ લવને ખેંચી જાય છે. કોઈ હાથ પકડે છે તો કોઈ કપડું ખેંચે છે. લવને પણ અશ્વ જોવાનું કૌતુક તો થાય છે છતાં તે સંસ્કારી અને કેળવાયેલો છોકરો હતો. તેથી તે વડીલોની આજ્ઞા લીધા સિવાય જતાં ગભરાય છે. અને છોકરાઓ તો તેને ખેંચે જ જાય છે એ એમને રોકી શકતો નથી. આથી એ વડીલોના કંઈક અપરાધમાં હોય તેવો ભાવ વ્યક્ત કરે છે. જતે જતે તે વિનયથી પોતાની લાચારી વ્યક્ત કરે છે.

૨૬-૭

अरण्यग०—अरण्यं गर्भे (अन्त) यस्य स अरण्यगर्भः (बालः) तस्य रूपेण आलापैश्च.-અરણ્યના બાળકના દેખાવ અને વાતોદ્વારા.

૬૨૫ ૩

[ વાલ્મીકિના આશ્રમ પાસેના બીજા ચોગાનમાં અશ્વમેધનો અશ્વ દેખાય છે લવને લઈને છોકરાઓ બધા ત્યાં આવે છે. લવ તરત જ કહી આપે છે કે આ અશ્વમેધ યજ્ઞનો ઘોડો છે તપાસ કરતા છોકરાઓને ખબર પડે છે કે તે સાત ભુવનના ચક્રવર્તી રામનો છે. લવને એથી અપમાન લાગે છે તેથી તે પોતાના ભાઈબંધોને એ અશ્વ પકડી લેવા કહે છે. અશ્વને પકડતો રોકવા એક ગુસ્સે થયેલો સૈનિક પ્રવેશે છે. લવ પણ લડવા તૈયાર થઈ જાય છે. ]

૨૬-૧૮

आश्वमेधिक—अश्वमेधः प्रयोजनं अस्य इति आश्वमेधिक ।

૨૬-૨૫

ऊर्जस्वल —બળ્ય સર્વ૦-બધા ક્ષત્રિયોનું અપમાન કરતો.

શ્લોક ૨૭

અન્વય—योयमश्व इव सप्त......वीरस्य दश. . ..द्विष पताका अथवा वीरघोषणा (અનુષ્ટુભ)

सप्त०—सप्तसु लोकेषु एकः (એક માત્ર) वीर, तस्य-જે સાત લોકમાં એક માત્ર વીર છે તે दशकण्ठ०—दशकण्ठस्य कुलं तस्य द्विट् शत्रु (राम) तस्य ।

અહીં રૂપક અલંકાર છે.

૨૭-૩

अक्षत्रिया—अविद्यमाना क्षत्रिया यस्याम् ।

શ્લોક ૨૮ (અનુષ્ટુભ)

विभीषिका—ધમકી બધા જ ન્મીમકો આ વાક્ય બે રીતે સમજાવે છે--

(१) ક્ષત્ર કહેવા માગે છેઃ જે ક્ષત્રિયો છે, તો તેઓ છે જ. પણ આવી ધમકી શા ? જો તમને સ્વીકાર્ય હોય કે ક્ષત્રિયો હયાત છે જ તો તેઓ જરૂર રામની સત્તાને રોકવા પ્રયત્ન કરશે જ.

(૨) અથવા તે માનાર્થે બ. વ. લઈને રામને ઉદ્દેશીને લઇએ તો અર્થ નીચે પ્રમાણે થાય—'જો તેઓ શ્રી (રામ) અદ્વિતીય યોદ્ધા હોય તો ભલે રહયા. પણ એમાં આટલી બધી ધમકી શી !'

હવે પછી જે કપ બને છે તેને આ અર્થ અનુરૂપ છે.

પાઠફેર—यदि नो सन्ति सन्त्येव-જો (તમે એમ કહેતા હો કે) તેઓ (ક્ષત્રિયો) (રામ માટે) નથી તો (હું કહું છું કે) તેઓ છે. અર્થ સારો છે પણ સુગમ નથી. કેટલાક सन्त्येव ને બદલે सन्त्वेव પાઠ રાખે છે જો તે રામને ઉદ્દેશીને લઈએ તો એ પાઠ સારો છે.

બીજી લીટીમાં પણ નીચેના પાઠફેર છે–(૧) किमुक्तैः स निपत्यैव (તમારી સાથે) બોલવું કેવું ? (તમારા ઉપર) હૂમલો કરીને જ (હું અશ્વ હરી જઈશ)

(૨) किमुक्तैः शरसंबाधां-બોલવાથી શું ? (હું તમારી એ પતાકા હરી જઈશ) કે જે બાણુથી છવાયેલી હશે. તે કહેવા માગે છે કે તે એમના ઉપર હલ્લો કરશે અને તેથી બંને પક્ષોના જંગ વચ્ચે ઊભેલો અશ્વ બાણુથી છવાઈ ગયો હશે.

२८-१

रोहित એક જાતનું હરણ. वराकः-[ ગરીબ, બાપડું.

२८-३ ४

आयुधीय-आयुधेन जीवतीति आयुधीयः तीक्ष्णतरा ને બદલે तीक्ष्णनीरसा (તીક્ષ્ણ અને લાગણી વગરના) પાઠફેર છે.

अपूर्वारण्य०-अपूर्वारण्यस्य (અપૂર્વ અરણ્યના) दर्शनेन (દર્શનથી) आक्षिप्त हृदयं यस्य (જેનુ મન ખેચાયુ છે તેવો)

२८-६

विस्फुरित०-विस्फुरितानि शस्त्राणि येषाम् ચમકતાં શસ્ત્રોવાળા

શ્લોક २९

અન્વય-ज्याजिह्वया वलयितो०,उद्गारिघोर०, एतत् चापम् ग्रासप्रसक्त . विडम्बि दिक्चादरम् अस्तु । (વસંતતિલકા)

ज्याजिह्वया-ज्या एव (પણછ રૂપી) जिह्वा (જીભથી) અથવા (ज्या जिह्वा इव) तया वलयितो० वलयिते (વીંટળાયેલા) उत्कटे (ઊંચી) कोटी एव (અણી રૂપી) दंष्ट्र यस्य (જડબાવાળુ)

उद्गारि०-उद्गारी (બહાર આવતા) घोर (ભયંકર), घनस्य इव (મેઘ જેવા) घर्घरघोष यस्य (ઘર્ઘર અવાજવાળુ) અથવા उद्गारी ( उद्गच्छन् ) घोर घन (ઘન) (ધેર) घर्घरघोष यस्य

ग्रास०-ग्रासे (કોળિયો કરવામા) प्रसक्त (મસ્ત) हसन् च (અને હસતા) अन्तर तस्य (મૃત્યુના) वक्त्र यन्त्र इव तस्य (મુખ યન્ત્રના) અથવા ग्रासे प्रसक्त हसत् अन्तकस्य वक्त्र यन्त्रमिव (तस्य) जृम्भा, ता (બગાસાને) विडम्बयतीति (ભળતુ)

અહીં ધનુષ્યને મૃત્યુના મુખયન્ત્ર સાથે સરખાવ્યુ છે સરખામણી નીચે પ્રમાણે છે—

(१) ज्याजिह्वयावलयितोत्कटकोटिदंष्ट्रम् चापम् = मुखयन्त्रम

ધનુષ્ની પ્રત્યંચાને જીભ સાથે સરખાવી છે એના બને છેડાની અણીઓની બને જડમાં સાથે સરખામણી થઈ છે જીભ આગના બને

જડબાંનિ અડકેલી હોય છે તેવી રીતે પ્રત્યંચા પણ બંને અણીઓને વીંટાયેલી હોય છે.

(૨) उद्गारिघोरघनघर्घरघोषम् चापम् = ग्रासप्रसक्त हसत् मुखयन्त्रम्
ધનુષ્યનો ટંકારયુક્ત અવાજ થાય છે. લડાઈમાં મૃત્યુ પામેલા મનુષ્યોનો કોળિયો કરવાના આનંદમાં મૃત્યુનું મુખ પણ મોટેથી હસી ઊઠે છે. ધનુષ્યના મોટા ટંકારને મૃત્યુના આ મોટા હાસ્ય સાથે સરખાવ્યો છે.

(૩) विकटोदरम् चापम् = जृम्भाविडम्बि मुखयन्त्रम्

જ્યારે ધનુષ્યની દોરીને ખેંચવામાં આવે ત્યારે તેની કમાન અને દોરી વચ્ચેનો ભાગ મોટો થાય. આથી એને विकटोदरम् કહ્યું ધનુષ્યના આ મોટા ભાગને મૃત્યુના બગાસા સાથે સરખાવ્યો છે. બગાસું ખાતી વખતે મુખ પહોળું થાય તેથી આ સરખામણી બરોબર છે. આમ અહીં ઉપમા છે.

ધનુષ્ય જ લવના શત્રુઓના વિનાશનું કારણ છે તેથી આ ઉપમા યોગ્ય છે. ટૂંકમાં ઉપમા નીચે પ્રમાણે સહેલાઈથી સમજાવી શકાય–

| | |
|---|---|
| चापम् ધનુષ્ય | अन्तकमुखयन्त्रं મૃત્યુનું મુખયન્ત્ર |
| ज्या–(પ્રત્યંચા) | जिह्वा (જીભ) |
| उत्कटकोटि–(બે ઊંચી અણી) | दंष्ट्रे (જડબાં) |
| ટંકારનો અવાજ | હસવાનો અવાજ |
| विकटोदरम्–દોરી ખેંચવાથી પહોળો થયેલો ભાગ | जृम्भाविडम्बि–બગાસું ખાતાં પહોળું થયેલું મુખ. |

# અંક ૫

દશ્ય-૧

[ રથમાં બેઠેલો ચન્દ્રકેતુ હાથમાં ધનુષ્ય સાથે પ્રવેશ કરે છે. સુમન્ત્ર એનો સારથિ છે. પોતાના લશ્કર અને લવ વચ્ચેના યુદ્ધ વિશે તેણે સાંભળ્યું છે. તેથી જ તે રક્ષણ માટે જાય છે. લવનો દેખાવ અને તેનું શૌર્ય વખાણ્યા સિવાય ચન્દ્રકેતુ રહી શકતો નથી. લવે એકલે હાથે આખા લશ્કરને હરાવ્યું તેથી કંઈક શરમાય છે પણ ખરો. ચન્દ્રકેતુ લવને ખાસ એકલો લડવા બોલાવે છે.

લવ એકલો ધનુષ્ય સાથે પ્રવેશે છે. એની પૂંઠ ફરતાં લશ્કર એને હેરાન કરવા માંડે છે. કંઈ ઈલાજ ન જડવાથી લવ જૃમ્ભકાસ્ત્ર પ્રયોજે છે. આથી લશ્કરનો ઘોંઘાટ શાન્ત થઈ જાય છે. બંને યુવાન યોદ્ધાઓ સામસામે આવે છે. ચન્દ્રકેતુ લવને રથમાં બેસી લડવા કહે છે પણ લવ વિનયથી છતાં ગૌરવભેર ના કહી દે છે.

લવ સમજાવે છે કે સૈનિકોના ખરાબ વર્તનથી એને પરાણે યુદ્ધમાં ઊતરવું પડ્યું છે. ચન્દ્રકેતુ લવને પૂછે છે કે તે શું ખરેખર પોતાની જાતને રામ કરતાં ચડિયાતો સમજે છે ત્યારે લવ જવાબ આપે છે કે કોઈ મહાન માણસ સંપૂર્ણ હોતો નથી. રામના પૂર્વ જીવનની થોડીક ક્ષતિઓ તે કહી બતાવે છે કારણ તે સારી રીતે રામાયણ ભણ્યો હોય છે. આથી ચન્દ્રકેતુ ઉશ્કેરાય છે અને બંને એક એવી જગ્યાએ લડવા જાય છે કે જ્યાં યુદ્ધમાં વિઘ્ન ન આવે. ]

૨—

**भो भोः सैनिकाः**—આને ચૂલિકા કહે છે. સાહિત્યદર્પણકાર એની નીચે પ્રમાણે વ્યાખ્યા આપે છે-अन्तर्जवनिकासंस्थैः सूचनार्थस्य चूलिका.

શ્લોક-१

અન્વય—ननु एष त्वरित...वाजिना रथेन उत्खात...केतुः चन्द्रकेतुः नः प्रधनं श्रुत्वा उपैति । (પ્રહર્ષિણી)

त्वरित०—त्वरितं यथा तथा (ત્વરિત રીતે) सुमन्त्रेण नुद्यमानाः સુમન્ત્રથી પ્રેરાતા प्रोद्वल्गन्तः (કૂદતા) प्रजविनाः (વેગીલા) वाजिनः यस्य (અશ્વોવાળા) (बहु०)

प्रोद्वल्गत् અને व्यावल्गत् પાઠફેરમાં અર્થમાં ખાસ ફેર નથી.

उत्खात०—उत्खातेषु ખાડાખબડાવાળી જમીનને લીધે प्रचलितः कोविदारकेतुः यस्य જેનો કોવિદારનો ધ્વજ હાલી ઊઠ્યો છે તેવો.

प्रधनम्—યુદ્ધ 'युद्धमायोधनं जन्यं प्रधनं प्रविदारणम्' इत्यमरः उत्खात ને બદલે उद्धात પાઠફેરમાં પણ એ જ અર્થ છે.

અહીં विदारकेतु અને चन्द्रकेतु માં પદાન્ત યમક છે.

१-१

सुमन्त्र०—सुमन्त्रः सारथिः यस्य. धनुष्पाणिः–धनुः पाणौ यस्य.

શ્લોક २

अन्वय—चञ्चत्पक्षचूडः कलित...श्रीः अयं कोऽपि वीरपोतः अविरत० गुणगुञ्जत्कोटिना कार्मुकेण समरशिरसि चमूनां उपरि शरतुषारं किरति । (માલિની)

किरति—कॄ છઠ્ઠો ગણ પરસ્મૈ. નું વર્ત. કા (लट्) ત્રી. પુ. એ.વ.

कलित०—कलितः (ઉદ્ભવેલા) किञ्चित् (કંઈક) कोपः, तेन (કોપને લીધે) रज्यन्ती (લાલ થયેલી) मुखश्रीः (મુખની શોભાવાળા)

अविरत०—अविरतं गुणे गुञ्जन्त्यौ कोटी यस्य–જેના છેડા (कोटी) ધનુ-

ધનની દોરી સાથે (गुणे) સતત (अविरतं) અવાજ કરી રહ્યા છે (गुञ्जन्त्यौ) તેવા प्रविततगुण० પાઠ પણ સારો છે

चञ्चत्०—चञ्चन्त्य (હાલતી) पञ्चचूडा (પાંચચોટી) यस्य वीरपोतः વીરશ્રામો पोतश्च यानपात्रे शिशौ पोत इत्यमर

અહી क અને च નો **અનુપ્રાસ** છે

શ્લોક ३

**અન્વય**—दलितकरिकपोलग्रन्थिटङ्कारघोर ज्वलितशरसहस्र, सर्वत सैन्य कार्ये एक मुनिजनशिशु, रघुवंशस्याप्रसिद्ध नव प्ररोह इव मे कौतुक करोति। (માલિની)

सैन्यकाये ને બદલે स प्रक्षेपात् પાઠ સારો નથી વંશ એટલે વાંસ અર્થ પણ થાય અહી ગમ્ય ઉપમા છે વાંસના (वंश) નવા ફણગાની જેમ આ બાળક પણ રઘુવંશનો અપ્રસિદ્ધ નવો જ ફણગો લાગે છે अप्रसिद्ध ને બદલે अप्रसिद्ध प्ररोह પાઠ પણ બરાબર નથી એ अप्रसिद्ध० જેટલો સુગમ નથી

दलित०—दलिता करिकपोलग्रन्थय यै तानि ०ग्रन्थिनि, टङ्कारै घोराणि ज्वलितानि च शरसहस्राणि यस्य હાથીઓના (करि) ગંડસ્થળની (कपोल) ગાંઠોને (ग्रन्थय.) દળી નાખતા (दलित) (અને ટંકારને લીધે (टंकार) ઘોર (घोर) (ભયંકર) જેના હજારો (सहस्र) ચમકતા (ज्वलित) બાણ (शर) છે તેવો (મુનિબાળ)

रघुवंशस्य अप्रसिद्ध प्ररोह માં ગમ્ય ઉપમા છે રઘુવંશથી બીજે આવા યોગની ઉત્પત્તિ સંભવતી નથી તેથી नव इव એવી ઉત્પ્રેક્ષા કરી

શ્લોક ४ (પુષ્પિતાગ્રા)

अतिशयित०-अतिशयित सुरासुरप्रभाव येन तुल्यरूप तुल्य रूप यस्य- તેવા જ રૂપવાળો तथैव ને બદલે तवैव પાઠ બરાબર નથી तव ચન્દ્રકેતુને ઉદ્દેશીને જ હોવું જોઈએ લવને ચન્દ્રકેતુને મળતો આવતો જોઈને સુમન્ત્ર કહે કે એને રામનું સ્મરણ થાય છે તો તે બરાબર નથી તેથી तथैव પાઠ વધારે સારો છે

કુશિકસુત૦-कुशिकसुतः (विश्वामित्रः) तस्य (વિશ્વામિત્રના) मख' यज्ञ' द्विषन्ति इति मखद्विषः तेषां (યજ્ઞદ્વેષિઓના) प्रमाथे (સંહાર વખતે)

રામાયણ બાલકાંડમાં વિશ્વામિત્રની વંશાવળી નીચે પ્રમાણે આપી છે. ब्रह्मा-कुश-कुशनाम-गाधि-विश्वामित्र જ્યારે વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે गाधि-कौशिक વિશ્વામિત્રના પિતા થાય, कुशाम्ब ના પુત્ર થાય અને कुशनाभ ના ભાઈ થાય.

વાંચો રામાયણ બાલકાંડ-"कस्यचित्त्वथ कालस्य कुशनाभस्य धीमतः । जज्ञे परमधर्मिष्ठो गाधिरित्येव नामतः ॥ स पिता मम काकुत्स्थ गाधिः परमधार्मिक कुशवंशप्रसूतोस्मि कौशिको रघुनन्दन ॥"

આમ વિશ્વામિત્ર કુશિકના પુત્ર નહોતા પણ કુશના વંશજ હતા. અને ગાધિના પુત્ર હતા. જ્યારે સુબાહુ અને મારીચે વેદી ઉપર માંસ નાખીને વિશ્વામિત્રના યજ્ઞને અપવિત્ર કર્યો ત્યારે વિશ્વામિત્ર દશરથ પાસે આવ્યા અને રામને પોતાની સાથે રાક્ષસોનો સંહાર કરવા મોકલવાની તેમને વિનંતી કરી.

धृतधनुष'-धृतं धनु' येन 'धनुषश्च पा. ५-४-१३२ પ્રમાણે धृतधन्वानः હોવું જોઈએ કારણ બહુવ્રીહિ સમાસનો છેલ્લો શબ્દ धनुः હોય તો તેનું धन्वन् થાય. પણ સમાસને છેડે શબ્દોમાં જે ફેરફાર થાય છે તે ફરજિયાત નથી હોતા તેથી धनुषम् પણ ચાલે.

સરખાવો-सिद्धान्त कौमुदी-कथं तर्हि 'स्वलावण्याशंसाधृतधनुषमहनाय तृणवत्' इति पुष्पदन्तप्रयोग इति चेत, अत्राहुः । समासान्तविधेरनित्यत्वान्नानुपपत्तिः ॥" (કાણે)

અહીં રામને મળતા આવતા લવને જોઈને સુમન્ત્રને રઘુનન્દન સાંભરે છે. આમ સદશ વસ્તુના દર્શનથી બીજી વસ્તુનું સ્મરણ થાય છે તેથી અહીં સ્મરણ અલંકાર છે.

શ્લોક ૫

અન્વય—मदभरेणगुरि......जालैः, वणत्......स्यन्दनैः अमन्द...... वारिदैः वलैः एकक: हि अयं शिशुः आवृत्त । (પૃથ્વી)

एरक — एकाकी त्वेक एकक इत्यमरः मदभरेण—અતિશય અભિમાનથી વાંચો. वीर०–' मदभरेण वीरपानेन समुपजनितमदातिशयेन '

भूरिस्फुरत्०—भूरिस्फुरन्ति (ખૂબ પ્રકાશતાં) करालानि (ભયંકર) करकन्दलीषु (અને) (કર સંપૂટમાં-પંજાના હાથમાં) कलितानि (પકડેલા) शस्त्रजालानि येषाम् (ઘણાં શસ્ત્રોવાળાં) અથવા करालासु करकन्दलीषु એમ પણ વિગ્રહ થાય

પાઠફેર—समरभारभूमिस्फुरत्—રણભૂમિના ભૂમિ ઉપર પ્રકાશતાં. પણ આ પાઠ સારો નથી રણમાં શસ્ત્રો ચમકતાં હતા એમ કહેવામાં કંઇ વૈચિત્ર્ય નથી

क्वणत्कनक०—क्वणन्तीभि. (રણકતી) कनककिङ्किणीभि (સોનાની ઘૂઘરીઓથી) झणझणायिता· (ઝણઝણતા) स्यन्दना येषा (રથવાળા)

अमन्दमद०—अमन्द (अनल्प) (અસ્ખલિત) मद, स एव दुर्दिन तै· (મદરૂપી વર્ષા લાવતા), द्विरदा. (गजा) वारिदा (मेघा) इव येषु तै· (મેઘ જેવા હાથીઓવાળા)

પાઠફેર—अमन्दमददुर्दिनद्विरदडामरैरावृत

वारिद ને બદલે डामर પાઠફેર છે. अमन्द मदः एव दुर्दिन येषां तैः द्विरदै गजै) डामराणि, (भयङ्कराणि), तै

दुर्दिन શબ્દ વપરાયો હોવાથી वारिद પાઠ વધારે ઉચિત લાગે છે.

५-६

आश्रितजन०—आश्रितजनानां प्रमार (मारणम्) સહાર.

आगर्जद्‌गिरि०—आ ( अतिशयं ) ( અતિશય ) गर्जन्तः ( ગાજતા ) गिरिकुञ्जेषु ( पर्वतगुहासु ) ( પર્વતની ગુફાઓમાં ) ये कुञ्जराः (गजाः) तेषां घटाः (समूहाः) ताभ्यः ( હાથીઓના ટોળાને ) निस्तीर्णः ( दत्तः ) कर्णज्वरः कर्णयोः ज्वरतुल्यपीडा ) येन सः ( કર્ણજ્વર ઉપજાવતો ) (ज्यानिर्घोषः) तम्।

आगर्जत् ને બદલે आगुञ्जत् પાઠફેર અનુપ્રાસની દૃષ્ટિએ ઠીક છે निस्तीर्ण ને બદલે विस्तीर्णः પાઠ લેતાં નીચે પ્રમાણે વિગ્રહ થાય—घटासु विस्तीर्णः कर्णज्वरः येन અથવા यस्मात्

अमन्ददुन्दुभिरवै—अमन्दैः ( મોટા ) दुन्दुभीनां ( રણશિંગાના ) रवैः ( અવાજથી ) आध्मातं ( વધારો પામતો-( द्विगुणीकृतं, प्रवृद्धं ).

આ વીરે કરેલો ધનુષ્યનો ટંકાર તો મોટો હતો જ અને તેમાં રણશિંગાનો મોટો અવાજ ભળ્યો. આથી આ બંને અવાજ ભેગા થઈને જે એક મોટો અવાજ થયો તેનાથી હાથીઓના કાનને ત્રાસ થઈ આવ્યો હતો.

वेल्लद्‌भैरव० वेल्लन्तः ( ઉછળતાં ) भैरवाः ભયંકર रुण्डानां ( ધડનાં ) मुण्डानां (અને મસ્તકના) निकरैः (સમૂહ વડે) रुण्डखण्ड પાઠફેર પણ સારો છે. मुण्डं ને બદલે मुण्डः પાઠફેર પણ સારો છે.

तृष्यत्काल०—तृष्यन् (તૃપ્ત થયેલા ) कालः, तस्य ( મૃત્યુના ) करालं (ભયંકર) वक्त्रं तस्य ( મુખના ) विघसाः, तैः ( વધ્યાવેલા કોળિયાથી ) व्याकीर्यमाणाम् इव જાણે ઈ હોય તેવી)

પાઠફેર तृष्यत्काल०-तृष्यत् તરસ્યા. वीररसरस સમજાવે છે—तृष्यदिस्यनेन पिपासयान्यपरेण मृत्युना अर्धजग्धानि मुक्तानीति व्यज्यते-

અહીં છેલ્લી લીટીમાં ઉત્પ્રેક્ષા છે.

સરખા વો--रघु० ७-५१-कश्चिद्‌द्विषत्खड्‌ग हृतोत्तमाङ्गः सद्यो विमान प्रभुतामुपेत्य । वामाङ्गसंसक्तसुराङ्गनः स्वं नृत्यत्कबन्धं समरे ददर्श ॥

આ શ્લોકમાં વીર અને અદ્‌ભુત રસ છે.

૬-૩

**प्रत्युपस्थिते०**—તવ જેવા શૂરવીર સાથે ચન્દ્રકેતુને દ્વન્દ્વ યુદ્ધ કરવાની અનુમતિ આપતા સુમન્ત્રનો જીવ ચાલતો નથી છતાં ને એમ કરી શકતો નથી કારણ તેમ કરવામાં ઈક્ષ્વાકુઓના કુળને લાંછન લાગવા સંભવ છે પાપો. મનુ૦-समोत्तमाधमैं राजा त्वाहूतः पालयन्प्रजाः । न निवर्तेत संग्रामात् क्षात्रं धर्ममनुस्मरन् ।

૬-૬૭

**वाग्विपर्यासभूत**—વાણી સમજાય એના અંતરમાં

**आह्वायकै**—બોલાવવા આવનારાઓ આહ્વાન કુર્વન્તિ પાઠફેર आह्वायकैः-रणभूमौ उभयपक्षप्रधानपुरुषाणां नामकीर्तननियुक્तपुरुषैः ।

શ્લોક ૭ (અનુષ્ટુભ)

**तेजस्तेजसि शाम्यतु**—તેજ તેજમાં ભળે શમે જેમ દીવાની જ્યોતનો પ્રકાશ સૂર્યના તેજમાં લીન થઈ જાય છે તેમ તારું તેજ મારા વધારે તેજમાં સમાઈ જાઓ. ચન્દ્રકેતુની આ અભિમાનભરી ઉક્તિ છે

શ્લોક ૮

**અન્વય**—त्वया उपहूत एष वीरपोतः स्तनयित्नुरवात् इभावलीनाम् अवमर्दात् दृप्तसिंहशावः इव पृतनानिर्मथनात् विनिवर्तते । ઓપ૫-૭ દસિક)

उपहूत —પડકાર કર્યો હોવાથી इभ—હાથી

કોઈ સિંહબાળ હાથીઓના ટોળાને મારવામાં પ્રવૃત્ત હોય ત્યારે જો મેઘગર્જન થાય તો એ સિંહબાળને એમ થાય કે નક્કી પોતાનો કોઈ બીજો હાથીઓ કરતાં પણ મોટો શત્રુ છે અને એ જ પડકાર કરી રહ્યો છે આમ મેઘનું ગર્જન સાંભળીને એ હાથીઓને મારવાનું બંધ કરીને બીજા ગજના કરતા મોટા શત્રુ તરફ વળે છે તેવી જ રીતે સુમન્ત્ર કહેવા માગે છે કે ચન્દ્રકેતુએ પડકાર કર્યો હોવાથી લવ સૈનિકોને મારવાનું છોડીને બીજા એથી વધારે મોટા શત્રુ ચન્દ્રકેતુ તરફ વળે છે આમ અહીં પૂર્ણોપમા છે અને તે નીચે મુજબ સમજાવી શકાય--

| | |
|---|---|
| (૧) धीरपोतः વીરબાળ | दृप्तसिंहशावः ગર્વીલો સિંહબાળ |
| (૨) त्वया उपहूतः તમે પડકાર કર્યો ત્યારે | स्तनयित्नुरवात् મેઘની ગર્જનાથી |
| (૩) पृतना निर्मथनात् विनिवर्तितः– સૈન્યોને હણવાના કામમાંથી પાછો વળ્યો. | इभावलीना अवमर्दात् विनिवर्तितः હાથીના ટોળાને મારવા થકી પાછો વળે છે. |

विनिवर्तित સાધારણ ધર્મ છે. તેથી અહીં પૂર્ણોપમા થઇ

સરખાવો-तृणानि नोन्मूलयति प्रभञ्जनो मृदूनि नीचैः प्रणतानि सर्वतः। स्वभाव एवोन्नतचेतसामयं महान्महत्स्वेव करोति विक्रमम् ॥,

કિરાત०-किमपेक्ष्य फलं पयोधरान्ध्वनतः प्रार्थयते मृगाधिपः प्रकृतिः खलु सा महीयसः सहते नान्यसमुन्नतिं यया ॥

શ્લોક ૯

અન્વય—प्रत्यग्रपवनास्फालित पयोराशेः ओघः इव समन्तात् उपसर्पन् अयं घनतुमुलहेलाकलकलः मे शैलाघात...कवलत्वं व्रजतु । (શિખરિણી)

शैलाघात०—शैलाना आघातेन ( પર્વતોના અથડાવાને લીધે ) क्षुभितः ( ક્ષુબ્ધ થયેલા ) यः वडवावक्त्रहुतभुक् ( વડવાનળ ) तद्वत् ( જેવી ) प्रचण्डः ( પ્રચંડ ) क्रोधः, तस्य ( ક્રોધની ) अर्चिषां ( જ્વાળાઓના ) निचयः, तस्य ( સમૂહનો ) कवलनं ( કોળિયો )

वडवानल—ભૃગુના વંશજોનો નાશ કરવાની ઇચ્છાથી કાર્તવીર્યના પુત્રોએ ઉદરમાંના બાળકોનો પણ નાશ કરવા માંડયો. એ વંશની એક આપન્નસત્ત્વા સ્ત્રીએ પોતાના ઉદરસ્થ બાળકને એના ઊરુસ્થળમાં સંતાડી દીધું આથી એ બાળક और्व કહેવાયો. એને જોઇને કાર્તવીર્યના પુત્રો આંધળા થઈ ગયા. એના ક્રોધની એવી જ્વાળા પ્રગટી કે જે વિશ્વને ગળી જશે એમ ભય પમાડવા લાગી. પોતાના પિતૃઓની ઇચ્છાથી તેણે એને સમુદ્રમાં ફેંકી દીધી. ત્યાં એ અશ્વના મુખથી રહી છે અને કહે છે કે તે સમુદ્રનું પાણી પાઈ જાય છે. ततस्तं क्रोधजं तात और्वोऽग्निं वरुणालये । उत्ससर्ज स चैवाप उपयुङ्क्ते महोदधौ । महद्धयशिरो भूत्वा यत्तद्वेदविदो विदुः ॥ ઔર્વ, વાડવ અને વડવાનલ એ એક જ અર્થ બતાવે છે.

घनतुमुल०–घनः (મોટો) तुमुल (ભયંકર) सेनायाः (સેનાનો) कलकल (ઘોંઘાટ) घन ને બદલે घन અને सेनाने બદલે बल અને हेला (क्रीडा) પાઠફેર છે

प्रलय०–प्रलयपवनेन (પ્રલયના પવનથી) आस्फालित (હાલી ઊઠેલા)

અહીં પણ ઉપમા છે कलकल ને पयोराशेरोघ સાથે સરખાવ્યો છે. क्रोधार्चिनिचय ને वडवावक्त्र हुतभुक् સાથે સરખાવ્યો છે करालत्व व्रजन સાધારણ ધર્મ છે पयोराशेरोघ ને વડવાનલ ખાઈ જાય છે જ્યારે सेना कलकल ને क्रोधार्चिनिचय ખાઈ જાય છે पयोराशिशैलाघातक्षुभित છે જ્યારે क्रोधार्चिनिचय प्रचण्ड છે पयोराशेरोघ पवनास्फालित છે જ્યારે कलकल सेना થી અથવા हेला થી થાય છે. ઉપમા નીચે પ્રમાણે સરળતાથી સમજાવી શકાય—

| | |
|---|---|
| क्रोधार्चिनिचय कलकल | वडवावक्त्रहुतभुक् पयोराशेरोघ |
| करालत्व व्रजन (સાધારણ ધર્મ) | करालत्व व्रजन (સાધારણ ધર્મ) |
| प्रचण्ड (गम्य साम्य) | शैलाघात० (गम्य साम्य) |
| सेना (અથવા हेला) (कलकल) (गम्य साम्य) | पवनास्फालन (गम्य साम्य) |

આમ અહીં ઉપમા છે

સરખાવો रघु० ९-८९-अन्तर्निविष्टपदमात्मविनाशहेतुं शापं दधज्ज्वलनमौर्वमिवाम्बुराशिः ।

શ્લોક ૧૦

અન્વય—अत्यद्भुतात् गुणातिशयात् मे प्रिय अस्ति । तस्मात् त्वं सखा असि । यत् मम तत् तव एव । तत् निजे परिजने किं कदनं करोषि ? ननु एष चन्द्रकेतुः तव दर्पनिकषः ॥ (વસંતતિલકા)

कदन–સંહાર. दर्पनिकष.–શૌર્યનો કસોટી પથ્થર

૧૦-૪

कदर्थित – कुत्सितः अर्थः कदर्थः कदर्थः ઉપરથી નામધાતુ कदर्थयति નું ક. ભૂ. કૃ. वीर०–वीरेण संवादः, तस्मिन् विघ्नं कुर्वन्ति इति.

શ્લોક ૧૧

અન્વય—कौतुकवता दर्पेण मयि बद्धलक्ष्यः, पश्चाद्‌बलैः अनुसृतः उदीर्णधन्वा अयं द्वैधासमुद्धत मरुत्तरलस्य माघवतचापधरस्य मेघस्य लक्ष्मीं धत्ते।

( વસન્તતિલકા )

बद्धलक्ष्यः—बद्ध लक्ष्यं येन सः. उदीर्ण०–उदीर्णं धनुः यस्य. समुद्धत०–समुद्धतः ( વાતા, આવતા ) मरुत् तेन ( પવનને લીધે ) तरलस्य (અસ્થિર) माघ०–मघवतः अयं माघवतः ( ઇન્દ્રનું ) चापः तस्य ( ધનુષ્ય ) धरः (ધારતા).

ખરી રીતે પવન એક સાથે બે વિરુદ્ધ દિશામાંથી નથી વાતો. પણ તે અસ્થિર હોવાથી વારંવાર દિશા બદલે છે તેથી મેઘ પણ અસ્થિર થાય છે.

ચન્દ્રકેતુએ લવને બોલાવ્યો એટલે એ ચન્દ્રકેતુ તરફ ફર્યો. આમ લવની આંખો ચન્દ્રકેતુ ઉપર મંડાયેલી હતી. પણ પાછળથી ચન્દ્રકેતુનું સૈન્ય કોલાહલ કરવા લાગ્યું એટલે મનુષ્ય તાણતો એ એમની તરફ ફર્યો. આ પ્રમાણે બે તરફ વારાફરતી ફરતાં એ કેવો દેખાય છે એનું બીજી બે લીટીમાં સુંદર વર્ણન છે. બે બાજુ જોરથી પવન ફૂંકાતા મેઘ આમતેમ અથડાય અને ઘસડાય બસ, ઘડીમાં ચન્દ્રકેતુ તરફ અને ઘડીમાં સૈનિકો તરફ ફરતો લવ બરાબર આવો આમતેમ વિરુદ્ધ દિશામાં પવનથી ઘસડાતા મેઘ જેવો જ લાગતો હતો વાદળમાં ઇન્દ્રધનુષ્ય ( મેઘધનુષ્ય ) હોય તેમ લવના હાથમાં પણ ધનુષ્ય ચમકતું હતું.

આમ અહીં લવ મેઘની કાન્તિ ધારે છે એમ કહ્યું છે તેથી નિદર્શના અલંકાર છે.

શ્લોક ૧૨

અન્વય—संख्यातीतैः द्विरदतुरगस्यन्दनस्थैः, कवचनिचितैः कालज्येष्ठैः भवद्भिः एकस्मिन् पदातौ, मेध्यचर्मोत्तरीये, अभिनववयः कान्तकाये अत्र यः अयं युधि परिकरः बद्धः, तेन वः धिक्, अस्मान् धिक्।

( મન્દાક્રાન્તા )

संख्यातीतैः—અસંખ્ય. द्विरद०–द्विरदाश्च तुरगाश्च स्यन्दनाश्च द्विरदतुरगस्यन्दनम्, तत्र तिष्ठन्ति इति स्यन्दनस्थैः पदातौपदाभ्या अतति गर्जति इति पदाति. पदातिनुं स. એ. વ. कवच०–कवचेन निचिताः–કવચધારી. काल०–कालेन ज्येष्ठाः –વયમાં ઘણા મોટા. अभिनव०–अभिनवं वयः तेन (નવા વયને લીધે) काम्यः (સુંદર) कायः यस्य (શરીરવાળો).

परिकरः ને બદલે समभरः–મુકામલો–પાઇફેગ છે. बद्ध–(જે) કમર કસી છે.

યુદ્ધનો એવો નિયમ છે કે ઘણા બધા સૈનિકોએ એક માણસ સાથે ન લડવું, હાથી, રથ કે અશ્વ ઉપર બેઠેલાએ પદાતિ સાથે ન લડવું, વયમાં મોટાએ નાના સાથે ન લડવું, કવચધારીએ કવચ ન ધારનાર સાથે ન લડવું, અહીં આ નિયમનો ભાગ થયો છે. કારણ લવ એકલો છે અને સામે અસંખ્ય લોકો છે, લવ વયમાં નાનો છે અને સામે વયમાં મોટા છે, લવ પદાતિ છે અને સામે બધા હાથી, રથ અને અશ્વ ઉપર બેઠા છે. લવે કેવળ ચર્મ જ ધારણ કર્યું છે જ્યારે સામે બધા કવચધારી છે. આમ અહીં લશ્કર અને લવ વચ્ચે સુદઢ વિરોધ છે તેથી **વિષમ અલંકાર** છે. આમ આ યુદ્ધ સર્વથા અયોગ્ય છે તેથી ચન્દ્રકેતુ પોતાને અને પોતાના બધા સાથીઓને ધિક્કારે છે.

સરખાવો–રથી च रथिना योध्यो गजेन गजधूर्गतः । अश्वेनाश्वी पदातिश्च पदातेनैव भारत ॥...क्षीणशस्त्रो विवर्मा च न हन्तव्यः कदाचन॥

૧૨-૧

सोन्मादम्—ઉન્માદેન सह यथा स्यात् तथा ચિડાઈને. कालहरण०—कालस्य हरणं, तस्य प्रतिरोध, तस्यै–સમય બગડતો અટકાવવા.

શ્લોક ૧૩

અન્વય—तामसः वैद्युतः च भीमः व्यतिकरः इव, प्रतिहितं अपि चक्षुः प्रस्तमुक्त हितरत। अथ एतत् सैन्यं लिखितं इव अस्पन्दं आस्ते। नियतं अजितवीर्यं जृम्भकास्त्रं जृम्भते। (**માલિની**)

અહીં જૃમ્ભકાસ્ત્રની અસર બતાવી છે व्यतिकर–સંયોગ.

ग्रस्तमुक्तम्—आदौ-ग्रस्तं पश्चात् मुक्तम् (कर्म०) हिनस्ति-विषयग्रहण असमर्थं करोति इव—વસ્તુ જોવા માટે જાણે અસમર્થ બનાવે છે.

અહીં નીચે પ્રમાણે ભાવ છે. જૃમ્ભકાસ્ત્રથી પહેલાં ગાઢ અંધકાર, પછી ઉજ્જવળ પ્રકાશ અને પછી ગાઢ નિદ્રા આવે છે. આ ત્રણેય અસર થતી અહીં બતાવી છે. જૃમ્ભકાસ્ત્રથી વ્યાપેલો ગાઢ અંધકાર પહેલાં આંખોને જાણે ગળી ગયો અર્થાત્ એ અંધકારે પહેલાં આંખોને આવરી લીધી. (ग्रस्त) આ પછી તરત ઉજ્જવળ પ્રકાશના ઝબકારા થયા. આમ આંખ જોવા માટે અંધકારમાંથી મુક્ત બની (मुक्त). પણ આ તો ઉલટાની વધારે ઉપાધિ આવી. ઉજ્જવળ પ્રકાશથી આંખો એવી અંજાઈ ગઈ કે તે જોવા માટે અસમર્થ બની (हिनस्ति).

આ પછી છેલ્લી બે લીટીમાં જૃમ્ભકાસ્ત્રથી ઉદ્ભવતી નિદ્રાનું વર્ણન છે. अस्पन्दम्-अविद्यमानः स्पन्दः यस्य-સ્થિર अजितवीर्य-अजितं वीर्यं यस्य-અજેય શક્તિવાળું. जृम्भते-जृम्भ् પ્ર ગ. આત્મને. નું વર્ત. કા (लट्) ત્રી પુ. એ. વ.

શ્લોક ૧૪

અન્વય—पातालोदरकुञ्जपुञ्जिततमः श्यामैः, उत्तप्त...दीप्तिभिः, कल्पाक्षेव्यस्तैः मीलन्मेघ . कुहरैः, विन्ध्याद्रिकूटैः इव जृम्भकैः नभः अवस्तीर्यते ।

(શાર્દૂલવિક્રીડિત)

पातालो०—पातालस्य (પાતાળના) उदरम् एव कुञ्जः तस्मिन् મધ્યભાગ રૂપી કુંજમાં पुञ्जितं ઢગલો થયેલા तमः (અંધકાર,) तद्वत् (જેવા) श्यामैः (શ્યામ)

उत्तप्त०-उत्तप्तं अत एव (તપાવેલા) स्फुरत् (ચળકતા) यत् आरकूट तस्य (પિત્તળની) कपिलानि (પીળી) ज्योतींषि, (જ્યોતિ) तद्वत् (જેવા) ज्वलन्त्यः (બળતાં) दीप्तयः येषाम् (તેજવાળાં)

कल्पाक्षेप०-कल्पे (કલ્પના) यः आक्षेपः तस्मिन् (અંતના) यः कठोरः (મહાન) भैरव- (ભીષણ) मरुत् तेन (વાયુથી) व्यस्तैः (દૂર ફેંકાયેલાં)

मीलन्० मीलन्तः (જેક પાસે રહેલા હોવાથી) ભળેલા मेघाः (મેઘ) तडितश्च तैः (અને વિદ્યુતથી) कडाराणि (લાલ પીળી) कुहराणि येषां (ગુફાઓ વાળાં) રાય આ સમાસનો જુદી રીતે વિગ્રહ કરે છે-मीलन्तः (गतिशतात्)

(समापतन्त) य मेघाः तेषा याः तडितः तामि कडाराणि તે રીતે લેનાં મેઘને લીધે બનાવાતો જૃમ્ભકોને અંધકાર વ્યક્ત થતો નથી કેવળ વિદ્યુતથી સ્રવવાનું પીળું તેજ જ વ્યક્ત થાય છે તેથી તે ભાસ્વર નથી. આ બંને विन्ध्याद्रिकूटैः નાં વિશેષણ છે.

અંધકાર અને પ્રકાશ ફેલાવતાં જૃમ્ભકાસ્ત્રો પ્રલયવાયુથી ફાડી ગયેલાં અને કાળા મેઘ અને પ્રકાશતી વિદ્યુતથી છવાયેલાં વિન્ધ્ય પર્વતના શિખરો હોવાની કવિ સંભાવના કરે છે. તેથી અહીં ઉત્પ્રેક્ષા અલંકાર છે. કાળાં વાદળ અને વિદ્યુત જૃમ્ભકાસ્ત્રના અંધકારના અને તેજના કાળા અને લાલ પીળા રંગ બતાવવા માટે છે.

જૃમ્ભકાસ્ત્રોથી પ્રસરતા અંધકારને પાતાળના મધ્ય ભાગમાં એકઠા થયેલા અંધકાર સાથે તથા એમાંથી પ્રસરતી પીળી જ્યોતિને પિત્તળના પીળા પ્રકાશ સાથે સરખાવ્યાં છે. આમ અહીં ઉપમા પણ છે.

**कल्प**—૧૦૦૦ મહાયુગનો સમય.(કલિ, દ્વાપર, ત્રેતા અને કૃત–એ ચાર મહાયુગો છે.) ૧૦૦૦ મહાયુગ=૪૩૨૦૦, ૦૦, ૦૦,૦ માનવવર્ષો થાય. એટલો એક બ્રહ્માનો દિવસ થાય. રાત પણ એટલી જ હોય છે. કલ્પને અંતે આખા વિશ્વનો પ્રલય થાય છે.

**શ્લોક ૬૫ (અનુષ્ટુભ)**

कृशाश्व०–વાંચો ૧–૧૫ અને તે ઉપરનું ટિપ્પણ. संप्रदायेन–ગુરુશિષ્ય પરંપરાથી. रामभद्रे स्थिता अपि–હ૭ પણ રામભદ્ર પાસે જ છે. રામભદ્ર પાસેથી કોઈ પાસે ગયાં સાંભળ્યાં નથી.

**૧૫–૧**

**प्रचीयमान**.—प्रचीयमान॰ सत्त्वस्य सत्त्वगुणस्य प्रकाशः येषु જેમને સત્ત્વગુણનો પ્રકાશ પ્રાપ્ત થયો છે તેવા

**શ્લોક ૧૬ (શિખરિણી)**

संवाद=સમાગમ અથવા સાદૃશ્ય અર્થ પણ થાય. કે પછી ગુણોની અતિશયતા અમારા આકર્ષણનું કારણ છે ? કે પછી એવા આકર્ષણનું કારણ જન્માંતરથી દૃઢ નિબિડ બંધાયેલો બદ્ધ પુરાણો પરિચય હશે ? કે પછી નસીબને બળે મને અવિદિત રહેલો કોઈક પોતીકો સંબંધ આવા અન્યોન્ય આકર્ષણનું કારણ હશે ?

આમ એક બાબત માટે અહીં અનેક સંદેહ ઉત્પન્ન થાય છે તેથી અહીં સસંદેહ અલંકાર છે.

निजो वा सम्बन्धः માં ભાવિ બનાવનું સૂચન છે. સંસ્કૃત કવિઓ માને છે કે જન્મજન્માંતરના સંસ્કારથી પણ મનુષ્યનું મન ન સમજાય તે રીતે આકર્ષાય છે. સરખાવો—शाकु०-तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं भावस्थिराणि जननान्तरसौहृदानि ॥ ; रघु०-मनो हि जन्मांतरसंगतिज्ञम् ॥

ભવભૂતિ પણ આ દ્વારા ખાસ બતાવવા માગે છે કે લવ અને ચંદ્રકેતુ એકમેકની સામે આવે છે ત્યારે એ બંનેના હૃદયમાં નૈસર્ગિક સ્નેહ ઉદ્ભવે છે.

૧૬-૧,૨

जीविधर्म—જીવોનો ધર્મ. रसमयी—રસમય लौकिकानां उपचारः—લૌકિક ઉપચાર. લૌકિક શબ્દોનો ઉપયોગ तारामैत्रक—ગ્રહોની મૈત્રી લોકો એમ માને છે કે બે વ્યક્તિઓની પરસ્પર પ્રીતિનું મૂળ કારણ એ છે કે તેમના જન્મ વખતના ગ્રહો એક સરખા હશે અથવા પરસ્પર મિત્રભાવ રાખનારા હશે.

चक्षूरागः—મનુષ્યની આંખ બીજા મનુષ્યની આંખ ઉપર જાદુની માફક અસર કરે છે અને તે જ નૈસર્ગિક વ્યક્તિગત સ્નેહનું કારણ છે.

तमप्रति०—अप्रतिसंख्येयम्—અવર્ણનીય ख्या+प्रति+सम् નું વિધ્યર્થ કર્મણિ કૃદંત. अविद्यन्धनं-अविद्यमानं निबन्धनं यस्य-જેને માટે કોઈ કારણ નથી તે. प्रियस्य भाव इति.

પાઠફેર (૧)—तदप्रतिसंख्येयमनिबन्धनं प्रमाणमामनन्ति—તેને (તે પ્રેમને)

ઋષિઓ એવો નૈસર્ગિક માન છે કે જેનુ કારણ ચર્ચી કે ધારી શકાય નહિ તેવુ છે

(२) तद् अप्रतिसन्धेय अनिर्वचन प्रमाण आमनन्ति 'ઋષિઓ તેને (તે પ્રેમને) શાસ્ત્રીય રીતે જેને આધાર મળ્યો નથી તેવુ અને જેને છેતરી શકાય નહિ તેવુ પ્રમાણ માને છે'

શ્લોક ૧૭ (અનુષ્ટુભ)

अहतु अविद्यमान हतु यस्य-જેને (કોઈ પણ) કારણ નથી તેવો પક્ષપાત પ્રેમ

સાચો સ્નેહ નૈસર્ગિક હોય છે હૃદયમાંથી આવતા એ ગુપ્ત પ્રેમના ઉભરાને કોઈ પણ રીતે રોકી શકાતો નથી આ સ્નેહ રૂપી ગુપ્ત તતુથી જ બેના—જેનામા પ્રીતિ ઉત્પન થઇ હોય તેનુ અને જેને માટે પ્રીતિ થઇ હોય તેનુ હૃદય—બધાઇ જાય છ—અર્થાત્ એક થઇ જાય છે, આકર્ષાય છે, જુદાં પડી શકના નથી પ્રાણીઓના હૃદયમર્મને સાધતો આ તતુ કોઇ સુતરનો કે રેશમનો નથી પણ એ સ્નેહનો તતુ છે સુતરા કે બીજા દોરાથી સીવેનુ સીવણ તો નજરે દેખાય તેવુ હોય છે, જ્યારે આ તતુ તો પ્રાણીઓના અતર્મમને એવી રીતે અદરથી સાધે છે કે ક્યાય પણ સીવણ વા સાધો નજરે જ ન પડે આમ હૃદયના કોઇ અદરના અદષ્ટ કારણથી જ પ્રાણીઓ એકમેક ઉપર હેતભાવ ધરાવતા હોય છે

स्नेहात्मकस्तन्तु-સ્નેહ રૂપી તતુ-મા રૂપક છે

પાઠેર—अन्तर्मर्माण ने બદલે अन्तर्भूतानि પાઠેર છે એ પાઠ લેતા અર્થ નીચે પ્રમાણે થાય-'કારણ તે સ્નેહ રૂપી તતુ પ્રાણીઓને અદરથી સાધે છે'

શ્લોક ૧૮

અન્વય—मसृणितराजपट्टकान्ते धृतास्मिन् शरीरे कथमिव सायका मोक्तव्या यतप्राप्तौ परिरम्भणाभिलाषात् मम अहम् उन्मीलत् पुलककदम्बम् आस्ते। (પૃથ્વી)

मसृणित०—मसृणित (નરમ અથવા ઘસેલા) राजपट्ट (नीरस्कपट्ट, वस्त्रविशेष मणिविशेष वा—કોઇ ખાસ પ્રકારનુ વસ્ત્ર અથવા ખાસ પ્રકારનો

मणि तद्वत् ( તેના જેવા ) कान्ती (સુંદર). અહીં રાજપટ્ટ એટલે ખાસ વસ્ત્ર લક્ષ્યે તો मसृणित એટલે સુંવાળું અથવા નરમ અર્થ થાય. શરીરને અનુલક્ષીને હોવાથી રાજપટ્ટ એટલે વસ્ત્ર લેવું ઠીક છે. તો જ સુંવાળું વિશેષણ બંધ બેસે છે.

परिरम्भणा०—परिरम्भणस्य (આલિંગનની) अभिलाषात् (અભિલાષાથી). उन्मीलत्०—उन्मीलन्ति पुलककदम्बानि यस्मिन्–જેમાં રોમાંચ ( पुलक ) સમૂહ ( कदम्ब ) ખડો થઈ ગયો છે તેવું ( उन्मीलत् ) અથવા कदम्ब એટલે કદંબ પુષ્પ અર્થ લેતા નીચે પ્રમાણે વિગ્રહ થાય–उन्मीलन्ति पुलकाः एव कदम्बानि ( कदम्ब पुष्पाणि ) यस्मिन्—જેમાં રોમાંચરૂપી કદંબ ખીલ્યાં છે તેવું ( આ રીતે લેતા અલંકાર રૂપક થાય ) અથવા તો 'કદંબ પુષ્પ જેવાં રોમાંચ' એમ ઉપમા પણ લેવાય.

અહીં આ ભાવ છે: ક્યાં આ સુંવાળું શરીર અને ક્યાં સ્થૂળ બાણ! આ સુંવાળા શરીર ઉપર બાણ તે શે મરાય! ઊલટું એને જોવાથી તો આલિંગનની ઇચ્છાથી ગાત્રો રોમાંચિત થઇ જાય છે. પછી એના ઉપર બાણ છોડવાનો તો વિચાર જ શે આવે? આમ અહીં સુંવાળું શરીર અને બાણ એ બે વિરૂપ વસ્તુનો યોગ બતાવ્યો છે તેથી વિષમ અલંકાર થયો.

સરખાવો शाकु०–न खलु न खलु बाणः सनिपात्योऽयमस्मिन् मृदुनि मृगशरीरे तूलराशाविवाग्निः। क्व बत हरिणकानां जीवितं चातिलोलं क्व च निशीतनिपाताः वज्रसाराः शरास्ते ॥

શ્લો૦ ૧૯

किं तु आक्रान्तकठोरतेजसि शस्त्रं विना का नाम गतिः? यस्य ईदृशः विषयः न जायेत, तेन शस्त्रेण अपि हि किम्? आयुधे उद्यते अपि युद्धविमुखं मां अयम् एव किं वदयति? दारुणरसः वीराणां समयः स्नेहकर्म बाधते हि।
( શાર્દૂલવિક્રીડિત )

आक्रान्त०—आक्रान्तं (प्राप्तं) कठोरं तेजः येन तस्मिन्–જેણે પૂર્ણ (कठोर) તેજ પ્રાપ્ત કર્યું છે (आक्रान्त) તેના પ્રત્યે. समय–ધર્મ. ૯

એકમેકનું હૃદય સમજી શકતા નથી તેથી બંને કુમારો આ પ્રમાણે

ધારે છે સામેના કુમારે જ્યારે લડવાની જ વૃત્તિ દાખવી છે અને એવું જ તેજ ધારણ કર્યું છે ત્યારે હું કોઈ બીજા જ પ્રેમના વિચારો કરું અને યુદ્ધ વિમુખ થાઉં તો એ મારી સામે આવેલો મારે માટે અને મારા પરાક્રમ માટે શું ધારશે ! એ મારા વીર્ય વિશે તો શંકા નહિ લાવે ?

૧૯-૧

**हृदय किमन्यथा०**–લવની આકૃતિ રામ અને સીતાને મળતી આવતી જોઈને સુમન્ત્ર ધારે છે કે તે રામ અને સીતાનો પુત્ર હશે. પણ સીતાનો તો કેવો કરુણ અંત આવી ગયો છે તે યાદ આવતાં તે કહે છે કે એના વિચારો કેવા બિનપાયાદાર છે.

परिप्लवसे કરતાં परिकल्पसे પાઠફેર વધારે સારો છે.

શ્લોક ૨૦ (અનુષ્ટુભ)

बीजं–સીતાને ઉદ્દેશીને વપરાયું છે. हृतम् ને બદલે हतम् પાઠફેર છે.

'આ સીતાનો પુત્ર હશે' એવા મનોરથનું જે બીજ (મૂળ કારણ) (સીતા) છે તેને જ દેવે પહેલેથી જ હરી લીધું. તેથી મારો મનોરથ જ અસંગત છે. આને માટે બીજી લાટીમાં દૃષ્ટાન્ત આપે છે–ફૂલ આવે તે પહેલાં જ લતાને કાપી નાખવામાં આવે તો પછી ફૂલ આવે જ ક્યાંથી ? તેવી જ રીતે પુત્રનો પ્રસવ થતાં પહેલાં જ જ્યારે સીતા નષ્ટ થઈ છે તો પછી પુત્રનો સંભવ જ ક્યાંથી હોઈ શકે ! આમ અહીં દૃષ્ટાન્ત અલંકાર છે.

શ્લોક ૨૧ (અનુષ્ટુભ)

न्याय्यं अनुष्ठानम्–ચન્દ્રકેતુએ જે રથમાંથી ઊતરીને યુદ્ધ કરવાનું કહ્યું તે.

मादृशः–મારા જેવો–ઇક્ષ્વાકુ વંશમાં ઘરડો થયેલો. साहसै०–साहसं एव एकः रसः यस्याम्

સુમન્ત્રને હવે ખાતરી થઈ ગઈ છે કે ચન્દ્રકેતુ લવ સાથે યુદ્ધ કરવા શક્તિમાન નથી. તેને ખાતરી છે કે રથ વગરના યુદ્ધમાં તો ચન્દ્રકેતુ હારી જ જવાનો છતાં એ જ સાચો ન્યાય છે. પોતે ઇક્ષ્વાકુ વંશમાં ઘરડો થયો છતાં જો તે આ ન્યાયની વાત ઉડાવી દઈને ચન્દ્રકેતુને રથમાંથી

ઉતરવા ન દે તો એ એના જેવા માટે અયોગ્ય કહેવાય. કારણુ તે જાણે છે કે ઇક્ષ્વાકુઓ કદી ધર્મ વિરુદ્ધનું યુદ્ધ કરતા નથી. આથી તે રથમાંથી ઉતરીને લડવાના ચન્દ્રકેતુના પ્રસ્તાવને કેવી રીતે નકારી શકે ? છતાં સાથે એને બીજી મૂંઝવણુ છે કે એવાં યુદ્ધમાં કેવળ ભારે સાહસ જ છે અને એમાં નક્કી ચન્દ્રકેતુ હારવાનો. કદાચ ચન્દ્રકેતુનું જીવન પણ એમાં જોખમાય તો એવા સાહસ કાર્ય માટે એ અનુમતિ પણુ કેવી રીતે આપી શકે ? આમ સુમન્ત્ર અહીં દ્વિધામાં પડી જાય છે.

૨૧-૨

तातमिश्रा—રામ લક્ષ્મણુ અને એના બીજા બે કાકાઓને ઉદ્દેશીને અથવા એકલા રામને માટે વાપરે છે. पितुः प्रियसखम्-રામના પિતાના ( દશરથના ) પ્રિય મિત્ર સુમન્ત્ર દશરથનો પ્રિય મિત્ર હતો. अर्थे०-(કોઇ) વસ્તુના સંશયમાં. રથમાંથી ઉતરીને લડવાના ચન્દ્રકેતુના પ્રશ્નનો ઉપર બતાવેલ કારણુને લીધે સુમન્ત્ર જલદી જવાબ આપી શકતો નથી તેથી ચન્દ્રકેતુ ફરી પૂછે છે કે તમે આજકાલના નહિ પણુ મારા દાદાના વખતના એમના મિત્ર છો. મારા પિતા પણુ સંશયની બાબતમાં તમારી સલાહ મુજબ ચાલતા તો પછી મારા સંશયમાં પણુ હું તમારી જ સલાહ પ્રમાણે ચાલીશ.

શ્લોક ૨૨ ( અનુષ્ટુભ )

લવ ઊભો ઊભો લડતો હતો તેથી તેની સામે રથમાં બેસીને લડવામાં એક સાચા ક્ષત્રિયને લાંછન લાગે તેથી તેની સામે તો રથમાંથી ઉતરીને જ લડવું જોઇએ એવા ચન્દ્રકેતુના પ્રસ્તાવને સુમન્ત્ર અહીં ટેકો આપે છે કે એ જ સાચી ક્ષત્રીવટ છે. वीर०-વીરને ઉચિત આચારનો માર્ગ.

શ્લોક ૨૩ (અનુષ્ટુભ)

इतिहासं—ઇતિહાસ. ભવભૂતિ પ્રમાણે તો રામાયણુ અને મહાભારતનો જ અહીં ઉલ્લેખ છે. પણુ ચન્દ્રકેતુ બોલે છે તેથી એમ સમજવામાં કાળ ભેદ આવી જાય पुराणं-પુરાણો ૧૮ છે. કદાચ વાયુ પુરાણુ કે વિષ્ણુ પુરાણુ એમ એકનો પણુ ઉલ્લેખ હોય. पुराणं 'पञ्चलक्षणम्' इत्यमरः-વાંચો

તેના ઉપરની ક્ષીરસ્વામીની ટીકા-'सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च । वंशानुचरितं चैव पुराणं पञ्चलक्षणम् ॥

धर्मप्रवचनानि—મનુસ્મૃતિ વગેરે સ્મૃતિઓ.

શ્લોક ૨૪

અન્વય—वत्स, इन्द्रजित निहन्तु', वत्सस्य ते पितु अपि जातस्य अमूनि दिनानि कति नाम । ...ई (વસન્તતિલકા)

ઇક્ષ્વાકુઓ સાથેનો સુમન્ત્રનો પરિચય નવોસવો નથી તે આ વંશ સાથે રહેતા રહેતા તો ઘરડો થયો. ચન્દ્રકેતુ તો શું પણ એના બાપદાદાઓ પણ સંચયની બાબતમાં એની જ સલાહ લેતા આવ્યા છે આથી જ્યારે ચન્દ્રકેતુ એની સલાહ માગે છે અને જ્યારે તે વીરધર્મ પાળે છે ત્યારે સુમન્ત્ર કહે જ કે તું તો મારી આગળ બચ્ચું છે જ પણ એટલું જ નહિ, તારા બાપ પણ મારી આગળ બચ્ચુ જ છે. એની નજર નીચે જન્મેલા અને ઉછરેલા લક્ષ્મણનો જન્મ એને માલમ જ. એ વખત તો એ આંગળીને વેરવે ગણી કાઢે એ સ્વાભાવિક છે. તેથી જ તે કહે છે કે તારા બાપને જન્મે પણ કેટલોક વખત થયો છે હજી ? લક્ષ્મણ મોટો થયો અને તેણે ઇન્દ્રજીતને મારી વીરધર્મનું પાલન કર્યું હતું એ વખત સુમન્ત્ર બહુ સહેલાઈથી યાદ દેવડાવે છે સુમન્ત્રને મન આ આનંદની વાત છે.

આથી જ તે સહજ રીતે કહે છે કે એવો મોટો ઇન્દ્રજિતને હણનારો તારો બાપ પણ હજી કાલે જ મારા મોઢા આગળ જ જન્મ્યો છે અને ઉછર્યો છે, મારા આગળ એ જ હજી છોકરું ગણાય. તું તો વીરધર્મ પાળવામાં સમજે પણ શું છતા પણ તે એ ધર્મ પાળ્યો તેથી જ હું બહુ ખુશ થયો છું. તેથી જ કહું છું કે તારા જેવા સુપુત્રથી રઘુના કુળની પ્રતિષ્ઠા વધી.

અથવા જાત=વહાલો (લાડકો) (છોકરો) એમ અર્થ પણ લેવાય "તું તો બાળક છે જ પણ લાડકા લક્ષ્મણે તારા પિતાએ ઇન્દ્રજીતને માર્યો એને હજી કેટલોક વખત થયો ?" એ વાતને આજે કેવળ બાર કે તેર વર્ષ જ વર્યાં એટલામાં તો તે એના પુત્રે પણ વીર ધર્મનું પાલન કરવા માંડ્યું

પણ પહેલો અર્થ વધારે ભાવમય છે

प्रतिष्ठा-આ શબ્દ કવિએ બહુ ચતુરાઈપૂર્વક પ્રયોજ્યો છે. સુમન્ત્ર પ્રતિષ્ઠા એટલે કીર્તિ, પ્રતિષ્ઠા-એ ! અર્થમાં વાપરે છે, જ્યારે ચન્દ્રકેતુ પ્રતિષ્ઠા એટલે 'સંતતિ' (संततिः वंशस्य प्रतिष्ठा इति) અર્થ પણ કરે છે. તેથી જ તે નીચેના શ્લોકમાં રામનો સંતતિ હીનતાનો ઉલ્લેખ કરી જીવ બાળે છે "આ રીતે કુશળતાથી કવિ સીતા અને રામનો ઉલ્લેખ કરી એ મૂળ વાત ફરીથી ધ્યાન ઉપર લાવે છે"*

શ્લોક ૨૫ (અનુષ્ટુભ)

अप्रतिष्ठे-अविद्यमाना प्रतिष्ठा यस्य. त्रयो पितरः- રામ, ભરત અને શત્રુઘ્ન

૪૫-૨

**मिश्रीकृतो रसक्रमो०**— ચન્દ્રકેતુને જોતાં લવને બે પ્રકારની વિરુદ્ધ લાગણી થાય છે-એક ચન્દ્રકેતુ પ્રત્યેની ઉદ્‌ભવતી સ્નેહની લાગણી, કે જેને માટે કોઈ કારણ નથી અને બીજી તે સામે લડવા ઊભો હોવાથી. તેના પ્રત્યેની દુશ્મનાવટની લાગણી. આ બે ભાવ વારાફરતી તેના મનમાં ઉદ્‌ભવે છે. નીચેના શ્લોકમા એનું સુંદર વર્ણન છે.

શ્લોક ૨૬

અન્વય—यथा समुपोढे इन्दौ कुमुदिनि आनन्दं मज्जति तथैव अस्मिन् (चन्द्रकेतौ) (समुपोढे सति) मम दृष्टिः (आनन्दं मज्जति)। कलहकामः पुनः अयं रण . धृतप्रेमा बाहु विकच...रसः। (શિખરિણી)

અહીં ઉપર બતાવી તે બે લાગણી કેવી રીતે પોતાના હૃદયમાં વ્યક્ત થાય છે તેનું વર્ણન છે.

ચન્દ્રને જોવાથી જેમ પોયણી મલકી રહે છે તેમ આને ચંદ્રકેતુને જોઇને મારી આંખ ખૂબ પ્રસન્ન થાય છે. પણ સાથે સાથે ચન્દ્રકેતુને જોઈને લવનો હાથ લડવા માટે પણ એટલો જ સળવળે છે. પ્રથમાર્ધમાં કોમળ ભાવ છે. જ્યારે દ્વિતીયાર્ધમાં લડાઈનો જુસ્સો બતાવ્યો છે.

कलहकामः—कलहे कामः यस्य કલહપ્રિય. रणत्कार०-रणत्कारेण (ઝણકારથી) क्रूर (કઠોર) क्वणितं यस्य सः (અવાજ કરતી). रणत्कार-क्रूरक्वणितैः गुणः तेन (પ્રત્યંચાથી) गुञ्जत्-(રણકી ઊઠેલા) गुरुः (ભારે) धनुः, तस्मिन् (ધનુષ્યની) धृतं प्रेम येन (દોસ્તીમાં લાગેલો)

* વાંચો-ડૉ. જી. કે. ભટ ઉ. ચ. અં. આવૃત્તિ પૃ. ૧૦૭.

विकच०—विकच ( પ્રગટ ) विकराल ( વિકરાળ ) उल्बणरस यस्य ( વીર રસવાળો ) પાઠફેર-विकचविकरालव्रणमुख – विकचानि ( ખુલ્લા ) विकरालानि ( ભયંકર ) व्रणमुखानि यस्य ( વ્રણ જેના ઉપર છે તેવા ) અથવા નીચે પ્રમાણે પણ વિગ્રહ થાય विकचा ( ખુલ્લા ) विकराला (વિકરાળ ) व्रणा ( વ્રણ ) मुखे ( અગ્રે ) यस्य स ( જેની આગળ છે તેવા )

આ પાઠ પણ ઠીક છે કારણ ચન્દ્રકેતુના સૈન્ય સાથે લડવામાં લવને આવા ઘા પડયા પણ હોય પણ એવા વ્રણનો બીજે ક્યાય ઉલ્લેખ નથી

અહી પહેલી બે લીટીમાં ઉપમા છે એમા કુમુદિનીની દષ્ટિ સાથે અને अस्मिन् ( ચન્દ્રકેતુ ) ની ઇન્દુ સાથે સરખામણી થઇ છે आनन्द मजति સાધારણ ધર્મ છે આમ ઉપમા થઇ અહી લવ પોતે જે બે પરસ્પર વિરુદ્ધ ભાવો અનુભવે છે તેનુ વર્ણન છે તેની દષ્ટિ આનંદ અનુભવે છે જ્યારે એનો બાહુ યુદ્ધ માટે સળગે છે આમ અહી વિરોધ છે પણ આનન્દ કેવળ અદષ્ટ સગપણને કારણે જ છે એમ સમજતા વિરોધનો પરિહાર થાય છે

२६-२

अहितस्यैव-અહી કવિનો અભિપ્રેત ભાવનુ સૂચન છે કે જે ખરે ખરો દુશ્મન હોય તેનો જ પરાજય ભલે થાય લવ કહે ચન્દ્રકેતુનો ખરો દુશ્મન નહોતો તે તો એનો ભત્રીજો હતો તેથી આ શબ્દો તેની બાબતમા નહિ ફળે

आदिवराह –અહી વરાહાવતારનો ઉલ્લેખ છે શત્રુના પરાજય માટે ખાસ આ જ અવતારનો કેમ ઉલ્લેખ થાય છે તે સ્પષ્ટ નથી એક ટીકાકાર નીચેનો શ્લોક આપી આનુ કારણ સમજાવવા પ્રયત્ન કરે છે–

क्षार्द्यमर्काच्छ्रिय शमात् सत्य रामाद्गुरोमतिम् ।
पराजयममित्राणा प्रार्थयेदादिवाहात ॥

દાનવ હિરણ્યાક્ષ જ્યારે પૃથ્વીને સમુદ્રને તળિયે લઈ ગયો ત્યારે વરાહ અવતાર ધારી તેમણે પૃથ્વીને બચાવી હતી પૃથ્વીને શત્રુના હાથમાથી બચાવવા માટેનો આ કદાચ ભગવાનનો પહેલો અવતાર હશે તેથી પણ શત્રુના પરાજય માટે આદિવરાહનુ નામ લેવાતુ હશે વાચો ગીતગોવિંદ वसति दशनशिखरे धरणी तव लग्ना शशिनि कलङ्ककलेव निमग्ना । केशव धृतशूकररूप जय जगदीश हरे ॥

શ્રી કાણે આનાં બીજાં પણ કેટલાંક કારણો બતાવે છે પૌરાણિક કૃતિઓમાં વિષ્ણુના અવતારોનું વર્ણન આ વરાહ અવતારથી થાય છે. પહેલાંના વખતમાં ઘણા રાજાઓ પોતાના સિક્કા ઉપર, ધ્વજ ઉપર અને શિલાલેખો કે તામ્રપત્રો ઉપર આરાધ્ય દેવ તરીકે ગરુડ કે વરાહનું ચિત્ર રાખતા તેથી પણ વરાહનો આ રીતે ઉલ્લેખ થયો હોય.

આ લીટીને બદલે કેટલીક આવૃત્તિઓ નીચેનો શ્લોક આપે છે-अर्जितं पुण्यमूर्जस्वि ककुत्स्थस्येव ते महः । श्रेयसे शाश्वतो देवो वराहः परिकल्पताम् ॥ 'કકુત્સ્થની માફક તમારા શ્રેય માટે શાશ્વત દેવ, વરાહ (તમને) ન જીતાય તેવું બળવાન તેજ આપો.' કકુત્સ્થ રામના પૂર્વજ હતા. તે ઇક્ષ્વાકુના પૌત્ર હતા. તેમનું મૂળ નામ પુરંજય હતું. અસુરોએ દેવોને હરાવ્યા હો વાથી ઇન્દ્રે એની મદદ માગી હતી. ઇન્દ્ર જો બળદ રૂપે તેનું વાહન બને તો જ તે મદદ કરે એમ તેણે કહ્યું. ઇન્દ્રે એ કબૂલ કર્યું અને આ રીતે પુરંજયે અસુરોનો સંહાર કર્યો ત્યારથી એ (પુરંજય) કકુત્સ્થ (બળદની ખાંધ ઉપર બેસનાર) કહેવાયો (વધારે વિગત માટે જુઓ વિષ્ણુપુરાણ)

સરખાવો-पुरञ्जयस्तस्य सुत इन्द्रवाश्च इतीरितः । वाहनत्वे वृतस्तस्य बभूवेन्द्रो महावृषः । .. स्तूयमानस्तमारुह्य युयुत्सुः ककुदि स्थितः । तेजसाप्यायितो विष्णोः पुरुषस्य परात्मनः ॥ 'रघु०-महेन्द्रमास्थाय महोक्षरूपं यः संयति प्राप्तपिनाकिलीलः चकार बाणैरसुराङ्गनानां गण्डस्थलीः प्रोषितपत्रलेखाः ।

## શ્લોક ૨૭ (શાર્દૂલવિક્રીડિત)

धिनोतु ખુશ કરો. શક્તિ આપો. પ્રેરો. અહીં धिन्व् પાંચમો ગણ પરસ્મૈ (ખુશ કરવું) એ ધાતુ છે.

मैत्रावरुण—વસિષ્ઠ. મિત્ર અને વરુણના અંશમાંથી ઉત્પન્ન થયેલા. मित्रावरुणयोः अयम् इति मैत्रावरुणः વાંચો ऋग्वेद उतासि मैत्रावरुणो वसिष्ठोर्वश्या ब्रह्मन् मनसोऽधिजातः ।

ऐन्द्रावैष्णवम्—इन्द्रश्च विष्णुश्च इन्द्राविष्णू 'देवताद्वन्द्वे च' पा. ६-३-२६ પ્રમાણે જ્યારે દેવોના નામનો દ્વન્દ્વ સમાસ થાય ત્યારે પહેલા શબ્દના અંત્ય સ્વરનો આ થાય છે. તેના ઉપરથી જ્યારે કંઈ રચના કરવાની હોય ત્યારે દરેક શબ્દના પહેલા અક્ષરની વૃદ્ધિ થાય છે. આમ ऐन्द्रावैष्णवम् થયું. શ્રી 'રાય' સમજાવે છે કે अग्निमारुतम्-अग्निमरुतोः इदम्—अग्नि। અને

મરુતનું નોખું નોખું તેજ નહિ પણ બને સાથે કામ કરતા હોય ત્યારનું તેમનું ભેગું તેજ. પવન સાથે હોય ત્યારે અગ્નિ કાબૂ બહાર જતો હોય છે.

सौपर्ण— सुपर्णस्य इदं सौपर्णम्. सुपर्ण–ગરુડ. તે વિનતાનો પુત્ર હતો અને વિષ્ણુનું વાહન થયો. देयात्–दा નું આશીર્વાદાર્થ.

रामलक्ष्मण०—रामलक्ष्मणयोः ( રામલક્ષ્મણના ) धनुषः ( ધનુષ્યની ) ज्यायाः ( દોરીના ) यः घोषः सः एव मन्त्र ( ઘોષ રૂપી મન્ત્ર )

२७-५

**को विचार०**—શ્લોક ૫-૧૦ માં ચન્દ્રકેતુએ કહ્યું હતું કે જે મારું છે તે તારું જ છે–એના અનુસંધાનમાં લવ કહે છે કે તારા જ બોલેલા શબ્દો પ્રમાણે તું જે રથ મને આપે છે તે મારો જ ગણાય એ વાપરવામાં કંઈ તારે દબાણ કરવાનું ન હોય અને મારે વિચાર કરવાનો ન હોય. છતાં હું રહ્યો વનવાસી. અમે પગે લડવા ટેવાયેલા. રથનો અમને ઓછો મહાવરો. માટે હું તો નીચે જ ઊભા રહી યુદ્ધ કરવું પસંદ કરીશ

શ્રી 'રાય' કહે છે એનો અર્થ એમ નથી કે લવ રથ ચલાવી શકતો નહોતો. રથ ચલાવનાર પણ સાથે જ મળે. લવ કહેવા એમ માગે છે કે ચાલતા રથે તીર તાકવું એ ઘણો અભ્યાસ હોય તો જ બને. એ પોતે વનમાં રહેતો હોવાથી એને એવો અભ્યાસ નથી તેથી રથ એને વિઘ્નરૂપ બને. લવ ઉપર ઉપરથી જ આમ કહે છે. ખરી રીતે તો તે એમ જ કહેવા માગે છે કે પગે ઊભો ઊભો લડતો હોવા છતાં રથ ઉપર રહેલા ચન્દ્રકેતુને એ ઠીક ઠીક પૂરો પડે એવો છે. અર્થાત્ ચન્દ્રકેતુ કરતાં એ કદાચ ચડિયાતો છે.

કેટલાક કહે છે કે લવ અહીં ક્ષત્રિય તરીકે બોલે છે એક ક્ષત્રિય તરીકે 'રથ' વગેરેને તે પોતાનાં વાહન ગણે છે. તે કહેવા માગે છે કે એક ક્ષત્રિય તરીકે રથ મારું જ વાહન છે. એ સ્વીકારવામાં વિચાર તો શો કરવાનો હોય ? પરંતુ આ ભાવ એના હવે પછીના વાક્ય સાથે સુસંગત થતો નથી.

अरण्यसदः— अरण्ये सीदन्ति वसन्ति इति. अनभ्यस्त०— अनभ्यस्ता रथचर्या येषाम्.

-૨૭-૬

दर्पसौजन्ययोर्यथोचितम्-અભિમાન અને સૌજન્યને ઉચિત. લવે ચન્દ્રકેતુને રથ ઉપર જ રહીને લડવા કહ્યું અને સુમન્ત્રને પણ તેમ કરાવવા કહ્યું. આમાં એનું અભિમાન સ્પષ્ટ દેખાય છે. તે કહેવા માગે છે કે ભલે અમે અરણ્યવાસી રહ્યા અને તેથી ભલે અમે રથમાં બેસવા ટેવાયા ન હોઇએ. છતાં હું ચન્દ્રકેતુ કરતાં ચડિયાતો છું. ચન્દ્રકેતુ રથમાં બેઠો બેઠો લડશે તો યે હું તેની બરોબરી કરી શકીશ. રથમાં રહે રહે[ુ]એ થોડોક પણ મારો સામનો કરી શકશે, જ્યારે નીચે તો તે મારી બરોબરી નહિ જ કરી શકે.

પણ આ ગર્વભર્યું વચન તે બહુ વિનયથી બોલે છે એમ સુમન્ત્ર કહેવા માગે છે.

यदि पुनस्त्वा०- અહીં ભાવી બનાવનું સૂચન કરતી નાટ્યાત્મક વક્રોક્તિ છે. સુમન્ત્ર પોતે આ સ્વાભાવિક રીતે બોલે છે, જ્યારે એ સાચું પડવાનું છે એની એને ખબર નથી, છતાં પ્રેક્ષકોને એ ખબર છે. આમ નાટ્યમય વક્રોક્તિ ઉપસ્થિત થાય છે.

શ્લોક ૨૮

અન્વય—वयं अपि खलु एवंप्राया क्रतुप्रतिघातिन. न । तं राजानं गुणैः इह कः जनः बहु न मन्यते ? तदपि खलु तुरङ्गमरक्षिणां स व्याहारः अखिलक्षत्राक्षेपप्रचण्डतया मे विकृतिं अकरोत् । (હરિણી)

क्रतुप्रतिघातिनः-યજ્ઞમાં વિઘ્ન કરનારા. स व्याहार : ૪-૨૭ અને તે પછીની સૈનિકોની ઉક્તિ-રેરે महाराजं प्रति कुतः क्षत्रिया । अखिल•अखिलं (બધા) क्षत्रं तस्य (ક્ષત્રિયોના) आक्षेपः तेन तिरस्कारना) प्रचण्डः तस्य भावः प्रचण्डता तया (ઉગ્રતાથી).

લવ કહે છે કે રાજા ફક્ત યજ્ઞમાં વિઘ્ન કરનારને જ અરણ્યમાં દંડે છે. એ પોતે એવા પ્રકારનો યજ્ઞવિધ્વંસી નથી કે જેથી રાજા સજા કરે. રાજા પણ એવો નથી કે જે નિર્દોષને ખોટી સજા કરે. આમ આવા રાજા રામ માટે પણ એને માન છે. કારણ વગર રાજાના માણસોએ તોછડાઈ કરી અને ક્ષત્રિયોનું અપમાન કર્યું તેથી જ લવ કંઈક ગુસ્સે થયો.

પાઠફેર–यदि च वयमप्येवंप्राया क्रतुद्विषतामरौ–'જો યજ્ઞને ધિક્કારનાર શત્રુ તરફ અમે આવા પ્રકારના (આવા પ્રકારની લાગણી વાળા) હોઈએ તો પણ एवंप्रायाः ના આવા અર્થનું સૂચન સંદર્ભમાં ક્યાંય નથી. એક ટીકાકાર વળી નીચે પ્રમાણે લે છે–वयमपि...एवंप्राय. क्रतुद्विषतामरिम् અહીં क्रतु० ને બીજી લીટીમાં राजानं સાથે લેવાનું. वयमपि० તો ભાષાંતરમાં લીધું છે તેમ જ લેવાનું. क्रतुष्वपिमत्सरा—'યજ્ઞની ક્રિયાઓ કરવાની બાબતમાં પણ અદેખા. (આવા અમે નથી)

શ્લોક ૨૯ (અનુષ્ટુભ)

निर्ऋतिः–निष्क्रान्ता ऋतेः सन्मार्गात् इति निर्ऋतिः म. भा. પ્રમાણે એને અધર્મની પત્ની તથા ભય, મહાભય અને મૃત્યુની માતા કહી છે. જ્યારે માર્કંડેય પુરાણ પ્રમાણે એ અધર્મ અને હિંસાની પુત્રી તથા ભય અને નરકની માતા છે. અહીં ખરાબ પ્રકારની વાણીની નિંદા કરી છે.

શ્લોક ૩૦ (શાલિની)

અહીં સારી વાણીનાં લક્ષણો બતાવ્યાં છે. कामं दुग्धे પાઠફેર છે. બીજા શબ્દો એ. વ. માં છે તેથી આ પાઠ પણ સારો છે.

સારી વાણીને ઋષિઓ બધી મનોકામના પૂરનારી કામધેનુ કહે છે. આમ છેલ્લી લીટીમાં રૂપક છે. અહીં सुनृता वाक् એ એક કર્તાને અનેક ક્રિયાઓ સાથે જોડેલ છે તેથી કારક દીપક અલંકાર પણ છે.

સરખાવો—मनु०—सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात् सत्यमप्रियम् । प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥; कामन्दकीय नीतिसारः—प्रियमेवाभिधातव्यं नित्यं सत्सु द्विषत्सु च । शिखीव केकामधुरः प्रियवाक्कस्य न प्रियः ॥

૩૦-૧

परिपूत०—परिपूतः स्वभावः यस्य. परिभूत પાઠફેર પણ ઠીક છે. यदस्य०—धव इति ह स्म, अभिष्टुवन्ति વગેરે પ્રયોગો કરે છે તેથી સુમન્ત્ર કહે છે કે તે આર્ષ સંસ્કારવાળી વાણી બોલે છે.

૩૦-૪

किं व्यवस्थितविषयः क्षत्रधर्म०—થોડીવાર પહેલાં ચન્દ્રકેતુએ

કહયું હતું કે તને પિતા (રામ)ના પ્રતાપ તરફ પણ તિરસ્કાર ઉદ્દભવે છે ? એ શબ્દો ઉપર લવ બે રીતે પ્રહાર કરે છે. એની આગળની ઉક્તિમાં એ એને રાક્ષસી વાણી કહે છે અને રાજા રામ નમ્ર હોવાનું પ્રસિદ્ધ હોવા છતાં તેના માણસો આવી ખરાબ વાણી કેમ બોલે છે એમ કહી ચન્દ્રકેતુને વખોડે છે.

આ વાક્યમાં તે સાંધેસીધું જ વાગ્યુદ્ધ શરૂ કરે છે કે ક્ષત્રિયના ધર્મ અને સંસ્કાર શું તમારા પિતા રામ નામની એક જ વ્યક્તિ પૂરતા જ મર્યાદિત છે કે ? શું દુનિયામાં તમારા પિતા રામ સિવાય બીજા કોઈ રામની બરોબરી કરનાર ક્ષત્રિય સંભવી શકે જ નહિ કે ? કેમ જાણ્યું કે હું પોતે જ એવો રામની બરોબરી કરનાર વીર ક્ષત્રિય નહિ હોઉં ?

શ્લોક ૩૧-(અનુષ્ટુભ)

**ओजायितं**—ओजस् ઉપરથી નામધાતુ. निर्बन्ध-વધુ પડતું. પાઠફેર 'नातिनिर्वक्तुमर्हसि' વધુ પડતું ઉદ્ધતાઈપૂર્વકનું બોલવું તને ઘટતું નથી' જમદગ્નિના પુત્રને જીતે એ મનુષ્ય જેવો પરાક્રમી બીજો કોઈ સંભવિત જ નથી. એમની નાની વયમાં જ એમણે એ વિજય મેળવ્યો હતો. આમ રામના પરાક્રમનું બીજું કોઈ પ્રમાણ જરૂરી છે જ નહિ. છતાં એવા માટે પણ જો તું આવું બોલે તો તે વધુ પડતું છુટ્ટું બોલયું ગણાય.

શ્લોક ૩૨ (શાલિની)

લવ કહે છેઃ બ્રાહ્મણોનું જોર એમની જીભમાં છે, જ્યારે ક્ષત્રિયોનું જોર એમના બાહુમાં હોય છે. પરશુરામ ભલે શસ્ત્ર ગ્રહણ કરનાર હોય પણ તે આખરે તો બ્રાહ્મણ છે ને ? એમનો મૂળ ધંધો તો લડવાનો નથી જ ને ? રામ તો જન્મે ક્ષત્રિય છે એમનો મૂળ ધંધો જ લડવાનો છે; તે પરશુરામને જીત્યા એમાં બડાઈ શું મારવાની ? એક ક્ષત્રિય એક બ્રાહ્મણ ઉપર વિજય મેળવે એમાં અભિમાન લેવા જેવું શું છે ? સ્વાભાવિક છે કે બ્રાહ્મણ હારે જ. પરશુરામ જાતિએ બ્રાહ્મણ છે અને તેમનો મૂળ ધંધો જ જુદો છે પછી બડાઈ હાંકવાને અવકાશ જ ક્યાં છે !

શ્લોક ૩૩ (વસંતતિલકા)

**पर्याप्त०**—पर्याप्ता (પૂરતી) सप्तभुवनस्य (सप्तानां भुवनानां समाहारः सप्तभुवनं) (સાત ભુવન) अभयं एव दक्षिणा, ( અભય રૂપી દક્ષિણા ) येः અથવા येषु.

ચન્દ્રકેતુ કહે છે: આ મૂરખા સાથે તે શો વાદવિવાદ કરવો ? એકવીસ. વખત પૃથ્વીને નક્ષત્રી કરનાર ભૃગુપતિનું ચરિત્ર એ જાણતો નથી.

રાવણ જેવા અસુરોનો વધ કરી પૃથ્વીને અભયની દક્ષિણા આપનાર રામનાં પરાક્રમોની પણ એને ખબર નથી. એવા અજ્ઞાની જોડે સવાલ જવાબ તે શા કરવાના હોય ?

શ્લોક ૩૪

અન્વય—ते वृद्धा: विचारणीयचरिता न, तिष्ठन्तु, किं वर्ण्यते ? सुन्दस्त्रीमथनेऽपि अकुण्ठयशसः हि लोके ते महान्त । खरायोधने यानि अपराङ्मुखानि अपि त्रीणि पदानि आसन्, इन्द्रसूनुनिधने वा यद् कौशल तत्रापि जन अभिज्ञः । (શાર્દૂલવિક્રીડિતમ્)

विचारणीय०—विचारणीयं चरित येषाम् ते—અહીં ખોટો વિવેક અને માન બતાવે છે. લવ અહીં કટાક્ષમાં બોલે છે કે રામ ખરેખર વૃદ્ધ અને મહાન છે. એમના ચારિત્ર્યમાં તો શું દોષ હોય ? છતાં પણ તે એવા ત્રણ પ્રસંગોનો ઉલ્લેખ કરે છે કે જ્યારે રામે એક ક્ષત્રિયને ન શોભે તેવું વર્તન કર્યું હતું. પહેલો પ્રસંગ એ તાટકા વધનો પ્રસંગ अकुण्ठ०—अकुण्ठं यशः येषाम् (જેમના યશને ક્યાંય નથી આવી તેવા). सुन्दस्त्री—ताटका એ સુકેતુ નામના યક્ષની પુત્રી અને સુંદની પત્ની થતી હતી. તે એક હજાર નાગ જેટલું બળ ધરાવતી હતી. રામે જ્યારે સુંદને માર્યો ત્યારે પોતના પતિનું વેર લેવા તે પોતાના પુત્ર મારીચને લઇ આવી વિશ્વામિત્રની આજ્ઞાથી રામે તેને મારી મ. ચ. માં આ પ્રસંગ સુંદર રીતે આપ્યો છે. લવ કહે છે: એક ક્ષત્રિય થઈને રામે તાટકાને મારી અને સ્ત્રીવધ કર્યો. એ શું સાચા ક્ષત્રિયને શોભે છે ? સ્ત્રીવધથી એક સાધારણ ક્ષત્રિયની કીર્તિ તો ધૂળધાણી થઇ જાય. પણ રામની બાબતમાં એમ બન્યું નથી. પણ હોય. રામ તો લોકોમાં મહાન છે અને વૃદ્ધ છે. તેથી સ્ત્રીવધ પણ એમની કીર્તિને ઝાંખપ લગાડી શક્યો નથી.

બીજો પ્રસંગ 'ખર' સાથેના યુદ્ધનો છે. જ્યારે ખર રામની સામે તીર તાકવા ધસી આવ્યો ત્યારે એ વખતે પોતે સારી રીતે તીર તાકી શકે અથવા તો પોતે દુષ્ટ દાનવની શેહમાંથી બચી શકે તે માટે રામ ત્રણ પગલાં

प्रबन्धजीविनमर्मसम्भूतस्य प्रधाननायकगतस्य वीररसस्य ताटकादमनपरशुरामस्मरण अन्यरणसंसक्तवालिव्यापादनादिजनविहितापवाद प्रतिपादनेन स्ववचसा कविना विनाशः कृतः इत्यनुचितमेतत् । સાહિત્યદર્પણકાર પણ આને અનુચિત લેખે છે.

પરંતુ અહીં ભવભૂતિ રામના ચારિત્ર્યના આ નબળાં પાસાં ખાસ બતાવે છે, લવ ખુલ્લંખુલ્લા કહે છે કે વિશ્વ ભલે રામને મહાન ગણતું હોય પણ તેમણે સ્ત્રીવધ કર્યો છે, રણસંગ્રામમાં-અલબત્ત પોતે ફેંક્યા સિવાય-પીછે હઠ કરી છે, અને વાલીને પણ તે સુગ્રીવ સાથે યુદ્ધ કરતો હતો ત્યારે હણ્યો છે. આ એક સાચા ક્ષત્રિયને શોભતું નથી જ. તે કટાક્ષ પૂર્વક કહે છે કે રામ લોકોત્તર અને મહાન હોવાથી જ આ અધમ કાર્યો એમની કીર્તિને ઝાંખપ લાવનાર નીવડ્યાં નથી.

અહીં આ નાટકમાં ભવભૂતિ રામને લોકોત્તર તરીકે રજૂ કરે છે પણ સાથે સાથે એ એમને એક માનવી તરીકે અધિક પ્રમાણમાં રજૂ કરે છે. સીતાનો ત્યાગ ભવભૂતિને ગમ્યો નથી જ. તેથી જ તે રામના જીવનનાં નબળાં પાસાં ખુલ્લંખુલ્લા બતાવે છે. "તે કહેવા માગે છે કે કંઈ રામનાં સર્વેય કાર્યો ઉચિત જ હતાં એવું નથી. આ ત્રણ પ્રસંગોએ જેમ નામે અનુચિત વર્તન કર્યું છે તેમ કેવળ લોકોની ઇચ્છાને માન આપી એમણે સીતાત્યાગ કર્યો એમાં પણ એમણે મહાન ભૂલ કરી છે. " ~ રામ કેવળ લોકોત્તર હતા તેવું નથી. "એ પણ ભૂલ કરી બેસનાર એક માનવી હતા એમ ભવભૂતિ આ દ્વારા ખાસ બતાવવા માગે છે." સીતાત્યાગ વિશેનો રામના વડીલોનો મત જોયો પછી અહીં આપણે એ બાબતે ભવભૂતિનો પોતાનો મત જોઈએ છીએ.

૩૫-૧

**तातापवाद०**—तातापवादेन भिन्ना मर्यादा येन.

શ્લોક ૩૬

અન્વય—आकृतजः वेपथुः चूडामण्डलबन्धनं तरलयति । किंचित् सद्भी स्वयं रज्यतः । अकाण्डताण्डवितयोः भ्रुवोः भङ्गेन वक्त्रं उत्कटलाञ्छनस्य चंद्रस्य, उद्भ्रान्तभृङ्गस्य कमलस्य च कान्ति धत्ते ॥ (શાર્દૂલ વિક્રીડિત)

---

વાંચો ડૉ. જી. કે ભટ-ઉ. ચ. અ. આ ટિપ્પણ પૃ ૧૬૦

રણ સંગ્રામમાં પાછા હઠયા હતા. અલબત્ત એ પીછેહઠ એમણે મુખ પાછું ફેરવ્યા સિવાય કરી હતી. પણ તે પીછેહઠ તો હતી જ ને ? આવી પીછેહઠ એક સાધારણ ક્ષત્રિયની કીર્તિને લાંછન લગાડનારી નીવડે, જ્યારે રામની કીર્તિને એની જરા પણ અસર નથી થઈ. પણ હોય. રામ તો મહાન અને વૃદ્ધ ખરાને ? એમના ચરિત્રમાં તો શું કહેવાનું હોય ?

વાંચો અરણ્યકાંડ—तमापतन्तं संक्रुद्धं कृतास्त्रो रुधिराप्लुतम् । अपासर्पद्द्विन्निपदं किंचित्त्वरितविक्रमः ॥ ततः पावकसंकाशं वधाय समरे शरम् । खरस्य रामो जग्राह ब्रह्मदण्डमिवापरम् ॥

ત્રીજો 'વાલી' સાથેનો યુદ્ધનો પ્રસંગ નોંધે છે. વાલીની સ્ત્રી માટે સુગ્રીવને એની સાથે વિરોધ ચાલતો હતો. રામને સુગ્રીવની મદદની જરૂર હતી તેથી જ રામે સુગ્રીવને મદદ કરી વાલી સાથે યુદ્ધ કરાવ્યું હતું. રામ યુદ્ધમાં તટસ્થ રહ્યા હતા પણ કહે છે કે વૃક્ષ પાછળ રહીને તેમણે વાલીને માર્યો અને એમ વાત ફેલાવી કે સુગ્રીવે માર્યો. ક્ષત્રિયો માટે યુદ્ધનો એવો નિયમ છે કે કોઈ જ્યારે બીજા સાથે યુદ્ધ કરતો હોય ત્યારે ત્રીજાએ હુમલો ન કરવો. રામે આ નિયમનો ભંગ કર્યો હતો. વાલી જ્યારે સુગ્રીવ સાથે લડતો હતો ત્યારે રામે વૃક્ષની ઓથે રહી વાલીને માર્યો હતો. કોઈ સાધારણ ક્ષત્રિયે આમ કર્યું હોય તો તેની કીર્તિ ધૂળધાણી થઈ જાય પણ હોય. રામ તો રહ્યા લોકોત્તર અને વૃદ્ધ તેમનાં ચરિત્ર ને વિચારવાનાં હોય ?

વાંચો કિષ્કિન્ધાકાંડ—ततो रामो महातेजा आर्तं दृष्ट्वा हरीश्वरम् । सशरं वीक्षते वीरो वालिनो वधकांक्षया ॥ ततो धनुषि सन्धाय शरमाशीविषोपमम् । पूरयामास तच्चापं कालचक्रमिवान्तकः ॥...ततस्तेन महातेजा वीर्ययुक्तः कपीश्वरः । वेगेनाभिहतः वाली निपपात महीतले । વાલી પણ સુગ્રીવને તે માટે ઠપકો આપે છે-पराङ्मुखवधं कृत्वा कोऽत्र प्राप्तस्त्वया गुणः । यदहं युद्धसंरब्धस्त्वत्कृते निधनं गतः ॥

प्रचण्डोचितमर्यस्तनूतस्य प्रमाननायकस्यान्य वीररसस्य ताडकादमननरदगावस्रण जन्यरणससत्ववालिव्यापादनादिजनविहितापवाद प्रतिपादनेन न्यवचसा कावना विनाश कृत इत्यनुचितमेतत् । साहित्यदर्पणकार પણ આને અનુચિત લેખે છે

પરંતુ અહીં ભવભૂતિ રામના ચારિત્ર્યના આ નબળા પાસા ખાસ જણાવે છે, લવ ખુલ્લંખુલ્લા કહે છે કે વિશ્વ ભલે એમને મહાન ગણતું હોય પણ તેમણે સ્રીવધ કર્યો છે, વળી સંગ્રામમાં–અલબત્ત પીઠ કે આ સિવાય–પીછે હઠ કરી છે, અને વાલીને પણ તે સુગ્રીવ સાથે યુદ્ધ કરતો હતો ત્યારે હણ્યો છે આ એક સાચા ક્ષત્રિયને શોભતું નથી જ. તે કટાક્ષ પૂર્વક કહે છે કે રામ લોકોત્તર અને મહાન હોવાથી જ આ અધમ કાર્યો એમની કીર્તિને ઝાંખપ લાવનાર નીવડ્યા નથી.

અહીં આ નાટકમાં ભવભૂતિ રામને લોકોત્તર તરીકે રજૂ કરે છે પણ સાથે સાથે એ એમને એક માનવી તરીકે અધિક પ્રમાણમાં રજૂ કરે છે સીતાનો ત્યાગ ભવભૂતિને ગમ્યો નથી જ તેથી જ તે રામના જીવનના નબળા પાસાં ખુલ્લંખુલ્લા જણાવે છે. "તે કહેવા માગે છે કે કઈ રામનાં સર્વ કાર્યો ઉચિત જ હતા એવું નથી. આ નવુ પ્રસંગોએ જેમ તેણે અનુચિત વર્તન કર્યું છે તેમ કેવળ લોકોની ઇચ્છાને માન આપી એમણે સીતાત્યાગ કર્યો એમાં પણ એમણે મહાન ભૂલ કરી છે " " રામ કેવળ લોકોત્તર હતા તેવું નથી "એ પણ ભૂલ કરી બેસનાર એક માનવી હતા એમ ભવભૂતિ આ દ્વારા ખાસ બતાવવા માગે છે " સીતાત્યાગ વિશેનો રામના વડીલોનો મત જોયો પછી અહીં આપણે એ માટે ભવભૂતિનો પોતાનો મત જોઈએ છીએ.

૩૫-૧

**तातापयाद्०**—तातापवादेन भिन्ना मर्यादा येन.

શ્લોક ૩૬

**અન્વય**—आकूतज० वेपथु० चूडामण्डलबन्धनं तरलयति । किंचित्० महशे स्वयं रज्यतः । अकाण्डताण्डवितयो भ्रुवो भङ्गेन वक्त्रं उत्कटलाञ्छनस्य चंद्रस्य, उद्‌भ्रान्तभृङ्गस्य कमलस्य च कान्तिं धत्त ॥ (शार्दूलविक्रीडित)

* વાંચો ડૉ જી. કે ભટ–ક્રિ ચ અ. આ વૃત્તિ પૃ ૧૧૦

वेपथुः-કંપ, तरलयति-तरल (વિશેષણ) ઉપરથી નામ ધાતુ. उत्कट लाञ्छनं यस्य. સ્પષ્ટ દેખાતા કલંકવાળા. उद्भ्रान्ताः (ભમતા) भृङ्गाः यस्मिन् (ભ્રમરવાળા)

બાળકોનું મુખ ગોળ ભરેલું અને ગોરું છે. ગુસ્સામાં એમની કાળી ભમ્મરો સંકોચાઈ છે તેથી એ મુખ સ્પષ્ટ દેખાતા ચન્દ્રની અને જેના ઉપર કાળા ભ્રમરો ગુંજે છે તેવા કમળની કાંતિ ધારે છે એમ કવિ કહે છે. ગોરું ગોળ મુખ તે ચન્દ્રમા અને કમળ બરોબર છે અને કાળી સંકોચાયેલી ભમ્મરો ચન્દ્રમાના કલંક અને ગુંજતા કાળા ભમરા બરોબર છે. આમ મુખને ચન્દ્રમા તથા કમળની શોભા ધારતું કહ્યું છે. તેથી અહીં નિદર્શના અલંકાર થયો.

---

# અંક ૬

દૃશ્ય ૧ મિશ્રવિષ્કમ્ભક

[ વિદ્યાધર મિથુન પ્રવેશ કરે છે લવ અને ચન્દ્રકેતુના યુદ્ધનું વર્ણન તે કરે છે. બંને લડવૈયા સરખા છે. બંને કુમારો એકમેકને ટપે એવા અને જોનારને આશ્ચર્યમુગ્ધ કરે તેવા અસ્ત્ર પ્રયોગો કરે છે. વિજય પણ જાણે સંશયમાં પડયો છે કે કયાં જવું ! એવામાં દંડકામાંથી પાછા ફરતા રામ પુષ્પક વિમાનમાં બંને વચ્ચે આવી યુદ્ધ થંભાવે છે.]

०-१-२

विस्तन—સૂર્ય अकाण्ड०-अकाण्डे कलहः, तेन (એકાએક આવી પડેલા કાલહથી) प्रचण्डयोः (ઉગ્ર થઈ ગયેલા). उद्द्योतित०-उद्द्योतिता क्षत्रलक्ष्मी ययोः અથવા याभ्याम्-જેમણે ક્ષાત્રીય લક્ષ્મી ઉજાળી છે તેવા. अत्यद्भुतो०-अत्यद्भुतेन (અત્યંત આશ્ચર્યથી) उद्भ्रान्ताः देवासुराः येषु (દેવાસુરોને મૂઢ કરનારાં)

* શ્લોક-१

અન્વય—रणत्०, धनद्गुरु०, धनुः वितत्य शरान् किरतोः शूरयोः आयोधनं भुवनभीमम् अभिवर्तते । (પૃથ્વી)

रणत्करण०--रणात्करणेन (ટંકાર કરવાને લીધે) झञ्झणन्त्यः (ઝણ. ઝણતી) क्वणिताश्च (અને રણકતી) किंकिण्यः यस्य. (ઘંટડીઓવાળું)

પાઠફેર--झणज्झणितकङ्कण०--झणज्झणितं (રણકાર કરતા) कङ्कणं तस्येव [કંકણ જેવા) क्वणितं यासां ता. झणज्झ...क्वणिताः (મીઠા અવાજવાળી) किंकिण्यः यस्य (ઘંટડીઓવાળુ)

घनद्०--घनत् (અવાજ કરતી) गुरुः (ભારે) गुणः यस्य (પ્રત્યંચા વાળા) सा घनद् गुरुगुणा अटनी (धनुषः कोटिः) तया, (ધનુષ્યના છેડા) कृतः करालः कोलाहलः यस्मिन् (જેમાં બીષણ અવાજ કરે છે તેવુ)

अविरत० ને બદલે अविरतस्फुरच्चूडयोः-'જેના વાળના ગુચ્છા સતત ફરકે છે તેવા'-પાઠફેર છે.

શ્લોક ૨

અન્વય—द्वयोः अपि च मङ्गलाय दिव्यस्य दुन्दुभेः स्तनयित्नोः इव अमन्द्रं दुन्दुमायितम् विजृम्भितम् (અનુષ્ટુભ) विजृम्भितम्-પ્રગટયો છે.

પાઠફેર-जृम्भितं च विचित्राय (मङ्गलाय) (બંનેના) અનેકવિધ મંગળ માટે. આ પાઠ પણ સારો છે.

दुन्दुमायितम् (દુન્દુભિનો) ધ્વનિ. અહીં બીજી લીટીમાં ઉપમા અને અનુપ્રાસ છે.

२-१

अविरल०-अविरलं (એક સાથે) मिलिता (ઘાટાં બાંધેલાં) (શબ્દશઃ ભેગાં મળેલાં) विकचानां (ખીલેલાં) कनककमलानां (સોના કમળોના) कमनीया (સુંદર) संहतिः यस्मिन् (સમૂહવાળી) मिलित ને બદલે ललित પાઠફેર છે.

अमरतरु०-अमरतरूणां (અમરતરુની) तरुणाः (તાજી) मणिसदृशाः (મણિ જેવી) मुकुलाः तेषां (કળીઓના) निकरः तस्य (સમૂહના) मकरन्देन (મધથી) सुन्दरः (સુંદર) આ અનુપ્રાસ આપણી આંખ સામે જાણે અહીં વર્ષા છે તેવી જ પુષ્પવૃષ્ટિ થતી હોય તેવું જ દૃશ્ય ખડું કરે છે.

३-४

अकांड०-अकाण्डे (અણધારી) विस्फुरिता (ચમકી ઊઠેલી) तडित् तस्याः (વીજળીના) छटाः तानि (લીસોટાથી) कडारम् (લાલપીળું)

શ્લોક ૩

અન્વય—(किंनु खलु अद्य) ललाटस्थनीललोहितचक्षुषः त्वष्टृयन्त्र..., उज्ज्वलः पुटभेदः (वर्तते) ! (અનુષ્ટુભ)

त्वष्टृयन्त्र० त्वष्टुः (ત્વષ્ટાના) यन्त्रस्य (યન્ત્રના) भ्रम्या (ભ્રમણને લીધે) भ्रान्तः (ફરતા) मार्तण्डः, तस्य (સૂર્યની) ज्योतिर्वत् (જ્યોતિ જેવું) उज्ज्वलः (ઉજ્જ્વળ)

ત્વષ્ટાને સંજ્ઞા નામની પુત્રી હતી તેને સૂર્ય સાથે પરણાવી હતી. સૂર્યનું તેજ તે સહી શકી નહિ. સૂર્યનું તેજ સહેજ ઓછું કરવા માટે ત્વષ્ટાએ એને પોતાના સરાણ ઉપર ચડાવીને ઘસ્યો. આમ તેનું તેજ ઓછું થયું. એ કાઢી નાખેલા તેજમાંથી વિષ્ણુનું ચક્ર, શિવનું ત્રિશૂળ અને બીજા દેવોનાં શસ્ત્રો તેમણે બનાવ્યાં વગેરે વિષ્ણુપુરાણ-भ्रमिमारोप्य सूर्यं तु तस्य तेजोविशातनम् । कृतवानष्टमं भागं न व्यशातयताव्ययम् ॥ यत्सूर्याद्वैष्णवं तेजः शातितं विश्वकर्मणा । त्वष्ट्रैव तेजसा तेन विष्णोश्चक्रमकल्पयत् । त्रिशूलं चैव रुद्रस्य शिबिका धनदस्य च ॥ शक्तिं गुहस्य देवानामन्येषां च यदायुधम् ॥

रघु०-६-३२ आरोप्य चक्रभ्रममुष्णतेजास्त्वष्ट्रेव यत्नोल्लिखितो विभाति ॥

नीललोहित-શિવ. વાચો ક્ષીરસ્વામી नीलः कण्ठे लोहितश्च केशेऽतो नीललोहित इति पुराणम् ॥

શંકરને કપાળમાં ત્રીજી આંખ હોવાનું મનાય છે. એમાં અગ્નિ રહેલો હોય છે. શંકર એ લોચન કવચિત જ ઉઘાડે છે. આ જ લોચનના અગ્નિથી તેમણે કામદેવને બાળીને ભસ્મ કર્યો હતો.

શંકરની આ આંખના પુટભેદને સરાણ ઉપર ઘસેલા સૂર્યની ઉજ્જ્વળ જ્યોતિ સાથે સરખાવ્યો છે તેવી ઉપમા છે.

૩-૧

जातक्षोभेण-जातः क्षोभः यस्य आग्नेयम् अग्निः देवता अस्य इति

શ્લોક ૪

અન્વય—अग्रदग्धकर्बुरितैर्नु चामरैः विमानमण्डलैः अपयातं एव हि, ध्वजांशुकदामलेषु इमाः शिखाः क्षणकुङ्कुमच्छुरणविभ्रमं दधति (મંજુભાષિણી)

अवदग्ध०-अवदग्धानि (કાંક બળી ગયેલા) कर्बुरितानि (કાબરી) केतुचामराणि केतव चामराणि च અથવા केतुषु चामराणि) येषाम्-(ધજા અને ચમરીવાળા)

પાઠફેર-कर्बुरित ને બદલે चर्चरित-ગણ ગણ અવાજ કરતો-પાઠફેર છે

क्षण०-क्षण (એક ક્ષણ) कुङ्कुमस्य (કંકુના) छुरण, तस्य (લેપની) विभ्रमः (શોભા-ભ્રમ)

ધજાના કપડાના છેડા ઉપરની જ્વાળાઓ કંકુના લેપની શોભા ધારણ કરે છે એમ કહ્યું અર્થાત્ અહીં સબંધ નહિ તેવી બે વસ્તુઓ વચ્ચે ઉપમા બતાવતો સબંધ કહ્યો છે તેથી અહીં નિદર્શના અલંકાર થયો.

પાઠફેર-ત્રીજી અને ચોથી લીટીને બદલે નીચેનો પાઠફેર છે-

दहति ध्वजांशुकपटावलीमिमा

नवकिंशुककुसुमविभ्रम शिखी ।

'નવા કિંશુકફૂલનું તેજ ધારતો અગ્નિ આ ધજાના રેશમી કપડાની હારને બાળે છે' (અથવા ધજાની અને રેશમી કપડાની હારને બાળે છે)

૪-૧-૨

उच्चण्ड०—उच्चण्ड. (પ્રચણ્ડ) वज्रखण्डावस्फोट तद्वत् (વજ્રના ટુકડાઓ તૂટતા હોય તેવા) पटु (ભયંકર) रव येषाम् ते (અવાજ કરતા) उच्चण्ड पटुरवा स्फुलिङ्गा, तै (તણખાથી) गुरु (ભીષણ)

उत्ताल०—उत्तालाः (ઊંચે જતી) तुमुला (ભયંકર) लेलिहाना (લપકારા મારતી) उज्ज्वला (ઉજ્જ્વળ) ज्वाला तेषा (જ્વાળાઓના) सभार तेन (જૂથથી) भैरव (ભયંકર) उत्ताल--दूगतस्तालात लेलिहान-लिह् ના પૌનઃપુન્યાર્થક (Frequentative) રૂપનું વર્ત કૃદન્ત

उपर्बुध—उपति बुध्यते इति ।

૪-૬-૭

विमल०—विमल (શુદ્ધ) मुक्ताफल तद्वत् (મોતી જેવા) शीतल (ઠંડા) स्निग्ध (પ્રેમાળ) मसृण (મૃદુ) मांसल (અને માંસલ) तेन

आनन्द०—आनन्देन (આનન્દથી) मन्दे (મંદ થેરાતી) मुकुलिते (ઢળી મતી) घूर्णमाने (ઘોળાતી) लोचने यस्याः सा (આંખોવાળી) तस्याः मम.

अर्धोदितः—अर्धं यथा तथा उदितः

શ્લોક-૫ (અનુષ્ટુભ)

અંક-૨-૧૯ ના ભાવનું ફરીથી અહીં પુનરાવર્તન થયું છે.

૫ ૨-૩

अविरल०—अविरलं (નિરંતર) विलोलं (ચંચલપણે) घूर्णमाना (ધૂમતી) विद्युल्लता, तस्याः (વીજળીના) विलासैः (ચમકારાથી) मण्डिताः तैः (શોભતાં). 'કાણે જરા જુદી રીતે વિગ્રહ કરે છે–अविरला (ઘેરી) विलोला (સ્ફુરતી) घूर्णमाना (ધૂમતી) विद्युल्लता, तस्याः (વિજળીથી)

मत्त०—मत्तानां (મત્ત) मयूराणाम् (મયૂરોના) कण्ठाः इव श्यामलाः तैः (કંઠ જેવા શ્યામ) जलधरैः (વાદળાંથી) नभोऽऋणं-नभः ऋणमिव.

૫-૪

अविरल०-अविरलं यथा तथा (નિરંતર રીતે) प्रवृत्तानि (વરસતી) वारिधारासहस्राणि, तेषां (હજારો જળધારાના) सम्पातैः (પડવાથી)

૫-૭

प्रलयवात०-प्रलये (પ્રલયના) वातावलिः तया (પવનોના) क्षोभः तेन (અપાટાથી) गम्भीरं यथा तथा (ગંભીર રીતે) गुलुगुलायमानाः (ગડગડાટ કરતાં) मेघाः तैः (વાદળાંઓથી) मेदुरः (ગાઢ) अन्धकारः तेन (અંધકારથી) नीरन्ध्रं यथा तथा (સંપૂર્ણ રીતે) नद्धम् इव (જાણે રુંધાયું ન હોય !)

गुलुगुलायमान—વર્ત. કૃદંત.

૫-૮-૯

एकाकार०—एकाकारं (એકવાકે) विश्वस्य विશ્વનો) ग्रसनं तेन (કાળિયો કરી જવા) विकटं (ઢાંકેલા) विकरालं (વિકરાળ) कालस्य मुखं (કાળના)

तदेव कन्दरं तस्मिन् (ગુફા રૂપી મુખમાં) (तत् कन्दरं इव वा तस्मिन्) विवर्तमानं इव (જાણે ફરતું ન હોય !)

युगान्त०—युगान्ते या योगनिद्रा, तस्यां (યુગને અંતે યોગનિદ્રામાં) निरुद्धानि (બંધ કર્યાં છે) सर्वद्वाराणि येन सः (બધાં દ્વાર જેણે તેના) नारायणः तस्य, (નારાયણના) उदरे (ઉદરમાં) निविष्टमिव જાણે પેસી ન ગયું હોય તેમ

युगान्त=कल्पान्तं—વિષ્ણુ ભગવાન જ્યારે સૂઈ રહે છે ત્યારે આખું વિશ્વ નાશ પામે છે અને તે જ્યારે જાગે છે ત્યારે તે ફરી પાછું સર્જાય છે. વાંચો મનુ०—यदा स देवो जागर्ति तदेदं चेष्टते जगत् । यदा स्वपिति शान्तात्मा तदा सर्वं निमीलति ॥

योगनिद्रा—યોગના ધ્યાનને લીધેની નિદ્રા. વાંચો रघु०—૧૧-૬-अमुं युगान्तोचितयोगनिद्रः संहृत्य लोकान् पुरुषोऽधिशेते ॥

શ્લોક ૬

અ-૨૫—विद्याकल्पेन मरुता भूयसामपि मेघानां विवर्तानां ब्रह्मणि इव क्वापि विप्रलयः कृतः । (અનુષ્ટુભ)

विद्या—બ્રહ્મવિદ્યા. 'લગભગ સરખું' સહેજ ઓછું'ના અર્થમાં कल्प, देश્ય અને देशीय ઉમેરાય છે. ईषदसमाप्तौ कल्पब्देश्यदेशीयरः पा. ५-३-६७

विवर्त—મિથ્યા પદાર્થો. विवर्त શબ્દ ઉપર આગળ નોંધ આવી ગઈ છે. "परिणामवाद અને विवर्तवाद એમ બે તત્ત્વજ્ઞાનના મત છે. विवर्तवाद પ્રપંચને विवर्त માને છે અને બ્રહ્મને તેનું અધિષ્ઠાન માને છે. परिणामवाद પ્રમાણે પ્રપંચ બ્રહ્મનું પરિણામ છે—જેમ સોનાનો અલંકાર સોનાનું પરિણામ છે તેમ" (કાણે). "वेदान्तसार નામના ગ્રંથમાં विवर्तનું એવું લક્ષણ કર્યું છે કે वस्तुनः स्वरूपापरित्यागेन स्वरूपान्तरेण मिथ्याप्रतीतिः ।—મૂલ વસ્તુ બ્રહ્મ તે પોતાનું રૂપ તજ્યા વિના ખોટી રીતે અન્યરૂપે ભાસે તેનું નામ विवर्तभाव; જેમ દોરડું પોતાનું રૂપ તજ્યા વિના ખોટી જ રીતે કોઇને સર્પ જેવું ભાસે, તેમ પરમાત્માને વિષે આ विवर्तभाव પડે કરીને જગતની મિથ્યા પ્રતીતિ થાય છે"—મણિલાલ ન દ્વિવેદી.

વિવર્તવાદ પ્રમાણે જગત બ્રહ્મનું વિવર્ત છે. અદ્વૈતવાદી વેદાન્તીઓનો આ મત છે. 'કાણે' ચોક્કસ માને છે કે ભવભૂતિએ 'વિવર્ત' શબ્દનો આ જ શાસ્ત્રોક્ત અર્થ કર્યો છે. જેમ દીવો થતાં અંધકારનો નાશ થાય છે તેમ જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય છે. બ્રહ્મ નિત્ય છે. પ્રપંચ અનિત્ય છે. પ્રપંચમાં દેશકાળ વગેરેના ભેદ છે જ્યારે બ્રહ્મમાં તે નથી. છતાં પ્રપંચને નિત્ય માનવું તેને મિથ્યા જ્ઞાન કહે છે. બ્રહ્મ જ્ઞાન થતાં આપોઆપ અજ્ઞાનનો નાશ થાય છે. આમ ભવભૂતિ વિવર્તવાદમાં માનતા હોય કે ન માનતા હોય છતાં તે શંકરાચાર્યનો માયાવાદ તો જાણતા હશે જ. શંકરાચાર્યના માયાવાદ પ્રમાણે જગત (પ્રપંચ) માયા (વિવર્ત) છે તેનું અધિષ્ઠાન બ્રહ્મ નિત્ય છે. અને બ્રહ્મ જ્ઞાનથી આ માયા દૂર થાય છે. આમ ભવભૂતિ વિવર્ત શબ્દ અહીં યથાર્થ રીતે વાપરે છે.

"બ્રહ્મને વિષે જેમ વિવર્તરૂપે આ જગત વગેરે વ્યવહાર અજ્ઞાનને લીધે ભાસે છે, ને તત્વજ્ઞાનથી નિવૃત્ત થાય છે, એક જ અદ્વિતીય, અખંડાનંદ પરમાત્મા જ જણાય છે અર્થાત્ વિવર્તરૂપી ભ્રમનો બ્રહ્મમાં લય-નાશ થાય છે, જ્ઞાનથી જેમ વિવર્તનો નાશ થાય છે તેમ વાયુથી મેઘનો નાશ થયો: વિવર્તનો લય ક્યાં થયો તે પણ જણાતું નથી. એટલો પ્રબલ વાયુ આવ્યો કે મેઘને ક્યાં જોતા જોતામાં લેઈ ગયો તે સમજાયું પણ નહિ.
—મણિલાલ ન. દ્વિવેદી.

અહીં બને લીટીમા ઉપમા છે. સરખામણી નીચે પ્રમાણે છે—

વિદ્યા વિવર્તનો બ્રહ્મમાં લય કરે તેમ મરુત મેઘનો ક્યાંય પણ લય કરે છે. આમ વિદ્યાને મરુત સાથે અને મેઘને વિવર્ત સાથે સરખાવ્યા છે.

६-3

**संभ्रमो०**—संभ्रमेण ઉતાવળે उत्क्षिप्तः ઊંચા કરેલા करः, तेन હાથથી भ्रमित उत्तरीयस्य अञ्चलं येन. જેણે ઉત્તરીયનો છેડો હલાવ્યો છે તેવા.

**मधुर०**—मधुरं (મધુર) स्निग्धं च (સ્નેહાળ) वचनं तेन શબ્દોથી प्रतिषिद्धः युद्धव्यापारः येन (જેણે યુદ્ધનો વ્યાપાર રોક્યો છે તેવા)

શ્લોક ૭ (વસંતતિલકા)

मन्दितम्—मन्द શબ્દ भावे क्तः (पा. ३-३-११४) પ્રમાણે ક. ભૂ. કૃ. નો. નામના અર્થમાં ઉપયોગ.

तद्गौरवात्– तस्मिन् गौरवात् समुप०—समुपसहृत सप्रहार येन. જેણે પ્રહાર અટકાવ્યો છે તેવો.

ચોથી લીટીમાં હવે પછી થનારા રામ અને એના પુત્રના મેળાપનું સૂચન છે

૭-૨

**मिश्रविष्कम्भक**—નોંધ માટે જુઓ આ પુસ્તકનું પરિશિષ્ટ

દૃશ્ય ૨

[ રામ ચન્દ્રકેતુનું કુશળ પૂછે છે ચન્દ્રકેતુ યુદ્ધનો ખ્યાલ આપે છે ખાસ કરીને તો તે લવના પરાક્રમનું જ વર્ણન કરે છે ચન્દ્રકેતુ લવને રામની ઓળખાણ કરાવે છે લવ ઉપર રામની ખાસ પ્રકારની અસર થાય છે રામને પણ અદૃષ્ટ પ્રેમના બળે, લોહીના સબધે લવ પ્રત્યે ખાસ આત્મીય ભાવ જાગે છે આવા મહાન પુરુષ પ્રત્યે નકામનો મોરચો માંડીને અશુભનું આચરણ કરવા બદલ લવ રામની માફી માગે છે પણ રામ એની પ્રશંસા જ કરે છે

લવે કેવી રીતે જૃમ્ભકાસ્ત્રોનો ઉપયોગ કરી આખા લશ્કરને બેભાન બનાવ્યુ છે એ વિગતો ચન્દ્રકેતુ રામને કહે છે રામ લવને પોતાનાં અસ્ત્રો પાછા ખેચી લેવા કહે છે અને ચન્દ્રકેતુને સૈનિકોની સભાળ માટે જવાનુ કહે છે બને કુમારો એમ કરે છે જ

જૃમ્ભકાસ્ત્રો તો દિવ્ય છે એનુ જ્ઞાન લવને કેવી રીતે થયુ એ વિશે રામ લવને પૂછે છે લવ કહે છે કે અમને બન્નેને એ જન્મથી જ સિદ્ધ હતાં એક નહિ પણ બે ભાઈઓ છે જાણી રામ એ બાબત પણ પૂછે છે જનાળમાં કુશનો પડઘા પાછળથી અવાજ સભળાય છે ભગવ ઋષિને સદેશો પહોચાડી એ પાછો આવ્યો હોય છે કુશ હાથમા ધનુષ્ય સાથે પ્રવેશ કરે છે લવ રામને પોતાના ભાઈની ઓળખાણ કરાવે છે. બપોરનો તાપ ચડી ગયો હોવાથી લવના કહેવાથી સહુ ઝાડની છાયામા જાય છે

બને કુમારોનો સરખો દેખાવ, એમની આકૃતિ રામ અને સીતાની આકૃતિ અને મુખ સાથે તેમનું મળતાપણું, જૃમ્ભકાસ્ત્રોનુ જન્મસિદ્ધ

-જ્ઞાન, સીતાને જ્યાં ત્યજી હતી અને જ્યાં અત્યારે બધા ઊભા હતા તે જગ્યા, આ બંને જોડકા ભાઈઓ છે તે હકીકત, પોતે જૃમ્ભકાસ્ત્રોને સીતાના ગર્ભબાળક પાસે જવાનો કરેલો આદેશ, અને એમના પ્રત્યેનું અદષ્ટ આકર્ષણ—વગેરે રામમાં કુતૂહલ ઉત્પન્ન કરે છે કે આ મારા પુત્રો તો ન હોય ! પણ હજી મેળાપને વાર છે એ કેટલી કરુણ ઘટના કહેવાય !

રામનું હૈયું ભરાઈ આવે છે એ મુક્ત રીતે રડી પડે છે. લવ પણ દુઃખી થાય છે રામાયણ જાણવા છતાં રામના દુઃખ માટે નવાઈ કેમ ઉપજે છે એમ કુશ લવને પુછે છે. લવ અને કુશ તો રામ માટે તે તટસ્થ રામાયણની જ વ્યક્તિ હોય તેમ વાતો કરે છે. રામ જરા શાંત થાય છે અને છોકરાઓને રામાયણમાંથી કંઇક ગાઇ બતાવવાનું કહે છે. કુશ અને લવ એવા પ્રસંગો ગાઈ બતાવે છે કે જે રામના મનમાં પુરાણી યાદે દુઃખ ઉત્પન્ન કરે છે.

એવામાં પડદા પાછળ છોકરાઓની લડાઇની વાત સાંભળીને એ બાજુ આવતા વસિષ્ઠ, અરુન્ધતી, જનક, કૌસલ્યા વગેરેનું આગમન સંભળાય છે તેથી રામ અને છોકરાઓ તેમને મળવા એ બાજુ જાય છે.]

શ્લોક-૮ (પુષ્પિતાગ્રા)

दिनकरकुल०—અહીં વિરોધાભાસ છે. સૂર્યનો વંશ અને તેનો ચન્દ્ર ! ચન્દ્ર આંખને શીતળતા અને આનંદ આપે છે તેવી રીતે સૂર્યવંશી આ કુમાર પણ રામને આનંદ આપે છે. રામ પોતાને સંતાનહીન જ માનતા તેથી કુળની પ્રતિષ્ઠાનો આધાર હજી સુધી ચન્દ્રકેતુ ઉપર જ હતો. તેથી પણ એને માટે આ શબ્દો વાપર્યા છે.

चन्द्र चन्द्रकेतु નો લાટાનુપ્રાસ પણ મીઠો છે.

दाममुपयातु०— પંચવટીમાંથી બળ્યાઝળ્યા દુઃખી મનવાળા રામ સીધા ત્યાંથી અહીં આવ્યા છે. તેમનો ચિત્તદાહ કેવો તો પ્રબળ હતો તે ત્રીજા અંકના પ્રસંગો ઉપરથી સમજાય છે.

૮-૧

दिव्यास्त्रधर०—दिव्यास्त्रपरः देहः यस्य.

૮-૨-૩-૪

लाभाभ्युदयेन—लाभः एव अभ्युदयः, तेन अत्यद्भुत०—अत्यद्भुता क्रिया-यस्य. महावीर०-प्रकाण्डः ण्डम्-'वृक्षनुं थड' अर्थ थाय पण समासने अंते 'प्रशस्त'नो अर्थ बतावे छे. प्रशस्तः महावीरः महावीरप्रकाण्डः, तम्

पाठफेर—अनरालसाहसम्-अनरालं साहसं यस्य-जेनुं साहस अकुटिल छे.

प्रसंगवशात् लडाई लडवी पडी होवा छतां चन्द्रकेतुने लव माटे केवा भाव छे ते अहीं स्पष्ट थाय छे.

अतिगम्भीर०—अतिगम्भीरा मधुरा कल्याणी च आकृतिः यस्य.

श्लोक-९ (मन्दाक्रान्ता)

लवना प्रभावनुं वर्णन करतां कवि अहीं पांच पांच उत्प्रेक्षा आपे छे. जगतनुं रक्षण करवा माटे जाणे अस्त्रवेद ज शरीर धारीने कायवान्) ना आव्यो होय ! ब्रह्मना खजानाना (कोश) रक्षण माटे (गुप्त्यै) जाणे क्षात्रधर्मे शरीर (तनु) ना धार्युं होय ! लव जाणे सघळा सामर्थ्यनो समुदाय अथवा गुणोनो संचय ना होय तेवो लागतो हतो जगतना (जगतः) पुण्य पदार्थोनो (पुण्य) (निर्माणं, तेषां) समूह (राशिः) जाणे प्रगट थईने (आविर्भूय) ना आव्यो होय ! (स्थित इव)

आम अहीं उत्प्रेक्षा छे.

૯-૧

पुण्यानु०—पुण्ये अनुभावदर्शने (अनुभावः दर्शनं च) यस्य-पुण्य प्रभाव अने दर्शनवाळा.

श्लोक-१० (अनुष्टुभ)

'आश्वास इव भक्तीनामेकम्—पाठफेर छे पण ते सुगम नथी.

रामने माटे अहीं बीजी पंक्तिमां सुंदर उत्प्रेक्षा आपी छे. काणेर अहीं सरस समजावे छे. उत्कृष्ट धर्म पाळनाराओ उपर जाणे के प्रकृष्ट धर्मे कृपा करी छे. जाणे रामने स्वरूपे शरीररूप धारी करतो (मूर्तो सचरस-यस्य) धर्म पोते तो एनुं पालन करनाराओ उपर अनुग्रह करवा न-

આવ્યો હોય ! અથવા પ્રસાદ એટલે પવિત્રતા અર્થ પણ થાય. રામે ઉત્કૃષ્ટધર્મનું પાલન કર્યું હતું. આ ધર્મ પાલનથી રામ જાણે એથી ઉદ્ભવેલી શરીરધારી પવિત્રતા તો ન હોય તેવા લાગતા હતા. આમ અહીં ઉત્પ્રેક્ષા છે.

પાઠફેર— मूर्तिसुन्दरः—સુંદર રૂપ ધારી. રામ પણ ખરેખર દેખાવડા હતા તેથી આ પાઠ પણ સારો છે.

શ્લોક-૧૧ (શિખરિણી)

પિતા પુત્રનો અદષ્ટ સંબંધ અદષ્ટ રીતે કેવું કામ કરે છે તે અહીં સરસ રીતે બતાવ્યું છે. અત્યાર સુધી લવને રામ માટે કેવા ભાવ હતા ? અલબત્ત એમને માટે એને માન ઘણું હતું પણ એ જ એકલા ક્ષત્રિય હોવાનું એને સ્વીકાર્ય નહોતું. એમનો અશ્વમેધનો અશ્વ એણે બાંધ્યો હતો એટલું જ નહિ પણ એણે રામના લશ્કર સામે સારું એવું યુદ્ધ પણ જમાવ્યું હતું રામના ચારિત્ર્યનાં કેટલાંક નબળાં પાસાં પણ તેણે બેધડક કહી બતાવ્યાં હતાં આમ અત્યાર સુધી તેણે રામ પ્રત્યે વિરોધ જ સેવ્યો હતો પણ રામને સન્મુખ જોતાં એનો સઘળો વિરોધ વામી ગયો. એટલું જ નહિ પણ એની જગ્યાએ શાંત થઈ રહેવાનો રસ એને ઘેરી વળ્યો સુખથી (निर्वृत्या) ગાઢ (घन.) એવી લાગણી એનામાં પ્રસરી.

રામ આવા છે ને આવા છે વગેરે પ્રકારનું એનું ઉછાંછળાપણુ (औद्धत्यं) ક્યાંય જતું રહ્યું એટલું જ નહિ પણ વિનય એને નમ્ર બનાવે છે (प्रह्वयति-प्रह्वं नम्रं करोति प्रह्व ઉપરથી નામધાતુ) કેવળ આટલું જ નહિ પણ રામને જોતાં એ એકદમ જાણે પરવશ થઈ ગયો છે. (किमिव परवानस्मि) આ બધું લવમાં ધીમે ધીમે નથી ઉદ્ભવતું પણ એકદમ (झटिति) ઉદ્ભવે છે.

લવને આશ્ચર્ય થાય છે કે આવા ભાવ એને એકાએક કેમ થઇ આવતા હશે વારુ ! ખરી રીતે આ એક લોહીના સંબંધને લીધે થાય છે. પણ લવને એની ખબર નથી. આથી તે તો એમ જ ધારે છે કે નક્કી (हि) મોટાં તીર્થોનો મહત્તાં તીર્થોનો એવો અનિર્વચનીય (कोऽपि) અને અમૂલ્ય (महार्घ) ઉત્કર્ષ અતિશયઃ હશે ગંગા ગોદાવરી વગેરે પવિત્ર તીર્થોનો પ્રભાવ જ'

એવો હોય છે કે એની સન્મુખ કોઇ ખરાબ ભાવ રહે જ નહિ. ખરાબ ભાવ તો ક્યાંય જતો રહે અને ઉપરથી સારા ભાવ પેદા થાય. રામ પણ એવા તીર્થ જેવા પવિત્ર હોવાથી જ એમની સન્મુખ પોતાના ખરાબ ભાવ અદ્દશ્ય થાય છે અને તેમની જગ્યાએ સારા ભાવ પેદા થય છે એમ લવ ધારે છે.

પ્રથમ ત્રણ લીટીઓની વિશેષ ઉક્તિનું અહીં છેલ્લી લીટીની સામાન્ય ઉક્તિથી સમર્થન થયું છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે

११-१

एकपद एव—એક સાથે જ. જેમ રામને જોતા લવને ભિન્ન ભિન્ન લાગણી થાય છે તેમ લવને જોતાં રામને પણ એકી સાથે જુદી જુદી લાગણીઓનો અનુભવ થાય છે. લવને જોતાં રામનું દુઃખ તો ક્યાંય ચાલ્યું જાય છે અને ઉપરથી એને માટે ખાસ સ્નેહ એનામાં ઉદ્ભવે છે. त्वपस्नेहयति-નામધાતુ.

११-२

अथवा स्नेहश्च०—રામ પોતાની આ એકાએક સ્નેહની લાગણીનું કારણ શોધવા મથે છે પણ પછી તરત કહે છે કે સ્નેહ અને તે બાહ્ય કારણ ઉપર આધાર રાખે (व्यपेक्षया सह सव्यपेक्ष । निमित्तस्य सव्यपेक्ष-निमित्तसव्यपेक्ष) એ પરસ્પર વિરુદ્ધ છે.

'પ્રેમને કારણો સાથે સંબંધ કાંઇએ નથી.
કારણ પ્રીતિનું પ્રીતિ પ્રેમીની લક્ષ્મી તે બધી'

આમ લવ પ્રત્યે સ્નેહ થઈ આવવા માટે બાહ્ય કારણ ખોળવામાં પોતાની ભૂલ રામને સમજાય છે. રામ પોતાની ભૂલ સુધારતાં કહે છે કે સાચા સ્નેહને કોઇ બાહ્ય કારણોનો આધાર હોતો નથી. કારણ બાહ્ય કારણો અદ્દશ્ય થતાં એ સ્નેહ પણ અદ્દશ્ય થઇ જાય છે. સાચો સ્નેહ કારણ વગરનો હોય છે. સાચી પ્રીતિ તો કોઈ અદષ્ટ કારણ ઉપર જ આધાર રાખે છે. નીચેના શ્લોકમાં આ ભાવ સુંદર રીતે બતાવ્યો છે.

શ્લોક १२ (માલિની)

અહીં રામ સ્પષ્ટ કહે છે કે પ્રીતિ કોઇ બાહ્ય કારણ ઉપર આધાર

રાખતી નથી. કોઇ આંતર હેતુ જ પદાર્થોને જોડે છે व्यतिषजति-वि+अति+सञ्ज् નું વર્ત. કા लट् ત્રી. પુ. એ. વ આ સામાન્ય ઉક્તિનું પછીની લીટીઓની બે વિશેષ ઉક્તિથી સમર્થન કરે છે. સૂર્ય (पतङ्ग) ઊગે છે ત્યારે જ કમળ ખીલે છે એનું કોઈ બાહ્ય કારણ દેખાય છે કે ? ના કોઈ અદષ્ટ કારણે જ આમ બને છે. તેવી જ રીતે ચંદ્ર (हिमरश्मौ) ઊગે ત્યારે જ (उद्गते) ચન્દ્રકાન્ત મણિ દ્રવે છે. અહીં કોઇ બાહ્ય કારણ દેખાય છે કે ? તેવી જ રીતે સૃષ્ટિના સકળ પદાર્થો અને મનુષ્યો પણ કોઈ આંતરકારણથી જ જોડાય છે.

આમ અહીં સામાન્ય ઉક્તિનું વિશેષ ઉક્તિથી સમર્થન થયું છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે.

આ શ્લોક મા મા માં પણ આવે છે

શ્લોક ૧૩ (આર્યા)

परिणत०—परिणतं (પૂરા ખીલેલા) अत एव कठोरं (દઢ) यत् पुष्करं तस्य (કમળની) गर्भच्छदं (અંદરની પાંખડી) इव पीनः (જેવો માંસલ) मसृणः (લીસો) सुकुमारः च (અને કુમળો).

चन्द्र०—चन्द्रस्य (ચન્દ્ર) चन्दनस्य च (અને ચન્દનના) यः निष्यन्दः (રસ) तद्वत् (જેવો) जडः (શીતલ જડ).

લવના માંસલ લીસા અને કુમળા શરીર સ્પર્શને અહીં પૂરા ખીલેલા કમળની અંદરની લીસી, ભરેલી, કુમળી પાંદડીના સ્પર્શ જેવો કહયો છે. લવના શરીરના શીતળ સ્પર્શને અહીં ચન્દ્ર અને ચન્દનના રસ જેવો શીતળ કહ્યો છે. આમ અહીં ઉપમા છે.

૧૩-૧

अकारणस्नेहः—રામનો અકારણ સ્નેહ જોઇને લવને નવાઈ લાગે છે. લવને કે રામને એના સાચા અદષ્ટ કારણની ખબર નથી. જ્યારે વાચકો અને પ્રેક્ષકો એ સમજે છે. આમ ભાવી મેળાપનું સૂચન કરતી નાટ્યાત્મક વક્રોક્તિ ઉપસ્થિત થાય છે.

૧૩-૫

वीरायितम्—वीरवत् आचरितम्— वीर ઉપરથી નામધાતુ वीरायते નું કે. ભૂ. કૃ.

૧૩-૯

नन्वयमलङ्कारः० — રામની સામે લડાઈ આદરવામાં પોતે ભારે અવિવેક કર્યો છે એમ લવને લાગે છે અને તેથી તે પોતાની એ બાલિશતા માટે રામની ક્ષમા માગે છે, જ્યારે રામ એ નાના બાળકનો દોષનો અવગુણ દબાવી દઈને એ મોટો ક્ષત્રિયનો ગુણ છે એમ કહે છે કોઈની ઉન્નતિ ન સહેવી એ ક્ષત્રિયનું ભૂષણ છે, દુર્ગુણ નહિ આમ કહી રામ સ્નેહને લીધે લવની બાલિશતા છાવરી લે છે. પછીના શ્લોકમાં આ ભાવ સરસ રીતે બતાવ્યો છે.

શ્લોક ૧૪ (શિખરિણી)

કોઈ તેજસ્વી બીજાનું તેજ સહન કરી શકતો નથી. પ્રકૃતિથી प्रकृत्या) નિયત થયેલો (नियतत्वात्) એ એનો અકૃત્રિમ (अकृतक — न कृतक अकृतकः) સ્વભાવ છે.

દ્વિતીયાર્ધમાં આને માટે સુંદર દૃષ્ટાન્ત વાપરે છે. ભગવાન સૂર્ય થાક્યા વગર (अश्रान्तं) કિરણોથી (मयूखैः) તપે છે ત્યારે (तपति यदि) શું આગ્નેય મણિ (સૂર્યકાન્ત મણિ) (आग्नेयो ग्रावा) પોતે પરાજય પામ્યો હોય તેમ (निकृत इव) તેજ (तेजांसि) બહાર કાઢે છે ! (वमति) ? સૂર્ય બળતો હોય ત્યારે સૂર્યકાન્ત મણિ પોતાનું તેજ ઓછું જણાવાથી પરાજય પામ્યા હોય એમ શા માટે બળે છે ? ખરું જોતા એ થાકીને, હારીને કે દ્વેષથી બળતા નથી પણ એ પોતે તેજસ્વી છે, પરાક્રમી છે અને તેથી તે પારકાનું તેજ સાંખી શકતો નથી. આ એનો જાતિસ્વભાવ જ છે સૂર્યકાન્ત મણિ ઉપર સૂર્યનાં કિરણો પડતાં એમાંથી અગ્નિ ઝરે છે એમાં કોઈ જાતનો ઈર્ષાનો ભાવ નથી પણ એ એની પ્રકૃતિ જ છે.

આમ અહીં દૃષ્ટાન્ત અલંકાર છે.

આ રીતે રામ લવની બાલિશતા જોતા નથી પણ એને એક વીરનું ભૂષણ લેખે છે.

સરખાવો — ભર્તૃહરિ — यदचेतनोऽपि पादैः स्पृष्टः प्रज्वलति सवितुरिनकान्तः । तत्तेजस्वी पुरुषः परकृतनिकृतिं कथं सहते ॥; किरात० — २-२१-किमपेक्ष्य फलं पयोधरान्ध्वनतः प्रार्थयते मृगाधिपः । प्रकृतिः खलु सा महीयसः सहते नान्यसमुन्नतिं यया ॥

१४-२-३

**प्रियवयस्य०**—प्रियवयस्येन (પ્રિય મિત્રે) नियुक्तं (છોડેલા) जृम्भकास्त्रेण (જૃમ્ભકાસ્ત્રથી) निष्कम्पं यथा तथा (નિષ્કંપ) स्तम्भितानि (અને થંભી ગયેલાં).

**निर्व्यापार०**—निर्व्यापाराणि (નિશ્ચેષ્ટ થયેલાં) च तानि, अत एव विलक्षितानि (અસ્વસ્થ થઈ ગયેલાં) (શરમાઈ ગયેલાં)

१५-१

**एतन्मन्त्र०**—एतेषां मन्त्राः, तेषां पारायणं (સમગ્ર અભ્યાસ) तस्य उपनिषत् (રહસ્ય) ताम्. परः सहस्रा०—सहस्रात् पराः परः सहस्राः संवत्सराः तान्, अन्तेवासी, तस्मै-હજારથી વધારે વર્ષોના શિષ્ય.

१५-५

**प्रकृष्ट०**—प्रकृष्टं (ઉત્કૃષ્ટ) पुण्यं, तस्य (પુણ્યનો) परिपाकः (પરિપાક) उपादानं कारणं यस्य (જેનું કારણ છે તેવો)

१५-६

**द्विवचनं तु०**—

'कुमारस्य कुतः संप्रदायः' એ પ્રશ્નના જવાબમાં લવ કહે છે स्वतः प्रकाशान्यावयोरस्त्राणि આમ તે मम એક વચન ન વાપરતાં आवयोः એમ દ્વિવચન વાપરે છે. એ એકલો હતો અને એ. વ. વાપરવું જોઈતું હતું છતાં અહીં દ્વિ. વચન વાપર્યું તેથી રામને નવાઈ લાગે છે

શ્લોક १६ (વસંતતિલકા)

आयोधनं—યુદ્ધ. अधिराजशब्दः ચક્રવર્તી રાજા, એવો શબ્દ शस्त्रशिखिनः शस्त्राणि एव शिखिनः-શસ્ત્રો રૂપી અગ્નિ. અહીં शस्त्रशिखिनः માં રૂપક છે.

શ્લોક १७

**અન્વય**—अथ इन्द्रमणिमेचकच्छवि अयं कः ध्वनिना एव माम् बद्धपुलकं नवनील......डम्बरम् करोति ! (મંજુભાષિણી)

इन्द्रमणि०—इन्द्रमणिवत् (ઇન્દ્રમણિ જેવી) मेचका (નીલી શ્યામ) छविः यस्य सः (वटुः) (જેની શોભા છે તેવો) बद्धपुलक०—बद्धाः पुलकाः यस्मिन् सः तम्-રોમાંચિત.

नीराजित०—निम्+राज् नुं પ્રેરક ક. ભૂ. કૃ. પૂજા પછી આરતી ઉતારવામા આવે તે વિધિ. અથવા આશ્વિન માસમાં ચડાઈ માટે પ્રયાણ કરતાં પહેલાં રાજાઓ અને સેનાપતિઓ જે વિધિ કરતા તે. 'ક્ષીર સ્વામી' નીચે પ્રમાણે સમજાવે છે—नीरस्य शान्त्युदकस्याजनं क्षेपोत्र नीराजनं, मन्त्रोक्तया वाहनायुधादेर्निःशेषेण राजनं वात्र.

શ્લોક ૧૮ (વસંતતિલકા)

तृणीकृत०—तृणीकृतः (તૃણ સમાન લેખવું) जगत्रयसत्त्वसार. येन सः धीरोद्धता—धीरा चासौ उद्धता च.

કુશની દૃષ્ટિ જ એવી નિસ્પૃહ અને વીર્યવાન છે કે જોનારને એમ જ લાગે કે એ ત્રિભુવનના પરાક્રમને તણખલા જેવું ગણે છે અર્થાત્ એની નજરમા ત્રિભુવનમા પણ એને કોઇનો હિસાબ નથી.

બીજી લીટીમાં ઉત્પ્રેક્ષા છે. એની ધીર અને ઉદ્ધત ચાલ ઉપરથી એમ જ લાગે કે જાણે હમણાં એની એ ગર્વીલી ચાલથી ધરણી નીચે નમી જશે ત્રીજી લીટીમા વિરોધાભાસ છે. કુશ છે તો નાનકડો કુમાર પણ એના સ્વભાવમા એ કિશોરાવસ્થાને સહજ એવી ચચળ પ્રકૃતિ હોવાને બદલે એનામા તો મોટા પર્વત જેવી ગંભીરના છે. આમ અહીં વિરોધાભાસ છે. એ રામનો પુત્ર હોવાથી આ ગુણ તેનામા સંભવી શકે છે એમ આ વિરોધનો પરિહાર થાય છે.

ચોથી લીટીમાં સસંદેહ છે. આ તે કુશ આવે છે કે સાક્ષાત્ વીર રસ આવે છે કે પછી ગર્વ પોતે જ આવે છે.

૧૯ ૫

**ह्निह्यति**—જેના પ્રત્યે સ્નેહ વા ધિક્કાર દર્શાવાયો હોય તે નામની સપ્તમી લે છે. उत्कण्ठते—उत्कण्ठ ઉપરથી નામધાતુ उत्कण्ठते. જેને માટે ઇચ્છા કરવામાં આવી હોય તે કર્મની ચતુર્થી કે પષ્ઠી આવે છે.

૧૯-૯

**आशंसनीय०**—आशंसनीयं (ઇચ્છવા લાયક) पुण्य दर्शनं यस्य—

૧૯-૧૪

**धर्मतात**—

ખરી રીતે રામ લવના પિતા થતા હતા. જ્યારે એ અહીં એમને ધર્મપિતા કહે છે ચન્દ્રકેતુ લક્ષ્મણનો પુત્ર થતો હતો. અને તેથી તે રામને પિતા સમાન ગણતો હતો. અને ચન્દ્રકેતુ તથા લવની દોસ્તી ખૂબ જામી હતી તેથી એ દોસ્તીને સબંધે પણ રામ લવના ધર્મપિતા થાય.

જ્યારે ખરી રીતે તો રામ લવના પિતા જ હતા ! અને આ વાત લવ, કુશ કે રામ કે ચન્દ્રકેતુ જાણતા નથી. જ્યારે પ્રેક્ષકો તે જાણે છે. આ રીતે નાટયાત્મક વક્રોક્તિનો પ્રસગ ઉપસ્થિત થાય છે

૧૯-૨૫

संप्रत्ययचनीयो०— હજી હમણા જ કુશે જાહેર કર્યું કે પોતે આજે પૃથ્વી ઉપરથી ચક્રવર્તી રાજા એ શબ્દ કાઢી નાખશે અર્થાત્ પોતે રામને મારશે પણ પછી લવે મધગા મબધની વાત કહી ત્યારે કુશને થયુ કે હવે એ રાજા પ્રત્યે જરૂર વિનય બતાવવો પડશે એક ક્ષત્રિય આગળ માથું નમાવી વિનય દાખવવો એટલે એક ક્ષત્રિય માટે પોતાની હાર બરોબર છે. આમ છતાં એમને એક પિતા તરીકે માથુ નમાવવામાં હવે કુશને નાનમ નથી દેખાતું.

૧૯-૧૭

आकारानुभाव— आकार (આકૃતિ) अनुभाव (પ્રભાવ) गाम्भीर्य च तै (અને ગાભાર્યથી) संभाव्यमान विविधाना लोकोत्तराणा सुचरितानां अतिशयः यस्य—જેમનાં વિવિધ લોકોત્તર સુચરિતોની અતિશયતાનો ખ્યાલ કરી શકાય (સભાવ્યમાન) તેવા.

શ્લોક ૨૦ (અનુષ્ટુભ)

व्यचीवृतत्—वि+वृत् નું પ્રેરક અદ્યતન ભૂ કા (लुङ्) ત્રી પુ. એ. વ.

પાઠફેર—अवीवृधत्—(વધાર્યો) वृध् ઉપરથી પ્રેરક અદ્યતન ભૂ કા. अवीवृतत्—'અસ્તિત્વમાં આણ્યો' પાઠ પણ છે. પહેલો પાઠ રૂપથી સારો છે. કારણ કવિ રામાયણને શબ્દ બ્રહ્મનો જ વિવર્ત કહે છે व्यचीवृतत्—કાવ્ય રૂપે યોજી એ વો નાયક યોજીને વાલ્મીકિનો પ્રયાસ ખરેખર સાર્થક થયો છે એવો ભાવ છે.

શ્લો૦ ૨૧ (અનુષ્ટુભ)

**અમૃતાધ્માત૦**— अमृतेन (પાણી) आध्मातः (ભરેલા) जीमूतः (વાદળ) तद्वत् (જેવુ) स्निग्ध (સ્નિગ્ધ) संहननं यस्य (જેનું શરીર છે તેવો) गात्रं वपुः संहनन इत्यमर. સ્નિગ્ધ ને બદલે सिंह પાઠફેર છે—સિંહ જેવું શરીર.

આ શ્લોકનો પ્રથમાર્ધ મ. ચ. માં આવે છે.

શ્લોક ૨૨

**અન્વય** - यद् अङ्गादङ्गात् सृत. निजस्नेहजः देहसारः इव, एक. चेतनाधातु बहि. प्रादुर्भूय स्थित इव, सान्द्रानन्दक्षुभितहृदयप्रस्रवेन सृष्टः इव—ऽस्ये गात्रं अमृतरसस्रोतसा सिञ्चति इव । (મન્દાક્રાન્તા)

કુશને ભેટતાં રામને એવો ભાવ થાય છે કે એ એનો જ પુત્ર તો નહિ હોય ! એવું થવાનાં કારણ તે આ શ્લોકમાં ઉત્પ્રેક્ષા દ્વારા આપે છે.

બાળક એ માતાપિતાના અંગેઅંગનું શારીરિક, આત્માનું આનંદનું ભાવનું અને સ્નેહનું પ્રતીક મનાય છે. પોતાના બાળકને ભેટવાથી માતાપિતાને અત્યન્ત આનંદ થાય છે. જાણે અમૃત રસના પ્રવાહથી સિંચન ન થતું હોય (अमृतरसस्रोतसा) એવો એ સ્પર્શ શીતળ લાગે છે. કુશના સ્પર્શથી રામને લાગે છે કે જાણે એમના ઉપર અમૃત રસનું સીંચન થઈ રહ્યું છે. માતાપિતા અને બાળક વચ્ચે આમ આંતરિક અદષ્ટ સંબંધ હોય છે.

પરમ સ્નેહને લીધે જાણે કે માતા પિતાના પ્રત્યેક અંગમાંથી બહાર આવેલું ઉત્કૃષ્ટ તત્ત્વ જ બાળક છે એમ (स्नेहजः) મનાય છે. કુશને ભેટતાં રામને થાય છે કે જાણે પરમ સ્નેહને લીધે ઉદ્ભવેલું (स्नेहजः) પોતાના અને સીતાના જ દેહનું ઉત્કૃષ્ટ તત્ત્વ (देहसार) અંગે અંગમાંથી ઝરીને अङ्गादङ्गात् सृत इव) તો આ બાળક રૂપે નહિ ઊભું હોય !

બાળકને માતા અને પિતાના આત્માનું જ સ્વરૂપ કહ્યું છે. કુશને ભેટતાં રામને લાગે છે કે એ જાણે પોતાની જ ચૈતન્ય રૂપી એક ધાતુ (चेतना धातु) બહાર (बहिः) પ્રગટ થઈને (प्रादुर्भूय) ન ઊભી હોય ! (स्थित इव)

બાળક એ માતાપિતાના પરમ આનંદનું પ્રતીક મનાય છે. કુશને ભેટતાં રામને થાય છે કે એ પોતાના અને સીતાના ગાઢ (सान्द्रः) આનંદથી

(आनन्द, तेन) क्षुब्ध थयेલા (क्षुभित) હૃદયના (हृदयं, तस्य) રસથી (प्रसवेन) તો નિર્માયો નહિ હોય ! (सृष्ट इव)

આમ અહીં ચાર ચાર ઉત્પ્રેક્ષા દ્વારા રામ પોતાના કુશ તરફના એવા ભાવનું કારણ આપે છે.

પાઠફેર—निजो देहज स्नेहसार પાઠ બરાબર નથી કારણ ઋગ્વેદમા પણ બાળકને માતાપિતાના દેહનો અને આત્માનો સાર કહ્યુ છે વાચો નિરુક્તમા આપેલો ઋગ્વેદનો શ્લોક — अङ्गादङ्गात्सभवसि हृदयादधि जायसे। आत्मा वै पुत्रनामासि स जीव शरद शतम्' गात्र ' छेत्रे ' ने બદલે गाढाश्लेष પાઠફેર છે

२२-१

**ललाटतप** —ललाट तपतीति (ઉપપદ સમાસ)

શ્લોક ૨૩ (અનુષ્ટુભ)

प्रश्रय—વિનય साम्राज्य०—साम्राज्य शसन्ति सूचयन्ति इति—સામ્રાજ્યને સૂચવનારી ભાવા —ક્રિયાઓ

લવ અને કુશ પ્રત્યે અદષ્ટ લાગણીઓ અનુભવ્યા પછી હવે તેમને તેમની ચાલવાની (गति) ઊભા રહેવાની (स्थिति) અને બેસવાની (आसन) ક્રિયાઓમાં પણ રાજવી લક્ષણો જ દેખાય છે.

શ્લોક ૨૪

અન્વય—ते मनोज्ञाः रश्मय. अमलिन रत्न इव माकरन्दा बिन्दवः विकसित अरविन्द इव, वपु अवियुतसिद्धा लक्ष्मीविलासा एव प्रतिकलकम नीयां कान्ति उद्भेदयन्ति। (માલિની)

वपुरवि०—વપુષા (શરીરથી) अवियुताश्च (જુદા નહિ પડનારા) ते सिद्धाश्च (અને સહજ) प्रतिकल-कलायां कलायां इति प्रतिकल ક્ષણે ક્ષણે.

જેમ સુદર કિરણો ચોખ્ખા (अमलिन) રત્નને બતાવે, જેમ મધના (माकरन्दा) ટીપાં (बिन्दव) ખીલેલા (विकसित) કમળને બતાવે તેમ આ બાળકોને સહજ એવા લક્ષ્મીવિલાસો જ તેમની કમનીય કાંતિ ક્ષણે ક્ષણે બતાવે છે (उद्भेदयन्ति)

આમ અહીં ઉપમા છે.

શ્લોક-૨૫ (વંશસ્થ)

कठोरः (યુવાન) पारावतः तस्य (પારેવાના) कण्ठः तद्वत् (કંઠ જેવું) मेचक (શ્યામ)

वृषस्कन्ध०—वृषस्य (આખલાની) स्कन्ध. इव (કાંધ જેવા) सुबन्धुरौ अंसौ यस्य सः (સુગઠિત ખભાવાળા) લગભગ બધા 'મધ્યમપદલોપી' સમાસને છેડે વિકલ્પે લાગે છે.

प्रसन्न०—प्रसन्न. य. सिंह तद्वद् (પ્રસન્ન સિંહ જેવી) स्तिमितं (સ્થિર) मङ्गल्य०-मङ्गल्ये साधु मङ्गल्य, मङ्गल्य. य. मृदङ्गः तस्य इव (મંગળમય મૃદંગ જેવો) मांसल. (ગંભીર) ध्वनि. (અવાજ)

શરી ને યુવાન પારેવાના કંઠ જેવું શ્યામ કહ્યું છે. ખભાને આખલાની કાંધ જેવા સુગઠિત કહ્યા. દૃષ્ટિ પ્રસન્ન સિંહ જેવી સ્થિર કહી. અવાજને મંગળ મૃદંગના અવાજ જેવો ગંભીર કહ્યો. આમ અહીં ઉપમા છે.

શ્લોક-૨૬ (માલિની)

नैपुणोन्नेयम् —नैपुणेन उन्नेयम्-ધારીને જોતાં જણાય એવું. अभिनव०-अभिनव (નવા) शतपत्रं तद्वत् (કમળ જેવી) श्रीमत् (શોભાવાળું)

લવ-કુશને ધારી ધારીને જોતાં રામને લાગે છે કે આ બંને કુમારોમાં કેવળ પોતાનું જ સાદૃશ્ય છે એવું નથી. સીતાનું જ કમળ જેવું મુખડું જાણે ફરીથી આંખો સમક્ષ ન આવ્યું હોય તેવું રામને લાગે છે. આમ અહીં ઉત્પ્રેક્ષા છે.

શ્લોક-૨૭ (ઉપજાતિ)

मुक्ता०—मुक्ताः (મોતી) तद्वत् (જેવા) अच्छाः (ઉજળા) ये दन्ताः तेषां (દાંતના) छविः तया (પ્રકાશથી) सुंदरः (શોભતો). ओष्ठमुद्रः (હોઠનો ઘાટ).

कर्णाताः—સમાસને છેડે આવતો पाश શબ્દ સૌંદર્ય અથવા જથ્થો બતાવે છે. कर्णपाशाः, केशपाशः

પહેલી લીટીમાં ઉપમા છે

પિતાપુત્રના મેળાપ માટે ક્રમે ક્રમે કેવી ભૂમિકા રચાય છે તે નોંધપાત્ર છે અદૃષ્ટ લોહીનો સંબંધ રામને પ્રતીતિ કરાવે છે કે આ પોતાના પુત્રો હશે એમને ભેટવા રામનું મન તલસે છે એમના આલિંગનથી રામને જાણે અમૃતરસનું સાચન થતું હોય એમ લાગે છે આ આકર્ષણથી પ્રેરાઈને એ કુમારોને જરા ધારી ધારીને જુએ છે તો એમની ચાલ, ઊભા રહેવાની છટા અને બેસવાની રીત ઉપરથી એમને ખાતરી થાય છે કે નક્કી આ રાજવી વંશના જ છોકરાઓ હશે વધારે ધારીને જોતા રામને આ કુમારોના શરીર, દૃષ્ટિ અને અવાજમાં રઘુકુળની સ્પષ્ટ છાયા દેખાય છે એમની આકૃતિમાં રામને પોતાની જ આકૃતિ દેખાય છે એટલું જ નહિ છેક છેટેને એમને એ બાળકોમાં સીતાનું જ મુખકમળ દેખાય છે એ જ ચમકતા દાંત, એ જ હોઠનો વળાંક, એ જ સુંદર કાન અને એ જ લાલ કાળા નેત્ર !

એટલું જ નહિ પણ બીજા બાહ્ય પુરાવા પણ મળતા આવે છે સીતાને આ વનમાં જ ત્યજી હતી ઉંમર પણ એટલી જ છે અશ્વો પણ સ્વતઃસિદ્ધ છે વળી તે બંને જોડકા છે સીતાનો દ્વિધા ગર્ભિણીભાવ એમણે જાતે જોયો હતો આમ સઘળી વસ્તુ રામને પ્રતીતિ કરાવે છે કે આ એના જ બાળકો છે

શાકુન્તલમાં પણ પુનર્મિલનનો આવો જ પ્રસંગ છે પણ ત્યાં બાળકને એની માતાનું નામ ખબર હોવાથી દુષ્યન્તને તરત પ્રમાણ મળી રહે છે જ્યારે અહીં બાળકોને એમની માતાના નામની ખબર નથી એ તટસ્થ રીતે જ વાત કરે છે અથી રામને પણ વાત પડતી મૂકવી પડે છે આમ અહીં મેળાપ થતો નથી કેવળ એની ભૂમિકા જ રચાય છે

૨૭-૧

प्राचेतसा०—प्राचेतसेन अध्युषित-પ્રાચેતસ રહે છે તે

૨૭-૫

आत्मसंवाद —आत्मना संवाद

શ્લોક-૨૮ (શિખરિણી)

रह —એકાન્તમાં सहज० सहजा लज्जा, तया (સહજ લજ્જાથી)

